# श्रीशिवाजी छत्रपति

## सचित्र-विस्तृत जीवनचरित्र

શ્રીયુત કૃષ્ણાજી અર્જુન કેળુસ્કરના મરાઠી ગ્રંથ ઉપરથી

अनुवादकः डाह्याभाइ रामचंद्र महेता

અધિપતિ " ભારતજીવન " અમદાવાદ

પુષ્કળ સુધારાવધારાસાથે આવૃત્તિ બીજી, છપાવી પ્રસિદ્ધકર્તાઃ

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

ભિક્ષુ—અખંડાનંદ. સ્થળ. અમદાવાદ અને મુંબઇ

પૃષ્ઠસંખ્યા ૫૪૪—પ્રત ૩૩૦૦— સં ૦ ૧૯૮૧—કુલ પ્રત ૬૬૦૦

મૂલ્ય રૂા ૨ા, પો૦ જુદું. બહારગામવાળા ૦)॥ વધુ બેસે.

काशी हूं ते कळा गई मथूरां मसीद भई ।
शिवाजी न होतो तो सुन्नत होत सबकी ॥

અમદાવાદ—'સસ્તું સાહિત્ય મુદ્રણાલય'માં
ભિક્ષુ અખંડાનંદના પ્રબંધથી મુદ્રિત

# शिवाजी न होतो तौ सुन्नत होत सबकी

वारिधिके कुंभज घन बनके दावानल, तरुण तिमिर हूके किरण समाज हौ;
कंसके कन्हैया कामधेनूहूंके कंटकाल, कैटभके कालिका बिहंगमके बाज हौ।
भूखन भनत जगजालिम सचीपति, पन्नगके कुलके प्रबल पक्षिराज हौ;
रावणके राम सहस्रबाहुके परसराम, दिल्लीपति दिग्गजके सिंह सिवराज हो।
छूटत कमाननके तीर गोली बाननके, मुसकिल होत मुरचान हूकी ओटमे;
ताही समै सिवराज हुकुम कै हल्ला किन्हो, दावा बांध परहल्ला बीरभट जोटमे।
भूखन भनत तेरी हिम्मत कहाँलो गिनौं, किम्मत इहां लग है आके भट जोटमे;
ताव दै दै मूंछन कंगूरनमै पाव दै दै; घाव दै दै अरिमुख कूदे परैं कोटमे।
दाराकी न दौर यह रार नहीं खजुवेकी, बाधिबो नहीं है कैधों मीर सेहवालको,
मठ विश्वनाथ को न वास ग्राम गोकुलको, देवीको न देहरा न मंदिर गुपालको।
गाढ़े गढलीन्है अरु बैरी कतलान कीन्है, ठौर ठौर हांसिल उगाहत है सालको,
बूडतहै दिल्लीसो संभारे क्यौन दिल्लीपति धक्का आनि लाग्योसिवराजमहाकालको
मारकर बादशाही खाकसाही कीन्ही जिन, जेर किन्ही जोरसो लै हद सबमारेकी
खिसगई सेखी फिसगई सूरताई सब, हिसगई हिम्मत हजारों लोग प्यारे की।
बाजत दमामे लाखौं धौंसा आगे घुरजात, गरजत मेघ ज्यौं बरात चढे भारेकी;
दूल्हो शिवराज भयो दक्खनी दमाले वाले, दिल्ली दुलहिन भई शहर सितारे की

दक्षिण जीतलियो दल केवल, पश्चिम जीतके चामर चाख्यो।
रूप गुमान हर्यो गुजरातको सुरत को रस चूसके चाख्यो।
पंजनपेल मलेछ मले सब, भूखन बचो जो दीन व्है भाख्यो;
सो रंगहै सिवराजबली जिन, नौरंगमें रंग एक न राख्यो ॥

गरुडको दावा जैसे नागके समूह पर, दावा नागयूथपर सिंह सिरताजको।
दावा पुरहूतको पहारनके कूलपर, पक्षिनके गणपर दावा जैसे बाजको।
भूखन अखंड नवखंड मही मंडलमै, तमपर दावा रवि किरण समाजको,
पूरब पछांहदेस उत्तरते दखिनलौं, जहां बादसाही तहां दाव सिवराजको ॥
वेद राखे विदित पुरान राखे सारयुत, राम नाम राख्यो अति रसना सुघरमे,
हिंदुनकी चोटीरोटी राखिहै सिपाहिनकी कांधमे जनेऊराख्येमालाराखीगरमे
मिडराखे मुगल मरोड राखे बादशाह, बैरी पीसराखे बरदान राख्यो करमे;
राजनकी हद्द राखी तेग बल शिवराज, देव राखे देवल स्वधर्म राख्यो घरमे
देवल गिरावते फिरावते निसान आली, ऐसे डूबे राव राने सबी गए लबकी;
गौरा गनपति आप औरनको देत ताप, सब आपके मकान मार गए दबकी।
पीरा पैगंबरा दिगंबरा दिखाई देत, सिद्धकी सिधाई गई बहत पूर सबकी;
कासिहूंके कला गई मथुरां मसीद भई, शिवाजी न होतो तौ सुनत होत सबकी।
(कविराज भूखनकृत शिवाबावनीमेंसे)

# शिवाजी–मुक्तिना युगनो पिता

શિવાજી એ તો મહારાષ્ટ્રની અણમોલ દોલત છે મહારાષ્ટ્રજ નહિ પરંતુ આખા હિંદનો તે આત્મા છે હું ધારૂ છું કે એવો સમય આવી લાગ્યો છે કે જ્યારે દૂરદેશ પુરષોના ચુકાદાવડે મહારાજા શિવાજીને માનવસમાજના શૂરવીર પુરુષોને મોખરે મૂકવામા આવશે ટીકાકારો એનામા ખામીઓ શોધે છે અને એની લડાઇઓને ખામીતરીકે આગળ ધરે છે, પરંતુ આ લડાઇઓ પોતાની જાતિને સ્વતંત્ર કરવાની ભાવનાથી લડવામા આવી હતી એના વિગ્રહો લોકરક્ષણને કાજે હતા એ માટેજ એને ધર્મના રક્ષકતરીકે ઓળખવામા આવે છે તે વ્યાજબી છે હિંદુઓના એ નરવીરે ઇસ્લામ ઉપર આક્ષેપો કદિ કર્યાજ નથી એણે એક પણ. મસ્જીદ તોડી નથી એ ભણેલો ન હતો છતા એણે હિંદુધર્મના સાર્વજાનક સિદ્ધાતો પચાવ્યા હતા તે મોગલોની આપખુદ સત્તાનો વિરોધી હતો પણ મુસલમાનધર્મનો વિરોધી ન હતો કેટલાકો તેને કાયદાનો ઉચ્છેદક ગણે છે; પણ કર્મવીરો કાયદાના બણગા નથી ફુંકતા કર્મવીરો નવી સમાજરચના અને તેની સુધારણા માટે બનાવટી કાયદાઓનો ભંગ કરે છે કેટલાકો કહે છે કે શિવાજી બળવાખોર હતો, પણ ત્યારે તો જ્યોર્જ વોશિંગ્ટન પણ એવોજ હતો. આવા બળવાખોરો તો જગતના ઉદ્ધારકો હોય છે હું માનું છું કે શિવાજી જગતની મહાશક્તિનો અંશ હતો, તેનું હથીઆર હતો એણે ઇતિહાસને નવુ રૂપ આપ્યુ અને મુક્તિનો નવો યુગ આરંભ્યો હાલના યૂરોપમા નેપોલીઅન કરતા વધારે લશ્કરી ભેજાનો પુરુપ જન્મ્યો નથી યૂરોપ આ બળવાન વીરની ગર્જનાથી ધ્રૂજતુ હતુ, પણ તે હાર્યો, અને તેની હાર માટે તેનોજ દેશવાસી મારશલ ફોશ જણાવે છે કે તેનામા એક મોટી ખોડ હતી અને આ ખોડ તેનુ અહંપણ હતુ નેપોલીઅન મહાન હતો છતા તેનામા અહંભાવ રહી ગયો હતો એક જગ-વિખ્યાત વ્યક્તિ હોવા છતા તે સર્વ શક્તિમાન પ્રભુ આગળ પોતાની લઘિમા સમજી શક્યો નહિ અને તેની પાસેથી બળ અને શક્તિ માટે તેણે પ્રાર્થના કરી નહિ.

શિવાજી તો અધ્યાત્મવાદી હતો તેને દૈવી સ્વપ્નો આવતા હતા તે દુર્ગાનો ભક્ત હતો અને એજ ભક્તિના પ્રતાપે તે ગરીબો અને નિરાધારોની વહારે જતો તેનામા અક્ષરજ્ઞાન ન હતુ છતા ડહાપણ અગાધ હતુ શૂરવીરતા અને શક્તિની આ મૂર્તિમા નિર્બળો, બચ્ચાઓ, સ્ત્રીઓ અને નિરાધારોનુ રક્ષણ કરવાની અડગ ભાવના હતી એના નિખાલસ અને પ્રેમી હૃદયમા ભક્તિનો ઝરો વહેતો હતો એ મહાન રાજ્ય મેળવીને પોતાના ગુરુ રામદાસ પાસે ગયો અને તેને પોતાનુ રાજ્ય અર્પણ કર્યું શિવાજીને પોતાને માટે રાજ્યની જરૂર ન હતી. પોતાના ગુરુની સાથે લોકોની સેવામા પોતાનુ જીવન અર્પણ કરવાની તેણે કેટલીએવાર પોતાના ગુરુને ઇચ્છા દર્શાવી હતી જ્યારે લોકોએ તેને પોતાનો મહારાજા બનાવ્યો ત્યારે તે માનવા લાગ્યો કે તે મહાદેવીનો સેવક થયો હતો શિવાજીનું જીવન ઉચ્ચ આશયો માટે અર્પણ કરવામા આવ્યુ હતુ જે પુરુષો પોતાની શક્તિનો ઉપયોગ પ્રભુભક્તિમા કરશે તેઓનાજ હાથે હિંદનો ઉદ્ધાર થશે; કારણ કે સ્વાર્થમાટે કરેલો શ્રમ ઘસાઇ જાય છે અને નાશ પામે છે, પણ ઇશ્વરને માટે કરેલો શ્રમ અમર રહે છે (લેખક સાધુ વસવાણી–'હિંદુસ્થાન'તા ૨૧–૧૦-૨૪)

# आ आवृत्ति विषे प्रकाशकना बे बोल

આ ગ્રંથની પહેલી આવૃત્તિ સં. ૧૯૬૯ મા નીકળ્યા પછી આજે લગભગ બાર વર્ષે બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એ દરમિયાન મૂળ મરાઠી ગ્રંથની પણ બીજી આવૃત્તિ નીકળી ચૂકી છે ગ્રંથમાના વિષયો ઉપર વિશેષ પ્રકાશ આપનારી જે જે વિશ્વાસપાત્ર હકીકતો પાછળથી મળી આવેલી, તેનો સંશોધન તેમજ ટિપ્પણીઓરૂપે સમાવેશ કરી લઈને એ આવૃત્તિને તેના લેખક મહાશયે બને તેટલી ઉત્તમ બનાવવામા કસર રાખી નથી

અત્ર તરફની આ આવૃત્તિ પણ એ મરાઠી બીજી આવૃત્તિમાના સઘળા સંશોધન તેમજ ઉપયોગી ટિપ્પણીઓ ઉમેરાવી લઈનેજ છપાવવામા આવી છે એ કાર્યમા મુખ્ય પરિશ્રમ ભાઇ પૃથુલાલ હરિકૃષ્ણ શુક્લનો હોવા બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે

ઉપર મુજબના સુધારાવધારાને લીધે આ પુસ્તકનુ કદ તેમજ મૂલ્ય વધે નહિ, તેટલા સારૂ મૂળ ગ્રંથની બીજી આવૃત્તિનુ અનુકરણ કરીને આ (ગુજરાતી બીજી) આવૃત્તિ પણ સહજ નાના અક્ષરોમા છપાવી છે

આગલી આવૃત્તિમા આર્ટપેપર ઉપર છાપેલું એકજ ચિત્ર હતુ, તેને બદલે આ આવૃત્તિમા જૂદા જૂદા પ્રસંગના ૧૦ ચિત્રો અપાયલા જણાશે એમાના ઘણાખરા ચિત્રોના બ્લૉક લક્ષ્મીઆર્ટ વર્કસના વ્યવસ્થાપકે વાપરવા આપ્યા તે બદલ તેમના કૃતજ્ઞ છીએ

છેલ્લા ત્રણ વર્ષ દરમિયાન આ સંસ્થા તરફથી નીકળેલા ઘણાખરા પુસ્તકોની પેઠે આ પુસ્તક પણ સ્વદેશી કાગળોપરજ છપાયુ છે ઉપરાન્ત આ પુસ્તકના તો પૂઠા પણ સ્વદેશી ખાદીવડેજ બંધાવ્યા છે દેશના દુઃખદારિદ્રયના ઉપાય તરીકે મહાત્માજી તરફથી ખાદીના ઉપયોગની ભલામણમા જે રહસ્ય અને ઉપકારકતા રહેલી છે, તેનો વિચાર કરીને આશા છે કે ગુજરાતી વાચકવર્ગ આવી બાબતોમા પણ બરબાદીમા બૂડાવનારા વિદેશી ભપકાનો મોહ ત્યજી દેશે અને સ્વદેશી ખાદીની સાદી છતા મજબૂત બનાવટોમાજ અનાદિ પ્રભુની પ્રસાદી પોતાની આબાદી અને સાચુ સૌન્દર્ય જોવા માડશે

આ પુસ્તકની છેવટે આપેલા અનેક વાચવા યોગ્ય પરિશિષ્ટો તરફ તેમજ આપેલા શુદ્ધિપત્ર મુજબ સુધારીનેજ વાચવા તરફ વાચક બંધુઓનુ લક્ષ ખેંચી

ॐ तत्सत्

ફાલ્ગુનપૂર્ણિમા—સં० ૧૯૮૧ ભિક્ષુ:—અખંડાનંદ

# આ આવૃત્તિના મૂલ્યની ગણના

ડિમાઇ ૮ પેજી દરેક ફરમા દીઠ (પ્રત ૩૦૦૦ તથા ભેટ, બિગાડ, ફંડ ઇ. બાબતની વધારાની પ્રત ૩૦૦ બદલ) કાગળના રૂ ૧૯।, કંપોઝ, છપાઇ તથા વળાઇ મળીને રૂ ૨૦), સુધારો વધારો, પ્રૂફ તથા છપાઇ જતાં સુધીની તમામ વ્યવસ્થા મળીને રૂ. ૫), કુલ રૂ ૪૪। તેને ફરમા ૬૮ ની સાથે ગુણતાં રૂ ૩૦૦૯) થયા એમા પાકાં પૂઠા, ૧૦ ત્રો, તથા સામાન્ય પેકિંગ વગેરેના દર પ્રતે ૦।≈ પ્રમાણે રૂ. ૧૪૪૩।।। ઉમેરાતાં કુલ રૂ ૪૪૫૨।। થયા.

આ પુસ્તકનું મૂલ્ય રૂ ૨। રખાયુ છે, તેમાંથી ચાલુ ધોરણુ મુજબ પુસ્તક વેચાઇ રહેતાં સુધીના તમામ ખર્ચ (પગાર, ભાડાં, કમિશન, વીમો, જાહેરાત વગેરે) બદલ રૂપીએ છ આના બાદ જતાં જે રકમ રહે, તેને પ્રત ૩૦૦ સાથે ગુણવાથી ઉપલી રકમ કરતા કેટલોક ઓછો આંકડો આવશે તત્કાળમાં લેનાર માટે ખર્ચનુ પ્રમાણુ ઓછુ ગણીને ૧૯૮૧ ના વૈશાખ સુધી રૂ। ૦। ઓછો લેવાશે

ગિરધરકૃત રામાયણુનુ કદ આ પુસ્તકથી દોઢુ હોવા છતા મૂલ્ય આ પુસ્તકના જેટલુજ છે, તેનાં કારણુ આ છે (૧) આ ગ્રથમા ચિત્રોની સખ્યા વધારે છે. (૨) આ ગ્રથ તેના કરતા નાના અક્ષરમા છપાયલો છે. (૩) તે ગ્રથ સત્વર ખપી જવાના સભવને લીધે તેનાપર ખર્ચનુ પ્રમાણુ ઓછુ ગણાયલુ છે.

# આ આવૃત્તિનું શુદ્ધિપત્ર

ખાસ સુધારી લેવા યોગ્ય અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૮ | સસો દિયા | સિસોદિયા |
| ૧૦ | ૯ | પ્રમથીજ | પ્રથમથીજ |
| ૧૦ | ૨૮ | જાધવારાવ | જાધવરાવ |
| ૧૫ | ૨૮ | નિજામશાહહી | નિજામશાહી |
| ૨૮ | ૩૧ | ઓફિરારે | ઓફિસરે |
| ૨૯ | ૧૫ | સોપ્યુહતુ | સોપ્યુ હતુ |
| ૩૩ | ૨૧ | રાયારાયલ | રાયારાયલ[1] |
| ૪૩ | ૯ | વસ્ત્રોમા | વસ્ત્રોના |
| ૫૫ | ૨ | નાાસી | નાસી |
| ૫૮ | ૨૫ | માનતા ન | ન માનતા |
| ૬૨ | ૨૭ | કરાવ | કરવા |
| ૭૯ | ૧૨ | સર્વાં | સર્વે |
| ૮૮ | ૨૦ | વધુને[૪] | વધુને[૩] |
| ૯૮ | ૨૭ | મુરદબક્ષ | મુરાદબક્ષ |
| ૯૯ | ટિપ્પણી પૃષ્ઠ ૧૦૦ ની નીચે જોઇએ | | |
| ૧૧૪ | ૨૮ | આવાથી | આવવાથી |

| | | | |
|---|---|---|---|
| ૧૩૩ | ૩૪ | બાઇલ | માઇલ |
| ૧૩૪ | ૯ | અઝુલખાન | અફઝુલખાન |
| ૧૩૭ | ૩૬ | ભુકી | હુકી |
| ૧૪૩ | ૯ | આસાવધ | અસાવધ |
| ૧૪૩ | ૩૩ | રાનાડે | રાનડે |
| ૧૫૯ | ૪ | પોતાન | પોતાના |
| ૧૫૯ | ૨૨ | સ્વપ્નની | એ સ્વપ્નની |
| ૧૬૦ | ૧૫ | તલવારે | તલવારો |
| ૧૯૬ | ૪ | આપવમા | આપવામા |
| ૨૩૩ | ૨૫ | યોગ્યો | યોગ્ય |
| ૨૫૨ | ૧૩ | પણ હતો | હતો |
| ૨૭૮ | ૩ | ઓએ | એઓએ |
| ૩૪૭ | ૩૬ | સદ્રાસ | મદ્રાસ |
| ૩૮૪ | ૩૪ | જરમાર્ગે | જળમાર્ગે |

**છાપવામાં રસ્વદીર્ઘ ઈ ઉ, રેફ, માત્રા વગેરે ભાગી જવાથી ઉપજેલી અશુદ્ધિઓ**

| | | | |
|---|---|---|---|
| ૩ | ૯ | હમીરાસહ | હમીરાસહ |
| ૧૧ | ૧૨ | વિનત | વિનતિ |
| ૨૩ | ૨૪ | શત્ર | શત્રુ |
| ૩૨ | ૧૫ | રાજકાય | રાજકાર્ય |
| ૩૪ | ૧૯ | મહારાષ્ટ | મહારાષ્ટ્ર |
| ૮૪ | ૨૯ | કાયભારી | કાર્યભારી |
| ૧૦૩ | ૧૧ | આર ગાબાદ | ઔર ગાબાદ |
| ૧૦૪ | ૧૭ | આર ગઝેબે | ઔર ગઝેબે |
| ૧૦૪ | ૨૭ | આર ગઝેબને | ઔર ગઝેબને |
| ૧૧૪ | ૩ | સન્ય | સૈન્ય |
| ૧૨૧ | ૧૫ | સન્યથી | સૈન્યથી |
| ૧૨૩ | ૧૮ | સન્ય | સૈન્ય |
| ૧૨૮ | ૩૨ | કાધ | ક્રાધ |
| ૧૩૦ | ૨૬ | તયાર | તૈયાર |
| ૧૪૦ | ૩૫ | સન્યે | સૈન્યે |
| ૧૪૧ | ૨ | શત્રઓ | શત્રુઓ |
| ૧૪૧ | ૨૬ | સન્ય | સૈન્ય |
| ૧૫૩ | ૨૪ | સન્યને | સૈન્યને |
| ૧૫૮ | ૧૯ | કર્યું | કર્યું |
| ૧૬૨ | ૧૩ | પયત | પર્યત |
| ૧૭૪ | ૨૧ | આર ગાબાદ | ઔર ગાબાદ |

| | | | |
|---|---|---|---|
| ૧૭૪ | ૩૧ | સન્યની | સૈન્યની |
| ૧૮૩ | ૧૧ | ધૈય | ધૈર્ય |
| ૧૮૩ | ૧૫ | સનિકો | સૈનિકો |
| ૧૮૫ | ૧ | લંટ | લૂંટ |
| ૧૮૯ | ૧ | લ ટ | લૂટ |
| ૧૯૦ | ૨૭ | સાનકો | સૈનિકો |
| ૧૯૧ | ૪ | તયાર | તૈયાર |
| ૧૯૫ | ૬ | શાર્ય | શૌર્ય |
| ૨૦૧ | ૨૧ | સનિકોએ | સૈનિકોએ |
| ૨૦૧ | ૨૯ | શાર્ય | શૌર્ય |
| ૨૧૬ | ૧૬ | મનુષ્યા | મનુષ્યો |
| ૨૩૧ | ૨૨ | પૂણુ | પૂર્ણ |
| ૨૩૩ | ૨૫ | આર ગાબાદ | ઔર ગાબાદ |
| ૨૫૧ | ૩૬ | ઔર ગઝેબે | ઔર ગઝેબે |
| ૨૬૩ | ૨૩ | આર ગઝેબે | ઔર ગઝેબે |
| ૨૬૮ | ૨૧ | વજાપુર | વિજાપુર |
| ૨૬૯ | ૩૧ | નિકળેલે | નિકળેલો |
| ૨૭૦ | ૨ | વુ | કેવુ |
| ૨૭૬ | ૧૦ | ધુત | ધૂર્ત |
| ૨૮૩ | ૧૭ | ઉભો | ઉભા |
| ૨૮૬ | ૨૬ | સાથી | સૌથી |
| ૩૦૬ | ૨૭ | સનિકો | સૈનિકો |
| ૩૧૯ | ૨૦ | સાર્વભામ | સાર્વભૌમ |
| ૩૨૬ | ૩૪ | સન્યે | સૈન્યે |
| ૩૪૯ | ૬ | કલ્લાની | કિલ્લાની |
| ૩૬૩ | ૨૮ | આર ગાબાદમા | ઔર ગાબાદમા |
| ૩૬૪ | ૨૫ | મલો | હુમલો |
| ૩૭૩ | ૧૮ | કાયે | કાર્યો |
| ૩૯૩ | ૨૯ | અહિક | ઐહિક |
| ૩૯૪ | ૨૮ | શ્રે | શ્રેય |

# पहेली आवृत्तिना निवेदननो सारांश

મહાન જનોના ચરિત્રોની ઉપકારકતાવિષે હવે લબાણથી લખવુ પડે તેમ નથી. એવા ચરિત્રોમા તેના અભ્યાસીઓને મહત્તાપ્રત્યે આકર્ષવાની રહેલી સ્વાભાવિકતાને લીધે દરેક દેશમા તેની આવશ્યકતા સમજવામા આવે છે, અને ઉત્તમ વિદ્વાનો તેવા ચરિત્રો પૂરા પાડવાના કાર્યને પોતાના એક મુખ્ય કર્તવ્યતરીકે સમજે છે

હરકોઇ રાજ્ય તરફથી પ્રજાનુ હિત થવાને બદલે અન્યાય, પક્ષપાત કે અત્યાચાર વધી જતા વિશ્વના અબાધ્ય નિયમાનુસાર તેના નિવારણ માટે અસાધારણ કળા-કૌશલ્ય અને સામર્થ્યસપન્ન વ્યક્તિઓ યોગ્ય સમયે ઉદ્ભવવાનીજ

મહારાજ શિવાજી એક એવીજ અસામાન્ય વ્યક્તિ હતા સામર્થ્ય, ન્યાય અને સમભાવનાના સ્તભોપર અકબર જેવા મહાન શહેનશાહે સ્થાપેલા મોગલ સામ્રાજ્યના પાયાને અધિક સ્થિરતા અર્પવાને બદલે અન્યાય, અત્યાચાર, ધર્માધતા ઇ૦ અવગુણોરૂપી સડાથી તેને નિર્બળ કરનારા એજ વશના અન્ય શહેનશાહોના ત્રાસથી પ્રજાને મુક્ત કરવી, એ મહારાજનો મહાન ઉદ્દેશ હતો એ ઉદ્દેશ તેમણે કેવા અસાધારણ સામર્થ્ય અને કળાકૌશલ્યથી કેટલે અશે પાર પાડ્યો, એ કાર્યમા તેમને કયા કયા સયોગો, સાધનો અને વ્યક્તિઓ કેવી કેવી રીતે સહાયભૂત થયા; કયી કયી પ્રતિકૂળતાઓ એ કાર્યમા તેમને નડી અને તેને તેમણે કેવી રીતે દૂર કરી, એ આ ચરિત્રમા વિસ્તારથી આલેખાયલુ જણાશે

મરાઠી ભાષામા આ પુસ્તકની અગાઉ શિવાજીમહારાજનુ પ્રસિદ્ધ થયેલુ સ-ક્ષિપ્ત ચરિત્ર એવા એક મહાન રાજકર્તા માટે પૂરતી હકીકતવાળુ ન હોવાથી મુબઇનિવાસી પ્રખ્યાત મહારાષ્ટ્રીય લેખક શ્રીયુત કૃષ્ણરાવ અર્જુન કેળુસ્કર કે જેઓ "જગદ્વૃત્ત" નામક સુપ્રસિદ્ધ મરાઠી સાપ્તાહિક વર્તમાનપત્રના એડીટર તથા ત્યાની વિલ્સન સ્કુલના શિક્ષક છે, તેમણે આ ચરિત્ર લખવાનુ કાર્ય ઉપાડી લીધુ અને જૂદા જૂદા ગ્રથો ઇ૦ નો અતિ શ્રમપૂર્વક ઉપયોગ કરીને આ વિસ્તૃત ચરિત્રગ્રથ મરાઠીમા તૈયાર કર્યો, જે ઇ૦ સ૦ ૧૯૦૭મા 'મરાઠા પ્રોવીડન્ટ ફડ' ના ચાલકે પ્રસિદ્ધ કર્યો હતો

મુબઇ સરકારના કેળવણી ખાતાએ એ પુસ્તક સ્કુલલાયબ્રેરી ખાતે મજુર કરવા ઉપરાત કોલ્હાપુર અને વડોદરા રાજ્ય તરફથી તેમજ દક્ષિણ પ્રાઇઝ કમિટિ તરફથી પણ એ ઉપકારક ગ્રથ રચવા બદલ શ્રીયુત કેળુસ્કરને સારી જેવી બક્ષિસો તેમજ ઇનામ મળ્યા હતા

આવા ઉપયોગી વિસ્તૃત ચરિત્રનો લાભ ગુર્જર વાચકવર્ગને મળે એવા હેતુથી તેનો ગુર્જરાનુવાદ કરાવી પ્રસિદ્ધ કરવાની સમતિ માગતા શ્રીયુત કેળુસ્કરે આનદ અને પૂર્ણ નિષ્કામતાપૂર્વક તે આપી છે, જે બદલ વાચકવર્ગ તેમજ આ સસ્થા તરફથી તેમનો હૃદયપૂર્વક આભાર માનવામા આવે છે

આ ગ્રંથનો ગુર્જરાનુવાદ કરવાનુ કાર્ય "ભારત જીવન" નામક લોકપ્રિય

માસિકપત્રના ઉત્સાહી અધિપતિ શ્રીયુત ડાહ્યાભાઇ રામચદ્ર મહેતાએ સ્વીકારતા તે તેમને સોપવામા આવ્યુ હતુ સસ્તાપણાના હેતુને લીધે અને યોગ્ય સાધનોના અભાવે આ ખાતું માત્ર સ્વલ્પજ પુરસ્કાર આપી શકતુ હોવાથી, પરોપકારવૃત્તિ કે એવા કોઇ ખાસ કારણ સિવાય આવા કાર્ય રૂડે પ્રકારે થઇ શકતા નથી રા રા ડાહ્યાભાઇએ આ કાર્ય એજ ભાવથી અને બનતા શ્રમ તથા ઉત્સાહપૂર્વક કરી આપ્યુ છે જે બદલ તેમને પણ વાચકવર્ગ તેમજ આ સસ્થા તરફથી અમારો પ્રેમપૂર્વક ધન્યવાદ છે

વાચકવર્ગ આ ચરિત્રમાથી અનેકવિધ સદ્ગુણોનો બોધ મેળવી શકશે આ ગ્રથમાના છેલ્લા પ્રકરણમા એ વિષય મૂળ લેખકે વિસ્તારથી લખેલો જણાશે તેમની પ્રસ્તાવના પણ ગુર્જર વાચકો માટે ઉપયોગી જાણી તેનો અનુવાદ આ સાથે આપવામા આવ્યો છે

શિવાજી મહારાજનુ એક જીવનચરિત્ર ગુજરાતી ભાષામા ઇ० સ० ૧૮૯૮-૯૯ ના શુમારમા બહાર પડેલુ હતુ, પરતુ તેમા પ્રસ્તુત ગ્રથના જેટલી ઐતિહાસિક સત્યતા જણાતી નથી આ પુસ્તકમા વિશેષતા એ છે કે શિવાજીમહારાજસંબધી દેશી અને પરદેશી લેખકોના જે જે લેખોનો પ્રત્યુત્તર આપવાની જરૂર જણાઇ તેના સ્પષ્ટ પ્રત્યુત્તર આપી વાચકવર્ગને વાસ્તવિક સત્યનુ ભાન થાય તેવો યત્ન એમા કરેલો છે

આ ચરિત્રમા સ્થળે સ્થળે યવન શબ્દ પ્રત્યે દ્વેષદૃષ્ટિ જણાશે, પરતુ તે ઉપરથી તે દ્વેષ વર્તમાન સમયની મોગલ યા મુસલમાન કે કોઇપણ પરજાતિના સમૂહપ્રત્યે હિદુઓએ હવે સમજવાનો નથી આગલા સમયના હિદુઓ પણ તે તે સમગ્ર જાતિપ્રત્યે દ્વેષ રાખતા એમ સમજવાનુ નથી જે રાજ્યકર્તા યા બીજુ કોઇ વિદેશી, વિજાતીય કે વિધર્મી હોય તેટલા માટેજ તે દ્વેષપાત્ર ગણાય અને માત્ર સ્વદેશી, સ્વધર્મી કે સ્વજાતીય હોય તેટલા માટેજ તે પ્રેમપાત્ર ગણાય, એ વાર્તા બુદ્ધિમાનો સ્વીકારે તેમજ નથી પ્રેમ કે દ્વેષનું ખરેખરૂ પાત્ર તો માત્ર સારાપણુ અને નરસાપણુ-એટલે કે સદ્ગુણ અને દુર્ગુણજ છે જે જે વ્યક્તિઓમા જેનું મુખ્યત્વ હોય તે ઉપરથીજ તેઓ અને તેમને અનુસરનારાઓ દ્વેષ કે પ્રેમના પાત્ર થઈ પડે છે મહાન અકબર વિદેશી, વિજાતીય અને વિધર્મી શહેનશાહ છતા પણ તેના સમભાવ, ન્યાય ઇ० સદ્ગુણોને લીધે હિંદી રાજાપ્રજા તેની સાથે હળીમળીને રહ્યા હતા અને અનેક મુલકોની આબાદી, રક્ષા તથા વ્યવસ્થાનો મહાન કાર્યભાર પણ તેમણેજ ઉપાડી લીધો હતો

એજ ધોરણ પ્રમાણે પાછલા મોગલ બાદશાહોની ધર્માંધતા, જજીઆવેરો, પક્ષપાત, ઇ० અનિષ્ટ ગુણોને લીધે તે સમયની પ્રજામા અને શિવાજીમહારાજ જેવા મહાપરાક્રમી નરવીરના હૃદયમા તેવા રાજ્યકર્તાઓપર અને તેના અનુયાયી અમલદારો તથા સૈનિકોરૂપ આખી વિદેશીય જાતિપર સખ્ત અભાવ ઉપજે અને તેથી તે સમયે તેમજ પાછળથી તેમને માટે બોલવામા કે લખવામા યવન શબ્દ સાથે કનિષ્ઠ વિશેષણો યોજાય એ પણ અસ્વાભાવિક નથી.

આ વિષે આટલા ઉલ્લેખનુ તાત્પર્ય એજ છે કે, આ પુસ્તકમા સ્થળે સ્થળે યવનજાતિ કે રાજ્યપ્રત્યે દ્વેષસૂચક જે કાઇ શબ્દો કે વચનો હોય તે, તે સમય અને તે સયોગોને માટેજ હોવાથી, વર્તમાન સમયના ભિન્ન સયોગોમા હવે તેવી દ્વેષમય લાગણીઓ હિદુ, મુસલમાન, મોગલ, ખ્રિસ્તી કે કોઇપણ જાતિઓએ એકબીજાપ્રત્યે રાખવાની નથી, પરતુ જાતિ, દેશ કે ધર્મની જૂદાઇઓને ગૌણ ગણીને તથા સ્વધર્મની વિશાળ વ્યાખ્યા સમજી, તેવા સ્વધર્મને અનુસરતા રહી કેટલાક અયોગ્ય અને વધારા પડતા પેટાભેદોને દૂર કરવાના છે, તથા એકબીજાને એક ભૂમના અને એક પ્રભુના બાળકો સમજી આતરિક ઐક્યની કલ્યાણદાયક વૃદ્ધિ કરવાની છે મનુષ્યશરીરના સ્થૂળ આકારોની વિવિધતા જેટલીજ અનેક કોટી મનુષ્યોના ધાર્મિક અને સામાજિક આચારવિચારોની વિવિધતા તો સદૈવ અનિવાર્યજ રહેશે, અને તેજ પ્રમાણે વિશેષાશે આચારવિચારોમા જૂદા પડતા વર્ગોની સ્વાભાવિક ભિન્નતા પણ રહેશેજ છતા ઇશ્વરી સામ્રાજ્યનો મહાન પ્રદેશ વિવેકી, બુદ્ધિમાન અને સારદર્શી સહનશીલ વ્યકિતઓ અને વર્ગોને એકબીજાના માર્ગની આડે આવવુ પડે, કે અથડાવુ પડે તેવો સકુચિત નથી. ઉલટુ એકબીજાપ્રત્યે સહાયક બની શકાય એવીજ પ્રભુની યોજના છે

સર્વ પ્રજાઓ, વર્ગો અને પેટાવર્ગોમા આવી સદ્ભાવના અને સદ્વર્તન પ્રવર્તવાની ભાવનાપૂર્વક ॐ तत्सत्

સવત્ ૧૯૬૯–ચૈત્રી પૂર્ણિમા<br>ઇ૦ સ૦ ૧૯૧૩ એપ્રીલ } ભિક્ષુ–અખંડાનંદ

---

# पहेली आवृत्ति विषे अभिप्रायो

---

**વડોદરા વર્તમાન** ( તા ૧૮–૮–૨૩ ) × × × કેટલાકોનું માનવુ એવુ છે કે શિવાજી ભટકતો લૂટારો હતો, પરતુ તેવાઓના મનમા ભરાયલુ ભૂત કહાડવા અને શ્રી શિવાજી મહારાજ ભટકતો લૂટારો નહિ પણ નાશ થતા હિદુધર્મને ટકાવી રાખનાર એક મહાન નૃપતિ હતો, એમ આ પુસ્તક ઉપરથી સાબિત થાય છે. × × એકદરે આખુ પુસ્તક મનન કરવા જેવુ હોઇ × × જેટલું વખાણીએ તેટલું ઓછુ છે * * *

**વિવેચક** ( માર્ચ, ૧૯૧૪ ) * * પુસ્તકનુ ગુજરાતી ભાષાતર કરાવી ગુજરાતી પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે, આવા પ્રસિદ્ધ હિદુધર્મરક્ષક અને સ્વદેશાભિમાની વીર પુરુષનુ જીવનચરિત્ર વાચવાથી ઘણુ ઘણું જાણવા જેવુ મળી આવે છે આ પુસ્તક હાથમા લીધા પછી પૂરૂ કર્યા સિવાય મૂકવુ ગમે એમ નથી એના દરેક પાને રસ ઉત્પન્ન કરે એવી ઉત્તમરીતે લખાયલુ

છે * * ગુજરાતી ભાષા જાણનાર દરેક વ્યક્તિને અમે આ પુસ્તક વાચવાની આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ *

**બ્રહ્મભટ્ટ** ( અકટોબર ૧૯૧૪ ) * ઉક્ત ગ્રંથ પ્રસિદ્ધ કરી ગુજરાતી સાહિત્યમા એક ઉત્તમ પુસ્તકનો ઉમેરો કર્યો છે. * * * * પુસ્તકની લીટીએ લીટી વાચનારને બળ-ઉત્સાહ ને આનંદ બક્ષે છે વાચવુ શરૂ કર્યા પછી તે અધુરૂ છોડવુ ગમતુજ નથી અમો અમારા વાચક બંધુઓને ઉક્ત પુસ્તક ખરીદવા ભલામણ કરીએ છીએ

**ઇન્ડિયન લૉયલીસ્ટ** (તા ૭-૧-૧૫) * * * ગુજરાતીમા શિવાજીને લગતો એક ઉપન્યાસ બહાર પડી ગયો છે, પરંતુ જેમા તેમના સર્વ ચરિત્રનો સમાવેશ થયો હોય એવા એક ખાસ ગ્રંથની અનિવાર્ય આવશ્યકતા હતી, જે 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયે' આ ગ્રંથ પ્રકટ કરીને પૂર્ણ કરી છે . આવા વીર પુરુષનુ જીવનચરિત્ર વાચનારના હૃદયમા દિવ્ય ભાવનારૂપી જળનુ સિંચન કરે છે * એક દરે આખુ ચરિત્ર વાચતા આપણા હૃદયમા વીરશ્રી ચમકતી હોય તેમ લાગે છે. મરાઠીમાથી ગુજરાતીમા અનુવાદ પણ સંભાળપૂર્વક થયેલો જણાય છે અને ક્લિષ્ટતા ન રહેતા ભાષા સરળ થયેલી હોવાથી સર્વને તે વાચવામા રસ ઉપજે એમ છે, તેથી અમે અમારા દરેક વાચકોને આ ગ્રંથ એકવાર વાચવાની ખાસ ભલામણ કરીએ છીએ *

**પ્રાતઃકાળ** ( માગશર ૧૯૭૧) આ પુસ્તક જોતા, તેના મૂલ્યપ્રતિ દૃષ્ટિ કરતા કોઇ પણ મનુષ્યને સંતોષ થયા વિના રહે તેમ નથીજ * . . નિઃશંક આ પુસ્તક પ્રજાસમુખ ધરીને આ કાર્યાલયે પોતાના કર્તવ્યને ઉત્તમ પ્રકારે કર્યુ છે * શ્રી શિવાજી મહારાજના સંબંધમા જાણવા યોગ્ય ખરી હકીકત તેના ઉપરથી જાણી શકાય છે, અને આજ સુધીમા પ્રસિદ્ધ થયેલા શિવાજીમહારાજના ચરિત્રોમા આજ ચરિત્ર સર્વોત્કૃષ્ટ છે ભાષા પણ સરળ અને રસવાળી છે દરેક મનુષ્યે આ પુસ્તક વાચવા યોગ્ય અમને લાગે છે, અને આટલુ અલ્પ મૂલ્ય ખરચી વાચી શકે તેવા દરેક મનુષ્યને તેનો લાભ લેવા અમારી સૂચના છે

**ઉનેવાળ અભ્યુદય** (શ્રાવણ-૧૯૭૧ )
આ પુસ્તક પ્રત્યેક હિંદુએ વાચી જવાની જરૂર છે, કારણ કે પરમાત્માની કૃપાએ હિંદુઓને મુસલમાનધર્મથી બચાવવા આ નરવીરનો અવતાર હતો એ ન હોત તો આપણા સનાતન ધર્મનુ શુ થયુ હોત, તે હાલ કહી શકાય તેમ નથી ખાસ કરી ભોળા ગુજરાતીઓને આવા વાચનની જરૂર છે

# मूळ लेखकनी प्रस्तावनानो सारांश

## પહેલી આવૃત્તિવિષે

મરાઠા-પ્રોવિડન્ટ ફંડના ઉત્પાદક કૈ રા રા ગોવિંદરાવ કૃષ્ણરાવ હળવી-ના મનમા **શિવાજીમહારાજનું** જીવનચરિત્ર લખવાની પ્રથમ કલ્પના ઉત્પન્ન થઇ હતી, પરતુ અલ્પ વયમાજ તેઓ પચત્વ પામ્યાથી તેમનો સકલ્પ અસિદ્ધ રહ્યો ત્યાર પછી એ ફડના ચાલકોએ પ્રસ્તુત લેખકને તે કાર્ય સોપ્યુ, પરતુ મહારાષ્ટ્રીય એક બે વિદ્વાન ગૃહસ્થો **શિવાજીમહારાજનું** જીવનચરિત્ર લખતા હોવાની ખબર મળ્યાથી અને કેસરી પત્રકાર પાસે **શિવાજીમહારાજના** સ્મારકનિમિત્ત ઇ૦ સ૦ ૧૮૯૫ થી એકઠા થવા લાગેલા હજારો રૂપીઆ પૈકી થોડી રકમનો વિનિયોગ મહારાજનુ એકાદ જીવનચરિત્ર લખાવી છપાવવામા થઇ, સર્વ લોકોને ખ્રિસ્તીધર્મના પુસ્તકોની પેઠે તે તદ્દન અલ્પ કિમતમા વેચાતું મળવાનો યોગ પ્રાપ્ત થશે; એવુ જણાયાથી લેખકે એ કામ હાથમા લીધુ નહોતુ પરતુ ૭ સાત વર્ષ થવા છતા ઉક્ત વિદ્વાનો તરફથી મહારાજનુ એક પણ ચરિત્ર પ્રકટ થયુ નહિ અને કેસરીકાર પાસે એકત્ર થએલી રકમ અનામત પડી રહી. એ જોઈ પોતાની શક્તિ પ્રમાણે સાપ્રત પ્રાપ્ત થતી અનુકૂળ માહિતીનો આધાર લઇ લેખકને **શિવરાયનુ** જીવનચરિત્ર લખવાની અને પોતાના પરમપ્રિય મિત્રનો સદ્દુદ્દેશ સિદ્ધ કરવાની ઇચ્છા થવાથી તેણે તે ઉદ્યોગ કર્યો છે આજ મહારાષ્ટ્રીય પ્રજા સમક્ષ તેનુ ફળ સાદર કરવા સમર્થ થવાયુ છે તેથી લેખકને આનદ થાય છે ભિન્ન રુચિના વાચકોને ક્વચિત્ એ ફળ નાનુ કિવા અપક્વ દેખાઇ તેમા જોઇએ તેવો મિષ્ટરસ નહિ જણાય, કિવા તદ્દન નિસ્વાદ જણાશે, પરતુ એક કુશળ માળી અદ્યાપિપર્યત માત્ર બીજ અને ખાતર એકત્ર કરવામા ગુથાયો છે અને બીજો દેશાતરમાથી વૃક્ષની કલમો લાવવાના ઉદ્યોગમા નિમગ્ન થયો છે, ત્યાસુધી જેઓ વિશેષ સ્વાદ (સાર) ચાહી નથી એવા સરળ જનોની ક્ષુધાતૃપ્તિ માટે અન્ય રસભરિત ફળની ગેરહાજરીમા એ ફળ થોડુ ઘણુ પણ ઉપયોગી થઇ પડશે એવી આશા છે

જગતના ઇતિહાસમા મરાઠાઓનુ નામ અજરામર રાખનાર એ મહા પ્રતાપશાળી રાષ્ટ્રીય વીરના અતુલ પરાક્રમનુ વિસ્તૃત વર્ણન સ્વતત્ર ચરિત્રગ્રથના રૂપમા કરવાના કાર્યમા મહારાષ્ટ્રના મોટા મોટા વિદ્વાન ગ્રથકારોએ આજપર્યત આળસ કિવા અનાસ્થા શામાટે દર્શાવ્યા તે જાણી શકાતું નથી પૂર્વકાળના બખરકારોએ અને કવિઓએ પોતાની શક્તિ અને માહિતી પ્રમાણે શિવાજીમહારાજનો ચરિત્રમહિમા આટલો બધો વર્ણવ્યો છે, છતા આધુનિક વિદ્યાચારસંપન્નતાના સમયમા સ્વદેશ, સ્વરાજ્ય અને સ્વાતત્ર્ય ઇત્યાદિ સબધી સદોદિત વિચાર પ્રકટ કરનાર પડિતો તરફથી એ મહા પુરુષસબધી માત્ર મોઢેથી અભિમાન પ્રકટ કર્યા સિવાય વિશેષ કઇજ થાય નહિ એ આશ્ચર્યજનક જણાય છે અન્યના સ્વાતત્ર્યનો અપહાર કરનારા, કિવા સ્વદેશનો નાશ કરવામા પ્રવૃત્ત થનારા એવા અનેક પુરુષોના ચરિત્રો મરાઠી ભાષામા પ્રકટ થાય; અને જે પ્રૌઢ પ્રતાપી વીરમણિએ સ્વદેશને સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવવાનો સુયશ સંપાદન કર્યો, તેનું સવિસ્તર

જીવનચરિત્ર લખવાની કોઇને પણ સ્ફુર્તિ થાય નહિ એ શું ? ગુરુવર્ય પ્રો૦ **રાજારામશાસ્ત્રી ભાગવતે** ઘણા વર્ષ ઉપર **શિવાજીમહારાજનું** સંક્ષિપ્ત જીવનચરિત્ર પ્રસિદ્ધ કર્યું હતું; પરંતુ તે ઘણું તૂટક હતું તેજ પ્રમાણે પ્રકૃત જીવનચરિત્રની જાહેરખબર પ્રસિદ્ધ થયા પછી પણ ઘણુંખરૂ તેટલાજ આકારનુ એક અન્ય ચરિત્ર ઉતાવળે છપાઇ બહાર પડ્યું છે, પરંતુ એટલા નાના ગ્રંથમા **શિવરાયનાં** પ્રતાપી કિરણોનો સમાવેશ થઇ શકે નહિ એ બહુશ્રુત વાચકોને કહેવાની જરૂર નથી.

પ્રકૃત જીવનચરિત્ર લખવામા, સાંપ્રત ઉપલબ્ધ થઇ તેટલી સર્વ માહિતીનો આધાર લેવામા આવ્યો છે અને બનતે પ્રયત્ને તેને પરિપૂર્ણ કરવાનો પ્રયત્ન કર્યો છે. તેથી શિવાજીમહારાજસંબંધી ગ્રંથો લખનાર સર્વ નવાજૂના ગ્રંથકારોનો પ્રસ્તુત લેખક ઋણી છે લેખકને આજે જે બનાવો સત્ય જણાયા અને જે ક્રમ પ્રમાણે તે બનાવો બન્યાની ખાત્રી થઇ, તે બનાવો તેણે ક્રમ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથમા લખ્યા છે કેટલાક પંડિતોદ્વારા ઇતિહાસશોધનનુ કામ હજી પણ ચાલુ છે તેમની શોધ જગતસમક્ષ પ્રસિદ્ધ થયા પછી પ્રકૃત જીવનચરિત્રમા કંઇક સુધારો કરવો પડશે એ ખુલ્લુંજ છે, પરંતુ તેજ કારણને લીધે શંકાગ્રસ્ત થઇ ગ્રંથ પ્રસિદ્ધ કરતા અટકી પડવુ યોગ્ય નહિ જણાયાથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે સુજ્ઞ વાચકોને એમા જે કાઇ દોષ અથવા ન્યૂનતા જણાય તે માટે લેખકને ક્ષમા કરશે અને **શિવરાયનુ યશોવર્ણન** લક્ષમા લઇ તેનો યથોચિત આદર કરશે એવી આશા છે

દાદર, મુંબઇ તા૦ ૨૦ ડિસેંબર ઇ૦ સ૦ ૧૯૦૬ **ચરિત્રલેખક**

(કૃ૦ અ૦ કેળુસ્કર)

## બીજી આવૃત્તિવિષે

આજે બરોબર ચૌદ વર્ષે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો સુયોગ આવ્યો છે

જ્યારે લોકોમા શિવાજી મહારાજસંબંધી જાગૃતિ આવી હતી અને તેમના નામનો લોકો ગર્વથી જયજયકાર કરતા હતા, ત્યારે પોતાની અલ્પસ્વલ્પ શકિત પ્રમાણે પડે પણ એ જયજયકારમા પોતાનો અવાજ મેળવવો જોઇએ, એમ લાગવાથી પ્રકૃત લેખકે આ ચરિત્ર લખવાનો પ્રયત્ન કર્યો હતો, અને શિવાજીમહારાજના ચારિત્ર્યમા લઘુતા અને ઉણપ દર્શાવનારી કેટલીક નિરાધાર અને નિરર્થક વાતો ઘણા દિવસથી પ્રચલિત હતી તેની અસત્યતા યોગ્ય પૂરાવા આપીને સિદ્ધ કરવાનો લેખકે પ્રયત્ન કર્યો હતો કેટલાકને આ પ્રયત્ન પસંદ પડયો ન હોય એ સ્વાભાવિક છે, પરંતુ પ્રકૃત લેખકનો એ બાબતનો સ્પષ્ટ અભિપ્રાય અસત્ય અને આધાર વગરનો છે, એવુ સપ્રમાણ સિદ્ધ કરવાને કોઇપણ ઉધુક્ત અને શકિતવાન થયુ નથી, તે માટે અમને નવાઇ લાગે છે આથી વિરુદ્ધ પૂરાવાના અભાવને લીધે પ્રથમ આવૃત્તિના અભિપ્રાયોજ આ બીજી આવૃત્તિમા પણ કાયમ રાખવામા આવેલા છે પોતાના લેખમા પ્રસિદ્ધ થએલા કેટલાક મત કેટલાક માણસોને પસંદ નથી એટલાજ માટે બીજી આવૃત્તિમાથી તે બાતલ કરવા, એ વાત કોઈ પણ સત્યનિષ્ઠ માણસને સહસા યોગ્ય લાગે એમ નથી જ્યાસુધી એ મત ખોટા છે

એમ સાબિત થાય નહિ ત્યાસુધી તેનું અવલબન કરવુ એજ યોગ્ય છે

યુરોપની સમરભૂમિપર અમારા મરાઠા બધુઓએ પોતાના શૌર્યની જે પરાકાષ્ઠા કરી બતાવી તેથી ચારે દિશામા તેમની વાહવા થઇ છે પૂર્વકાળમા જે પ્રૌઢ પ્રતાપ રાજમણિના પ્રોત્સાહનથી અને કર્તૃત્વશકિતથી મરાઠાઓમા આ શૌર્ય, ધૈર્ય વગેરે યુદ્ધોપયોગી ગુણોનો આવિર્ભાવ અને ઉત્કર્ષ થયો હતો, તેનુ સ્મરણ અમારા મરાઠા બધુઓને થયુ અને તેનુ કઈ પણ શાશ્વત સ્મારક કરવુ એવો વિચાર તેમના મનમા આવ્યો અને તે માટે તેઓ ફડ એકઠુ કરવા લાગ્યા તે વખતે પ્રકૃત લેખકને પણ એમ લાગ્યુ કે મહા તેજસ્વી શિવાજીમહારાજના ચારિત્ર્યની બાબતમા કેટલાક પાશ્ચાત્ય ઇતિહાસના વિદ્વાનોનો જે વિપરીત અભિપ્રાય છે તે કહાડી નાખ્યા વગર તેના સ્મારકને નિર્દોષ સ્વરૂપ પ્રાપ્ત થશે નહિ તેથી તેણે પોતાના આ ગ્રથનુ અગ્રેજીમા ભાષાતર કરાવવાનો વિચાર કર્યો અને તેનો આ વિચાર પોતાના મિત્ર પ્રો ની સ તાકખાવ, એમ એ ની મદદથી સફળ થયો આ ભાષાતરગ્રથ હવે એકાદ બે માસમા પ્રસિદ્ધ થવાનો યોગ આવેલો છે તે વખતે અમારા મહારાષ્ટ્રીય ભાઇઓને પણ શિવાજીમહારાજનુ સાદ્યત ચરિત્ર વાચવાની ઇચ્છા થાય એ તદ્દન સ્વાભાવિક છે તેથી પ્રકૃત લેખકે પોતાના આ ગ્રથની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનુ સાહસ કર્યું છે આ ચરિત્રગ્રથ વાચીને મહારાષ્ટ્રીઓના મનમા—અને ખાસ કરીને મરાઠા ભાઇઓના મનમા શિવાજીમહારાજસબધી ખરૂં અભિમાન અને યથાર્થબુદ્ધિ જાગૃત થઇને તેઓ સ્મારક ફડના કાર્યમા અતઃકરણપૂર્વક મદદ કરશે અને પચ્ચીસ વર્ષ પહેલા આજ કાર્ય માટે એક મોટુ ફડ ઉભુ કરાવા છતા તે કરનારાઓના મનમા શિવાજીમહારાજ સબધી ખરા અભિમાનનો તેમજ પ્રમાણિકપણાનો અભાવ હોવાથી જમા થયેલી મોટી રકમ ગડપ થઇ જઇને સ્મારકકાર્ય અસિદ્ધજ રહ્યુ; એવુ ફરીથી આ વખતે બનશે નહિ એ બાબતનો પાકો ભરોસો છે

આ ચૌદ વર્ષની મુદતમા ઇતિહાસસશોધકોએ જે માહિતી પ્રસિદ્ધ કરેલી છે તેનો ઉપયોગ કરીને આ આવૃત્તિમા સુધારાવધારા કરેલો છે; જેને માટે એ ઇતિહાસસશોધકોનો પ્રકૃત લેખક ઋણી છે એ સર્વમા પણ બગાળાના સુપ્રસિદ્ધ ઇતિહાસકાર પ્રો જદુનાથ સરકારનુ ઋણ ઘણુજ મોટું છે શિવાજીમહારાજસબધી જે જે માહિતી આજપર્યત અનુપલબ્ધ હતી તે આ વિદ્વાન ઇતિહાસકારે સ્તુત્ય પરિશ્રમ કરીને અગ્રેજીમા શિવાજીમહારાજનુ જે જીવનચરિત્ર લખ્યુ છે તે દ્વારા અગ્રેજી વાચકોને ઉપલબ્ધ થઇ છે તેમની આ બહુમૂલ્ય માહિતીના આધારથી આ (મરાઠી) ગ્રથને પણ સારૂ જેવુ પૂર્ણત્વ પ્રાપ્ત થએલુ છે.

દાદર, મુબઇ તા૦ ૨૦ ડિસેંબર સને ૧૯૨૦

ચરિત્રલેખક ( કૃ૦ અ૦ કેળુસ્કર )

# अनुक्रमणिका



છત્રપતિ શિવાજી મહારાજ.



# श्रीशिवाजी छत्रपति

## प्रकरण १ लुं–पूर्वजोनुं वृत्तान्त

મહા પ્રતાપશાળી ક્ષત્રિયકુલદીપક છત્રપતિ શિવાજી મહારાજનો જન્મ, ભોસલે નામથી ઓળખાતા એક નામાંકિત કુલમા થયો હતો મહારાષ્ટ્રમા એ ક્ષત્રિયકુલની સ્થાપના, મહારાણા દેવરાજજી નામક એક રાજપૂત રાજાએ કરી હતી એ મહારાણાનુ પુર્વવૃત્તાન્ત આ પ્રમાણે છે અયોધ્યા પ્રાન્તમા સિસોદિયા નામક સૂર્યવશના રાજા રાજ્ય કરતા હતા તેમાના કોઈ પુરુષે, નર્મદા નદીને દક્ષિણ કિનારે આવી, સ્વતત્રરીતે રાજ્ય સ્થાપી ત્યા વસવાટ કર્યો ત્યાર પછી શાલીવાહન નામનો શક–કર્તા રાજા થયો તેણે મહારાણા દેવરાજજીના વશના એક રાજાને પરાજિત કરી તેનુ રાજ્ય જીતી લીધુ પરાજિત થયેલા રાજાની પત્ની, પોતાના પાચ છ વર્ષના રાજકુમારને પોતાની સાથે લઇ નર્મદા નદીના ઉત્તર વિભાગમા મેવાડ પ્રાન્તના વિધ્યાદ્રિ પર્વત તરફ ચાલી ગઈ. ત્યા એક બ્રાહ્મણને ઘેર પોતાના પુત્રને ગાયો ચારવા રાખી, તેનાજ આશ્રયમા નિવાસ કરવા લાગી ગાયોનુ રક્ષણ કરતા કરતા તે છોકરાને એક દિવસ એક સ્થળે દાટેલુ પુષ્કળ ધન મળ્યુ છોકરાએ તે ધન બ્રાહ્મણને બતાવ્યુ અને પોતે કોણ તથા ક્યાથી આવ્યો, તેસબધી સર્વ વૃત્તાત કહી સભળાવ્યુ બ્રાહ્મણે છોકરાની શુભ નિષ્ઠા અને રાજબીજ વગેરે જાણ્યાથી તેને સ્વરાજ્ય સ્થાપવાના કાર્યમા

ખરા અંતઃકરણપૂર્વક મદદ કરી તે સમયે એ પહાડી પ્રદેશ, જે ભીલ લોકોના તાબામાં હતો, તેમની સાથે તેઓ લડયા અને તેમને હરાવ્યા એ પહાડોમાં એક સ્થળે ભવાનીનુ દેવળ હતુ તેની આસપાસ એક કિલ્લો બાંધી તેનુ નામ ચિત્રકૂટ પાડયુ ભવાનીના દેવાલયનો જીર્ણોદ્ધાર કર્યા પછી તેજ કિલ્લામા એકલિંગજી મહાદેવનુ એક દેવાલય બાંધ્યુ એ પુરૂષના વંશજોએ ચિત્રકૂટમા પાંચસો વર્ષ રાજ્ય કર્યું હતુ, એમ કહેવામા આવે છે એજ ચિત્રકૂટ નામક કિલ્લો, તે પાછળથી ચિતોડના નામથી ઇતિહાસમા પ્રસિદ્ધ થયો છે

દિલ્હીમા પાછળથી મુસલમાની રાજ્યગાદી સ્થપાઇ અને મુસલમાન બાદશાહો તથા રાજપૂત રાજાઓ વચ્ચે વારવાર યુદ્ધ થવા લાગ્યા કેટલાક હિંદુ રાજાઓ, મુસલમાન બાદશાહોના પ્રચંડ જોર આગળ નબળા પડી ગયા અને તેમના ખંડિયા થઈ રહ્યા ચિતોડના રાજપૂત રાજાઓ સાથે પણ દિલ્હીના બાદશાહોએ અનેક વખત ઘોર સંગ્રામો કર્યા, પરંતુ ઘણા વર્ષ સુધી તેમણે શત્રુઓને નહિ લેખવતા અપ્રતિમ શૌર્યવડે સ્વરાજ્ય અને સ્વાતંત્ર્યનુ રક્ષણ કર્યુ ઇ૦ સ૦ ૧૨૭૫ ના અરસામા, લક્ષ્મણસિંહ નામક મહારાણો ચિતોડની રાજગાદી ઉપર બેઠો, પણ તેનો કાકો ભીમસિંહ રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખતો હતો ભીમસિંહે પદ્મિની નામક એક અતિલાવણ્યવતી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતુ [1] એ સ્ત્રીને તે સિંહલદ્વીપથી લાવ્યો હતો, એમ કહેવામા આવે છે એ રૂપવતી સ્ત્રીના અલૌકિક સૌંદર્યની વાત દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખિલજીને કાને જવાથી તેને તે સ્ત્રી મેળવવાની અભિલાષા ઉત્પન્ન થઇ અલ્લાઉદ્દીન બાદશાહે પ્રબળ સેનાસહિત મેવાડ પ્રાંત ઉપર ચઢાઇ કરી અને ચિતોડના કિલ્લાને ઘેરો ઘાલ્યો કિલ્લામાના રાજપૂતો શત્રુઓ સાથે ઘણા શૌર્યથી લડયા અને કેટલાક દિવસ સુધી તો તેઓ જરા પણ પાછળ હઠયા નહિ તેમ છતા અલ્લાઉદ્દીન ઘેરો ઉઠાવે તેવો નહોતો કિલ્લાસામુ તેનુ પ્રચંડ લશ્કર ઘેરો ઘાલીને પડેલુજ હતુ રાજાએ નિરુપાયે અંતે એવો વિચાર કર્યો કે —"કિલ્લામાના એકે એક રાજપૂતોએ શત્રુના સૈન્ય ઉપર એકદમ હુમલો કરવો અને સમરક્ષેત્રમા મરણ પામતા સુધી યુદ્ધ કરવુ" રાજાની આ યુક્તિ તેના સર્વ શૂરા સરદારોને પસંદ પડી, પરંતુ આ વખતે રાજાને એવો વિચાર સૂઝયો કે, ' મેવાડના સિસોદિયા વંશનો સમૂળગો ઉચ્છેદ થાય તે ઠીક નહિ આપણા વંશના બીજ રાખવાને કંઈ પણ ઉપાય શોધવો જોઇએ ' રાજાને બાર પુત્રો હતા તે સર્વ સમરયજ્ઞમા પોતાના પ્રાણની આહુતિ આપવાને તૈયાર થયા હતા લક્ષ્મણસિંહને પોતાના બધા પુત્રો કરતા બીજા પુત્ર અજયસિંહપર ઘણો પ્રેમ હતો તેને રાજાએ કહ્યુ કે —" આપણો વંશ નિર્મૂળ થાય તે ઇષ્ટ નથી અરવલ્લી પર્વતમા, કૈલવાડા નામનુ એક વિકટ સ્થળ છે ત્યા તુ નાસી જઈ તારા પ્રાણનુ રક્ષણ કર " પિતાની એ સલાહ વીર્યશાળી પુત્રને પસંદ પડી નહિ, પરંતુ ઘણોજ આગ્રહ થવાથી પુત્ર અજયસિંહ નિરુપાયે પિતા-

૧ કેટલીક બખરોમાં (જેમા રાજવંશની હકીકત અને બનાવો લખેલા હોય તે દફતરને બખર કહેવામા આવે છે ) લખ્યુ છે કે 'પદ્મિની એ લક્ષ્મણસિંહની રાણી હતી'

ની આજ્ઞા પ્રમાણે કૈલવાડા નામક સ્થાનમા જઈ ત્યા રહ્યા[1] બીજી તરફ રાણા પોતાના આપ્તજનોસહિત શત્રુના સૈન્ય ઉપર તૂટી પડ્યો એ રણસંગ્રામમા ચારમા રાજપૂતો પંચત્વ પામ્યા કિલ્લો શત્રુને હાથ ગયો કિલ્લામાની સર્વ સામગ્રી મુસલમાનોએ લૂટી લીધી અને સર્વ રાજચિન્હો લઈ ગયા કિલ્લામા એક ભવ્ય નોબત હતી અને પંચરંગી દરવાજા હતા તે પણ તેઓ કાઢી લઈ ગયા

ઉપર કહ્યા પ્રમાણે, અજયસિંહે નાસી જતી વખતે, પોતાના જ્યેષ્ઠ બંધુના નાના પુત્ર હમીરસિંહને સાથે લીધો હતો મોટી ઉમરનો થતા તેણે લશ્કર એકઠુ કરીને પોતાના ઘણા રાજ્યો પાછા મેળવી લીધા હમીરસિંહ મોટો થયો ત્યારે ઘણો પરાક્રમી નિવડ્યો અજયસિંહ ધર્મનિષ્ઠ હોવાથી તેને પોતાના ભત્રિજા ઉપર બહુ પ્રેમ હતો, તેથી તેને પોતાના વડિલોની રાજ્યગાદી ઉપર બેસાડ્યો અને પોતે તેનો રાજ્યકારભાર તપાસવા લાગ્યો તેણે રાજનગર નામક એક બીજો કિલ્લો બંધાવી ત્યા પોતાની રાજ્યગાદી સ્થાપી, કારણકે ચિતોડમાથી નોબત વગેરે રાજચિન્હો શત્રુઓ લઈ ગયા હોવાથી, તે પાછા મેળવતા સુધી અસલ કિલ્લાને પગથિયે ચડવુ નહિ એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી જે શત્રુના પગવડે પોતાના કુટુંબનો ભયંકરરીતે સંહાર થયો અને વડિલોની રાજ્યધાની પાયમાલ થઈ, તે શત્રુઓનો પૂરેપૂરો પરાજય કરી, વેર વાળતા સુધી પોતાના નિશાન પાછળ ચલાવવા, થાળીમા જમવુ નહિ, પલંગપર સુવુ નહિ અને હજામત કરાવવી નહિ, એવો તેણે નિયમ કર્યો સિસોદિયા રાજવંશે એવો યવનદ્વેષ, આગળ ચાલુજ રાખ્યો તેઓએ ઠેકઠેકાણે પોતાના થાણા બેસાડ્યા અને નવીન કિલ્લા બાંધી પોતાની સત્તા પુષ્કળ વધારી, તેમજ ઉદેપુરમા પોતાની રાજ્યગાદી સ્થાપી પોતાની સત્તા જાળવી રાખી

અજયસિંહ મરણ પામ્યા પછી તેના પુત્ર સજનસિંહે એવો વિચાર કર્યો કે – "રાજ્યમા ભાગ મેળવવાને માટે આપણા કાકાના પુત્ર–ભાઈ સાથે કલહ કર્યા કરવો એ યોગ્ય નથી, પણ પોતાના બાહુબળવડે નવુ રાજ્ય સંપાદન કરવુ એમાજ ખરો પુરુષાર્થ છે" આવો વિચાર કરી તે શૂર પુરુષ દક્ષિણ તરફ ગયો ત્યા તેણે મોધવાડ પ્રાન્ત કબજે કરી પોતાની ગાદી સ્થાપી એ મહારાણાના વંશમા દિલીપસિંહજી મહારાણા, સિંહજી મહારાણા,[2] ભોજાસી મહારાણા અને દેવરાજજી મહારાણા, એમ અનુક્રમે રાજા થયા એ સર્વ રાજાઓએ મુસલમાન બાદશાહો જોડે હમેશા યુદ્ધ કરીને પોતપોતાના રાજ્ય કાયમ રાખ્યા હતા, પરંતુ મુસલમાન બાદશાહ તરફનો સતત ત્રાસ સહન નહિ

૧ ચિટણીસકૃત બખરમા લખ્યુ છે કે, લક્ષ્મણસિંહ પોતાના સર્વ મનુષ્યોસહિત શત્રુઓ જોડે લડતા છેવટ પંચત્વ પામ્યો, ત્યારે તેની પત્ની આરસસિંહજી અને સજનસિંહજી નામના પોતાના બે પુત્રોસહિત કિલ્લામાથી નાસી ગઈ અને ભીલોના આશ્રયમા રહી એ રાજપુત્રો મોટી ઉમરે જ્યારે પરાક્રમી થયા, ત્યારે તેમણે યવનો પાસેથી ચિતોડ વગેરે સ્થળો પાછા જીતી લીધા પ્રતાપસિંહ મહારાજે તૈયાર કરાવેલી વંશાવળીમા લક્ષ્મણસિંહના એ બેજ પુત્રોના નામ આપ્યા છે, તેમા આરસસિંહને બદલે અરસીસિંગ એવુ નામ લખ્યુ છે "સિંહ" એ શબ્દનુ અપભ્રંશ "સિંગ" થયુ છે

૨ બીજે સ્થળે એનુ નામ શિવાજી મહારાણા જણાય છે

થવાથી, છેવટે કંટાળીને દેવરાજજી મહારાણા પોતાના રાજ્યનો ત્યાગ કરી દક્ષિણ દેશમાં આવ્યા અને કૃષ્ણા તથા ભીમા નદીઓને કિનારે લૂટફાટ કરી જેમ તેમ પોતાનું પોષણ કરવા લાગ્યા દક્ષિણમાં આવ્યા પછી મુસલમાનોની બીકથી તેમણે પોતાનું નામ બદલ્યું અને પોતાને ભોસાવત ભોસલે કહેવડાવવા લાગ્યા એ શૂર પુરુષના મનમાં એ પ્રાંતમાં બની શકે તો એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવું, એવી ઇચ્છા હતી, પરંતુ જ્યાં ત્યાં મુસલમાનોનું પ્રાબલ્ય હોવાથી તેમનો ઉદ્દેશ જ્યારે ફળીભૂત થયો નહિ, ત્યારે છેવટે સિંગણાપુરની પટેલાઈ મેળવી સ્વસ્થ રહેવું પડ્યું.

એમના વંશજોએ આગળ ચાલતાં ખાનવટ, હિંગણી, બેરડી, દેઉળગાવ, જીંતી, વેરૂળ, બનસેંદ્ર, નાનજવ કળસવાવી, મુંગીપૈઠણ વગેરે ગામોની પટેલાઈ વેચાતી લીધી દેવરાજજીની વંશપરંપરા આ પ્રમાણે છે—ઇંદ્રસેન, શુભકૃષ્ણજી, રૂપસિંહજી, ભૂમીંદ્રજી, ધાપજી, બરહટજી,[1] ખેલાજી[2] ઉર્ફે ખેલકર્ણ, કર્ણસિંહજી ઉર્ફે જયકર્ણ, સંભાજી અને બાબાજી ઉર્ફે શિવાજી બાબાજીનો જન્મ ઇ૦ સ૦ ૧૫૩૩માં થયો[3] બાબાજી એ ઘણો સદાચારી અને ધર્મશીલ હતો એને માલોજી અને વિઠોજી નામના બે પુત્રો હતા માલોજીનો જન્મ ઇ૦ સ૦ ૧૫૫૦ માં અને વિઠોજીનો

૧ ચિટણીસની વંશાવળીમાં એનું નામ બરબટજી આપ્યું છે

૨ બીજે સ્થળે ખેલોજી નામ પણ છે

૩ આ વંશાવળી ચિટણિસકૃત બખરમાંથી લીધી છે, અને સતારાના છત્રપતિ પ્રતાપસિંહ મહારાજાએ તૈયાર કરાવેલી વંશાવળી સાથે બરાબર મળતી આવે છે એ વંશાવળી હમણાં સંસ્થાન કરવીરના છત્રપતિ શાહૂ મહારાજના આશ્રયથી કોલ્હાપુરમાં છપાઈ પ્રસિદ્ધ થઈ છે રાજસ્થાનના પ્રસિદ્ધ ઇતિહાસકાર મિ ટૉડ સાહેબે પોતાના ગ્રંથમાં, મેવાડના ભાટો પાસેથી મેળવેલી, શિવાજીની વંશાવળીનો ઉલ્લેખ કર્યો છે તે પણ સદરહુ વંશાવળી સાથે ઘણે ભંગે મળતી આવે છે એ વંશાવળીનો અનુક્રમ આ પ્રમાણે છે— લક્ષ્મણસિંહ, અજયસિંહ, સજનસિંહ, દિલીપસિંહ, શિવાજી, ભોસજી, દેવરાજજી, ઉગ્રસેન, માહુલજી, ખેલોજી, જનકોજી, સતુજી, સંભાજી અને શિવાજી ઉર્ફે બાબાજી એ અંગ્રેજ ગ્રંથકારે સદરહુ વંશાવળીનો જે સ્થળે ઉલ્લેખ કર્યો છે, તે સ્થળે એવું લખ્યું છે કે—"સજનસિંહના વંશમાં આગળ એક મહાપુરુષ ઉત્પન્ન થઈ, હિંદુસ્તાનમાંની મુસલમાની બાદશાહી ઉથલાવી નાખે અને તેના પૂર્વજોની જે દુર્દશા મુસલમાન બાદશાહોએ કરી હતી, તેનું બરોબર વેર લે એવો યોગાયોગ હતો, કારણ કે સતારાની ગાદીના મૂળ સ્થાપક શિવાજી એ એજ સજનસિંહના વંશમાં ઉત્પન્ન થયો હતો " મૂળમાં આપેલી વંશાવળીની સત્યતા માટે આટલો પૂરાવો પૂરતો છે રાજસ્થાનના ભાટ લોકોના મોઢાની રાજપ્રશંસા સુદ્ધાં બનાવટી હોઈને, શિવાજી મહારાજના દોરદમામ અને વૈભવને લીધેજ માત્ર તે અસ્તિત્વમાં આવી. વસ્તુત જોતાં તે સત્ય નથી, એવો તર્ક જેઓ કરતા હશે તેમનો તર્ક નિરાધાર છે, એમ કહેવામાં અડચણ નથી એકંદર રીતે જોતાં શિવાજી મહારાજના પૂર્વજસંબંધી માહિતી આપતાં, ઘણાક બખરકારોએ, મરજી પડે તેમ પ્રવાદ ભેગા કરીને ગમે તેમ વંશાવળી મેળવી દીધી છે, તેથી તે પરસ્પર વિરુદ્ધ હોય તેમાં કાંઈ નવાઈ નથી એ પૈકીમાંનું કેટલુંક અત્રે પ્રકટ કરવામાં આવે છે શ્રી શિવદિગ્વિજય નામક બખરમાં મહારાજાનો વંશવૃત્ત આ પ્રમાણે પ્રકટ કરવામાં આવ્યો છે—"સિસોદિયા ભોસલેના કુળમાં ઉદેસિંગ નામનો કોઈ રાજ્યસ્થાપક ઉત્પન્ન થયો હતો તેણે ઉદેપુરનગર વસાવ્યું. તેના વંશના એક પુરુષને, એક

જન્મ ઈ૦ સ૦ ૧૫૫૩ મા થયો હતો તેઓ બહાદુર અને સદ્ગુણી ઉત્પન્ન થયા. તેઓ મોટા થતાજ ગૃહસ્થાશ્રમમા પડયા તે વખતે દેઉળગાવના ખેડુતોનો જમીનસબધી કલહ ઉપસ્થિત થયો ખેડુતો સાથે તેમને બનતુ નહોતુ, તેથી તેમણે દૌલતાબાદ નજીક વેરૂળગાવમા આવી નિવાસ કર્યો, પરતુ ખેડુતોની રડતી કમાણી ઉપર નિર્વાહ કરવા કરતા પોતાના શરીરનુ બળ અને તેજસ્વિતાની યોગ્ય કદર થાય એવો કાઇક વ્યવસાય શોધી કહાડવાનુ તેના મનમા આવ્યુ, તેથી

મુસલમાન બાદશાહ પાસેથી ચિતોડનો કિલ્લો મળ્યો કિલ્લા ઉપર તેણે પોતાનુ રાજ્ય સ્થાપ્યુ એ કિલ્લા ઉપર એક ઘણીજ મોટી પચરસી નોબત હતી ત્યાંના રાજા બાદશાહને સલાહસપથી એ નોબત આપતો નહોતો, તેથીજ દિલ્હીના બાદશાહે તેના ઉપર ચઢાઇ કરી અને ચિતોડના કિલ્લાને વિશાળ લશ્કરવડે ઘેરી લીધો છેવટે પદર વીશ હજાર રાજપૂતો શત્રુ ઉપર તૂટી પડયા તે સઘળા રણમા મરણ પામ્યા નોબત, કિલ્લો અને સર્વ માલમતા બાદશાહના હાથમા આવી આ ઉથલપાથલ વખતે કાકાજી ભોસલે નામનો રાણાનો ભાઈ–કાકાનો પુત્ર–કારભારી હતો તે પોતાનુ કુટુબ અને રાજપત્નીને લઈ કિલ્લામાથી ગુપ્તમાર્ગે નીકળી નાસી ગયો અને ઉદેપુરના રાણાના આશ્રયમા જઈ રહ્યો એ સમયે રાજપત્ની ગર્ભિણી હતી તેને પુત્ર પ્રસવ્યો તેનુ નામ ચદ્રસેન પાડયુ ઉદેપુરના રાણાએ પોતાના આશ્રિત જનોને કેટલોક પ્રદેશ જૂદો કાઢી આપ્યો આગળ જતા ચદ્રસેન જ્યારે મોટી ઉમરનો થયો ત્યારે તેને પોતાના કાકા સાથે બન્યુ નહિ તેથીજ કાકાજીને ત્યાથી નાસી જવુ પડયુ તેણે દક્ષિણમા આવી દૌલતાબાદસરકારનો આશ્રય લીધો અને હિગણી, બેરડી, દેઉળગાવ, વેરૂળ વગેરે ગામોની પટેલાઈ વેચાતી લઈ, ત્યા સુખરૂપ રહેવા લાગ્યો એ કાકાજીના વશમા બાબાજી ઉત્પન્ન થયો " મરાઠી સામ્રાજ્યની બખરમા તે વશવૃત્ત આ પ્રમાણે પ્રકટ થયો છે –" ભોસલેના કુળનો મૂળ પુરૂષ શિવરાવ ચિતોડકર ઉદેપુરમા રહેતો હતો તેને ત્રણ પુત્રો હતા–રામરાવ, ઉદેસિહ અને ભીમસિહ " અકબરે ઉદેપુર ઉપર ચડાઇ કરીને યુદ્ધ કર્યું તે વખતે રામરાવ અને ઉદેસિહ એ બને રણમા પડ્યા અને ભીમસિહે ઉદેપુરના રાણાને ભોસના કિલ્લામા લઇ જઈ રાખ્યા કિલ્લાના નામ ઉપરથી તે વશનુ નામ ભોસલે પડયુ. ભીમસિહને વિજયભાન અને રાયભાન નામના બે પુત્ર હતા રાયભાનના વશજો ચિતોડમાજ રહ્યા અને વિજયભાનનો પુત્ર ખેલકર્ણ એ ચિતોડથી મહારાષ્ટ્રમા આવ્યો તેના વશજોનો અનુક્રમ આ પ્રમાણે છે –" ખેલકર્ણ, જયકર્ણ, મહાકર્ણ, શિવાજી, (એ ભીમાને કિનારે ભીમખેટ માહુલી સ્થળે કરાડીમા ડૂબીને મરણ પામ્યો ) બાબાજી ભોસલે, એ ગાડા જેવો હતો " ભીડેકૃત શિવાજી મહારાજના વશના અને અષ્ટપ્રધાનના ઇતિહાસમા એવુ વર્ણન પ્રકટ કરવામા આવ્યુ છે કે, મૂળ પુરૂષ સજનસિહ મહારાણા, એ ઉદેપુર નજીક ચિતોડ શહેરમા રહેતા હતા એમને દિલીપસિહ, સિદ્ધાજી અને ભોસાજી એ નામના ત્રણ પુત્રો હતા " એમાનો ભોસાજી નામનો પુરૂષ, ચિતોડની પાસે ભોસાવત નામક એક ગામ છે, ત્યા આવી રહ્યો તે ઉપરથી તેનુ ઉપનામ ભોસલે પડયુ એ ભોસાવતના કોઈ ખેલકર્ણ અને માલકર્ણ નામના બે મિત્રો હતા તેઓ અહમદનગરના બાદશાહ પાસે નોકરી રહ્યા તેમને લોકો ખેલોજી અને માલોજી કહેવા લાગ્યા એ પ્રત્યેકને બાદશાહ તરફથી પદરસો સ્વારોની નિમણુક (ઉમરિપણુ–મનસબદારી) મળી ચાકણચોર્યાશી, પુરદર પરગણુ અને સુપા મહાલ, એ તેમને જાગીર દાખલ મળ્યા. આગળ જતા ખેલોજી એક લડાઈમા પડયો અને માલોજી ચાકસમાની ગામ આગળ કરાડીમા ડૂબી મરણ પામ્યો માલોજીને બાબાજી નામક એક પુત્ર હતો તે નાની વયનો

તેમણે સિંદખેડના લુકજી જાધવરાવની પાસે પ્રથમજ સાધારણ સિપાઈની નોકરી લીધી જાધવરાવ એ દેવગિરિના યાદવોનો વંશજ અને સિંદખેડનો દેશમુખ હતો અહમદનગરની નિજામશાહીમા તેને બાર હજાર (ઘોડેસ્વાર) ની મનસબદારી હતી[1] એ લશ્કરના ખર્ચને માટે તેમને નિજામ સરકાર તરફથી મોટી જાગીર મળી હતી સરકારમા તેમનુ ઘણુ માન હતુ, એટલુજ નહિ પણ તેમના જેવા બળવાન અને શૂરા સરદાર નિજામશાહીમા ઘણાજ થોડા હતા જાધવરાવે માલોજી અને વિઠોજીને ઘણાજ આનંદપૂર્વક આશ્રય આપ્યો, તેમજ પ્રત્યેકને પાચ હોન[2] પગાર ઠરાવ્યો એ ઉપરાંત પોતાની સાથે એક પંકિતમા ભોજન કરવુ, એવુ ઠરાવવામા આવ્યુ આ હકીકત ૧૫૭૭ મા બની [3]

## માલોજી રાજાનું વૃત્તાન્ત

માલોજી એ શરીરે બળવાન, લાબો, પહોળો અને હષ્ટપુષ્ટ હતો તે એટલે સુધી કે જ્યારે તે ઘોડેસ્વાર થતો ત્યારે કોઈ ઘોડો તેનો ભાર ઝીલી શકતો નહોતો. તેની આગળ કોઈ ઘોડા ટકતા નહોતા, એટલા માટે જાધવરાવે પોતાની દેવડી ઉપર તેની નિમણુક કરી તે ચતુર, તેજસ્વી અને ગુણવાન હોવાથી જાધવરાવને તેનાપર સત્વર સ્નેહ ઉત્પન્ન થયો જાધવરાવે તેને મૂર્તિજા નિજામશાહ પાસે લઈ જઈ એવી ભલામણ કરી કે, આ પુરૂષ ઘણોજ પ્રમાણિક અને ચાલાક છે બાદશાહ તેનુ પાણી અને ચપળતા જોઈ ખુશી થયા અને તેને પોતાના લશ્કરમા શિલેદારની નોકરી આપી ત્યાર પછીથી માલોજી, પોતાના ખર્ચે એક ઘોડી અને નોકરો રાખી નિજામશાહની નોકરી કરવા લાગ્યો, તેમ છતા તે જાધવરાવના તાબામાજ હતો, એવુ જણાતુ હતુ

માલોજીના લગ્ન, ફલટણના દેશમુખ ગોપાળરાવ નિંબાળકરની ભગિની, દીપા-

---

હોવાથી માલોજીની જાગીર જપ્ત કરવામા આવી બાબાજીની માતા તેને લઈને વેરૂળ ઘુમેશ્વર નામના સ્થાને જઈ રહી બાબાજી મોટી વયનો થયો તે વખત તેણે દેઉળગાવ ખાનવટે, જીતી વગેરે ગામોની પટેલાઈ વેચાતી લીધી અને ગુમાસ્તાઓ રાખીને તેની વ્યવસ્થા કરવા માડી" એ પ્રમાણે બાબાજી ભોસલેપર્યંતની વંશાવળીસબધી અનેક મનુષ્યના અનેક તર્ક છે છત્રપતિ પ્રતાપસિંહે તૈયાર કરાવેલી વંશાવળી બીજા કરતા વધારે વિશ્વસનીય અને ગ્રહણ કરવા યોગ્ય જણાયાથી મૂળમા તેનોજ આધાર લેવામા આવ્યો છે

૧ બાદશાહી રાજસત્તા વખતે જેટલા ઘોડેસ્વારની મનસબદારી મળતી, તેપ્રમાણે અમલદારનુ માન ગણાતુ જેમકે બાર હજારી મનસબદારી, એટલે તે બાર હજાર ઘોડેસ્વારોનો માલિક ગણાતો એજ રીતે અમલદારોના માન જણાઇ આવતા **અનુવાદક**

૨ તે વખતે હોન નામક સિક્કાનુજ ચલણ હતુ **અનુવાદક**

૩ મિ કિંકેડ અને રા૦ બા૦ પારસનીસ પોતાના મરાઠાના ઈતિહાસમા શેડગાવકરના બખરના આધારે એવુ જણાવે છે કે—"આ બે ભાઇઓ પ્રથમ તો ફલટણના સરદાર જગપતરાવ ઉર્ફે વણગપાળની પાસે નોકરી રહ્યા ત્યા પોતાના શૌર્યવીર્ય આદિ ગુણોને લીધે તેઓ આગળ વધ્યા હતા એક દિવસે તેઓ પોતાના સ્વામી સાથે તળાવમા સ્નાન કરવાને ઉતર્યા હતા તે વખતે તેમના પર વિજાપુરની સરકારના માણસોએ હુમલો કર્યો અને બને પક્ષના લોકો વચ્ચે યુદ્ધ જામ્યુ આ યુદ્ધમા આ બને ભાઈઓએ ભારે શૌર્ય-

બાઇ સાથે થયા હતા ૧ ઉપર કહ્યા પ્રમાણે ઉન્નતિ થયા પછી તેનો ગૃહસ્થાશ્રમ સારી પેઠે ચાલવા લાગ્યો તેના ભાઈ વિઠોજીને પણ શિલેદારની નોકરી મળી હતી વિઠોજીને આઠ[2] પુત્ર થયા હતા, પરતુ માલોજીને કઈ સતતિ નહોતી પોતાને પેટે કાઈ સતતિ થઈ નહિ તેથી દીપાબાઈના અતઃકરણમા ઘણુ દુખ થતુ હતુ પતિપત્નીએ પુત્રપ્રાપ્તિને માટે ઘણા દાનધર્મ અને અનુષ્ઠાનો કર્યા હતા તથા બાધાઓ પણ રાખી હતી છેવટે તેમણે નગરના પીર શાહશરીફની બાધા રાખી પ્રત્યેક ગુરુવારે માલોજી ફકીરોને દાનધર્મ કરતો હતો એ પ્રમાણે તેણે લાગલાગટ છ મહિના સુધી દાનધર્મ કર્યું, એટલામા સદ્ભાગ્યે દીપાબાઈ ગર્ભવતી થઈ અને ઇ૦ સ૦ ૧૫૯૪ મા તેને પેટે પ્રથમ પુત્રરત્ન આપડ્યુ પીરની કૃપાથી એ પુત્ર પ્રાપ્ત થયો, એમ માની માલોજીએ તેનુ નામ શાહજી પાડ્યુ ત્યાર પછી બીજો પુત્ર થયો તેનુ નામ શરીફજી પાડ્યુ

શાહજી, એ સુદર દેખાવનો તથા ઘણો ચાલાક, બુદ્ધિમાન અને ગુણવાન હતો તેની વાણી સુમધુર હતી અને વર્તણુક ઘણીજ મોહક હતી એ છોકરાની વર્તણુક જોઈ જાધવરાવને ઘણુજ કુતૂહલ ઉત્પન્ન થતુ તેને વખતોવખત પોતાને ઘેર લઇ જતો, વસ્ત્રાલકારો પહેરાવી શણગારતો અને એ પ્રમાણે અનેક પ્રકારના લાડ કરતો જાધવરાવને જીજાઉ નામની બે ત્રણ વર્ષની એકની એક પુત્રી હતી શાહજી તેની સાથે કલાકના કલાક સુધી રમતો બાળક અને બાળકી વચ્ચે બાલ્યાવસ્થાથીજ મૈત્રી બધાઈ હતી શાહજી પાચ વર્ષનો હતો, તે વખતે હોળીનુ પર્વ આવ્યુ[3] જાધવરાવે રગપચમીને દિવસે પોતાને ઘેર એક મોટો સમારભ કર્યો અને શ્રીમત લોકોને તેમજ પોતાના આપ્તજનોને આમત્રણ કર્યું બીજા લોકોની સાથે માલોજીને પણ આમત્રણ થયુ હતુ, તેથી તે પોતાના પુત્ર શાહજીને લઈ જાધવરાવને ઘેર સમારભમા ગયો જાધવરાવે શાહજીને પોતાની પાસે બોલાવ્યો તે જઇ તેમના ખોળામા બેઠો, એટલામા પુત્રી જીજાઉ ઘરમાથી દોડતી

પૂર્વક યુદ્ધ કરીને દુશ્મનને મારીને હાકી કાઢ્યા આ એમના શૌર્યની વાત મૂર્તિજા નિજામશાહના સાભળવામા આવી. તેણે તેમને બોલાવીને સરદારની પદવીઓ આપીને પોતાની પાસે રાખ્યા"

૧ એક બે બખરમાથી એવુ મળી આવે છે કે, જાધવરાવે આપેલી નોકરીથી માલોજીને સંતોષ થયો નહિ, તેથી તે ફલટણના નિબાળકર જગપાળરાવની પાસે ગયો તેની હુશિયારી જોઇને નિંબાળકરે પોતાની બેન દીપાબાઈના તેની સાથે લગ્ન કરી આપ્યા, પણ તેણે આ વખતે જાધવરાવનો આશ્રય છોડી દીધો હતો, એમ જણાતુ નથી મિ કિકેડ અને રા બ પારસનીસ રોડગાવકરના બખરના આધારે એવુ જણાય છે કે, લુકજી જાધવરાવની શીફારસને લીધે જગપતરાવે (જગપાળે) પોતાની બહેન માલોજી રાજા સાથે પરણાવી હતી

૨ આમાના નાગોજીના વશજ બનસેંદ્રેમા હજુ હયાત છે

૩ મહારાષ્ટ્રમા હોળીના પર્વને "શિમગ્યાચા સણ" કહે છે તે દિવસોમા દક્ષિણીઓ ઘણો આનદોત્સવ કરે છે અને ઘણા દક્ષિણીઓ હોળીના તહેવારોપર પરદેશ હોય છે, ત્યાથી પોતાને દેશ જઇ એ તહેવારોમા આનદોપભોગ કરે છે

અનુવાદક

આવી અને પિતાના ખોળામા શાહજીની પાસેજ બેસી ગઈ બન્ને બાળકો લગભગ સમાન વયના તેમજ દેખાવડા હોવાથી જાધવરાવે લાડમાજ કહ્યુ કે –"બેટા ! તને આ વર જોઈએ છે કે ? ખરેખર, આ જોડુ યોગ્ય જણાય છે " એટલામા તે બન્ને બાળકો પાસે પડેલી રકાબીમાથી રગ અને ગુલાલ લઇ એકબીજા ઉપર છાટવા લાગ્યા તેમની બાળકોના સ્વભાવને લાયકની રમત જોઈ, સભામા બેઠેલા સર્વ મનુષ્યોને ઘણુ કૌતુક લાગ્યુ અને હસતા હસતાજ તેમણે કહ્યુ કે –" જોડુ યોગ્યજ છે " તે સમયે માલોજી અને વિઠોજી ઉભા થઈ સભાસદોને કહેવા લાગ્યા કે –"સાભળજો, જાધવરાવ આજથી અમારા વેવાઈ થયા અને જીજાઉ અમારી પુત્રવધૂ થઈ તેઓ જે કાઈ બોલ્યા છે તે તમે સઘળાએ સાભળ્યુ છે હવે એ નિશ્ચય બદલાવાનો નથી મોટા મનુષ્યો સભામા બોલ્યા પછી પાછળથી ફરી જતા નથી " આ પ્રમાણે કહીને સર્વ સભાજનોને સાક્ષી રાખી તેઓ બેસી ગયા તેમનુ આવુ બોલવુ સાભળી સભાજનોએ કહ્યુ કે –" યોગ્ય છે " વસ્તુસ્થિતિ જોતાજ જાધવરાવ ચકિત થયો, પણ તે વખતે તેણે કાઈ પણ ઉત્તર આપ્યો નહિ

બીજે દિવસે જાધવરાવે સર્વ આપ્તજનોને જમવાનુ આમત્રણ કહાવ્યુ અન્ય જનોની સાથે માલોજીને પણ બોલાવવા મોકલ્યુ માલોજીએ વળતો ઉત્તર કહાવ્યો કે –' અમે અને તમે વેવાઇ થયા છીએ હવે લગ્નસમારભ વખતે તમારી સાથે બેસીને ભોજન કરીશુ વચમા અમને જમવા બોલાવશો નહિ ' આ વાત જાધવરાવની પત્ની મ્હાળસાબાઇએ જાણી, એટલે માલોજીના ઉદ્ધતપણા માટે તેને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો જાધવરાવ જેવા શ્રીમત મનસબદાર સાથે, માલોજી જેવા તુચ્છ શિલેદારે વેવાઈપણાનો દાવો કરવાનુ ઉચ્છૃખલપણુ કરવુ, એ તેને મનથી ઘણુ મૂર્ખાઈભરેલુ હતુ મ્હાળસાબાઇએ પોતાના પતિને કહ્યુ કે –" આપના મુખમાથી સભાની વચમા જે શબ્દો નીકળ્યા તે અનુચિત થયુ તેઓ બોલવા ઉઠયા તેજ વખતે તેમને ધમકી આપવી જોઇએ તે આપે આપી નહિ અને ચુપચુપ બેસી રહ્યા તે પણ અયોગ્ય થયુ માલોજી આપણા તાબાનો નોકર છે તેને ઘેર છોકરી આપવાથી લોકોમા આપણને કલક લાગશે નિબાળકર, શિર્કે અને મહાડીક જેવા આપણી બરાબરીના સરદાર, મનસબદાર તથા દેશમુખ છે તેમના કુટુબમા છોકરાઓ છે, તે મૂકીને માલોજીનાજ છોકરા સાથે આપણી છોકરી પરણાવવામા આપે તેની કયા પ્રકારની શ્રેષ્ટતા જોઇ ? " જાધવરાવે પત્નીના મનનુ સમાધાન કરતા કહ્યુ કે –" સભામા હુ તો માત્ર વિનોદને માટેજ બોલ્યો હતો. તેને કાઈ વચન આપી ચૂકયો નથી " તેમણે માલોજીને પાછુ કહાવી મોકલ્યુ કે – "શરીરસબધ કરવાની વાત બિલ્કુલ ઉચ્ચારશો નહિ, કારણ કે અમારા ઘરમા તે વાત કોઈને પસદ આવતી નથી સભામા હુ જે કાઇ બોલ્યો હતો તે માત્ર હાસ્યવિનોદ માટેજ હતુ તેને સત્ય માની લઈને હઠ પકડી બેસવુ, એ સમજુ મનુષ્યને શોભતું નથી ભોજન કરવા અવશ્ય આવવુ પછી તો વિધાતાએ જેવુ લખ્યુ હશે તેવુ બનશે " એ સાભળી માલોજીએ કહાવ્યુ કે –" આટલા બધા મનુષ્યોની વચમા તમે જે કાઇ બોલ્યા છો, તે ગેરવ્યાજબી શી રીતે ઠરશે ? તમારી સાથે વેવા-

ઇના સબધથી જોડાવુ એજ અમારે માટે યોગ્ય છે " તેનો આવો ઉત્તર સાભળી જાધવરાવને અતિશય ક્રોધ ઉત્પન્ન થયો ભોજનનુ કામ પૂરૂ થયા પછી તેમણે કારકુનને બોલાવી આજ્ઞા કરી કે –" માલોજીનો અને વિઠોજીનો જે કાંઈ હિસાબ હોય તે તેમને ચૂકવી આપો અને નોકરી છોડી કુટુમ્બસહિત હમણા ને હમણાજ અહિથી ચાલ્યા જવાનું કહો " આ પ્રમાણે બન્ને ભાઈઓને જાધવરાવની નોકરી છોડવી પડી અને વેરૂળગાવ જઈ રહેવુ પડ્યુ પુન તેમના હાથમા હળનો દાડો આવ્યો ।

આવુ અપમાન થવાથી માલોજીને ઘણુજ ખોટુ લાગ્યુ તેણે વિચાર કર્યો કે – "મારી વિશેષ યોગ્યતા નથી અને મારી પાસે વિશેષ ધન નથી, તેથીજ જાધવ-રાવે મારૂ આ પ્રમાણે અપમાન કર્યું ત્યારે તો કોઇ પણ રીતે મારે મારી યોગ્યતા વધારવીજ જોઇએ," એવો તેણે નિર્ણય કર્યો તેને રાતદિવસ એજ ધ્યાન લાગ્યુ તે અભિમાની પુરુષના મનમા એવો પણ વિચાર આવ્યો કે –" સભામા સર્વ સભાસદોની સન્મુખ જાધવરાવે જે પ્રતિજ્ઞા કરી છે તેનો ભગ કરી, પોતાની પુત્રી અન્ય પુરુષ સાથે પરણાવશે તો સમાજમા મારી આબરૂને કલક લાગશે એવુ અપમાન સહન કરવા કરતા મરણ પામવુ એજ સારૂ છે " એવા એવા વિચારોથી માલોજીના હૃદયમા સતત વેદના થવા લાગી બન્ને ભાઇના મનની એવી ઉદ્વિગ્ન સ્થિતિ હતી તે વખતે તેઓ એક દિવસ રાતે ખેતરમા ચોકી કરવા ગયા તે માઘ મહિનાની પૂર્ણિમાની રાત્રી હતી બન્ને ભાઇઓએ વારા બાધ્યા. પ્રથમ વિઠોજી નિદ્રાવશ થયો અને માલોજી ખેતર સાચવવા બેઠો જે સ્થળે તે બેઠો હતો તે જગ્યાએ સાપનુ એક દર હતુ થોડો વખત વીત્યા પછી તે દરમાથી સુવર્ણ કકણજડિત, ભવાનીનો એક હાથ ધીમે ધીમે બહાર નીકળ્યો અને તે હાથ જાણે તેને કઇ નિશાની કરતો હોય એવો ભાસ થયો પછી ધીમે ધીમે તે હાથ પાછો દરમા સમાઈ ગયો માલોજીએ વિઠોજીને જાગૃત કરી પોતે જોયલુ દશ્ય કહી સભળાવ્યુ વિઠોજીએ ઉત્તરમા જણાવ્યુ કે –" એ તમારી નકામી ભ્રમણાજ છે " હવે વિઠોજી ખેતરની ચોકી કરવા લાગ્યો અને માલોજી નિદ્રાવશ થયો નિદ્રાવશ થતાજ તેને સ્વપ્ન આવ્યુ જેણે શુભ્ર અમૂલ્ય ચુદડી ધારણ કરી છે, કપાળમા કુમકુમની આડ કરેલી છે અને સર્વ અલકારોથી યુક્ત છે, એવી ભવાની દેવીની મૂર્તિ તેની સામે આવીને ઉભી રહી તેણેં માલોજીની પીઠ ઉપર થાપડ મારી જાગૃત કરીને કહ્યુ કે –" હુ તારા ઉપર પ્રસન્ન થઈ છુ આ દરમા એક સર્પ રહે છે, તે મારૂ સ્વરૂપ છે તેને નમસ્કાર કરીને દર ખોદજે એટલે તેમાથી તને દ્રવ્ય મળશે તે તુ લેજે સર્પ જે માર્ગે ચાલ્યો જાય તે માર્ગે તુ જતો નહિ તારા વશની સત્તાવીશ પહેડીને હુ રાજ્ય આપુ છુ " સ્વપ્ન થયા પછી માલોજી જાગૃત થયો અને સ્વપ્નની વાત પોતાના બધુને કહી સભળાવી સ્વપ્નની ખાત્રી કરવા માટે બન્ને બધુઓએ પેલુ દર ખોદી જોયુ, તેમાથી પુષ્કળ દ્રવ્ય મળ્યુ તેમણે સઘળું દ્રવ્ય ઘરમા લાવીને પાછલી પરસાળમા દાટી દીધુ [૧]

૧ મી૦ ગ્રાન્ટ ડફ કહે છે કે –"માલોજીએ કોઇને લૂટીને એ દ્રવ્ય મેળવેલુ હોવુ

આ પ્રમાણે અણુચિન્તવ્યો ધનલાભ થવાથી માલોજીને ઘણોજ ઉત્સાહ આવ્યો. તેણે જનસમાજમા એવી વાત ફેલાવી કે—"મારા ઉપર ભવાની દેવી પ્રસન્ન થઈ છે તેણે મને પુષ્કળ દ્રવ્ય બતાવ્યુ છે અને અમારા કુળમા શક-કર્તા રાજા ઉત્પન્ન થશે, એવુ વરદાન આપ્યુ છે " માલોજીએ તે દ્રવ્ય, શ્રીગોદ નામક ગામમા, શેષાવા નાઇક પાડે નામનો શાહુકાર રહેતો હતો તેને ઘેર અનામત મૂકયુ એ શાહુકારને અને માલોજીને ઘણા દિવસનો ઘર જેવો સબધ હતો માલોજીએ તેનીજ મદદથી હજારેક ઘોડા વેચાતા લીધા અને પુષ્કળ સિપાઇઓ તથા શિલેદાર નોકરીએ રાખ્યા તે પ્રથમથીજ ધર્મશીલ હતો, તેમા વળી દેવીકૃપાથી એટલુ બધુ દ્રવ્ય મળ્યુ તેથી તેની ધાર્મિક ભાવના વિશેષ વધી તેની મનોવૃત્તિ પણ એવી થઈ કે જે દ્રવ્ય મળ્યુ છે, તેનો ઉપયોગ ધર્મના કાર્યોમા કરવો જે ખેતરના દરમાથી તેને દ્રવ્યભડાર પ્રાપ્ત થયો હતો, તે ખેતર તેણે બ્રાહ્મણને દાન આપ્યુ અને જે સ્થળે દર હતુ તે ઠેકાણે એક સુદર દેવાલય બાધ્યુ સતારા જીલ્લામા શભુ મહાદેવનો એક ડુગર છે ચૈત્ર મહિનામા તેના શિખર ઉપર મોટી જાત્રા ભરાતી હતી એ સમયે ત્યા પાચ સાત લાખ યાત્રાળુઓ આવતા હતા તેઓને પાણી પીવાની ઘણી અડચણ પડતી હતી યાત્રાળુઓને ત્રણ ત્રણ ગાઉથી પાણી સાથે લઇ આવવુ પડતુ હતુ એ અડચણ દૂર કરવાને માટે માલોજીએ ડુગર ઉપર ઉત્તમ સ્થળ જોઈ, એક વિશાળ તળાવ બધાવ્યુ આ કાર્યમા તેણે પુષ્કળ પૈસા ખર્ચ્યા તળાવ બધાયા પછી તેમા પુષ્કળ પાણી આવ્યુ તે વખતે માલોજીએ બ્રાહ્મણભોજન કરાવ્યુ અને ફકીરોને ભિક્ષા અપાવી તે ઉપરાત એક ધર્મશાળા પણ બધાવી વેરૂળમા કૃષ્ણેશ્વરનુ દેવાલય ઘણુ જીર્ણ થઇ ગયુ હતુ, તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને તે ગામ પાસે એક તળાવ બધાવ્યુ એ પ્રમાણે તેણે બીજા પણ કેટલાક ક્ષેત્રસ્થાનોમા તળાવ, કૂવા વગેરે બધાવીને પુષ્કળ દાનધર્મ કર્યુ

માલોજીએ એવા અનેક ધર્મકૃત્યો કરીને, પોતાની શ્રીમતતા તથા પુણ્યશીલતાસબધી લૌકિક કીર્તિ પ્રાપ્ત કરી ત્યાર પછી તેણે પોતાનો મૂળ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે પુન ઉદ્યોગ આરભ્યો ઉપર લખવામા આવ્યુ છે કે—"તેણે હજાર બારસો ઘોડેસ્વારો નોકરીએ રાખી પોતાનો ઠાઠમાઠ ઘણોજ વધાર્યો હતો " આ સમયે માલોજીએ જાધવરાવ પાસે તેની કુમારિકા • પુત્રીની પુન માગણી કરી, પરતુ જાધવરાવ તેની સાથે કોઈ પણ પ્રકારનો શરીર-સબધ જોડવા ખુશી નહોતો તેથી માલોજીએ જાધવરાવના તાબાના પરગણામા નોફાન કરવાનુ શરૂ કર્યુ તેણે નિબાળકરોને મળી કહ્યુ કે—"જાધવરાવ પોતાની પુત્રી મારા પુત્ર સાથે પરણાવવાનુ કબૂલ કર્યા પછી હવે ના કહે છે, તેની ખોડ ભૂલાવવા માટે તમારે અમને બે હજાર ઘોડેસ્વારની મદદ આપવી " એ મદદ મળતાજ તેણે જાધવરાવની જાગીરમા તોફાન

લોધએ " એવો નિરાધાર તર્ક કરવાનુ કશુ પ્રયોજન નથી, કારણ કે તેવા રાજ્યપરિવર્તનના અને તોફાનના સમયમા દ્રવ્ય સતાડી સુરક્ષિત રાખવાનો ઉપાય માત્ર પૃથ્વીમા દાટી રાખવુ એજ હતો એ વિચાર કરી જોતા તેને આ પ્રમાણે આકસ્મિક દ્રવ્ય મળે એમા કાંઈ આશ્ચર્ય જેવુ નથી

મચાવવા માડ્યુ એટલુ થવા છતા જાધવરાવે પોતાની હઠ છોડી નહિ, ત્યારે માલોજીએ એક નવીન યુક્તિ શોધી કહાડી માલોજી અને વિઠોજી એ બન્ને નિબાળકરોના ઘોડેસ્વારો સાથે શ્રીગોદમા આવ્યા ત્યા સઘળો સરસામાન મકયા પછી નિબદેવ્હાગને કિનારે ઉતર્યા અને નેવાસા ગામમા થઇ ગોદાવરીને કિનારે આવ્યા ત્યા તેમણે બે ડુક્કરોનો શિકાર કર્યો અને તે ડુક્કર દૌલતાબાદ પાસેની એક મસ્જીદમા નાખ્યા ડુક્કરોના ગળામા ચીઠ્ઠીઓ બાધી હતી, તેમા નિજામશાહને એવી વિનતિ કરવામા આવી હતી કે–" જાધવરાવે મારા પુત્ર સાથે તેની પુત્રી પરણાવવાનુ ભરસભામા કબૂલ કર્યું છે, પણ હવે તેની પત્નીની શિખવણીથી પોતાનુ વચન ભગ કરે છે અમને બન્ને ભાઇઓને તેણે નોકરી ઉપરથી પણ કાઢી મકયા છે, તેથી અમે નિરપાયે નિબાળકરોનો આશ્રય લઇ આ કૃત્ય કર્યું છે જો બાદશાહ અમારી વિનતિ સાભળી જાધવરાવ સાથે અમારો વેવાઇનો સબધ જોડી આપશે તો સારૂ છે, નહિ તો પછી બીજી મસ્જીદોમા પણ એવુજ કૃત્ય કરીશુ " નિજામશાહને જ્યારે આ બનાવની ખબર પડી ત્યારે તેને જાધવરાવ ઉપર અતિશય ક્રોધ ઉત્પન્ન થયો તેને તરતજ પોતાની હજુરમા બોલાવી મગાવી ઘણીજ ધમકી આપી તેમણે જાધવરાવને કહ્યુ કે–" તમે તેમને વચન આપ્યા પછી વચનનો ભગ કરો છો એ ઉચિત નથી તમારે લીધેજ માલોજી ભોસલેએ અમારી મસ્જીદોમા ભ્રષ્ટાચાર કર્યો છે તમે વિનાકારણે કલહ ઉત્પન્ન કર્યો છે માલોજીના પુત્ર સાથે તમારી પુત્રી પરણાવી તેની સાથે સલાહ કરો ' એ સાભળી જાધવરાવે ઉત્તર આપ્યો કે " ભોસલેના પુત્ર સાથે મારી પુત્રી ન પરણાવવાનુ કારણ એટલુજ છે કે તેઓ પણ અમારા સગા તો છે; છતા અમારી અને તેની યોગ્યતા એકસરખી નથી મારા ઘરના બધા મનુષ્યોનો એવો વિચાર છે કે, સમાન પાત્ર મળે ત્યાજ પુત્રીનો વિવાહ કરવો "

જાધવરાવનો આવો જવાબ સાભળતાજ બાદશાહે વિચાર્યુ કે–" મારા કહેવા પ્રમાણે જાધવરાવ કબૂલ કરતો નથી–ઉલટો ઉચ્છૃખલતા બતાવે છે, તેથી એનો ગર્વ ઉતારવા માટે માલોજીને મોટી મનસબ આપી, જાધવરાવ કરતા તેની યોગ્યતા વધારવી " ખરૂ જોતા તો માલોજી અને વિઠોજીએ મોટો અપરાધ કરેલો હોવાથી બાદશાહના મનમા તેમને શિક્ષા કરવાનો વિચાર આવવો જોઇએ, પરતુ તે સમય નિજામશાહીને પ્રતિકુળ હતો એ રાજ્યપર મોગલોની વક્રદૃષ્ટિ હતી અકબર બાદશાહે તેનુ જડમૂળ ઉખાડી નાખવાનો નિશ્ચય કર્યો હતો આવા આપત્તિના પ્રસગે પોતાના રાજ્યના મરાઠા સરદારો પરસ્પર કલહ કરે અને તેમાનો કોઇ, શત્રુના પક્ષમા જઈ મળી જાય, તો પોતાનો પક્ષ તેટલોજ નિર્બળ થાય, એવો વિચાર કરી બાદશાહે માલોજીને પોતાના પક્ષમા મેળવી લેવાની ગોઠવણ કરી બાદશાહે માલોજી અને વિઠોજીને ઘણા સન્માનપૂર્વક–સ્નેહપૂર્વક દરબારમા બોલાવી મગાવ્યા. પ્રત્યેક ભાઇને બાર હજાર[1] ઘોડેસ્વારની મનસબદારી આપી અને માલોજીને

[1] આવી મનસબ ફક્ત માલોજીનેજ આપી હતી અને તે પાચ હજાર ઘોડેસ્વારની હતી, એવુ કેટલેક સ્થળે લખ્યુ છે

"રાજા" ની પદવી આપી શિવનેરી અને ચાકણ નામક કિલ્લા તથા તેની તળેટીનો પ્રદેશ, ખર્ચ માટે આપ્યો તે ઉપરાત પુના તથા સુપા પરગણા જાગીરમા આપ્યા[1] (ઇ૦ સ૦ ૧૬૦૪, માર્ચ)

બાદશાહે માલોજીનો પક્ષ લઈ તેમની યોગ્યતા વધારી, એ જોઇને જાધવરાવ માલોજીની માગણી પાછી ફેરવી શક્યો નહિ બાદશાહે બન્ને પક્ષને તેમના કુટુબ તથા આપ્તજનોને દૌલતાબાદમા તેડાવવાનુ કહ્યુ અને પોતાની સમક્ષ લગ્નસમારભ કર્યો બાદશાહ પોતેજ સમારભમા હાજર રહેલા હોવાથી દરબારના એકેએક અમીરો પણ આવ્યા હતા આ પ્રમાણે શાહજી અને જીજાબાઈના લગ્ન ઘણા ઠાઠમાઠથી થયા એ પ્રસગે માલોજી રાજાએ પણ પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતુ દરબારના સર્વ અમીરોને મોટી મિજબાની આપી હતી અને બ્રાહ્મણોને દાનધર્મ તથા ફકીરોને ભિક્ષા આપી હતી એ લગ્ન ઇ૦ સ૦ ૧૬૦૪ ના એપ્રિલ માસમા થયુ હતુ આ પ્રમાણે માલોજીના સકલ્પની સિદ્ધિ થઇ, ઉપરાત મનસબદારી અને "રાજા"ની પદવી મળી

લગ્ન થઈ ગયા પછી, માલોજી રાજા નિજામશાહી રાજ્યના મનસબદાર થયા અને એ ક્રાન્તિના કાળમા પોતાની સરકારને ઘણા ઉપયોગી થઈ પડયા માલોજી ઘણા શૂરવીર અને ચતુર હોવાથી દરબારમા તેમનુ માન વધવા લાગ્યુ તેમણે સરકારના અનેક વિકટ કાર્યો કરી દરબારમા પ્રશસા મેળવી આ રીતે જાધવરાવની હઠ હોવા છતા, બાદશાહે માલોજીને એકદમ મોટી મનસબ આપી, તેને તે પાત્ર હતા, એવુ સાબિત થયુ મોટા મોટા કામોમા સરકારના મુત્સદ્દીઓ પણ તેમની સલાહ લેવા લાગ્યા તેમનો સ્વભાવ અતિ પ્રેમાળ અને પરોપકારી હોવાથી દરબારના મનુષ્યો હમેશા તેમની સાથે અનુકૂળ રીતે વર્તતા હતા. શાહજી પોતાના પિતાની સાથે હમેશા દરબારમા જતો હતો તે અતિ સુદર દેખાવનો, કુશાગ્ર બુદ્ધિનો, નમ્ર અને સુશીલ હોવાથી બાદશાહ પણ તેના ઉપર ઘણો પ્રેમ રાખતા હતા અને દરબારના અમીરઉમરાવો પણ તેને ચહાતા હતા માલોજી રાજાએ પદર વર્ષ સુધી આબરૂસહિત મનસબદારી ભોગવી અને દરબારમા પોતાનુ અતિશય સન્માન વધારી ઇ૦ સ૦ ૧૬૧૯ મા તેઓ મરણ પામ્યા માલોજીના મરણ પછી નિજામશાહે તેમનુ દ્રવ્ય અને મનસબ શાહજી રાજાને આપી

---

[1] આ સમયે માલોજીને મળેલી જાગીરની યાદી શિ દિ મા ઘણી મોટી પ્રસિદ્ધ થઈ છે તે સત્ય માનીએ તો તેમને પુના, નાશિક, અહમદનગર અને ખાનદેશ પ્રાતોમાથી કેટલાક પરગણા મળ્યા હતા, એમ માનવુ જોઇએ, પણ તે સમયે આમાના કેટલાક પ્રાતોપર મોગલોનો અમલ બેસી ચૂક્યો હતો ,તેથી આ વાત સભવિત લાગતી નથી



શિવાજી મહારાજના પિતા શહાજી રાજા



# પ્રકરણ ૨ જું—શાહજી રાજાનું વૃત્તાન્ત

## નિજામશાહીમાં નોકરી

શાહજી રાજાને મનસબદારી મળી તે સમયે નિજામશાહી રાજ્યનો કાર્યભાર માલકબરના હાથમા હતો તે સમયે એ સરકારની કેવી સ્થિતિ હતી, તે પ્રથમ ટુકમા લખવામા આવે છે ઇ૦ સ૦ ૧૬૦૦ મા મોગલોએ અહમદનગર કબજે કર્યું સુલ્તાના ચાદબીબીના સરદારોએજ તેણીનુ ખૂન કર્યું ચાદબીબીએ નિજામશાહી રાજગાદીપર બહાદૂર નિજામશાહ નામનો એક બાળરાજા બેસાડયો હતો, તે મોગલોના હાથમા ગયો તેને તેઓએ ગ્વાલિયરના કિલ્લામા[1] કેદ પૂર્યો નિજામશાહી રાજધાની અને નિજામશાહ, એ બન્ને શત્રુના હાથમા જવા છતા મલિકબર જરા પણ નિરાશ થયો નહિ તેણે બીજુ લશ્કર ભેગુ કરી, નિજામશાહી રાજગાદી ઉપર નાની વયનો એક બીજો શાહજાદો બેસાડયો તેનુ નામ મૂર્તિજા નિજામશાહ[2] પાડયુ તેને દૌલતાબાદના મજબૂત કિલ્લામા રાખ્યો અને બહિરી કુલનુ નિશાન પુન ફરકાવ્યુ મલિકબરના હાથમા સર્વ સત્તા આવવાથી દરબારમા હબસી જાતિનુ ચલણ થયુ તે કારણને લીધેજ નિજામશાહીના મરાઠા સરદારોના મનમા દ્વેષ ઉત્પન્ન થયો અને રાજ્યમા બે પક્ષ થઈ ગયા મીઆન રાજૂ નામક એક સરદાર, મરાઠા સરદારોના પક્ષનો પ્રમુખ હતો નિજામશાહીના જે દેશ મોગલોએ પોતાના તાબામા લીધા હતા, તેમાના ઘણા દેશો મલિકબર અને મીઆન રાજૂએ પાછા મેળવ્યા હતા મીઆન રાજૂએ દૌલતાબાદથી ઉત્તરમા ગુજરાત સુધીના અને દક્ષિણમા અહમદનગર સુધીના સઘળા પ્રદેશો પોતાના તાબામા લીધા અને દક્ષિણ તરફના સઘળા પ્રાત મલિકબરના તાબામા આવ્યા એ બન્ને સરદારો બહારથી એવુ કહેતા હતા કે—"અમે નિજામશાહના તાબેદાર છીએ," પરતુ તે દેશોની સર્વ સત્તા પોતાના હાથમાજ રાખી

---

૧ કેટલાક વળી કહે છે કે, તેને આગ્રામા કેદ કરવામા આવ્યો હતો

૨ પ્રો૦ જદુનાથ સરકાર એને બુરાણ નિજામશાહ એવુ નામ આપે છે બીજા કેટલાક ઇતિહાસકારો તેને બીજો મૂર્તિજા નિજામશાહ એવુ નામ આપે છે એના દાદાનુ નામ પહેલા બુરાણ નિજામશાહ એવુ હતુ આથી ગાદીપર બેસતા પહેલા તેનુ નામ બુરાણ નિજામશાહ હોવાનો સભવ છે

કતી મૂર્તિજા નિજામશાહને આવશાના કિલ્લામા રાખ્યા હતા, તેથી શાહના ખર્ચ માટે, કિલ્લાની સન્મુખના કેટલાક ગામોની ઉપજ તેમને કરી આ।। હતી

મીઆન રાજૂએ મોગલો સાથે મૈત્રી બાધી અને મલિકબર સાથે યુદ્ધ કયુ, પરતુ તે યુદ્ધમા મલિકબરને વિજય મળ્યો અને મીઆનરાજૂ તેને હાથે કેદ પકડાયો મરાઠા સરદારોનો પક્ષ તૂટી ગયો અને તે સઘળા મલિકબરના તાબેદાર થઈ રહ્યા પ્રત્યેક પક્ષને નિર્બળ કર્યા પછી મલિકબર નિશ્ચિતપણે રાજકાયભાર કરવા લાગ્યો તેણે સર્વ રાજ્યની વ્યવસ્થા યથાસ્થિત કરી અને મહેસુલ માટે ઉત્તમ પ્રકારનો નિયમ કર્યો આવો સુધારો કરવાથી મહારાષ્ટ્રમા તેની કીર્તિ ઘણી વધી ઈ૦ સ૦ ૧૬૧૦ મા દૌલતાબાદની પાસે ખડકી[1] નામનુ એક નવુ શહેર વસાવી ત્યા નિજામશાહી રાજસિહાસન સ્થાપ્યુ તેણે મોગલો સાથે અનેક યુદ્ધ કરીને પુષ્કળ યશ સપાદન કર્યો અહમદનગર મોગલોના હાથમા ગયુ હતુ, તે તેણે પુન સ્વાધીન કર્યુ મલિકબર પ્રબળ થયો હતો, તેના આગળ મોગલોનુ કાઈ ચાલતુ ન હોવાથી દિલ્હીના જહાગીર બાદશાહે પોતાના પુત્ર શાહજહાનને મોટા લશ્કર સાથે, ઈ૦ સ૦ ૧૬૧૭ મા નિજામશાહી પ્રદેશ પુન તાબે કરવા દક્ષિણમા મોકલ્યો અને બાદશાહ પણ સૈન્ય લઇને તેની પાછળજ રવાના થયો ઈ૦ સ૦ ૧૬૨૦ મા મોગલસૈન્ય અને મલિકબર વચ્ચે ભયકર યુદ્ધ થયુ એ યુદ્ધમા મરાઠા સરદારો ઘણા શૌર્યપૂર્વક લડયા શાહજી રાજાના શૌર્ય, વીર્યાદિ ગુણ પ્રથમ આ યુદ્ધમાજ જણાયા મલિકબરનો પરાજય થયો તેને રણમાથી પાછુ હઠવુ પડયુ શાહજી રાજાએ નીડરતાપૂર્વક મોગલોના સૈન્ય ઉપર ધસી જઇ વખતોવખત છાપા માર્યા અને તેમની પૂરેપૂરી દુર્દશા કરી નાખી શાહજીની આવી બહાદુરીને લીધે નિજામશાહી દરબારમા તેમની ખ્યાતિ વધી ગઇ તેઓ શૂરવીર અને યુદ્ધકુશળ સરદાર છે, એવી સર્વની ખાત્રી થઈ મલિકબરના અતકરણમા તેમનાપર ઘણોજ સ્નેહ ઉત્પન્ન થયો

શાહજહાને જાણી લીધુ કે, મરાઠા સરદારોનુ પ્રબળ છે ત્યાસુધી નિજામશાહીપર વિજય મેળવવાનુ કામ કઠિન છે બાદશાહે તેઓ સાથે પ્રપચ રમવા માડયો લુકજી જાધવરાવ વગેરે સરદારોને મોટી મોટી લાલચો આપી પોતાને વશ કરી લીધા એ સરદારોને મલિકબર સાથે સારો બનાવ નહિ હોવાથી તેઓ બાદશાહ સાથે મળી ગયા એવુ કહેવામા આવે છે કે, લુકજી જાધવરાવને મોગલો તરફથી ચોવીસ હજારની મનસબદારી મળી હતી[2] તે ઉપરાત તેના આપ્તજનોને પણ મોટી મોટી મનસબદારી મળી (ઈ૦ સ૦ ૧૬૨૧) મોગલોની આવી લાલચમા માત્ર શાહજી રાજા ફસાયા નહોતા તે તો પોતાના અસલપક્ષમાજ રહ્યા

---

૧ ઔરગઝેબે પાછળથી આ શહેરનુ નામ ઔરગાબાદ પાડયુ

૨ કેટલીક બખરોમા લુકજી જાધવરાવને મોગલો સાથે મળી જવાનુ કારણ એવુ બતાવ્યુ છે કે, બીજો મૂર્તિજા નિજામશાહ મૃત્યુ પામ્યો તે સમયે તેના છ સાત વર્ષના બે નાના પુત્રો હતા બાદશાહની બેગમોએ સાબાજી અનત નામના નિજામશાહીના એક ચતુર મુત્સદ્દીને પૂછ્યુ કે –' આપણા રાજ્યમા વજીરી ચલાવવ લાયક દક્ષ પુરુષ કાણ

એ પ્રમાણે સરદારો રાજદ્રોહી થવાથી, પોતાનો પક્ષ દુર્બળ થયેલો જાણી, મલિકબરે નિરુપાયે અહમદનગર અને તેની આસપાસનો પ્રદેશ મોગલોને આપી, તેમની સાથે મિત્રતા બાંધી શાહજહાનને જ્યારે દિલ્હી જવુ પડ્યુ ત્યારે તે સમય-નો લાગ સાધી મલિકબરે મોગલોના લશ્કરને હાંકી મૂક્યુ અને તેમના તાબામા ગયેલો પ્રદેશ પુન પોતાને કબજે કરી લીધો એમ થવાથી શાહજહાન પાછો દક્ષિણ-મા આવ્યો અને રાજદ્રોહી થયેલા મરાઠા સરદારોની મદદવડે, મલિકબરે તાબે કરેલો પ્રદેશ પાછો જીતી લીધો આ વખતે મલિકબર ઘણોજ નિરાશ થયા શા-હજી રાજાએ તેને પ્રમાણિકપણે મદદ કરી હતી, પરંતુ મોગલોનુ સૈન્ય પ્રચંડ હો-વાથી મલિકબરનુ બળકૌશલ્ય ચાલ્યુ નહિ મલિકબર અંતે એવા નિર્ણયપર આવ્યા કે, આવા પ્રબળ શત્રુ સાથે લડતા ફરવુ અને કોઈક વખત નિજામશાહી ગુમાવી દેવી, એના કરતા સંધિ કરી તેની સાથે મિત્રભાવ રાખવો, એજ યોગ્ય છે ચતુર મલિકબરે મોગલો સાથે સંધિ કરી અને મહામુશીબતે તેમના પંજા-માથી છૂટયો ત્યાર પછી તેણે કોઈ પણ વખત મોગલો સાથે વિરોધ કર્યો નહિ; પણ એ પછી મલિકબર ઘણા દિવસ જીવ્યો નહિ અચાનક કંઈ વ્યાધિ થવાથી ઇ૦ સ૦ ૧૬૨૬ મા મરણ પામ્યો મરણસમયે તેનુ વય ૮૦ વર્ષનુ હતુ

મલિકબરનુ મૃત્યુ થતાજ મોગલોએ લુકજી જાધવરાવની મદદ લઇ નિજામ-શાહહી સાથે યુદ્ધ કરવાનુ પુન શરૂ કર્યું એ અરસામા જહાંગીર બાદશાહનુ મરણ થવાથી શાહજહાનને દિલ્હી જવુ પડ્યુ, તેથી તેણે જાધવરાવની મદદ માટે કેટલુંક લશ્કર રહેવા દીધુ અને પોતે દિલ્હી ગયો આ સમયે શાહજી રાજાએ સબાજી અનંત નામના એક ચતુર માણસની મદદથી બાળક નિજામશાહની માના મનમા પોતાને માટે સંપૂર્ણ ભરોસો બેસાડ્યો હતો અને બધો કારભાર પોતાના હાથમા લીધો હતો જ્યારે મોગલોએ દૌલતાબાદપર સવારી કરી ત્યારે નિજામશાહ અને તેની માતાને ત્યાથી કાઢીને કાસારઘાટમા કલ્યાણની પાસે આવેલા માહુલી નામના એક કિલ્લામા તેમને તેણે રાખ્યા તેમની સાથે શાહજી રાજા પણ હતા જાધવરાવે મોગલ લશ્કરસહિત એ કિલ્લાને ઘેરો ઘાલ્યો શાહજી રાજા તેની સાથે છ મહિ-

છે ?" તે વખતે સાબાજીએ શાહજી રાજાનુ નામ દીધુ તેપરથી બેગમે એ શાહજી રાજાને વજીર બનાવી રાજ્યકારભારની સર્વ સત્તા તેમના હાથમા સોંપી નિજામશાહના પુત્રને ખોળામા લઇને શાહજીરાજ રાજસિંહાસન ઉપર બેસતા હતા લુકજી જાધવરાવ વગેરે મોટા મોટા સરદારોને સિંહાસન આગળ આવી નમન કરવુ પડતુ હોવાથી જાધવરાવને ઘણુંજ ખોટુ લાગ્યુ જાધવરાવને એવુ લાગ્યું કે –'જે કણબી, એક વખત મારી દેવડી ઉપર નોકર હતો, તેના પુત્રની ચડતી થઈ, તે સિંહાસન ઉપર બેઠો અને આપણે તેના સામા ઉભા રહીને નમન કરવુ, એથી આપણી કિંમત હલકી થાય છે' જાધવરાવના મનમા એવા વિચાર આવવાથી તેને નિજામ સરકાર ઉપર દ્વેષ ઉત્પન્ન થયો. તેણે પોતાના વકીલને એક પત્ર લખી આપી દિલ્હીના બાદશાહ પાસે મોકલ્યો પત્રમા બાદશાહને નિજામશાહીપર ચડાઈ લાવવાની ભલામણ કરી હતી બાદશાહે મિરઝુગલા નામક એક સરદારને આઠ હજાર સિપાઇઓના લશ્કર સાથે જાધવરાવની મદદે જવા મોકલ્યો જાધવરાવ અને બીજા કેટલાક મરાઠા સરદારો, સરદાર મિરઝુગલા સાથે મળી ગયા.

ના સુધી લડયા શત્રુઓને જરા પણ મચક આપી નહિ, તેમ છતા કોઈ પણ રીતે શત્રુઓનો ઘેરો ઉઠતો નહોતો મોગલોનુ લશ્કર, કિલ્લા સામે વધારે ને વધારે એકઠુ થવા લાગ્યુ એટલુ થવા છતા શાહજી રાજામા, શત્રુઓ સાથે છેવટ સુધી ટક્કર ઝીલવાની હિમત હતી ખરૂ જોતા તે વખતે નિજામશાહીનુ રક્ષણ કરવા માટે, પ્રમાણિકપણે અને શૌર્યથી લડનાર શાહજી રાજા સિવાય બીજો કોઈ પરાક્રમી સરદાર નહોતો, પરતુ તે અવનતિને સમયે નિજામશાહની માતાને દુર્બુદ્ધિ ઉત્પન્ન થવાથી રાજાનુ મન ઉદાસ થયુ અને પોતાના સ્વામીને છોડી જવાનો પ્રસગ આવ્યો લુકજી જાધવરાવે નિજામશાહની માતા સાથે મૈત્રીભાવ બતાવી તેને વશ કરી લીધી અને એકદમ નિજામશાહી પાયમાલ કરવાનો ઘાટ ઘડયો એ જોઈ શાહજી રાજાને ઘણુ જ ખોટુ લાગ્યુ તેમણે એવો વિચાર કર્યો કે –“ જ્યારે રાજ્યના માલિકનુ જ મન બદલાયુ છે, ત્યારે રાજગાદી બચાવવા માટે યુદ્ધ કરી, આપણા પ્રાણને સકટમા નાખવાની શી જરૂર ? અત્યારસુધી તેના સેવક થઈ, મે નિમકહલાલીથી વર્તન કર્યું હવે પછી તે નિમકહલાલીની કદર થશે એવુ જણાતુ નથી, ત્યારે પછી મારે લીધે બાદશાહી પાયમાલ થઈ, એવુ કલક મારે શામાટે લેવુ ? માટે અહીથી નીકળી જવુ એજ ઉત્તમ માર્ગ છે ” એવો વિચાર કરી શાહજીએ પોતાની ઈચ્છા નિજામશાહ અને તેની માતાને જણાવી, તેમજ પોતાના કેટલાક વિશ્વાસુ મનુષ્યો સાથે કિલ્લા બહાર નીકળી જવાની ગોઠવણ કરી રાજા એક રાત્રે એકાએક કિલ્લા બહાર નીકળી શત્રુની છાવણી વચ્ચે થઈ પેલે પાર નીકળી ગયા જાધવરાવને એટલુ જ જોઈતુ હતુ શાહજીરાજા કિલ્લામાથી નાસી ગયાના સમાચાર મળતાજ તેણે તેમની પૂઠ પકડી અને કેટલાક દિવસ સુધી એકસરખી રીતે જુસ્સાબધ પાછળ ગયો ફલટણ નજીક પહોચતાજ સસરાએ જમાઈની ધરપકડ કરી એટલે વેગળેસુધી જવા છતા શાહજીરાજ પકડાયા નહોતા ફલટણની સરહદ આગળ પહોચતાજ જાધવરાવે પાછા પગલા ભર્યા, કારણ કે તેને ખબર હતી કે, નિબાળકરોની મદદ મળતાજ, શાહજીરાજને વિશેષ હિમત આવશે અને તેમ થવાથી તે આપણાપર ધસી આવીને આપણી પાયમાલી કરવામા જરા પણ કચાશ રાખશે નહિ

જે સમયે શાહજી રાજા માહુલીના કિલ્લામાથી બહાર નીકળ્યા, તે સમયે તેમની પત્ની જીજાબાઇ અને ત્રણ ચાર વર્ષનો પુત્ર સભાજી તેમની સાથે હતા જીજાબાઇને સાત માસનો ગર્ભ હતો પૂઠ પાછળ શત્રુઓ આવતા હોવાથી જીજાબાઇને વેગપૂર્વક દોડવુ પડતુ હતુ, જીજાબાઇને ઘોડા ઉપર બેસાડવામા આવી હતી કેટલાક ગાઉ જતાજ તેના પેટમા એવો દુખાવો થયો કે તેનાથી એક ડગલુ પણ આગળ જવાય તેમ નહોતુ આવી સ્થિતિ હોવાથી શાહજી રાજાએ જીજાબાઇને કોઇ સ્થળે સુરક્ષિતપણે રાખી આગળ વધવાનો વિચાર કર્યો એ સમયે જુન્નરમા શ્રીનિવાસરાવનુ થાણુ હતુ તે ત્યા સ્વતત્ર થઇ રહ્યો હતો તેની સાથે શાહજી રાજાને પૂર્વની મૈત્રી હતી, તેથી જીજાબાઈને તેના આશ્રયમા શિવનેરીના કિલ્લામા રાખી, તેના રક્ષણમાટે

કેટલાક ઘોડેસ્વાર અને બીજા મનુષ્યો પણ આપ્યા [1] શાહજી રાજા આગળ ચાલ્યા ગયા પછી જાધવરાવ પાછળજ કિલ્લા પાસે આવી પહોચ્યો લોકોએ તેમને કહ્યુ કે—" શાહજી રાજા સાથે તમારે શત્રુતા છે, તમારી પુત્રીએ તમારો કઈ અપરાધ કર્યો નથી, તેથી જીજાબાઇને મળી તેના રક્ષણમાટે બંદોબસ્ત કરવો ઉચિત છે તે જો મોગલોના હાથમા સપડાશે તો વિડબના કોને થશે ? એ બાબતનો વિચાર કરો " એવુ યુક્તિપુરસર કથન સાભળતાજ જાધવરાવનુ મન પીગળ્યુ અને એ પોતાની પુત્રીને મળવા ગયો જીજાબાઇએ પિતાને ઘણો ઠપકો આપ્યો અને કહ્યુ કે—" મારા પતિને બદલે હુ તમારા હાથમા આવી છુ જે કાઈ શિક્ષા કરવી હોય તે મને કરો " જાધવરાવે પુત્રીને માથે સ્નેહપૂર્વક હાથ ફેરવતા કહ્યુ કે " જેવી બુદ્ધિ સૂઝવાની હતી તેવી સૂઝી અને વૈરભાવ બધાયો હવે તેનો કઈ ઉપાય નથી તારે કયા જવુ છે, તે મને કહે તારે સિદખેડા જવુ હોય તો હુ તને સુરક્ષિતપણે ત્યા પહોચાડી દેવાની વ્યવસ્થા કરૂ " જીજાબાઇએ ઉત્તર આપ્યો કે—" મારે અહિજ રહેવુ છે, પિયેર જવુ નથી " પુત્રીનો એવો નિશ્ચય જોઇ, જાધવરાવે તેના રક્ષણમાટે ત્યા બીજા કેટલાક માણસો રાખ્યા એ પ્રમાણે પતિવ્રતા સ્ત્રી પોતાના પતિએ નક્કી કરી આપેલે સ્થળેજ રહી પોતાના પતિ સાથે પિતાએ વૈર કર્યુ હતુ તે જીજાબાઇને બિલ્કુલ પસદ પડયુ નહોતુ ચારે દિશામા ઉથલપાથલ થઈ રહી હતી, છતા તેણે તેજ સ્થળે રહેવાનો આગ્રહ કર્યો અને ત્યાર પછી પણ તે કદિ પિયેર ગઈ નહોતી

શાહજી રાજા નાસીને ઠેઠ વિજાપુર ગયા નિજામશાહની માતા જાધવરાવના મીઠા શબ્દોથી ભોળવાઈ ગઈ અને ઘરમાજ ફાટફુટ થઇ એ બનાવ જોતાજ શાહજી રાજાએ, બાળકૃષ્ણપત હનુમતને રાજકીય સલાહમસલત ચલાવવા માટે પ્રથમથીજ વિજાપુર સરકાર પાસે મોકલી દીધો હતો વિજાપુર સરકારના તે વખતના મુખ્ય સલાહકાર મુરાર જગદેવ અને રણદુલ્લાખાન, એ બન્ને શાહજીરાજાની યોગ્યતા સારી પેઠે જાણતા હતા આદિલશાહ બાદશાહે શાહજી રાજાને ઘણું માન આપ્યુ અને નિજામશાહી પાયમાલ થતી અટકાવવાનો હેતુ પરિપૂર્ણ કરવા માટે જે સહાયતાની જરૂર પડે તે આપવાનુ વચન આપ્યુ, તેમજ મદદને માટે કેટલુક સૈન્ય પણ આપ્યુ

આ તરફ નિજામશાહીમા મુખ્ય અધિકારી બદલાયો મલિકબરના મરણ પછી તેનો પુત્ર ફત્તેહખાન વજીર થયો ફત્તેહખાનનો સ્વભાવ ઘણોજ ગર્વિષ્ઠ અને ક્રૂર હતો તેનામા મલિકબરના જેવી કાર્યદક્ષતા, ધૈર્ય અને રાજ્યના મોટા મોટા સરદારો સાથે મળતા રહેવાની શૈલી જરા પણ નહોતી તેણે મોગલો સાથે કેટલીક

૧ કેટલીક બખરમા એવો ઉલ્લેખ છે કે, શાહજી રાજાએ નિરૂપાયે જીજાબાઈને રસ્તામાજ પડતી મૂકી અને તેના રક્ષણ માટે કેટલાક માણસો રાખી આગળ નાસી ગયા. પાછળથી જ્યારે જાધવરાવ ત્યા આવ્યો ત્યારે તેને પોતાની પુત્રીની દયા આવી અને તેને શિવનેરીના કિલ્લામા સુરક્ષિતપણે પહોચાડી દીધી તથા તેના રક્ષણ માટે ત્યા પાચસો ઘોડેસ્વાર રાખ્યા

વખત યુદ્ધ કર્યા હતા; પરતુ તેમા તેને વિજય મળ્યો નહોતો આ સમયે તેને મોગલોના સરદાર ખાનજહાન લોદી સાથે દક્ષિણમા યુદ્ધ ચાલતુ હતુ એ સરદારે પાછળથી ફત્તેહખાન સાથે સત્વર સધિ કરી તેથી લડાઈ બધ થઈ અને કેટલોક વખત સુધી નિજામશાહી રાજગાદી ટકી રહી

ફત્તેહખાનનો ખોટો દભ, નિજામશાહથી સહન થયો નહિ, તેથી તેમણે તેને અધિકારપરથી વેગળો કરી કેદમા નખાવ્યો અને તખરિકખાન નામના એક બીજા સરદારને પોતાનો વજીર બનાવ્યો [1] અધિકારીઓમા ફેરફાર થવાથી જાધવરાવને પુન નિજામશાહ પાસે જવાની ઇચ્છા થઈ તેણે પોતાની ઇચ્છા શાહને કહાવી મૂર્તિજા નિજામશાહ ઘણો દ્વેષી હતો તેની વર્તણુક પ્રપચમય હતી તેના મનમા જાધવરાવપ્રત્યે વૈર વાળવાની ઇચ્છા હતી તેના મનમા એવો વિચાર ન આવ્યો કે, આવો મોટો બળવાન સરદાર પોતાની મેળેજ આપણી પાસ આવે છે ત્યારે પાછલી વાતો ભૂલી જઈ તેને આપણા પક્ષમા લઇ લેવો અને આપણા રાજ્યને બળવાન બનાવવુ જાધવરાવે પ્રથમ જે નિમકહરામીપણુ કર્યુ હતુ, તેનુ વૈર વાળવાનો પ્રપચ કરી તેને દૌલતાબાદના કિલ્લામા પોતાને મળવા બોલાવ્યો અને તેની શી માગણી છે, તે સમક્ષ સાભળવાનુ બહાનુ કર્યુ જાધવરાવ પોતાના પુત્ર અચલોજીસહિત, નિજામશાહને મળવા માટે નાદના દરબારમા આવ્યો એટલામા 'કઈ ગુપ્ત સલાહ કરવી છે ' એવુ બહાનુ કહાડી બાદશાહ કચેરીમાથી ઉઠી ઓરડામા ચાલ્યો ગયો પ્રથમથી કરી રાખેલી ગુપ્તમત્રણા પ્રમાણે ત્રણે મુસલમાન સરદારો પોતાની તલવાર ઉગામી જાધવરાવ તથા તેના પુત્રના શરીર તરફ ધસી આવ્યા અને તેઓના હાથમાની તલવારો છીનવી લીધી બન્ને પિતાપુત્રે પોતાને દગો થયેલો જોઈ, પોતાની કમ્મરે ખોસેલી કટારીઓ હાથમા લીધી અને તેમની સાથે ઘણા શૌર્યપૂર્વક લડયા, પરતુ તેઓ મુસલમાન સરદારો સામે ટકી શકયા નહિ અને છેવટે મરણ પામ્યા [2] જાધવરાવની પત્ની કેટલાક લશ્કરી સિપાઇઓસહિત શહેર બહાર એક મકાનમા ઉતરી હતી

---

૧ ખાફીખાન કહે છે કે ફત્તેહખાન પછી હમીદખાન વજીર થયો આ હમીદખાન હબસી સરદાર હતો એની સ્ત્રી ઘણીજ ખૂબસુરત હતી અને તેનાપર સુલતાનનો મોહ થયેલો હોવાથી, તેને આ મોટો હોદ્દો મળ્યો હતો

૨ મોડકકૃત આદિલશાહીના ઇતિહાસમા જાધવરાવની આ હકીકત તદ્દન જૂદીજ રીતે લખવામા આવી છે તેમા લખ્યુ છે કે, ફત્તેહખાનને કેદ કર્યાથી જાધવરાવ વગેરે મરાઠા સરદારોને પોતાના જીવનુ અને આબરૂનુ રક્ષણ શી રીતે કરવુ તેની ચિતા થઈ જાધવરાવે નાસી જઈ મોગલોનો આશ્રય લેવાનો વિચાર કર્યો આ વાત નિજામશાહને કાને જતાજ શાહ વિમાસણમા પડયો જાધવરાવ જેવો બળવાન સરદાર મોગલો પાસે જઇ તેના પક્ષમા મળી જાય તો પોતાનો પક્ષ ઘણોજ દુર્બળ થઇ પડે, એવુ જણાયુ, તેથી તેને પકડીને કેદમા પૂરવો, એવી વ્યવસ્થા કરી ત્યાર પછી જાધવરાવ તેના પુત્રસહિત એક દિવસ કાંઈ કાર્યનિમિત્તે દરબારમા આવ્યો, તે વખતે દગો કરીને તેમના ખૂન કરવામા આવ્યા. તેની સાથે તેના એક બીજા દીકરાનુ તેમજ ભાણેજનુ ખૂન પણ થયુ હતુ, એમ કેટલીક મુસલમાન બખરમા લખેલુ છે

પતિપુત્રના મરણના સમાચાર મળતાજ તે સિંદખેડા નાસી ગઈ ત્યાર પછી તેણે મોગલ બાદશાહને અરજી કરી, પોતાના દિયર ભોનાજીરાવને પતિની મનસબ અને જાગીર અપાવી જાધવના વંશજો, એ સમયથી અંતસુધી મોગલોની નોકરીમા રહ્યા

એ સમયે શાહજી રાજા પરિંડ્યાના કિલ્લામા રહેતા હતા આસપાસનો પ્રદેશ પોતાના તાબામા લઈ તેપર સ્વતંત્રપણે સત્તા ચલાવતા હતા પોતાના સસરાને દગાથી મારી નાખવાના સમાચાર સાભળતાજ તેમણે મનમા વિચાર કર્યો કે, નિજામ સાથે પુન મિત્રભાવથી વર્તવાની વ્યવસ્થા કરવાની કિંવા તેનો પક્ષ લઇ, મોગલો સાથે વૈર રાખવાની અગત્ય નથી મૂર્તિજા બાદશાહ દ્વેષી અને ઘાતકી મનુષ્ય છે, એવી તેમની ખાત્રી થઈ શાહજી રાજાએ એવોજ નિશ્ચય કર્યો કે—'બની શકે તેટલો પ્રદેશ તાબામા લઈ સ્વતંત્ર થવુ ' તેમણે સંગમનેરથી પુના સુધીનો સઘળો પ્રદેશ કબજે કર્યો અને આસપાસના સઘળા કિલ્લા પોતાના તાબામા લીધા તેમણે એ ઉથલપાથલમા, વિજાપુર સરકારનો પણ કેટલોક પ્રદેશ પોતાને કબજે કર્યો તેપરથી વિજાપુર સરકારને ગુસ્સો ઉપજ્યો અને શાહજીરાજનુ દમન કરવા માટે, મુરારપંતને પુષ્કળ સૈન્ય આપી મોકલ્યો તેણે રાજાના સ્વાધીનના કેટલાક જીલ્લા તાબે કર્યા પુના શહેર કબજે કરી, રાજાનો વાડો વગેરે ઘરો બાળી નાખ્યા તે સમયે શાહજી રાજામા વિજાપુર રાજ્યના વિશાળ સૈન્ય સાથે ટક્કર ઝીલવાનુ સામર્થ્ય નહોતુ, તેથી તેમણે જુન્નરના શ્રીનિવાસરાવનો આશ્રય લીધો મુરારપંતે ભીલસારની ટેકરીપર એક કિલ્લો બાંધ્યો અને તેનુ નામ 'દૌલતમંગળ' રાખ્યુ તેમજ રામરાવને બે હજાર માણસો આપી ત્યા મૂક્યો તે ઉપરાંત ચંદ્રરાવ, બાજી દળવી વગેરે સરદારોને સૈન્ય આપીને તળ કાકણ જીતવાને મોકલી પોતે વિજાપુર પાછો ફર્યો વિજાપુરીઓનો વાવંટોળીયો ત્યાથી નીકળી ગયા પછી તેઓ જુન્નરમાથી બહાર નીકળ્યા અને પમેગડ નામક કિલ્લો ભાગી જવાની તૈયારીમા હતો, તેમા કોઈપણ થાણુ ન હોવાથી તેને દુરસ્ત કરાવ્યો અને તેનુ શાહગડ[1] નામ પાડી તેમા નિવાસ કર્યો આ સ્થળમા રહી તેમણે ગુમાવી દીધેલા સઘળા કિલ્લા એક પછી એક કબજે કર્યા પાચ છ હજાર સિપાઇઓનુ લશ્કર એકઠુ કર્યુ જુન્નર અને સંગમનેરથી અહમદનગર અને દૌલતાબાદ સુધીનો સઘળો પ્રદેશ ધીમે ધીમે પોતાના તાબામા લીધો અને બાલાઘાટનો પ્રદેશ પણ તેમણે કબજે કર્યો

એ અરસામા મોગલોના ખાનજહાન લોદી નામક એક સરદારપર શાહજહાન બાદશાહની ઈતરાજી થવાથી તે દક્ષિણમા નાસી આવી નિજામશાહી સરકારના આશ્રયમા રહ્યો તેને સજા કરવાને દિલ્હીના બાદશાહે લશ્કર મોકલ્યુ એ સમયે નિજામશાહના દેશમુખ અને જાગીરદારે એ લોદીનો પક્ષ લઈ મોગલો સાથે યુદ્ધ કરવા માડ્યુ શાહજી રાજાએ પણ તેનો પક્ષ લઈ લોદીને ઘણી સહાયતા કરી

૧ "બુસાતીન સુસ્સલાતીન" ગ્રંથમા લખ્યુ છે કે, રાજાએ ભીમગડ દુરસ્ત કરાવ્યો અને તેનુ નામ શાહગડ રાખ્યુ હતુ તેમા પમેગઢનેજ ભીમગઢ એવુ નામ આપેલુ છે આ ગઢમાજ શાહજી રાજાએ બાળ નિજામશાહને ગાદીપર બેસાડીને કારભાર ચલાવેલો હતો.

તેથી મોગલોના સૈન્યનુ કાંઈ વળ્યુ નહિ શાહજહાને જ્યારે આ સમાચાર સાભળ્યા ત્યારે તેને એવી બીક લાગી કે દક્ષિણના મરાઠા સરદારો અને મુસલમાન બાદશાહ લોદી સાથે મળી જઈ, આપણી સત્તાને અને રાજગાદીને ધોકો પહોચાડશે; તેથી લોદીનો અને તેના પક્ષનો સવેળા નાશ કરવો જોઇએ એવો નિશ્ચય કરી બાદશાહ વિશાળ લશ્કર સાથે દક્ષિણમા આવ્યો તેણે એવુ જાહેર કર્યુ કે –" જે કોઇ મનુષ્ય લોદીને મદદ કરશે અથવા તેના પક્ષમા ભળશે, તેનો સમૂળો નાશ કરવામા આવશે " બાદશાહે પોતાના સૈન્યની ત્રણ ટુકડી કરી તેને ત્રણ સરદારોની સત્તામા સોપી, લોદીપર અને તેના પક્ષના મનુષ્યોપર ચઢાઈ મોકલી લોદી આ ચઢાઇ સામે ટકી શકયો નહિ તે દક્ષિણ તરફ નાસી છૂટયો તેણે વિજાપુર સરકારની મદદ માગી પણ તે તેમણે આપી નહિ, ત્યારે દોલતાબાદ તરફ પાછો વળ્યો એટલે નિજામશાહે તેને મદદ કરી મોગલો અને નિજામશાહના સૈન્ય વચ્ચે મોટુ યુદ્ધ થયુ તેમા મોગલોને વિજય મળ્યો એ પ્રમાણે ચારે દિશાએથી નિરુપાય થવાથી લોદી કાબૂલ નાસી જવાની ઇચ્છાએ ઉત્તર તરફ દોડયો મોગલોના લશ્કરે તેની પૂઠ પકડી લોદી તેમા અ તે નિરાશ થઈ, પોતાના વિશ્વાસુ મનુષ્યો સાથે એકદમ પાછો ફર્યો અને શત્રુના સૈન્યપર હુમલો કરી અતિ શૌર્યપૂર્વક લડતા સમરભૂમિમા પડયો

લોદીનો નાશ થયા પછી શાહજીરાજાને એવી બીક લાગી કે, હવે શાહજહાન પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે વર્તન કરવાને પ્રવૃત્ત થશે અને પોતાનુ પ્રચ ડ સૈન્ય મારા તરફ મોકલશે એ પ્રસ ગે પોતાનો બચાવ કરવાની એક અજબ યુક્તિ તેના ધ્યાનમા આવી કે, બાદશાહને શરણે જઈ કરેલા અપરાધની ક્ષમા માગવી અને નોકરી સ્વીકારવી તેણે અજિમખાન નામક સરદારદ્વારા બાદશાહને એવાજ આશયની એક અરજી મોકલી તેણે બાદશાહને અરજીમા એવી વિનતિ કરી હતી કે – " હુ આપની નોકરી કરવા તૈયાર છુ મારા અપરાધને માટે આપ ક્ષમા કરશો. મારા જીવને કાંઇ નુકસાન ન થાય એવી ખાત્રી આપશો તો હુ આપ નામદાર સમક્ષ હાજર થઇશ " શાહજહાનને રાજાના શૌર્ય–વીર્ય આદિ ગુણોની ખાત્રી હતી વળી બાદશાહે વિચાર્યુ કે, નિજામશાહી ગાદી પાયમાલ કરવાના આપણા સ કલ્પની સિદ્ધિ કરવામા શાહજીરાજ જેવા બલાઢ્ય અને પરાક્રમી સરદારની સહાયતા મળે તો ઘણુજ સારૂ થાય બાદશાહે રાજાની વિનતિ તરતજ સ્વીકારી, અભયવચન આપ્યુ અને તત્કાળ પોતાની પાસે બોલાવ્યો રાજા પોતાના બે હજાર ઘોડેસ્વાર સાથે લઈ બાદશાહની મુલાકાત લેવા ગયા બાદશાહે તેમને ઘણુ સન્માન આપ્યુ અને બાવીશ હજાર ઘોડેસ્વારની મનસબ આપી નિજામશાહી સરકાર તરફથી તેમને અગાઉ મળેલી જાગીર તેમની પાસેજ હમેશા રહેવા દીધી તે ઉપરાત બીજા કેટલાક મહાલો આપ્યા[1] શાહજહાન એટલુજ કરીને અટકયો નહિ પણ

[1] આ નવા મળેલા પ્રાતોમા અહમદનગરનો પ્રાત હોવો જોઇએ, કારણ કે પાછળથી શિવાજી મહારાજે એ પ્રાતનો હક્ક માગ્યો હતો કિંકેડ કહે છે કે, તે ઉપરાત ફત્તેહખાનની જાગીર પણ તેમને આપવામા આવી હતી.

તેમણે રાજાના આપ્તજનોને અને ઇતર સરદારોને પણ મનસબો આપી વિઠોજીને એલોજી નામનો એક પુત્ર હતો[1] તે આ સમયે રાજાની સાથે હતો તેને પણ બીજા મનુષ્યોની સાથેજ મનસબ આપવામા આવી (ઈ૦ સ૦ ૧૬૩૦)

આ વખતે જુન્નર, સંગમનેર અને બૈઝાપૂર પ્રાંતો શાહજીરાજાને મળ્યા અને તે હસ્તગત કરવાને રાજાને મોકલ્યા, અને પછી તેમનો મુકામ નાશિકમા રાખ્યો.

એ સમયે દક્ષિણમા મોટો દુષ્કાળ પડવાથી ત્યાની પ્રજા દુખી થતી હતી નિજામશાહી પ્રજાનો ઘણો નાશ થયો તેમા વળી કોલેરા ફાટી નીકળ્યો ઝપાટાબંધ હજારો લોકો મરવા લાગ્યા સર્વ દેશમા ઝાકળ પડયુ, તેથી સરકારી વસુલાતને મોટો ધક્કો પહોચ્યો એ તરફથી ત્રાસ વર્તી રહ્યો હતો તેમા વળી મોગલો જેવા પ્રબળ શત્રુ નિજામશાહીમા સતત ધમાચકડી મચાવી રહ્યા હતા મોગલોએ નિજામશાહીના ઘણા જાગીરદારો અને મનસબદારોને નિર્મૂળ કર્યા અને તેમની જગ્યાએ પોતાના સરદારો નિમ્યા ચારે તરફ એવો ત્રાસ વર્તવાથી નિજામશાહને એવુ લાગ્યુ કે—"પોતાની ગાદી નાશ પામશે પોતાના મોટા મોટા સરદારો રાજદ્રોહી થયા છે અને મોગલોએ તેમને પોતાના પક્ષમા મેળવી લીધા છે હવે કંઇ પત્તો લાગશે નહિ," એવો વિચાર કરી સર્વ ક્લેશનુ મૂળ શોધવા લાગ્યા અંતે તેમના મનમા એવો વિચાર આવ્યો કે, આ સર્વ સંકટનુ મૂળ આપણો નવો વજીર છે. તેથી શાહે તેને અધિકાર ઉપરથી કહાડી મૂકયો અને ફત્તેહખાનને બંદીખાનામાથી મુકત કરી પુન વજીર બનાવ્યો પોતાનુ માન ખંડન થયુ, તે તકરીબખાનથી સહન થયુ નહિ, તેથી તે મોગલોને જઈ મળ્યો મોગલોએ તેને છ હજારી સરદાર બનાવી પોતાની પાસે નોકરીએ રાખ્યો

ફત્તેહખાનના હાથમા પુન અધિકાર આવતાજ તેણે નિજામશાહ ઉપર પાછલુ વૈર વાળવાનો નિશ્ચય કર્યો નિજામશાહને ગાડપણ લાગ્યુ છે, એવી અફવા લોકોમા ફેલાવી તેને નજરકેદ કર્યો અને થોડા વખતમા ગળામા ફાસો દઈ મારી નાખ્યો. તેમના પક્ષના મોટા મોટા પચીશ સરદારોને એકેદિવસે મારી નખાવી સર્વ સત્તા પોતાના હાથમા લીધી (ઇ૦સ૦ ૧૬૩૨) આવુ ક્રૂર કર્મ કર્યા પછી સર્વ રાજ્યાધિકાર તેના પોતાના હાથમા આવ્યો તે અધિકાર હમેશા પોતાનાજ હાથમા રાખવા માટે તેણે શાહજહાન બાદશાહને એવી વિનતિ કરી કે—"દિલ્હીપતિના ખંડિયા થઈ રહેવાની મને કેટલી ઉત્કટ ઇચ્છા છે, તેસંબધી ખાત્રી કરવા માટેજ મે આવા આવા સાહસ કર્યા

---

૧ એને પાચ હજારની મનસબ આપવામા આવી હતી, તેની સાથે તેના બને ભાઈ માલોજી અને પરસોજી પણ મોગલોના પક્ષમા ગયા. પછી દોલતાબાદ મોગલોના હાથમા જઈને નિજામશાહી નાશ પામે છે, એવુ જોઈને તે મોગલોને છોડી દઈને બિજાપુરના પક્ષમા ગયો તેની સ્ત્રી ગોદાવરી નદીમા સ્નાન કરવાને ગઈ હતી, તેને એક મુસલમાન સરદારે કેદ કરી અને ચારલાખ હોન ખંડણીતરીકે લઇને પછી છોડી દીધી. મોગલ અને બિજાપુર સરકાર વચ્ચે તહ થવાથી તે સરકારે તેને નોકરીમાથી રજા આપી, ત્યારે તે દોલતાબાદ પાસે પોતાના વડીલના ગામમા રહીને મોગલોના પ્રદેશમા લૂટફાટ કરવા લાગ્યો ઔરંગઝેબે તેને પકડી મંગાવીને ઠાર માર્યો (પ્રો સરકારકૃત ઔરંગઝેબનુ જીવનચરિત્ર ભા૦ ૧ પૃ૦ ૫૫)

છે એ મૂર્તિજા બાદશાહના દશ વર્ષના શાહ હુસેન નામના શાહજાદાને હમણાજ ગાદી ઉપર બેસાડ્યો છે એ સબધી બાદશાહનો શો અભિપ્રાય છે તે જણાવશો" શાહજહાન ઘણો પ્રપચી હોવાથી ફત્તેહખાનનો વિચાર તરતજ જાણી ગયો એ વખતે નિજામશાહીના ઘણા પરગણા તેના તાબામા આવ્યા હતા મજબૂત બદોબસ્ત હોવાથી માત્ર થોડાક કિલ્લા કબજે આવ્યા નહોતા, તેથી ફત્તેહખાનને હાથમા લઇ પોતાની મતલબ પાર પાડી લેવી, એવો વિચાર કરી તેને કહાવ્યુ કે –"નિજામશાહી ધનભડારમાથી સઘળા મૂલ્યવાન જવાહીર અને ઉત્તમ હાથી મને મોકલી આપશો તો જે પ્રદેશ અદ્યાપિપર્યંત તમારા હાથમા બચ્યા છે, તે બાળરાજાને આપી દેવામા આવશે, તેમજ તમને પણ ખાનગીરીતે જાગીરતરીકે કેટલાક પ્રાત બક્ષિસ આપવામા આવશે" પ્રથમ તો ફત્તેહખાનને આ માગણી પસદ પડી નહિ. ઝવેરાત અને હાથી મોકલવાને તે તદ્દન ખુશ નહોતો એ જાણી શાહજહાને તેનો પરાજય કરવા મોટુ લશ્કર મોકલ્યુ ફત્તેહખાનમા મોગલો સામે લડવાની હિમત નહોતી, તેથી તે ગભરાઈ જઈ બાદશાહને શરણે ગયો બાદશાહે માગણી કરી હતી તેટલી સર્વ વસ્તુઓ તેણે વગરઅડચણે મોકલી દેવાની વ્યવસ્થા કરી આઠ લાખ રૂપિયા રોકડા આપ્યા, તે ઉપરાત કાઈક વાર્ષિક ખડણી ભરવાનુ પણ કબૂલ કર્યું. એ પ્રમાણે થવાથી શાહજહાને તેને બક્ષિસ આપવા કહેલી જાગીર તેના નામ ઉપર ચઢાવી આપી અને બાળરાજા તરફથી સર્વ રાજ્યકાર્યભારપર દેખરેખ રાખવાની સત્તા પણ આપી ફત્તેહખાનને જે જાગીર આપી હતી, તેમા શાહજીરાજાને પૂર્વે બક્ષિસ આપેલા કેટલાક મહાલોનો[1] સમાવેશ થતો હતો તેથી શાહજીરાજાને ઘણુ અપમાન લાગ્યુ હતુ, તેમણે મોગલોની તાબેદારી વેગળી ફેંકી દઇ પુન સ્વતત્ર થઈ રહેવાનો વિચાર કર્યો ફત્તેહખાનની દશા પડતી આવે છે તે જોઇને, પોતાનાથી બને તેટલો નિજામશાહીનો મુલક તાબે કરવાનો તેમણે વિચાર કર્યો અને નાશિક, ત્ર્યબક, સગમનેર, જુન્નર અને ઉત્તરકોકણનો કઇક ભાગ કબજે કર્યો ગાલનાનો કિલ્લેદાર ફત્તેહખાનના જુલમથી ત્રાસી ગયો હતો, તે કઇક પૈસા લઇને કિલ્લો શાહજીરાજાને સ્વાધીન કરવાને તૈયાર હતો, પણ આ સમાચાર મોગલ સરદારને મળતાજ કિલ્લેદારને મોટી લાલચ આપીને તેણે કિલ્લો પોતાને સ્વાધીન કરી લીધો

શાહજીરાજાએ વિજાપુર સરકાર સાથે પુન મૈત્રી બાધવાનો મનમા વિચાર કરી, દરબારના મુખ્ય કાર્યભારી મુરારપતને પોતાના પક્ષમા લીધો તેની મારફતે વિજાપુરસરકારને કહાવ્યુ કે –" નિજામશાહીમા ચારે તરફ અરાજકતા થઇ રહી છે, ફત્તેહખાન ઉપર કોઇનો વિશ્વાસ નથી મોગલોએ તેને અતિ કગાલ બનાવી દીધો છે એવે પ્રસગે નિજામશાહી પ્રાત તાબે કરી લેવામા કઠિનતા નડશે નહિ પ્રથમજ દોલતાબાદનો કિલ્લો સરળરીતે હસ્તગત કરી લેવા યોગ્ય છે ત્યાનો બદો-

1 મી કિકેડ જણાવે છે કે, ફત્તેહખાનની જે જાગીર શાહજીરાજાને મળી હતી તે ફત્તેહખાનને પાછી આપવાથી શાહજી રાજાને ખોટુ લાગ્યુ અને તેમણે મોગલોની નોકરી છોડી દીધી.

બસ્ત સારો નથી તે ઉપરાત કિલ્લો જે સરદારના તાબામા છે, તે મનુષ્ય વિદ્રોહી થયો છે સરકારની ઇચ્છા થતી હોય તો તે કિલ્લાપર લશ્કર મોકલવુ હુ સરકારની નોકરીમા રહી, તે કિલ્લો હિમતથી અને યુક્તિથી સરકારને કબજે અપાવીશ" આ સલાહ સરકારને પસદ પડી તેઓને એવુ પણ જણાયુ કે, શાહજીરાજા જેવો બળવાન અને પરાક્રમી સરદાર આપણને મળ્યાથી મોગલો સાથે ટક્કર ઝીલવાનુ આપણામા સામર્થ્ય આવશે આદિલશાહે પોતાનુ લશ્કર શાહજીરાજાની મદદે મોકલ્યુ અને મુરારપતને રાજા સાથે દૌલતાબાદ તરફ મોકલ્યો

શાહજીરાજા વિજાપુર સરકાર જોડે મળી જઈ મોટા લશ્કરસહિત આપણા ઉપર ચઢી આવે છે, એવુ જાણતાજ ફત્તેહખાન ગભરાઈ ગયો યુદ્ધ કરવાની તેનામા બિલકુલ હિમત નહોતી, તેથી તેણે મોગલ સરદાર મહોબતખાનને કહાવી મોકલ્યું કે –" શાહજીરાજા મારાપર ચઢાઈ કરીને આવે છે, કિલ્લામા કશીએ સામગ્રી નથી, માટે તમે આવીને કિલ્લો તમારે સ્વાધીન લઇ લો અને મારો બચાવ કરો. હુ બાદશાહનો તાબેદાર થવાને તૈયાર છુ" આથી મહોબતખાન તેની મદદે ગયો એ મોગલસરદારે વિજાપુરસરકારનુ લશ્કર દૌલતાબાદ ઉપર ચઢી આવતું હતુ તેને પ્રચડ વેગપૂર્વક ઝટકાની સામો ધસારો કર્યો એ સમયે શાહજીરાજે પોતાનુ શૌર્ય અને યુદ્ધકૌશલ્ય બતાવી આપ્યુ, પરતુ શત્રુઓનુ સૈન્ય પુષ્કળ હોવાથી વિજાપુર સરકારના લશ્કરે રણભગ કર્યો તેથી તેમને પાછુ હઠવુ પડ્યુ

શાહજીરાજા અને આદિલશાહના સરદારે જાણી લીધુ કે, યુદ્ધ કરવાથી કિલ્લો જીતી શકાશે નહિ તેમણે પ્રપચ કરીને કિલ્લો તાબામા લેવાની ગોઠવણ કરી ફત્તેહખાનને કહાવી મોકલ્યુ કે –" દૌલતાબાદનો કિલ્લો મોગલોના તાબામા સોપશો તો સર્વસહિત તમારો નાશ થશે શાહજીરાજાનુ જે નુકસાન થયુ છે, તે ભરી આપી કિલ્લો અમારે કબજે સોપશો તો અમારા દરબારનો તમારા ઉપર પહેલાના જેવોજ સ્નેહ કાયમ રહેશે અને તમારો શત્રુ તે અમારો શત્રુ માની અમે તમને સર્વ પ્રસગે સહાય કરીશુ" તેની એ માગણી ફત્તેહખાને કબૂલ રાખી, મોગલોને દગો કરવાનુ સાહસ કર્યું આથી વિજાપુરની સરકારે તેને અન્નસામગ્રી અને પૈસાની મદદ કરી આ મદદ મળવાથી મોગલ લશ્કરે કિલ્લા નીચે પડાવ નાખ્યો હતો; તેપર ફત્તેહખાને કિલ્લાપરથી અચાનક તોપોનો મારો ચલાવ્યો શાહજીરાજા વિજાપુર સરકારના લશ્કરસહિત ફત્તેહખાનની મદદે આવ્યા બહારથી મોગલોની છાવણીપર હલ્લા કરીને તેમને હેરાન હેરાન કરી નાખ્યા આ રીતે પાચ મહીના સુધી કિલ્લો તેમણે શત્રુને હાથ જવા દીધો નહિ અને બન્ને વચ્ચે ઘોર સગ્રામ થયો; પરતુ મોગલોના પ્રબળ લશ્કર આગળ તેઓ ટકી શકયા નહિ અતે મહોબતખાનને વિજય પ્રાપ્ત થયો અને તેણે દૌલતાબાદનો કિલ્લો જીતી લીધો[1] (ઇ૦ સ૦ ૧૬૩૩)

[1] પ્રો સરકાર આ કિલ્લો મોગલોના હાથમા જવાની હકીકત તદ્દન બીજીજ આપે છે. કિલ્લામાના માણસોને જ્યારે ભૂખમરો સહન કરવો પડયો ત્યારે ફત્તેહખાને મુરારપત પાસે અન્નસામગ્રીની માગણી કરી. ત્યારે તેણે એવો જવાબ આપ્યો કે,

એ યુદ્ધમા ફત્તેહખાનની પૂરેપૂરી દુર્દશા થઈ તે તદ્દન નિરાશ થઈ મોગલોને શરણે ગયો દિલ્હીના બાદશાહે તેની સર્વ સત્તા છીનવી લીધી અને તેને વાર્ષિક પેન્શન બાધી આપી, શાતરીતે બેસી રહેવા કહ્યુ જે બાળરાજાને નિજામશાહીની ગાદી ઉપર બેસાડ્યો હતો તેને ગ્વાલિયરના કિલ્લામા કેદ કર્યો અને બાદશાહે નિજામશાહી રાજ્ય ખાલસા કરી સઘળો પ્રદેશ પોતાના તાબામા લીધો એ પ્રમાણે ઈ૦ સ૦ ૧૬૩૩ મા નિજામશાહીનો અત આવ્યો એ કાર્ય પૂરૂ કર્યાથી શાહજહાન બાદશાહે પોતાનુ એક મહત્ત્વનુ કાર્ય પરિપૂર્ણ કર્યું અને પોતે શત્રુથી નિર્ભય થયો, એમ તેને જણાયુ શાહજીરાજા પ્રબળ થઇ પુન નિજામશાહીની સ્થાપના કરશે અને તેની સાથે પુન યુદ્ધ કરવાનો પ્રસગ આવશે, એવુ તેના લક્ષમા પણ નહોતુ

એ યુદ્ધપ્રસગે મોગલસેનાપતિએ એવો પણ નિશ્ચય કર્યો કે ગમે તે ઉપાયે શાહજીરાજાનો પરાજય કરવો દોલતાબાદની આસપાસ મોગલોનો ઘેરો ચાલુ હતો શાહજીરાજાએ તેમનાપર વખતોવખત છાપો મારી તેમને હેરાન કરવા માડયા મહોબતખાને તેનુ વૈર વાળવાને એવો પ્રપચ રચ્યો કે, શાહજીરાજાની પત્ની જીજાબાઇ,[1] બૈજાપુરમા હતી તેને કોઈપણ રીતે પકડી મગાવવી એટલામા નિજામશાહીનો એક કિલ્લેદાર[2] મહોબતખાનને શરણે આવી મોગલ બાદશાહના તાબામા નોકરી માગવા લાગ્યો મહોબતખાને કિલ્લેદારને ઉત્તર આપ્યો કે –" શાહજી રાજાની પત્ની બૈજાપુરમા છે તેને પકડીને મારે સ્વાધીન કર તેમ કરવાથી તારા પ્રમા-

---

પ્રથમ કિલ્લો અમારે તાબે કરો એટલે અન્નસામગ્રી પછીથી આપીશું. આ માગણી ફત્તેહખાનને માન્ય ન હોવાથી આ અભેદકિલ્લો તેણે મોગલોને સ્વાધીન કર્યો મી કિકેડ એવુ જણાવે છે કે, મહોબતખાનનો દીકરો ખાનજમાન દોલતાબાદપર આવે છે એવી હકીકત શાહજી રાજાને મળતાજ તેઓ દોલતાબાદપર ચઢી આવ્યા અને ફત્તેહખાન જોડે એવી સધિ ચલાવી કે તેણે મોગલોનો નાદ છોડી દઇને વિજાપુર સરકાર જોડે દોસ્તી કરવી અને સોલાપુર તેમજ બીજા પાચ પ્રાતોપરથી પોતાની સત્તા ઉઠાવી લેવી, એટલે કે દોલતાબાદ અને બીજા કિલ્લા નિજામશાહની સરકાર પાસે રહેવા દેવા આ સરતો ફત્તેહખાને કબૂલ કરી આથી શાહજીરાજાએ કિલ્લામા કઈક અન્નસામગ્રી અને માણસોની મદદ મોકલી, પોતે મોગલો સાથે ટક્કર ઝીલવાને તૈયાર થયા

૧ ઔરગાબાદની પશ્ચિમે પચીશ માઇલપર આ શહેર આવેલુ છે ખાનજહાન લોદીનો પક્ષ છોડીને શાહજીરાજા જ્યારે મોગલ સરદાર તરફથી લડતા હતા ત્યારે તેમને જીન્નર, નાશિક, ત્ર્યબક, સગમનેર વિગેરે પ્રાતો જાગીરતરીકે મળેલા હતા તેજ સમયે બૈજાપુર પણ તેમનાજ હાથમા આવ્યુ હતુ જાધવરાવનુ કુટુબ આ સમયે આજ ગામમાં રહેતુ હતુ અને જીજાબાઇ પણ તે વખતે પોતાની માતા સાથે ત્યા રહેતા હતા, એવુ જે રા સર દેસાઈનું કહેવુ છે, તે તદ્દન નિરાધાર છે જુન્નરના શ્રીનિવાસરાવને પકડવાની ધમાલ વખતે જીજાબાઇને અને શિવાજીને શિવનેરીના કિલ્લામાથી કાઢીને બૈજાપુરમા શાહજીરાજાએ રાખ્યા હતા, એવુ તેઓ પોતાના મરાઠી રિયાસતમા જણાવે છે (પૃ ૧૫૨) પ્રો સરકાર જીજાબાઇને પકડવાની હકીકત જણાવતા નથી માત્ર ખેલોજીની સ્રીને પકડી ગયાની હકીકતજ લખે છે, પણ ઘણીખરી મરાઠી બખરોમા જીજાબાઇને પકડી ગયાનુ જણાવેલુ છે

૨ મિ કિકેડ જણાવે છે કે, એ ત્ર્યબકનો કિલ્લેદાર હતો અને તેનું નામ બાલદાર ખાન હતુ

ભિક્ષુકપણાની બાદશાહને ખાત્રી થશે ને તને નોકરી પણ મળશે " એ સરત કબૂલ કરી કિલ્લેદાર પોતાના કાર્યમા પ્રવૃત્ત થયો અનેક યુક્તિપ્રપચવડે જીજાબાઇને પકડી મોગલોની છાવણીમાં લાવ્યો એ સમયે જાધવરાવનો ભાઈ જગદેવરાવ મોગલોના લશ્કરમા નોકર હતો તેને એ કાર્ય પસદ પડયુ નહિ તેણે ખાન પાસે જઈ યુક્તિપૂર્વક જણાવ્યુ કે–" શાહજીરાજા અને અમારા કુટુબ વચ્ચે કલહ છે, તે આપને વિદિતજ છે એ કલહને લીધે તેણે જીજાબાઇને અને તેના પુત્રને ત્યજી દીધા છે અને એત્રણ વર્ષ ઉપર મોહિતેની કન્યા તુકાબાઈ સાથે વિવાહ કર્યો છે. તેમ થવાથી જીજાબાઈ અને તેમની વચ્ચે અણબનાવ થયો છે જીજાબાઇને કેદ કરવાથી શાહજીરાજાને તો કાઇ ખોટુ લાગશે નહિ પણ અમારા કુટુબની આબરૂ લેવા જેવુજ થશે " તેનુ બોલવુ ખાનને સાચુ લાગવાથી જીજાબાઇ જાધવને સોપી દીધી જાધવે જીજાબાઇને શાહજી રાજાના તાબાના કોડાણાના કિલ્લામા સુરક્ષિતપણે પહોચાડી દીધી આપણા ચરિત્રનાયક ઉપર એ પ્રમાણે બાળપણામા આવી પડેલી વિપત્તિ ટળી ગઈ

દૌલતાબાદ પાસે વિજાપુરસરકારના લશ્કરનો કચ્ચરઘાણ નીકળી ગયો અને તેમને પાછુ ફરવુ પડયુ શાહજીરાજા નિરુપાયે લશ્કર સાથેજ પાછા ફર્યા હતા; પરતુ પરાજિત થવાથી કિંવા આશાભગ થવાથી બિલકુલ હતાશ થયા નહિ તેમનામા જે શૌર્ય અને ઉત્સાહ હતો, તે તો કાયમજ રહ્યો, એટલુજ નહિ પણ યુદ્ધમા અપયશ મળવાથી ઉલટો તેમા વધારો થયો તેમણે આ સમયે એવો નિશ્ચય કર્યો કે, મોગલોએ નિઝામશાહી પાયમાલ કરી છે તેને પુન સ્થાપવી એ પ્રતિજ્ઞા કાઈ જેવી તેવી નહોતી મોગલો જેવા બળવાન શત્રુ સાથે તેમને યુદ્ધ કરવાનુ હતુ વિજાપુર સરકારના સૈન્ય સાથે વિજાપુર પાછા નહિ જતા તેને માર્ગમાજ રહેવા દઈ શાહજીરાજા નાસક પાસેના ભીમગઢ તરફ ગયા [1] એ કિલ્લો પ્રથમથીજ તેમના તાબામા હતો ત્યાના ડુગરાળ પ્રદેશમા રહી તેમણે પુન લશ્કર એકઠુ કર્યુ પુષ્કળ લશ્કર એકઠુ થયા પછી રાજાએ મોગલોના તાબાનો પુના અને ચાકણથી બાલાઘાટ સુધીનો સઘળો પ્રાત ઝુટવી લીધો અને મોગલોના થાણા એક પછી એક ઉઠાડી મૂકવા લાગ્યા તે સમયે દૌલતાબાદના બદોબસ્ત માટે ઈરાદતખાન નામક એક સરદારની નિમણૂક થઈ હતી તેણે શાહજીરાજાની એ ધામધૂમ બધ પાડવાની એક યુક્તિ શોધી કહાડી તે યુક્તિ એ હતી કે, માલોજી ભોસલે નામક વિઠોજીનો પુત્ર હતો, તેની સાથે તેણે મૈત્રી બાધી અને તેની સાથે શાહજીરાજાને કહાવ્યુ કે, તમે મોગલોના પ્રદેશમા ઉપદ્રવ કરવાનુ છોડી દેશો તો તમને મોગલ બાદશાહ પાસે પુન બાવીશ હજારની મનસબ અપાવીશ શાહજીરાજાએ એ માગણી સ્વીકારી નહિ ' એ સમયે એવી લાલચથી તેમનુ મન બદલાય તેમ નહોતુ [2]

૧ મિ૰ કિકેડ બાદશાહનામાને આધારે જણાવે છે કે, દૌલતાબાદમા પોતાના માણસો મૂકીને મહોબતખાન પાછો ફર્યો કે તરતજ શાહજીરાજાએ દૌલતાબાદપર હુમલો કર્યો હતો તે વખતે કિલ્લાના રખેવાળ ખાનદૌરાને શૌર્યપૂર્વક યુદ્ધ કરીને શત્રુનું કંઈ પણ ચાલવા દીધુ નહિ.

૨ ગ્રાડકૃત આદિલશાહીના ઇતિહાસમા આ બાબતસબધી વર્ણન તદ્દન નહીજ

એ સમયે શાહજીરાજા પાસે આઠ દશ હજાર સિપાઇઓનુ લશ્કર હોવાથી મોગલોના તાબામા ગયેલા નિજામશાહના ઘણા પ્રાંત તેમણે તાબે કર્યા એમ કરવાથી મોગલોનુ લશ્કર પોતાના ઉપર સત્વર હુમલો કરશે, એની પણ તેમને ખાત્રી હતી મોગલો સાથે એકલા લડવાનુ શાહજી રાજામા સામર્થ્ય નહોતુ તેથી તેમણે વિચાર કર્યો કે, વિજાપુરસરકારની મદદ મેળવ્યા સિવાય પ્રતિજ્ઞા પરિપૂર્ણ થશે નહિ તે સમયે વિજાપુરના રાજ્યદરબારમા ખવાસખાન મુખ્ય કારભારી હતો તેને રાજાએ મુરારપતદ્વારા કહાવી મોકલ્યુ કે—"નિજામશાહના ચોરાશી કિલ્લામાથી એક દોલતાબાદનો કિલ્લો ગયો તો તેમા શુ થઈ ગયુ ? તમે મને સહાયતા કરશો તો મારાથી બનતી ખટપટ કરી પુન નિજામશાહી સ્થાપન કરીશ અને બહિરીવશનો ઝુડો પુન ફરકાવીશ " રાજાનુ એ કહેવુ કાર્યભારીને પસદ પડ્યુ નહિ, પરતુ રાજાએ જ્યારે તેમની સર્વ પ્રકારની અડચણો અને સશયનુ સમાધાન કરી પોતાના સબધમા તેનામનના વિચારો શુદ્ધ કર્યા, ત્યારે કાર્યભારીએ રાજાની સલાહ પ્રમાણે વર્તવાનુ કબૂલ કર્યું તથા તેમને જોઇએ તેટલી મદદ આપવાનું સ્વીકાર્યું તેઓએ રાજા પાસેથી એવી કબૂલત કરાવી લીધી કે નિજામશાહી વશમાથી કોઈ પણ વારસ ચુટી કહાડી, તેને રાજગાદી ઉપર બેસાડી, તેના તરફથી રાજાએ નિજામશાહીનો કાર્યભાર કરવો એ કબૂલત પ્રમાણે રાજાએ મૂર્તિજા નામક દશ વર્ષનો એક છોકરો શ્રીવર્ધનમા[1] નજરકેદ હતો તેને છોડાવી મગાવ્યો અને ભીમગઢમા ગાદી સ્થાપન કરી તેને રાજગાદીએ બેસાડ્યો આ ઘટના ૧૬૩૩ના સપ્ટેબર માસમા બની

બાળક રાજાના નામનો ઢઢેરો ફેરવી રાજાએ દેશ અને કિલ્લા લેવાનો સપાટો ચલાવ્યો તેની એવી હિમત અને કર્તવ્યપરાયણતા જોઈ અને એ સ્તુત્ય કૃત્યથી સતોષ પામી નિજામશાહી વશનુ અભિમાન ધરાવતારા સર્વ સરદારો, જાગીરદારો અને દેશમુખ તેમના પક્ષમા ભળી ગયા અને જોઈતી મદદ આપવા તૈયાર થયા. નિજામશાહી લશ્કરના સિપાઇઓ, નોકરી વગરના થઈ આમ તેમ રખડતા હતા, તેઓ શાહજીરાજાના ઝુડા નીચે આવ્યા, તેથી રાજાનો પક્ષ બળવાન થયો. સૈન્યબળ પણ ધીમે ધીમે વધવા લાગ્યુ રાજાએ નિજામશાહીના તાબામાની સઘળી કોકણપટ્ટી,[2] પૂર્વમા અહમદનગર સુધીનો સઘળો દેશ અને દક્ષિણમા નીરા નદીથી

રીતે લખાયુ છે તેમા લખ્યુ છે કે, વિજાપુરસરકારના એક સરદારે રાજાને જ્યારે એવું કહ્યુ ત્યારે તેણે ઉત્તરમા કહાવ્યુ કે, 'આદિલશાહ મને પોતાના પુત્ર જેવો જાણી બાવીસ હજારની મનસબદારી આપે તો તમે કહેશો તેમ હુ વર્તીશ' એ સરત સરદારને માન્ય હોવાથી તેણે આદિલશાહ પાસેથી આજ્ઞાપત્ર લાવી આપ્યુ તથા રાજા સાથે એવી સરત કરી કે, નિજામશાહી પ્રાત તાબે કરવાના કામમા વિજાપુર સરકારને લશ્કરની મદદ આપવી અને તાબે કરેલો પ્રાત બન્નેએ વહેચી લેવો શાહજીરાજાની હકીકત ઉપરથી મૂળ વિષય લીધો છે

૧ પ્રો૦ સરકાર જણાવે છે કે, જુધન અથવા અજરાઇ નામનો કિલ્લો જુન્નરની પશ્ચિમે ત્રીશ માઈલપર આવેલો છે તે કિલ્લામા આ બાળકને નજરકેદ રાખવામા આવેલો હતો

૨ પ્રો૦ સરકાર જણાવે છે કે, તળ કોકણમા એક સાઇબખાન નામનો નિજામશાહી

ચાદોરના ડુંગરપર્યંતનો સઘળો પ્રાંત તાબામાં લીધો જુન્નરના કિલ્લા ઉપર રાજાની તીવ્ર નજર હતી શ્રીનિવાસ રાવ સ્વતંત્રપણે રાજ્ય ચલાવતો હતો તે રાજાનો મિત્ર હતો નિજામશાહીના પ્રાંત પચાવી પડી, જે સરદારો સ્વતંત્ર થઈ બેઠા હતા, તેને તાબે કર્યા સિવાય રાજ્ય બળવાન થશે નહિ, એવું રાજાના લક્ષમાં આવતાંજ તેમણે શ્રીનિવાસરાવને, પોતાના તાબેદાર થઈ રહેવા–મિત્રભાવે–ઘણી વખત કહાવ્યું, પરંતુ સંપનું બળ કેવું છે તે સ્વાર્થી સરદારના ધ્યાનમાં આવ્યું નહિ તેણે રાજાની માગણી કબૂલ કરી નહિ તેને તાબે કરવા માટે રાજાને કપટ-વિદ્યાનો પ્રયોગ કરવો પડ્યો રાજાએ તેની સાથે શરીરસંબંધ કરવાનું અને તેની પુત્રી પોતાના પુત્ર સંભાજી સાથે પરણાવવાનું કહાવ્યું વેવાઇનો સંબંધ કરવાને બહાને તેને પોતાને ઘેર જમવાનું આમંત્રણ કહાવ્યું શ્રીનિવાસરાવ ભોજન કરવા આવ્યો તે વખતે તેને કેદ પકડ્યો અને તેના તાબાના જુન્નર, જીવધન, સૌદા, ભોરગ વગેરે થાણા હસ્તગત કર્યાં ગાદી ઉપર બેસાડેલા બાળરાજાને ભીમગઢથી જુન્નર મોકલી દીધો શ્રીનિવાસરાવની પેઠેજ ભિવડીમાં સીદી સાયાસેફખાન અને જંજિરામાં સીદીઅંબર,[1] એ બન્ને સ્વતંત્ર થઈ બંડ કરતા હતા રાજાએ તેઓને પણ પોતાના તાબામાં લઇ લીધા

મોગલોએ નિજામશાહીનો કબજે કરેલો ઘણો પ્રદેશ શાહજીરાજાએ હસ્તગત કર્યો અને નિજામશાહી રાજગાદી પુનઃસ્થાપન કરી શાહજહાન બાદશાહે એ સમાચાર સાંભળ્યા કે તરતજ શાહજીરાજાનો પરાજય કરવા માટે લશ્કર મોકલ્યું. રાજાએ તેઓને હરાવી કાઢ્યા મોગલોના સૈન્ય સાથે વિજાપુર સરકારની સહાયતા-વડે, પરિંડે નામક સ્થળ આગળ શાહજીરાજાએ મોટું તુમુલ યુદ્ધ કર્યું અને તેઓનો કચ્ચરઘાણ કાઢી નાખી હાંકી કાઢ્યા અને મારીને ખાનદેશ તરફ નસાડી મૂક્યા, એથી શાહજહાન વિશેષ ચીડાયો અને ખાનદૌરાન[2] તથા ખાનજમાન-ને વિશાળ લશ્કર આપી શાહજીરાજાનો બળવો શાંત પાડવા મોકલ્યા, પરંતુ એ સરદારોને પણ રાજાએ હરાવી પાછા નસાડ્યા વિજાપુર દરબારના રણદુલ્લા-

સીદી સરદાર સ્વતંત્ર થઇને રહેલો હતો મુરારપંતની સલાહથી શાહજીરાજાએ તેને એવું લખી જણાવ્યું કે –“ તમારે આ નવા નિજામશાહને મુજરો કરવાને માટે આવવું અને અમને મદદ કરવી” તેમનું આ કહેવું તે સીદીએ માન્ય કર્યું નહિ. તળકોકણનો બધો પ્રદેશ શાહજીરાજાને આપી દઇને વિજાપુર સરકારના દરબારમાં જઇને રહેવાની તેણે યોજના કરી શાહજીરાજાને આ વાત પસંદ પડી નહિ શાહજીરાજાની મદદમાટે થોડાક માણસો મૂકીને મુરારપંત જ્યારે પાછો વિજાપુર જવાને નીકળ્યો ત્યારે તેની સાથે મળીને વિજાપુર જવા માટે આ સરદાર પણ પોતાના પ્રદેશમાથી નીકળ્યો હતો તે વખતે શાહજીરાજાએ તેનાપર હલ્લો કરીને તેને બહુ હેરાન કર્યો હતો, પણ મુરારપંતના વચ્ચે પડવાથીજ તેનો છૂટકારો થયો હતો

૧ આ અંબર સાઇફખાનના વતી શાહજીરાજા જોડે લડતો હતો રાજાએ તેને હરાવીને કેદ કર્યો, એવું પ્રો૦ સરકાર જણાવે છે

૨ પ્રો સરકાર જણાવે છે કે આ સરદારે શાહજીરાજાની એક ટુકડીને હરાવી હતી અને ભારે કતલ ચલાવીને ત્રણ હજાર માણસોને કેદ કર્યા હતા ૮૦૦૦ પોઠ અનાજ વગેરે સામગ્રી જતી હતી તે પકડી લીધી હતી

ાન અને મુરારપંત, એ ઉભયને પણ રાજાની હિંમત અને મદદ હોવાથી તેમની પાસે ણુ ઘણુ લશ્કર ભેગુ થયુ હતુ, તેથીજ શાહજી રાજા મોગલોના લશ્કરનો પરાજય રવાને શક્તિવાન થયા તેમણે અહમદનગરમા સૈન્ય એકઠુ કરીને દૌલતાબાદ ધીના મોગલોના પ્રદેશમા લૂટફાટ શરૂ કરી

બે વખત સૈન્ય મોકલવા છતા શાહજીરાજાએ તેમની દુર્દશા કરી હરાવી ાછા કહાડયા, તે જોઈ શાહજહાન ઘણો ગુસ્સે થયો તેમા વળી એ બળવાખોરો- ા વિજાપુર સરકારે મદદ કર્યાની વાત જાણતા બાદશાહને ઘણોજ ક્રોધ ચડયો. નેજામશાહીને તદ્દન નિર્મૂળ કરી તે પ્રદેશમા પોતાની સત્તા જમાવવા માટે બાદશાહ- ા જે સરળતા લાગતી હતી તે માત્ર ભ્રમ છે, એવુ શાહજી રાજાએ થોડાજ નમયમા બતાવી આપ્યુ જ્યારે બાદશાહના સમજવામા આવ્યુ કે, નિજામશાહી નાથે પ્રારભમા કલહ શરૂ કર્યો તે વખતે તેની જે સ્થિતિ હતી તેજ પુન પ્રાપ્ત થઈ છે અને પ્રથમના કરતા હમણા વિશેષ બળવાન શત્રુ સાથે લડવાનો સમય આવ્યો છે, ત્યારે તેના શરીરમા ક્રોધાગ્નિ પ્રદીપ્ત થયો ક્રોધના આવેશમા તેણે એવી પ્રતિજ્ઞા કરી કે, પ્રચડ લશ્કર લઈ દક્ષિણમા જવુ, શાહજીરાજાને પાયમાલ કરીને નિજામશાહી સર્વ પ્રદેશ પુન તાબે કરવો અને લાગ મળતા વિજાપુરની આદિલશાહી તથા ગોવળકોંડાની કુતુબશાહી, એ બે મુસલમાની રાજ્યોને જડ- મૂળથી ઉખેડી નાખવા એ પક્કો નિશ્ચય કરી બાદશાહ વિશાળ સૈન્યસહિત[1] શાહજી રાજાના પરાજય માટે ક્રોધે ભરાયલા સિંહની પેઠે દક્ષિણમા ધસી આવ્યો.

બાદશાહે પ્રથમ એવો વિચાર કર્યો કે, મહમદ આદિલશાહને ધમકીનો સદેશો કહાવી શાહજીરાજાના પક્ષમાથી જૂદો પાડવો એ વિચાર પ્રમાણે તેમણે આદિલ- શાહ પાસે પોતાનો વકીલ મોકલી કહાવ્યુ કે–“ નિજામશાહીના જે કિલ્લા તમે લીધા છે તે સર્વ અમારે સ્વાધીન કરવા, મુલ્કમેદાન[2] નામની તોપ તમે પરિં- ડ્યાના કિલ્લામાથી વિજાપુર લઈ ગયા છો તે પાછી મોકલવી, શાહજીરાજા અને તેના પક્ષના કોઈ પણ મનુષ્યને કોઈ પણ પ્રકારની સહાયતા કરવી નહિ, એ

૧ પ્રો સરકાર જણાવે છે કે, પચાશ હજારનુ સૈન્ય લઈને બાદશાહ આ વખતે દક્ષિણમા ઉતરી પડયો હતો

૨ એ નામનો અર્થ રણભૂમિનો રાજા કિંવા સિંહ થાય છે એ તોપ નિજામશાહની આજ્ઞાથી કોન્સ્ટેન્ટિનોપલના એક કારીગરે અહમદનગરમા ઓટીને (જેમ લોખડના–બીડના– કારખાનામા બીજા યત્રો ઓટીને તૈયાર કરે છે તેમ) તૈયાર કરી હતી એનુ વજન સાઠ ખાડી છે એક અગ્રેજ મુસાફિરે એનુ વજન લગભગ ૩૨૦૦૦ રતલ કહ્યુ છે એની લબાઈ નવ હાથ છે અને પરિઘ પણ તેટલોજ છે એમા દારૂનો ગોળો રહેવાની જગ્યા એટલી મોટી છે કે તેમા બેસીને પાઘડી સહજરીતે બાધી શકાય છે એના મોઢાનો વ્યાસ ચાર ફુટ અને આઠ ઇંચ છે એવુ કહેવામા આવે છે કે હુસેન નિજામશાહે રામરાજા ઉપર સ્વારી કરી તે સમયે એ તોપ સાથે લઈ ગયા હતા એ તોપ હમણા મહાકાળીનાનામથી પ્રસિદ્ધ છે. ભાવિક લોકો હજુ તેની પૂજા કરે છે ઔરગઝેબે વિજાપુર જીત્યુ તેના સ્મરણાર્થે ઇ૦ સ૦ ૧૬૮૫ મા તેના ઉપર એક લેખ કોતર્યો હતો ઈ૦ સ૦ ૧૮૨૩ મા કપની સરકારે એ તોપ ઈગ્લાડના રાજાને ભેટ આપવા ધાર્યુ હતુ, પણ એક એન્જિનિયરે એવો અભિપ્રાય આપ્યો છે કે, તેને કિનારાસુધી લઈ જવાનો રસ્તો સગવડવાળો નથી, તેથી તે હજુ ત્યાજ પડી રહી છે."

સરતો કબૂલ કરી તે પ્રમાણે વર્તવા તમે તૈયાર હો તો નિજામશાહીની સત્તા નીચેની સર્વ કોકણપટ્ટી, સોલાપુરનો કિલ્લો અને તેની તળેટીનો સઘળો પ્રદેશ અમે તમને આપીશુ, પણ જો એ સરતો કબૂલ નહિ કરશો તો તમારૂ રાજ્ય તદ્દન પાયમાલ કરવાનો અમે ઉદ્યોગ કરીશુ " તેમની એ સરત વિજાપુર સરકારે કબૂલ કરી નહિ, કારણ કે રણદુલ્લાખાન વગેરે સરદારોને શાહજીરાજાના પક્ષમા રહેવાનુજ વિશેષ ઇષ્ટપ્રદ જણાયુ હતુ

શાહજહાન એ યુક્તિમા ફાવ્યો નહિ, એટલે એકીવખતે બન્નેનો પરાજય કરવાનો તેણે ઘાટ ઘડયો પોતાના લશ્કરના ચાર વિભાગ પાડયા તેમાથી બે વિભાગ શાહજીરાજા તરફ અને બે વિભાગ વિજાપુર સરકાર તરફ મોકલ્યા શાહજી રાજા તરફ મોકલેલી બે ટુકડીમા એક ઉપર શાહિસ્તેખાન નામક સરદાર પ્રમુખ હતો. તેને ચાદોર, નાશિક, સગમનેર વગેરે શહેરો અને તેની આસપાસનો પ્રદેશ તથા કિલ્લા, કે જે શાહજી રાજાના તાબામા હતા તે જીતી લેવાનુ કામ સોપ્યુ બીજી ટુકડી ઉપર ખાનજમાન નામનો સરદાર નિમ્યો હતો તેમા વીશહજાર ઘોડેસ્વાર હતા તેને એવુ કામ સોપ્યુહતુ કે, શાહજીરાજા સાથે રણમેદાનમા યુદ્ધ કરી તેને ત્યાથી હાકી કહાડવો અને કોકણપટ્ટીના કિલ્લા જીતી લઈ શાહજીરાજાને નિજામશાહી પ્રદેશમા કોઈ પણ સ્થળે થોભવા દેવા નહિ

મોગલોના પ્રચડ સૈન્યે શાહજીરાજા ઉપર બે બાજુથી એકદમ મારો ચલાવ્યો, તેમ છતા તેઓ જરા પણ ગભરાયા નહિ તે તેજસ્વી અને ઓજસ્વી પુરુષે એવો નિશ્ચય કર્યો કે, શત્રુ સાથે અટલ ધૈર્યપૂર્વક છેવટ સુધી યુદ્ધ કરવુ, ડરીને નાસી જવુ નહિ આ પ્રસગે રાજાએ પોતાનુ સર્વ ક્ષાત્રતેજ પ્રકટ કર્યું શાહજીરાજાનુ અપ્રતિમ યુદ્ધકૌશલ્ય, વિલક્ષણ રણવેગ અને વિચક્ષણ રણચાતુર્ય જોઇને તેમના કટ્ટા શત્રુઓએ પણ દાતમા આગળા કરડયા ' રાજાએ મોગલોના સૈન્યને પુષ્કળ ત્રાસ આપ્યો, પરતુ તેઓની સખ્યા વિશાળ હોવાથી રાજાના લશ્કરમા ભગાણ પડવા લાગ્યુ નાસિક અને ચાદોર પ્રાતમાના પચીશ કિલ્લા મોગલોએ તાબે કર્યા રાજાના તાબાનો સોલાપુર અને બેદર શહેરની વચમાનો સઘળો પ્રદેશ તથા કોકણપટ્ટીના ઘણા થાણા તેઓએ જીતી લીધા કોકણમાથી શત્રુઓએ નસાડી મૂકયાથી શાહજીરાજા અહમદનગર તરફ જઈ ભરાઈ બેઠા શત્રુની બન્ને લશ્કરી ટુકડીઓ તેમની પૂઠ શોધતી ફરતી હોવાથી, તેઓના પજામાથી છૂટવા માટે નિરુપાયે ઘણી ચાલાકીથી તેઓ ચાભારગોદા અને બારામતીની વચમાના પ્રદેશમા સતાઇ રહ્યા ત્યા પણ શત્રુઓએ પૂઠ પકડેલી હોવાથી તે કોલ્હાપુર અને મિરજ પ્રાત તરફ ગયા ત્યા તેમને વિજાપુર સરકારની સહાયતા મળતાજ પાછા ફરી મોગલોના સૈન્ય ઉપર હુમલા કરવા માડયા તેમનો અન્નભડાર લૂટી લીધો મોગલ લશ્કરને અન્ન મળતુ નહિ હોવાથી રાજા સાથે યુદ્ધ કરવાની કિવા તેમની પૂઠે પડવાની તેઓની હિમત ચાલી નહિ

એ સમાચાર સાભળી શાહજહાને ખાનજમાનને આજ્ઞા કરી કે—"શાહજી રાજાની પાછળ જવામા લશ્કરની ઘણી પાયમાલી થાય છે; તેથી હમણાં તેની

પૂઠ છોડી દઈ વિજાપુર સરકારના દેશ ઉપરજ સ્વારી લઈ જવી તે સરકારનો પરાજય કર્યા પછી શાહજીરાજાને તાબે કરવામા વિલબ થશે નહિ " એ આજ્ઞા પ્રમાણે ત્રણ મોગલ સરદારોએ વિજાપુર રાજ્ય ઉપર ચઢાઈ કરી અને સર્વ સ્થળે એકસરખી ધમાચકડી મચાવી મૂકી તેઓના ઘણા કિલ્લા અને શહેર તાબામા લીધા અને હજારો મનુષ્યોને કેદ પકડયા શત્રુની વિશાળ સેના ઠેઠ વિજાપુર નજીક જઇ પહોચી એ સમયે આદિલશાહ બાદશાહ ગભરાયો તેનામા શત્રુ સામે લડવાનુ સામર્થ્ય નહોતુ તેથી તેણે સધિ કરવાનુ કહાવતાજ બને પક્ષ વચ્ચે સધિ થઈ[1] આ સધિ વિજાપુર સરકારને અનુકૂળ થઈ તેમા એવો ઠરાવ થયો હતો કે, પરિંડા અને સોલાપુરના કિલ્લા અને તેની તળેટીનો સર્વ પ્રદેશ મહમદ આદિલશાહને મળે, સોલાપુરની પૂર્વના બેદર, કલ્યાણી અને નલદુર્ગ, એ પ્રાતો-પર પણ આદિલશાહનીજ સત્તા કાયમ રહે મુલ્કમૈદાન તોપ તેમણે પોતાની પાસેજ રાખવી, કોકણપટ્ટીમા વિજાપુર સરકારના પ્રદેશની સાથે જોડાયલો નિઝામશાહીનો જે પ્રાત વસઈની નદીસુધી છે, તે આદિલશાહના તાબામાજ રહે, તેજ પ્રમાણે ભીમા અને નીરા નદીઓના મધ્યનો, ચાકણના કિલ્લા સુધીનો જે દેશ પ્રથમ નિઝામશાહીના તાબામા હતો, તે આદિલશાહને મળે એટલો મોટો વિશાળ દેશ આદિલશાહને મળે તેના બદલામા તેણે મોગલ બાદશાહને દરવર્ષે બાર લાખ હોન ખડણી આપવી, શાહજીરાજા પોતાના તાબાના એકેએક કિલ્લાસહિત પોતાની પાસેની સર્વ તોપો અને સઘળી યુદ્ધસામગ્રી મોગલોને સોપી દે તો તેમને અને તેમના પક્ષના સર્વ મનુષ્યોને શાહજહાન બાદશાહે ક્ષમા બક્ષવી, નહિ તો વિજાપુર સરકારે તેને પોતાના રાજ્યમા તેને કોઈ પણ સ્થળે રહેવા દેવો નહિ અને મોગલોના શત્રુ પ્રમાણેજ આદિલશાહે પણ તેને પોતાનો શત્રુ માનવો આ સધિ ઇ૦ સ૦ ૧૬૩૫ મા થઈ[2]

---

૧ મોગલોની આ સવારીનુ વર્ણન પ્રો૦ સરકારે ઔરગઝેબના ચરિત્રમા કરેલુ છે તે એ પ્રમાણે છે કે, ખેતર વગેરેનો નાશ કરવુ, મકાનોને સળગાવી દેવુ, ઢોરઢાખરનુ હરણ કરવુ અને માણસોની કતલ કરવુ મોગલસૈન્ય આગળ વધવા માડયુ હૃષ્ટપુષ્ટ માણસોને પકડીને ગુલામ બનાવ્યા આ પ્રમાણે સુદર ગામોને તેમણે તદ્દન વેરાન કરી નાખ્યા વિજાપુરની સરકારે શાહપુરના તળાવના બધ તોડી નાખી આજુબાજુના પ્રદેશને એકદમ જળમય કરી નાખ્યો, તેથી મોગલસૈન્યને લાચાર થઇને પાછુ જવુ પડયુ

૨ પ્રો૦ સરકારે આ સધિની કલમો ઔરગઝેબના ચરિત્રમા નીચે પ્રમાણે આપેલી છે (૧) આદિલશાહે મોગલ બાદશાહને તાબે રહીને તેની આજ્ઞાઓનુ પાલન કરવુ (૨) નિઝામશાહીનો નાશ થયો છે, એવુ ઠેરવીને તેનો મુલક આદિલશાહે અને મોગલ બાદશાહે આપસઆપસમા વહેચી લેવો અને આ વહેચી લીધેલો મુલક તાબામા લેતી વખતે મોગલ સરદારોએ હરકત કરવી નહિ (૩) આદિલશાહનો સઘળો મુલક તેની પાસે કાયમ રહે અને નિઝામશાહીના સોલાપુર, વાવણી પરેંડા, સાળકી, ચિદ્રુપ, પુના, સૂપા અને કોકણ વગેરે પચાસ પરગણા તેણે લેવા (૪) આદિલશાહે વીસલાખ રૂપિયા આપવા (૫) ગોવળકોંડાના કુતુબશાહ સાથે આદિલશાહે કોઇપણ જાતનો ટટો ઉભો કરવો નહિ, તેની સાથે મોટા ભાઇના નાતાથી વર્તવુ (૬) કોઇ પણ પક્ષે એકબીજાના સરદારોને ઉશ્કેરવા

વિજાપુર સરકાર એ પ્રમાણે સધિ કરી, આવી પડેલી વિપત્તિમાથી મુક્ત થયા, આથી શાહજીરાજા એક મોટા મદદગાર નિરુપયોગી થવાથી એકલા પડયા, તેમ છતા હજુ પણ તેમણે ધૈર્ય ત્યજ્યુ નહિ શત્રુ સાથે છેવટસુધી યુદ્ધ કરવુ, એજ તેમનો નિશ્ચય હતો વિજાપુર સરકાર સાથે મૈત્રી થયા પછી શાહજહાનનુ સર્વ સૈન્ય છૂટ્ટુ થયુ, એટલે તેણે એકલા શાહજીરાજા ઉપર ચઢાઈ કરી આટલી બધી વિશાળ સેનાએ રાજાની સતત પુઠ પકડી વચમા થોડા અવકાશ મળતાજ રાજાએ કોકણુમા જઈ પોતાના બચેલા કિલ્લાનો સખ્ત બદોબસ્ત કરવા માડયો હતો, પણ એટલામા તો મોગલોનો પ્રચડ સૈન્ય–સાગર તેમના ઉપર ઉછળી પડયો અને તેમા વિજાપુરની સરકાર પણ સામેલ થઇ તેનો સરદાર રણદુલ્લાખાન સૈન્ય લઇને મોગલોની મદદે ગયો આથી તેમના કિલ્લા શત્રુના હાથમા જઈ પડયા અને તેઓ પોતે ઘેરાઈ ગયા અને આખરે માહુલીના[1] કિલ્લામા જઇને રહ્યા મોગલોનો સરદાર ખાનજમાન તેમની પૂઠેજ હતો તેણે કિલ્લાને ઘેરો ઘાલીને તોપોનો મારો શરૂ કરી દીધો રાજાએ કેટલાક સમય સુધી કિલ્લાનો બચાવ કર્યો, પણ આખરે તેમને કિલ્લો સ્વાધીન કરવો પડયો છેવટે શાહજીરાજાએ નિરુપાયે શાહજહાન બાદશાહને નમ્રતાપૂર્વક કહાવ્યુ કે –" મારા સર્વ અપરાધ ક્ષમા કરવા અને મને નોકરી આપવી " બાદશાહે રાજાની એ વિનતિ સ્વીકારી નહિ તેમણે ઉત્તર વાળ્યો કે –" તમને પ્રથમ મનસબ આપી હતી, તેમ છતા તમે દિલ્હીની બાદશાહી સાથે વિરોધ કર્યો અને અતે બળવો કરી અમારૂ પુષ્કળ નુકસાન કર્યુ, તેથી તમને અમારી પાસે પુન નોકરી મળશે નહિ તમને માત્ર વિજાપુર સરકારની નોકરી કરવાની પરવાનગી આપી છે " એવો ઉત્તર મળ્યાથી શાહજીરાજાએ માહુલીમા નિજામશાહી ગાદીપર બેસાડેલો બાળરાજા બાદશાહને સ્વાધીન કર્યો અને પોતાના બચેલા મનુષ્યોસહિત વિજાપુર આવ્યા ( ઈ૦ સ૦ ૧૬૩૭)[2]

## શાહજીરાજાની આદિલશાહીમાં નોકરી

શાહજીરાજા વિજાપુર આવ્યા તે સમયે આદિલશાહે તથા રણદુલ્લાખાન અને મુરારપત વિગેરે કારભારીઓએ તેમનો સાગે સત્કાર કર્યો તથા તેમને ઘણા સન્માનપૂર્વક પોતાની પાસે રાખ્યા એવો કર્તવ્યપરાયણ, બળવાન અને શૂર સરદાર પોતાને મળ્યો તેથી તેઓને અતિશય આનદ થયો મોગલો સાથે તેમને હમણાજ સધિ થઇ હતી તેની સરત પ્રમાણે શાહજીરાજાની પ્રથમની સર્વ જાગીર આદિલશાહના તાબામા આવી હતી તેમાના પુના અને સુપા

નહિ, અને જે સરદારે ટટો બખેડો કરેલો હોય તેને પોતાની નોકરીમાં રાખવો નહિ. (૭) શાહજી ભોસલેએ નિજામશાહી વશનો એક રાજપુત્ર ઉભો કર્યો હતો પણ તેણે પોતાના તાબાના જુન્નર, ત્ર્યબક, વગેરે કિલ્લા મોગલોને પાછા આપ્યા નથી, માટે આદિલશાહે તેને આશ્રય આપવો નહિ, એટલુજ નહિ પણ વિજાપુર સરકારના મુલકમા ક્યાયે તેને રહેવા દેવો નહિ.

૧ આ સ્થાન મુબઇથી ઇશાન ખુણે લગભગ ૩૨ માઇલને અતરે આવેલુ છે

૨ પ્રો સરકાર તવારીખ-ઇ-શિવાજી નામના ગ્રથને આધારે ૧૬૩૬ ના અકટોબર મહિનામા રાજા વિજાપુરના સરકારની નોકરીમા રહ્યા, એવુ જણાવે છે

પરગણા,[1] રાજાને જાગીરતરીકે આપ્યા હતા રાજાએ એ જાગીરની વ્યવસ્થા કરવાનું કામ, દાદાજી કોંડદેવ[2] નામના એક હુશિયાર અને વિશ્વાસુ બ્રાહ્મણને સોપ્યુ હતું. જાગીરના રક્ષણ માટે તેની પાસે એક હજાર ઘોડેસ્વારો રાખ્યા હતા તેમણે એ સ્વારો ઉપર સીદી હિલાલને પ્રમુખ નિમ્યો હતો

આદિલશાહને, મોગલો પાસેથી ભીમા અને નીરા નદીઓની વચમાનો પ્રાત પ્રાપ્ત થયો હતો તેની વ્યવસ્થા કરવાનુ કામ મુરારપતને[3] સોપ્યુ હતું એ કાર્યભારીએ નોકરીપર જતી વખતે શાહજીરાજાને પોતાની સાથે લીધા હતા શાહજીરાજા એ દેશના પક્કા ભોમિયા હતા તેથી એ કામમા તેને રાજાની ઉત્કૃષ્ટ સહાયતા મળી તે જેવા અપ્રતિમ યોદ્ધા હતા, તેવાજ ચતુર અને બુદ્ધિમાન કાર્યભારી હતા તેમનામા એવા અલૌકિક ગુણ હોવાથી મુરારપતના મનમા તેમનાસબધી અધિક આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ અને તેમનાપર સપૂર્ણ સ્નેહ ઉત્પન્ન થયો સુલતાને સોપેલુ કાર્ય પૂરૂ કરી, મુરારપત દરબારમા આવ્યો તે સમયે તેમણે સુલતાન પાસે રાજાના અતિશય વખાણ કર્યા અને એવી ભલામણ કરી કે, એવો શૂર યુદ્ધકલાનિપુણ અને રાજકાયધુરધર પુરુષ છોડવો નહિ, તેનુ બને તેટલુ ગૌરવ વધારી આપણી પાસે હમેશા રાખવા માટે તેને ઉત્તેજન આપવુ

શાહજીરાજાનુ ચાતુર્ય જોઈ મુરારપત આશ્ચર્યચકિત થયો હતો, કેટલીક બખરોમાથી તેસબધી એક કથા મળી આવે છે રાજાએ વિજાપુર સરકારને સલાહ આપી દૌલતાબાદના કિલ્લાપર ચઢાઇ કરવાની મદદ માગી, ત્યારે તેમણે મુરારપતને ચઢાઇ કરવા મોકલ્યો લશ્કર ચાલ્યુ જતુ હતુ, ત્યા માગમાજ સૂર્યગ્રહણ[4] થયુ, તેથી ભીમા ઈંદ્રાયણીના સગમ પાસેના નાગરગાવ[5] નામક ગામ આગળ લશ્કરનો પડાવ નાખ્યો ત્યા તેમણે પુષ્કળ દાનધર્મ કર્યું આ સમયે મુરારપતના

---

૧ રાયરીની બખરમા એવો ઉલ્લેખ છે કે, દૌલતાબાદની લડાઈમાથી પાછા ફરતી વખતે, શાહજીરાજાની હોશિયારી અને યોગ્યતા જોઇ મુરાર જગદેવે તેમને એ પરગણા બક્ષિસ આપ્યા હતા તવારીખ-ઇ-શિવાજી નામના બખરમા ચાકણથી તે ઇદાપુરસુધીનો પ્રાત અને શિરવળ એટલુ રાજાને જાગીરમા મળેલુ હતુ, એમ જણાવેલુ છે

૨ દાદાજી, એ પ્રાત પુના, પરગણા પાટસ, મોજે મલઠણનો પટવારી હતો રા. રાજવાડેએ અઢાર ઓગણીશ ભાગમા પ્રસિદ્ધ કરેલા તે વખતના કાગળપત્રોમા તેના નામની આગળ કોડાણા કિલ્લાનો સુબેદાર અને જુન્નરનો મજમુદાર એવો ઉલ્લેખ કરેલો છે

૩ પ્રો સરકાર જણાવે છે કે—“બસાતીન-ઇ-સુલાતીન ” ને આધારે મુરારપત જગદેવનો વધ સને ૧૬૩૬ ના સુમારમા થયો હતો જો આ હકિકત ખરી હોય તો શાહજીરાજા બીજા કોઇ સરદારની સાથે સ્વારીમા ગયેલા હોવા જોઇએ, પરતુ મરાઠી બખરમા તો મોરારપતનુજ નામ આપવામા આવેલુ છે

૪ શકે ૧૫૫૫ ના શ્રીમુખ નામ સવત્સરમા ભાદ્રપદ મહિનાની અમાવાસ્યાને દિવસે એ ગ્રહણ થયુ હતુ.

૫ આ ગામ આગળ હાથીની તુલા થવાથી તેનુ નામ તુલાપુર પડયુ હતુ આ ગામને એવું નામ ઔરગઝેબે આપ્યું હતુ, તે હકીકત સાચી નથી.

મનમા વિચાર થયો કે, પોતાને સ્વારી કરવાના હાથીની રૌપ્યતુલા કરવી અને તે રૂપુ બ્રાહ્મણોને દાન કરવુ, પરંતુ હાથીની તુલા કરવી શી રીતે? એ પ્રશ્ન ઉત્પન્ન થયો કોઇની બુદ્ધિ ચાલી નહિ ત્યારે શાહજીરાજાએ સૂચના કરી કે, હાથીને હોડીમા ચઢાવવો, તેના ભારથી હોડી પાણીમા ડુબે એટલે ત્યા આગળ નિશાની કરવી, પછી હાથીને બહાર કાઢી હોડીમા પથરા ભરવા અને નિશાની સુધી પાણીમા ડુબે એટલે તે સર્વ પથ્થરનુ વજન કરવુ એટલે હાથીનું વજન થશે રાજાએ આવી સાદી પણ કોઇને નહિ સૂઝેલી યુક્તિ બતાવી, તેથી મુરારપતે તેમના ઘણા વખાણ કર્યા મુરારપતે હાથીનુ વજન થયુ તેટલી કિંમતના ગામ બ્રાહ્મણોને ઇનામ આપ્યા

મુરારપતની સાથે જઇ સુલતાનનુ કામ કર્યા પછી શાહજીરાજા વિજાપુર પાછા આવ્યા, પણ ત્યા ઘણા દિવસ રહ્યા નહિ બીજે વર્ષે આદિલશાહના મનમા એવો વિચાર ઉત્પન્ન થયો કે, કર્ણાટકના હિંદુ જમીનદારોનો પરાજય કરી ત્યા આપણી સત્તા વધારવી તેમણે એ ચઢાઇ માટે રણદુલ્લાખાનની નિમણુક કરી, તેને "સર લશ્કર" ની પદવી આપી તથા શાહજીરાજાને તેના મદદગાર નિમ્યા એ ચઢાઇમા રાજાએ રણદુલ્લાખાનને ઘણા અંતઃકરણપૂર્વક મદદ કરવાથી સુલતાને તેમને તે પ્રાતમાની કેટલીક જાગીર આપવાનુ વચન આપ્યુ રાજાએ રણદુલ્લાખાનને ઘણા ઉત્સાહપૂર્વક સહાયતા કરી તેથી સુલતાનનો ઉદ્દેશ ઘણે ભાગે સિદ્ધ થયો તેમણે ત્યાના જમીનદારો સાથે બે ત્રણ વર્ષપર્યંત યુદ્ધ કર્યા અને તેમાના ઘણાને તાબે કર્યા એમાના એક યુદ્ધનો ઉલ્લેખ એક બે બખરોમ થી મળી આવે છે રાયારાયલ[1] નામક એક હિંદુ રાજા કર્ણાટકમા પ્રબળ થઇ વિજાપુર રાજ્યના, તે બાજુના પ્રાતમા મોટો ઉપદ્રવ કરતો હતો શાહજીરાજાએ તેની સાથે બે વખત મોટા યુદ્ધ કરી તેનો પરાજય કર્યો અને અક્કલકોટ, બાગલકોટ, કોલ્હાર, બેંગરૂળ,[2] વાસકોટ, બાળાપુર અને શિરટા પરગણા તાબે કર્યા શાહજીરાજાએ આવા પરાક્રમના કૃત્યો કર્યાથી રણદુલ્લાખાનને તેમનાપર અતિશય પ્રેમ ઉત્પન્ન થયો વિજાપુર પાછા ફર્યા પછી ખાને સુલતાન પાસે વારવાર રાજાની સ્તુતિ કરી સુલતાન રાજા ઉપર ઘણા ખુશ થયા તેમણે કર્ણાટકમાના જે પરગણા જીતી લીધા હતા તેજ રાજાને જાગીરમા પાછા આપ્યા કેટલાક દિવસ પછી આદિલશાહે તે જાગીરમા રતનપુર, દેવગઢ, કનકગિરિ અને રાજદુર્ગ નામક તેજ દેશના પરગણા જોડી આપ્યા, તેજ પ્રમાણે રાજાને વિશેષ જાગીરતરીકે મહા-

૧ વિજયનગરના રાજકુટુબનો એ હશે, એમ માનવામા આવે છે કેટલાક ગ્રંથમા તેનું નામ શ્રીરંગ રાયલ એવુ પણ જણાવેલુ છે

૨ હાલમા તેનુ નામ બેંગલોર છે મિ૦ કિંકેડ જણાવે છે કે, કેપગૌડા નામના એક રાજાની રાજધાની એ શહેરમા હતી ઇ૦ સ૦ ૧૬૩૭મા શાહજી રાજા અને રણદુલ્લાખાન કર્ણાટકપર સવારી લઈ ગયા ત્યારે આ રાજાને તેમણે લડાઈમા જીત્યો બીજે વરસે વિજાપુર સરકારે રણદુલ્લાખાનને પાછા બોલાવી કર્ણાટકની ચઢાઈની બધી વ્યવસ્થા એકલા શાહજીરાજાને સોપી. તેમણે કોલ્હાર, બાળાપુર, વગેરે પ્રાતો હસ્તગત કર્યા આ જીતેલા પ્રાતો વિજાપુરની સરકારે રાજાને જાગીરતરીકે ભેટ આપ્યા

રાષ્ટ્રમા ઇંદાપુર, બારામતી અને માવળપ્રાત મળ્યા તેમજ કરાડ પ્રાતના બાવીશ ગામોની દેશમુખીની સનદ પણ મળી

શાહજીરાજાના શૌર્યવીર્યાદિ ગુણનુ યોગ્ય દર્શન થવાથી આદિલશાહે તેમની સારી પેઠે કદર કરી તેઓ ઘણા હુશિયાર અને વિશ્વાસુ નોકર છે, એવી સુલતાનની ખાત્રી થઇ કર્ણાટક અને દ્રવિડ દેશનો જે મુલક આદિલશાહીની સત્તામા આવ્યો હતો તેની સુવ્યવસ્થા કરવાનુ અને રક્ષણ કરવાનુ કામ ઘણુ વિકટ હતુ આદિલશાહને ખાત્રી થઇ ચૂકી હતી કે, હુશિયાર અને વિશ્વાસુ સરદાર સિવાય તે કામ પરિપૂર્ણ થશે નહિ સર્વ સરદારોનો પણ એવો અભિપ્રાય થયો કે, એ કાર્યપર શાહજીરાજાને મોકલવામા આવશે તો તે ઉત્તમ રીતે પાર પડશે એ પરથી શાહજીરાજાને તે પ્રાતની સુબેદારી આપી ત્યા મોકલવામા આવ્યા એ પ્રાત વિજાપુર સરકારની સત્તા નીચે નવોજ આવેલો હોવાથી ચારે દિશામા જે અરાજકતા પ્રસરી રહી હતી, તે બધ પાડી સરકારની સત્તા વ્યવસ્થિત રીતે સ્થાપવાની હતી રાજાએ સર્વ પ્રકારની અરાજકતા અને તોફાનો બધ પાડી દઇ સુવ્યવસ્થિત બદોબસ્ત કર્યો એ પ્રાતમા જમાબધીની નવી પદ્ધતિ શરૂ કરી ત્યાની પ્રજાને સુખી–આબાદ કરી તેમ થવાથી સરકારી ઉપજ પણ સારી પેઠે વધી એ સુવ્યવસ્થા કરવા માટે રાજાએ મહારાષ્ટ્રમાથી પુષ્કળ બ્રાહ્મણ કારકુનોને ત્યા બોલાવ્યા હતા હમણા તે પ્રાતમા જણાતા દેશમુખ, દેશપાડે, કુલકર્ણી, શિરસ્તેદાર વગેરે ઉપનામના લોકોનો મૂળ નિવાસ મહારાષ્ટમા હતો, તેમને શાહજીરાજા લઇ ગયા હતા રાજાએ સ્વત મલિકબરનુ શિક્ષણ મેળવેલુ હોવાથી સારી વ્યવસ્થા કરવામા તેમને જરા પણ અઘરૂ લાગ્યુ નહિ સુવ્યવસ્થા કરતા પ્રજાને વગરકારણે જરા પણ દુભવવામા આવી નહોતી, એટલુજ નહિ પણ પોતાના ઉપર ત્યાની પ્રજાનો સદ્ભાવ ઉત્પન્ન થાય એવી રીતે વર્તવામા તેઓ સદા તત્પર રહેતા વિજાપુર–સરકારને પ્રતિવર્ષે મોકલવામા આવતી મહેસુલ નિયમિત મોકલી દેતા, ઉપરાત પોતાની પાસે પણ કાઇ અર્થસચય થાય તે માટે હમેશા કાળજી રાખતા હતા

શાહજીરાજા કર્ણાટકમા ગયા પછી, પ્રથમ એગરૂળમા નિવાસ કરતા હતા, પરતુ સર્વત્ર શાન્તિ પ્રસર્યા પછી તેમણે બાળાપુરમા નિવાસ કર્યો એ સમયે તજાવરમા વિજયરાઘવ નામક એક બળવાન રાજા રાજ્ય કરતો હતો તેને ત્રિચિનાપલ્લીના રાજા સાથે શત્રુતા થઇ બન્ને વચ્ચે કલહ જાગ્યો ત્રિચિનાપલ્લીની સરકારે શાહજી રાજા સાથે મૈત્રી કરી અને કહેવડાવ્યુ કે–"તમે અને અમે એકત્ર થઇ તજાવરના રાજાનો પરાજય કરી તેનો દેશ તાબે લઇએ તમારી ચઢાઇનો ખર્ચ પાચ લાખ રૂપિયા અમે આપીશુ લૂટ કરતા જે મળે તે તમારે લેવુ" એ પરથી રાજાએ વિજયરાઘવ ઉપર ચઢાઇ કરી યુદ્ધ કર્યું, તેમા વિજયરાઘવનો પરાજય થયો અને તે રણમા મરણ પામ્યો તજાવર શાહજીરાજાના તાબામા આવ્યુ તેમા પુષ્કળ દ્રવ્ય મળ્યુ એ પ્રાત સારો જાણી રાજાએ પોતાના તાબામા રાખવાનો વિચાર કર્યો, અને ત્રિચિનાપલ્લીની સરકારને સમજાવ્યુ કે,

તંજાવર પ્રાંત અમે અમારા તાબામા રાખીશુ અમારી ચઢાઇનો ખર્ચ તમે કાઇ પણુ આપશો નહિ,૧ તે તેને પસંદ નહિ પડવાથી રાજા સાથે યુદ્ધ કરવા તૈયાર થયો રાજાએ તેનો પણુ પરાજય કર્યો અને તેનો દેશ પોતાને તાબે કર્યો અને જે નવા બે પ્રાંત રાજાએ જીત્યા તે વિજાપુરસરકારે રાજાની સત્તા તળેજ રહેવા દીધા

આટલે સુધી શાહજીરાજાનુ ચરિત્ર જોતા સહજ રીતેજ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, આવો તેજસ્વી, મહાપરાક્રમી અને ધૈર્યશાળી પુરુષ, વિજાપુર સરકારની તાબેદારી સ્વીકારીનેજ કેમ બેસી રહ્યો ? જેણે મોગલો જેવા પ્રબળ શત્રુ સાથે ટક્કર ઝીલી, તેમના મોટા મોટા સરદારોને પણુ કેટલાક વખતસુધી દાદ આપી નહિ તે પુરુષસિંહ, આ પ્રમાણે પરવશ થઇ રહ્યા એ શુ ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, શાહજીરાજા મોટા ધૂર્ત અને ધૈર્યશીલ હતા કેવળ આવેશાદિ વૃત્તિઓને વશ થઇ એકાદ અવિચારી કૃત્ય કરી, પોતાનો નાશ કરવો બુદ્ધિમાન પુરુષને માટે ઉચિત નથી બુદ્ધિમાન પુરુષો તો જેવો પ્રસંગ આવી પડે તેવુ વર્તન કરી પોતાનો ઇષ્ટ હેતુ સાધ્ય કરવા મથન કરે છે મોગલોએ નિજામશાહી પાયમાલ કરી હતી, છતા શાહજીરાજાએ વિજાપુર સરકારની સહાયતાવડે તેની પુન સ્થાપના કરી; પરંતુ મોગલ બાદશાહે વિજાપુર સરકારને મોટી લાલચ બતાવી તેમના પક્ષમા ફાટફુટ પડાવી અને સઘળો નિજામશાહી પ્રદેશ તાબે કરી બને બાદશાહોએ વહેચી લીધો તેમ થવાથી શાહજીરાજા નિરુપાય થયા તેમને હવે કોઇનો પણુ આધાર રહ્યો નહોતો પોતાની સત્તામાથી ગુમાવેલો પ્રદેશ પુન મેળવવા ખટપટ કરવા જતા એ પ્રબળ બાદશાહ સાથે ભયંકર બાથ ભીડવી પડશે અને તેમા પોતાનીજ પાયમાલી થશે, એમ તેઓ જાણી ગયા હતા માત્ર થોડુ તોફાન અને ધામધૂમ કરી પોતાનો સંપૂર્ણ નાશ કરવો, તેના કરતા કોઇ પણુ સ્થળે હમેશની જાગીર મેળવી ભવિષ્યમા શુ બને છે તે જોવુ, એવો વિચાર કરીનેજ તેમણે તે સમયે વિજાપુર સરકારની નોકરી સ્વીકારી હતી

કર્ણાટકની સુબેદારી મેળવ્યા પછી અને આદિલશાહની સંપૂર્ણ કૃપા અને વિશ્વાસ સંપાદન કર્યા પછી શાહજીરાજાએ ધીમે ધીમે પોતાનુ પૂર્વસ્વરૂપ પ્રકટ કરવાનો આરંભ કર્યો કેટલાક ઇતિહાસકારો કહે છે કે, શાહજીરાજાની ઇચ્છા કર્ણાટક પ્રાંતમા બની શકે તો સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની હતી ૨ ત્યાની પ્રજાની પ્રીતિ સંપાદન કરવામા અને દ્રવ્યસંગ્રહ કરવામા તેમનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે—" સ્વતંત્ર થવાનો યોગ આવે તો તેજ પ્રજાની

૧ સ્કોટ વેરિંગ અને બુદેલા લખે છે કે, તંજાવરના રાજાનુ નામ પંચીરંગુ હતુ સુહગલના બડખોર જનાપ્પા નાઇક સાથે તેને કલહ ઉત્પન્ન થયો શાહજીરાજાએ જનાપ્પાને સહાયતા કરી, પંચીરંગુનો પરાજય કર્યો અને એ પ્રાંત પોતાને તાબે કર્યો જનાપ્પાને તે પસંદ પડ્યુ નહિ, તેથી રાજા સાથે યુદ્ધ કર્યું, તેમા તે મરણ પામ્યો રાજાએ તેનો પ્રાંત પણ પોતાને તાબે કરી લીધો

૨. વિલ્કિંસકૃત મૈસુરનો ઇતિહાસ જુઓ.

સહાયતા મળે અને વડી સરકાર સાથે યુદ્ધ કરવાનુ પોતાનામા સામર્થ્ય આવે " તેમનો એજ ઉદ્દેશ હતો, તેનો બીજો પૂરાવો એ છે કે તેમના હાથની કેટલીક સનદો અને દસ્તાવેજો કર્ણાટકની પ્રજા પાસેથી મળી આવે છે તેમા હમેશની પદ્ધતિઅનુસાર " વડી સરકારની વતી " વગેરે આશયનો સ્પષ્ટ અર્થ હોવો જોઈએ તે જણાતો નથી, પણ " શાહજીરાજા ભોસલેના દરબાર-માથી " એવો ઉલ્લેખ જણાય છે બીજો પૂરાવો એ છે કે, શિવાજી મહારાજે જે સમયે વિજાપુર સરકારના પ્રાતમા ધામધૂમ શરૂ કરી, તે સમયે દરબારના કેટલાક સરદારો પ્રકટરીતે કહેવા લાગ્યા કે –" શાહજીરાજા પોતાના પુત્ર સાથે ગુપ્તરીતે સલાહ રાખી આવી ધામધમ કરવાનુ તેને ઉત્તેજન આપે છે " તેપરથી આ-દિલશાહે રાજાને આજ્ઞા કરી કે –"તમે તમારા પુત્રના ગેરકાયદેસર વર્તનનો અટકાવ કરી યોગ્ય બદોબસ્ત કરો " રાજાએ દરબારને સમજાવ્યુ કે –" મે મારી પ્રથમની પત્નીનો અને તેના પુત્રનો ત્યાગ કરી દ્વિતીય લગ્ન પણ કર્યું છે ઘણા દિવસ થયા તેનો અને મારો કોઈ પણ પ્રકારનો સબધ નથી સરકારની ઇચ્છા પ્રમાણે તેનો બદોબસ્ત કરવો " એવુ જણાય છે કે, રાજાના એવા પ્રત્યુત્તરથી તે સમયે આદિલશાહના મનનુ સમાધાન થયેલુ હોવુ જોઇએ, કારણ કે તેમણે તે સમયે રાજાને કાઇ પણ શિક્ષા કરી નહોતી એવા ઉડાઉ જવાબમા ખરો ઇસારો શુ હતો તે કોઇને કહેવાની અગત્ય રહેતી નથી રાજાને જણાયુ હોત કે પોતાનો પુત્ર ઉદ્ધત વર્તન ચલાવે છે તે નિષિદ્ધ છે, તો તેનુ ઉચ્છૃખલ વર્તન અટકાવી તરતજ જોઇએ તેવો બદોબસ્ત કરી શકત, પરતુ પોતાનો પુત્ર જે કાર્ય કરે છે, તે પોતાના ઇષ્ટ ઉદ્દેશની વૃદ્ધિકર્તા છે, એવુ જણાયાથી શાહજીરાજા ઉપર પ્રમાણે ઉત્તર આપી કોઇ પણ રીતે પોતાના ઉપરનો વહેમ ઉડાની દઇ વેગળા ગયા

આગળ ચાલતા શિવાજી મહારાજનુ તોફાન ઘણુજ વધી પડયુ એ તોફાન વિજાપુર સરકારને અસહ્ય થઇ પડવાથી તેમણે શાહજીરાજાને સખ્ત શિક્ષા કરવાનો વિચાર કર્યો રાજાએ પોતાના પુત્ર સાથે કાઈ પણ સબધ નથી, એવુ સ્પષ્ટ કહેવા છતા પુન તેજ સશય ઉત્પન્ન થવાથી વિજાપુર સરકારે તેમને શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો તેમા મુખ્ય કારણ એવુ ઉત્પન્ન થયુ કે, શાહજીરાજાનો પ્રતાપ કર્ણાટકમા અતિશય વધી જઇ તેઓ સ્વતત્ર થવાનો વિચાર કરે છે અને તે કાર્યમા સિદ્ધિ મેળવવા માટે જોઇતા સાધન–સામગ્રી એકઠા કરે છે, એવી દર-બારની પકકી ખાત્રી થઇ ચૂકી હતી શાહજીરાજાપર વહેમ આવવાના સબળ કારણો સરકારને જણાયા હશે, એમા કાઇ સદેહ નથી વિજાપુર સરકારે શાહજી-રાજાને શિક્ષા કરવાનો નિશ્ચય કરી તેમને પકડી લાવવાનુ કામ મુસ્તફાખાન નામના એક સરદારને સોપ્યુ આ સરદાર તે વખતે કર્ણાટકની સવારીમા હતો અને શાહજીરાજા તેની મદદમા હતા તેમણે તે વખતે જીજીસને ઘેરો ઘાલેલો હતો. મુસ્તફાખાને શાહજીરાજાને પકડવાનુ કાર્ય બાજી ઘોરપડે મુધોલકરને સોપ્યુ. રાજા સાથે સમરાગણમા પ્રકટરીતે યુદ્ધ કરી તેને પરાજય પમાડી કેદ પકડી લાવવાનુ કામ બહુ વિકટ હતુ વળી ઘોરપડે જેવા સરદારને માટે તો તે કામ કેવળ અ-

શક્યજ હતુ જે વીર પુરુષ, મોગલો જેવા પ્રચડ શત્રુને પૂરો પડયો હતો અને તેના મોટા મોટા સરદારોએ જેને પકડવાની ખટપટ કરી છતા જે તેમના હાથમા સપડાયો નહિ, તે વિજાપુર સરકારના તુચ્છ સરદારથી શી રીતે પરાજય પામે ? ઘોરપડેએ રાજાને પકડવાની એવી જાતની કશીજ ખટપટ કરી નહિ, પણ રાજાને મિજબાનીનુ આમ ત્રણુ કહાવી પોતાની પાસે બોલાવ્યા તેના આમ ત્રણનો સ્વીકાર કરીને રાજા તેને ઘેર ગયા તે વખતે ઘોરપડેએ પોતાનુ ઘર બનાવવાનુ બહાનુ કાઢીને તેમને અદર લીધા અને તેઓ એક ઓરડામા હતા, તે વખતે બારણા બધ કરી દીધા. એ ઓરડામા હથિયારબધ માણસો સતાઇ રહેલા હતા તેમણે તેમને કેદ કરી વિજાપુર મોકલી દીધા[1] ઘોરપડેએ રાજા સાથે જે સમયે એવો વિશ્વાસઘાત કર્યો તે સમયે રાજા ચદાવરા પાસે જીરાવાડીમા થોડા મનુષ્યો સાથે પડાવ નાખી રહ્યા હતા શિવાજી મહારાજે રાજાના કહેવાથી ઘોરપડેના એ વિશ્વાસઘાતનુ વૈર કયા પ્રકારે લીધુ, તે તેમના ચરિત્રમા યોગ્ય સ્થળે પ્રકટ કર્યુ છે.

શાહજીરાજાને પકડી વિજાપુર લાવ્યા તે વખતે દરબારમા તેમને દેહાતની શિક્ષા આપવાનો વિચાર થયો એ સબધી વાદવિવાદ ચાલતા અતે નક્કી થયુ કે તેમને ભીતમા ચણી લઈ મારી નાખવાની બીક બતાવવી તેમ કરવાથી રાજા પોતાના પુત્રનો બદોબસ્ત કરી તેને યોગ્ય શિક્ષા કરશે એ સબધી સપૂર્ણ હકીકત આગળ યોગ્ય સ્થળે પ્રકટ થશે[2] આ સ્થળે એ સબધી એટલુજ લખવુ ઉચિત છે કે, આદિલશાહે શાહજીરાજા જેવા પરાક્રમી અને શૂરા સરદારને દેહાત શિક્ષા કરવાનો વિચાર કર્યો, તે તેમના વર્તનસબધી સપૂર્ણ વહેમ આવવાને લીધેજ હતો, તેમા કાઇ પણ સદેહ નથી, પણ શિવાજી મહારાજે મોગલ બાદશાહ સાથે સુલેહ કરી પોતાના પિતાને અઘોર મૃત્યુમાથી છોડાવ્યા[3] દિલ્હીના રાજા મ-

---

૧ મોડક જણાવે છે કે, મુસ્તફાખાનની આજ્ઞાથી ઘોરપડે અને આસદખાને એક દિવસ પ્રાતઃકાળમા શાહજીરાજાની છાવણીપર હલ્લો કર્યો રાજા રાત્રે આનદપૂર્વક સ્વસ્થ નિદ્રાવશ થયા હતા શત્રુ પોતાને પકડવાને આવે છે, એવા સમાચાર મળતાજ તે અબાઇને ઉઠયા અને ઘોડાપર સવાર થઇને ગમે ત્યા નાસી જવાના ઈરાદાથી એકલાજ ઘોડાને મારી મૂક્યો, પણ ઘોરપડેએ તેમની પૂઠ પકડી કેદ કરીને ખાનની પાસે આણ્યા તેણે તેમને કેદમા રાખી તેમના ત્રણ હજાર ઘોડેસ્વારોને નસાડી મૂકીને છાવણીઆની દરેક વસ્તુ લૂટી લીધી આદિલશાહને આની ખબર પડતાજ શાહજીરાજાને વિજાપુર બોલાવી મગાવ્યા અને અફઝુલખાનને મોકલીને કર્ણાટકમાની તેમની પૂર્ણ મિલ્કત જપ્ત કરી.

૨ આઠમુ પ્રકરણ જુઓ

૩ કેટલીક બખરોમા લખ્યુ છે કે, રણદુલ્લાખાન એ શાહજીરાજાનો જીવજાન મિત્ર હતો તેણે બાદશાહ પાસે હુકમ રદ કરાવી રાજાને છોડાવ્યા. રાયરીની બખરમા એ હુકમ રદ કરાવવા સબધી લખ્યુ છે કે, શાહજી રાજાને ઘોરપડેએ પકડયા પછી શાહે એવી આજ્ઞા કરી કે, શાહજી રાજાને વિજાપુર ન લાવતા ત્યાજ તેમને ઠેર મારવા. એ સાભળતાજ રણદુલ્લાખાને સસારત્યાગ કરવાનો ઢોંગ કરી ફકિરી વેષ ધારણ કર્યો અને બાદશાહ પાસે જઈ તેણે મક્કે જવાની પરવાનગી માગી બાદશાહને જણાવ્યું કે, એવો બળવાન સરદાર ચાલ્યો જવાથી આપણા રાજ્યને મોટુ નુકશાન થશે; તેથી બાદશાહે તેનો

અસ્થ હોવાથી રાજાને મારી નખાય તેમ નહોતુ, તેથી આદિલશાહે એવો નિશ્ચય કર્યો કે રાજાને પુન: કર્ણાટક જવા દેવા નહિ, પણ તેમને વિજાપુરમાજ નજરકેદ રાખવા શાહજીરાજા લગભગ ચાર વર્ષપર્યંત વિજાપુરમાજ અટકી પડયા હતા. એટલા સમયમા શિવાજી મહારાજે વિજાપુર સરકારના પ્રદેશમા કાઇ પણ તોફાન કર્યું નહિ શાહજીરાજાએ અનેક ઉપાયો યોજીને દરબારના કારભારીઓના મન મેળવી લઇ પોતાના ઉપરનો વહેમ દૂર કરાવ્યો અને પોતાના ઉપર દરબારનો પૂર્વવત્ પુન વિશ્વાસ બેસાડી કર્ણાટકની સુબેદારી પાછી મેળવી ત્યા ચાલ્યા ગયા. શાહજીરાજાએ જીવ ઉપર આવેલુ સકટ વેગળુ કર્યા પછી વિજાપુર સરકાર સાથે પ્રકટરીતે કંઇ પણ વિરોધ કર્યો નહોતો, પરતુ બની શકે તેટલી સ્વસત્તા વધારી કોઇ પણ વખતે સ્વતત્ર થવાનો તેમનો વિચાર અતસુધી કાયમજ હતો એ પછી શાહજીરાજાએ કર્ણાટકમા કયા કયા યુદ્ધ કર્યા, તેસબધી ઇતિહાસ મળતો નથી; તેથી એ મહાપરાક્રમી પુરુષનુ છેવટ સુધીનુ જીવનવૃત્તાન્ત અત્રે લખી શકાતુ નથી વિજાપુર સરકારની કર્ણાટકપર જે જે ચઢાઇઓ થઇ તેનું સક્ષિપ્ત વર્ણન મુસલમાન ઇતિહાસકારોએ લખ્યુ છે, તેમા કોઇક કોઇક સ્થળે શાહજીરાજાસબધી લખ્યુ છે તેમા વિજાપુર સરકાર તરફથી શાહજીરાજાએ, ઘણા શૌર્યપૂર્વક યુદ્ધ કર્યું હતુ, એમ પણ લખ્યુ છે વિજાપુર સરકારે તેમને કર્ણાટકમા જે જાગીર આપી તે તેમની પાસે કાયમ હતી અને ઉલટો તેમા વધારો કર્યો હતો તજાવર અને ત્રિચિનાપલ્લી એ બે પ્રાત તેમને કેવી રીતે મળ્યા તે પૂર્વે લખવામા આવ્યુ છે એ સિવાય આર્નીનો કિલ્લો, પોર્ટોનોવો વગેરે સ્થાનોપર તેમની સત્તા હતી

શિવાજી મહારાજે સ્વરાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ ચલાવ્યો તે સમાચાર રાજાના કાન ઉપર વારવાર જતા હોવાથી તેમને ઘણો સતોષ થતો હતો એવા પરાક્રમી પુત્રની મુલાકાત કરવા માટે તેમને ઘણીજ ઉત્કઠા થઈ હતી, પરતુ મહારાજનુ સઘળુ તોફાન વિજાપુર સરકારના રાજ્યમા થતુ હોવાથી તેમને પુષ્કળ દિવસ સુધી પોતાની ઉત્કટ ઇચ્છા તૃપ્ત કરવાનો સુયોગ પ્રાપ્ત થયો નહિ શિવાજી મહારાજ અને વિજાપુર-સરકાર વચ્ચે જ્યારે થોડો વખત સધિ રહી અને વૈરભાવ લુપ્ત થયો ત્યારે તરતજ રાજાએ વિજાપુર સરકાર પાસે સ્વદેશ જવાની માગણી કરી અને

હાથ પકડી નીચે બેસાડયો અને તેના વિચાર ફેરવવા માટે અનેક પ્રકારે સમજાવ્યો તેથી છેવટે કહ્યુ કે, 'તમારી જે ઈચ્છા હોય તે કહો, હુ તુરતજ પૂર્ણ કરીશ' એ સાભળી રણદુલ્લાખાને કહ્યુ કે, 'આપણા રાજ્યને કઈ પણ નુકશાન થયુ હોય તો તે શિવાજીએ કર્યુ છે શાહજીરાજા આપણા રાજ્ય સાથે ગેરવર્તણુક વર્ત્યા નથી. કુરાનમા લખ્યુ છે કે, ' સારા મનુષ્યને ઈનામ આપવુ અને નઠારા મનુષ્યને શિક્ષા કરવી' એ ધર્માજ્ઞા પ્રમાણે જોતા શાહજીરાજાને જે શિક્ષા કરી છે તે અન્યાયપૂર્વક છે' રણદુલ્લાખાનનુ કહેવુ બાદશાહે માન્ય કરીને શાહજીરાજાની શિક્ષા રદ કરી' ભવિષ્યમા સારી વર્તણુક રાખવા સબધી ખાનને જામીન લઈ રાજાને દરબારમા બોલાવ્યા ત્યા તેમને ઘણું સન્માન આપ્યુ અને મોટા દમામ સાથે કર્ણાટક મોકલ્યા.

પોતાના મહા પ્રતાપી પુત્રની મુલાકાત લીધી [1] સ્વપુત્રના આગ્રહને લીધે શાહજી રાજા એ સમયે મહારાષ્ટ્રમાજ રહ્યા હોત, પરંતુ ત્યા જવાની પરવાનગી આપતી વખતે વિજાપુર સરકારે એવી સરત કરી હતી કે, કાર્ય પૂરૂ થતાજ રાજાએ કર્ણાટક પાછા જવુ પુત્રની સાથે મળ્યા પછી ત્યા રહેવુ નહિ રાજાએ જો એ સરતનો ભંગ કર્યો હોત, તો આદિલશાહ તેમની કર્ણાટકમાની તમામ ધન-સંપત્તિ જપ્ત કરી લેત. આટલો બધો શ્રમ વેઠી મેળવેલી સંપત્તિ નહિ ગુમાવવા માટેજ રાજા કર્ણાટક પાછા ચાલ્યા ગયા હતા

પુત્રની મુલાકાત લઇ આવ્યા પછી શાહજી રાજા ઘણા દિવસ જીવ્યા નહિ બે વર્ષ પછી તેમનુ દેહાવસાન થયુ તેમના મૃત્યુનુ વર્ણન એવુ છે કે, બેદનૂરના બંડખોર ભદાપ્પા નાઇક અને શિવાપ્પા નાઇકે વિદ્રોહી થઇ વિજાપુર સરકારના તાબાના દેશોમા તોફાન મચાવ્યુ તેમનો પરાજય કરવાનુ કામ આદિલશાહે શાહજીરાજાને અને સર્જાખાનને સોપ્યુ શાહજીરાજાએ ભદાપ્પાનો પરાજય કરી તેને તાબે કર્યો વિજાપુરસરકારના જે પ્રાત તેણે કબજે લીધા હતા તે રાજાને પાછા સોપી દીધા એટલે તેને થોડીક જાગીર આપી વિજાપુર સરકારનો ખંડીઓ જાગીરદાર બનાવ્યો શાહજીરાજાની એ કાર્યકુશળતા સાભળી ત્યારે આદિલશાહ ઘણાજ ખુશી થયા અને વિશેષ ગૌરવસહિત એક પત્ર લખ્યો તથા તેમને વસ્ત્રો, અલંકાર, હાથી, ઘોડા વગેરે નજરાણુ ભેટ મોકલ્યુ. દરબારના સર્વ કારભારીઓએ જૂદા જૂદા પત્રો લખી રાજાની ઘણીજ પ્રશંસા કરી. શાહજી રાજા ચઢાઇના કાર્યમા ગુથાયા હતા, ત્યાથી એક દિવસ બંદેકીર [2] નામક ગામ તરફ શિકારે ગયા શાહજીરાજાએ શિકારને માટે સસલાની પાછળ પોતાનો ઘોડો દોડાવ્યો દોડતા દોડતા એક ખાડામા ઘોડાનો પગ પડયો તેજ સમયે ઘોડો રાજાસહિત પૃથ્વી ઉપર પટકાઇ પડયો રાજાની છાતી ઉપર ઘોડાનો પગ પડવાથી તરતજ તેમનો જીવ નીકળી ગયો રાજાની સાથેના મનુષ્યો તેમની શોધ કરતા કરતા ત્યા આવી પહોચ્યા તેમણે રાજાની એવી સ્થિતિ જોઇ કે તરતજ વ્યંકોજી રાજાને બોલાવ્યા તેમણે રાજાની યથાવિધિ ઉત્તરક્રિયા કરી મરણસમયે રાજાનુ વય ાસત્તેર વર્ષનુ હતુ ઇ૦ સ૦ ૧૬૬૪ ના જાનેવારી મહિનામા એ શોકજનક બનાવ બન્યો આદિલશાહે વ્યંકોજીરાજાને દિલાસાપત્ર મોકલ્યો અને મનસબદારીનો પોષાક તેમના નામ ઉપર ચઢાવી આપ્યો શાહજીરાજાનુ જે સ્થળે મરણ થયુ, તે સ્થળે તેમના સ્મરણચિન્હતરીકે છત્રી બાધી અને વિજાપુર સરકાર પાસેથી સનંદ મેળવી તે ગામની ઉપજ ફક્ત છત્રીના ખર્ચ માટે વાપરવાની ગોઠવણ કરી.

શાહજીરાજાને ત્રણ ઔરસ પુત્ર હતા ઇ૦ સ૦ ૧૬૨૩ મા દૌલાતાબાદમાં જીજાબાઇને પેટે વડિલ પુત્ર સંભાજીનો જન્મ થયો હતો તેના ઉપર રાજાનો ઘણોજ પ્રેમ હતો. તેઓ હમેશા રાજાની સાથેજ રહેતા હતા ઇ૦ સ૦ ૧૬૫૩મા

૧ એ મુલાકાતનું વર્ણન ચૌદમા પ્રકરણમા પ્રકટ થયું છે

૨ એ ગામ તુંગભદ્રા નદીને કિનારે છે તેના વસવપાટણ અને બાસવપટ્ટણ એવાં નામો બીજે સ્થળે લખવામાં આવ્યાં છે

કનકગિરિના યુદ્ધમા, તોપનો ગોળો વાગવાથી તેમનુ મૃત્યુ થયુ એ યુદ્ધની હકીકત એવી છે કે, શાહજીરાજાના તાબાના બાળાપુર નામક તાલુકામા કનકગિરિના સસ્થાનિકોએ તોફાન મચાવ્યાના સમાચાર મળતાજ રાજાએ સભાજીને લશ્કર આપી તેમને શિક્ષા કરવા મોકલ્યા તેમણે કનકગિરિની આસપાસ ઘેરો ઘાલી કિલ્લાપર તોપોનો મારો ચલાવ્યો તેમા ગોળો વાગતા સમરાગણમા સભાજી મરણ પામ્યા[1] એ શોકજનક સમાચાર સાભળતાજ શાહજીરાજાને ઘણુ દુખ થયુ સસ્થાનિકોપર તેમને અતિશય ક્રોધ ચઢવાથી જાતે ચઢાઇ કરી, તેમનો પરાજય કરી કનકગિરિ હસ્તગત કર્યું એ કલહમા સસ્થાનિકોને અફઝુલખાન તરફથી ગુપ્તરીતે સહાયતા મળી હતી, તેથી રાજાએ વિચાર્યું કે, તેને પણ શિક્ષા કરવી, પરતુ તેની સાથે પ્રકટરીતે વૈર કરી યુદ્ધમા પ્રવૃત્ત થવાથી આદિલશાહને ક્રોધ ઉત્પન્ન થશે, તેમજ તે આપણા ઉપર ચઢાઇ કરશે એવી બીક લાગવાથી રાજાએ તેને છ છેડયો નહિ થોડાજ વખતમા સભાજીનો નાનો ભાઇ તેનુ વૈર વાળશે, તેવુ શાહજીરાજા સ્વપ્ને પણ જાણતા નહોતા

લુકજી જાધવરાવે પૂઠ પકડી તે વખતે રાજાએ પોતાની પત્ની જીજાબાઇને શિવનેરીના કિલ્લામા મૂકી હતી, તે પાછળ લખવામા આવ્યુ છે ત્યા ઇ૦ સ૦ ૧૬૨૭ મા આપણા ચરિત્રનાયકનો જન્મ થયો જીજાબાઇને પેટે એ દ્વિતીય પુત્ર જન્મ્યા હતા ઇ૦ સ૦ ૧૬૩૦મા રાજાએ મોહિતેની કન્યા તુકાબાઇ સાથે લગ્ન કર્યું તેને પેટે ઇ૦ સ૦ ૧૬૩૧ મા એક પુત્રનો જન્મ થયો તેનુ નામ વ્યકોજી હતુ શાહજીરાજાએ ચદાવર પ્રાત તાબે કર્યા પછી તુકાબાઇ અને વ્યકોજી રાજાને ત્યાજ રાખ્યા હતા શાહજીરાજા પછી વ્યકોજી રાજાએ કર્ણાટકની સઘળી જાગીર તાબે કરી એ માલમિલ્કતમાથી ભાગ લેવા શિવાજી મહારાજે

1 એક સ્થળે લખવામા આવ્યુ છે કે, સભાજીને વિજાપુર સરકાર પાસેથી સ્વતત્રરીતે દ્રવ્ય મળ્યુ હતુ તેમને મહમદ આદિલશાહની સ્ત્રી બડી બહેને વિશ્વાસઘાત કરી વિષની ગોળી ખવડાવી હતી તેથી તે મરણ પામ્યા શિવદિગ્વિજયમા કનકગિરિના યુદ્ધનુ કારણ એવુ લખવામા આવ્યુ છે કે, કનકગિરિ શાહજીરાજાને જાગીર દાખલ મળેલુ હોવાથી ત્યાનો સરદાર આપ્પાખાન એ કિલ્લો સીધીરીતે આપતો નહોતો, તેથી તેની સાથે યુદ્ધ કરવુ પડયુ હતુ પ્રો સરકાર જણાવે છે કે શાહજી રાજા કેદમાથી મુક્ત થયા પછી પોતાની જાગીરમા કેટલાક સરદારોએ બળવો કર્યો હતો, તે સમાવવાને માટે તેમની સાથે તેમને લડાઈ કરવી પડી હતી એવી એક લડાઈમા સભાજી મરાયો મિ કિકેઇડ જણાવે છે કે શાહજીરાજા કેદમા પડેલા હતા તે વખતે કેટલાક સરદારોએ બડ મચાવ્યુ હતુ આ વખતે મુસ્તફાખાન નામના એક સરદારે રાજાની માલિકીનો કનકદુર્ગ નામનો કિલ્લો પોતાને હાથ કર્યો સભાજી સૈન્ય લઇને કિલ્લા પાસે આવ્યો અને સરદારને કહાવ્યુ કે આપણો ન્યાય બાદશાહ પાસે કરાવીએ આ વાટાઘાટ ચાલતી હતી તે વખતે મુસ્તફાખાને પોતાના તોપખાનાના માણસોને આજ્ઞા કરી કે નીચે તળેટીમા સભાજી અને તેના કામદારો છે, તેમને તોપો ચલાવી ઠાર કરો તે લોકોએ તોપો ચલાવી, તેમા સભાજી મરાયો મુસ્તફાખાને અફઝુલખાનને ચઢાવીને તેની પાસે આ કામ કરાવ્યુ હતુ એમ કહેવાય છે. બીજે વરસે ફરીને શાહજીરાજાએ એ કિલ્લો પાછો જીતી લીધો

કર્ણાટકપર સ્વારી કરી હતી, તેનું વર્ણન યોગ્ય સ્થળે લખવામા આવશે શાહજી રાજાએ મહારાષ્ટ્રમા પુત્રને મળી તેનો વૈભવ જોઇ, કર્ણાટક પાછા આવ્યા પછી વ્યંકોજીને પોતાની પાસે બોલાવી એવો બોધ કર્યો કે–"તારા જ્યેષ્ઠ બધુ શિવાજી રાજાએ પોતાની બહાદુરીવડે નવુ રાજ્ય સપાદન કર્યું છે મારી આ સ્થળની સપત્તિનો તુ માલિક છે મારા કાકા વિઠોજી રાજા અને મારા બધુ શરીફ રાજાના કુટુબનુ તુ પાલનપોષણ કરજે ન્યાયપૂર્વક પ્રજાપાલન કરી રાજ્ય ચલાવજે તારા જ્યેષ્ઠ બધુ શિવાજી રાજાએ સર્વ પૃ વીપર ચઢાઈ કરવાનો પ્રચડ ઉદ્યોગ આરભ્યો છે ઈશ્વરકૃપાએ તેનો મનોરથ પરિપૂર્ણ થશે તો તે સર્વનુ પરિપાલન કરશે, પરતુ તેના ઉપર કવચિત્ આપત્તિ આવી પડે તો મે અત્રેની સપત્તિનો બાદશાહ પાસેથી સ્વતત્ર હકક મેળવી લીધો છે એ સમ્પત્તિ તમારી બનેની છે; પરતુ એ સપત્તિનું રક્ષણ હમણા તારે બુદ્ધિપૂર્વક કરવુ તુ મારો લાડકો પુત્ર અને શિવાજી રાજાનો બધુ છે, એ લક્ષમા રાખજે આપણી પાસે ચાર વિશ્વાસુ મનુષ્યો છે તેમની સલાહ પ્રમાણે વર્તવાથી તારૂ કલ્યાણ થશે "





# प्रकरण ३ जुं–शिवाजी महाराजनी बाल्यावस्था



શાહજીરાજાએ નિજામશાહીનો ત્યાગ કર્યો અને લુકજી જાધવરાવ, મોગલ સૈન્યસહિત તેમની પાછળ પકડવા ગયા, તે સમયે જીજાબાઇ સાત આઠ માસનો ગર્ભ હોવાથી તેને શિવનેરીના કિલ્લામા મૂકી રાજા આગળ ચાલ્યા ગયા હતા, એ પાછલા પ્રકરણમા લખ્યુ છે જીજાબાઇના રક્ષણમાટે જે મનુષ્યો રાખ્યા હતા, તેમા બાળકૃષ્ણ હનુમતે,[1] શામરાવ[2] નીલકંઠ અને રઘુનાથ બલ્લાળ કોરડે, નામક ત્રણ[3] વિશ્વાસુ કારકુનો હતા જાધવરાવે પણ જીજાબાઇના રક્ષણમાટે પોતાના કેટલાક ઘોડેસ્વાર આપ્યા હતા તે ઉપરાત જીજાબાઇને જુન્નરના શ્રીનિવાસરાવનો આશ્રય હતો એમ જણાય છે જીજાબાઈ કેટલીક રીતે સુરક્ષિત સ્થળમા હતા એ ખરૂ, પરતુ પોતાના પ્રિય પતિપર ભયકર સકટ આવી પડયુ છે, તેમજ એ તોફાનમા પોતાનો ત્રણચાર વર્ષનો પુત્ર તેમની સાથે છે, તે બનેનુ શુ થશે ? એજ ચિતા તેમને સતત થયા કરતી હતી એજ ચિન્તામા તેને ચિન્તાજ્વર થવાથી દિવસે દિવસે કૃશ થતા ગયા ચિન્તાજ્વર લાગુ પડયો તે સમયે જીજાબાઇએ કિલ્લામાની શિવાઇદેવીને બાધા માની કે, આવી પડેલી વિપત્તિમાથી રાજા મુક્ત થશે અને મારે પેટે પુત્રનો જન્મ થશે, તો બાળકનુ નામ તમારા જેવુજ પાડીશ ત્યાર પછી જીજાબાઇને પૂરા દિવસ થતાજ શાકે ૧૫૪૯ પ્રભવ નામ સવત્સર વૈશાખ શુકલપચમી સોમવાર, તા ૧૦ મી એપ્રિલ, ઇ૦ સ૦ ૧૬૨૭ ને દિવસે જીજાબાઇ પ્રસૂતા થઇ[4] આજે પ્રચડ

---

૧ મલ્હાર રામરાવકૃત બખરમા કૃષ્ણાજીપતે હનુમતે નામ લખ્યુ છે નારો ત્ર્યબક હણમતે એવુ પણ તેનુ નામ એક બે ઠેકાણે મળી આવે છે

૨ કેટલેક સ્થળે શકરાજી નીલકઠ નામ છે

૩ મલ્હાર રામરાવ, સોનોપત ડબીર નામનો એક બીજો કારકુન હતો એમ લખે છે સભાસદ લખે છે કે, એ કારકુનને રાજાએ બેગરૂળથી જીજાબાઈ સાથે મોકલ્યો હતો ગોમાજી નાઈક પાણસબળ નામના એક માણસને જીજાબાઇના લગ્ન થયા ત્યારથી જાધવરાવે તેની વહેનાતમા આપેલો હતો, તે માણસ પણ સાથેજ હતો એવુ કહેવામા આવે છે

૪ મલ્હાર રામરાવકૃત બખરમા અને શિવદિગ્વિજયમા શિવાજી મહારાજનો જન્મસમય, વૈશાખ શુકલ દ્વિતીયા, ગુરૂવાર લખ્યો છે, પરતુ એ તિથિને દિવસે ગુરૂવાર આવતો

ક્રાંતિને સમયે પૂનાથી આશરે પચાસ મૈલ ઉપર શિવનેરીના[1] કિલ્લામા મરાઠી રાજ્યના સસ્થાપક શિવાજી મહારાજનો જન્મ થયો જીજાબાઇને પુત્રરત્ન પ્રાપ્ત થવાથી સર્વ આશ્રિતજનોને પરમ આનદ થયો સર્વેએ તે સ્થળે સ્થિતિને અનુકૂળ થાય તેવો ઉત્સવ કર્યો આસપાસના ગામોમાથી જેટલા હેલકરીઓ (મજુરો) હેલ લઇને આવ્યા તેટલા સ્ત્રીપુરુષોને બાર તેર દિવસ સુધી ભોજન જમાડી, લૂગડા અને ચોળીના ખડ વગેરે બક્ષિસ આપ્યા તે સમયે શાહજીરાજા વિજાપુર હતા તેમને હજુરીઆ અને કારકુનો મોકલી પુત્રપ્રાપ્તિના સમાચાર કહાવ્યા રાજાને જેઓએ શુભ સમાચાર કહ્યા તેઓને સોનાના કડા અને વસ્ત્રોમા ઇનામ આપ્યા અને બીજુ પુષ્કળ દાનધર્મ કર્યું શિવાઇ દેવીના કૃપા–પ્રસાદવડે એ પુત્રરત્ન પ્રાપ્ત થયુ હતુ તેથી માતાની બાધા પ્રમાણે બાળકનુ નામ શિવાજી પાડ્યુ

એ કિલ્લામા જીજાબાઇ પોતાના પુત્રસહિત ત્રણ વર્ષપર્યંત રહ્યા હતાં. ત્યાથી શાહજીરાજા તેમને બેજાપુર લઇ ગયેલા હોવા જોઇએ, કારણ કે ઇ૦ સ૦ ૧૬૩૩ મા તેમને એ સ્થળેથી પકડી લઇ જવાનુ પાછલા પ્રકરણમા લખ્યુ છે. મોગલોના હાથમાથી છોડાવ્યા પછી ભોતાજીરાવ ઉર્ફે જગદેવરાવ જાધવે તેમને કોડાણાના કિલ્લામા લાવી રાખ્યા હતા ત્યાથી કેટલાક દિવસ શિવનેરીના કિલ્લામા અને કેટલાક દિવસ માહુલીના કિલ્લામા રહ્યા હોય એમ જણાય છે[2] શાહજીરાજાએ મોગલોના તાબાનો નિજામશાહી પ્રદેશ, પુન પોતાના તાબામા લેવાનો સપાટો ચલાવ્યો હતો, તેથી જીજાબાઇ એ કિલ્લામા રહેતા હતા મોગલો અને રાજા વચ્ચે યુદ્ધ થતું તથા ઉથલપાથલ ચાલતી તે સમયે જીજાબાઇને કયા રાખ્યાં હતા, તે જાણી શકાતુ નથી, પરતુ એટલુ ખાત્રીપૂર્વક કહી શકાય છે કે, પોતાના

નથી. રાયરીની બખરમા શાકે ૧૫૪૮, ક્ષય નામ સવત્સર, વૈશાખ શુકલપચમી અને સોમવાર લખ્યો છે, પરતુ એ તિથિએ સોમવાર આવતો નથી, તેથી એ બને તિથિઓ વિશ્વાસપાત્ર નથી કાવ્યેતિહાસ સગ્રહકર્તા પાસે કાશીનાથ કૃષ્ણ લેલેએ એક જન્મકુડળી મોકલી હતી તેમા મૂળ તિથિ અને રોહિણી નક્ષત્ર લખ્યુ છે. એ નક્ષત્ર તે તિથિએ હોવાથી એકદર રીતે જોતા કુડળી સત્ય જણાય છે (રા રાજવાડેકૃત મ ઇ. સા ખડ ૪ જુઓ) મરાઠી સામ્રાજ્યની બખર અને વિલ્કિક્સકૃત મૈસુરનો ઇતિહાસ, એ બનેમા વૈશાખ શુકલપચમી લખી છે, તેથી એજ તિથિ સાચી જણાય છે શેડગાવકર ભોસલેના કુટુબમાથી મળેલી બખર પ્રસિદ્ધ થયેલી છે, તેમા આ જન્મકાળ શાકે ૧૫૫૧ ફાલ્ગુન વદ ૩ શુક્રવાર એમ આપેલુ છે રા બાળગગાધર તિલકે, તા ૨૪ એપ્રિલ ૧૯૦૦ ની સાલના કેસરીમા આ કાળ ૧૫૪૯ પ્રભવનામ સવત્સરે વૈશાખ સુદ ૧ ગુરુવાર ઉત્તર રાત્ર, અશ્વિનિ નક્ષત્ર તા ૬ એપ્રીલ સને ૧૬૨૭ એ પ્રમાણે આપેલુ છે

૧ આ કિલ્લામા જીજાબાઈ જે મકાનમા રહેતા હતા તે મકાનની હજુ એક ભીંત શેષ છે નાશિકના માજી કલેક્ટર મિ જેક્સને મુબઈ સરકારના હુકમથી તે ભીતપર સગેમરમરના પથ્થરો જડી દીધા છે અને ભારતવર્ષના એક પ્રૌઢપ્રતાપી રાજરત્નનું ચિરકાળ સ્મરણ રહે એવુ કરેલુ છે

૨ શાહજીરાજાને વશ કરવાને માટે બાળક શિવાજીને પકડવાનો મોગલોએ ત્રણ વરસ સુધી પ્રયત્ન કર્યો, પણ જીજાબાઇએ શિવાજીને એવી તજવીજથી છુપાવી રાખ્યા કે તેમની સર્વ મહેનત વ્યર્થ ગઈ

પ્રિય પુત્રનુ અને પોતાનુ રક્ષણ થાય એવી ઇચ્છાથી પોતાના પિયરના મનુષ્યોના આશ્રયમા કદિ પણ ગયા નથી કેટલાકનુ કહેવુ એવુ છે કે, જીજાબાઇએ એવો આશ્રય મેળવ્યો હતો, પણ એવા કથનની સત્યતામાટે તેમની પાસે કાઇ પણ પુરાવો નથી ગર્ભિણી સ્થિતિમા કેવળ નિરાધાર હોવા છતા જીજાબાઇનો પિતા તેમને પોતાને ગામ લઇ જવા તૈયાર હતો, છતા જે પતિવ્રતા સ્ત્રીએ ત્યા જવાનુ કબૂલ કર્યું નહિ, તે પાછળથી કોઇ પણ સમયે પિયેર જઇ રહ્યા હોય, એ બિલકુલ સભવિતજ નથી તેમા વળી જાધવનુ કુટુબ મોગલોના આશ્રયમા જઈ રહ્યુ હતુ, તેથી જીજાબાઇના મનમા કદિ પણ પિયેર જવાનો સકલ્પ થાયજ નહિ, કારણ કે શાહજીરાજાએ ઇ૦ સ૦ ૧૬૩૪ થી મોગલો સાથે યુદ્ધ શરૂ કર્યું હતુ; તેથી મોગલ સરદારોના આશ્રયમા જવુ, એ ઘણુજ ભયભરેલુ હતુ અને તે કામ જીજાબાઈના પતિને જરા પણ પસદ પડત નહિ સારાશ એજ છે કે, શિવાજી મહારાજના જન્મથી દશ વર્ષસુધી શાહજીરાજાએ ચલાવેલી ઉથલપાથલને સમયે જીજાબાઇ પોતાના પુત્રસહિત રાજાના તાબામાના કોઇને કોઇ કિલ્લામા રહેતા હતા અને તેમનુ બની શકે તેટલુ રક્ષણ કરવાને શાહજીરાજા ચિતા રાખતા હતા બૈજાપુરમા નિવાસ હતો, ત્યારે જીજાબાઇને એક કિલ્લેદારે મોગલોના હાથમા સોપ્યા તે સમયે તેમના બધુએ તેમને છોડાવ્યા હતા, એ પાછળ લખવામા આવ્યુ છે. આ પ્રસગે ખરૂ જોતા તેમણે પિયેરમા જઇ સુખરૂપ રહેવુ યોગ્ય હતુ, પરતુ પુન તે પોતના પતિના તાબાના કોડાણાના કિલ્લામા આવી રહ્યા એ પરથી તેમનો આત્માભિમાની સ્વભાવ સારીપેઠે જણાઇ આવે છે જ્યા ત્યા મોગલોના સૈન્યની દોડધામ થઇ રહી હતી અને રાજાના તાબાના કિલ્લા અને થાણા એક પછી એક શત્રુઓ જીતી લેતા હતા, છતા જીજાબાઇનો દૃઢ નિશ્ચય અડગ રહે, એજ આશ્ચર્યની વાત છે

એ દશ વર્ષમા જીજાબાઈના મનની સ્થિતિ કેવી થઇ હશે અને તેમને અહર્નિશ કેટલી ચિન્તા થતી હશે, તેની કલ્પના સહજ રીતે થઇ શકે એમ છે તેમને આજે એક કિલ્લામા તો કાલે બીજા કિલ્લામા, એમ નાસભાગ કરવી પડતી હતી શત્રુઓ કયારે આવી પરમપ્રિય પુત્રનો અને પોતાનો નાશ કરશે, તેસબધી તેમને સતત ચિન્તા થતી હતી તેજ પ્રમાણે શાહજીરાજાએ મોગલો જેવા પ્રબળ શત્રુ સાથે ઘોર સગ્રામ ચલાવ્યો છે, તેનુ પરિણામ અતે શુ આવે છે, એ ચિન્તામા તેમને ચિતાજ્વર લાગુ પડયો હતો, પરતુ જીજાબાઇ અત્યત સ્વાભિમાની અને પતિવ્રતા હોવાથી ધૈર્યપૂર્વક અને દૃઢ નિશ્ચયપૂર્વક દશ વર્ષ વીતાડયા એટલા સમય સુધી તેમણે શિવાજી મહારાજનુ લાલનપાલન કેવે પ્રકારે કર્યું અને તેમને સુશિક્ષણ આપવા માટે કેવી વ્યવસ્થા કરી, તે સબધીનો ઉલ્લેખ કોઇ પણ બખરમાથી મળતો નથી, તેમ છતા એટલી વયમા મહારાજાએ ઘોડા ઉપર સ્વાર થવુ, તીરદાજી કરવી, બદુક મારવી, પટ્ટા ફેરવવા, ઇત્યાદિ યુદ્ધોપયોગી કળાઓનો સારો અભ્યાસ કર્યો હતો અને સારી પેઠે વાચતાલખતા પણ શિખ્યા હતા

શાહજીરાજાને ઇ૦ સ૦ ૧૬૩૭ મા આદિલશાહીમા જ્યારે આશ્રય મળ્યો

અને તેમણે વિજાપુરમા નિવાસ કર્યો, ત્યારે પોતાના ગુણવાન પુત્રને અને જીજાબાઇને પોતાની પાસે તેડાવી લીધા[1] વિજાપુર સરકાર પાસેથી મળેલી જાગીરોની વ્યવસ્થા દાદાજી કોડદેવને સોપી શાહજીરાજા રણુદુલ્લાખાન સાથે કર્ણાટક ગયા તે સમયે જીજાબાઇને અને શિવાજી મહારાજને એજ વિશ્વાસુ કારકુનને સોપ્યા અને કહ્યુ કે, ' મહારાજને યોગ્ય થઇ પડે એવુ શિક્ષણ આપી પુત્રને સદવર્તનશાળી બનાવવો ' દાદાજી કોડદેવે માતાપુત્રને મોટી ધામધુમસહિત પૂને લાવી ત્યા એક ભવ્ય સુદર મકાન[2] બધાવી તેમા રાખ્યા બીજે વર્ષે શાહજીરાજા કર્ણાટક પ્રાતના બેગરૂળ મુકામે હતા તે વખતે દાદાજીને પરગણાનો હિસાબ લઇ ત્યા જવુ પડ્યુ તે સમયે દાદાજી શિવાજી મહારાજ અને જીજાબાઇને શાહજીરાજાને મળવા પોતાની સાથે લઇ ગયો હતો, પણ તેઓ સત્વર પૂને પાછા આવ્યા હતા આ વખતે રાજાએ તેમની સાથે શામરાવ નીલકઠ પેશ્વા, બાળકૃષ્ણ પત મજમુદાર, સોનોપત ડબીર, રઘુનાથ બલ્લાળ, કોરડે સબનીશ વગેરેને મોકલ્યા[3]

શાહજીરાજા કર્ણાટકપરની ચઢાઇમા વિજય મેળવી વિજાપુર પાછા આવ્યા તે સમયે તેમના મનમા એવો વિચાર ઉત્પન્ન થયો કે, શિવાજી મહારાજને વિજાપુર લાવી ત્યા તેમનો વિવાહ કરવો રાજાએ એ વિચાર દાદાજીને પત્રદ્વારે લખી જણાવ્યો પિતાના મનોવિચાર શિવાજી મહારાજના જાણવામા આવ્યા તેમણે ઉત્તરમા દાદાજીને કહ્યુ કે, મારૂ લગ્ન વિજાપુરમા યવનોની વસ્તીમા નહિ થતા પૂનામાજ થવુ જોઇએ, કારણ કે ત્યા લગ્નના ધર્મકાર્યસમયે યવનો આવે તો આપણે ધર્મ ભ્રષ્ટ થઇએ મહારાજની ઇચ્છા દાદાજીએ શાહજીરાજાને લખી જણાવી અને વિશેષમા લખ્યુ કે, અમે અત્રે સુદર કન્યા જોઇ લગ્નકાર્ય પૂર્ણ કરીશુ રાજાને એ વિચાર પસદ પડવાથી દાદાજીના કાર્યને સમતિ આપી સમતિ મળતાજ દાદાજીએ શિરકેની કન્યા સઇબાઇ સાથે ઇ૦ સ૦ ૧૬૪૦ મા પૂનામા મોટા ઠાઠમાઠથી શિવાજી મહારાજના લગ્ન કર્યા

ઇ૦ સ૦ ૧૬૪૧ મા શાહજીરાજાએ મહારાજને અને જીજાબાઇને વિજાપુર બોલાવી પોતાની પાસે રાખ્યા ત્યા જીજાબાઇ બે ત્રણ વર્ષ રહ્યા હતા એવુ જણાય

૧ પ્રો સરકાર જણાવે છે કે ઇ૦ સ૦ ૧૬૩૬ મા શાહજીરાજાએ પોતાની જાગીરની વ્યવસ્થા દાદાજી કોડદેવના હાથમા સોપી તે વખતે તેને કહ્યુ કે—"મારી સ્ત્રી જીજાબાઇ અને પુત્ર શિવાજી શિવનેરીના કિલ્લામા છે તેમને બોલાવીને તારી સભાળ નીચે પુનામા રાખજે અને ખરચને માટે તેમને જેટલા પૈસાની જરૂર પડે તેટલા આપજે"

૨ આ મકાનનુ નામ તેણે "રાજમહાલ" રાખ્યુ મુઠા નદીના તીરપર જમણી બાજુએ શનવારવાડાની પૂર્વમા આ મકાન હતુ હાલમા ત્યા મ્યુનિસીપાલિટીનો બાગ છે

૩ દાદાજીની મદદમાટે આ લોકોને મોકલ્યા હતા તેમની અટકપરથીજ તેમના હોદ્દા માલમ પડી આવે છે દાદાજી કોડદેવ પોતાના નામની આગળ "સુબેદાર નામજાદ કિલ્લે કોડાણા" એ પ્રમાણે લખતો હતો આ કિલ્લો શાહજીરાજાની જાગીરના મધ્યભાગમા આવેલો હતો તેથી દાદાજી કોડદેવે ત્યા લશ્કરનુ થાણુ રાખ્યુ હતુ અને પોતે પણ વારવાર ત્યા જઇને રહેતો હતો.

છે, યવનોની રાજધાનીમા એટલા દિવસ નિવાસ કરવાનુ મળ્યુ, તેથી ત્યાની યથાન્સ્થિત સ્થિતિ મહારાજના જોવામા આવી પ્રથમથી થોડોઘણો યવનદ્વેષ તેમના હૃદયમા પ્રવેશ કરી ચૂકયો હતો, તે આ સમયે દૃઢ થયો શિવાજી મહારાજે પ્રત્યેક પ્રસગે પોતાનુ અગાધ રાજકીય જ્ઞાન પ્રકટ કરી સર્વ જગતને ચકિત કરી દીધુ તે ઉચ્ચ જ્ઞાનનુ સપાદનકાર્ય આ સ્થળેજ થયુ હતુ

શિવાજી મહારાજ આ સમયે માત્ર ચૌદ વર્ષનાજ હતા, છતા પણ સર્વ પ્રકારની યુદ્ધકળામા દક્ષ થયા હતા તેઓ શરીરે બળવાન અને સુદર દેખાવના હતા. તેમજ અતિશય ચપળ અને ચોક્કસ હતા હાથી, ઘોડા, તથા અસ્ત્રશસ્ત્ર આદિના કાર્યાલય લક્ષપૂર્વક તપાસી તેસબધી સર્વ સૂક્ષ્મ માહિતી મેળવવાનો તેમને શોખ લાગ્યો હતો બુદ્ધિમાન અને મોટા મનુષ્યોનુ યથોચિત સન્માન કરી, પોતાના પર તેનો સ્નેહભાવ ઉત્પન્ન થાય એવી રીતે તેઓ વર્તતા અને તેમને નાના પ્રકારના પ્રશ્નો પૂછી જેટલી માહિતી મળે તેટલી મેળવવાનો યત્ન કરતા હલકા સ્વભાવના મનુષ્યોનો તેઓ જરા પણ સબધ રાખતા નહિ વ્યસની અને ઉડાઉ મનુષ્યોપર તેમને સપૂર્ણ તિરસ્કાર હતો તેમણે કોઈ દિવસ વડિલોની અવજ્ઞા કિવા અપમાન કર્યુ નથી તેમના એવા સદ્ગુણ જોઇ રાજા પાસે આવનાર સરદારો તેમની સાથે વાતચીત કરી હર્ષ પામતા રાજાનો પરમ મિત્ર મુરાર જગદેવ તો મહારાજની વર્તણુક જોઇ ઘણોજ ખુશ થતો હતો

મુરારપતે આદિલશાહ બાદશાહ પાસે એક દિવસ શાહજીરાજાના પુત્ર શિવાજી મહારાજના સદ્ગુણની ઘણી પ્રશસા કરી તે સાભળતાજ બાદશાહને એવો ગુણિયલ છોકરો જોવાની ઈચ્છા થઇ બાદશાહે શિવાજી મહારાજને પોતાની પાસે તેડી લાવવા મુરારપતને આજ્ઞા કરી એ પરથી શિવાજી મહારાજને બાદશાહની મુલાકાતે લઈ જવાનુ ઠર્યુ, પરતુ શિવાજી મહારાજને એ વાત પસદ પડી નહિ. તેમણે અતિ નમ્રતાપૂર્વક અને વિનયપૂર્વક પિતાને પ્રાર્થના કરતા કહ્યુ કે—"યવનો પરમ નીચ ગણાય છે તેમને કાલાવાલા કરવા અને તેમને સલામ કરવી એ મને જરા પણ ગમતુ નથી એમ કરતા મને ત્રાસ થાય છે એ ઠેકાણે સ્વધર્મ અને બ્રાહ્મણની નિત્ય નિદા થાય છે, તે મારાથી ખમાતુ નથી રસ્તામા જતાઆવતા ગોવધ થતા નજરે પડે છે, ત્યારે મને ઘણુજ દુખ થાય છે અને એવો ક્રોધ આવે છે કે, ગોવધ કરનારાઓનો શિરચ્છેદ કરાવવો, પરતુ આપ ઠપકો આપો અને કાઇ બીજુજ પરિણામ આવે, એવો વિચાર આવતા શાત થાઉ છુ. મારે મુસલમાનોનો સસર્ગ રાખવો નહિ, એવો વિચાર થાય છે અમીરઉમરાવોને ઘેર જવુ અને તેમની સાથે ઓળખાણ કરવી, એ મારા ચિત્તને યોગ્ય લાગતું નથી તેમનો સ્પર્શ થતા મારે વસ્ત્રો બદલવા પડે છે " શિવાજી મહારાજનું કહેવુ શાહજીરાજાના જાણવામા આવ્યુ, ત્યારે તેમણે પોતાના કારભારીઓદ્વારા મહારાજને બોધ કરાવ્યો કે—" વિધર્મીઓની સેવા કરીનેજ તમારા પિતા આટલા વૈભવે ચડી શકયા છે તેમનો દ્વેષ કિવા તિરસ્કાર કરવો યોગ્ય નથી તમે બુદ્ધિમાન છો એવુ બોલવુ તમને શોભતુ નથી એમ કરવાથી પિતાની અવજ્ઞા થાય

છે." સમાન વયના યુવકો સાથે પણ મહારાજને ઘણું કહેવડાવ્યું માતા જીજાબાઇએ પણ પ્રત્યક્ષરીતે અનેક પ્રકારની શિખામણ આપી, તેમ છતા શિવાજી મહારાજે હઠ છોડી નહિ ત્યારે શાહજીરાજાએ મહારાજને પોતાની સમક્ષ બોલાવી બોધ આપ્યો કે—"યવનો પૃથ્વીપતિ છે સ્વધર્મનું રક્ષણ કરી તેમની સેવા કરવામા શી અડચણ છે? ઈશ્વરી સૂત્ર પ્રમાણે આપણે હમણા તેમની સેવા સ્વીકારી આનંદ ભોગવવો, એજ આવશ્યકીય છે ઈશ્વરની એવી ઇચ્છા ન હોત તો હિંદુઓનુ રાજ્ય તેમના હાથમા શા માટે જાત વારૂ? અમે સમય પ્રમાણે વર્તી જે વૈભવ સંપાદન કર્યો છે, તેનુ રક્ષણ કરવા માટે તમારે બાદશાહની કૃપા સંપાદન કરવી જોઇએ" એ ઉપદેશ સાભળી મહારાજાએ વિનયપૂર્વક અને માનપૂર્વક ઉત્તર આપ્યો કે—"વડિલોની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે, પરંતુ યવનો ગોહત્યા અને દેવ-બ્રાહ્મણને અડચણ કરે છે તે મારાથી કિંચિત્ પણ સહન થતુ નથી"

શિવાજી મહારાજના હૃદયમા યવનદ્વેષ સંપૂર્ણરીતે વિકાસ પામેલો જોઈ શાહજીરાજાને ઘણું ખોટુ લાગ્યુ, પરંતુ બુદ્ધિમાન અને તેજસ્વી પુત્ર સાથે સખ્તાઈથી વર્તવુ અથવા તેને શિક્ષા કરવી, એ તેમને ઇષ્ટપ્રદ લાગ્યુ નહિ ખરૂ કહીએ તો તેમને પણ યવનોપર તિરસ્કાર હતો, પરંતુ તેઓની સાથે સામોપચારથી વર્તી પોતાનુ કાર્ય સાધ્ય કરી લેવુ, એ તેમનો વિચાર હતો પુત્રનો મનોનિગ્રહ જોઈ તેમને ગુસ્સો નહિ આવ્યો હોય એમ જણાય છે રાજાએ મહારાજા સાથે અનેક વેળા વાતચિત કર્યા પછી અંતે તેમને આગ્રહપૂર્વક દરબારમા જવા તૈયાર કર્યા દરબારમા ગયા પછી શિવાજીને પૃથ્વી સાથે હાથ લગાડી બાદશાહને મુજરો કરવાનુ શિખવ્યુ હતુ, પરંતુ શિવાજી મહારાજ તો દરબારમા ગયા તેવાજ સલામ કરી પિતાની પાસે બેસી ગયા બાદશાહે દરબારમા કોઈ છોકરો આવેલો જોઈ મુરારપંતને પૂછ્યુ કે—"શાહજીરાજાનો પુત્ર તે આજ કે?" પંતે ઉત્તરમા "હા" કહ્યું શિવાજી મહારાજે દરબારના નિયમ પ્રમાણે કુર્નિસ (સલામ) કરી નહિ તેસબંધી બાદશાહના મનમા કઇ વહેમ આવે નહિ તે માટે પંતે બાદશાહને કહ્યું કે—"છોકરાએ દરબાર કદિ પણ જોયો નથી, આજે તેને પહેલોજ પ્રસંગ છે ઘેર સર્વને સલામ કરવાની ટેવ પડેલી હોવાથી એણે બાદશાહને સીધી રીતે સલામ કરી છે બાળક અજ્ઞાન છે" તેમણે શિવાજી મહારાજને વસ્ત્રો તથા ઝવેરાત આપ્યા તેમને ઘેર જવાની રજા મળી એટલે ઘેર આવ્યા પછી તેમણે દરબારના વસ્ત્રો વેગળા ફેંકી સ્નાન કર્યું

શિવાજી મહારાજ બાદશાહના દરબારમા વખતોવખત જવા લાગ્યા, પરંતુ હમેશા બાદશાહને ઉભા ઉભા સલામ કરીનેજ પોતાને સ્થાને બેસી જતા તેમનો એવો હમેશનો નિયમ જોઈ બાદશાહના મનમા સંશય ઉત્પન્ન થયો શિવાજી મહારાજ જાણીજોઈને કુર્નિસ કરતા નથી કે કેમ તેસબંધી ખાત્રી કરવાની ઇચ્છાથી તેમણે મહારાજને પોતાની પાસે બોલાવી તેસબંધી પ્રશ્ન પૂછ્યા. મહારાજે યુક્તિપુરઃસર ઉત્તર આપી વખત સાચવી લીધો તેમણે ઉત્તર દીધો કે—"મારા પિતાજી અને મુજરો કરવાનુ કહે છે પણ છેક છેલ્લી ઘડીએ હું ભૂલી જઈ જુહાર કરૂં છું તે માટે ક્ષમા બક્ષવી એ જુહારમાજ બાળકની કુર્નિસ છે

એમ હુઝુરે માની લેવુ હુઝુર અને મારા પિતા એ બન્ને મને એકસરખાજ જણાય છે હુઝુર જૂદા છે એવુ જણાશે ત્યારે મુજરો કરતા શીખીશ " મહારાજનુ સમયાનુકૂળ બોલવુ સાભળી બાદશાહને હસવુ આવ્યુ

દરબારમાથી જતાજ માર્ગમા કસાઇઓની દુકાનો હતી તેમા કાચુ ગોમાસ અને પશુઓના માથા વેચવા માટે ટાગેલા હતા રાજદરબાર સામે પણ કેટલાક ભઠિયારા રાધેલુ માસ વેચવા બેઠા હતા એ જોઈ શિવાજી મહારાજના અત કરણમા અતિશય દુ ખ થતુ અને એ કસાઇઓને તથા ભઠિયારાઓને જીવથી મારવા એવો તેમને ક્રોધ ચઢતો; પરતુ શુ કરે ? તેમને ગુપચુપ તે માર્ગે થઇને જવુ આવવુ પડતુ એક દિવસ મહારાજ તે રસ્તે થઇને જતા હતા એટલામા એક કસાઈ ગાયોનો વધ કરતો તેમની દૃષ્ટિએ પડયો તેજ ક્ષણે તેઓ કસાઇના શરીરપર ધસી ગયા અને તેને પુષ્કળ માર મારીને તેના હાથમાથી ગાયને છોડાવી એ સમાચાર ચારે દિશામા ફેલાઇ ગયા, પરતુ દરબારમા શાહજીરાજાનુ વિશેષ ગૌરવ હોવાથી કોઇએ તેમનુ નામ દીધુ નહિ અને બાદશાહ પણ તે વાત મનમા લાવ્યા નહિ ગોવધનો બનાવ નિત્ય શિવાજી મહારાજની દૃષ્ટિએ પડતો હોવાથી તેમને ઘણોજ કટાળો આવ્યો એ વાત તેમને અસહ્ય થઇ પડી યવનોની રાજધાનીમા હવે પછી રહેવુ નહિ અને દરબારમા પુન કદિ પણ જવુ નહિ, એવો તેમણે નિશ્ચય કર્યો પિતાની આજ્ઞાનુ ઉલ્લઘન કરવુ એ મહા પાપ છે, એમ તેઓ સમજતા હતા તેથી તેમણે એક દિવસ તીર્થસ્વરૂપ પિતાને સવિનય પ્રાર્થના કરી કે –" મને આપની સાથે દરબારમા આવવાની આજ્ઞા કરશો નહિ માર્ગમા ગોમાસ વેચવાની દુકાનો માડેલી હોય છે તે મારાથી જોઇ શકાતુ નથી આપ બાદશાહના નોકર હોવાથી આપને એ બાબત આખઆડાકાન કરવા પડે છે બાદશાહના મનને ખોટુ લાગે એવુ કાઇ પણ બોલવુ કે કાર્ય કરવુ આપને પસદ નથી માર્ગમા થતો ગોવધ અને ગોમાસની દુકાનો બધ થતા સુધી હુ દરબારમા આવીશ નહિ એ દૃશ્ય બધ થવાની કાઇ ગોઠવણ થયા પછી મને દરબારમા આવવાની આજ્ઞા કરવી " પુત્રનુ એવુ સ્પષ્ટ બોલવુ સાભળી શાહજીરાજા વિચારમા પડયા –" દરબારમા એકલા જવાથી બાદશાહ પૂછશે કે પુત્રને શામાટે લાવ્યા નહિ ? તેનો મારે શુ ઉત્તર આપવો ? " એ ચિન્તા કરતા હતા એટલામા મિરજુમ્લા નામક સરદાર તેમની સાથે કાઇ સલાહ-મસલત ચલાવવા આવ્યો તેની સાથે કેટલીક વાતચિત થયા પછી શાહજીરાજાએ તેને પોતાના ધર્મસકટની વાત કહી સરદારે રાજાને સલાહ આપી કે પુત્રને આજે ઘેરજ રહેવા દો આપણે બન્ને દરબારમા જઇએ, હુઝુરની તબિયત જોઇ એ સબધી વાત કહાડીશુ

બન્ને દરબારમા ગયા સરકારી કામકાજ પૂરૂ થયા પછી બાદશાહની ખુશ–મરજી જોઇ સરદાર મિરજુમ્લાએ તેમને વિનતિ કરી કે –" આપ હુઝુર સર્વના માતા-પિતા સમાન છો, અને હિદુ અને મુસલમાન એ બન્ને આપની પ્રજા છે સર્વ ઉપર આપની એકસરખી કૃપા છે આપની શહેનશાહતમા જેમ મુસલમાન નોકર છે તેમજ હિદુ નોકર પણ પુષ્કળ છે તેમને પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવા દેવા, એ

આપ નામદારને ઉચિત છે ગોવધ અને ગોમાંસસેવન કરવુ એને હિંદુઓ મોટુ પાપકર્મ ગણે છે આપના રાજમાર્ગ ઉપર અને રાજદરબાર આગળ આસપાસ ગોમાસ વેચવાની દુકાનો હોવાથી સર્વના દેખતા ગોહત્યા થાય છે, એ જોઇ હિંદુઓનુ મન ઘણુજ દુખાય, એ સ્વાભાવિક છે શાહજીરાજા જેવા આબરૂદાર અને વજનદાર સરદાર આપની નોકરીમા છે તેમના મનમા કોઇ પ્રકારે ખોટુ ન લાગે તેમ કરવુ આપને ઉચિત છે પોતાની જાતે આપ નામદારને પ્રાર્થના કરવાની તેમનામા હિંમત નથી શાહજીરાજાનો પુત્ર શિવાજી આજે દરબારમા આવ્યો નથી, તેનુ કારણ પણ મે કહ્યુ તેજ છે ગોવધ થાય અને ગોમાસ વેચાય એ દૃશ્ય તેનાથી જોઇ શકાતુ નથી તે તેના પિતા ઉપર ઘણોજ ક્રોધે ભરાયો છે હુઝુરે એ બાબતનો સંપૂર્ણ વિચાર કરવો જોઇએ " બાદશાહે સરદારની વિનતિ શાતપણે સાભળી યોગ્ય વિચાર કરતા તેમને જણાયુ કે, એ સબધી બદોબસ્ત અવશ્ય થવો જોઇએ બાદશાહે તરતજ એવી આજ્ઞા ફેરવી કે—" શહેરમા કોઇએ ગોવધ કરવો નહિ, તેમજ શહેરમા કોઇ દુકાને ગોમાસ વેચવુ નહિ એ આજ્ઞાનુ ઉલ્લઘન કરનાર મનુષ્યને સખ્ત શિક્ષા કરવામા આવશે એ કાર્ય હિંદુઓના ધર્મવિરુદ્ધ હોવાથી તેમના દેખતા કોઇ ગોહત્યા કરશે કે માર્ગમા ગોમાસ વેચવા બેસશે અને તેને કોઇ હિંદુ મારી નાખશે, તો સરકારમા તેની ફરિયાદ સાભળવામા આવશે નહિ " શહેરમા ચારે તરફ સખ્ત આજ્ઞા ફેરવી દીધી અને શહેરની દક્ષિણ દિશામા કસાઇપરૂ વસાવ્યુ સર્વ કસાઇઓને ત્યા રહેવાનો હુકમ કર્યો એ બદોબસ્ત થયા પછી શિવાજી મહારાજ પોતાના પિતા સાથે નિત્ય દરબારમા જવા લાગ્યા તેમની હુશિયારી, તેજ અને દૃઢતા જોઇ બાદશાહની તેમનાપર પ્રીતિ થઇ બાદશાહ તેમને વારવાર વસ્ત્રો, આભુષણો, મેવા, મિઠાઇ વગેરે આપીને સતુષ્ટ કરવા લાગ્યો

એક દિવસ, એક કસાઈ ગોમાસનો ટોપલો ભરી,શહેર પાસેના દરવાજામા આવી વેચવા બેઠો, એટલામા શિવાજી મહારાજ પોતાના સમાન વયના કેટલાક મિત્રો સાથે ઘોડેસ્વાર થઇ તે રસ્તેથી જતા હતા પેલા કસાઇ ઉપર તેમની નજર પડતાજ કમરેથી લટકતી તલવાર કાઢી ત્યાને ત્યાજ તેનો શિરચ્છેદ કર્યો કસાઇની સ્ત્રીએ દરબા બાદશાહ પાસે જઇને ફરિયાદ કરી અને દરવાજા પાસેના લોકોએ તે સબધી પૂરાવો આપ્યો ફરિયાદ સાભળ્યા પછી બાદશાહે ઉત્તર દીધો કે—"શિવાજી મહારાજે જે કર્યું છે તે યોગ્યજ છે શહેરમા આવી ગોમાસ વેચવુ નહિ, એવી આજ્ઞા ફરમાવવા છતા તમે દરકાર કરી નહિ, તેથી તમને જે શિક્ષા થઇ છે તે યોગ્યજ છે " બાદશાહે કસાઇની સ્ત્રીને ચાર રૂપિયા ભૂમિદાહ માટે આપ્યા અને ભઠિયારખાનામાથી દરરોજ એક શેર રોટલી મળે એવુ વર્ષાસન બાધી આપ્યુ

શહેરમા આ વાતની પુષ્કળ ચર્ચા ચાલી કોઇ કહેવા લાગ્યુ કે—"આ રાજધાનીમા હવે મુસલમાનોનુ કાઈ ચલણ રહ્યુ નહિ મુસલમાની બાદશાહી આજથી ડૂબી ગઈ કે શુ ? બાદશાહ કઇ પણ ફરિયાદ કાને સાભળતા નથી શિવાજી તો

એવો ઉચ્છૃંખલ છે કે, બાદશાહને કુર્નિસ સુદ્ધા કરતો નથી તેને ખોટુ લાગે છે માટે સઘળા કસાઇઓને શહેર બહાર હાકી કાઢી તેમની દુકાનો ગામ બહાર રખાવી સર્વ મુસલમાનોને મોટી અડચણ થઈ પડી છે શાહજીરાજાનો છોકરો ઘણોજ ઉદ્ધત થઇ ગયો છે અને હવે તો રસ્તા વચ્ચે નીડરપણે મુસલમાનોના ખૂન પણ કરવા લાગ્યો છે, એ યોગ્ય થતુ નથી ”

એ સર્વ વાતો શાહજીરાજાને કાને આવતાજ તેમને મોટી ચિતા થઇ પુત્રને ઘણોજ ચાલાક, બુદ્ધિમાન અને ગુણવાન જાણીને પાસે રાખ્યો તે એટલા માટે કે, મારી મેળવેલી સપત્તિ જાળવી તેમા સ્વપરાક્રમવડે વધારો કરે, પરતુ તે તો આવુ ઉદ્ધતપણુ કરે છે હવે શુ કરવુ ? જો કાઇ શિક્ષા કરૂ તો એનો સ્વભાવ બહુ તીખો હોવાથી કાઇ જૂદુજ પરિણામ આવે અતે શિખામણના બે શબ્દો કહેવાથી કઇ ઠેકાણે આવે છે કે નહિ, તે જોવાને માટે શાહજીરાજાએ શિવાજી મહારાજને પોતાની પાસે બોલાવી, જીજાબાઇ સમક્ષ ઉપદેશ કર્યો કે –“ હજુ તુ નાદાન છે તને જગતનો અનુભવ નથી નજીવી બાબતો માટે ગુસ્સે થઇ જવુ અને ઉચ્છૃખલપણુ કરવુ, એ તારા જેવા બુદ્ધિમાન છોકરાને શોભતુ નથી યવનોને મુજરો કરવો નહિ અને ગોવધ થતો જોતાજ તલવાર ઉગામવી એ શુ ! એવી ઉદ્ધતાઈ કરવાથી મુસલમાની રાજ્યમા કેમ રહેવાશે ? તેમની નોકરી કરવી હોય તો એવુ અભિમાન કરીને જરાપણ રહેવાશે નહિ અમે એ પ્રમાણે વર્ત્યા હોત તો અમને ઉભા રહેવાની જગ્યા પણ મળત નહિ અમે આજ સુધી યવનોની નોકરી કરી છે અને પોતાના કર્તવ્યના બળવડે માનવભવ પામ્યા છીએ અમે આજપર્યંત કેટલુ કષ્ટ અને ત્રાસ સહન કરીને સપત્તિ મેળવી છે, તે અમારૂ મન જાણે છે નિજામશાહીમા મને કેટલા સકટો અને ત્રાસ ભોગવવા પડયા છે, છતા તેમા ટકી રહેવાથી આજે રાજદરબારમા હુ કેવુ માન પામ્યો છુ તેનો કાઇ વિચાર કર તારે પણ મારી પેઠે એ દરબારમા રહીને વિનયપૂર્વક અને ભક્તિપૂર્વક વર્તવુ અને મારી ધનસપત્તિમા વધારો કરવો, એવી મારી ઉત્કટ ઇચ્છા છે વડીલો વર્તતા આવ્યા છે તેમ વ્યાવહારિક નીતિ પ્રમાણે વર્તશે અને પ્રત્યેક કાર્ય દક્ષતાપૂર્વક અને ચતુરાઇથી કરશે તો તારા જેવો શ્રીમત અને સુખી બીજો કોઇ થઇ શકશે નહિ તું સાપ્રત જે ઉદ્ધતપણુ બતાવે છે તે ભૂલી નહિ જાય તો તારી તેજ કુટેવ મને અહિથી નસાડી દેશે અને મારી સઘળી ધનસપત્તિ જપ્ત કરાવશે દરબારમા મારૂ માન–ગૌરવ છે અને કેટલાક અમીરઉમરાવો મારા મિત્ર છે એટલે સારૂ છે, પરતુ જેઓ મારો ધનવૈભવ જોઇ શકતા નથી તેઓ મારા સબધી બાદશાહનુ મન કલુષિત કરશે તો મારાથી અહી એક ક્ષણ પણ ટકાશે નહિ એ સબધી પૂરેપૂરો વિચાર કર, અને તારૂ ભવિષ્યનુ વર્તન સુધાર માત્ર વૈર ઉત્પન્ન કરીને સ્વહિતનો નાશ કરવામા પ્રવૃત્ત થવુ, એ તારા જેવા બુદ્ધિમાન પુત્રને જરા પણ યોગ્ય નથી ” પિતાનો ઉપદેશ શિવાજી મહારાજે શાતપણે સાભળી લીધો કાઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ

શાહજીરાજાએ મહારાજને ઉપદેશ આપ્યા પછી તેમને એકાતમા શિખામણ

આપવાની જીજાબાઇને પણ ભલામણ કરી તે પ્રમાણે માતાએ મહારાજને મમતા-ભરેલા મધુર શબ્દોમા બોધ કર્યો કે –"પુત્ર ! તું હવે કાંઈ બાળક નથી તારા પિતાની ઇચ્છાવિરુદ્ધ વર્તન કરી, તેમને કોઇ પણ વાતે ક્લેશ કરવાનો, એ તારા જેવા નીતિમાન પુત્રને શોભતુ નથી તામસિક વૃત્તિનો ત્યાગ કરી નમ્રતાપૂર્વક વર્તશે તો તારૂ કલ્યાણ થશે તારા પિતાએ આટલા દિવસ સુધી પરિશ્રમ અને ત્રાસ સહન કરી પ્રાપ્ત કરેલી ધનસપત્તિનુ તારે રક્ષણ કરવુ એજ યોગ્ય છે તારા પિતાને પ્રત્યેક કાર્યમા સહાયતા કરવા જેવુ તારૂ વય થયુ છે તારી શક્તિ પણ કંઈ ઓછી નથી. તેમના મનમા ખોટુ લાગે એવુ અથવા ધન-સપત્તિને નુકશાન થવા જેવુ વર્તન ચલાવવુ તને શોભાપ્રદ નથી પિતાની અવજ્ઞા કરી પોતાનુ સર્વરીતે અકલ્યાણ કરી લેવુ, એ તારા જેવા બુદ્ધિમાન પુત્રને ઉચિત નથી અયોગ્ય વર્તન રાખીને અને અવિચારીપણે વર્તીને તારૂ અમગલ કરી લઇશ નહિ તારા કુળની શીલતાનો વિચાર કરીને વર્તન કર તેને કલક લાગવા દઇશ નહિ " માતાનો મમતાભરેલો ઉપદેશ સાભળી મહારાજે પ્રત્યુત્તર આપ્યો કે –"તમારો ઉપદેશ મને શિર-સાવદ્ય છે તમારા કહેવા પ્રમાણે વર્તવાને હુ તૈયાર છુ, પરતુ તુર્કોને પૃથ્વીપર હાથ લગાડી મુજરો કરવો તથા સ્વધર્મઘાતકતા અને ગોવધ આદિ નિદ્ય કાર્યો થાય છે તે મારાથી જરા પણ જોઇ શકાતા નથી એવા કાર્યો જ્યારે મારી દૃષ્ટિએ પડે છે ત્યારે મને એટલો બધો ક્લેશ થાય છે કે તે વખતે મને મારા દેહનુ પણ ભાન રહેતુ નથી માતા ! એમા મારૂ કઇ ચાલતુ નથી હુ શુ કરૂ ? ઈશ્વરની જે ઇચ્છા હોય તે ખરી તુર્કોનુ અન્ન ખાવાથી સ્વધર્મની હાનિ થાય છે, એમ હુ ધારૂ છુ મારે હાથે આજ પછી કાંઈ અવિચારી કૃત્ય થાય નહિ એવી આપની ઇચ્છા હોય તો મને અહી રાખશો નહિ યવનોના રાજ્ય બહાર કોઈ અન્ય સ્થળે વેગળો રહેવા દો હુ જે કાઇ સ્પષ્ટ કહુ છુ તે આપની આજ્ઞાનુ ઉલ્લઘન કરવા કિવા અપમાન કરવા માટે નથી હુ બે હાથ જોડીને આ વિનતિ કરૂ છુ "

શિવાજી મહારાજની વિનતિ શાહજીરાજાને નિવેદન કરતા જીજાબાઇએ કહ્યુ કે – " પુત્ર સારો બુદ્ધિમાન તથા વિવેકી અને વિનયી હોવા છતા જે ઉદ્ધતપણુ કરે છે તે માટે તેના ઉપર ક્રોધ કરી તેને કઈ પણ શિક્ષા કરવા તૈયાર થવુ, એ યોગ્ય નથી યવનો સાથે તેને પૂર્વજન્મનુ જ વૈર હોવુ જોઇએ, નહિ તો એ પ્રમાણે તે વર્તે નહિ ગમે તેમ હો પણ તેને યવનોની તાબેદારી કદિ પણ પસદ પડશે નહિ મે તેને ઘણી શિખામણ આપી પણ તે ઠેકાણે આવતો નથી તેને આપણી પાસે રાખી નકામી વિપત્તિ વેઠવી તથા ધનસપત્તિને નુકશાન પહોચાડવુ તે કરતા તેને ચાર ડગલા વેગળો રાખવો એજ મને સારૂ લાગે છે માયા-જાળમા ગુ થાઈ તેને આપણી પાસે રાખવાથી આપણી પ્રતિષ્ઠાને હાનિ પહોચવાનો સભવ છે હવે આપના મનને યોગ્ય લાગે તેમ કરવુ " એ સાભળી શાહજીરાજાના મનમા ઘણુ દુખ ઉત્પન્ન થયુ તેમણે એક ઉડો નિશ્વાસ મૂકયો મુરારપત વગેરે અમીરોની સલાહ લઇને શિવાજી મહારાજને પોતાની પાસેથી વેગળા રાખવાનો નિશ્ચય કર્યો એ અરસામા દાદાજી કોડદેવ તેમની જાગીરનો હિસાબ લઇ વિજાપુર આવ્યો તેની સાથે જીજા-

બાઇને અને શિવાજી મહારાજને પુને મોકલી દીધા

શિવાજી મહારાજને પુને મોકલવા પહેલા વિજાપુરમા તેમનુ દ્વિતીય લગ્ન થયું દ્વિતીય લગ્ન કરવા માટે આદિલશાહ બાદશાહેજ આગ્રહ કર્યો હતો, એમ કહેવામા આવે છે શાહજીરાજા શિવાજી મહારાજને લઇ એક દિવસ દરબારમા ગયા હતા બાદશાહે તેમને પૂછ્યુ કે–" શિવાજીનુ લગ્ન કર્યું છે કે?" શાહજીરાજાએ ઉત્તર દેતા કહ્યુ "હા, હુઝુર ! એ પુનામા હતો તે સમયેજ તેનુ લગ્ન થયુ છે" બાદશાહે કહ્યુ – "હુ અને તમે હાજર નહોતા અને લગ્ન થયુ એ કેવુ લગ્ન ? અહી મોટા ઠાઠ-માઠથી એનુ દ્વિતીય લગ્ન કરો" બાદશાહે આગ્રહ કર્યાથી રાજાએ એક મરાઠા સરદારની સુલક્ષણી કન્યા સાથે શિવાજી મહારાજનુ મોટી ધામધૂમથી લગ્ન કર્યું દરબારના સર્વ અમીરઉમરાવો અને બાદશાહ પોતે લગ્નસમારભમા આવ્યા હતા કેટલા નજ-રાણા અને બક્ષિસો મળી તેની ગણત્રી નથી રાજાએ દાન, ધર્મ, ભોજનો, મિજ-બાનીઓ ઇત્યાદિ કાર્યમા પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતુ મહારાજની દ્વિતીય પત્નીનુ નામ સોયરાબાઇ પાડવામા આવ્યુ

શિવાજી મહારાજ અને જીજાબાઇને દાદાજી કોડદેવ સાથે પુને મોકલી દીધા પછી તેમને પુન કદિ પણ શાહજીરાજા સાથે રહેવાનો પ્રસગ આવ્યો નહિ એ પછી રાજા કર્ણાટકની સુબેદારી કરવા ગયા તે પુન વિજાપુરમા કે પુનામા હમેશા રહ્યા હોય એવુ કદિ પણ બન્યુ નહિ તે ઉપરથી કેટલાક ઇતિહાસકર્તાઓ એવી કલ્પના કરે છે કે, જીજાબાઇ ઉપર અને પુત્ર શિવાજી ઉપર શાહજીરાજાની અપ્રીતિ થવા-થી તે બન્નેને પોતાની પાસેથી વેગળા રાખ્યા હતા, અને એ કલ્પનાનો પૂરાવો એજ કે શ્વશુરજામાતા વચ્ચે કલહ થવાથી પરસ્પર યુદ્ધ કરવુ પડયુ, પરતુ શાહજીરાજા-એ પોતાના સ્ત્રીપુત્ર સાથે ચલાવેલી વર્તણુક જોતા એ કલ્પનાને જરા પણ આ-ધાર મળતો નથી, એમ કહેવુજ પડશે મહારાજના જન્મથી સતત દશ વર્ષ સુધી રાજા કેવી ઉથલપાથલમા ગુથાયા હતા, તે જોતા જણાશે કે તે સમયે તેમને કૌટુબિક સુખ અનુભવવાની જરા પણ સ્વસ્થતા નહોતી રાજાએ દ્વિતીય લગ્ન કર્યું તેથી જીજાબાઈપર તેમને અપ્રીતિ થઈ એવી કલ્પના કરે તો તે પણ નિરા-ધાર છે, કારણ કે તે સમયે મરાઠા સરદારોમા બે બે ત્રણ ત્રણ સ્ત્રીઓ પરણવાનો રિવાજ હતો અને હજુ પણ તેવો રિવાજ છે જીજાબાઈપર અપ્રીતિ થવાથી રાજાએ દ્વિતીય લગ્ન કર્યું, એમ કહેવુ અનુચિત છે શિવાજી મહારાજે વિજાપુર સરકારના પ્રદેશમા તોફાનો કરવા માડયા તે સમયે રાજાએ, પોતાનો સ્ત્રીપુત્ર સાથે કઇ સબધ નથી, એવો ઉત્તર આપી પોતાના પરનો વહેમ કહાડી નખાવ્યો, તે પરથી જો કોઇ એવી કલ્પના કરે તો તે પણ યોગ્ય નથી, કારણ કે તેમનો એ ઉત્તર કપટી હતો એવુ ગમે તે સમજી શકશે જીજાબાઈ સાથે તેમને અણબનાવજ થયો હોત તો વિજાપુર ગયા પછી સ્વસ્થતા થતાજ સ્ત્રીપુત્રને ત્યા બોલાવી લીધા ન હોત ઈ૦ સ૦ ૧૬૪૩ ના અરસામા મહારાજને અને જીજાબાઇને, પુનામા દાદાજી કોડદેવ પાસે હમેશને માટ રાખ્યા, તેનુ કારણ પણ એવુજ અપરિહાર્ય બનેલુ હોવુ જોઇએ મહા-રાજનામા યવનદ્વેષ સપૂર્ણરીતે ભરાયલો હોવાથી તેમને પોતાની પાસે રાખવાની

સગવડ નહોતી, એમ જાણી રાજાએ કેવળ નિરુપાયે તેમને પુને મોકલી દીધા હતા. એ બાબતનો બરોબર વિચાર કરીશુ તો તેમની કલ્પના કેવળ નિરાધાર છે, એમ કહેવુજ પડશે જીજાબાઈનો પ્રથમ પુત્ર સભાજી પિતાની આજ્ઞા પ્રમાણે વર્તી પ્રાપ્ત થયેલી સ્થિતિમા સતોષ માની હમેશા રાજાની સાથેજ રહેતો હતો. એ ઉપરથી પણ શિવાજી મહારાજ, શાહજીરાજાને ઓછા પ્રિય હતા, એમ કોઈ કહે તો તે કહેવુ અસત્યજ છે.



# प्रकरण ४ थुं—शिवाजी महाराजनुं शिक्षण

મહાપુરુષ નિર્માણ થવાને માટે અનુકૂળ સ્થિતિ અને સુશિક્ષણની અગત્ય હોય છે શિવાજી મહારાજને એ બન્ને પ્રાપ્ત થયા હતા, એમ કહેવામા અતિશયોક્તિ નથી તેમના પ્રથમના દશ વર્ષ, માતા જીજાબાઇની સાથેજ વીત્યા હતા મનુષ્યના મન ઉપર ઇષ્ટાનિષ્ટ સસ્કાર પડવાને માટે એ વય અતિશય મહત્ત્વની હોય છે એ વયમા સદસદ્‌વૃત્તિના જે બીજારોપણ થાય છે, તે આગળ જતા અનુકૂળ સસ્કારોથી વિકસિત થવાનો દૃઢ સભવ હોય છે વૃત્તિવિકાસનુ કાર્ય અત્યત કોમળ હોય છે અને તે મુખ્યત્વે કરીને માતાપિતાના આચરણ ઉપર અવલબન કરે છે તેમા વળી માતૃશિક્ષણનો પ્રવાહ વિશેષ હોય છે માતાનો સ્વભાવ અને આચરણ જેવા હોય છે, તેવા તેની સતતિમા ઉતરવાનો ઘણો સભવ છે ગર્ભધારણ સમયથીજ એ શિક્ષણનો પ્રારભ થાય છે, એમ કેટલાક શાસ્ત્રજ્ઞોનુ કહેવુ છે તે સત્ય માનીએ તો જીજાબાઈ સગર્ભાવસ્થામા હતી ત્યારથી કેવી સકટાવસ્થામા હતી અને તે અવસ્થામા તેમના મનની વૃત્તિ કેવી હોવી જોઇએ, તે કોઇને પણ કહેવુ પડશે નહિ ! શિવાજી મહારાજના હૃદયમા અતિ બાળવયથીજ યવનદ્વેષ એટલો બધો વિકાસ પામ્યો હતો, તેનુ કારણ તપાસવા જતા તેમની માતાનીજ મનોવૃત્તિ દ્વેષપૂર્ણ થઇ હતી, એમ જણાય છે બાળરાજાના પ્રથમના દશ વર્ષ તો કેવળ ઘોર સકટમાજ વીત્યા જે યવનો તરફથી તેમને એવી સકટમય સ્થિતિ પ્રાપ્ત થઈ, તે યવનોસબધી તેમના હૃદયમા દ્વેષ અને તિરસ્કારવૃત્તિ સપૂર્ણરીતે વિકાસ પામે, તેમા આશ્ચર્ય પણ શુ ? તેમા વળી જીજાબાઇ જેવી અત્યત સ્વાભિમાની, મહત્ત્વાકાક્ષી, બુદ્ધિમાન અને અહર્નિશ પુત્રને એ સબધીજ બોધ કરનાર માતા સર્વદા સનિધ રહ્યા પછી, તેમનો વૃત્તિવિકાસ જોઇએ તેવો થાય તેમા પણ આશ્ચર્ય શુ ?

જીજાબાઇનો જન્મ જે કુળમા થયો હતો, તે એક સમયે દેવગિરિનો રાજવૈભવ ભોગવતુ હતું તેમનો રાજવૈભવ યવનોએ હરણ કરી લીધો ત્યારથી તે કુળને દરિદ્રતા અને પરવશતા પ્રાપ્ત થઇ હતી તે કુળના મનુષ્યો પોતાને વીતેલી દુખદ વાર્તા સહસા ભૂલે નહિ અને જીજાબાઇ જેવી સ્વાભિમાની સ્રીને તો કદિ પણ વિસ્મૃતિ થાયજ નહિ, એ સ્વાભાવિક છે નિજામશાહે વિશ્વાસઘાત કરી તેના પિતા અને બધુનો વધ કર્યો હતો, તેથી યવનોપર તેને ક્રોધ થયો હતો, તેજ પ્રમાણે ભોસલેના કુળનો રાજવૈભવ



શિવાજીને અશ્વારોહણની શિક્ષા

Lakshmi Art, Bombay, 8

યવનોના પગતળે નષ્ટ થયો, તે કુળના પુરુષોને નાસી જવું પડયું અને કેવળ કંગાલ સ્થિતિમાં સમય વ્યતીત કરવો પડયો, તે પણ જીજાબાઇ કદિ ભૂલી નહોતી આગળ જતાં શાહજીરાજાએ સ્વબાહુબળવડે યવનો સાથે કેટલોક સમય યુદ્ધ કરી પોતાના શરીરનું અપ્રતિમ ક્ષાત્રતેજ અને વિલક્ષણ શૌર્ય બતાવી આપી તેમને ચકિત કરી દીધા હતા, પરંતુ યવનોનું સૈન્યબળ પ્રચંડ હોવાથી શાહજીરાજાએ પરાજય પામી કેવળ નિરુપાયે પુનરપિ યવનોની તાબેદારી સ્વીકારી હતી સ્વપતિનું એવું અલૌકિક પરાક્રમ જોઇને અને થોડો વખત સમરવિજયી થઇ એક યવનની બાદશાહી રાજ્યના તાબામાં આવ્યા છતાં અંતે તેમનો પરાજય થયો, એ સંબંધી વિચાર કરતાં જીજાબાઇના હૃદયમાં કેવી તીક્ષ્ણ વૃત્તિ ઉદ્‌ભવી હશે વારુ ? " ભોસલેના કુળમાં શકપ્રવર્તક પુરુષ ઉત્પન્ન થઇ યવનોના ત્રાસમાંથી સર્વ હિંદુઓને મુક્ત કરશે" એવું ભવાની દેવીએ તેને જે વરદાન આપ્યું હતું, તે વરદાન હવે સત્વર ખરું પડશે, એ આશા જીજાબાઇના હૃદયમાં કેટલીક વખત સ્ફુરણ થવા જેવી કૃતિ શાહજી રાજાને હાથે બનતી હતી, પરંતુ તેની ગતિ બીજેજ રસ્તે વળતાં પુનરપિ તેમને યવનોની તાબેદારી સ્વીકારવી પડી એ જોતાં તેને કેટલી નિરાશા થઇ હશે અને કેટલું કષ્ટ થયું હશે, તે કહેવાની આવશ્યકતા નથી

એ શ્રદ્ધાળુ સ્ત્રીને સર્વદા એવો ભાસ થતો કે, પૂર્વજોનો ગતવૈભવ પોતાને પુનઃ પ્રાપ્ત થશે અને પોતાના કુળમાં શકકર્તા પુરુષ અવશ્ય ઉત્પન્ન થશે શાહજીરાજાએ કરેલા પરાક્રમોપરથી તે એમ બનવું અસંભવિત સમજતી નહોતી યવનોએ ઉભય કુળનો રાજવૈભવ હરણ કર્યાથી પોતાને કેવી હીન સ્થિતિ પ્રાપ્ત થઇ છે, તે જીજાબાઇ પોતાના પુત્રને વખતોવખત કહેતા હતા અને શાહજીરાજાએ તે સમયે જે પરાક્રમ બતાવ્યું હતું, તેનું પુનઃ પુનઃ વર્ણન કરીને જીજાબાઇ શિવાજીના હૃદયમાં તેવુંજ પરાક્રમ કરવાની ઇચ્છા જાગૃત કરવાનો પ્રયત્ન કરતા હતા હિંદુધર્મપર દ્વેષ રાખી, તે ધર્મને માનનાર પ્રજાને ત્રાસ આપનાર, ક્રૂર અને વિશ્વાસઘાતી યવનોની સેવા કરી સંપત્તિવૈભવ ભોગવીને આનંદ કરવો, એ નિંદ્ય અને વિપત્તિજનક છે, એવું જીજાબાઈ પુત્ર શિવાજીને અહર્નિશ કહેતા હતા જીજાબાઇ દૃઢ ધર્મશીલ હોવાથી ઘરમાં હમેશાં ધર્મશાસ્ત્રના પુસ્તકો વાચતા હતા શિવાજી મહારાજને પણ બાલ્યાવસ્થાથીજ કથા સાંભળવાનો શોખ લાગ્યો હતો તેથી બાલ્યાવસ્થામાંથીજ તેમના હૃદયમાં સ્વધર્મનું અભિમાન અને શ્રદ્ધા ઉત્પન્ન થયાં હતાં રામરાવણ, પાંડવકૌરવ વગેરેના યુદ્ધનાં વર્ણનો સાંભળતાંજ તેમનું શરીર કંપાયમાન થતું હતું અને સ્વમાતાના મુખથી પોતાના પૂર્વજોનું પરાક્રમ પુનઃ પુનઃ સાંભળવાથી તેજ પ્રમાણે વર્તન કરી, સ્વજીવનનું સાર્થક કરવું, એવી મહેચ્છા શિવાજી મહારાજ સમજણા થયા ત્યારથી તેમના હૃદયમાં ઉત્પન્ન થઇ દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી હતી

શિવાજી મહારાજ નાનપણથીજ બુદ્ધિમાન અને ચપળ હોવાથી તેમને જે કહેવામાં આવતું, તે તેઓ સારી પેઠે સમજીને યાદ રાખતા જીજાબાઇનો સ્વભાવ ઘણો ધીર, ગંભીર અને અભિમાની હતો શિવાજી મહારાજમાં માતાના સહ-

વાસથી અને બોધથી માતાના ગુણો સંપૂર્ણરીતે આવ્યા હતા મહારાજ ઉત્તમ આચરણવાળા થાય, કુસંગતિમા પડે નહિ, તેમ કોઇ દુર્વ્યસન કે એશઆરામ તેમને ઘેરે નહિ, એ સંબધી જીજાબાઇ ઘણીજ કાળજી રાખતા જીજાબાઇએ મહારાજને બાલ્યાવસ્થાથીજ યુદ્ધોપયોગી કળા શિખવવાની વ્યવસ્થા કરી રાખી હતી જીજાબાઇના એવા સુશિક્ષણથી મહારાજના શરીરમા સાહસ, શૌર્ય, વીર્ય, ધૈર્ય, સદાચારપ્રીતિ, સ્વધર્મનિષ્ઠા, વગેરે સદ્‌ગુણોનો વિકાસ ઉત્તમરીતે થયો, પરંતુ મહારાજના હૃદયમા એ સર્વ વૃત્તિ કરતા એક વિશેષ મહત્ત્વની વૃત્તિ પ્રેમાળ માતાના બોધવડે ઉત્પન્ન થઇ ઉત્તરોત્તર વિકસિત થતી ગઇ અને તેના પ્રભાવવડે મહારાજનુ નામ જગતના ઇતિહાસમા અજરામર થઇ રહ્યુ છે એ વૃત્તિનુ નામ ‘સ્વાતંત્ર્યપ્રીતિ’ છે “મુસલમાનોના તાબેદાર થઇ પરતંત્રતામા આયુષ્ય વ્યતીત કરી તેમનાપર વિશ્વાસ રાખી એકનિષ્ઠાવડે અને પ્રામાણિકપણે ગમે તેટલી તેમની સેવા કરવામા આવશે તોપણ તેની કાઇ પણ કદર થવાની નથી અને ખરૂ સુખ મળવાનુ નથી” એવા વિચારની ગળથુથી માતા જીજાબાઇએ શિવાજી મહારાજને સુવાવડમાથીજ પાઇ હતી, તેથી પરતંત્રતાથી કેટલુ નુકશાન થાય છે, કેટલો ત્રાસ અને વિપત્તિ ભોગવવા પડે છે અને જીવન-રક્ષણ કરવામા કેટલી અડચણો વેઠવી પડે છે, તેનો પ્રત્યક્ષ અનુભવ શિવાજી મહારાજને બાળપણથીજ સારી પેઠે સમજાયો હતો સ્વાનુભવ અને માતૃબોધ, એ બન્નેના યોગવડે, મહારાજાના હૃદયમા સ્વાતંત્ર્યપ્રીતિ સંપૂર્ણરીતે ઠસેલી હોવાથી, તેમણે નાનપણથીજ એવો નિશ્ચય કર્યો હતો કે પ્રાણ જતા સુધી મુસલમાનોની તાબેદારી કરવી નહિ એ નિશ્ચય પ્રમાણે શિવાજી મહારાજ કાર્યસિદ્ધિ કરવા પ્રવૃત્ત થયા ત્યારે તેમને દાદાજી કોંડદેવે પોતાના સંકલ્પથી વિમુખ થવા માટે અનેક પ્રકારનો બોધ આપ્યો હતો અને ઇતર ઉપાયો કર્યા હતા, પરંતુ જીજાબાઇએ એવા પ્રયત્ન કર્યાનુ કોઇ પણ બખરમા લખ્યુ નથી એથી સ્પષ્ટરીતે જણાઇ આવે છે કે, તેમના હૃદયમા પ્રથમથી માતૃબોધવડેજ સ્વતંત્ર રાજસત્તા સ્થાપવાની સ્ફુર્તિ, આવેશ અને ઉત્સાહ ઉત્પન્ન થયા હતા એમા કાઇ પણ શંકા નથી વિજાપુરમા નિવાસ હતો તે સમયે મહારાજે યવનો ઉપર પ્રથમજ તિરસ્કાર પ્રકટ કર્યાથી જીજાબાઇએ પતિની આજ્ઞા પ્રમાણે તેનો નિષેધ કર્યો હતો, એવુ પાછલા પ્રકરણમા લખ્યુ છે એ પરથી કોઇ કહેશે કે, યવનોની તાબેદારી સ્વીકારવી એવોજ જીજાબાઇનો મહારાજને બોધ હતો, પરંતુ એ કહેવુ યોગ્ય નથી, કારણ કે તેમનો અંતર્યામી ગમે તેવા વિચાર કરતો હશે છતા પતિની આજ્ઞા શિરસાવંદ્ય માની તે પ્રમાણે વર્તવુ, એ સાધ્વી સ્ત્રીનો ધર્મ છે, એમ જાણીને જીજાબાઇએ તે પ્રસંગે શિવાજી મહારાજને બોધ કર્યો હતો, પરંતુ તેમના વિચારો તો સહજ પણ બદલાયા નહોતા શિવાજી મહારાજ જેવા પરમ માતૃભક્ત અને અત્યંત બુદ્ધિમાન પુરુષને પણ સદ્‌ભાગ્યે જીજાબાઇ જેવા પરમસાત્ત્વિક, ભાવિક અને સ્વાભિમાની તથા સ્વોત્કર્ષપ્રિય માતા પ્રાપ્ત થવાથીજ તેમના અતિ પ્રેમાળ બોધની અસર પ્રથમ શિવાજીના મન ઉપર ઉત્કૃષ્ટ રીતે થઇ અને તેમને હાથે સર્વ જગતને ચકિત

કરી નાખે એવા અને હિંદુ પ્રજાને મુસલમાનોના ત્રાસમાંથી મુક્ત કરાવે એવા પરાક્રમો થયા

જીજાબાઇ પાસેથી શિવાજી મહારાજને કેવા પ્રકારનું શિક્ષણ મળ્યું તે અમે ઉપર લખ્યું છે ઇ૦ સ૦ ૧૬૩૭ માં શાહજીરાજાએ દાદાજી કોંડદેવને મહારાષ્ટ્રની પોતાની જાગીરની વ્યવસ્થા કરવાનું કામ સમજાવી શિવાજી મહારાજને સોંપ્યા અને કહ્યું કે, એને યોગ્ય પ્રકારનું શિક્ષણ આપવું તે સમયથી મહારાજને શિક્ષણ આપવાનું કાર્ય મુખ્યત દાદાજી પાસે આવ્યું તેમ છતાં માતાના સુશિક્ષણનો અંત આવ્યો હતો, એમ સમજવાનું નથી તેમનો જીવ મહારાજમાંજ હતો જીજાબાઇ એવુંજ જાણતાં હતાં કે, સર્વ આશાનું અને ભાવી ઉત્કર્ષનું મૂળ એ પુત્રજ છે ઉભયકુળનો ગત વૈભવ યવનો પાસેથી પુન ખેંચી લાવવાનું સામર્થ્ય શિવાજી મહારાજમાં આવશે, એવું તેમને જણાતું હતું; એટલુંજ નહિ પણ ભવાનીના વરદાનથી પોતાના કુળમાં એક શકપ્રવર્તક રાજા ઉત્પન્ન થશે, એવું પણ તે ભાવિક બાઈને લાગતું હતું તેવો પુરુષ કદાચિત્ પોતાના એ પુત્રના રૂપમાંજ પ્રકટ થશે, એવું અનુમાન કરવા જેવાં કાંઇક ચિન્હો અત્યારથીજ મહારાજના સ્વભાવમાં તેમને જણાતાં હતાં, તેથી તે સદા મહારાજમાં સદ્‌ગુણ અને સ્વધર્મસંબંધી પ્રીતિ ઉત્તરોત્તર વૃદ્ધિ થવા પામે એવાજ યત્ન કરવાની કાળજી રાખતાં હતાં

દાદાજી કોંડદેવ પાસેથી મહારાજને કયા પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત થયું હતું, તે હવે લખવું જોઇએ પ્રથમત આ સ્થળે એ પુરુષની થોડીક ઓળખાણ આપવી અપ્રાસંગિક ગણાશે નહિ દાદાજી[1] શાહજીરાજાની નોકરીમાં ક્યારથી રહ્યો હતો, તે જાણી શકાતું નથી, પરંતુ તે ઘણોજ બુદ્ધિમાન, વિચક્ષણ, પ્રમાણિક અને સ્વામિનિષ્ઠ છે, એવી ખાત્રી થવાથી રાજાએ પુના, સુપા, બારામતી, ઇંદાપુર, માવળ વગેરે મહારાષ્ટ્રની પોતાની જાગીરની વ્યવસ્થા કરવાનું કામ તેને સોંપ્યું હતું તેણે પોતાના સ્વામીની નોકરી ઉત્તમ પ્રકારે બજાવી છે મોગલ અને મુસલમાનો વચ્ચે દીર્ઘકાળપર્યંત ચાલેલા કલહને લીધે એ પ્રાંત ઘણો ખરો ઉજ્જડ જેવો થઇ પડ્યો હતો, તે ઉપરાંત મહારાષ્ટ્રમાં સન ૧૬૩૦-૩૧ માં ભયંકર દુકાળ પડ્યો, તેથી એ પ્રાંત લગભગ વેરાન થઇ ગયો હતો; તેમાં તેણે પુન વસ્તી કરાવી તેને આબાદ કર્યો ખેડુતોને ઉત્તેજન આપવાના હેતુથી તેઓની જમીનનું મહેસુલ કેટલાક વર્ષસુધી માફ કર્યું આસપાસના ગામોના ખેડુતો એ પ્રાંતમાં

[1] પ્રો સરકાર મુસલમાની બખરના આધારે એવું જણાવે છે કે વિજાપુર સરકારના સરદાર મુરાર જગદેવને શાહજીરાજાએ ઇ૦ સ૦ ૧૬૩૩માં મદદ કરી હતી, તેથી તેમને ચાકણના કિલ્લા પાસેના પુના, સુપા, ઇંદાપુર અને વાઈ એ પરગણાં જાગીરતરીકે મળેલાં હતાં આની વ્યવસ્થા કરવાનું કામ દાદાજીને સોંપવામાં આવ્યું હતું ત્યાર પહેલાં આ ગૃહસ્થ હિંગણી, બેરડી, વહેણ એ ગામના કુલકર્ણીતરીકે કામ કરતો હતો આ ગામોનું પાટીલપણું માલોજી રાજાએ ખરીદેલું હોવાથી દાદાજીનું સઘળું આયુષ્ય ભોસલેની નોકરીમાં ગયું હતું અને તેની કર્તવ્યનિષ્ઠા અને પ્રમાણિકતાની શાહજીરાજાને બરોબર ખબર હતી આથીજ શાહજીરાજાએ તેને ઉપરનું બંદોબસ્તકાર કામ સોંપ્યું હતું

આવીને જમીનો ખેડવા લાગ્યા તેમ થવાથી જમીનની ઉપજ વધી અને ત્યાની પ્રજા પણ સુખી થઇ દાદાજીએ જમીનની સર્વે-માપણી કરીને સધળે મલિક અંબરના જેવી મહેસુલી પદ્ધતિ શરૂ કરી એ રીત એવી હતી કે, દર વર્ષે જે પાક ઉત્પન્ન થાય તે જોઇને અનુમાન કરી તેપર મહેસુલ લેવાનુ ઠરાવવુ એમ થવાથી લોકોને વધારે પાક ઉત્પન્ન કરવાની હોસ થઇ જમીન હમેશા પોતાની પાસે રહેશે અને તેમા વાવેતર કરવાથી જે કાઇ ઉત્પન્ન થશે તેમાથી નિશ્ચિતપણે યોગ્ય ભાગ મળશે, એવી ખાત્રી થવાથી તેઓ દાદાજીની વ્યવસ્થા નીચેના પ્રાતમા આવી સુખપૂર્વક રહેવા લાગ્યા

એ સમયે માવળના માવળી લોકોની સ્થિતિ અતિ નિકૃષ્ટ હતી રાતદિવસ ગમે તેટલુ કષ્ટ વેઠવા છતા તેઓને પેટ ભરીને અન્ન તથા જાડાપાતળા વસ્ત્ર મળવાનુ પણ કઠિન થઇ પડયુ હતુ એ લોકોને ઘણા ઉદ્યોગી અને વિશ્વાસપાત્ર જાણીને દાદાજીએ તેમની સ્થિતિ સુધારવા માટે વિશેષ પરિશ્રમ કર્યો તેમને મહેસુલની માફી આપી જમીનની ખેતી કરવાના કાર્યમા ઉત્તેજન આપ્યુ પુષ્કળ મનુષ્યોને પોતાની પાસે સિપાઇની નોકરીઓ આપી, મહેસુલ ઉઘરાવવી વગેરે કામો સોપ્યા એક બે રૂપિયા પગાર અને થોડુક લુખુ અનાજ તેમને પૂરતુ થઇ પડતુ પહાડી પ્રદેશમા વાઘવરૂનો ઉપદ્રવ વિશેષ હતો, તેનો નાશ કરવા માટે દાદાજીએ માવળા બરકદાજ રાખી વાઘવરૂ મારી લાવે તેને ઇનામ આપવાની ગોઠવણ કરી, જેથી તે લોકોએ તે પ્રાતમાથી પુષ્કળ હિંસક પશુઓનો સહાર કરી ઘણો ત્રાસ ઓછો કર્યો

એ પ્રાતમા ઘણી ચોરીઓ થતી હતી, તેથી દાદાજીએ સ્થળે સ્થળે ચોકી-પહેરા બેસાડી ચોરોમાટે સખ્ત બદોબસ્ત કર્યો સારી ઉપજ થાય એવા વૃક્ષો રોપવા અને બગિચા વધારવા તેણે લોકોને ઉત્તેજન આપ્યુ, તેમ થવાથી જ્યા ત્યા બાગબગિચા અને આબાવાડિયા વગેરે નિર્માણ થયા શાહજીરાજાના તાબાના કિલ્લા દુરસ્ત કરાવી ત્યા રક્ષણને માટે ફોજ રાખી અને માવળી લોકોની એક પલટણ તૈયાર કરી એ ધમાધમીના વખતમા કોઇ કોઇનુ માનતા ન સૌ સ્વતત્ર થઇ બેઠા હતા બધા દેશમુખોને શાહજીરાજાના તાબામા લાવતા દાદાજીને બહુ પરિશ્રમ પડયો પ્રસગાનુસાર તેને સામ, દામ ભેદ અને દડ દરેકની યોજના કરવી પડતી. આપસ આપસના ટટા તેણે ચતુરાઇથી પતાવ્યા આ તેના કાર્યની કલ્પના પ્રસિદ્ધ થયેલા કાગળપત્રોપરથી સારી રીતે થાય છે આ રીતે દાદાજી કોડદેવના પરિશ્રમને લીધે શાહજીરાજાની જાગીરની વ્યવસ્થા ઉત્તમરીતે થઇ અને તેની ઉપજ પણ પુષ્કળ વધી એ ઉપજમાથી સિપાઇ, નોકર, કારકુન વગેરે મનુષ્યોને અપાતો પગાર તથા બીજો પરચુરણ ખર્ચ બાદ જતા જે રકમ વધતી તે સર્વ દાદાજી પ્રમાણિકપણે વર્ષોવર્ષ શાહજીરાજાને પહોચાડતો એ વિશ્વાસુ કારભારીના પ્રમાણિકપણાસબધી એવી દતકથા કહેવામા આવે છે કે, દાદાજી એક દિવસ શિવાજી મહારાજને સાથે લઇ રાજાના એક બાગમા ફરતો હતો તે સમયે તેણે પોતાને હાથે એક પકવ કેરી તોડી લીધી, પરતુ તુરતજ તેના મનમા આવ્યુ કે, 'એ કામ અયોગ્ય થયુ છે, તેથી તેની મને પોતાનેજ શિક્ષા થવી જોઇએ' તેમણે

સાથેના નોકરોને કહ્યુ કે –"જે હાથવડે મે કેરી તોડી છે, તે હાથ તમે ભાગી નાખો" એ સાભળી શિવાજી મહારાજે કહ્યુ કે –"તમારૂ કહેવુ વ્યાજબી નથી આ બાગ તમેજ બનાવ્યો છે, તમેજ તેના માલિક છો" શિવાજી મહારાજે આ પ્રમાણે ના કહ્યા છતા પણ દાદાજીએ પોતાની જાતને શિક્ષા કરી પોતાના અગરખાની એક બાય તોડી નાખી અને તેવુ અગરખુ તેણે મરણપર્યંત પહેર્યું[1]

દાદાજીનો કાર્યક્રમ જોતા જણાય છે કે, તે ઘણો પ્રમાણિક અને સ્વામિકાર્યદક્ષ હતો શાહજીરાજાએ તેને પોતાની જાગીરની વ્યવસ્થા કરવાનુ સોપ્યુ, તે સમયે તે પુખ્ત વયનો અને ઘણો અનુભવી હતો તેનુ વર્તન પવિત્ર હતુ સ્વધર્મપર તેને પૂર્ણ શ્રદ્ધા હતી ધર્મના કાર્યો તે નિયમ પ્રમાણે કરતો હતો તેની મનોવૃત્તિ એવી હતી કે, સ્વામીના કાર્યમાટે જીવતોડ મહેનત કરી, દક્ષતાપૂર્વક તથા પ્રમાણિકપણે વર્તી પોતાનો ઉત્કર્ષ કરવો એવા પ્રમાણિક, ધર્મશીલ અને પાપભીરૂ પુરુષને પોતાનો પુત્ર સોપવામા શાહજીરાજાને કાઇ પણ અડચણ હોય નહિ, એ સ્વાભાવિકજ છે દાદાજીએ પણ પોતાના સ્વામીના સદ્‍ગુણી તથા શૂરવીર પુત્રનુ અતિ પ્રેમપૂર્વક તથા દક્ષતાપૂર્વક લાલનપાલન કર્યું હતુ

શિવાજી મહારાજ અને જીજાબાઇને કોઇ પણ વાતની ઉણપ ન પડે તે માટે દાદાજી અતકરણપૂર્વક કાળજી રાખતો ક્ષત્રિયપુત્ર ક્ષાત્રકર્મમા દક્ષ થાય તે માટે તેણે મહારાજને યુદ્ધકળા શિખવવાની ઉત્તમ વ્યવસ્થા કરી શરીર બળવાન અને ચચળ થવા માટે તે તેમને નિયમિતરીતે વ્યાયામ કરાવતો જીજાબાઇએ શિવાજી મહારાજને એ પ્રકારનુ શિક્ષણ આપવાનુ પ્રથમથીજ આરભ્યુ હતુ દાદાજીએ તે શિક્ષણ દક્ષતાપૂર્વક આગળ ચાલુ રાખ્યુ એ શિક્ષણ ઉપરાત શિવાજી મહારાજને વિદ્યાભ્યાસ પણ કરાવ્યો હતો પ્રથમ જીજાબાઇએ વિદ્યાભ્યાસની વ્યવસ્થા કરી હતી[2] પુને ગયા પછી દાદાજીએ તે અભ્યાસ આગળ વધાર્યો મહારાજને ઉર્દું તથા ફારસી ભાષા સારી પેઠે શિખવી હતી, એટલુજ નહિ પણ તેમને થોડુક સસ્કૃત પણ શિખવ્યુ હતુ એવુ કહેવામા આવે છે કે, મહારાજે કેટલાક પદ અને આરતિયો રચી છે, તેમા ઉર્દું ભાષાના ઘણા શબ્દો છે[3] દાદાજી સ્વત

૧ સાયરીની બખરમા એ દતકથા તદ્દન જૂદીજ રીતે પ્રકટ થઇ છે તેમા લખ્યુ છે કે, એ કેરી દાદાજીએ એક કણબીના બગિચામાથી તોડેલી હોવાથી તેમણે તે કણબીને પોતાનો હાથ ભાગવાનુ કહ્યું, પરતુ કણબીએ તે માગણી તરફ લક્ષ આપ્યુ નહિ, તેથી દાદાજીએ તે હાથે ચામડાનુ મોજુ પહેરવા માડયુ એ વાત જ્યારે શાહજીરાજાના જાણવામા આવી ત્યારે દાદાજીના પ્રમાણિકપણાપર તેમને ઘણોજ સતોષ થયો અને દાદાજીને સાતસો હોન અને એક ખિલાત (ઝભ્ભો) ભેટ મોકલ્યા, તથા હાથમોજુ પુન વાપરવું નહિ એવુ કહાવ્યુ તેજ પ્રમાણે જે ઘરખર્ચ થાય તે તેમની ઉપજમાથી કરવાની પરવાનગી આપી.

૨ ચિટણિસકૃત બખરમા જુઓ શિવદિગ્વિજયમાનુ અત્યુક્તિરૂપ વર્ણન સત્ય માનીએ તો પૌરાણિક ક્ષત્રિયોમા સર્વ વિદ્યા અને સર્વ કળા શિખવાનો રિવાજ હતો, તે પ્રમાણે શિવાજી મહારાજને સર્વ પ્રકારનુ શિક્ષણ મળ્યું હતુ, એમ કહી શકાશે.

૩ રા રાજવાડેકૃત મ ઇ સા ખ ૪ પૃ ૭૪ જુઓ એ વિદ્વાન ઇતિહાસ-

ધર્મશીલ પુરુષ હોવાથી મહારાજનુ મન પણ ધર્મ તરફ વળ્યુ હતુ નિત્ય કથા અને પુરાણનુ શ્રવણ કરવામા આવતુ તેથી તેમના અ ત કરણમા સ્વધર્માભિમાન વિશેષ દૃઢ થયુ હતુ

શિવાજી મહારાજને દાદાજી પાસેથી જે શિક્ષણ પ્રાપ્ત થયુ તેમા કાઇ વિશેષત્વ નહોતુ જીજાબાઇએ પ્રથમથીજ એ પ્રકારનુ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી હતી દાદાજી પાસેથી મળેલુ શિક્ષણ એથી જૂદુ જ હતુ દાદાજી જમાબધીના કાર્યમા અતિ કુશળ હતો તેની વ્યવસ્થા નીચેના પ્રાતોની ઉપજ વધારવા માટે અને રૈયતને ખુશી રાખવામાટે, યોગ્ય લાગે તેવા ઉપાયો યોજવામા તે પૂરો વાકેફગાર હતો હાથ નીચેના લોકો સાથે ઉત્તમરીતે વર્તીને તેમની પાસેથી ઇચ્છામા આવે તે કામ કરાવી લેવામા દાદાજી સિદ્ધહસ્ત હતો ન્યાય અને સલાહના કાર્યમા પણ તે બુદ્ધિમાન, નિષ્પક્ષપાતી અને નિસ્પૃહ હતો તાબાની પ્રજાનુ યોગ્ય રક્ષણ થાય અને તે આબાદ રહે, એવી યોજના યોજવા માટે તે અ ત કરણપૂર્વક મહેનત કરતો સ્વામીહિતના પ્રત્યેક કાર્ય તે દક્ષતાપૂર્વક અને ચપળતાપૂર્વક કરતો દાદાજી સર્વ કારભાર કેવી રીતે કરે છે, તે શિવાજી મહારાજ હમેશા પાસે રહીને ધ્યાનપૂર્વક જોતા હતા પ્રત્યેક બાબતની બારીક ખાત્રી કરીને અગત્યનુ વ્યાવહારિક જ્ઞાન સપાદન કરવાની તેમને અતિશય હોસ હતી તેમનુ ચોક્કસપણુ એવુ અમર્યાદ હતુ કે, પાસેના મનુષ્યને તેઓ પ્રત્યેક બાબતમા સેકડો પ્રશ્નો પૂછી તેને ગભરાવી નાખતા તેમનામા એવી જિજ્ઞાસા અને ચોક્કસપણુ હોવાથી દાદાજીનુ પ્રત્યેક કાર્ય ચોક્કસપણે સમજી લેવાને તેઓ સર્વદા ઉત્સુકત રહેતા એકાદ વિષય બરાબર સમજાતો નહિ તો તેમને ઘણુજ દુ ખ થતુ શિવાજી મહારાજ દાદાજીને ઘણુજ માન આપતા હતા તેઓ અ ત કરણપૂર્વક જાણતા હતા કે, દાદાજીની પાસે રહી તેમના સર્વ પ્રકારના અનુભવસિદ્ધ જ્ઞાનનો લાભ મેળવવો જોઇએ,

---

શોધકે, સરસ્વતીમ દિર વ ૫ અ ૫ મા "શિવાજીની સાક્ષરતા" એ નામનો લેખ લખી મહારાજની નિરક્ષરતાસ બધી ભ્રાન્ટ કંઇફતુ વિધાન સર્વથા અસત્ય છે, એવુ સિદ્ધ કર્યુ છે શિવાજી મહારાજના સમયના, તેમના પૂર્વે થઇ ગયેલા અને પછીથી થયેલા, ઘણા મરાઠા સરદારોને લખતાવાચતા આવ'તુ હતુ, એ તેમનુ કહેવુ સત્ય છે આવો પૂરાવો તેણે આપેલો છતા પ્રો સરકારને તે કબૂલ નથી અને શિવાજી નિરક્ષર હતા, એવો હઠાગ્રહ તેમણે પકડી રાખ્યો છે રા દેવ કહે છે કે, રામદાસ સ્વામીને લખેલા પત્રમાનો પાછળનો થોડોક ભાગ મહારાજના હાથનો લખેલો હતો એ વાત પ્રો સરકારને વિશ્વસનીય લાગતી નથી આ બાજુ પ્રસિદ્ધ થયેલા પત્રો વગેરે વાચતા તો એમ સાબિત થાય છે કે શિવાજી મહારાજને તો શું પણ તેમના માતુશ્રી જીજામાઇને, તેમના દાદ ના બાપ બાબાજીને, તેમના દાદા માલોજીને અને તેમના પિતા શાહજીરાજાને પણ વાચતા-લખતા આવડતુ હતુ મરાઠા એ ક્ષત્રિય હતા અને શૂદ્ર ન હતા, એટલી વાત ધ્યાનમા રાખવી સને ૧૬-૧૭ મા સૈકામા કુલિન મરાઠાઓમા સર્વત્ર લખતાવાચતા શિખવાનો પરિપાઠ હતો, એટલુજ નહિ પણ તેમાના કેટલાક તો કવિ હતા, દ્રૌપદિસ્વયવરના કર્તા અવચિતસુત કાશી અને સિદ્ધાતબોધના કર્તા શહામુનિ એ મરાઠા હતા સાધુવર્ય તુકારામનુ અધ્યયન અને કવિત્વ તો સર્વશ્રુત છે

પરંતુ દાદાજી સર્વ વાત તેમની સમક્ષ કરતા નથી, એવુ જણાયાથી મહારાજે એક દિવસ તેમને સ્પષ્ટરીતે કહ્યુ કે–"હું નાનો છુ તેથી શુ થયુ? પ્રત્યેક કાર્ય મને સમજાવીને કરવુ તમે મારા પિતાને સ્થાને છો મને હુશિયાર બનાવવા માટે પિતાએ તમને સોપ્યો છે પ્રત્યેક કામની વ્યવસ્થા મને સમજાવીને કરશો નહિ તો હું શી રીતે હુશિયાર થઇશ?" શિવાજી મહારાજની ઉત્સુકતા જોઇ દાદાજીએ પ્રત્યેક કામમા તેમની સલાહ લેવા માડી મહારાજ પ્રત્યેક બાબતનો અતઃકરણપૂર્વક વિચાર કરતા અને તે કાર્યસબધી અનુભવી તથા ઠરેલ પુરુષ દાદાજીના હિતાહિત વિચારો એકચિત્તે સાભળતા કોઇ સમયે વિકટ કાર્યો-સબધી તકરાર ઉપસ્થિત થતા તેપર અભિપ્રાય કિવા ન્યાય આપવાનુ કામ કઠિન થઇ પડતુ દાદાજી પાસેથી એવા ભાજગડના પ્રશ્નનો નિર્ણય કરી યોગ્ય ન્યાય આપવાનુ શિક્ષણ શિવાજી મહારાજને અલ્પ વયમાજ પ્રાપ્ત થયુ હતુ તેમની ધૈર્યશક્તિ અને કુશાગ્રબુદ્ધિ અલૌકિક હોવાથી ગમે તેવુ વિકટ કાર્ય હોય તોપણ તેમા વિજય મેળવવામા અને તે લક્ષમા રાખીને તેમાથી ગુણ ગ્રહણ કરવામા દાદાજીને કાઇ પણ કઠિનતા જણાતી નહિ

જમાબધીની સુવ્યવસ્થા કેવી રીતે કરવી, પ્રજાને કેવી રીતે સુખી રાખવી, ખેડુતોને ઉત્તેજન આપી જમીનની ઉપજ કેવી રીતે વધારવી, ઘોડા વગેરે જાનવ-રોની સભાળ કેવી રીતે લેવી, સિપાઇ વગેરે નોકરો કેવી પરીક્ષા કરીને રાખવા, નોકરોને ખુશી રાખી તેમની પાસેથી અગત્યના કામો કેવી રીતે કરાવવા, પાગા અને લશ્કરની વ્યવસ્થા કેવી રીતે રાખવી, વગેરે બાબતનુ જ્ઞાન મહારાજને દાદાજી પાસેથી નાનપણથીજ સારી પેઠે મળ્યુ હતુ એ અનુભવ અને જ્ઞાન આગળ જતા કેવુ ઉત્તમ પ્રકારે પરિપક્વ થયુ અને તેદ્વારા કેવા કાર્યો ઉદ્દભવ્યા તે સર્વ જગતને વિદિતજ છે

તેમને યવનદ્વેષની ગળથુથી પ્રિય માતા જીજાબાઇએજ પાઇ હતી, એ ઉપર લખ્યુ છે પ્રાણુ જતા સુધી સ્વધર્મના દ્વેષી મુસલમાનોની તાબેદારી કરવી નહિ તેમનુ અન્ન ખાવુ એ વિષ ખાવાતુલ્ય છે અને સ્વરાજ્ય સ્થાપન કરી હિદુ-પ્રજાને તેમના ત્રાસમાથી મુક્ત કરવાનો અતઃકરણપૂર્વક યત્ન કરવો, વગેરે બ-હાદુરીના વિચારો તેમના હૃદયમા નાનપણથીજ ઉદ્દભવી ઉત્તરોત્તર દૃઢ થયા, તે મુખ્યત તેમની માતાના શિક્ષણને લીધેજ હતુ એ સબધી સર્વ શ્રેય જીજાબાઇનેજ આપવુ જોઇએ

દાદાજી કોડદેવના મનમા એવા વિચાર ઉત્પન્ન થવાનો કાંઈ પણ સભવ નહોતો. તે એટલી દીર્ઘદૃષ્ટિનો પણ નહોતો જેની કૃપાથી પોતાના સ્વામીને એ જાગીર મળી છે, તેની સાથે નમ્રતાથી વર્તી, તેની અવકૃપા ન થવા માટે કાયા, વાચા અને મનપૂર્વક નોકરી કરવી અને કોઇ પણ રીતે જાગીરનુ સરક્ષણ કરવુ, એજ આપણું કર્તવ્ય છે, એજ તે વિશ્વાસુ અને સરળ મનના પુરુષને યોગ્ય લા-ગતું હતું સ્વામીની જાગીર વધારવા માટે સાહસ કરી, યવનના ક્રોધને પાત્ર થવાનો વિચાર તેના મનમા કદિ પણ આવ્યો નહોતો, એ સ્પષ્ટજ છે

મહારાજને અને જીજાબાઇને દાદાજી કોંડદેવ સાથે છેલ્લી વખત વિજાપુરથી પુને મોકલી દીધા પછી મહારાજે દાદાજીને પોતાનો સ કલ્પ કહી સ ભળાવ્યો કે – "પિતાએ મુસલમાનોની તાબેદારી સ્વીકારી સ પાદન કરેલી ધનસ પત્તિ ઉપર નિર્વાહ કરવો, એ મને યોગ્ય લાગતુ નથી પોતાના પરાક્રમથીજ નવીન સ પત્તિ મેળવવાનો મારો દઢ નિશ્ચય છે મારે હાથે કાંઈ નવીન સ પતિ પ્રાપ્ત કરીશ ત્યારેજ ભોસલેના કુળમા જન્મ લીધાનુ સાર્થક થશે પુરષોએ પોતે પ્રાપ્ત કરેલુ અન્ન ગ્રહણ કરવુ, એમાજ પુરષાર્થ છે દૈવ ઉપર ભરોસો રાખી બેસવુ, એ સર્વથા યોગ્ય નથી દૈવ એ પગુ છે પુરુષોએ સ્વપ્રયત્નવડે તેને નિર્બળ કરવુ જોઇએ મુસલમાનોએ આપણા હિ દુઓની સ્વત ત્રતા લૂટી ગોબ્રાહ્મણ અને ક્ષત્રિય આદિને અનેક પ્રકારનો ત્રાસ આપ્યો છે, તેમજ ચારે દિશામા હિ દુધર્મની ગ્લાનિ થતી જાય છે અનિષ્ટ કાર્ય બ ધ પાડી સ્વત ત્રતાની પુન સ્થાપના કરવા માટે તન, મન અને ધનપૂર્વક ઉદ્યોગ આર ભવાનો મે નિશ્ચય કર્યો છે એ સત્કાર્યની સિદ્ધિ માટે પ્રયત્ન કરતા સર્વસ્વ નાશ થાય અને સ્વપ્રાણ વેચવા પડે તોપણ તેની મને ચિ તા નથી મારૂ આયુષ્ય આજપર્ય ત નિરર્થક ગયુ, તેનો હવે ઉપાય નથી, પણ હવે પછી મફતના માલ ઉપર તાગડધિન્ના કરી પ્રાપ્ત થયેલી સ્થિતિમા સ તોષ માની લેવામા કાંઇ સાર નથી" શિવાજી મહારાજનો એ સ કલ્પ દાદાજીએ જાણ્યો ત્યારે તેણે તેમને એ કાર્યથી નિવૃત્ત કરવાના ઉદ્દેશથી ઉપદેશ કર્યો કે – "તમે મનમા ધારેલો ઉદ્દેશ પરિપૂર્ણ થવો પરમદુર્ઘટ છે સર્વ પ્રદેશ મુસલમાનોએ જીતી લીધો છે સર્વ કિલ્લા અને થાણા હસ્તગત કરી ત્યા તેમણે પોતાનુ લશ્કર રાખ્યુ છે તમારા પિતાએ સ પાદન કરેલી સ પત્તિનુ તમે રક્ષણ કરશો તોજ પુરતુ છે નવીન સ પત્તિ સ પાદન કરવા માટે પ્રયત્ન કરાવ જતા યવનો સાથે વિરોધ થશે તમારા પિતાએ જે સ પત્તિ મેળવી છે, તે હાથમાથી જતી રહેશે, તમારા પિતાના તથા તમારા પ્રાણ સ કટમા નાખશો તમારા પિતા કાંઈ ઓછા પરાક્રમી નથી, પર તુ પ્રબળ યવનો આગળ તેમનુ કાંઇ ચાલ્યુ નહિ અને અ તે તેમની તાબેદારી સ્વીકારવી પડી, એ બાબતનો સારી પેઠે વિચાર કરો અવિચારી કૃત્ય કરશો નહિ" દાદાજીના આ ઉપદેશપરથી તેના વિચારો અને તેને કયુ કર્તવ્ય પસ દ હતુ, એ સ્પષ્ટ જણાય છે

શિવાજી મહારાજે સ કલ્પ પ્રમાણે સ્વરાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ આર ભી વિજાપુર સરકારના પ્રદેશમા તોફાન શરૂ કર્યાં, ત્યારે દાદાજી ઘણોજ ગભરાયો તેણે મહારાજને કહ્યુ કે – " તમે જે કર્તવ્ય કરવા માડયુ છે, તે સર્વથા અનિષ્ટ છે એવું કરવાથી તમને અને તમારી જાગીરને અવશ્ય નુકશાન થશે યવનોની ચાર બાદશાહી ચારે દિશામા પ્રબળ થઇ રહી છે તેમના આગળ તમારૂ સામર્થ્ય શા હિસાબમા છે ? એવા ઉપદ્રવથી તમારા પિતાને વિનાકારણે વિપત્તિમા નાખશો તેઓ પોતાની નોકરી ઉપર છે તમારા કર્તવ્યથી આદિલશાહ બાદશાહનો તેમનાપર ક્રોધ થશે અને તેમને ભારે શિક્ષા કરશે તમે તમારી જાગીર છોડીને ઉથલપાથલમા ગુથાશો તો પિતાએ પ્રાપ્ત કરેલી સ પત્તિ અવિચારીપણામા ગુમાવી દેવા

માટે તમારી અપકીર્તિ થશે વિજાપુર સરકાર સાથે પ્રમાણિકપણે વર્તન કરી પિતાની સંપત્તિ સાચવી રાખશો તો તમારૂં કલ્યાણ થશે " દાદાજી પાસેથી એવો નિરાશાઉત્પાદક બોધ મળતો તે શિવાજી મહારાજ શાંતપણે સાંભળી રહેતા તેમને પ્રત્યુત્તર આપતા નહિ દાદાજીનો ઉપદેશ સાંભળવા છતાં મહારાજનું મન પોતાના સંકલ્પથી જરા પણ ચલિત થયું નહિ

એવું કહેવામાં આવે છે કે –" શિવાજી મહારાજને નમ્રતાપૂર્વક કાલાવાલા કરીને તેમના હિતનો ઉપદેશ આપવા છતાં તેઓ સન્માર્ગે વળતા નથી, ત્યારે હવે શું કરવું?" એજ વિચારોમાં પ્રમાણિક દાદાજીને ચિંતાજ્વર ઉત્પન્ન થયો " પોતાના સ્વામીએ એ બાળક મને સોંપી તેને સદ્વર્તનશીલ બનાવવાનું કહ્યું છે, પણ તે તો સ્વચ્છંદપણે વર્તી સ્વામી ઉપર સંકટ લાવશે, સ્વામીને એવી દુઃસ્થિતિમાં લાવી મૂકવાનો અપયશ છેવટે મારે માથે ચોંટશે અને મેં પાસે રહેવા છતાં તેમને એવી વર્તણુક ચલાવવા દીધી તે માટે મને ઠપકો મળશે, તેમજ આજપર્યંત પ્રમાણિકપણે બજાવેલી સેવા ઉપર પાણી ફરી વળશે ' " દાદાજીના મનમાં એવા વિચારો આવવાથી તે ઝુરવા લાગ્યો અને શરીર ક્ષીણ થવા લાગ્યું, એટલુંજ નહિ પણ તેજ ચિંતામાં ને ચિંતામાં તેનું વહેલું અવસાન થયું [1]

પોતાના ઉપર કાંઇ પણ દોષ આવે નહિ, એ વિચારથી દાદાજીએ ટુંક હકિકત શાહજીરાજાને લખી જણાવી અને વિનતિ કરી કે –" મેં પ્રમાણિકપણે યથામતિ આપની અહિંની જાગીરોની વ્યવસ્થા અને રક્ષણ આજપર્યંત કર્યું છે આપના પુત્ર હવે મનમાં આવે છે તેમ સ્વચ્છંદપણે વર્તે છે, તેથી ભવિષ્યમાં આવી પડનાર દુષ્પરિણામનું કલંક મારા ઉપર ન આવે તે માટેજ આપને સવેળા લખી જણાવ્યું છે આપને યોગ્ય લાગે તેવો બંદોબસ્ત કરશો " શાહજીરાજાએ દાદાજીનો પત્ર વાંચવા છતાં જોઇએ તેવો બંદોબસ્ત કર્યો નહિ, તેનું કારણ સ્પષ્ટજ છે કે, એ સમયે શાહજીરાજાના મનમાં પણ સ્વરાજ્ય સ્થાપવાનો વિચાર ઘોળાતો હતો, તે સંબંધી યોગ્ય સ્થળે લખવામાં આવ્યું છે તાત્પર્ય એ છે કે, મહારાજના મનમાં સ્વરાજ્ય સ્થાપવાનો વિચાર દાદાજી કોંડદેવના શિક્ષણથી યત્કિંચિત્ પણ ઉત્પન્ન થયો નહોતો, પણ તેમના એ વિચાર વિરુદ્ધ તેણે મહારાજને વાર વાર ઉપદેશ કર્યો હતો વળી એ શિષ્ય ઢચુપચુ વિચારનો હોત તો ગુરુનો બીકણ ઉપદેશ સાંભળી પ્રાપ્ત થયેલી સ્થિતિમાંજ સંતોષ માની શાંત થયો હોત, પરંતુ મહારાજનું તેજસ્વિપણું વિલક્ષણ હોવાથી, અંગીકૃત કાર્યનું મહત્ત્વ અને તેની સિદ્ધિ કરવા માટે

૧ મરાઠી સામ્રાજ્યની બખરમાં લખ્યું છે કે, દાદાજીને જે હૃદ્રોગ (ચિંતાજ્વર) ઉત્પન્ન થયો હતો, તે અસહ્ય હોવાથી તેણે વિષ ખાઇને આપઘાત કર્યો તવારીખ-ઈ-શિવાજીમાં પણ એવોજ ઉલ્લેખ છે આ ચવની બખરમાં એવો ઉલ્લેખ છે કે, શિવાજી મહારાજ ૧૬ વર્ષના હતા તે વખતે દાદાજીનું મૃત્યુ થયું એવું લખાણ પણ મળી આવે છે કે, તે ઈ સ ૧૬૪૭ અક્ટોબર મહીનામાં મરણ પામ્યો ભા૦ ઈ૦ સ૦ મ૦ અ૦ શકે ૧૮૩૫ અંક ૫૩ પરથી એમ કહી શકાય કે શિવાજી મહારાજે તોરણાનો કિલ્લો લીધો (૧૬૪૬) અને રાજગઢપર ત્રણ માચી બાંધી (૧૬૪૫) તે વખતે દાદાજી હયાત હતો, પણ આ બંને કાર્યસ્થાનમાં તેનો ભાગ હોવાનો ઉલ્લેખ ક્યાંયે નથી

જરૂર પડતા સાધનનુ જ્ઞાન તેમના મનમા સપૂર્ણરીતે ઠસેલું હોવાથી, તેઓ એ કાર્યથી કિચિત પણ વિમુખ થયા નહિ ' માતૃબોધનુ પરિણામ કેવુ વિલક્ષણ હોય છે તે જુઓ ' માતૃમુખમાથી નીકળેલો પ્રેમાળ અને મધુર એક શબ્દ દશ-સહસ્ત્ર ઉપદેશકોના પુષ્કળ વ્યાખ્યાનો કરતા પણ વિશેષ છે, એ કહેવતની સત્યતા શિવાજી મહારાજના જીવનચરિત્રમાથી જણાઇ આવે છે

શિવાજી મહારાજ દાદાજીના ઉપદેશ પ્રમાણે વર્ત્યા નહિ તેપરથી એવુ સમ-જવાનુ નથી કે, સર્વ બાબતમા તેઓ ઉદ્ધતાઇથી વર્તતા હતા પોતાના ગુરુ દાદાજીને તેઓ પિતાસમાન માન આપતા હતા તેઓ તેની સાથે હમેશા નમ્રપણે વર્તતા અને તે જે કાઇ કાર્ય સોપતા તે અત કરણપૂર્વક કરતા હતા અને તેને પિતાનો વિશ્વાસુ નોકર જાણી તેનાપર સ્નેહરાખતા હતા મહારાજના ઉદ્ધત-સાહસિક કૃત્યો ઉપદેશ-થી અટકાતા નથી, એમ જાણીને તેમની વધતી જતી શૌર્યતા અને તેજસ્વિપણા-ને કોઇક બીજે માર્ગે વાળવાની ઇચ્છાથી દાદાજીએ તેમની સાથે ગામોગામ ફરીને જમીનમહેસુલ વગેરે વ્યવસ્થા બતાવવા માડી દાદાજીએ પોતાનો ઘણોખરો કાર્ય-ભાર તેમને સોપી મહારાજનો ઘણો સમય તેજ કાર્યમા વ્યતીત થાય, એવુ કરવા માડ્યુ તેઓ પણ તે કામ ઉત્સાહપૂર્વક અને બુદ્ધિપૂર્વક કરતા હતા, તેમ છતા તેમણે પોતાના સકલ્પનો ત્યાગ કર્યો નહિ ઉલટુ એવુ બન્યુ કે, મહારાજને જાગીર-માના દેશમુખ, દેશપાડે, દરકદાર, કારકુનો વગેરે સાથે ઓળખાણ થઇ, પ્રત્યક્ષ સબધ થયો અને સ્વતત્રપણે કાર્યભાર ચલાવવાની શકિતમા વધારો થયો

પોતાની યુકિત નિષ્ફળ થયેલી જોઇ દાદાજીને વિશેષ દિલગીરી થઇ ભવિષ્યમા શુ થશે તેની વિશેષ ચિતા થવાથી શરીર લથડી ગયુ શરીર વ્યાધિગ્રસ્ત થવાથી તે માદગીની પથારીએ પડ્યો એસમયે જીજાબાઇ અને શિવાજી મહારાજે તેની સેવા-શુશ્રષા ઉત્તમ પ્રકારે કરી મહારાજ હમેશા દાદાજીની પથારી આગળ બેસી રહેતા જેણે જે ઔષધો બતાવ્યા તે કરી જોયા, પરતુ કોઇ ઔષધથી ગુણ લાગ્યો નહિ દાદાજીનો અતસમય પાસે આવી પહોચ્યો ત્યારે તેણે પોતાના તાબાનો સર્વ ખજાનો વગેરે મહારાજને સોપી દીધો કિલ્લા, કોટ, પાગા, લશ્કર વગેરેની વ્યવસ્થા કેવી રીતે રાખવી, તાબાના નાનામોટા મનુષ્યો સાથે કેવી રીતે વર્તવુ અને તેમની પાસેથી કયા કયા કાર્યો કેવી રીતે કરાવવા, વગેરે બાબત તેમણે મહારાજને સારી પેઠે સમજાવી દીધી કારકુન, દરકદાર, કામદાર અને ઇતર નોકરવર્ગને પોતાની પાસે બોલાવી શાહજીરાજાની નોકરી પ્રમાણિકપણે અને દક્ષતાપૂર્વક કરવાની શિખામણ આપી મહારાજના અને તેમના હાથ હાથમા લઇ-ને કહ્યુ કે—" એમને આજથી તમારા સ્વામી સમજી એમની આજ્ઞા પ્રમાણે વર્તજો કોઇ પણ પ્રકારે એમને ઉણુ પડવા દેશો નહિ " એ કાર્ય પૂર્ણ થયા પછી તેણે મહારાજને પોતાની પાછળ પોતાની સતતિ તથા કુટુબનુ પાલનપોષણ કરવા-ની ભલામણ કરી અને છેવટે એવી ઇચ્છા દર્શાવ્યાનુ કહેવાય છે કે—" તમે સ્વરાજ્ય સ્થાપી, ગોબ્રાહ્મણ અને સ્વધર્મનુ રક્ષણ કરવાનો સકલ્પ કર્યો છે, તે કાર્ય-મા ઇશ્વરકૃપાથી તમને યશ મળશે અને તમે જગતમા કીર્તિ તથા ધન્યવાદ મે-

ળવશો, એવી મને સંપૂર્ણ આશા છે ” એ પછી તે પ્રમાણિક, સ્વામિભક્ત અને એકનિષ્ઠ પુરુષે પ્રાણ ત્યજ્યા મરણસમયે તેનુ વય સિત્તેર વર્ષનુ હતુ

અહિં સુધી જે લખવામા આવ્યુ છે, તેપરથી શિવાજી મહારાજને જીજાબાઇ અને દાદાજી પાસેથી કયા પ્રકારનુ શિક્ષણ મળ્યુ હતું, તે વાચકવર્ગના ધ્યાનમા આવશે મહારાજને મળેલા એક બીજા પ્રકારના શિક્ષણનો ઉલ્લેખ કરી આ પ્રકરણ સમાપ્ત કરીશુ તેમને એ શિક્ષણ વિજાપુરમા પિતૃસમાગમથી પ્રાપ્ત થયુ હતુ વિજાપુર દરબારમા શાહજી રાજાનો વિશેષ પ્રભાવ હોવાથી ઘણા મરાઠા અને મુસલમાન સરદારો સાથે તેમને સંબંધમા આવવુ પડતુ હતુ તેમ થવાથી દરબારની નીતિ, અમીરઉમરાવોનુ વર્તન, રાજકાર્યભારની પદ્ધતિ, જૂદા જૂદા સરકારી ખાતાની વ્યવસ્થા વગેરે વિષયોનુ જ્ઞાન મહારાજે ધૈર્ય રાખી પૂર્ણ ઉત્સાહથી સંપાદન કર્યું હતુ સમાગમમા આવનાર મનુષ્યોને એ વિષયસંબંધી અનેક પ્રશ્ન પૂછી તેસંબંધી જેટલુ જ્ઞાન હોય તેટલુ મેળવવાનો નિત્યક્રમ ચાલુ રાખ્યો હતો વિજાપુરમા નિવાસ કર્યો તે સમયે તેમણે પોતાની એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવી નહોતી અન્ય સરદારોના બાળકો માત્ર આનંદ ભોગવવાને માટેજ આમ તેમ ફરતા ફરવામા સમય વ્યતીત કરે છે, તેમ મહારાજાએ કદિ પણ કર્યું નથી. લશ્કરની વ્યવસ્થા, પાયગાનો બંદોબસ્ત તથા દારૂગોળાની અને બંદુકતોપોની વ્યવસ્થા કેવા પ્રકારે રખાય છે, તે તેઓ પુન પુન તપાસતા અને તેસંબંધી મોટા મોટા અનુભવી પુરુષોને નાના પ્રકારના પ્રશ્નો પૂછી તેનો સારાંશ પોતાના મનોગ્રંથમા ચોક્કસરીતે લખી રાખતા હતા પોતાનો પુત્ર આવો બુદ્ધિમાન અને ચતુર છે તેમજ તેને ઉત્તમ વિષયોનો શોખ છે, એમ જાણી શાહજીરાજાને ઘણો સંતોષ થતો પુત્રની એ સંબંધી ઇચ્છા પરિપૂર્ણ કરવામા પિતાએ જરાપણ કસર કરી નહોતી દરબારના કાર્યભારીઓ સાથે સલાહમસલત ચાલતી તે સમયે શાહજીરાજા શિવાજી મહારાજને પાસે રાખતા અને દરબારમા જતી વખતે તેમને પોતાની સાથે લઇ જતા એમ થવાથી મહારાજને પુષ્કળ વાતો સાભળવાની અને જોવાની તક મળતી મહારાજની ગ્રાહકશક્તિ અને સ્મરણશક્તિ અપ્રતિમ હોવાથી ભવિષ્યમા જતા એ વાતોથી અમૂલ્ય લાભ થયો પિતૃસમાગમથી તેમને અત્યંત અગત્યનુ જ્ઞાન પ્રાપ્ત થયુ તેમજ તેમના મનમા યવનદ્વેષ પણ સંપૂર્ણરીતે વિકસિત થયો પાછલા પ્રકરણમા એ બાબતનુ સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે.

અહિં સુધી મહારાજની ઘણીખરી વ્યાવહારિક અને નૈતિક શિક્ષણપદ્ધતિ લખવામા આવી છે તુકારામ, રામદાસ વગેરે સાધુપુરુષોએ તેમનાસંબંધી સ્તુતિજનક ઉદ્‌ગાર કાઢ્યા છે, તેપરથી અનુમાન થાય છે કે, તેમણે ઘણો વિદ્યાભ્યાસ કર્યો હોવો જોઇએ, પરંતુ મહારાજનુ જીવનચરિત્ર લખનારને એ પ્રકારનુ શિક્ષણ વિશેષ મહત્ત્વનું જણાયુ નથી, એ નિર્વિવાદ છે ગ્રંથવાચનથી પ્રાપ્ત થયેલા જ્ઞાન કરતા વ્યાવહારિકજ્ઞાનનું તેજ ક્વચિત પ્રખર હોય છે, એ પણ મહારાજના ઉજ્જ્વલ ચરિત્રપરથી જગતને સ્પષ્ટ જણાઇ આવ્યુ છે અને ઇતિહાસલેખકો તેમની એ તેજસ્વિતામા અંજાઇ જવાથીજ ઇતર વિષયસંબંધી તદ્દન ચૂપ રહ્યા છે, તેમા કાંઇ આશ્ચર્ય નથી.



# प्रकरण ५ मुं–स्वराज्यस्थापनानी सिद्धता

વિજાપુરથી પાછા આવતાજ મહારાજે સત્સંકલ્પ કર્યો કે –" મુસલમાનોની મહા ક્લેશપ્રદ તાબેદારી વેગળી ફેંકી દઇ સ્વતંત્ર રાજ્ય સ્થાપન કરવું, તેમની સત્તામાંથી સ્વધર્મીઓની મુક્તિ કરવી અને સ્વધર્મ ભ્રષ્ટ કરનારા યવનોને સ્વદેશમાંથી હાંકી મૂકવા ' એ સંકલ્પાનુસાર તેમણે પ્રારંભમાં શું કર્યું તેનું વર્ણન ઉપલબ્ધ બખરોમાંથી લખવા જેવું મળી આવતું નથી કોઇ કોઇ સ્થળેથી થોડું-ઘણું જે કાંઇ મળી આવે છે, તેનું વ્યવસ્થિત વર્ણન આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે

પુને પાછા આવ્યા પછી શિવાજી મહારાજે પોતાની સઘળી જાગીર પ્રત્યક્ષ જોવાનું બહાનું કાઢી આસપાસના પહાડી પ્રદેશોમાં લાગલાગટ ફરવા માંડ્યું તેમણે અનુભવી મનુષ્યોને સાથે રાખીને અને જૂદા જૂદા ગામોના મનુષ્યો સાથે નવીન સ્નેહ બાંધી તેમની સહાયતાવડે નજીકના ઘણાખરા સ્થળોનું અને કિલ્લાનું ઉત્સાહ-પૂર્વક અવલોકન કરી પ્રત્યેક કિલ્લાના એકેએક ગુપ્ત માર્ગ તથા પહાડપર્વતના વિકટ રસ્તા જોઇ લીધા તેમની એ સ્થળો જોવાની એટલી બધી ઉત્કંઠા જોઇ સાથેના મનુષ્યોને આશ્ચર્ય લાગતું ટાઢ કે વરસાદ, વિકટ ચઢાવ કિંવા હિંસક પશુઓની બીક કે દરકાર જરા પણ નહિ કરતા અલ્પવયનો રાજપુરુષ કષ્ટ સહન કરનાર ખડતલ જંગલી મનુષ્યપેઠે જંગલે જંગલ અવિશ્રાંતપણે ભ્રમણ કરતો હોવાથી તેમને મહારાજમાં અત્યંત ચમત્કારિકપણું જણાય, એ સ્વાભાવિકજ છે, પરંતુ જે પુરુષ ભવિષ્યમાં મરણપર્યંત દોડધામ કરનાર હતો તેને એવો અનુભવ લેવાની અગત્ય હતી, તે એ બિચારાઓના લક્ષમાં ક્યાંથી આવે ? તે જે પ્રાંતમાંથી પોતાની ચળવળનો આરંભ કરવાનો હતો, તે પ્રાંતનું યથાસ્થિત અવલોકન કરતી વખતે તેમણે એક બીજી સુવ્યવસ્થા સતત કરવા માંડી હતી એસંબંધી પૂછવામાં આવે તો એટલુંજ કહેવું જોઇએ કે, મનુષ્યોની અનુકૂળતા

જે મનુષ્ય શિવાજી મહારાજના સમાગમમાં આવતું તેની સાથે સ્નેહસંબંધ બાંધી વશ કરી લેવાની કળામાં મહારાજ સિદ્ધહસ્ત હતા ગમે તેવો મનુષ્ય હોય તોપણ તે મહારાજ સાથે થોડો સમય વાતચિત કરતાજ તેમનાપર મોહ પામી જતો એ અપ્રતિમ કળા તેમણે નાનપણથીજ સાધ્ય કરેલી હોવાથી, મુખ્યતઃ અંગીકૃત કાર્યમાં તેમને ઉજ્જ્વલ યશ પ્રાપ્ત થયો હતો મહારાજ પોતાના તાબાના

પ્રત્યેક મનુષ્ય સાથે અતિ પ્રેમપૂર્વક મધુર સભાષણ કરતા હતા પોતાની સાથે સમાગમમા આવનાર મનુષ્ય સાથે વર્તન કરતી વખતે આપણે શ્રેષ્ઠ અને તે કનિષ્ઠ એવો સહજ પણ આભાસ થાય નહિ, એવી તેઓ સર્વદા સાવચેતી રાખતા હતા તેનાપર કઇ સકટ કિંવા વિઘ્ન આવતાજ તેઓ અતિ સ્નેહપુર્વક પોતાનાથી બની શકે તેટલી સહાયતા કરવાને સદા તત્પર થતા અને પોતાના તાબાના મનુષ્યોને પૈસાની અડચણ પડતી તે વખત તેમને મદદ કરવામા પણ પાછા હઠતા નહિ

મહારાજનો સ્વભાવ ઉદાર હોવાથી ઘણા પૈસા ખર્ચાવા લાગ્યા, ત્યારે દાદાજીએ એક દિવસ કહ્યુ કે—" આપ માલિક છો આપ કોઇને કાઇ આપવાનુ કહો છો ત્યારે અમારે તેમને આપવુજ પડે છે, પરતુ આપને જે વર્ષાસન નક્કી કરી આપ્યુ છે તેથી વિશેષ ખર્ચ થાય અને આપના પિતાને ખર્ચવા માટે જે રકમ મોકલવામા આવે છે, તેમા કાઇ ઓછુ થાય તો વિનાકારણ તેમના તરફથી મને ઠપકો મળે, માટે વધારે ખર્ચ કરવાની આપે તેમની પરવાનગી મગાવવી એટલે પછી મને અડચણ નથી " એ સાભળતાજ મહારાજે ઉત્તર દીધો કે—" તમને તેની શી પચાત ? અધિક ખર્ચ થશે તેની હુ પિતાની પાસેથી પરવાનગી મગાવી લઇશ " એ સાભળી દાદાજી સ્તબ્ધ થઇ ગયો તે બિચારાને મહારાજના ભવિષ્યની કલ્પના ક્યાથી આવે ? મહારાજે પોતાના તાબાના મનુષ્યોનો નિસીમ પ્રેમ સપાદન કરી તેમને હાથે ભવિષ્યમા મહત્ કાર્યસિદ્ધ કરાવવાનો સકલ્પ કર્યો હતો, એ વિચાર તેને ક્યાથી હોય ? પોતાના સ્વામીની ઉપજની વ્યવસ્થા કરકસરથી કરીને બને તેટલી મોટી રકમ વખતસર તેમને પહોચતી કરવી, એજ દાદાજી તો પોતાનુ કર્તવ્ય સમજતો હતો અને તે કઇ ખોટુ નહોતુ

શિવાજી મહારાજ પોતાના તાબાના મનુષ્યોને ખુશી રાખી તેમની સાથે મમતાપૂર્વક વર્તવા લાગ્યા તેપરથી સર્વને જણાયુ કે—" એ સ્વામી પરમ દયાળુ અને ઉદાર છે, આપણુ હિત જોનાર છે, એમની સાથે પ્રમાણિક વર્તન રાખી એમની આજ્ઞાનુ પાલન કરવાથી આપણુ કલ્યાણ થશે " મહારાજે સર્વના મનમા એવાજ વિચારો ઉત્પન્ન કર્યા હતા તાબાના નોકરોમા માવળી જાતિપર મહારાજની ઘણી મહેરબાની હતી તે જાતિના મનુષ્યો જગલી અને બણુચક જેવા જણાતા હતા, પરતુ ઘણાજ પ્રમાણિક અને વિશ્વાસપાત્ર હોવાથી સોપેલુ કામ અતકરણપૂર્વક હુશિયારીથી કરતા હતા અત્યત વિશ્વાસનુ કોઇ પણ કામ તેમને સોપતા તેઓ કદિ પણ દગો કરતા નહિ તેઓ અત્યત કગાલ સ્થિતિના હોવાથી, તેમને કોઇ નોકરીએ રાખી, અન્નવસ્ત્રની સગવડ કરી આપે તો તેઓ ઉપકાર માનતા, અને પોતાના અન્નદાતાને માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થતા દાદાજી કોડદેવે એ લોકોના સદ્દગુણો જોઇને તેમને પ્રથમજ પોતાની પાસે નોકરીએ રાખ્યા મહારાજને પણ માવળી જાતિના સદ્દગુણની ખબર પડતા કઇ વિલબ થયો નહિ તેમણે એ લોકો સાથે મમતાથી અને ઉદારતાથી વર્તન કરી તેમને સત્વરજ વશ કરી લીધા મહારાજને તેઓ ભવિષ્યમા કેટલા ઉપયોગી થઇ પડ્યા તે ઇતિહાસ-પ્રસિદ્ધ છે એ લોકો મહારાજની જાગીરની આસપાસના પહાડી પ્રદેશ-

ના નિવાસી હતા પોતાના પોષણને માટે તેમને ઘોર જંગલમાં રાતદિવસ ફરવું પડતું હતું, તેથી ત્યાંના સર્વ રસ્તા, ગુપ્ત માર્ગ અને પગથી, હમેશાં તેમના પગ નીચે આવી ગયા હતા મહારાજ જ્યારે ગામેગામ ફરવા જતા, ત્યારે માવળી લોકો-ને પોતાની સાથે લઇ જતા અને તે લોકો પણ હરેક પ્રકારે પોતાના તરુણ અને પ્રેમી સ્વામીના ઉપયોગમાં આવી તેમને ખુશી રાખવાને અંતઃકરણપૂર્વક કામ કરતા કોઇ કામ કર્યા પછી તેમને થોડીક બક્ષિસ મળતી, તો તેટલામાજ સંતુષ્ટ થઇ પોતાના સ્વામી સાથે અધિક પ્રમાણિકપણે વર્તતા હતા મહારાજનો સ્વભાવ ઉદાર હોવાથી અને સર્વ સાથે પ્રેમભાવથી વર્તતા હોવાથી માવળી લોકો તેમને તાબે થઇ ગયા આજપર્યંત લોકોએ આપણને તુચ્છ અને જંગલી માનવા છતાં એ દયાળુ સ્વામી આપણી સાથે પ્રેમાળપણે વર્તે છે અને મધુર સંભાષણ કરે છે, એ જોઇ તેઓ મહારાજપર અતિશય પ્રેમ બતાવવા લાગ્યા તેમના મનમાં શિવાજી મહારાજસંબંધી અત્યંત અભિમાન અને ભક્તિ ઉત્પન્ન થયાં અને જ્યાં એ સ્વામીનું ચરણ ત્યાં આપણું માથું રાખી તેમના ઇષ્ટકાર્યની સિદ્ધિ કરવા માટે સમય આવે પ્રાણ આપવો પડે તોપણ ચિંતા નહિ, એવો તેમણે નિશ્ચય કર્યો ગમે તેટલા વિકટ પ્રસંગ આવ્યા છતાં તેમનો એ નિશ્ચય કિંચિત્ પણ ડગ્યો નહોતો કેટલાક દેશમુખો માવળી લોકોના આગેવાન હતા, તેમને મહારાજે પ્રથમથીજ મિત્રતા બાંધી પોતાના ઇષ્ટકાર્ય માટે અનુકૂળ કરી લીધાં હતા તેમાં યેસાજી કંક, તાનાજી માલસુરે[1] અને બાજી ફસલકર[2] એ ત્રણે પેઢી દરપેઢીથી વતનદાર હોવાથી માવળી લોકો તેમને પોતાના આગેવાનો સમજતા હતા એ ત્રણે પુરુષો મહારાજના કાર્યોમાં પ્રથમથીજ ઉપસ્થિત હતા ભવિષ્યમાં તેમણે પ્રમાણિકપણાથી તથા બહાદુરીથી મોટા મોટા કર્તવ્ય કેવી રીતે પરિપૂર્ણ કર્યાં, તેમજ સ્વામીના કાર્ય માટે પોતાના પ્રાણની આહુતિ આપવાને તેઓ કેવી રીતે પ્રવૃત્ત થયા તે યોગ્ય સ્થળે લખવામાં આવશે

મહારાજે કરેલો સંકલ્પ દાદાજીને પસંદ આવ્યો નહિ, એ પાછળ કહેવામાં આવ્યું છે દાદાજી પોતાના ઉદ્દેશને ઉત્તેજન આપતો નહિ હોવાથી મહારાજે તેના હાથ નીચેના કારકુનોને પોતાની ઇચ્છા કહી સંભળાવી અને તેમને પોતાની ઇચ્છાનુકૂળ કરી લીધા ગામેગામના દેશમુખ કાર્યનિમિત્તે પુને આવતા ત્યારે તેઓ તેમને એકાંતમાં લઇ જઇ પોતાની ઇચ્છા જણાવતા અને તે કાર્યસંબંધી તેમનો કેવો અભિપ્રાય છે તે સાંભળી લઇ સાથે એવી યુક્તિથી મોહકરીતે

1 આ માવળા પ્રદેશનો દેશમુખ ન હતો પણ માવળા પ્રદેશ જોડે આવેલી કોંકણ-પટ્ટીનો દેશમુખ હતો

2 મુસેખોયરાનો દેશમુખ હતો માવળા લોકોમાં તેનું વજન ઘણુંજ હતું દેશમુખોને વશ કરવામાં અને તેમને તાબે કરવામાં દાદાજીને આ માણસે ઘણીજ મદદ કરી હતી. દાદાજીએ ટંટાઓનો નિકાલ લાવી કરાર કરેલા તેમાંના કેટલાક ઉપર સાક્ષીતરીકે આ માણસની સહી છે દેશમુખ કાન્હોજી જેધેનો એ જમાઇ થાય સંકટમાં આવી પડેલા દેશમુખોને આના તરફથી સારી મદદ મળતી હતી તે શિવાજી મહારાજની સ્વરાજસ્થાપનાની યોજનામાં અનુકૂળ થઇને તેમને મદદ કરવાને તૈયાર થયો, તે વખતે તેની ઉંમર પુખ્ત હતી.

ભાષણ કરતા કે જેથી તેઓ મન, વાણી અને કર્મવડે મહારાજની ઇચ્છાને આધીન થતા ગામે ગામ ફરતી વખતે મહારાજ પ્રત્યેક દેશમુખને મળવા જતા અને તેની સાથે સભ્યતાપૂર્વક વાતચિત કરી વિશ્વાસ બેસાડી પોતાનો કરી લેતા તેજ પ્રમાણે જે મરાઠા સરદારો મળતા તેમની સાથે પણ વિનયયુક્ત વર્તન કરી તેમને વશ કરી લેવાનો તેઓ પ્રયત્ન કરતા મહારાજનુ વય નાનુ હતુ છતા તેમના ઉત્સાહજનક અને તેજસ્વી ભાષણ સાભળી તેમણે યોજેલી યોજનાની સાધ્યતા કેવી ફળદાયક છે, તે બરોબર લક્ષમા લઇ સર્વ દેશમુખ અને મરાઠા સરદારો તેમના કાર્યપ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા તથા તેમના કાર્યમા સહાયતા કરવા તત્પર થતા એ સિવાય તેમનુ આદરશીલપણુ, તેમનો વીર્યોત્સાહ, મુસલમાનોસબધી તેમની નસેનસમા રમી રહેલો અત્યત વૈરભાવ, સ્વધર્મના સરક્ષણમાટે તેમનો દૃઢ નિશ્ચય અને સ્વરાજ્ય સ્થાપવાથી વર્તમાન તેમજ ભવિષ્યમા થનાર અત્યત ફાયદાનુ ઉત્તમ પરિણામ, એ સર્વ મનોવેધક રીતે પ્રતિપાદન કરવાની ઉત્કૃષ્ટ શૈલી જોઇને ગમે તેવો પ્રપચી, દભી કિવા આપસ્વાર્થી મનુષ્ય હોય તોપણ મહારાજ સાથે મળી જતો વળી તે પ્રાતમા મહારાજના વીર્યશાલી પિતાએ કરેલા પરાક્રમ અને સપાદન કરેલી કીર્તિ સર્વત્ર પ્રસિદ્ધ હતી એવા પ્રતાપી પુરૂષનો પુત્ર પોતાના પિતાના જેવોજ શૂરવીર નિવડી બહાદુરી બતાવી આપણને યવનોના ત્રાસબધનમાથી અવશ્ય મુક્ત કરશે, એવા ઉત્સાહજનક વિચાર તેમના મનમા ઉત્પન્ન થઇ મહારાજ અલ્પ વયના હોવા છતા તેમના કાર્યમા સહાયતા કરવા તેઓ તૈયાર થયા હતા તેમના એ મહત્કાર્યમા જેમણે સહાયતા કરી નહિ તેમને મહારાજે કેવી શિક્ષા કરી તે પણ આગળ લખવામા આવશે

શિવાજી મહારાજ પોતાની જાગીરના અને આસપાસના ગામોના દેશમુખ અને સરદારોને વશ કરી લેવાનો ઉદ્યોગ કરતા હતા તેમણે સ્વીકારેલા દુર્ઘટ કાર્યમા યશ મળવાનો કેટલો સભવ હતો, તેમજ આગલો પાછલો વિચાર નહિ કરતા એ કાર્ય તેમણે કેવળ ઉદ્ધતપણાથી અને સાહસિકપણાથીજ આરભ્યુ હતુ કે કેમ તેનો નિર્ણય આ સ્થળે અવશ્ય થવો જોઇએ

મહારાજના એ ઉદ્દેશને અત્યત પ્રોત્સાહક પ્રથમ સધિ જોઇએ તો તે તેમના મહા પરાક્રમી તીર્થરૂપ પિતાનુ અત્યાર સુધીનુ જીવનચરિત્રજ જણાય છે. નિજામશાહીમા નોકરી કરતી વખતે તેમણે જે પરાક્રમો કર્યા, નિજામશાહી પાયમાલ કરવા મોગલો પ્રવૃત્ત થયા તે સમયે તેમની સાથે જે યુદ્ધ કર્યા અને મોગલોએ નિજામશાહી પાયમાલ કર્યા પછી તેની પુન સ્થાપના કરવા માટે તેમણે જે પ્રચડ ઉદ્યોગ કર્યો, તેનો પાઠ મહારાજની દૃષ્ટિસમક્ષ જ્વલતરૂપે તરવરતો હતો. મોગલો જેવા જબરદસ્ત શત્રુ સાથે ઝઝુમવામા શાહજીરાજા પાછા હઠયા નહોતા; પણ પાછળથી શત્રુએ તેમને પરાજિત કર્યા, તે માત્ર શત્રુઓના પ્રચડ સૈન્યબળને લીધેજ હતુ તેજ પ્રમાણે વિજાપુર સરકારના તાબામા નોકરીએ રહ્યા પછી તેમનીજ સહાયતાવડે એ સરકારને કર્ણાટકની લડાઇમા યશ પ્રાપ્ત થયો અને ત્યા દૃઢ સત્તા સ્થાપવામા આવી; એ સર્વ વાત મહારાજ સારી પેઠે જાણતા હતા. એ

પરથી મહારાજની સંપૂર્ણ ખાત્રી થઇ હતી કે, આપણે પુષ્કળ મનુષ્યો એકઠા કરી તેમને યોગ્ય રીતે શિક્ષણ આપ્યુ હોય તો તેમની સહાયતાથી મહારાષ્ટ્રમાથી ધીમે ધીમે યવનોની સત્તા નિર્મૂળ કરી શકાશે પ્રતાપશાળી પિતાએ દૃષ્ટિ સમક્ષ રાખેલુ અત્યત ઉત્સાહજનક દૃષ્ટાત લક્ષમા લઇ શિવાજી મહારાજ જેવા સત્પુત્રના હૃદયમા પોતાને યોગ્ય લાગે તેવુ કર્તવ્ય કરવાની ઉત્કટા ઉત્પન્ન થાય, તેમા આશ્ચર્ય શુ? સત્કૃત્યો કરીને " બાપ કરતા બેટા સવાયો ચઢે " એવુ કહેવડાવવાનો સુયોગ અને સદ્બુદ્ધિ ઘણાજ થોડા પુત્રોને પ્રાપ્ત થાય છે નિજામશાહીની પુન સ્થાપના કરી સર્વરાજ્યસૂત્ર પોતાના હાથમા રાખવાની પિતાની ઉત્કટ આકાક્ષા હતી, તે શત્રુઓ અતિ પ્રબળ હોવાથી તૃપ્ત થઇ નહિ અને અતે નિરપાયે પુન યવનોનીજ તાબેદારી સ્વીકારવી પડી, એ સારૂ થયુ નહિ, એવુ મહારાજને હમેશા લાગતુ હતુ અને તેઓ વારવાર કહી સભળાવતા પણ હતા વિજાપુરમા નિવાસ કર્યો હતો તે સમયે જે સ્થિતિનુ અવલોકન કર્યું હતુ તેપરથી યવનોની તાબેદારી માટે તેમને સપૂર્ણ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો, તે પાછળ લખવામા આવ્યુ છે મહારાજે અલ્પ વયમાજ એવો સ્તુત્ય સકલ્પ કર્યો હતો કે–" આપણી અવનતિનો સમય હોવાથી આપણા પિતા જેવા પુરુષસિહને પણ જે હીન સ્થિતિ સહન કરવી પડી છે, તે કનિષ્ટ સ્થિતિમાથી બનતે ઉપાયે તેમને મુક્ત કરવાનો ઉદ્યોગ કરવોજ જોઇએ " એ વિચારથી અલ્પ વયમાથીજ તેમનામા તેજસ્વિતા, સ્વાભિમાન અને સ્વાતત્ર્યપ્રીતિ જેવી સદ્વૃત્તિઓ કેટલે દરજ્જે વિકાસ પામતી હતી તે સ્પષ્ટ જણાઇ આવે છે

એ રાજ્યક્રાતિને સમયે પુના, સુપા, માવળ વગેરે પ્રાતના કેટલાક દેશમુખ યવન રાજાના અમલથી ત્રાસ પામી તોફાન મચાવતા હતા અને હમેશા પરસ્પર કલહ કરતા હતા આવા નારાજ થયેલા દેશમુખને ઐક્યનુ મહત્ત્વ સમજાવી સ્વતત્રતા પ્રાપ્ત કરવાનો યોગ્ય ઉપાય બતાવ્યો હોય તો તે તેમને કેટલો રુચિકર થઇ પડે, એ કહેવાની અગત્યજ નથી મહારાજે એ કાર્ય યુક્તિ પ્રયુક્તિવડે પાર પાડી તેમની વચ્ચે પરસ્પર થતુ તોફાન–કુસપ બધ પાડયા અને પોતાના ઇષ્ટ કાર્યમાટે તેમને અનુકૂળ બનાવી લીધા

મહારાજના ઇષ્ટ ઉદ્દેશની સિદ્ધિને અનુકૂળ થઇ પડે એવો એક બીજો યોગ એ હતો કે, પુના, સુપા અને માવળ વગેરે નિજામશાહી પ્રાત વિજાપુરસરકારના તાબામા તાજાજ આવેલા હોવાથી સરકારે અદ્યાપિપર્યંત તે પ્રાતની સુવ્યવસ્થા કરી નહોતી, તેમજ આસપાસના કિલ્લાઓપર લશ્કર વગેરે જોઇએ તેવુ રાખ્યુ નહોતુ. એ સિવાય દરબારના કાર્યભારીઓમા માહોમાહે કુસપ–દ્વેષ ચાલતા હોવાથી ઘણા નવા પ્રાતોમા અવ્યવસ્થા ચાલતી હતી તેમા વળી શાહજીરાજાને નવા પ્રાતો જાગીરમા આપેલા હોવાથી તે પ્રાતોમા સ્વસ્થતા રહેશે, એમ વિજાપુર સરકારને લાગે એ સ્વાભાવિકજ હતુ એ પ્રાતો માલોજીરાજા અને શાહજીરાજાના તાબામા ઘણાં વર્ષ થયા હતા તેમને દાદાજી કોડદેવ જેવો ઉત્તમ કાર્યભારી મળેલો હોવાથી તે પ્રાતોની વ્યવસ્થા એવી ઉત્કૃષ્ટ થઈ હતી કે જેથી ત્યાની પ્રજા સુખી થઇ તેમને

જણાયુ હતું કે હિંદુઓના રાજ્યમા આપણે સુખી થઇશુ શાહજીરાજા જેવા લશ્કરને તાબે રાખનાર મહાપરાક્રમી પુરુષના તેજસ્વી પુત્રના મનમા સ્વરાજ્ય સ્થાપવાની સ્ફુરણા ઉત્પન્ન થતા અને તેની સિદ્ધિને માટે ઉપાય યોજવામા પણ તે પરમકુશળ છે એવી ખાત્રી થતા, તેઓ તેમને તન, મન અને ધનવડે સહાયતા કરવા તૈયાર થાય તેમા નવાઇ શી ? મનુષ્યોની અનુકૂળતા જોતાજ શિવાજી મહારાજને અધિકાધિક ઉત્સાહ થાય એ પણ સ્વાભાવિકજ છે

સ્વરાજ્ય સ્થાપવાનો સદુદ્દેશ સિદ્ધ થતા શિવાજી મહારાજમા રાજ્ય ચલાવવાની યોગ્યતા અને બુદ્ધિમત્તા કેવી હતી તે જગતના અનુભવમા આવ્યુ છેજ મહારાજને ઘરમાથીજ રાજકીય શિક્ષણ મળ્યુ હતુ માતા જીજાબાઈ, દાદાજી કોંડદેવ અને ઇતર કાર્યભારીઓ ઘરમા હમેશા એ સબધીજ વાતો કરતા હતા તેમની જાગીરની વ્યવસ્થા રાખવા માટે જે વ્યવહાર નિત્ય ચાલતો તે સદોદિત મહારાજની દૃષ્ટિસમક્ષજ થતુ હતુ જમીનનુ મહેસુલ, લશ્કરી વ્યવસ્થા, ન્યાય, તર્ક વગેરે વિષયોમા મહારાજ નાનપણથીજ ધ્યાન આપતા હતા, એ પાછળ લખ્યુ છે એ પ્રમાણે થોડા ઘણા અનુભવમા વળી વિજાપુરમા મળેલા અનુભવથી વૃદ્ધિ થઈ હતી. દ્વિતીય અનુભવ તેમને થોડો વખતજ મળ્યો હતો એ ખરૂ, પરતુ મહારાજ જેવા સૂક્ષ્મબુદ્ધિના, તેજસ્વી અને ઉત્સાહી પુરુષને માટે તો તેટલુજ પૂરતુ થઇ પડે એમ હતુ તે સમયે વિજાપુર સરકારની સપૂર્ણ ઉન્નતિ હોવાથી સમયના પ્રમાણમા પ્રત્યેક રાજકીય વિષય સપૂર્ણ અવસ્થાએ પહોચ્યા જેવુ હતું દરબારમા શાહજીરાજાનુ સપૂર્ણ ગૌરવ હોવાથી દરબારની પ્રત્યેક ભાજગડ મહારાજને સમજવામા સહજ પણ અડચણ પડી નહિ, એ પાછળ લખવામા આવ્યુ છે

મહારાજ જેવા અલૌકિક પુરુષને પ્રારભમાજ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના સાહિત્ય અનુકૂળ થયા એજ સતોષકારક હતુ માતુશ્રી જીજાબાઇએ તેમની ફળદ્રૂપ મનોભૂમિમા રોપેલા સ્વરાજ્યસાધનપ્રાપ્તિના સદ્બીજ ઉત્તમ પ્રકારે અકુરિત થઈ તેમા વારવાર તે ભલી માતાનેજ હાથે યથાસ્થિત સિચન થયુ અને તેને અનુકૂળ પરિસ્થિતિનુ અને ઉત્સાહ, આવેશ, સ્વોત્કર્ષપ્રીતિ, યવનદ્વેષ અને પિતાનુ પ્રોત્સાહક ચરિત્ર વગેરે વાતોનુ ઉત્કૃષ્ટ ખાતર મળવાથી તે અકુરનુ સુદર વૃક્ષ થયુ તથા સમગ્ર જગતને આશ્ચર્યચકિત કરી નાખે એવો તેનો શાખાવિસ્તાર થયો એ સ્વરાજ્યરૂપ વિશાળ વૃક્ષના મધુર ફળોનો આસ્વાદ, કેટલાક સમયસુધી મહારાષ્ટ્રીઓને મળવાથીજ તે જાતિ સુખી, સમૃદ્ધ અને કીર્તિમાન થઈ હતી





# प्रकरण ६ ठुं--स्वराज्य स्थापनानो आरंभ

શિવાજી મહારાજે પોતાની જાગીર પુનામા આવી નિવાસ કર્યાં પછી એ-કાદ સપત્તિસપન્ન સરદારના ચિરજીવી પેઠે મોજશોખમા મગ્ન થઈ ન રહેતા અનુભવી મનુષ્યોને સાથે લઈ, પોતાની જાગીરના અને આસ-પાસના પ્રાતોના પ્રત્યેક મહત્ત્વના સ્થળો અને કિલ્લા બારીકાઇથી તપાસી લીધા પ્રત્યેક કિલ્લાપર યવનોએ કેવો બદોબસ્ત રાખ્યો છે, તેની માહિતી મેળવી લીધી સઘળા ગુપ્ત અને વિકટ માર્ગોનો અનુભવ મેળવી લીધો ઘણાખરા દેશમુખ સાથે ઓળખાણ કરી સલાહમસલત ચલાવી લીધી કયા મનુષ્યો આપણને ઉપયોગી થઇ પડશે અને કયા મનુષ્યો આપણા કાર્યમા વિઘ્નરૂપ થઈ પડશે તે સર્વ લક્ષમા રાખી લીધુ, તેજ પ્રમાણે કયી રીતે આપણા ઈષ્ટ કાર્યનો આરભ કરવો, કયારથી શરૂ-આત કરતા વિશેષ યશસ્વી થવાશે તેનો પણ શાતચિત્તે સારી પેઠે વિચાર કરી, એ કાર્યસબધી પાસેના મનુષ્યો સાથે વારવાર તર્ક કર્યાં અને ત્યાર પછીજ કાર્યક્રમ નક્કી કર્યો

શિવાજી મહારાજે સ્વરાજ્ય સ્થાપનાનો આરભ પોતાની મેળે કર્યો નથી, પણ મહારાજ અગીઆર–બાર વર્ષના હતા તે સમયે શાહજીરાજાની આજ્ઞાથી દાદાજી કોડદેવ અને તેની સાથેના બીજા કારકુનોએ કર્યો હતો, એવુ એક ઇતિહાસ સશો-ધકે[1] લખ્યુ છે તે લેખકે પોતાના લેખની પુષ્ટિમા રા સભાસદે લખેલા કેટલાક વચનો ટાકી બતાવ્યા છે રા સભાસદે લખ્યુ છે કે–" બેગલૂરથી પૂને આવતાં-જ બાર માવળા કબ્જે કર્યા માવળાદેશમુખોને બાધી લાવતા જેઓ સામા થયા તેમને મારી નાખ્યા," પરતુ એ એકજ વાકયપરથી શાહજીરાજાએજ આરભમા સ્વરાજ્યસ્થાપનાનો ગુરુમત્ર આપ્યો અને તેથીજ એ મહત્ કાર્ય દાદાજી કોડદેવ-ની સલાહથી સાધ્ય કરવાનુ તેમને સુઝી આવ્યુ હતું, એ કહેવુ સર્વથા યુકિતયુક્ત નથી રા સભાસદના એ વાકયનુ તાત્પર્ય વાસ્તવિકરીતે જોતા જણાય છે કે, શાહજીરાજાએ કર્ણાટકની ચઢાઇમા ઉત્તમ કાર્ય કર્યાથી બાર માવળા, બારામતી અને ઈદાપુર નામક પ્રાતો શાહે તેમને પોતાના ખર્ચ માટે આપ્યા હતા પ્રાપ્ત થયેલા તે નવીન પ્રાત પોતાની સત્તામા લેવા માટે રાજાએ દાદાજી કોડદેવને કહ્યાથી

---

1 રાજવાડે કૃત ખડ ૪ પૃષ્ઠ ૭૩

ઈ૦ સ૦ ૧૬૩૮ મા બેંગલુરથી પાછા ફર્યા પછી રા સભાસદ કહે છે તેમ તેણે માવળા તાબે કરી ત્યાના દેશમુખોને પોતાની સત્તામા લીધા હતા એ સમયે શાહજીરાજાએ વિજાપુર દરબારમા તરતજ પ્રવેશ કરેલો હોવાથી તેમને સ્થિર થવાની શરૂઆત થઇ હતી એવે સમયે પુન તોફાન કરી અવિચારી કૃત્ય આરભવાનુ તેમનાપર કલક ચઢાવવુ એ કેવળ હાસ્યાસ્પદ છે શાહજીરાજાને દાદાજી કોંડદેવની સલાહથી માવળામા રાજ્ય સ્થાપન કરવાની ઇચ્છા શી રીતે થઈ તેનુ કારણ જણાવતા ઉક્ત ઇતિહાસકર્ત્તા લખે છે કે, કર્ણાટકમા અફઝલખાન, માલોજી ઘોરપડે વગેરે વિજાપુરના સરદારો શાહજી ઉપર દ્વેષ રાખી તેમનો પગ ટકવા દેતા નહોતા, એ કારણ ઇ૦ સ૦ ૧૬૩૮ મા બિલ્કુલ સભવતુ નથી શાહજીરાજાપર અફઝલખાન વગેરે સરદારો તો આઠ દશ વર્ષ પછી દ્વેષ કરવા લાગ્યા હતા કર્ણાટકના ઇતિહાસમા ને વર્ષમા એવી પ્રતિસ્પર્ધાના નામનો ઉલ્લેખજ નથી એ અપ્રયોજક અનુમાનને “મૂલ નાસ્તિ” ન્યાય પ્રમાણે અપવાદ આવે છે કે, દાદાજીએ જ્યારે શાહજીરાજાને માવળામા સ્વરાજ્ય સ્થાપવાની સલાહ આપી ત્યાર પછી સાત આઠ વર્ષે મહારાજે પોતાના કાર્યની શરૂઆત કરી હતી તો પછી તે વખતે તેણે મહારાજને બોધ આપવાની નકામી ખટપટ શામાટે કરી? શિવાજી મહારાજે જ્યારે દાદાજીનો નિર્માલ્ય બુદ્ધિવાદ સાભળ્યો નહિ, ત્યારે તેણે ચિતા-જ્વરવડે દુખી થઈ કિવા કેટલાકના મત પ્રમાણે વિષપ્રાશન કરી પોતાનો પ્રાણનાશ કરવાનુ શુ પ્રયોજન હતું? એ સમયે શાહજીરાજાના મનમા સ્વરાજ્ય સ્થાપવાનો વિચાર આવ્યો હતો, એ ખરૂ માનીએ તો તે સમયે દાદાજી કોંડદેવના હાથ નીચે હજાર બારસો મનુષ્યો હતા તેની સહાયતાવડે તે કાર્ય સિદ્ધ થવા જેવુ હતુ, એવુ માનવા જેવી તેમની, મૂઢ બુદ્ધિ હતી કે? બેંગલુરથી પાછા ફરતી વખતે દાદાજી કોંડદેવ સાથે દશવીશ હજાર મનુષ્યો મોકલવામા આવ્યા હતા, એવુ અનુમાન સાચુ માનનારને એકાદ જૂના ખડિયેરમાથી કોઇ પૂરાવો[1] મળી આવ્યો છે કે? એવુ ભગીરથ કાર્ય નિર્માલ્ય કાર્યભારીને સોપવાને બદલે શાહજીરાજા પોતેજ પોતાના સૈન્યસહિત કેમ એકદમ ચઢાઈ લઈ ગયા નહિ? પ્રત્યેક કલ્પના તપાસતા જણાય છે કે, તેમના એવા અનુમાન અત્યત નિરાધાર છે અને તે મહારાજને માત્ર લઘુત્વ પ્રાપ્ત કરાવે છે એ પરથી કોઇએ એવુ સમજવાનુ નથી કે, શાહજીરાજાના મનમા સ્વતત્ર રાજ્ય સ્થાપવાનો વિચાર કદિ પણ ઉત્પન્ન થયો નહોતો આ પ્રકરણમા એ સબધી પાછળ થોડોક ઉલ્લેખ થયો છેજ[2] હવે વિવાદગ્રસ્ત પ્રશ્ન માત્ર એજ છે કે, શિવાજી મહારાજે સ્વતત સ્વરાજ્ય સ્થાપવાનો આ-

૧ રા રાજવાડેએ શિવાજી મહારાજના તે સમયના પુષ્કળ કાગળપત્રો એકઠા કરીને પ્રસિદ્ધ કરેલા છે તે સમયે માવળાદેશમુખો આપસઆપસમા લડતા હતા, તેમને એકઠા કરીને તેમનામા એકસપ શી રીતે કર્યો અને દાદાજીએ શાહજીરાજાની જાગીરની વ્યવસ્થા કેવી ઉત્તમરીતે કરી, તે બાબત પુષ્કળ હકીકત મળી આવે છે. આ દેશમુખોને વશ કરવામા શિવાજી મહારાજે કેવી કેવી ખટપટ કરી તેનો પણ ઉલ્લેખ મળી આવે છે

૨ પૃષ્ઠ ૩૫-૩૬ જુઓ

રભ કરવા પહેલા સાત આઠ વર્ષ પૂર્વે શાહજીરાજાના કહેવાથી મહારાષ્ટ્રમા સ્વતત્ર રાજ્ય સ્થાપવાનો ઉદ્યોગ શરૂ કર્યો હતો કે કેમ ? અને તે પ્રમાણે શરૂ થયો હતો એ વાત સત્ય માનવામા આવે તો પછીથી તે બધ કેમ પડયો ? તેમજ દાદાજી કોડદેવની મતિ પાછળથી બદલાઈ ગઈ શામાટે ? એટલી વાત સાચી કે દાદાજીએ શાહજીરાજાની જાગીરની સુદર વ્યવસ્થા કરીને તેને એક નાના સરખા સ્વરાજ્યનુ સ્વરૂપ આપેલુ હતુ અને આ બાબતનો સઘળો કારભાર અલ્પવયના પણ કુશાગ્ર બુદ્ધિના શિવાજી મહારાજની નજર આગળ થયો હતો, અને તેથી તેમને એ બાબતનુ સપૂર્ણ શિક્ષણ મળેલુ હતુ આટલા પૂરતો સ્વરાજસ્થાપનનો આરભ થયો એમ કહીએ તો કશી હરકત નથી, પણ આ જાગીર આદિલશાહની કૃપાથી મળી હતી અને તેનાપર તેનો સપૂર્ણ કાબૂ હતો તે કાબૂ કાઢી નાખવાનુ સાહસ દાદાજી કે શાહજી-રાજાએ કર્યું નહોતુ, પણ તે શિવાજી મહારાજાએજ પ્રથમ કર્યુ

આ સ્થળે એક પ્રશ્ન થાય છે કે, શાહજીરાજાના મનમા મહારાષ્ટ્રમા સ્વતત્ર રાજ્ય સ્થાપવાનો વિચાર ન હોત તો દાદાજી કોડદેવે, શિવાજી મહારાજસબધી તેમની પાસે ફરિયાદ કરવાથી અને વિજાપુરસરકાર તરફથી તેમને એ બાબત ઠપકો મળવાથી તેનો બદોબસ્ત કરવાનુ અથવા તેમને પોતાની જાગીરમાથી કાઢી મૂકવાનુ રાજાના મનમા કેમ આવ્યુ નહિ ? એ પ્રશ્નનો ઉત્તર સહેલાઇથી આપી શકાશે મહારાજે જે સમયે વિજાપુર સરકારના તાબાના દેશમા ઉથલપાથલ શરૂ કરી, તે અરસામા કર્ણાટકમા શાહજીરાજાનુ વર્ચસ્વ સારી પેઠે જામ્યુ હતુ અને તેમના હાથમા જાગીરતરીકે ઘણા પ્રાતો આવ્યા હતા, તેમજ ત્યા તેઓ પ્રબળ થઇ વિશેષ ગૌરવાન્વિત થયા હતા વિજાપુર–દરબારમા બે પક્ષ બધાયલા હોવાથી રાજ્યમા જ્યા ત્યા અવ્યવસ્થા થઇ હતી એ સમયે રાજા સ્વત કર્ણાટકમા સ્વતત્ર રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરતા હતા, એ પાછળ લખવામા આવ્યુ છે એ સમયે સ્વપુત્રે યુકિતપૂર્વક આરભેલુ કાર્ય યશસ્વી થવાનો સભવ જાણી દાદાજીની ફરિ-યાદ સાભળતા તેઓ અજાણ્યા થઇ અલગજ રહ્યા તેમના મનમા સ્વરાજ્ય સ્થા-પવાનો વિચાર સપૂર્ણરીતે જામ્યો હતો અને તેમને યવનોની સેવા કરવાનુ અતકરણપૂર્વક પસદ નહોતુ, એ નિર્વિવાદજ છે, પરતુ ઉકત ઇતિહાસશોધક લખે છે તેમ તેજ વર્ષમા તેમણે એ કાર્યનો આરભ કર્યો એ તદ્દન અયોગ્ય છે, શાહજીરાજાએ આગળ જતા કર્ણાટકમા થોડી ચળવળ કરી હતી એ સત્ય છે પરતુ શિવાજી મહારાજપેઠે વિજાપુર સરકાર સાથે તેમણે ખુલ્લી રીતે વિરોધ કર્યો હોય એવુ કદિ પણ બન્યુ નથી શાહજીરાજા તો અતસુધી વિજાપુર–સરકારની તાબેદારી કરતા હતા [૧]

---

૧ જેધેની શકાવલીમા જણાવે છે કે, શિવાજી મહારાજના તોફાનને લીધે શાહજી-રાજાને ૧૬૪૮ મા કેદ કર્યા હતા પછી તેમને અને તેમની સાથે કાનોજી નઈક જેધે એ બનેને ૧૬૪૯ મા છોડી મૂક્યા હતા. તે વખતે શાહજીરાજાએ જેધે નાઈકને કહ્યુ હતુ કે "મને કર્ણાટકમા બેગરૂળ પ્રાતમા પાચલાખ હોનની જાગીર મળેલી છે માટે ત્યા જવાનુ છે તમારૂ વતન માવળા છે અને તે પ્રદેશમા તમારૂ પ્રાબલ્ય છે મારો પુત્ર ચિરજીવ

અસ્તુ ત્યારે હવે મહારાષ્ટ્રમા સ્વરાજ્ય સ્થાપવાની કલ્પના શરૂઆત કરવાનુ સર્વ શ્રેય માતુશ્રી જીજાબાઇને અને શિવાજી મહારાજનેજ આપવુ જોઇએ મહારાજે એ આરભ શી રીતે કર્યો તેનુ સવિસ્તર નિરૂપણ કોઇ પણ બખરમા કર્યું નથી જે ત્રુટક વર્ણન અવ્યવસ્થિતરીતે પ્રકટ થયુ છે, તે વ્યવસ્થિત કરવાનો બનતો પ્રયત્ન કરવામા આવ્યો છે

મહારાજે દેશસ્થિતિનુ એકદર અવલોકન કરીને અને મુસલમાન, મોગલ તથા આપણા હિદુ લોકોની સ્થિતિનો સપૂર્ણ વિચાર કરીને નિશ્ચય કર્યો કે, મોગલ અને મુસલમાનોના તાબામા સિહાદ્રિનો પ્રદેશ છે, પરતુ તેપર તેમની જોઇએ તેવી દૃઢ સત્તા થઇ નથી, તેમજ તે પ્રદેશ તેમના તાબામા હમેશને માટે રહેશે તો વિશેષ લાભ થશે નહિ, એવુ જણાયાથી ત્યાના કોટકિલ્લા વગેરેપર તેમણે પૂરતો બદોબસ્ત રાખ્યો નથી, તેથી એજ પ્રાત પ્રથમ આપણા તાબામા લેવા જોઇએ ત્યાના કિલ્લા હાથમા આવવાથી તેની આસપાસનો પ્રદેશ સહજ રીતે આપણા હાથમા આવશે અને યવનો ગમે તેટલા પ્રપચ કરશે તોપણ એ પ્રાતમાની હિદુ પ્રજા અનુકૂળ થયા સિવાય તેમના હાથમા એ પ્રાત હમેશને માટે કદિ પણ રહેશે નહિ, તેથી યવનો સહેલાઇથી પ્રાપ્ત ન કરી શકે એવા પ્રાત આપણી સત્તામા લેવા ત્યાના વિકટ કિલ્લાના આશ્રયવડે યવનો સાથે થોડા મનુષ્યોની સહાયતાથી ઝઝુમતા ફાવશે અને પ્રસગ આવતા એ કિલ્લામા સતાઇ રહીને સ્વરક્ષણ કરી શકાશે તેજ પ્રમાણે આપણી જાગીરના અને આસપાસના પ્રાતના દેશમુખપર કરપ રાખી, તેમને આપણા હમેશના તાબેદાર બનાવવા માટે એ પહાડી કિલ્લા ઘણાજ ઉપયોગી થઇ પડશે, એ વિચાર કરી મહારાજે પ્રથમ કેટલાક કિલ્લા હસ્તગત કરવાનો ઉદ્યોગ કર્યો તે સમયે મોગલ સરકારે આસપાસના ઘણાખરા કિલ્લાપર રખેવાળો રાખ્યા હતા, તેમની સાથે પ્રકટરીતે વિરોધ કરવાનુ સામર્થ્ય ન હોવાથી કોઇ બીજીજ યુક્તિવડે કિલ્લા હસ્તગત કરવાનો મહારાજે વિચાર કર્યો પુનાથી નૈઋત્ય ખુણામા આશરે વીશ માઇલ વેગળે તોરણા નામનો કિલ્લો છે મહારાજે તે કિલ્લાપરના અમલદારો સાથે વાતચિત કરવા યેસાજી કક, તાનાજી માલુસરે અને બાજી ફણસલકરને મોકલ્યા તેમણે કિલ્લેદારોને કહ્યુ કે "એ કિલ્લો હમણાજ અમારે સ્વાધીન કરો, અમે બાદશાહ પાસેથી લેવાનાજ છીએ " એ સાભળી તેમણે કિલ્લો સોપી દીધો તેમની સાથે સરળ વાતચિત કરીને અને કાઇક

શિરવળ પુનામા છે, તેની સાથે તમારા માણસો લઇને રહેજો માવળાના દેશમુખો તેને તાબે થઇને તેની આજ્ઞા પ્રમાણે વર્તે, એવુ તમે કરજો મોગલોનુ કે આદિલશાહનુ સૈન્ય આવે તો તેની સામે બરોબર યુદ્ધ કરજો" આ પ્રમાણે તેને શપથ આપીને તેની પાસે કરાર કરાવી લીધો અને તેને પત્ર આપીને શિવાજી મહારાજ પાસે મોકલ્યો આ પરથી શ્રીમાન બા૦ ગ૦ તિલક એવુ અનુમાન કરે છે કે, શિવાજી મહારાજની યોજનામા શાહજીરાજાની સપૂર્ણ અનુમતિ હતી આ અનુમાન ૧૬૩૮-૩૯ ની સાલમા શી રીતે મેળ ખાતું નથી તે તો બતાવેલુજ છે ૧૬૪૯ પછી શિવાજી મહારાજના કાર્યમા શાહજીરાજાની સપૂર્ણ અનુમતિ હતી, એ વાત સાચી છે (દાદાજી કોડદેવની ન હતી)

લાચ વગેરે આપીને મહારાજે એ કિલ્લા ઇ૦ સ૦ ૧૬૪૬ મા પોતાને સ્વાધીન કરી લીધો [1]

શિવાજી મહારાજે વિજાપુરસરકારની પહેલીજ મિલ્કત પચાવી પાડવા માટે બુદ્ધિ પહોચાડી તેમણે વિજાપુર દરબારમા તરતજ વકીલ મોકલી કહાવ્યુ કે—" એ કિલ્લો અમે સરકારના કલ્યાણને માટેજ લીધો છે નિર્જન પ્રદેશમા અમારા જેવા વિશ્વાસુ નોકર હોવાથી બાદશાહનુ ઘણે પ્રકારે હિત થાય એમ છે આ તરફના પ્રદેશોમા દેશમુખીઓ જમીનમહેસુલ ઉઘરાવતા હોવાથી તેનુ યોગ્ય મૂલ્ય થતુ નથી તેમજ દેશમુખીઓ ખરૂ મૂલ્ય કેટલુ છે, તે જાણવા દેતા નથી એમ થવાથી તેમને લાભ થાય છે અને સરકારને નાહક નુકસાન થાય છે, પણ એ પ્રદેશ અમારા તાબામા આવ્યાથી મહેસુલ યોગ્યરીતે નક્કી કરવામા આવશે " એ વાતની બાદશાહને ખાત્રી થાય તે માટે મહારાજે વિજાપુરસરકારને પાછલા દશ વર્ષમા જે મહેસુલ મળ્યુ હતુ તેના કરતા અધિક મહેસુલ મોકલવાનુ કબૂલ કર્યુ હતુ પ્રાર્થનાનો ઉત્તર મળતા ઘણા દિવસ વીતી ગયા મહા-રાજને તો એટલુજ જોઇતુ હતુ તેમના વકીલે દરબારના મનુષ્યોને લાચ-રૂશ્વત આપીને અરજીનો પ્રત્યુત્તર પોતાને અનુકૂળ મેળવી લીધો શિવાજી મહારાજે માવળી લોકોને ભેગા કરી તોરણાનો કિલ્લો દુરસ્ત કરાવ્યો અને તેને સારો મજબૂત બનાવી તેનુ નામ પ્રચડગઢ રાખ્યુ એ કિલ્લામા ખોદ-કામ કરતા મહારાજને પુષ્કળ દ્રવ્ય મળ્યુ ભવાની દેવીની કૃપાવડે એ દ્રવ્ય પ્રાપ્ત થયુ અને પોતાના સત્કૃત્યોમા દેવીની સપૂર્ણ સહાયતા છે, એવો પ્રવાહ તેમણે માવળી જનસમૂહમા ફેલાવ્યો, તેથી મહારાજાપર અધિક શ્રદ્ધા થવાથી તેઓ વિશેષ ઉત્સાહપૂર્વક સહાયતા કરવા લાગ્યા તેમણે એ દ્રવ્યનો ઉપયોગ દારૂગોળા અને ઇતર યુદ્ધોપયોગી સામગ્રીનો સગ્રહ કરવામા અને એક નવીન કિલ્લો બાધવામા કર્યો.

તોરણા કિલ્લાના અગ્નિખુણાથી ત્રણ માઇલ ઉપર મુરબાદ[2] નામક ડુગર સારો છે, એમ જાણી મહારાજે ત્યા વસ્તી વસાવી કિલ્લો બાધવાનુ કામ ઝપાટાબધ શરૂ કર્યુ એ ડુગરમા ત્રણ માચી હતી તેને પણ મજબૂત કિલ્લા જેવી બનાવી,

---

૧ ખાફીખાન જણાવે છે કે, મહારાજે પ્રથમ ચદનવદનનો કિલ્લો કબજે કર્યો રા રાજવડે જણાવે છે કે—"તોરણા અને રાજગઢ કિલ્લા તાબે કરવાનુ કારણ એવુ છે કે, દક્ષિણમા રોહીડ ગામોમા બાદલ દેશમુખ રહેતો હતો તે મહારાજને અનુકૂળ ન હતો તેને કબજે કરવાને માટે આ બે કિલ્લા હસ્તગત કરવામા આવ્યા આ રીતે ૧૬૪૬ મા મહા-રાષ્ટ્રના રાજ્યની જડ નાખવામા આવી" આ કિલ્લા લીધાનો બીજો પણ એક મુદ્દો જણા-વામા આવે છે વરસાદની મોસમમા કિલ્લેદાર પોતાના માણસોને લઇને તળેટીના ગામડામા રહેતો હતો એ સધિ સાધીને મહારાજાએ હજારબારસો માણસોની મદદથી એ કિલ્લો પોતાને કબજે લીધો કિલ્લેદારે બાદશાહને ફરિયાદ કરી ત્યારે મહારાજે ઉલટી એવી ફરિયાદ કરી કે કિલ્લેદાર પોતાનુ થાણુ છોડીને ચાલ્યો ગયો હતો, તેથી ઉલટુ તેનુ રક્ષણ કરવાને માટે અમારા માણસો મૂકવા પડયા

૨ એ ડુગરને કેટલાક મુરૂંબદેવ અને કેટલાક ડુરબદેવીનો ડુગર પણ કહે છે ચેડક્ષાવ-કરની બખરમા "મુસલદેવ" એવુ નામ આપેલુ છે

મુખ્ય કિલ્લાનુ નામ રાજગઢ પાડ્યુ અને ત્યા એક વિશાળ મકાન બધાવ્યુ [૧] એ ત્રણે માચીના નામ સુવેળા, સજીવિની અને પદ્માવતી રાખ્યા ચારે કિલ્લા નવીન-જ તૈયાર થયા શિરવળા પાસે ખેડબેર નામક ગામ આગળ વિશાળ જગલ હતું તે સ્થળે ઉત્તમ પ્રકારના આમ્રવૃક્ષ રોપી તેની પાસે પરૂ વસાવ્યુ અને તેનુ નામ શિવાપુર રાખ્યુ ત્યા માવલી અને કોકણી લોકો વસાવી મહારાજ રાજકાર્ય કરવા લાગ્યા

કિલ્લાનુ બાંધકામ ચાલતું હતુ, તેસબધી સમાચાર આદિલશાહને કાને ગયા તેમણે શિવાજી મહારાજને એ કામ બધ રાખવાની આજ્ઞા કરી અને કર્ણાટકમા શાહજીરાજાને એક પત્ર લખીએ સબધી ઉત્તર માગ્યો તેમણે એવો ઉત્તર આપ્યો કે –“ એ કાર્ય-સબધી શિવાજીએ મને કઇ પણ પૂછ્યુ નથી હુ અને મારૂ સર્વ કુટુબ બાદ-શાહના પ્રમાણિક સેવકજ છીએ શિવાજી જે કાર્ય કરે છે તે અમારી જાગીરોની સુધારણામાટે કિંવા સુરક્ષિતપણા માટેજ હોવુ જોઇએ અમારી જાગીરોને લગતો અમારી માલિકીનો કોઇ મજબૂત કિલ્લો નથી, તેથી મારો પુત્ર એ કિલ્લો બાંધતો

૧ શિવદિગ્વિજયમા લખ્યુ છે કે, એ કિલ્લો પ્રથમથીજ હોવાથી તેને મહારાજે રાજકીય કાર્યોના ઉપયોગમા લીધો અને તેમાની ત્રણ માચી માત્ર નવી બધાવી મહા રાજના આ કાર્યની ખબર જ્યારે બાદશાહના અધિકારીઓને પડી ત્યારે તેમણે રોહીડ ગામોના દેશપાડે દાદાજી નરસ પ્રભુને (ગુપ્તે) એક ધમકીનો કાગળ લખીને જણાવ્યુ કે, રોહિડેશ્વરના ડુગરોના આશ્રયથી માવળા વગેરે લોકોને એકઠા કરીને શિવાજી મહારાજે બળવો શરૂ કર્યો છે કિલ્લાપરનુ થાણુ ઉઠાડી મૂકી તે કબજે કરેલો છે અને તેને રાજગઢ એવુ નામ આપેલુ છે એ કામમા તુ સામીલ છે ઉત્પન્ન વગેરે પહોચતુ નહિ કર અને જો એ કાર્યમાથી છૂટો નહિ પડ, તો તને વિજાપુર લઈ જઇને ગરદન મ રવામા ,આવશે આ વાત તેણે શિવાજી મહાર.જને જણાવી મહારાજે તેને તરતજ પત્ર લખ્યો કે – “ વિજાપુરથી તમારાપર હુકમ આવ્યો તે સમજ્યો તમે કે અમે કોઈ શાહની સાથે બે-ઈમાનગીરી કરતા નથી તમારા કુલદેવતા રોહિડેશ્વરે અમને આ કાર્યમા યશ આપેલો છે અને હિદુસ્વરાજની સ્થાપના કરીને સર્વ મનોરથો તે પૂર્ણ કરનાર છે દાદાજી પતની હાજરીમા તમારા વડીલને, તમારે અને અમારે જે કરાર થયો છે તેમા જરાય ફેર પડનાર નથી તમે અમારી પાસે ચાલ્યા આવો ”રા રાજવાડેએ પ્રસિદ્ધ કરેલા ૧૫ મા ભાગના ૨૬૭–૨૬૮મા પત્રમા ઉપરની મતલબ છે આ હકિકત સ ૧૬૪૫થી છે, અર્થાત તે વેળા જેને રાજગઢનુ નામ આપ્યુ હતુ, તે પ્રથમથીજ હતો અને તોરણાનો કિલ્લો હાથ કરવા પહેલા ત્યાનુ સમારકામ શરૂ થઈ ગયુ હતુ શિવાજી મહારાજે લખેલા પત્રમા દાદાજીપતની હાજરીમા એવા જે શબ્દો છે, તે પરથી રિયાસતકાર જણાવે છે કે, આ કાર્યમા દાદાજીનો પ્રથમથીજ હાથ હતો, પણ આ મુદ્દાથી તેના કહેવાને લગારે પુષ્ટિ મળતી નથી શાહજીરાજાની જાગીરના કેટલાક દેશમુખો કોઇને ગણકારતા ન હતા તેથી તેમને વશ કરવાની દાદાજીની આ યોજનામાત્ર હતી શાહજીરાજાની જાગીરની સીમા કઈ સ્પષ્ટ નક્કી થઇ ન હતી, તેથી જેટલો બને તેટલો વધારે મુલક શાહજી રાજામાટે લઇ લેવો, એવી દાદાજીની યોજના હતી જો એમા કઇ વધારે મહત્ત્વ હોત તો ઉપરનો પત્રવ્યવહાર ૧૭–૧૮ વરસના છોકરાને હાથે ન થતા દાદાજી જેવા વયોવૃદ્ધ માણસને હાથેજ થાત, પણ દાદાજીની સલાહને માન ન આપતા શિવાજી મહારાજ સ્વતત્રપણે વર્તતા હતા તેથીજ સીધો તેમની સાથે પત્રવ્યવહાર થયો છે

હશે સરકારે એ સબધી કઇ પણ સદેહ રાખવો નહિ તે સરકારવિરુદ્ધ કઇ પણ કરશે નહિ ” બાદશાહને પ્રત્યુત્તર મોકલી શાહજીરાજાએ દાદાજી અને શિવાજી મહારાજને એ બાબતસબધી પત્રો લખ્યા મહારાજને ઠપકો લખી એ કૃત્ય કરવા સબધી પ્રશ્ન પૃછ્યો તેમજ ભવિષ્યમા તેવુ કાર્ય નહિ કરવા માટે લખ્યુ એ પહેલાજ દાદાજીએ શાહજીરાજાને એક પત્ર લખી સવિસ્તર સમાચાર જણાવ્યા હતા તેણે શિવાજી મહારાજને પણ તેમના કાર્યસબધી પુષ્કળ બોધ આપ્યો હતો, પણ તેનુ કઇ ફળ મળ્યુ નહિ એ પાછળ લખવામા આવ્યુ છે

દાદાજી કોંડદેવ થોડા સમયમાજ મરણ પામ્યા મહારાજ સ્વત પોતાના પિતાના નામથી જાગીરની વ્યવસ્થા કરવા લાગ્યા એ અરસામા જાગીરની પાછલી બાકી રહેલી ઉપજ લેવા માટે શાહજીરાજાના નોકરો આવ્યા, તેમને મહારાજે એવો ઉત્તર આપી પાછા મોકલ્યા કે—“ દાદાજીપત મરણ પામ્યા છે અહિનો ખર્ચ વધેલો હોવાથી જાગીરના ખર્ચ માટે કગાળ જમીનોની ઉપજ પૂરતી થઇ પડતી નથી કર્ણાટકમા આપના તાબામા પુષ્કળ પ્રાતો છે, તે સારા ફળદ્રૂપ છે, તેથી હવે પછી આપે ત્યાની ઉપજપર નિર્વાહ કરવો, એજ યોગ્ય છે ” એ ઉત્તરથી શાહજીરાજાને ક્રોધ ઉપજયો નહિ, એમ જણાય છે ઉલટુ પોતાનો પુત્ર કર્મનિષ્ઠ થઇ મહત્કાર્યો કરી સ્વોત્કર્ષ સાધવા તત્પર થયો છે, એ જાણી તેમને અતિ સતોષ થયો હતો તેમણે શિવાજી મહારાજને પોતાની જાગીરોની સર્વ વ્યવસ્થા કરવાનો અધિકાર આપ્યો અને કહાવ્યુ કે—“ તમારી તેજસ્વિતા અને કર્તવ્ય-પરાયણતા સાભળીને હુ ઘણો આનદ પામ્યો છુ ” એ સમયે વિજાપુર—દરબારમા બે પક્ષ પડેલા હોવાથી ત્યા ગોટાળો ચાલતો હતો શાહજીરાજાએ વિચાર કર્યો કે, કર્ણાટકની આપણી જાગીરનુ રક્ષણ કરી સ્વસ્થ બેસી રહેવુ એજ યોગ્ય છે. શિવાજીમહારાજે જે તોફાન ઉભુ કર્યું છે, તેપરથી શાહને આપણાપર શકા ઉત્પન્ન થાય તેના કરતા ચાર ડગલા વેગળે રહેવાથી તેની સાથે આપણો કાઇ સબધ નથી, એમ કહી શકાશે, એવો વિચાર કરી શાહજીરાજા કર્ણાટકમાજ સ્થાયી નિવાસ કરી રહ્યા

શાહજીરાજાની જાગીરના સુપા પ્રાતની વ્યવસ્થા બાજીમોહિતેના તાબામા હતી બાજી એ શાહજીરાજાનો સાળો અને તુકાબાઇનો બધુ હતો એના તાબામા સુપાના થાણા તથા ત્રણસો ઘોડાની પાયગા હતી દાદાજીનુ મૃત્યુ થયા પછી મહારાજે તેને પત્ર લખ્યો કે—“ તમારે તમારી પાસેની વસુલાતનો હિસાબ તથા સર્વ પાયગા લઇને પુને આવવુ ” બાજીએ તે માન્યુ નહિ તેમજ પત્રનો ઉત્તર પણ લખ્યો નહિ તેણે પત્ર લઇ જનારને કહ્યુ કે—“ શાહજીરાજા જીવતા છતા શિવાજી શી રીતે માલિક થયા ? આવી આજ્ઞા કરવાનો તેમને અધિકાર શો છે ? આદિલશાહના રાજ્યમા તોફાન મચાવી કિલ્લા હસ્તગત કરે છે, તે માટે તેમને શિક્ષા થવી જોઇએ, પરતુ તેમના પિતાને લીધે બચી જાય છે, તેથીજ તે વિશેષ ઉત્તેજિત થયા છે એજ પ્રમાણે તોફાન અને પ્રપચ કર્યા કરશે તો એમના પિતાનુ માન ખડન થશે અને પોતાનો જીવ પણ જોખમમા નાખશે, એ બાબત-

ની તેમને ચિંતાજ જણાતી નથી અની શકે તે કામ કરવુ, એવા પણ પ્રપંચમા તેમણે પડવુ જોઇએ નહિ " મહારાજાને પત્રવાહકે મોહિતેનુ કહેવુ સવિસ્તર નિવેદન કર્યું મામાના શબ્દો સાભળતાજ તેમને ક્રોધ ઉત્પન્ન થવાથી હોળીના પર્વ ઉપર કેટલાક માવળી લોકોને સાથે લઇ ઇનામ લેવાને બહાને મામાને મળવા ગયા ત્યા તેને એકાએક પકડી કેદ કરી[1] તેના તાબાના પ્રાંત તથા પાયગા હસ્તગત કરી લીધા, તે ઉપરાત તેની પાસેનુ પુષ્કળ દ્રવ્ય, ઝવેરાત, ઉંચી જાતના વસ્ત્રો વગેરે મૂલ્યવાન વસ્તુઓ હસ્તગત કરી મહારાજે મોહિતેને પોતાનો મામો જાણી તેનો વિશેષ સત્કાર કર્યો અને તેને પોતાની સાથે રહી આરંભ કરેલા કાર્યોમા સહાયતા કરવાનુ કહ્યુ, પરંતુ મોહિતેએ કેમે કરતા માન્યુ નહિ અંતે તેને તથા તેના પક્ષના મનુષ્યોને માનપૂર્વક કર્ણાટકમા શાહજીરાજા પાસે મોકલી દીધા

આ એકજ કૃત્યથી તાબાના અને ઇતર સર્વા મનુષ્યોપર મહારાજનો સારો કરપ બેઠો સર્વને ખાત્રી થઇ કે, જેણે પોતાના મામાનુ સુદ્ધા માન રાખ્યુ નહિ તેની સાથે ઘણીજ સાવચેતીથી વર્તવુ જોઇએ તેમની આજ્ઞાનુ ઉલ્લંઘન કરતા કિંવા તેમની વિરુદ્ધ પ્રપંચ રચતા ગમે તેને શિક્ષા કરવામા તેઓ આઘુ પાછુ જોશે નહિ સર્વ મનુષ્યો મહારાજથી ઘણાજ બીવા લાગ્યા

પુનેથી પૂર્વ દિશામા ચાકણનો કિલ્લો છે એ કિલ્લો પુને જવાઆવવાના માર્ગમાજ હોવાથી મહારાજે જાણ્યુ કે એ કિલ્લો આપણા તાબામા આવે તો ઘણી સગવડ થાય એ કિલ્લાની હકિકત એવી છે કે, નિજામશાહી સરકાર પાસેથી પ્રથમ તે કિલ્લો શાહજીરાજાને પ્રાપ્ત થયો હતો જાધવરાવે પુઠ પકડેલી હોવાથી તેમને વિજાપુર નાસી જવુ પડ્યુ ત્યારે તે ધમાધમ વખતે માર્તંડદેવ અને હોનાપા દેશપાડે નામક બળવાખોરોએ એ કિલ્લો હસ્તગત કરી તાબામા લીધો ત્યાર પછી મુરાર જગદેવના દિવાને એ બળવાખોરોને કેદ પકડી તે કિલ્લો પોતાના તાબામા લીધો અને મુરારદેવે રાજાને સ્વાધીન કર્યો દાદાજી કોડદેવે રાજાની જાગીરોની વ્યવસ્થા કરતી વખતે એ કિલ્લાપર ફિરંગોજી નરસાને હવાલદાર નિમ્યો હતો દાદાજીનુ મરણ થયા પછી ફિરંગોજી એ કિલ્લામા સ્વતંત્ર થઇ બેઠો હતો, તેની સાથે યુદ્ધ નહિ કરતા સામોપચારથી વશ થાય છે કે કેમ, તે જોવા માટેજ મહારાજે તેની પાસે પોતાનો વકીલ મોકલી કિલ્લો સોપી દેવાનુ કહાવ્યુ કિલ્લેદારે મહારાજનુ કહેવું માન્ય કરી કિલ્લો તેમને સ્વાધીન કર્યો અને મહારાજની મુલાકાત લઇ તેમની સત્તા સ્વીકારી નોકરી કરવાનુ કબૂલ કર્યુ તેનુ એવુ નમ્રતાભરેલુ વર્તન જોઇ મહારાજ તેનાપર ખુશી થયા અને તે કિલ્લાપર પાછો તેનેજ હવાલદાર નિમી, આસપાસની જમીનોનુ મહેસુલ ઉઘરાવવાનુ કામ તેનેજ સોપ્યુ એ કિલ્લાપર

---

૧ કેટલીક બખરોમા લખ્યુ છે કે, શિવાજી મહારાજ કેટલાક માવળીઓને સાથે લઇ મોહિતેને ખબર ન પડે તેવી રીતે તેના પ્રાતમા ગયા અને મધ્યરાત્રીએ સુપાના ચાણાપર છાપો મારી તાબામા લીધો અને મોહિતેને તથા તેના પક્ષના મનુષ્યોને કેદ પકડ્યા વળી એક બે બખરમા એવુ છે કે, મહારાજે ત્રણસો ચૂટી કાઢેલા માણસો લઇને તેના કિલ્લાપર જઈ તે સુઇ ગયેલો હતો તે વખતે તેને પકડીને કેદ કર્યો

બિલાલપાગ્યા નામક એક જૂનો નોકર હતો મહારાજ પાસે રહેવાની તેની ઇચ્છા નહિ હોવાથી તેને તેમણે શાહજીરાજા પાસે જવા દીધો પહેલાના જે જૂના નોકરોએ મહારાજની નોકરીમા રહેવા ખુશી બતાવી, તેમને પોતપોતાના કામ ઉપર નિમ્યા ચાકણ કિલ્લો મહારાજના તાબામા આવ્યાથી બારામતી અને ઇંદાપુરાના થાણદાર મહારાજને વશ થયા અને તેમની આજ્ઞા માનવા લાગ્યા

ફિરંગોજી નરસાએ મહારાજની આજ્ઞાથી શિવનેરીનો કિલ્લો પાછળથી હસ્તગત કર્યો એ કિલ્લાની દેખરેખ મહારાજે તેનેજ સોપી અને એ બન્ને કિલ્લાની આસપાસના ગામોમા દાદાજી કોડદેવે શરૂ કરેલી મહેસુલ-પદ્ધતિ અમલમા મૂકવાનુ કાર્ય પણ તેને સોપ્યુ

એ પછી મહારાજનુ લક્ષ પુના પાસે આવેલા કોડાણા નામક કિલ્લા તરફ ગયુ તેમને જણાયુ કે, પુનામા સુરક્ષિતપણે નિવાસ કરવા માટે એ મજબૂત કિલ્લો આપણા હાથમા અવશ્ય આવવો જોઇએ એ કિલ્લો સ્વાધીનમા આવ્યાથી મહારાજના પુના પ્રાતની સઘળી જાગીર સુરક્ષિત થાય એમ હતુ, પરતુ તે હસ્તગત શી રીતે થાય તેની તેમને મોટી ચિતા થઇ પડી તે કિલ્લાપર વિજાપુરસરકારે એક મુસલમાન હવાલદાર નિમ્યો હતો તેની સાથે પ્રકટ રીતે યુદ્ધ કરીને એ કિલ્લો જીતી લેવા જેટલુ તે સમયે મહારાજમા સામર્થ્ય નહોતુ કદાચિત મહારાજ તેની સાથે યુદ્ધ કરવા પ્રવૃત્ત થાય તો વિજાપુર-સરકાર સાથે ખુલ્લીરીતે વૈર કરવા જેવુ થઈ પોતાનો નાશ થવામા વિલબ લાગે નહિ, એ પણ તે સારી પેઠે જાણતા હતા, તેથી તેમણે તે કિલ્લેદારને લાચ આપી વશ કરવાનો વિચાર કર્યો અને તેમનો એ વિચાર સરળતાથી સિદ્ધ થયો કોડાણાનો કિલ્લો હાથમા આવ્યા પછી તેની સુવ્યવસ્થા કરી તેનુ નામ સિહગઢ પાડ્યુ

એ સમયે પુરદર નામક કિલ્લો તથા તેની આસપાસનો પ્રાત, નીલકઠ દૈબતરાવ નામક એક બુદ્ધિવાન બ્રાહ્મણના તાબામા હતો તે તેને નિઝામશાહી સરકાર તરફથી ઇનામમા મળ્યા હતા નિઝામશાહી પ્રદેશ જ્યારે મોગલોના તાબામા ગયો ત્યારે નીલકઠરાવ સ્વતત્ર થઇ બેઠો હતો શાહજીરાજા અને દાદાજી કોડદેવ સાથે તે મિત્રભાવથી વર્તતો હતો દાદાજી મરણ પામ્યો તેજ અરસામા નીલકઠરાવ પણ મરણ પામ્યો હતો તેને ત્રણ પુત્રો હતા તેમાનો જ્યેષ્ઠ પુત્ર નિળોપત સર્વ કારભાર ચલાવતો હતો તે પોતાના નાના બધુઓને ગાઠતો નહોતો એ બે બધુઓના નામ પિલાજી અને સકાજી હતા તેમનુ કહેવુ એવુ હતુ કે કિલ્લાનુ સ્વામિત્વ ત્રણે બધુના હાથમા સરખીરીતે રહેવુ જોઇએ એજ કારણને લીધે ત્રણે બધુઓમા કલહ ચાલી રહ્યો હતો શિવાજી મહારાજ પરાક્રમી નિવડી, પોતાની જાગીરમા વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરે છે, એ જોઇને નિળોપત તેમની સાથે સ્નેહભાવથી વર્તતો હતો

કોડાણાનો કિલ્લો પોતાના સ્વાધીનમા શી રીતે આવે, તેસબધી મહારાજ વિચાર કરવા લાગ્યા કિલ્લાના માલેકો જોડે ખુલ્લીરીતે વૈર પણ કેમ થાય ? તેઓ વશાનુક્રમે મિત્ર થતા હતા. તેમની સાથે વૈર કરવુ એ જનસમૂહના આ-

ચારથી તદ્દન વિરુદ્ધ હતું બારામતી, ઈંદાપુર અને સુપા એ ત્રણે પરગણાનુ સરક્ષણ અને બદોબસ્ત યથાસ્થિતરીતે થવા માટે એ કિલ્લાની સહાયતાની અવસ્ય જરૂર છે, એ પણ મહારાજ જાણી ગયા ત્રણે બધુઓ વચ્ચે કલહ ચાલે છે, એમ જાણીને મહારાજ કેટલાક ચુટી કાઢેલા માવળીઓસહિત સુપા પ્રાતમા જવાને બહાને[1] રાજગઢથી ઉપડયા. મહારાજ પાસે આવી પહોચ્યાના સમાચાર મળતાજ નાના બધુઓએ પોતાની તકરારનો નિવેડો લાવવા મહારાજને પુરદર બોલાવ્યા[2] તે પરથી તેમણે એ કિલ્લાના પગથિયા પાસેના નારાયણના દેવાલયમા પડાવ નાખ્યો તેમણે વિચાર્યું કે, એકદમ કિલ્લાપર ચઢી જવાથી નિળોપતને સશય આવશે ખુલ્લીરીતે શિવાજી મહારાજને જઇ મળવાની નાના બધુઓની હિમત ચાલતી નહોતી એ પ્રમાણે બન્ને પક્ષ ગોટાળામા પડયા કિલ્લાપરના મનુષ્યોએ વિચાર કર્યો કે, ત્રણે બધુઓ પરસ્પર કલહ કરતા હોવાથી અતે કિલ્લો કોના હાથમા જશે તે નક્કી નથી તેના કરતા કિલ્લો શિવાજી મહારાજના તાબામા જાય તો ઘણુ સારૂ આસપાસના દેશ ઉપર તેમની સત્તા હોવાથી તેઓ બીજા દેશો અને કિલ્લા પણ સ્વાધીનતામા લેવાનો ઉદ્યોગ કરે છે આપણે તેમના જેવા પરાક્રમી અને વીર પુરુષના તાબામા જવુ, એજ સારૂ છે, એવો વિચાર કરી તેમણે મહારાજને કિલ્લાપર લાવવાની એક યુકિત કરી તેમણે ત્રણે બધુઓને કહ્યું કે –" શિવાજી મહારાજ સાથે તેમને સ્નેહભાવ છે, તેઓ આજે કિલ્લા નીચે આવ્યા છે, તેમને મળી આદરસત્કાર કરી કિલ્લાપર લઇ આવો, વળી દિવાળીના દિવસો છે તેથી તેમને સ્નાન કરવાનુ આમત્રણ કરો કિલ્લાપર આવ્યા પછી તેમને તમારા ગૃહકલહનુ કારણ કહેજો અને પછી તેમની સલાહ પ્રમાણે વર્તજો' એ સલાહ ત્રણે બધુઓએ માન્ય કરી અને ગઢની નીચે મહારાજને મળવા ગયા તથા કિલ્લાપર સ્નાન કરવાનુ આદરપૂર્વક આમત્રણ કર્યું મહારાજે કહ્યુ કે "મારી સાથે ચાર મોટા શ્રીમાન ગૃહસ્થો છે, તેમને નીચે મૂકી હુ એકલો કિલ્લાપર શી રીતે આવુ ?" એ સાભળી તેમણે કહ્યુ કે –" સર્વને લઈ ઉપર આવો ' મહારાજ સર્વને લઈ કિલ્લાપર ગયા ત્રણ દિવસ અતિથિસત્કાર મેળવ્યો મહારાજે ત્રણે ભાઇઓની તકરાર સાભળી લઇ કલહ શાત કરવાનો યત્ન કર્યો, પરતુ કોઈ પણ રીતે તેમની વચ્ચે સપ થયો નહિ કનિષ્ઠ બધુઓએ મહારાજને વિનતિ કરી કે –" અમારો મોટો બધુ અમને કઇ આપતો નથી અમને આપની પાસે નોકરી આપો " ત્રીજે દિવસે રાત્રે મહારાજ ત્રણે બધુઓ સાથે વાતચિત કરતા બેઠા હતા એટલામા નિળોપતને નિદ્રાના ઝોકા આવતા તે ઉઠીને શયનગૃહમા ગયો એ સધિ જોઈ મહારાજે કનિષ્ઠ બધુઓને એવી યુકિત સૂચવી કે –"તમારે

---

૧ શિવદિગ્વિજયમા એવુ લખેલુ છે કે, ફલટણના નિબાળકરપર હુમલો કરવાનુ બહાનુ કાઢીને કિલ્લાની પાસે ૭ માઇલપર સાસવડ મુકામે તેમણે પોતાનો પડાવ નાખેલો હતો

૨ શચરીની બખરમા લખ્યું છે કે, મહારાજે એક ચોમાસુ તેમના કિલ્લામા રહેવાની માગણી કરી, તે તેમણે માન્ય કર્યાથી જીજામાઇને સાથે લઈ મહારાજે પુરદરના કિલ્લા નીચે મુકામ કર્યો

વડિલબંધુ તમારી પ્રાર્થના શાંતરીતે સાંભળતો નથી, તેથી તેની બુદ્ધિ ઠેકાણે લાવવાનો મને એક ઉપાય જણાય છે, તે હમણા નિદ્રાવશ થયો છે તેને ત્યાંજ કેદ પકડવો ' એ યુકિત બન્ને બંધુઓએ કબૂલ કરી એટલે મહારાજે કિલ્લા નીચેના પોતાના માવળી લોકોને ઉપર બોલાવ્યા અને કિલ્લા ઉપરના જે મનુષ્યો અનુકૂળ હતા, તેમની સહાયતા લઈ નિળોપંતને નિદ્રાવસ્થામાંજ કેદ પકડ્યો ત્રણે બંધુઓને કિલ્લા નીચે લાવી કિલ્લો પોતાના સ્વાધીનમાં લીધો[1] તેમના ઈનામી ગામ તેમને સરખેભાગે વહેંચી આપ્યા અને તેમને કિલ્લા નીચેની માચીમા નિવાસ કરવાની પરવાનગી આપી[2] પછીથી મહારાજે તેમને પોતાના તાબામા નોકરીઓ આપી તેમની ઉન્નતિ કરી એ પ્રમાણે રક્તપાત અને તોફાન કર્યા વગર પુરંદરનો કિલ્લો પોતાના સ્વાધીનમા લઈ સુપા, ઈંદાપુર વગેરે પરગણા સુદૃઢ બનાવ્યા

એ પછી મહારાજની આજ્ઞાથી માણેકજી દેશમુખે વિસાપુરનો કિલ્લો સ્વાધીન કર્યો ત્યા શાહજીરાજાના હાથ નીચેનો સીદી બિલાલ નામક એક હબસી સરદાર રહેતો હતો મહારાજની ઇચ્છા હતી કે –" તેની પાસેજ કિલ્લાનો કબજો રહેવા દેવો," પરંતુ એ સબંધી પૂછતા તેણે ઉત્તર આપ્યો કે –"મહારાજ ઉદ્ધતાઈ કરે છે, તેમના આચરણ અયોગ્ય છે, તેમણે એ ઉદ્યોગ પોતાના પ્રાણ નાશ કરવાને માટે આરંભ્યો છે હુ એવા મનુષ્યની નોકરી કરવા ચહાતો નથી " હબસી સરદારનો ઉત્તર સાંભળી મહારાજને ક્રોધ આવ્યો નહિ, કારણ કે તે શાહજીરાજાના તાબાનો જૂનો નોકર હતો તેનુ અપમાન નહિ કરતા તેને સારી બક્ષિસ આપી શાહજીરાજા પાસે મોકલી દીધો

શિવાજી મહારાજે શરૂઆતમા પોતાની જાગીરની આસપાસના મુખ્ય મુખ્ય કિલ્લા સ્વાધીન કરી લઇ તેને સુદૃઢ બનાવ્યા એ સમયપર્યંત તેમણે વિજાપુર સરકાર સાથે સાક્ષાત્‌રીતે વિશેષ વિરોધ પ્રકટ કર્યો નહોતો તે સરકારના તોરણા, કોંડાણા વગેરે બે ત્રણ કિલ્લા કિંચિત્ પણ રક્તપાત કર્યા વગર તાબામા લીધા હતા અને તે સબંધી એવુ કારણ બતાવ્યુ હતુ કે –" એ કિલ્લા અમારી જાગીરની આસપાસ હોવાથી અમારે હાથે તેની સુવ્યવસ્થા થશે અને અમારી જાગીર પણ સુરક્ષિત થશે, તેમજ આસપાસના દેશમુખોઓ તોફાન કરે છે તેમના

૧ મિ કિંકેડ જણાવે છે કે કિલ્લાપર ગયા પછી બીજે દિવસે મહારાજે એ ત્રણે ભાઈઓને કહ્યુ કે, તમે સાસવડ પાસેની નદીમા સ્નાન કરી આવો આ વાત તેમને પસંદ પડવાથી તે લોકો પ્રાતઃકાળસ્નાન કરવાને માટે ગયા, પણ સ્નાન કરીને પાછા ફર્યા ત્યારે તેમણે જોયુ કે મહારાજના માણસે એ એ કિલ્લો હસ્તગત કરી લીધો છે અને તેના પર પોતાનુ નિશાન ચઢાવી દીધુ છે

૨ કેટલીક બખરોમા એવુ લખેલુ છે કે, વડીલ બંધુ પાસે પહેલાની મિલ્કત રહેવા દીધી અને બીજા બે ભાઇઓને બીજી તરફ ઇનામી જમીન આપી વચલા શંકરરાવ નીલકંઠને તોપખાના અને હાથીખાનાપર નિમ્યો અને સૌથી નાનાને પણ પોતાની પાસે રાખી લીધો.

પર સખ્ત કરપ રાખી શકાશે અને સરકારનુ મહેસુલ ભરવા માટે તેઓ બહાના બતાવતા હોવાથી વખતસર મહેસુલ વસુલ કરી શકાશે ચાકણ, પુરંદર વગેરે ઇતર કિલ્લા જે બળવાખોરોએ સ્વાધીન કર્યા છે, તેઓ સરકારને બિલકુલ ગાંઠતા નહોતા તેથી એવા તોફાની લોકોને જેર કરવામા મે વિજાપુર સરકારનુ હિતજ કર્યું છે," એવુ મહારાજ તેમને સમજાવી શક્યા અગ્રુ એવા ક્ષુલ્લક જણાતા આંદોલનથી, વિજાપુર સરકારને તે સમયે વિશેષ મહત્ત્વ જણાયુ નહિ, એ યોગ્યજ થયુ સ્વાભાવિકરીતેજ તેઓ સમજતા હતા કે, શાહજીરાજા આપણી સાથે પ્રમાણિકપણે વર્તી બહાદુરીપૂર્વક રાજ્યની નોકરી કરતા હોવાથી તેનો એ અલ્પવયસ્ક પુત્ર આપણી સત્તાવિરુદ્ધ કઇ ધમાલ કરે એવો નથી તે જે કાઇ કરે છે તે આપણા હિતને માટેજ કરે છે વળી આદિલશાહ મોટી મોટી ઇમારતો બાધવામા ગુથાયેલો હોવાથી કર્ણાટકમા સ્વસત્તાવૃદ્ધિ કરવા તરફજ તેનુ લક્ષ વિશેષરીતે લાગી રહ્યુ હતુ શાહજીરાજા જેવા શૂર અને બળવાન સરદારની સહાયતાવડે તેણે તે દેશમા પોતાની સત્તા સારી પેઠે બેસાડેલી હોવાથી રાજાપર તેમની સપૂર્ણ કૃપા હતી તેથી બાદશાહને એવો પણ વિચાર થયેલો હોવો જોઇએ કે, રાજાના અલ્પવયસ્ક પુત્રદ્વારા મહારાષ્ટ્રમા થતા આદોલનો બધ કરી, રાજાના તાબાની જાગીર ખાલસા કરવાથી તો તેમને દુખ ઉત્પન્ન કરવા જેવુ થશે

પરતુ મહારાજનો ઉદ્દેશ અને યુક્તિ કેવા હતા, તે આ સ્થળે જણાવવાનુ કઇ પ્રયોજન નથી સ્વસત્તા વધારી સ્વરાજ્ય સ્થાપવાનો જે વિકટ અને દીર્ઘ ઉદ્યોગ જીવનપર્યંત આગળ ચલાવવાનો હતો, તેનો દૃઢ પાયો શિવાજીમહારાજ રચતા હતા મજબૂત કિલ્લાનો આશ્રય મળ્યાથી પોતાના તાબાના દેશનુ સરક્ષણ કરી શકાશે તથા શત્રુના દેશપર અકસ્માત હુમલો કરી તેને જીતી લઇ, પુન સુરક્ષિતપણે કિલ્લામા થાણુ કરી શકાશે, એવુ તેમના લક્ષમા આવવાથી પ્રથમજ તેમણે તે પહાડી કિલ્લા પોતાના તાબામા લેવાનો ઉદ્યોગ આરભ્યો હતો

મહારાજે ચાકણના કિલ્લાથી તે નીરા નદીપર્યંતના સઘળા પ્રાત પોતાની સત્તામા લીધા તાબે કરેલા પ્રત્યેક કિલ્લા દુરસ્ત કરાવી તેપર માવળી લોકોને રખેવાળતરીકે રાખ્યા અને તેપર બની શકે તેટલો ઉત્તમ બદોબસ્ત કર્યો તેમ થવાથી આસપાસના દેશમુખ જમીનમહેસુલ વગરતકરારે આપવા લાગ્યા દાદાજી કોડદેવે ચાલુ કરેલી વસુલપદ્ધતિ સર્વત્ર શરૂ કરવામા આવી ખેડુતોને પૈસા ધીરી, રાજી રાખી તેમની પાસેથી વખતસર મહેસુલ આવે, એવી ગોઠવણ કરી રૈયતને સુરક્ષિતપણુ જણાય અને જમીનનો પાક વધારે ઉત્પન્ન કરવા માટે અતકરણપૂર્વક શ્રમ કરે, એવુ કરવા મહારાજ હમેશા તત્પર રહેતા તેમ કરવાથી તેઓ મહારાજને ઘણુજ ચહાવા લાગ્યા સર્વ હિદુપ્રજાને જણાવા લાગ્યુ કે, એજ આપણા રાજા છે. મહારાજની સ્વસત્તાવૃદ્ધિની એવી અજાયબીભરેલી યોજના જોઇ તેમના તાબાના મનુષ્યોને અતિશય કૌતુક લાગ્યુ. મહારાજની યુક્તિ અને કુશળતા જોઇ સર્વ મનુષ્યોના મનમા તેમનાઉપર પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ અને તેઓ મહારાજની વિશેષ ભક્તિ કરવા લાગ્યા આવળી લોકોને મન તો મહારાજ કેવળ માતાપિતા જેવાજ

જણાવા લાગ્યા તે લોકો તેમને માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર થયા મહારાજ જે કાર્ય કહે તે પોતાના જીવની દરકાર કર્યા વગર એકનિષ્ઠાથી કરવાનો તેમણે નિશ્ચય કર્યો

મહારાજે જમીનમહેસુલ વગેરેની વ્યવસ્થા યથાયોગ્ય કર્યા પછી જેમ બને તેમ પોતાના તાબામા સિપાઇઓ વધારવાનો યત્ન કર્યો પ્રત્યેકને તેમની નોકરીમા રહેવાની ઉત્કંઠા થવાથી પુષ્કળ મનુષ્યો તેમની પાસે આવવા લાગ્યા એવા માલિક મળવાથી તેઓ પોતાને ઘણા ભાગ્યશાળી માનવા લાગ્યા મનુષ્યની યોગ્ય પરીક્ષા કરવામા મહારાજ અતિશય ચતુર હતા ગમે તેવો મનુષ્ય તેમની પાસે આવતા તેઓ તેની પરીક્ષા કરી તે જે કામને લાયક જણાતો તેવુ તેને કામ સોપતા શૂરા સિપાઇઓ અથવા બુદ્ધિમાન કારકુનો જેટલા મળી આવતા તેટલાને તેમણે નોકરીએ રાખવાનો ક્રમ રાખ્યો હતો તેમણે બુદ્ધિમાન અને પ્રમાણિક નોકરો ભેગા કરી તેમનામા ઉત્કૃષ્ટ અનુભવ આવતા ભવિષ્યના મહત્કાર્યમા તેઓ ઉપયોગી થઈ પડે, એવી દીર્ઘદૃષ્ટિ રાખવામા જરા પણ આળસ કર્યુ નહોતુ

એ પ્રમાણે નોકરો રાખતા રાખતા દશહજાર માવળી લોકો ભેગા થયા શાહજીરાજાની પાયગા જૂદે જૂદે સ્થળે હતી તે એકત્ર કરી તેમા નવા નોકરો વધારી તેને ત્રણ હજાર સિપાઇઓની બનાવી દીધી શાહજીરાજાએ તાબામા સોપેલા અને દાદાજી કોંડદેવે પોતાની પસંદગીથી નોકરીએ રાખેલા કેટલાક કારકુનો અદ્યાપિપર્યંત મહારાજ પાસેજ કાયમ હતા તેથી પ્રત્યેક પ્રસંગે તેમના તરફથી ઉત્તમ પ્રકારની સહાયતા મળવા લાગી પોતાના તરુણ સ્વામીનો સ્વરાજ્ય સ્થાપવાનો સ્તુત્ય ઉમંગ અને હિંમત જોઇ તેમના શરીરમા પણ સ્ફુર્તિ થઈ તેઓ મહારાજને પ્રત્યેક વિષયમા પ્રમાણિકપણે યોગ્ય લાગે તે સલાહ આપતા મહારાજનુ વય નાનુ હોવા છતા તેમનામા સતત કર્તવ્યપરાયણતા અને અલૌકિક કલ્પનાશક્તિ હતી એ જોઇ તેઓ તેમને અતિશય માન આપવા લાગ્યા અને તેમનો પડનો બોલ ઝીલી લેવા લાગ્યા મહારાજે પણ તેમના સદ્ગુણો જોઇ યોગ્ય કદર કરી અને તેમને શોભે એવી પદવીઓ આપી આગળ વધાર્યા હાલ તુરત પોતાની જાગીર જેટલોજ સ્વરાજ્યનો પાયો નાખવો અને તાબાના નોકરોના મનમા એ કલ્પનાના બીજ રોપવા, એવો વિચાર કરી મહારાજે શામરાવ નીલકંઠ રાંઝેકરને પેશ્વા બનાવ્યો, બાળકૃષ્ણપંત દીક્ષિતને મુજુમદારી આપી, સોનોપંતને કાર્યભારીનુ કામ સોપ્યુ અને રઘુનાથ બલ્લાળ બોકિલને સબનીસ નિમ્યો એ સિવાય યેસાજી કંક, તાનાજી માલુસરે અને બાજી ફલસકરને માવળા લશ્કરના સરદાર બનાવ્યા અને શિવાજી મહારાજ સ્વતઃ સર્વ સૈન્યના સેનાધિપતિ થયા સરનૌબતનો હોદ્દો હજુસુધી કોઇને આપ્યો નહોતો પોતાની જાગીર બહાર સ્વસત્તાનો વિસ્તાર વિશેષ વધ્યો નહોતો તેમ છતા મહારાજે એટલાજ વિસ્તારમા સ્વરાજ્યનો પાયો નાખી તેને કાયમ રાખવાનો અને તેના ઉપર ભવ્ય મહાલય બાંધવાનો ઉદ્યોગ આગળ કેવી રીતે વધાર્યો તે યથાક્રમ લખવામા આવે છે





# प्रकरण ७ मुं—स्वसत्तानी वृद्धि

શિવાજી મહારાજે પૂર્વોકત પ્રકારે સ્વરાજ્યસ્થાપનાનો આરંભ કર્યા પછી તેને આવશ્યક થઈ પડે એવી થોડીઘણી વ્યવસ્થા કરી સ્વસત્તા વધારવાનો ઉદ્યોગ કરવા માડ્યો તેમણે એ ઉદ્યોગનો આરંભ શી રીતે કર્યો, તેનુ વર્ણન કરતા પહેલા પોતાની જાગીરની આસપાસના પ્રાંતોની વ્યવસ્થા કેવી હતી, તેનુ દિગ્દર્શન કરાવવુ ઉચિત છે

નીરા નદીના દક્ષિણ કિનારાનો પ્રદેશ, પૂર્વમા શિરવળપર્યંત અને દક્ષિણમા કૃષ્ણાનદીની ઉત્તર તરફના ડુંગરપર્યંત હતો તે પ્રદેશ હિરડસ માવળના બાદલ નામક દેશમુખના તાબામા હતો બાદલ તેનુ મહેસુલ વસુલ કરતો હતો રોહિડા નામક કિલ્લો પણ તેના સ્વાધીનમા હતો એ દેશમુખ શિવાજી મહારાજ ઉપર પહેલાથીજ ઈર્ષ્યા રાખતો હતો [1] તેણે પોતાના તાબાના કિલ્લાપર ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત રાખેલો હોવાથી તેના રક્ષણમાટે મનુષ્યો પણ પુષ્કળ રાખ્યા હતા. મહારાજ નજીકના કિલ્લા હસ્તગત કરવા લાગ્યા ત્યારે તેણે એ કિલ્લા તેમના હાથમા નહિ જવા દેવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો પુરંદરના કિલ્લાની આસપાસના પ્રદેશો ઉપર બાદલની સંપૂર્ણ નજર હતી શિવાજી મહારાજે જ્યારે એ કિલ્લો તાબામા લીધો ત્યારે તેને પોતાના કિલ્લાસંબધી મોટી ચિંતા થાય એ સ્વાભાવિકજ છે

કૃષ્ણા નદીથી વારણા નદીપર્યંતના કિનારાનો પ્રદેશ, ચંદ્રરાવ મોરે નામક મરાઠાના સ્વાધીનમા હતો જાવલી પ્રાંત ઉપર તેની સત્તા હતી અને હશમગઢ ઉપર તેનુ થાણુ હતુ એ મનુષ્ય મહારાજને સીધીરીતે વશ થાય તેવો નહોતો. એની પાસે મનુષ્યોની મોટી ટોળી હોવાથી તેના બળને લીધેજ તે કોઇને

---

૧ આ બાદલ પુનાના બાર માવળાઓમા બહુ જોરાવર હતો અને ત્યાની વસુલાત લેતો હતો દાદાજીને તે બીલકુલ ગણકારતો ન હતો તેથી તેનાપર દાદાજીએ સવારી કરી; પણ બાદલે દાદાજીના માણસોને મારીને હાંકી કાઢ્યા પાછળથી કાનોજી નાઈકે જેધે તેને સમજાવીને દાદાજીની મુલાકાતે લઈ આવ્યા હતા, પણ આ દેશમુખ શિવાજી મહારાજને અનુકૂળ થયો નહિ બીજો એક ખોપડે નામની અટકનો દેશમુખ હતો તે પણ મહારાજ સાથે વિરોધ રાખતો હતો જ્યારે મહારાજે તોરણા વગેરે કિલ્લા હસ્તગત કર્યા, ત્યારે આ બે દેશમુખોએ બિજાપુર સરકારના સરદારને ફરિયાદ કરી હતી.

ગાઠતો નહોતો

વાઈ નામક ગામમા વિજાપુર-સરકારે નિમેલો એક ઈનામદાર રહેતો હતો પાંડવગઢ, કમળગઢ, વગેરે આસપાસના કિલ્લા તેના સ્વાધીનમા હતા કોલ્હાપુર પ્રાંત એક મુસલમાન અધિકારીની વ્યવસ્થા નીચે હતો અને ત્યાનો પન્હાળા નામક કિલ્લો તેનાજ સ્વાધીનમા હતો

કલ્યાણ પ્રાત પૂર્વે નિજામશાહીની સત્તા નીચે હતો ઈ૦ સ૦ ૧૬૩૬ મા મોગલો સાથે થયેલા તહનામા પ્રમાણે તે પ્રાત વિજાપુરસરકારની સત્તામા આવ્યો હતો એ પ્રાતના બે વિભાગ પાડી તેના ઉપર બે અધિકારીઓ નિમવામા આવ્યા હતા કલ્યાણ-ભીમડીથી નાગોટણા સુધીના ઉત્તર તરફના પ્રાત ઉપર મુલાણા અહમદ[1] નામક એક કુલીન મુસલમાન સરદાર નિમવામા આવ્યો હતો તેનુ મુખ્ય થાણુ કલ્યાણ-ભીમડીમા હતુ તેના તાબાનો પ્રદેશ ઘણો વિસ્તીર્ણ હોવાથી ડુ ગર ઉપરના અને ડુ ગરનીચેના ઘણા કિલ્લા તેના સ્વાધીનમા હતા એ કિલ્લાપર સારો બદોબસ્ત નહોતો દક્ષિણ તરફના ભાગ ઉપર એક હબસી સરદારની નિમણુક કરી હતી અને તેની પાસે તે ભાગ માત્ર જાગીરદાખલ હતો એ જાગીર નિજામશાહીસરકાર પાસેથી તેના પૂર્વજોને મળી હતી એ જાગીર તેઓને એટલા માટે આપવામા આવી હતી કે, તેમણે વહાણો રાખી વ્યાપારનુ રક્ષણ કરવુ અને મક્કે જનારા યાત્રાળુઓને રાતા સમુદ્ર સુધી લઈ જવા એ જાગીર વ શપર પરાથી મળી નહોતી; પણ જે હબસી સરદાર વહાણ ઉપર ઉત્કૃષ્ટ કામ કરી બતાવે તેને મળતી હતી તે કાર્યમા ઉત્કૃષ્ટ ઠરેલા સરદારને વજીરની પદવી મળતી હતી એ સીદી પાસે વહાણ ઉપરના ખલાસી વગેરે ઘણા માણસો હબસી જાતિનાજ હતા, તેથી કોકણમા આફ્રિકાના લોકોનુ એક નાનુ સસ્થાનજ વસ્યુ હતુ સીદીના સર્વ વહાણો દડરાજપુરી નામક બદર આગળ એકઠા થતા હતા એ બદર પાસે એક નાનો બેટ હતો, તેની આસપાસ મજબૂત કિલ્લો બાધ્યો હતો તેનુ નામ જજીરા છે હબસી લોકોનો મુખ્ય સરદાર ફત્તેહખાન નામનો સીદી હતો, તેના તાબામા પુષ્કળ કિલ્લા હતા તેમા તપા, ઘોસાળા અને રાયરી એ ત્રણ કિલ્લા મુખ્ય હતા એ સઘળા કિલ્લા તેણે મરાઠા સરદારોના તાબામા સોપ્યા હતા

કોકણપટ્ટીમા ઘણા વર્ષથી વિજાપુરસરકારની સત્તા ચાલતી હતી તે પ્રાતમાના પરગણા સરકારે જાગીરદાખલ આપેલા હોવાથી ત્યાના દેશમુખ વ શપરપરાથી જાગીરોનો ઉપભોગ કરતા હતા અને જમીનોનુ મહેસુલ પણ તેઓજ વસુલ કરતા હતા સરકારી અધિકારીઓ દાભોળ, અજનવેલ, રત્નાગિરિ અને રાજાપુર નામક બદરની વ્યવસ્થા કરતા હતા અને તે શહેરોની આસપાસના પ્રાતોની મહેસુલ તેઓજ ઉઘરાવતા હતા એ સર્વ દેશમુખોઓમા વાડીના સાવત દેશમુખ અત્યત પ્રબળ હતા ફિરગી લોકોના તાબાના ગોવા પ્રાતને લગતો મજબૂત પહાડી પ્રાંત પણ દેશમુખના તાબામાં જાગીરદાખલ હતો શૃગારપુરના સુર્વે[2] એ સાવ-

[1] કેટલાક બખરકાર તેનુ નામ મૂલાણા હદ એમ જણાવે છે

[2] ગ્રાંટ ડફ એનુ નામ ફળવી લખે છે અને ચિટણીસ, સભાસદ તથા ચિત્રગુપ્ત

તોથી બીજી પંક્તિની યોગ્યતાના દેશમુખ હતા તેમના તાબાનો પ્રાંત તદ્દન એકાંત હોવાથી તેઓ સિંહાસનમાંના ગણપતિ પેઠે ઘણે દરજ્જે સ્વતંત્ર થઈ બેઠા હતા.

શિવાજી મહારાજ સ્વસત્તાની વૃદ્ધિ કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયા ત્યારે તેમની જાગીરની આસપાસના પ્રાંતોની એવી વ્યવસ્થા હતી એ પ્રાંતોપર તેમની દૃષ્ટિ હોય એ પણ સ્વાભાવિકજ છે મહારાજે માવળીઓની સહાયતાવડે ઘાટ ઉપરના અને તેની નીચેના પ્રાંતનો અનુભવ મેળવેલો હતોજ તથા ત્યાંના કેટલાક દેશમુખી-ઓને વશ કરી લીધા હતા, તેજ પ્રમાણે કાંકણુ દેશની સ્થિતિનું અવલોકન કરવા માટે અને ત્યાંના દેશમુખીઓ અને કિલ્લેદારોને સમક્ષ મળી તેમની યવનતાબેદારી વેગળી ફેંકી દેવાનો સંકલ્પ પ્રસિદ્ધ કરી તેઓ આપણા સંકલ્પને અનુકૂળ થાય છે કે કેમ ? તે જાણવા માટે મહારાજે પોતાના તાબાના બ્રાહ્મણ અને પ્રભુનોકરોને તે પ્રાંતોમાં મોકલ્યા તેમણે સર્વ સ્થળે જઇ ઘણા દેશમુખ અને મરાઠા સરદારોને સમજાવી તેમને મહારાજના સત્સંકલ્પને અનુકૂળ કરી લીધા

એ સમયે શિવાજી મહારાજ પાસે લશ્કરનો મોટા સંગ્રહ થયો હતો અને બીજા વધારાના મનુષ્યો પણ તેમની પાસે નોકરીએ રહેવા તૈયાર હતા, પરંતુ એ-ટલા બધા મનુષ્યોને પગાર ક્યાંથી આપવો, તેજ અડચણ આવી પડી હતી તાબા-માં આવેલા દેશની ઉપજ એકસરખા વધતા જતા ખર્ચને પહોંચી વળવા પૂરતી નહોતી નોકરોને વખતસર પગાર મળે તો તેઓ અંતઃકરણપૂર્વક કોઈ પણ કામ કરવા તૈયાર હોય છે લશ્કર અને પાયગા વધે તેટલી વધવા દીધા સિવાય આર-ભેલું કાર્ય સિદ્ધ થવાની બિલકુલ આશા નહોતી તેજ પ્રમાણે તાબે લીધેલા કિલ્લા-ની ઉત્તમ વ્યવસ્થા કરી, તે ઉપર અન્નાદિ સામગ્રી પુષ્કળ રાખ્યા સિવાય શત્રુના ભવિષ્યના હુમલામાંથી તેનું રક્ષણ થવું શકય નહોતું વસ્તુસ્થિતિ એવી હોવાથી કોઈ પણ રીતે દ્રવ્ય મેળવ્યા સિવાય ગતિ નથી, એ મહારાજના લક્ષમાં આવ-તાંજ તેમણે દ્રવ્ય મેળવવાનો ઉદ્યોગ કરવા માંડયો કોઈ પણ ધનાઢય શાહુકાર મળી આવતાં તેની પાસેથી ઉછીનું દ્રવ્ય લેવા માંડયું અને જે શાહુકાર સીધીરીતે દ્રવ્ય આપતો નહિ તેની પાસેથી જોરજુલમથી દ્રવ્ય કઢાવતા એ અન્યાયનું કામ તો ખરૂંજ, પરંતુ જે દેશકાર્યમાં તેઓ પ્રવૃત્ત થયા હતા તે કાર્ય અત્યંત મહત્ત્વનું હોવાથી તે સિદ્ધ થતાંજ સર્વનું કલ્યાણ થાય એમ હતું, તેથી બને તે માર્ગે મનુષ્યોની અને દ્રવ્યની અનુકૂળતા કરવાની અગત્ય હતી દ્રવ્યની લાલચવડે મનુષ્યો અનુકૂળ થઈ શકે, પરંતુ જેની પાસે દ્રવ્ય હોય તેને મોહક વાણી કહીને વશ કરવાનો ઉપાય ન રહે તો બીજો ઉપાય જોરજુલમ કરવાનોજ બાકી રહે છે

એ સમયે મહારાજને સમાચાર મળ્યા કે, કલ્યાણના સુબેદાર મુલાણા અહ-મદ તરફથી વિજાપુર દરબાર તરફ મોટો ખજાનો મોકલવામાં આવે છે એ ખજાનો કોંકણમાં વાઇને માર્ગે થઇને જતો હતો. તે લૂટવાના ઇરાદાથી મહારાજે ત્રણુસો ઘોડેસ્વાર અને કેટલાક માવળાસહિત ખજાનો લઇ જનાર ઉપર

---

એનું નામ સુર્વે લખે છે

હુમલો કર્યો[1] ખજાનો લૂટી લઇ સઘળુ દ્રવ્ય તત્કાળ રાયગઢપર લઇ ગયા. ખજાના સાથે મજબૂત લશ્કરી બદોબસ્ત હતો, કારણ કે શિવાજી મહારાજ કિવા બીજી કોઈ પણ લૂટારૂ ટોળી તે લૂટી લેશે, એવી સરદારને બીકજ હતી બન્ને પક્ષ વચ્ચે હુલ્લડ થતા મહારાજના દશ પદર મનુષ્યો મરણ પામ્યા અને પાચ પચીશ ઘાયલ થયા હતા, ત્યારે મુલાણાના પચીશ મનુષ્યો મરણ પામ્યા અને સો પચાસ મનુષ્યો ઘાયલ થયા હતા મહારાજના જે મનુષ્યો મરણ પામ્યા તેના કુટુબનો નિર્વાહ તેમણેજ ચલાવ્યો અને જેણે બહાદુરી બતાવી હતી તેને યોગ્યતા પ્રમાણે ઇનામ વગેરે આપી ઉત્તેજીત કર્યા તેપરથી સર્વ મનુષ્યોને જણાયુ કે, આપણા સ્વામી દયાળુ અને ઉદાર છે આપણા ગુણની કદર અવશ્ય કરશે એમની સેવા પ્રમાણિકપણે કરવાથી મહેનત વ્યર્થ જશે નહિ મહારાજના માયાળુપણાને લીધે તેમના તાબાના નોકરોમા ઉત્સાહ અને હિમત વધવા લાગ્યા

સરકારી ધનભડાર લૂટવાથી કલ્યાણના મુલાણા સાથે પ્રકટરીતે વૈર બધાયુ, તેથી મહારાજે આબાજી સોનદેવને તેના ઉપર ચઢાઇ લઇ જવા કહ્યુ તેણે જઇને કલ્યાણ ઉપર અચાનક છાપો માર્યો અને તે સર કરી મુલાણા હયાતીસને[2] કેદ પકડયો, તેમજ તેના તાબાના સઘળા કિલ્લા પોતાના તાબામા લીધા મહારાજે જ્યારે એ વિજયવાર્તા સાભળી ત્યારે તેમને ઘણો આનદ થયો તેઓ સ્વત કલ્યાણ ગયા મુલાણાને કેદ કર્યો હતો તેને બધનમુક્ત કરાવી તેનો આદરસત્કાર કર્યો અને માનપૂર્વક વિજાપુર મોકલી દીધો આબાજીપતે એ મુલાણાની પુત્ર-વધૂને[3] યુદ્ધની ભીડમાથી પકડી લીધી હતી મહારાજ કલ્યાણ આવ્યા ત્યારે આબાજીએ તેમને વિનતિ કરી કે —'યુદ્ધમાથી એક લાવણ્યસપન્ન તરુણ સ્ત્રી મળી છે મહારાજની સેવા કરવા યોગ્ય જણાયાથી તેને સગ્રહી રાખી છે' એ સાભળી મહારાજે તેને આજ્ઞા કરી કે —"જે સુદર સ્ત્રી તમે સગ્રહી રાખી છે તેને સભામા લઇ આવો" આજ્ઞા થતાજ કારભારીએ યુવતીને સુદર વસ્ત્રાલકારથી સજ્જ કરી સભામા હાજર કરી તેને જોઇ મહારાજે હસતા હસતાજ કહ્યુ કે —"**એ યુવતીના જેવુંજ મારી માતુશ્રીનુ રૂપલાવણ્ય હોત તો હું પણ એના જેવોજ સુંદર સ્વરૂપવાન થાત** એશબ્દો સાભળી સર્વ મનુષ્યોને આશ્ચર્ય લાગ્યુ મહારાજના મનોનિગ્રહ માટે

૧ શિવદિગ્વિજયકાર લખે છે કે, મહારાજની આજ્ઞાથી યેસાજી કક અને તાનાજી માલસુરેએ કેટલાક માવળા સાથે એ ખજાનો લૂટયો હતો

૨ પ્રો સરકાર એનુ નામ નવૈયત હતુ એમ જણાવે છે વળી તે આગળ જણાવે છે કે, મહમદ આદિલશાહ સખત બિમાર હોવાથી આ મુલ્લા ઘણા દિવસથી વિજાપુરમા હતો અને તેની પાછળ તેની આ જાગીરમા અવ્યવસ્થા થવાથી એ પ્રાત સહેલાઈથી મહારાજના હાથમા આવ્યો

૩ શિ. દિ મા લખ્યુ છે કે, તે મુલાણાની કન્યા હતી તેને આબાજી સોનદેવે મુલાણા પાસેથી પૈસા આપી રાજીખુશીથી વેચાતી લીધી હતી "તવારીખ-ઈ-શિવાજી" નામના ગ્રથમા પણ આવોજ ઉલ્લેખ છે કેટલાકનુ કહેવુ એવુ છે કે એ બીજાજ કોઈ મુસલમાનની દીકરી હતી

સર્વને મોટી નવાઇ લાગી મહારાજે આબાજી સોનદેવને કહ્યુ કે –"જેને યશ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે પરસ્ત્રીની અભિલાષા કદિ પણ રાખવી નહિ રાજાએ ઉચ્છિષ્ટ સ્ત્રીનો અંગીકાર કરવો નહિ, પરસ્ત્રીની અભિલાષાથી રાવણ જેવા બળવાન રાજાનો નાશ થયો છે, તો પછી મારા જેવાની શી ગતિ ? રાજાના મનથી સર્વ પ્રજા પોતાના સંતાન જેવી છે " એ બોધપૂર્ણ ભાષણ સાંભળી સર્વના મન ઉપર એવી છાપ પડી કે –" મહારાજ મહાપુરુષ છે એમને હાથે કદિ પણ અનાચાર થશે નહિ અને હાથ નીચેના માણસોએ જો કદિ અપકૃત્ય કર્યું તો તે તેમને પસંદ પડશે નહિ " મહારાજે તે યુવતીને વસ્ત્રાલંકાર અર્પણ કરી સન્માનપૂર્વક તેના સસરા પાસે વિજાપુર મોકલી દીધી [1]

કલ્યાણ પ્રાંત જીતવાથી મહારાજે આબાજી સોનદેવની ઘણી પ્રશંસા કરી અને તેને તે પ્રાંતનો સુબેદાર નિમ્યો તે પ્રાંતમા જમીનમહેસુલની વ્યવસ્થિત પદ્ધતિ શરૂ કરી યવનરાજ્યઅમલથી પ્રજા ઘણી કંટાળી ગઈ હતી, તેને આશ્વાસન આપી જાગૃત બનાવી તે પ્રાંતમા જે પ્રાચીન સંસ્થાઓ લુપ્તપ્રાય થઈ હતી, તેનુ પુનરુજ્જીવન કર્યું દેવસ્થાનોને અને બ્રાહ્મણોને પૂર્વે જે વર્ષાસનો મળતા હતા, તે પુન શરૂ કર્યાં અને જે વર્ષાસનો ચાલુ હતા તેને ચાલુ રહેવા દીધા, એથી સર્વ હિંદુપ્રજાને સંતોષ થયો મહારાજની કીર્તિ સર્વત્ર પ્રસરી રહી

એ પ્રાંતમા વિજય પ્રાપ્ત થવાથી મહારાજને અને તેમના તાબાના નોકરોને ઘણો ઉત્સાહ થયો મુલાણાની ચિંતા દૂર કર્યા પછી તેમણે આસપાસના કિલ્લા સર કરવાનો સપાટો ચલાવ્યો તેમણે કિલ્લેદારોને પ્રથમ સરળરીતે કહાવી મોકલ્યુ અને રક્તપાત વગર તેઓ કિલ્લા સ્વાધીન કરે છે કે કેમ, તે તપાસી જોયુ. એમ કરતા જેઓએ કબૂલ ન કર્યું તેઓના ઉપર અકસ્માત છાપો મારી કિલ્લા સર કર્યાં મહારાજે એ નીતિ પ્રમાણે વર્તવા માડ્યુ તેમણે વિચાર કર્યો કે, માવળા અને ધારકરી લોકોને કિલ્લાની ગુપ્ત માહિતી હોય છે જે કિલ્લાની તેમને માહિતી ન હોય તે કિલ્લાના માહિતગાર મનુષ્યો મેળવવા તેમ છતા એકાદ કિલ્લામા પ્રવેશ ન કરી શકાય તો તે કિલ્લાપરના રખેવાળમાના કોઈક મનુષ્યને ફોડવો અને તેને આપણા પક્ષમા લઈ કિલ્લા નીચેના ગામલોકોએ કોટની અંદરના ઘરો માટે ચાર, કડબના પૂળા વગેરે સરસામાન પૂરો પાડવાનો કરાર કર્યો હોય તેમાના કેટલાક મનુષ્યોને લાંચ આપી આપણા પક્ષમા લઇ લેવા અને ધારકરીઓના માથા ઉપર ઘાસના ભારામા તલવારો સંતાડી ઘાસ વેચવાને બહાને કિલ્લાપર જવુ અને આપણા પક્ષમા લીધેલા રખેવાળોની મદદવડે બાકી રહેલા રખેવાળો ઉપર એકદમ હલ્લો કરી કિલ્લો સર કરવો એ યુક્તિવડે તેમણે કાગારી (કાગુરી) દુર્ગ, તિકોની, લોહગઢ, રાજમાચી, કુવારી, બોરપ, ધનગઢ, કેલના, માહુલી વગેરે કિલ્લા તાબે કર્યા. એ પ્રાંતમા કેટલાક દેશમુખ લૂટફાટ કરી તોફાન મચાવતા હતા અને પાળેગાર લોકો રૈયતને હેરાન કરતા હતા તેમને જેર કરી

૧ તે વખતનો ડાવનિયર નામનો એક યૂરોપીયન પ્રવાસી જણાવે છે કે, મહારાજને કલ્યાણ શહેરમાથી પુષ્કળ દ્રવ્ય મળ્યુ હતુ.

કિંવા મમતા બતાવી તાબે કરીને મહારાજે સર્વ માવળપ્રાંત તેમના ત્રાસમાથી મુક્ત કર્યો અને ત્યાની પ્રજાને સુખી કરી યવનોનો ત્રાસ તદ્દન બધ પડ્યો હિંદુ રાજા થવાથી કોઈ પણ બાબતમા કોઇનો જોરજુલમ ચાલતો નથી, એ જાણી સર્વ હિંદુ પ્રજાજન મહારાજને આશીર્વાદ આપવા લાગ્યા સ્વધર્મનુ રક્ષણ થવા લાગ્યુ અને સ્વરાજ્યનો અનુભવ થવાથી સર્વને સુખ થયુ

કલ્યાણ પ્રાંતના ઉત્તર ભાગની પ્રજા સુખી અને આબાદ થઇ છે, એ સાભળી સીદીના તાબાના દક્ષિણ વિભાગની હિંદુપ્રજાના મનમા પણ પોતાનાપર શિવાજી મહારાજની સત્તા થાય, એવી ઇચ્છા ઉત્પન્ન થઈ તે સમયે હબસીઓની નોકરીમાં સોડવળેકર અને કોડવળેકર નામક બે મરાઠા જમાદાર હતા તેમણે મહારાજને કહાવી મોકલ્યુ કે –“ અમને હબસીઓની તાબેદારીનો કટાળો આવ્યો છે તેઓ અમને અનેક પ્રકારે છેતરે છે આપ કોકણમા પધારો તો અમે તળા અને ઘોસાળાના કિલ્લા આપને અપાવી શકીશુ એ કિલ્લા સ્વાધીનમા આવવાથી આપના તાબામા પુષ્કળ પ્રાંત આવશે અને અમે યવનોની તાબેદારીમાથી મુક્ત થઈ આપના તાબામા આવીશુ ” એ પ્રજાની અનુકૂળતા જોઈ મહારાજ કેટલાક મનુષ્યોસહિત ત્યા જઇ પહોચ્યા અને તે કિલ્લા તેમણે સ્વાધીન કરી લીધા એ કિલ્લાની પાસેજ સુરગઢ નામક કિલ્લો હતો, તે પણ હસ્તગત કર્યો અને આસપાસના પ્રાંતોપર પોતાની સત્તા સ્થાપી હબસીઓનો પ્રાંત તેમના હાથમા આવ્યો તો ખરો, પરતુ તે હમેશને માટે તેમના સ્વાધીનમા રહેવો એ અતિ કઠિન હતો. સીદી અતિ પ્રબળ હતો, તેથી મહારાજે બીરવાડીને સારૂ નાકુ જાણી ત્યા એક કિલ્લો બધાવ્યો તેમજ રાયરીના[1] મજબૂત ડુગરપર લિગાણા નામક કિલ્લો બધાવ્યો પાછળથી એજ કિલ્લાને વિશેષ મજબૂત બનાવી તેનુ નામ રાયગઢ પાડ્યુ એ કિલ્લાપર મહારાજે પોતાનુ સર્વ લશ્કર રાખી મજબૂત બદોબસ્ત કર્યો આ પ્રમાણે કોલાબા પ્રાંતનો પૂર્વ ભાગ હબસીના હાથમાથી મહારાજાના તાબામા આવ્યો

એ ચઢાઇમા શિવાજી મહારાજને પ્રસિદ્ધ ભવાનીતલવાર પ્રાપ્ત થઇ મહારાજ હરિહરેશ્વરના દર્શન કરી પાછા આવતા હતા તે સમયે તેમને કોઇએ કહ્યુ કે –“ ગોવલકર સાવતને ઘેર એક પ્રસિદ્ધ તલવાર છે તેનુ મૂલ્ય ત્રણસો હોન છે ” પાસેના મનુષ્યોએ મહારાજને ભલામણ કરી કે, તેમની પાસેથી એ તલવાર આપે લેવી એ સાભળી મહારાજે ઉત્તર આપ્યો કે –“કોઇ પણ માનનીય પુરુષ પાસે કોઇ વસ્તુ હોવાનુ સાભળી ખરા વીરપુરુષે તેની અભિલાષા રાખવી નહિ. પુરાણમા લખેલી સ્યમતમણિની કથા તમારા લક્ષમા હશેજ તે મણિને માટે માહોમાહે ઉત્પન્ન થયેલુ વૈર તો સ્વય ભગવાનજ નિભાવી શકે. મનુષ્યે ક્ષુદ્ર વસ્તુમાટે નિરર્થક વૈર બાધવુ ઉચિત નથી ” મહારાજનુ નિસ્પૃહપણું જોઇ પાસેના મનુષ્યો ચૂપજ થઇ ગયા સાવતના કાર્યભારીઓએ પોતાના સ્વામીને

1 રાયરી અને લિગાણા એ બે કિલ્લા જૂદા જૂદા છે અને રાયરીના કિલ્લાનેજ પાછળથી રાયગઢનુ નામ આપવામા આવ્યુ હતુ એમ કેટલાકનુ કહેવું છે

સલાહ આપી કે, શિવાજી મહારાજ જેવા પ્રતાપી પુરુષ સાથે મૈત્રી કરવાની અમૂલ્ય સધિ આવી છે તે વ્યર્થ જવા દેવી નહિ તમારી પાસેની તલવાર તેમને અર્પણ કરી તેમની સાથે મિત્રતા બાધવી ઉચિત છે એ સલાહ સાવતને રુચિકર થઇ પડી તેમણે મહારાજની મુલાકાત લઇ, તેમને ભવાનીતલવાર ભેટ આપી, એથી મહારાજ ખુશી થયા તલવારની ભેટના બદલામા તેમણે તેમને ત્રણસો હોન તથા પોષાકની ભેટ આપી અને તેમને પોતાના તાબામા નોકરીએ રાખ્યા એ તલવાર ઉપર મહારાજને ઘણો પ્રેમ હતો કોઇ પણ ચઢાઇમા જતી વખતે મહારાજ તેને સાથે લીધા સિવાય કયાય જતા નહોતા એનુ નામ તેમણે "ભવાની" રાખ્યુ હતુ એ તલવાર હાથમા આવ્યા પછી પ્રત્યેક ચઢાઇમા મહારાજને યશ પ્રાપ્ત થયો હતો, તેથી તેઓ તેની નિત્ય પૂજા કરતા હતા નવરાત્રિના દિવસમા એ તલવાર દેવીના સ્થાપન આગળ મૂકી, તેની પૂજાઅર્ચના કરતા અને દશરાને દિવસે પુન હાથમા પકડી નવીન ચઢાઇમા જવાનો નિયમ રાખ્યો હતો.

મહારાજે નવીન ચઢાઇ કરતા રાજાપુર શહેર ઉપર હુમલો કર્યો એ શહેર સીદીના તાબામા હતુ, ત્યા મોટો વેપાર ચાલતો હોવાથી સીદીઓ ઘણા શ્રીમત થઇ પડયા હતા મહારાજે શહેરના નાકાપર લશ્કર મૂકી લૂટવાની ગોઠવણ કરી. શહેરના અધિકારીએ મહારાજની સામા થવાનો વિચાર કર્યો, પરતુ તેને સખ્ત શિક્ષા કર્યાથી તે શરણે થયો ત્યાર પછી શહેર તાબામા લઈ ત્યાના વ્યાપારી અને શ્રીમત મનુષ્યો પાસેથી જેટલુ કઢાવાય તેટલુ દ્રવ્ય કઢાવ્યુ એ શહેરમાથી મહારાજને બાલાજી આબાજી નામક એક મોટો બુદ્ધિમાન અને લાયક મનુષ્ય પ્રાપ્ત થયો તેનો પિતા આબાજી હરિ ચિત્રે જજીરાના સીદી પાસે દિવાન હતો તેના ઉપર સીદીની ઇતરાજી થતા તેને અને તેના બધુને મારી નખાવ્યા અને તેમના મસ્તક પોતાની પાસે મગાવી લઇ તેમની સ્ત્રી તથા સતતિને તરાપામા બેસાડી પોતાના ખલાસી નોકરોદ્વારા તેમને ગુલામતરીકે વેચવા મોકલ્યા બાલાજીની માતા બુદ્ધિમાન અને પ્રપચી હતી તેણે ખલાસીઓના મન ભોળવી પોતાને રાજાપુર લઈ જઇ વેચવાનુ સમજાવ્યુ ત્યા તેનો બધુ વિસાજી શકર નામક મનુષ્ય મોટો વ્યાપારી હતો ત્યા જતા વિસાજીએ તેમને ખલાસીઓ પાસેથી વેચાતા લીધા તેણે ખલાસીઓને જાણવા દીધુ નહિ કે, તેઓ પોતાના સગા છે એ સ્ત્રીને ત્રણ પુત્રો હતા જયેષ્ઠ પુત્રનુ નામ બાલાજી આબાજી અને બીજા બેના નામ ચિમણાજી અને શામજી હતા વિસાજીએ એ ત્રણ પુત્રોને ઉત્તમ પ્રકારનુ શિક્ષણ આપ્યુ હતુ બાલાજી એક સુબાદારના હાથ નીચે કારકુન હતો શિવાજી મહારાજની સ્વારી કોકણમાં આવી છે, તે સાભળી તેણે તેમને પોતાની દૈન્યાવસ્થાના વર્ણનસહિત એક પત્ર લખ્યો તે પત્રમા લખેલા અક્ષર જોઇને મહારાજ ઘણાજ ખુશી થયા પત્રના ઉત્તરમા લખ્યુ કે.—"તમારે અમારા તાબામા કારકુનની નોકરી સ્વીકારવી" બાલાજીએ પ્રતિઉત્તરમા લખી જણાવ્યુ કે—'મારા મામાનુ દેવુ વાળ્યા સિવાય મારાથી આપની નોકરીમા આવી શકાય તેમ નથી' મહારાજ જ્યારે રાજાપુર ગયા ત્યારે

તેમણે ત્યાના લોકોને કહ્યુ કે–" અહિ બાલાજી આબાજી નામક કોઈ ગૃહસ્થ રહે છે, તેને મારી પાસે લઈ આવો ' બાલાજીને ખબર મળતા તે મહારાજ પાસે ગયો એ સમાચાર તેની માતાએ સાભળ્યા એટલે તે ગભરાઈ અને દોડતી મહારાજ પાસે ગઇ તેણે તેમને કાલાવાલા કરી પોતાની સર્વ હકીકત નિવેદન કરી. એ સાભળી મહારાજને ઘણી દયા આવી તેના બીજા બે પુત્રોને પોતાની પાસે બોલાવી તે સ્ત્રીને આશ્વાસન આપતા કહ્યુ કે–" જેમ તમારા આ ત્રણ પુત્રો છે તેજ પ્રમાણે મને તમારો ચોથો પુત્ર સમજી તેમને મારી સાથે મોકલો હુ તેમનું કલ્યાણ કરીશ " બાલાજીના અક્ષર જોઇને મહારાજ પ્રથમથીજ સતુષ્ટ થયા હતા તેની પ્રત્યક્ષ મુલાકાત થતા તેની કુલીનતા અને બુદ્ધિ જોઈ મહારાજને વિશેષ આનદ થયો અને તેને પોતાનો ચિટણીસ, ચિમણાજી જમાખર્ચ લખવામા કુશળ હોવાથી તેને દફતરદાર અને શામજીને રાયગઢનો કાર્યભારી નિમ્યો એ પ્રમાણે મહારાજે ત્રણે બધુઓને સારી નોકરી આપી

બાલાજી આબાજી ઉપર મહારાજની વિશેષ કૃપા હતી મહારાજ પ્રત્યેક ગુપ્ત કામ પ્રથમ તેને કહેતા તે અતિશય પ્રમાણિક અને સ્વામિનિષ્ઠ હોવાથી મહારાજનો તેના ઉપર સપૂર્ણ વિશ્વાસ હતો વિશેષ મહત્ત્વના પત્રો અને ખરિતા તેઓ હમેશા તેની પાસેજ લખાવતા તે ઉત્તમ લેખક હતો અને પ્રબધને ક્રમવાર ગોઠવતો, તેથી તેને કોઈ પણ વિષયસબધી થોડીક સૂચના આપવાથી પૂરતુ થઇ પડતુ થોડીક સૂચના મળતાજ તેને ક્રમવાર ગોઠવી મુદ્દાસર પ્રબધ લખવાના કામમા તે નિપુણ હતો એવુ કહેવામા આવે છે કે, સ્વારીમા ફરતા એક સમયે મહારાજે તેને એક ખરિતો લખવાની સૂચના આપી હતી, પરતુ સમસ્ત દિવસમા એક પછી એક કામ નીકળ્યાથી રાત્રિ થતા સુધી તેને ખરિતો લખવાનો અવકાશ મળ્યો નહિ રાત્રિએ મહારાજે તેને પોતાની પાસે બોલાવી ખરિતો લખવા સબધી પૂછ્યુ એ સાભળતાજ બાલાજી ગભરાઇ ગયો તેને ખાત્રી હતી કે, ના કહેવાથી આજ્ઞાનુ ઉલ્લઘન કરવા માટે શિક્ષા થશે, માટે સમયોચિત વર્તવુ જોઇએ એવો વિચાર કરી તેણે ઉત્તરમા "હા" કહી મહારાજે આજ્ઞા કરી કે–" ખરિતો કેવી રીતે લખ્યો છે, તે મને વાચી સભળાવો " બાલાજીએ તરતજ દફતર છોડી તેમાથી એક કોરો કાગળ હાથમા લીધો અને જરા પણ અટક્યા વગર તે કાગળ કડકડાટ વાચવા માડયો સર્વ ખરિતો વાચી સભળાવ્યાથી મહારાજ ઘણા ખુશી થયા અને ક્રમવાર ખરિતો લખવા માટે બાલાજીના વખાણ કર્યા બાલાજીની પાસે એક નોકર દીવો લઇને ઉભો હતો, તેણે તેની ચતુરાઈ જોયેલી હોવાથી તેને હસવુ આવ્યુ મહારાજે તેને હસવાનું કારણ પૂછ્યુ, ત્યારે તેણે જવાબ આપ્યો કે–" મહારાજ ! બાલાજીએ હમણા જે કાગળ વાચ્યો છે, તે તદ્દન કોરો છે તે ઉપર કાઇ પણ લખ્યુ નથી " બાલાજીની ચોરી પકડાઇ જતા તેણે મહારાજ સમક્ષ પોતાનો અપરાધ કબૂલ કર્યો અને ખરિતો લખવાનો સમય કેવી રીતે મળ્યો નહિ તેનું કારણ કહી સભળાવ્યુ. તેની એવી સમયોચિત બુદ્ધિશક્તિ જોઈ મહારાજને અતિશય સતોષ થયો.



# प्रकरण ८ मुं—पितृसंकटनिवारण

શિવાજી મહારાજે, વિજાપુરસરકારના પ્રાંતોમા અત્યાર સુધીના બે ત્રણ વર્ષપર્યંત જે ધમાલ મચાવી હતી, તેના સર્વ સમાચાર શાહી દરબારમા વખતો વખત પહોચતા હતા, પરતુ તે તરફ સરકારે વિશેષ લક્ષ આપ્યુ નહોતુ કલ્યાણના સુબેદાર મુલાણાને પાયમાલ કર્યાથી તે વીલેમોએ વિજાપુરના દરબારમા ગયો હતો તેને મોઢે બાદશાહે મહારાજ સબધી થોડી ઘણી હકીકત સાભળી, ત્યારે તેમને જણાયુ કે, હવે શિવાજીમહારાજની હીલચાલ તરફ દુર્લક્ષ કરવુ યોગ્ય નથી શિવાજી મહારાજે સરકારી ખજાનો લુટયો, કલ્યાણ પ્રાત તાબામા લીધો, નજીકના ઘણા પ્રાતો હસ્તગત કર્યા અને હજી તે બીજા કિલ્લા પોતાના તાબામા લેવાના તથા સરદારોને પોતાના પક્ષમા લેવાના ઉદ્યોગમા છે, એ સમાચાર વિજાપુરમા પ્રસરવાથી ત્યા ગભીર ચર્ચા થઈ રહી બાદશાહ અહમદ આદિલશાહને સશય આવ્યો કે—" એ સર્વ શાહજીરાજાનોજ ગુપ્ત પ્રપચ હોવો જોઇએ તેમણે પોતાના પુત્રને અદરખાનેથી ચડાવ્યાથી તેણે પ્રકટરીતે તોફાન શરૂ કર્યુ છે " સશય ઉત્પન્ન થવાના બીજા કારણો એ હતા કે, રણદુલ્લાખાન કર્ણાટકથી પાછો આવ્યા પછી તે પ્રદેશનો સર્વ બદોબસ્ત કરવાનુ કામ શાહજીરાજાને સોપ્યુ હતુ તથા ત્યાની સુબેદારી પણ તેમનેજ સોપી હતી. ત્યાની સ્વતત્ર વ્યવસ્થા શાહજીરાજાના હાથમા આવ્યાથી અને ત્યાની પ્રજાનો વિશ્વાસ અને પ્રીતિ સપાદન કર્યાથી તેમના મનમા ત્યા સ્વતત્ર રાજ્ય સ્થાપવાના વિચારો પણ ઘોળાયા કરતા હતા, એ સબધી પાછળ લખવામા આવ્યુજ છે શિવાજી મહારાજે જે પ્રાતો ઉપર તોફાન મચાવ્યુ હતુ, તે થોડા સમયપરજ શાહજીરાજાના હાથમાથી જતા રહેલા હોવાથી તે પ્રાતો પુન પોતાના તાબામા આવે એ ઇચ્છાથીજ તેમણે પોતાના પુત્રદ્વારા એવી ખટપટ ચલાવેલી હોવી જોઇએ, એવો વહેમ બાદશાહને આવે તે સ્વાભાવિકજ હતુ

બાદશાહને સશય આવ્યો તો ખરો, પરતુ પ્રકટરીતે શાહજીરાજાનો પરાજય કરવાનુ બની શકે એમ નહોતુ શિવાજી મહારાજ ઉપર ચઢાઈ મોકલવામા આવે તો આ તરફ કર્ણાટકમા શાહજીરાજા પોતાની વિરુદ્ધ થઈ ત્યાની ધનસપત્તિને નુકસાન પહોચાડે તેથી બાદશાહે એ કાટો યુક્તિપૂર્વક કહાડવાનો વિચાર કર્યો તેમણે શાહજીરાજાને પ્રથમ પત્ર લખાવી મોકલ્યો કે—" તમે અમારા પ્રમાણિક

અમીર હોવા છતાં તમારો પુત્ર પુના પ્રાતમા રહીને અમારી વિરુદ્ધ વર્તે છે તેણે અમને વિશ્વાસઘાત કરી અમારા તાબાના કિલ્લા હસ્તગત કર્યા છે અને કલ્યાણ પ્રાત પણ કબજે કર્યો છે, એ વાત સારી નહિ એમા અમારૂ હિત શુ છે? તમને આજ્ઞા ફરમાવવામા આવે છે કે, શિવાજીએ વિશ્વાસઘાતકતા, બેદરકારી અને ઉદ્ધતાઇ કરવી જોઇએ નહિ, એવી તેને તમારે ચેતવણી આપવી તેણે અમારા તાબામા રહીને અમારી કૃપા સપાદન કરવી એ પ્રમાણે વર્તવાને તે ખુશી નહિ હશે, તો તમારા ઉપર અમારી ઇતરાજી થશે, તમારી જાગીરો છીનવી લેવામા આવશે અને તેને તથા તમને શિક્ષા કરવામા આવશે તમારાથી એને આજ્ઞામા રખાતો ન હોય કિંવા એનો પરાજય થતો ન હોય તો તેને અમારા દરબારમા લાવવો ”

શાહજી રાજાએ બાદશાહને ઉત્તરમા લખી જણાવ્યુ કે—“શિવાજી મારો પુત્ર છે, પરતુ તે મારી આજ્ઞામા રહેતો નથી તે વિફર્યો છે તેમા મારો કાઇ ઇલાજ નથી હુ બાદશાહનો રાજભક્ત નોકર છુ એના કાર્યમા મારી જરા પણ સહાનુભૂતિ નથી મારો અપરાધ હોય તો હુ અતકરણપૂર્વક હુઝુરની પાસે હાજર થવા તૈયાર છુ આપ નામદારે શિવાજી ઉપર ચઢાઇ મોકલી તેને જીવતો પકડી મગાવવો અથવા તેની સાથે ઇચ્છાનુસાર વર્તવુ હુ એ કામની વચમા આવુ તો મારી શરમ રાખવી નહિ શિવાજીને ભય બતાવી—કોઇ પણ રીતે આપે તેને તાબે કરવો એજ મારી વિનતિ છે મને એ સિવાય બીજુ કાઇ યોગ્ય લાગતુ નથી ” શાહજીરાજા તરફથી એવો ઉત્તર મળવા છતા બાદશાહની ખાત્રી થઇ નહિ[1] તેથી તેમણે કર્ણાટકમા સવારી લઇને ગયેલા પોતાના એક મુસ્તફાખાન નામના સરદારને ગુપ્ત આજ્ઞા લખી મોકલી કે—“શાહજીરાજાને યુક્તિપૂર્વક પકડી વિજાપુર લાવવા ” બાદશાહે વિચાર્યું કે, એ પ્રમાણે વર્તવાથી શિવાજીમહારાજ ઝટ ઠેકાણે આવશે મુસ્તફાખાને આ કામગીરી મુધોલના બાજી ઘોરપડેને સોપી

ઘોરપડેએ શાહજીરાજાને કેવો પ્રપચ કરી કેદ પકડયા, તે પાછળ લખવામા આવ્યુ છે રાજાને વિજાપુર લાવ્યા પછી બાદશાહે તેમને પુન સ્પષ્ટરીતે કહ્યુ કે-“ તમે તમારા પુત્રનુ તોફાન અને ઉદ્ધતાઈ બધ કરો ” બાદશાહે અન્ય સરદારોદ્વારા પણ રાજાને ઘણુ કહેવડાવ્યુ, પરતુ રાજા સર્વને એકજ પ્રકારનો ઉત્તર આપતા હતા કે—“શિવાજી સાથે મારે કઇ સબધજ નથી તે સરકાર સામે જેમ બળવો કરે છે, તેમ મારી સાથે પણ બળવાખોર જેવીજ વર્તણુક ચલાવે છે ” અતે બાદશાહે રાજા પાસે પોતાની સમક્ષ શિવાજી મહારાજપર એવા આશયનો પત્ર લખાવ્યો કે “તમારે એકદમ વિજાપુર આવવુ અને બાદશાહના જે કિલ્લા, કોટ વગેરે સ્વાધીનમા લીધા હોય તે તેમને સ્વાધીન કરવા તમારા એવા વર્તનને લીધેજ બાદશાહની મારાપર અતિશય ઇતરાજી થઇ છે ”

---

૧ શિ દિ મા લખેલુ છે કે, આજ વખતે આદિલશાહે શિવાજી મહારાજને એક ધમકીનો પત્ર લખેલો હતો અને તેમા તેમને તોફાન ન કરવાની અને વિજાપુર આવવાની આજ્ઞા કરી હતી તેનો જવાબ મહારાજે એવો આપ્યો હતો કે, મારા કબજામા આવેલા સઘળા પ્રાતો જો તમે મને જાગીરતરીકે આપવાનુ કબૂલ કરતા હો તોજ હુ વિજાપુર આવું.

પિતાનો પત્ર પ્રાપ્ત થતાજ શિવાજી મહારાજ ઉંડા વિચારમા પડયા "મારે લીધેજ પિતાને માથે સકટ આવી પડયુ હવે શુ કરવુ ? તેમની આજ્ઞા શિરસાવદ્ય કરી આજપર્યંત મેળવેલા કિલ્લા અને પ્રાત છોડી દેવાથી, તેમજ યવનોના તાબેદાર થઇ રહેવાથી મે શરૂ કરેલુ સ્તુત્ય કાર્ય અપૂર્ણ રહેશે અને જે સ્થિતિનો મને અતિશય તિરસ્કાર છે, તેજ સ્થિતિ સ્વીકારવી પડશે" શિવાજી મહારાજના મનમા અનેક વિચારો ઉત્પન્ન થતા તે ચિતાગ્રસ્ત થયા તેમની ચિતાગ્રસ્ત–ઉદાસીન–અવસ્થા જોઇ સઇબાઇએ તેમને ચિતાનુ કારણ પૂછ્યુ મહારાજે તેને પોતાના પિતાનો પત્ર વાચી સભળાવ્યો અને હવે શુ કરવુ તે પૂછ્યુ સઇબાઇએ ઉત્તર આપ્યો કે–" અમે તો સ્ત્રીજાતિ છીએ અમારી બુદ્ધિ કેટલી ? આપની પાસે બુદ્ધિમાન–ચતુર–કાર્યભારીઓ અને સરદારો છે, તેમની સલાહ લેવી જોઇએ, તોપણ મને પૂછો છો ત્યારે કહુ છુ કે–" આપે રાજ્ય મેળવવાનો અને સ્વધર્મનુ તથા ગોબ્રાહ્મણનુ રક્ષણ કરવાનો સકલ્પ કર્યો છે તે યોગ્યજ છે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી કાર્ય આગળ ચલાવવુ યશ આપનાર તે મહાપ્રભુ સમર્થ છે રાજ્ય મેળવવુજ છે ત્યા પછી મોહ શા કામનો ? મોટા મહારાજ દૂર પ્રદેશોમા છે, નહિ તો આ સ્થિતિમા શુ કરવુ તેનુ નિરાકરણ તેમનીજ પાસે કરાવત" સઇબાઈનો વચનો સાભળી મહારાજને સતોષ થયો ત્યાર પછી માતુશ્રી, સરદાર અને કારભારીઓને પૂછતા તેમણે પણ એવીજ સલાહ આપી શિવાજી મહારાજે શાહજીરાજાના પત્રનો ઉત્તર લખતા જણાવ્યુ કે–" મારા ત્યા આવવાથી કોઇ પણ પ્રકારની ફળપ્રાપ્તિ થવાની નથી મે જીતી લીધેલા કિલ્લાકોટ અને તે સાથેના પ્રાતો તમે છોડી દેવાનુ કહો છો પણ તે છોડી દેવાને હું ખુશી નથી માટે જે તમારા ભાગ્યમા લખ્યુ હશે તે પ્રમાણે તમારૂ થશે અને મારા ભાગ્યમા લખ્યુ હશે તે પ્રમાણે મારૂ થશે"

શાહજીમહારાજને પ્રત્યુત્તર મળતાજ તેમણે તે પત્ર બાદશાહને વચાવી વિનતિ કરી કે–" મારો પુત્ર મારા આધીનમા નથી આપ નામદારને યોગ્ય લાગે તેવી રીતે તેનો પરાજય કરવો મારાપર વિનાકારણે દોષારોપ કરી કોપાયમાન થશો નહિ" તેમ છતા બાદશાહને સતોષ થયો નહિ બાદશાહને એવુજ લાગ્યુ કે, એ કામમા શાહજીરાજાનોજ સર્વ પ્રપચ છે તેમને શિક્ષા કર્યા સિવાય શિવાજી મહારાજની બુદ્ધિ ઠેકાણે આવશે નહિ બાદશાહે ભીંતમા પથ્થરનો એક ગોખલો કરાવી તેમા બેસવા જેટલી જગ્યા રખાવી અને તેમા રાજાને ચણી લઇ ફક્ત એક ફાટ જેટલી જગ્યા ચણી લેવાનુ બાકી રહેવા દીધુ તેમને બાદશાહે કહ્યુ કે, અમુક મુદતમા તમારો પુત્ર મારે શરણ નહિ આવે, તો આ ફાટ પણ ચણી લેવામા આવશે રાજાને એ ગોખલામાથી દિવસમા એક બે વખત બહાર કાઢી પુનઃ તેમા બેસાડી દેતા જો શિવાજીમહારાજ બાદશાહને શરણે આવે નહિ તો શાહજીરાજાને જીવતાજ ભીતમા ચણી લેવાનો નિશ્ચય કરવામા આવ્યો હતો

શિવાજી મહારાજે જ્યારે પિતા ઉપર અતિ ભયકર પ્રાણાંત પ્રસગ આવ્યાના સમાચાર સાભળ્યા, ત્યારે તેમના હૃદયમા અતિશય વેદના થઇ અને આંખોમાં

કેવી રીતે વર્તવુ તેનો તે વિચાર કરવા લાગ્યા પોતાને લીધે પિતાના પ્રાણુનાશ થવાના વિચાર આવતા તેમનુ હૃદય શોકવિહ્વળ થયુ એવા મહાપરાક્રમી નરરત્નનો ઉદ્વેગકારક રીતે અત થાય અને તે પણુ પુત્રની ઉદ્ધતાઇનેજ લીધે થાય તો તે બનાવ એક સુશીલ પિતૃભક્ત પુત્રના હૃદયમા અત્યત દુખ ઉત્પન્ન કરેજ આજપર્યંત મે જે જે કાર્યો કર્યા છે, તે રાજાના જાણુવામા આવ્યા છે અને તે માટે રાજાએ મને કાઇ પણુ શિક્ષા કરી નથી, તેથી તે કાર્યો તેમને પસદ હોવા જોઇએ, એમ જાણીને શિવાજી મહારાજે પોતાના કાર્યો નિશ્ચયપૂર્વક આગળ ચલાવ્યા હતા તેમણે કરેલુ કામ આટલુ બધુ ભયકર સતાપજનક–પરિણામ–લાવશે એવુ તેમને જણાયુ નહોતુ તેમને ખબર હતી કે –' કર્ણાટકમા મારા પિતાનુ માન–ગૌરવ અતિશય વૃદ્ધિ પામ્યુ છે,તેથી તેઓ બાદશાહને એકાએક દાદ આપશે નહિ, પરતુ ઘોરપડે તેમને પ્રપચથી પકડી વિજાપુર લઈ ગયો, તેથીજ તેમના ઉપર એવો ભયકર પ્રસગ આવી પડયો છે '

દઢનિશ્ચયી વીર પુરુષોની પરીક્ષા તો એવા ભયકર અને વિકટ પ્રસગેજ થાય છે શિવાજીમહારાજના અનેક ગુણુની ખરી કસોટી આ સમયે થઈ, તેમની પિતૃભક્તિ કેવી નિસીમ હતી, તે પણુ એ પ્રસગેજ જાણુવામા આવ્યુ જો તેઓ કેવળ સ્વાર્થસાધુ અને રાજ્યલોભી હોત, તો તેમણે પિતાના જીવની દરકાર કરી ન હોત રાજ્યતૃષ્ણાને વશ થઇ ઔરગઝેબ જેવો બાદશાહ પિતૃહત્યા કરવાને તૈયાર થાય છે, ત્યારે પિતાના પ્રાણુરક્ષણુને માટે આત્મબળવડે સપાદન કરેલુ રાજ્ય છોડવા કોણુ તૈયાર થાય ? પરતુ શિવાજીમહારાજ એવા સ્વભાવના મનુષ્ય નહોતા તેમનામા બીજો એક ઉત્કૃષ્ટ ગુણુ એ હતો કે –" ગમે તેવુ સકટ આવે તોપણુ આરભેલુ સત્કાર્ય કદિ અપૂર્ણુ છોડવુ નહિ " તેઓ અટલ આગ્રહી પુરુષ હતા યવનોના ધાર્મિક જુલમમાથી સ્વદેશને મુક્ત કરી સ્વતત્ર કરવાનો તેમણે જે સકલ્પ એક વચન કર્યો હતો, તે પિતૃમોહને લીધે હમણા ચલિત થવાનો સભવ આવ્યો હતો તેમણે વિચાર્યું કે –" સકલ્પનો ત્યાગ નહિ કરવામા આવે તો આપણે પિતૃહત્યાનુ કારણુ થઇશુ અને પિતૃરક્ષણુ કરવા માટે યવનોને શરણે જઇશુ તો કરેલો સકલ્પ અસિદ્ધ રહેવાથી જગતમા આપણુ હાસ્ય થશે " શિવાજી મહારાજની સ્થિતિ એક તરફ વાવ અને બીજી તરફ કૂવા જેવી થઇ પડી હતી, પરતુ એ પ્રસગે સ્વસકલ્પત્યાગ નહિ કરતા પિતૃસકટનિવારણુ કરવાની તેમણે જે અજબખીભરેલી યુક્તિ યોજી, તે ઉપરથી તેમની ઉત્કૃષ્ટ કલ્પનાશક્તિ અને કાર્યદક્ષતા સારી પેઠે જણાઈ આવે છે

શિવાજી મહારાજે અત્યારસુધી મોગલોના દેશમા યત્કિચિત પણુ ઉપદ્રવ કર્યો નહોતો, તેનુ કારણુ સ્પષ્ટજ હતુ કે, એ બાદશાહી સાથે એકદમ વિરોધ કરવો એ ઇષ્ટપ્રદ નહોતુ વળી સરહદના મુલકોમા મોગલોનો બદોબસ્ત ઘણો સારો હતો બીજુ કારણુ એ હતુ કે, વિજાપુરસરકારની સત્તા દુર્બળ કરી નાખનાર રિપુ ઉત્પન્ન થાય અને શાહજીરાજા જેવો શૂરો અને બળવાન સરદાર કિવા તેનો તેજસ્વી પુત્ર એ સરકારના રાજ્યમા ઉથલપાથલ કરે, એ મોગલ બાદશાહને ઇષ્ટ–

મદદ માગવા જેવુ હતુ વિજાપુરસરકાર સાથે યુદ્ધ કરવાનો પ્રસગ પ્રાપ્ત થતા ક્વચિત પાછા હટવુ પડશે, તો મોગલોનો આશ્રય લઇને આત્મરક્ષણ કરી શકાશે, એવુ જણાવાથી મહારાજે તે સરકારને સહજ પણ દુભવી નહોતી

શિવાજીમહારાજને મોગલ બાદશાહનો ઉદ્દેશ બરોબર સમજાયો હતો, તેથી તેમને આ પ્રસગે ખાત્રી થઈ કે—"હમણા તેમની પાસે મદદ માગવામા આવશે, તો તેઓ તત્કાળ આપશે" તેથી મહારાજે શાહજહાન બાદશાહને તેનો દીકરો મુરાદબક્ષ કે જે તે વખતે દક્ષિણનો સુબેદાર હતો, તેની મારફતે વિનતિ કરી કે—"મારા પિતા શાહજીરાજા ઉપર વિજાપુરસરકારની ઇતરાજી થવાથી તેઓએ તેમને બીતમા ચણી લઇ મારી નાખવાનો નિશ્ચય કર્યો છે તેમને પ્રાણસકટમાથી છોડવવાની કૃપા કરવી અને તેમને આપના તાબામા લેવા, હુ પણ આપની નોકરીમા રહેવા ખુશી છુ નિજામશાહીના સબધને લીધે ઉત્પન્ન થયેલો ક્લેશ મનમા નહિ લાવતા એ શૂરવીર અને પ્રમાણિક સરદારને જીવતદાન દેવાથી દક્ષિણમા મોગલાઇ સત્તા વૃદ્ધિગત અને મજબૂત કરવા માટે, તેમના તરફથી તેમજ મારા તરફથી આપને ઘણી સહાયતા મળશે" એ મતલબની અરજી જ્યારે રઘુનાથ પત મુરાદબક્ષ પાસે લઇને ગયો, તે વખતે તેના મોમાથી પાણી છૂટયુ હશે! નિજામશાહીને મદદ કરતા, શાહજીરાજાએ વિલક્ષણ શૌર્ય અને પરાક્રમ બતાવ્યુ હતુ, તે મુરાદબક્ષ વિસર્યો નહોતો, તેજ પ્રમાણે સ્વરાજ્ય સ્થાપવાના કાર્યમા શિવાજીમહારાજે પ્રદર્શિત કરેલી કર્તવ્યદક્ષતા અને યુક્તિમત્તા, તેમના કાને વખતોવખત ગયેલી હતી એવો પરાક્રમી અને શૂરો સરદાર પોતાને અનુકૂળ થાય તો નિજામશાહી પ્રમાણે આદિલશાહી અને કુતુબશાહી, પાયમાલ કરવામા વિલબ લાગે નહિ, એવુ તેમણે વિચાર્યું હોય તો તે પણ સ્વાભાવિકજ છે

મહારાજની આ નમ્રતાભરેલી અરજીનો મુરાદબક્ષે સને ૧૬૪૮ ના માર્ચ માસમા એવો જવાબ આપ્યો કે—"તમારી માગણી શી છે તે જણાવવાને તમારા કોઇ વિશ્વાસુ વકીલને અમારી પાસે મોકલો" મહારાજે પોતાના વકીલને મોકલી આપ્યો મુરાદે એ વાત બાદશાહને જણાવી અને મહારાજની અરજ કબૂલ કરવાની ભલામણ કરી આથી શાહજહાન બાદશાહનુ મન પીગળ્યુ અને તેમણે વિજાપુરસરકારને ખરિતો લખી મોકલ્યો કે—"શાહજીરાજા ભોસલેને કોઇપણ પ્રકારની શિક્ષા નહિ કરતા છોડી દેવા" અને મહારાજને સને ૧૬૪૯ ના ઓગસ્ટ મહીનામા મુરાદબક્ષ મારફતે એવો ઉત્તર લખી મોકલ્યો કે—"શાહજીરાજાનુ પૂર્વનુ ગેરવર્તન મનમા નહિ લાવતા, અમે તેમને નોકરીમા રાખવા ખુશી છીએ તમને પણ પાચહજાર ઘોડેસ્વારની મનસબ આપવા તૈયાર છીએ, માટે તમારે તમારા પિતા અને બીજા સગાસબધીઓને લઇને દરબારમા રજુ થવુ" એ માસ પછી મુરાદબક્ષે શાહજીરાજાને એવી મતલબનો પત્ર લખ્યો કે—"તમારા પુત્ર શિવાજીએ તમારા છૂટકારામાટે અરજ કરીને તમે બાદશાહની નોકરી કરવાને રાજી છો, એવુ જણાવ્યુ છે, એથી અમારા મનનુ સમાધાન થયુ છે અને તમારા પ્રથમના અપરાધો મનમા ન લાવતા તમારો છૂટકારો કરવા માટે લખી જણાવ્યુ છે હુ બાદ-

શાહ પાસે જવાનો છુ ત્યા તમારે માટે ભલામણ કરીને તમારી નોકરીની અરજી મજુર કરાવીશ તમે કોઇને વકીલતરીકે મોકલો તેની સાથે કરારપત્ર તેમજ આજ્ઞાપત્ર મોકલી આપવામા આવશે તમારા પુત્ર સભાજીને પહેલા પ્રમાણે મનસબ આપવામા આવશે, પણ તમારે હવે મોગલ બાદશાહ સાથે ઈમાનથી વર્તવું પડશે આ દરબારની તમારાપર પૂર્ણ કૃપા છે, તે જણાવાને માટે આ પોષાક મોકલેલો છે તેનો સ્વીકાર કરજો ”

શાહજહાન બાદશાહના ખરિતાનુ અપમાન કરવાની આદિલશાહની હિમત નહોતી તે બન્ને વચ્ચે પહેલા તહનામુ થયુ હતુ, તેથી આદિલશાહને એવી બીક હતી કે –“ મોગલબાદશાહને નાખુશ કરવાથી આપણા રાજ્યને મોટુ નુકશાન થશે ” તેથી તેણે શાહજીરાજાને જામીનપર છોડયા,૧ પરતુ તેમને વિજાપુર શહેર બહાર જવાની સખ્ત મના કરી, ત્યા નજરકેદ રાખ્યા ( ઈ૦ સ૦ ૧૬૪૯ ) શાહજીરાજા લગભગ ચાર વર્ષ સુધી વિજાપુરમાજ નજરકેદ રહ્યા હતા, ત્યાથી મુક્ત થવા માટે તેમણે નાના પ્રકારના યત્નો કર્યા, પરતુ આદિલશાહ તેમને કોઇપણ રીતે કર્ણાટકમાની પોતાની જાગીરમા જવા દેતા નહોતા તેમના તરફથી મોટા મોટા સરદારોએ બાદશાહને ઘણુ સમજાવ્યુ, પરતુ તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ ચાર વર્ષ પછી રાજાને કર્ણાટકમા જવા દેવાનુ મુખ્ય કારણ એ બન્યુ કે, તે પ્રદેશમા જ્યા ત્યા અરાજકતા થઇ રહી અને બાદશાહની સત્તા નિરર્થક થઇ

૧ કેટલાક બખરકારો લખે છે કે, રણદુલ્લાખાન અને મુરારપત એ બન્નેની ભલામણથી શાહજીરાજાને મુક્ત કરવામા આવ્યા તેમણે બાદશાહને કહ્યુ કે – એવા ગૌરવશાળી અને શૂરવીર સરદારનો નિર્દયરીતે વધ કરવાથી લોકોમા આપની નિંદા થશે અને સર્વ મરાઠા સરદારો આપના ઉપર ક્રોધે ભરાશે, પરતુ એ ખરૂ નથી, કારણ કે એ બન્ને કાર્યભારીઓ તે સમયે હયાત નહોતા એમ જણાય છે રણદુલ્લાખાનના રાજીનામાનો ચમત્કારિક પ્રકાર અગાઉ ટીપણીમા જણાવ્યો છે પ્રો સરકાર જણાવે છે કે શાહજહાને આદિલશાહને પત્ર લખ્યો હોય એમ લાગતુ નથી, તો પછી રણદુલ્લાખાનની ભલામણથીજ શાહજીરાજાનો છુટકારો થયેલો હોવો જોઈએ, પણ શાહજીરાજા અને શિવાજી મહારાજપર મુરાદબક્ષ તરફથી આવેલા પત્રો રા બ પારસનીસ પાસે મૂળ ફારસી ભાષામા છે તે ખરા માનીને તેનો અનુવાદ કરેલો છે તેમાનો ત્રીજો પત્ર શિવાજીમહારાજની માર્ચ મહીનાની અરજી પછી મુરાદબક્ષે ખુદ શાહજીરાજાને લખેલો છે અને તેણે તે સાથે પોષાક પણ મોકલેલો છે તેણે મોગલો સાથે શરતો કરવાને માટે વકીલ પણ મોકલવાનુ લખેલુ છે ઑગસ્ટ મહીનામા શિવાજીમહારાજને શાહજીરાજા વગેરેને લઈને હજુરના દરબારમા આવવાનુ લખ્યુ હતુ જો જેધેની શકાવલી ખરી માનીએ તો શાહજીરાજા આશરે જૂન મહીનામા (જેઠ સુદ પૂર્ણિમા) છુટેલા હોવા જોઈએ મિ કિંકેડ જણાવે છે કે, શાહજહાન બાદશાહનો કાગળ આવવાથી આદિલશાહના મનમા ઘણોજ ડર પેઠો તેને લાગ્યુ કે, જો આપણે શાહજીરાજાનો વધ કરીશું તો શિવાજી મહારાજ મોગલોના તાબામા જતા રહેશે અને તેથી પોતાનો જીતાએલો મુલક પણ મોગલોની સત્તા નીચે જતો રહેશે ઉપરાત શાહજીરાજાએ મોગલોની નોકરી સ્વીકારેલી હોવાથી જો તેનો વધ કરીશું તો મોગલબાદશાહ આપણો જવાબ માગશે આ બાબતનો તેને વિચાર થઈ પડયો. પછી રણદુલ્લાખાન અને મોરારપતની ભલામણથી આદિલશાહે શાહજીરાજાને મુક્ત કર્યા.

પડવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ત્યાના રાજદ્રોહી બળવાખોરોનો પરાજય કરવાનું કામ અત્યંત કઠિન હતું શાહજીરાજા જેવો બુદ્ધિમાન અને શૂરવીર સરદાર તે કામમા વિજય મેળવે તેમ હોવાથી આદિલશાહે રાજાને ત્યા મોકલ્યા, પરંતુ રાજાને ત્યા મોકલતા પહેલા તેમની પાસે કબૂલાત કરાવી લીધી કે—"તેમણે મુધોલકરને અને તેની જાગીરને કંઇ પણ ઉપદ્રવ કરવો નહિ" બાદશાહ એટલુંજ કરીને અટક્યા નહિ પણ તેમણે બનેલી વાત ભૂલી જઇને પરસ્પર વચ્ચે સ્નેહ સંબંધ થાય તે માટે રાજાને કહ્યુ કે—'તમે તમારી ઇનામી જમીન ફેરબદલ કરો. ઘોરપડેએ પોતાની કર્ણાટકની સઘળી જાગીર શાહજીરાજાને આપવી અને રાજાએ કરાડ પ્રાંત ઉપરનો હક્ક ઘોરપડેને આપવો' બાદશાહની આજ્ઞા પ્રમાણે તેમણે પોતાની જાગીરો ફેરબદલ કરી લીધી

પરંતુ શાહજીરાજાના અંતઃકરણમાથી ઘોરપડે ઉપરનો દંશ જરા પણ ઓછો થયો નહોતો નજરકેદમાથી મુક્ત થઇ કર્ણાટકમા પગ મૂકતાજ રાજાએ શિવાજી મહારાજને પત્ર લખ્યો કે—'જો તું મારો ખરો પુત્ર હોય તો બાજી ઘોરપડેને શિક્ષા કરજે' ખરૂ જોતા શિવાજીમહારાજને રાજા તરફની એવી આજ્ઞાની અગત્યજ નહોતી તેમના અંતઃકરણમા ઘોરપડે ઉપર સંપૂર્ણ દ્વેષ ઉત્પન્ન થયોજ હતો અને તેઓ તેને શિક્ષા કરવાની યોગ્ય તક જોતાજ હતા એ તક તેમને આગળ જતા આઠ નવ વર્ષે પ્રાપ્ત થઇ શાહજીરાજાએ ધાર્યુ હોત તો તેના ઉપર વૈર વાળવાનો વિલંબ કરત નહિ; પરંતુ તેઓ બાદશાહના આશ્રયમા હોવાથી ઘોરપડે સાથે પ્રકટરીતે વૈર કરી શકતા નહોતા ઇ૦ સ૦ ૧૬૬૧ ના અરસામા ખેમસાવંત અને લખમસાવંત દેસાઇએ વિજાપુરસરકારની મદદ લઇને શિવાજી મહારાજ સાથે યુદ્ધ કરવાની ગોઠવણ કરી, ત્યારે સરકારે બાજી ઘોરપડેને તેમની મદદ માટે મોકલ્યો ઘોરપડે વિજાપુરસરકારના સૈન્યસહિત કોકણમા આવવા નીકળ્યો. ત્યા જતા પહેલા ઘોરપડે પોતાને ગામ મુધોલ ગયો ઘોરપડે મુધોલ આવ્યાના સમાચાર મળતાજ શિવાજીમહારાજે વિશાળગઢ ઉપરથી ઝપાટાબંધ કુચ કરી એકદમ મુધોલ ઉપર છાપો માર્યો મહારાજ અને ઘોરપડે વચ્ચે મોટુ યુદ્ધ થયુ; તેમા ઘોરપડે મરાયો મહારાજે સમસ્ત મુધોલ શહેર લુટી, બાળી ભસ્મ કરી પાયમાલ કર્યું ઘોરપડેના સર્વ સગા વગેરે જેટલા મનુષ્યો હાથમા આવ્યા તેમને પકડી મારી નાખ્યા કહેવામા આવે છે કે, મહારાજે એ સમયે લગભગ ત્રણ હજાર મનુષ્યોનો સંહાર કર્યો હતો[1] અત્યાર પહેલા કિંવા અત્યાર પછી મહારાજ-

---

૧ બાજી ઘોરપડેનો એક પુત્ર માલોજી એ તોફાનમાથી બચેલો હોવાથી તેના પિતાની જાગીરનો તેજ માલિક થયો માલોજી મોટો પરાક્રમી નિવડયો, 'એ બળવાન સરદાર વશ થવાથી આપણુ મહત્ કાર્ય સિદ્ધ થશે,' એવો વિચાર કરી મહારાજે તેને ભાગાનગરથી એક પત્ર મોકલ્યો તેમા લખ્યુ હતુ કે, ઘોરપડે અને ભોસલેના વંશજોમાથી કલહ નાશ પામે, પરસ્પર બંધુભાવ થાય અને બન્ને મળીને યવનોનો પરાજય કરી મરાઠાનુ રાજ્ય સ્થપાય એવો વિચાર અમારા મનમા છે, પરંતુ એવા બંધુભાવદર્શક પત્રથી માલોજીનુ મન ડગ્યુ નહિ તે અંત સુધી વિજાપુર-સરકારની નોકરીમાજ રહ્યો

ને હાથે એવું ભયંકર કૃત્ય કદિપણ થયું નહોતું; પરંતુ યવનોનો પક્ષ લઇને માત્ર પોતાનું તળિયું ટાઢું કરવા માટે ઘોરપડેએ શાહજીરાજાનો જીવ સંકટમાં નાખ્યો હતો, તે માટે મહારાજના અંતઃકરણમાં કેવો સખ્ત દ્વેષ હતો તે ઉપલા ભયંકર કાર્યપરથી જણાઇ આવે છે, તેમજ તેમના અંતઃકરણમાં પિતૃભક્તિ કેટલી ઉજ્જવળ હતી તે પણ ઉત્કૃષ્ટ રીતે જણાઇ આવે છે

શાહજીરાજા ઇ૦ સ૦ ૧૬૪૦ થી ૧૬૫૩ સુધી વિજાપુરમાં નજરકેદ રહ્યા હતા તે અરસામાં શિવાજીમહારાજે વિજાપુરસરકારના પ્રદેશમાં કંઇ પણ હીલચાલ કરી નહોતી, એનું કારણ સ્પષ્ટજ છે શિવાજી મહારાજ જાણતા હતા કે, પોતાના પૂર્વક્રમને અનુસરીને તે સરકારના પ્રાંતમાં કિંચિત પણ ગડબડ કે તોફાન કરવામાં આવશે તો પોતાના પ્રિય પિતાના જીવનું જોખમ થશે મોગલોના પ્રદેશમાં કંઇ પણ ઉથલપાથલ કરવામાં આવે, તો ત્યાંના મોગલ બાદશાહ સાથે વૈર થતાં પોતાના પિતાપર પુનઃ પ્રાણસંકટ આવે, તે પણ નક્કીજ હતું; તેથીજ તેમને એટલા બધા લાંબા સમયપર્યંત એકજ સ્થળે સ્વસ્થ બેસી દિવસો નિર્ગમન કરવા પડ્યા તેમાં આનંદ પામવા જેવી એક વાત એ હતી કે, વિજાપુરસરકારે મોગલબાદશાહની બીકથી મહારાજા સાથે સરત કરી નહિ કે—"અમારા કિલ્લા અને પ્રાંત તમે તાબે કર્યા છે, તે અમને પાછા નહિ આપો તો અમે શાહજીરાજાને દેહાંત શિક્ષા કરીશું" મહારાજે એટલા લાંબા સમયમાં તાબે કરેલા કિલ્લા દુરસ્ત કરાવી મજબૂત બનાવ્યા અને તેપર સુવ્યવસ્થા કરી દીધી તેમજ પોતાની સત્તામાં આવેલા પ્રાંતોમાં જમાબંધી વગેરે પદ્ધતિસર ચાલુ કર્યાં

એટલા સમય દરમ્યાન વિજાપુરસરકારે શિવાજી મહારાજનો પરાજય કરવાનો પ્રયત્ન કર્યો નહિ, તેનું કારણ એ હોવું જોઇએ કે, મહારાજે મોગલોને શરણે જઇ તે સરકારને આશા આપી હતી અને મોગલો પાસે નોકરી રહેવા તૈયાર થયા હતા, એ સર્વ આદિલશાહ જાણી શક્યા હતા જો શિવાજીમહારાજ સાથે કલેશ ઉત્પન્ન થાય તો તેણે આપણી માલેકીના જે કિલ્લા અને પ્રાંતો કબજે કર્યાં છે, તે મોગલોને સોંપી દઈ તેમના શરણમાં જશે અને તેમને આપણા ઉપર સ્વારી કરવા ઉશ્કેરણી કરશે, તો પછી આપણો કયાંય પત્તો લાગશે નહિ આદિલશાહના મનમાં એવી પણ કલ્પનાનો પ્રવેશ થાય એ પણ સંભવિત હતું



# प्रकरण ९ मुं–मोगलो साथे संबंध



પિતૃસકટનિવારણુ કરવા આરભેલા કાર્યની સિદ્ધિ કરવા માટે અને આવી પડેલુ ભયકર વિઘ્ન ટાળવામાટે મહારાજ નિરુપાયે પૂર્વોકત પ્રકારે શાહજહાન બાદશાહને શરણે ગયા હતા અને માત્ર બાહ્યદષ્ટિએજ તેમની નોકરી સ્વીકારી હતી તેમની સહાયતાવડે પિતાની મુકિત થયા પછી મહારાજે તેઓ સાથે કરેલી કબૂલાત પાળવામા બહાના બતાવવા માડયા સત્ય કહીએ તો તેમણે મોગલ બાદશાહ સાથે બુદ્ધિ–પ્રપચ રચ્યો હતો તેમણે સકલ્પ કર્યો હતો કે –' પ્રાણુ જતા સુધી યવનોની તાબેદારી કરવી નહિ ' ગમે તેવા સકષ્ટ આવવા છતા તે સકલ્પ ચલિત થયો નહિ

દિલ્હીપતિ તરફથી મહારાજપ્રતિ વાર વાર માગણી થવા લાગી કે –" તમે તમારી કબૂલાત પ્રમાણે વર્તો અને અમારી નોકરીમા આવી અમારી મનસબદારી સ્વીકારો " મહારાજે એ માગણી યુકિતપૂર્વક દૂર કરી તેમણે મુરાદબક્ષ પાસે પોતાનો રૂઘનાથપત નામનો એક વકીલ મોકલીને એવી માગણી કરી કે –" જુન્નર અને અહમદનગર પ્રાતમા અમારા પિતાએ ઉપાર્જિત કરેલો સરદેશમુખીનો હક્ક હજુસુધી વસુલ થયો નથી, તે હક્ક આ પ્રાતમા મજુર કરવો " તેનો ઉત્તર મહારાજને એવો મળ્યો કે –" જ્યારે હુ બાદશાહ પાસે જઈશ ત્યારે તમારી માગણીનો યોગ્ય વિચાર થશે તમે તમારા વકીલને મોકલજો; પરતુ તેને તમારી વાત બરોબર સમજાવતા આવડવી જોઇએ, તો કામ થવામા હરકત નડશે નહિ " શાહજાદા પાસેથી આ મતલબનો ઉત્તર ઇ૦ સ૦ ૧૬૪૯ ની આખરે મહારાજપર આવ્યો હતો મહારાજે શાહજહાનની નોકરી કરવા સબધીનો આગ્રહ એ પ્રમાણે ટલ્લે ચડાવ્યો

ઇ૦ સ૦ ૧૬૫૭ મા શાહજહાને પોતાના પુત્ર આરગઝેબ અને મીરજુમ્લાને મોટુ સૈન્ય આપી વિજાપુર રાજ્ય તાબે કરવા મોકલ્યા [1] તેમણે સરહદ ઉપરના

---

૧ પ્રો સરકાર જણાવે છે કે, ઔરગઝેબ સને ૧૬૫૩ થી દક્ષિણના સુબેદારતરીકે આવ્યો હતો સને ૧૬૫૬ મા તે ગોવળકોડાના શાહ સાથે લડતો હતો સને ૧૬૫૬ ના નવેબરમહીનામા આદિલશાહ મરી ગયો, ત્યારે ઔરગઝેબે વિજાપુરપર સવારી કરવાની તૈયારી કરી અને વિજાપુરદરબારના સરદારો અને માડળીકોને વશ કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. આ વખતે શિવાજીએ મોગલ સુબેદાર મુલતફાતખાનની મારફતે આ સદેશા પહોચાડ્યા હતા.

કલ્યાણ, બેદર વગેરે કિલ્લા સર કરવાનો સપાટો ચલાવ્યો તે સમયે શિવાજી મહારાજે ઔરંગઝેબને સ્નેહભાવે કહાવી મોકલ્યું કે–"હું દિલ્હીપતિનો નોકર છું આ ચઢાઇમાં તેમને જે સહાયતા જોઇએ તે આપવા હું તૈયાર છું મે વિજાપુર સરકારના જે કિલ્લા અને પ્રાંત હસ્તગત કર્યા છે, તે મારી સત્તામાંજ રહેવ દેવા વિજાપુરસરકારના સમુદ્રકિનારાપરના દાભોળ વગેરે પ્રાંત હું તમારે માટે કબજે કરવા તૈયાર છું" મહારાજની એ માગણી શાહજાદો સ્વીકારે, એ સંભવિતજ હતું; કારણ કે તે મહારાજની યોગ્યતા સારીપેઠે જાણતો હતો તે મહારાજને પત્ર લખી જણાવ્યું કે–"તમારા તાબામાં વિજાપુરસરકારના જે પ્રાંત છે તેને અમે હવે પછી સ્પર્શ કરીશું નહિ સમુદ્રકિનારાપરનો જે પ્રાંત કબજે કરવાની તમારી ઇચ્છા છે, તે પ્રમાણે અવશ્ય કરશો"

એ સમયે શાહજાદા ઔરંગઝેબના મનમાં શિવાજી મહારાજની પ્રત્યક્ષ મુલાકાત લઈ, તેમને કહેવાની ઇચ્છા હતી કે–"એ ચઢાઇમાં તમારો અને અમારો હિતસંબંધ એકસરખોજ છે અમારી સાથે મળી જઈ અમને અંતઃકરણપૂર્વ મદદ કરશો તો તમારૂં વિશેષ કલ્યાણજ થશે" પ્રત્યક્ષ મુલાકાત લેવાનું બન નહિ, ત્યારે ઔરંગઝેબે, એજ આશયનો પત્ર મહારાજને લખી મોકલ્યો શાહજાદાએ બહાના અને લાલચ બતાવી મહારાજને વશ કરવાના ઘણા પ્રયત્નો કર્યા, પર મહારાજ બુદ્ધિમાન અને ચતુર હતા શાહજાદાની લોભ–જાળમાં તેઓ ફસાય નહિ મહારાજ દિલ્હીપતિનાજ નોકર છે, એવું તેમને વારંવાર માત્ર લખતા હત એટલુંજ તેમણે ઔરંગઝેબને નમ્રતા બતાવી તેનું લશ્કર પોતાના પ્રદેશમાં કાંઈ પ ઉપદ્રવ કરે નહિ, એવી યુક્તિ કરી વેગળું કહાડયું મોગલોનું સૈન્ય ઘણે વેગળે જ વિજાપુર–સરકાર સાથે યુદ્ધ કરવામાં ગુંથાયું છે, એ જાણીને મહારાજે બને તેટલું પોતા સામર્થ્ય વધારવાનો નિશ્ચય કર્યો

યવની બખરના આધારે પ્રો સરકાર જણાવે છે કે, મોગલોએ વિજાપુ સરકારના પ્રદેશમાં લૂટફાટ શરૂ કરી, ત્યારે તે સરકારે શિવાજી મહારાજ મોટી લાલચ આપીને મોગલોના નૈઋત્યમાં આવેલા પ્રાંતોપર હલ્લો કરવા સમજાવ્યા. તેમાં તેનો ઇરાદો એવો હતો કે, આદિલશાહના ઇશાન ખૂણામ આવેલા બેદરસ નામના કિલ્લાને મોગલોએ ઘેરો નાખ્યો હતો, તે ઉઠાવ લઇને પોતાના પ્રાંતનું રક્ષણ કરવાને તેઓ પાછા જાય આ પ્રમાણે શિવાજીએ મિનાજી ભોસલે અને કાશીને તે પ્રાંતપર હલ્લો કરવાને મોકલ્યા ઇ૦ સ૦ ૧૬૫૯ ના માર્ચ મહીનામાં તેમણે ભીમા નદી ઓળંગી અને ચમારગોંદના પ્રાંતમાં લૂટફાટની શરૂઆત કરી તથા એ પ્રમાણે લૂટફાટ કરતા એ લોકો ઠેઠ અહમદનગર નજીક સુધી પહોંચી ગયા

એ પ્રમાણે મિનાજીને પૂર્વમાં અહમદનગર પ્રાંતપર મોકલીને પોતે જુન્નર શહેર પર ચઢાઇ કરી એ સમયે જુન્નર શહેર સંપત્તિસંપન્ન હોવાથી મહારાજ દિલ્હીપતિ પાસે જુન્નર અને અહમદનગરનો હક માગતા હતા; પરંતુ તેણે મહારાજના હકસંબંધી ફરિયાદ સાંભળી નહોતી, તેથી મહારાજે તેનાપર

વાળવાની ઇચ્છાથી તે શહેરો લૂટવાનો વિચાર કર્યો અને જુન્નર શહેર ઉપ
રાત્રે છાપો મારી થાણાપરના લોકોની ભારે કતલ કરી શહેરને સારી પેઠે લૂ
લીધુ એ લૂટમા મહારાજને ત્રણ લાખ હોન, બસો ઘોડેસ્વાર અને બીજી પુષ્કળ
મૂલ્યવાન વસ્તુઓ હાથ લાગી, તે સર્વ તેમણે તરતજ પુને પહોચાડી દીધી; આ
પ્રથમથીજ કેટલાક મનુષ્યો પુનામા રાખ્યા હતા તેમને સઘળો માલ રાજગઢ ઉ
પર તરતજ પહોચાડી દેવાનુ કહ્યુ આ વાતની ઔરંગઝેબને ખબર પડી ત્યારે તે
થાણેદારને ઘણોજ ઠપકો આપ્યો અને તેની મદદને માટે કંઇક સૈન્ય રવાના કર્યું
નાસિરખાન, ઇરાજખાન અને બીજા કેટલાક સરદારોને ત્રણ હજારનુ સૈન્ય લઇ
અહમદનગર પ્રાતનુ રક્ષણ કરવાને અને શિવાજી મહારાજના મુલકપર સવારી
રવાને તેણે મોકલ્યા તેજ પ્રમાણે એક રાવકર્ણ નામનો સરદાર ઔરંગાબાદ
શાહજાદાની મદદ માટે આવતો હતો તેને પણ શિવાજી મહારાજપર મોકલ્યે
અને શાસ્તાખાનને પોતાની પાસેથી એક હજાર માણસો લઇને જવાની આ
કરી આ બાજુ મરાઠાઓ લૂટફાટ કરતા કરતા અહમદનગર સુધી આવી પહોચ
છે એવા સમાચાર મળતા ત્યાનો થાણેદાર મુલતફાતખાન તેમનાપર ચઢી આ
વ્યો અને તેણે ચમારગોદનો ઘેરો ઉઠાવીને મિનાજીની પૂઠ પકડી, પણ મિન
એ તેને કશી દાદ આપી નહિ તેનુ તોફાન એ પ્રાતમા એકસરખુ ચાલુ રહ
જે વખતે મહારાજ જુન્નર શહેરની આજુબાજુનો પ્રાત લૂટતા હતા, તે વખ
રાવકર્ણ અને શાસ્તાખાન તેમનાપર ચઢી આવ્યા, એટલે તેઓ જુન્નર પર
ણામાથી છટકીને અહમદનગર પરગણામા ઘુસ્યા અને ત્યા લૂટફાટ કર
લાગ્યા અને કેટલાક માણસો સાથે તેઓ અચાનક અહમદનગર પાસે આવી પહે
ચ્યા તથા શહેરને લૂટવા લાગ્યા આ બાતમી કિલ્લાપર પહોચતાજ મુલતફાતખ
કેટલાક માણસો શહેરના રક્ષણ માટે રવાના કર્યા. આથી તેઓ શહેરને જે
જોઇએ તેવુ લૂટી શકયા નહિ, છતા પણ આ ચઢાઇમા તેમને પુષ્કળ દ્રવ્ય મળ
તેમના હાથમા સાતસો ઘોડા અને ચાર હાથી આવ્યા એ લઇને માહરાજ શ
ઓના સપાટામાથી છટકી ગયા આ ઝપાઝપીમા તેમના કેટલાક માણસો મરા
આ વખતે ઉપર જણાવેલા નાસિરખાને પણ તેમની પૂઠ પકડી હતી આ સરદાર
જોડે સૈન્ય પુષ્કળ હોવાથી તેની સાથે નિભાવ થાય એમ હતુ નહિ, તેથી તેને થ
આપીને મહારાજ પાર નીકળી ગયા મોગલોના ઘોડાઓ અત્યત થાકી ગયેલા 
વાથી તેમની પૂઠ પકડવાનુ તેમનામા બળ રહ્યુ ન હતું

એ લૂટ મળ્યા પછી મહારાજે પોતાનુ ઘોડેસ્વાર લશ્કર વધારવાનો સપા
ચલાવ્યો જુન્નર અને અહમદનગરની લૂટમાથી તેમને પુષ્કળ ઘોડા મળ્યા હ
તે સિવાય જ્યા ઘોડા વેચાતા હતા ત્યાથી કેટલાક વેચાતા મગાવ્યા તે ઉપર 
તાના પાયદલ સિપાઇઓને સ્વાર બનાવ્યા અને મરાઠા શિલેદાર મળ્યા તેટલ
નોકરીપર રાખી લીધા અત્યાર પહેલા મહારાજ પાસે જે ઘોડેસ્વાર લશ્કર હ
તે ઉપર માણકોજી દહાતોડેને મુખ્ય અધિકારી નિમી તેને સરનૌબતનો ખિતા
આપ્યો હતો માણકોજી પ્રથમ શાહજીરાજાની નોકરીમા હતો તે ઘણો અનુભ

હતો તેણે ઘોડેસ્વાર લશ્કરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની રાખી હતી માણકોજી મરણ પામ્યો ત્યારે તે જગ્યાએ નેતાજી પાલકર નામક એક શૂરા સરદારની નિ-મણૂક કરવામા આવી પાલકર શૂરવીર અને સાહસિક હતો મરાઠા શિલેદારોમા તેનુ વિશેષ માન હતુ તેની લાગવગથી ઘણા મરાઠા શિલેદાર મહારાજની નોકરીમા આવી રહ્યા

શિવાજી મહારાજે મોગલોનુ સૈન્ય પોતાની પીઠ પાછળ લાગેલુ હોવા છતા તેમના જુન્નર અને અહમદનગર પરગણામા ધમાલ મચાવી મૂકી અને તે શહેરો-ને લૂટી લીધા; અને તેમના સરદારોને કઇ પણ દાદ દીધા વગર સહીસલામત છટકી ગયા. આથી ઔરગઝેબને ઘણોજ ગુસ્સો ચઢયો અને તેણે નસીરખાન વગેરે સરદારોને એવો હુકમ કર્યો કે—" જ્યા જ્યા મરાઠા હાથમા આવે ત્યા ત્યા તેમની કતલ કરી નાખવી શિવાજી મહારાજના પ્રાતમા સવારી લઇ જઇને ત્યાના લોકોનો સહાર કરવો અથવા તો તેમને ગુલામ બનાવવા તેના પુના, ચાકણ વગેરે થાણા સર કરીને તેનો સદતર નાશ કરવો મોગલ સલ્તનતના જે દેશમુખોએ અથવા એકુતોએ મરાઠાઓને મદદ કરી હોય તેમનો વધ કરવો તેમા જરાયે દયા કરવી નહિ " વિજાપુરસરકાર સાથે યુદ્ધ ચાલતુ હતુ, તે વખતે નૈઋત્ય ખૂણાના પોતાના પ્રાતો મરાઠાઓના હાથમા જાય નહિ, તેટલા સારૂ આરગઝેબે ચારપાચ ઠેકાણે થાણા સ્થાપ્યા અને તે ઠેકાણે સૈન્ય મૂકયુ તેણે એવી આજ્ઞા કરી કે—" મો-ગલોના પ્રદેશમા મરાઠાઓને બીલકુલ પ્રવેશ થવા દેવો નહિ અને તેમના પ્રદેશપર વારવાર છાપા મારીને તેને તદ્દન પાયમાલ કરવો, " પણ ઔરગઝેબના હુકમની અજાવણી કરી શકાય એવી સગવડ તેના સરદારોને મહારાજે કદિ પણ આપી નહિ

વિજાપુર–સરકારને મોગલોએ જ્યા ત્યાથી નસાડી તદ્દન પાયમાલ કર્યા, એ સમાચાર મહારાજને કાને આવતાજ પોતાની શી વલે થશે તેની તેમને બીક પેઠી. વિજાપુરસરકારનો સપૂર્ણ પરાજય કર્યા પછી ઔરગઝેબ પોતાનાપર ઉલટે તો તેની સામે ટક્કર ઝીલવાનુ સામર્થ્ય અદ્યાપિપર્યત તેમનામા આવ્યુ નહોતુ, એ મહારાજ જાણતા હતા આવી પડેલુ સકટ નિર્વિઘ્ને ટળી જતુ હોય, તો તેમ કરવુ જોઇએ, એવો વિચાર કરી શિવાજી મહારાજે આરગઝેબને અતિ નમ્રતાપૂર્વક વિનતિ[1] કરી કે—" મે આપના બે શહેરોમા તોફાન કર્યુ છે, તે માટે મને ક્ષમા કરશો હુ એવી મૂર્ખતા પુન કદિ પણ કરીશ નહિ હવે પછી આપની સેવામા હાજર રહી આપની સાથે પ્રમાણિકપણેજ વર્તન કરીશ આપનો પક્ષ હું કદી પણ છોડીશ નહિ " એ આશયનો પત્ર લખવા સાથે પોતાના કહેવાની ખાત્રી કરી આપવા માટે મહારાજે પોતાના રઘુનાથપત બલ્લાળ કોર્ડે નામક વિશ્વાસુ

૧ પ્રો સરકાર જણાવે છે કે આ અરજ તેમણે નસીરખાનને કરી હતી તે પરથી તેણે કહેવડાવ્યુ કે, " તમારે જે કઈ માગણી કરવી હોય તે તમારા વકીલને અમારી પાસે મોકલીને કરો " આ પરથી મહારાજે રઘુનાથપતને પ્રથમ તે સરદાર પાસે મોકલ્યો એટલે તે સરદારે ઔરગઝેબને આ હકીકત જણાવી, પણ તેણે કશો નિશ્ચિત જવાબ આપ્યો નહિ; તે પરથી તેમણે ફરીથી ખુદ ઔરગઝેબને લેખીત અરજ કરી.

અને બુદ્ધિમાન વકીલને શાહજાદા તરફ મોકલ્યો

પરંતુ એટલામાં ઔરંગઝેબને પોતાની બહેન રોશન-આરા તરફથી શાહજહાનના મંદવાડનો પત્ર મળ્યો. વિજાપુર-સરકાર સાથે તહનામું થવાથી ઔરંગઝેબનું દક્ષિણનું કર્તવ્ય પૂર્ણ થયા બરોબરજ હતું, તેથી તે પોતાના લશ્કરસહિત સત્વર દિલ્હી ગયો. ઔરંગઝેબને ઉત્તર તરફ જતો જાણી, મહારાજે કૃષ્ણાજી ભાસ્કર[1] નામક એક બીજો વકીલ તેમની પાસે મોકલી કહાવ્યું કે-" મેં દિલ્હીપતિનો અપરાધ કર્યો છે, તેથી હવે મને ઘણોજ પસ્તાવો થાય છે મેં અહીં પુષ્કળ ઘોડેસ્વાર ભેગા કર્યા છે અગત્યને પ્રસંગે આપને મદદ કરવા હું તૈયાર છું, તમારી પાછળ દક્ષિણના તમારા મુલકોનું રક્ષણ કરવાનું કામ મને સોંપશો તો તે હું ઘણી ખુશીથી સ્વીકારીશ, પરંતુ આપના તાબામાં આવેલા કેટલાક પ્રાંતોમાં, અમારા વંશપરંપરાગતથી ચાલતા આવેલા હક્ક છે તે આપ ચાલુ કરશો, અમારા કુટુંબની જાગીરનો કેટલોક વિભાગ આપના કબજામાં છે તે અમને પાછો સોંપશો અને જુન્નર તથા અહમદનગર પ્રાંતની દેશમુખી અમને પાછી આપશો તો મારા મનુષ્યો સાથે હું દિલ્હીપતિની જે નોકરી બજાવીશ, તેનો મને બદલો મળવા જેટલું થશે કોંકણપ્રાંત આદિલખાનના તાબામાં સોંપ્યો છે, પરંતુ તેને હાથે તેની સુવ્યવસ્થા થતી નથી એ પ્રાંત મને સોંપવાથી આપને ઘણો ફાયદો થશે "

શિવાજી મહારાજનો વકીલ પત્ર લઇને શાહજાદા ઔરંગઝેબ સમક્ષ ગયો તે વખતે શાહજાદો ગડબડમાં હતો, તેથી પત્રમાં લખેલી માગણીઓ વાંચતાં તે ગુસ્સે થયો નહિ ઉલટો તેણે વિચાર કર્યો કે, શિવાજી મહારાજ આપણા પ્રાંતમાં હક્ક વગેરેની જે માગણી કરે છે તેની હમણાં આશા આપવી, વિજાપુર રાજ્યમાં તેમણે જે હીલચાલ ચલાવી છે, તે તેવીજ રીતે ચલાવવાનું તેમને ઉત્તેજન આપવું તેમ થવાથી આપણા તાબાના મુલકોનું રક્ષણ થશે ઔરંગઝેબે મહારાજના પત્રનો યુક્તિપૂર્વક ઉત્તર લખાવ્યો કે-"તમારા અપરાધ માટે તમને પશ્ચાત્તાપ થયો છે, તેથી તેની તમને ક્ષમા આપવામાં આવે છે કોંકણ પ્રાંત ખુશીથી તમારે કબજે લેવો. સોનોપંત ( આબાજી હોનદેવ ) ને અમારી તરફ મોકલજો, એટલે તમારા વડિલોપાર્જિત હક્કસંબંધી ખુલાસો જાણી શકાશે આપણા વચ્ચે પરસ્પર છેવટની સલાહ નક્કી થાય ત્યારે તમારે પાંચસો ઘોડેસ્વાર અમારી મદદમાટે મોકલવા અમારા મુલકમાં બંદોબસ્ત અને શાંતતા રાખવા માટે તમારૂં સૈન્ય હમેશાં તૈયાર રાખશો "

ઉભય પક્ષના પત્રવ્યવહારમાંથી કાંઈ સારૂં પરિણામ આવ્યું નહિ બન્નેએ માત્ર એકબીજાને મવભરેલી આગળી બતાવી એટલુંજ ! પરસ્પર વચ્ચે હમેશને માટે કોઈ પ્રકારનો નિશ્ચય થયો નહિ, કારણ કે ઔરંગઝેબ પોતાના ભાઇઓ સાથે લડવામાં અને પિતાને કેદ કરી રાજગાદી પચાવી પાડવાની ગોઠવણમાં ગુંથાયેલ હતો. શિવાજી મહારાજને પણ એવુંજ જોઇતું હતું તેમનેખાત્રી હતી કે, આપણી માગણી ઔરંગઝેબ કદિ પણ કબૂલ કરશે નહિ; પરંતુ તેને એ રીતે અદ્ધરતાલ

1 પ્રો સરકાર આ વકીલનું નામ રઘુનાથપંત હતું એમ જણાવે છે

રાખવાથી તાત્કાળિક અનર્થ થતો અટકશે અને આપણું કાર્ય સિદ્ધ કરી લેવાને અવકાશ મળશે, એ વિચાર કરીનેજ તેમણે શાહજાદાને નમ્રતા બતાવી હતી. ઔરંગઝેબ કંઇ જેવો તેવો ધૂર્ત હતો નહિ. શિવાજી મહારાજની આ નમ્રતા માત્ર ઉપર ઉપરની હતી અને પોતાની પૂઠ વળતાજ પોતાના પ્રદેશમા પેસીને તે લૂટ-ફાટ શરૂ કરી દેશે, એ બાબતની તેને સંપૂર્ણ ખાત્રી હતી. આથી ઉત્તરમા જતા પહેલા તેણે પોતાના સરદાર મીરજુમ્લાને એવી સૂચના આપી કે—"નૈઋત્યના પ્રાંતોપર બરોબર ધ્યાન દેવુ. પેલો કૂતરાનો બચ્ચો ટાપી રહેલો છે." તેજ પ્રમાણે તેણે આદિલશાહને એવો સંદેશો કહેવડાવ્યો કે—"શિયાળ કિલ્લામા સંતાઇ ગયું છે માટે તેને હાંકી કાઢજો અને જો તમારે તેને પોતાની પાસે રાખવાની ઇચ્છા હોય તો દૂર કોંકણ પ્રાંતમા કંઈ જાગીર આપીને ત્યાં તેને રાખજો એટલે અમારા પ્રદેશમા તેનો ઉપદ્રવ થાય નહિ."

ઇતિહાસકારો કહે છે કે, ઔરંગઝેબે દિલ્હી જઇ તેના પિતાને કારાગૃહમા નાખી દિલ્હીની ગાદી પચાવી પાડવાનો ઇરાદો કર્યો હતો અને તેણે દક્ષિણના સરદારોને પત્ર લખી પોતાની સહયતામાટે બોલાવ્યા હતા. તેના તરફથી અન્ય સરદારો સાથે શિવાજી મહારાજપર પણ તેવાજ આશયનો પત્ર આવ્યો. તે વાચતાજ મહારાજના શરીરમા રોમાંચ થયો. સ્વપિતાની આજ્ઞા ઉલ્લંઘન કરી પુત્રે તોફાન કરવુ એ તેમને બિલકુલ પસંદ પડયુ નહિ. મહારાજે તેને ધિક્કાર આપ્યો અને પત્ર લઇ આવનાર મનુષ્યને પોતાની દૃષ્ટિ સમક્ષથી હાંકી કહાડ્યો. મહારાજ એટલેથીજ થોભ્યા નહિ, પરંતુ તે પત્ર કૂતરાની પુચ્છડી સાથે બાંધી કૂતરાને પુના શહેરના રસ્તાઓમા ફેરવ્યો અને પિતૃઆજ્ઞાવિરુદ્ધ વર્તનાર ઔરંગઝેબની ફજેતી કરી. ઔરંગઝેબે પોતાના પત્રની ફજેતીસંબંધી જાણ્યુ ત્યારે તેને મહારાજ ઉપર અતિશય ક્રોધ ચઢયો અને એ બાબતનુ સત્વર વૈર લેવાની તેણે પ્રતિજ્ઞા કરી, પરંતુ તે વૈર કદિ પણ લઈ શકયો નહિ. એટલુંજ નહિ પણ મહારાજપર ચઢેલો ગુસ્સો ઔરંગઝેબ સત્વર ભૂલી ગયો હશે, એવુ અનુમાન થાય છે, કારણ કે બાદશાહે ઈ૦ સ૦ ૧૬૫૯ મા મહારાજને હાથે અફઝુલખાનનો વધ થવાના સમાચાર સાંભળ્યા, ત્યારે તેણે મહારાજને અતિ ગૌરવપૂર્ણ પ્રશંસાપત્ર લખી મોકલ્યો અને તેમના એ પરાક્રમના ઇનામતરીકે બાદશાહે તેમને વિજાપુરસરકારની સરહદ ઉપરના બે ત્રણ કિલ્લા બક્ષિસ આપ્યા, એટલુંજ નહિ પણ તેણે મહારાજને એવોજ કાર્યક્રમ આગળ ચાલુ રાખવાની આગ્રહપૂર્વક ભલામણ કરતા વચન આપ્યુ કે, તમે વિજાપુર-સરકારના જે પ્રાંત કબજે કરશો તેપરથી તમારી ખંડણી માફ કરવામા આવશે. ઔરંગઝેબે શિવાજીમહારાજને એ પ્રમાણે ઉત્તેજન આપ્યુ, તેમા તેનો એ ઉદ્દેશ હતો કે, શિવાજીમહારાજને હાથે આદિલશાહી ઘણીજ નિર્બળ થઈ જશે તો તેને પાયમાલ કરવાનુ કામ આપણુને બહુજ સહેલુ થઈ પડશે અને શિવાજી જેવા તોફાનીને પણ ઉખેડી નાખતા ફાવશે, પરંતુ છેવટનુ કામ કેટલું કઠિન હતું તે ધૂર્ત બાદશાહની કલ્પનામા પણ નહિ હોય એમ જણાય છે.



# प्रकरण १० मुं-विजापुर सरकारना बीजा प्रांत ताबे लेवा

વિજાપુરથી મુક્ત થઇ શાહજીરાજા સુખરૂપ કર્ણાટક જઇ પહોચ્યા પછી, શિવાજી મહારાજે વિજાપુરસરકારના રાજ્યમા પુન તોફાન શરૂ કર્યું કિનારાનો સઘળો પ્રદેશ અને કોકણપટ્ટી તેમણે પોતાને હસ્તગત કરવાનો વિચાર કરી, બીજા કિલ્લા તાબે કરવાનો ક્રમ શરૂ કર્યો વિજાપુર સરકારને જ્યારે એ સમાચાર મળ્યા, ત્યારે તેઓને ઘણી ચિતા ઉત્પન્ન થઇ સૈન્ય મોકલી મહારાજ સાથે યુદ્ધ કરવામા આવે તો તેઓ કાલનુ વિઘ્ન આજે ઉભુ કરે એમ હતુ. મોગલબાદશાહ ઘણા દિવસથી આદિલશાહનો નાશ કરવા ઇચ્છતા હતા, તેથી મહારાજ સાથે યુદ્ધ નહિ કરતા તેમને યુક્તિપૂર્વક પકડી મગાવવાનો વિચાર કર્યો તે કાર્ય માટે બાજી શામરાજ નામક એક સરદારને દશહજાર મનુષ્યોસહિત મોકલ્યો એ સમયે મહારાજ મહાડ પ્રાતમા હતા બાજી શામરાજે વાઇને રસ્તેથી આવી જાવલીના ચદ્રરાવ મોરેનો આશ્રય લીધો અને પારઘાટ પાસે સતાઈ બેઠો. તેણે ધાર્યું હતુ કે, મહારાજ આવે કે તરતજ તેમને અચાનક પકડવા, પરતુ શિવાજી મહારાજના છુપા જાસુસો અનેક વેષ ધારણ કરી હમેશા ચારે દિશામા ફરતા હોવાથી તેમણે મહારાજને એ સબધી ખબર આપી ખબર મળતાજ મહારાજ સાવચેત થયા અને પોતાના લશ્કરસહિત પારઘાટના પગથિયા આગળ જઇ બાજી શામરાજ ઉપર તૂટી પડયા તેના મનુષ્યો ત્રાસ પામીને વિખરાઇ ગયા અને તેઓને જગલમા નાસી જવુ પડ્યુ [1] બાજીનો પરાજય થવાથી તે નિરુત્સાહ અને નિરાશ થઇ પાછો વિજાપુર ચાલ્યો ગયો

જાવળીના કૃષ્ણાજી બાજી ચંદ્રરાવ મોરેએ બાજી શામરાજને પોતાના પ્રાતમાથી આવવા દઇને પ્રસંગે મદદ પણ કરી હતી, એ જાણી મહારાજને તેના ઉપર ઘણો ક્રોધ ચઢ્યો અને એ કાટો વચમાથી કાઢી નાખ્યા વગર તેના પ્રાત સાથે જોડાયલો પોતાનો પ્રદેશ

---

૧ ગ્રાંટડફસ જણાવે છે કે, બાજી શામરાજ જ્યારે મહાડ પહોચ્યો, ત્યારે શિવાજી મહારાજ ચેઉલબંદર લૂટીને તે હસ્તગત કરવાના કાર્યમા રોકાયા હતા ત્યાથી તેઓ સીધા રાજગઢમા ગયા અને શિવાજી મહારાજની એક ટુકડીએ બાજી શામરાજપર હલ્લો કરીને તેને હરાવ્યો શેડગાવકરની બખરમા એવો ઉલ્લેખ છે કે, મહારાજને પકડવાને રહિમતપુરના રણદુલ્લાખાન અને દલવડના બાજી ઘોરપડેને ૮૦૦૦ નું સૈન્ય આપીને મોકલ્યા હતા તેમનાપર એક તરફથી મહારાજે અને બીજી તરફથી નેતાજી પાલકરે એમ બન્ને જણાએ એકસાથે હુમલો કરીને તેમનો પરાજય કર્યો

સુરક્ષિત થશે નહિ, એમ તેમને જણાયું કૃષ્ણા અને વારણા નદીઓની વચમાનો કિનારા ઉપરનો પ્રાત ચંદ્રરાવ મોરેના તાબામા હતો તેની પાસે દશબાર હજાર માવળા વગેરે મનુષ્યો હતા તે પોતાને રાજા કહેવડાવતો હતો આ જાગીર તેને વિજાપુર-સરકાર પાસેથી સોળમા શતકમા મળી હતી અને તે વિજાપુરસરકારના તાબામા હતો તે ઉપજની ચોક્કસ રકમ સરકારને આપતો અને બાકીની ઉપજ પોતાના ઉપભોગમા લેતો વળી તે આસપાસના મુલકોમા લૂટફાટ ચલાવી ગબ્બર થયો હતો હશમગઢમા તેનુ થાણું હતુ ઘણા કિલ્લા અને કોતરડા તેના તાબામા હતા મહારાજે તેને પોતાની સલાહ[1] પ્રમાણે વર્તવાનુ પ્રથમ ઘણી વખત કહાવ્યું હતું. મહારાજે તેને કહેવડાવી મોકલ્યું કે –" તુ તારી જાતને રાજા કહેવડાવે છે, તે તદ્દન વ્યર્થ છે ખરો રાજા તો હુ છુ મને શ્રીશંભુએ રાજ્ય આપેલુ છે તમે વિજાપુર સરકારને જે કર આપો છો, તે બંધ કરી અમને આપો અને અમારા ખંડિયા થાઓ એ સરત કબૂલ ના હોય તો સર્વ ઉપજ તમે લેજો, પણ અમને અગત્ય હોય ત્યારે પાચ હજાર મનુષ્યોની મદદ આપજો તમારા ઉપર સંકટ આવશે તે વખતે અમે તમને મદદ કરીશુ જો અમારી આજ્ઞાને માન આપા અંકિત નહિ થાઓ અને બદફેલી કરશો તો જાવળી હસ્તગત કરી તમને કેદ કરવામા આવશે" ચંદ્રરાવે તે પ્રમાણે વર્તવાનુ કબૂલ કર્યું નહોતુ

તેણે મહારાજને સામો જવાબ વાળ્યો કે –" તમે તો કાલેજ રાજા થયા છો[2] તમને રાજા કોણે બનાવ્યા ? પોતાનાજ ઘરમા પોતે મફતના રાજા કહેવડાવી લીધુ પણ તે બીજુ કોણ માનશે ? જાવળી આવશો તો તમારો એક પણ માણુસ પાછો જીવતો ફરવાનો નથી જો તમારામા ખરો પુરુષાર્થ હોય, તો કાલે આવતા હો તો આજેજ આવજો અમે કોકણના રાજા છીએ, શ્રી મહાબળેશ્વરની કૃપાથી અમે રાજ્ય કરીએ છીએ શ્રીની કૃપાથી અમને બાદશાહે રાજાનો ખિતાબ આપેલો છે કેટલીએ પેઢીઓથી અમે જાવળીમા રાજ્ય કરીએ છીએ અમારી પાસે વધારે ટકટક કરવી, તે વિચારીને કરવી તમારે લૂંટફાટ કરવી હોય તો બીજો પુષ્કળ મુલક પડેલો છે આ પ્રદેશમા આવશો તો બકરૂ કાઢતા ઉંટ પેસી જશે યશ ન મળતા ઉલટા અપયશના ભાગીદાર થશો " મહારાજે તેને એવો ધમકીનો પત્ર લખ્યો કે – "તમે રાજા કહેવડાવવાનુ છોડી દેજો અને ચામર, છત્ર વગેરે રાજચિન્હો એક બાજુએ રહેવા દઇને રૂમાલવડે હાથ બાધીને અમારે શરણે આવશો અને અમારી

---

૧ એમ કહેવાય છે કે, મહારાજે જાતે મળીને સલાહમસલતથી તેને વશ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેણે તેમની વાત કબૂલ કરી નહિ એટલુજ નહિ પણ ઉલટુ મહારાજને પકડીને કેદ કરવાની તેણે યોજના કરી હતી આવો દગો થશે, એમ ધારીને મહારાજ પ્રથમથીજ તે માટે તૈયારી કરીને આવ્યા હતા, એટલે તેઓ છટકી ગયા (રા બ પારસ-નીસનુ મહાબળેશ્વરનુ વર્ણન જુઓ )

૨ એમ કહેવાય છે કે, પહેલા જીજામાઈ શિવાજી મહારાજને લઇને મહાબળેશ્વરનાં દર્શન કરવાને માટે ગયા હતા તે વેળા મોરેની ત્રણ દીકરીઓને અતિ સુદર જોઇને તેમાની એક પોતાના પુત્ર શિવાજીને માટે માગી હતી તે વખતે ભોસલેનુ કુળ પોતાના કરતા હલકુ છે, એવુ કારણ બતાવીને મોરેએ એ માગણીનો ઇન્કાર કર્યો હતો ,

નોકરી કરશો તો ઠીક છે જો બદફેલી કરશો તો પ્રાણ ગુમાવી બેસશો " મોરેએ આ ધમકી બીલકુલ ગણકારી નહિ

ચંદ્રરાવ મોરેના તાબાનો ડુંગરાળ અને વિકટ મુલક પોતાના તાબામા આવ્યા સિવાય કિનારાપરનો સઘળો પ્રદેશ પોતાના કબજામા આવશે નહિ અને તેપર રહી યવનોને ત્રાસ આપવાનો વિચાર ફળીભૂત થશે નહિ, એવો વિચાર કરી મહારાજે મોરેને એકદમ પાયમાલ કરવાનોજ નિશ્ચય કર્યો, પરંતુ વિચાર કર્યો કે–'તેના તાબામા આપણા જેવાજ શૂરા માવળીઓ વગેરે પુષ્કળ મનુષ્યો છે, તેમજ તેનો ભાઇ સૂર્યરાવ અને કારભારી હનમંતરાવ, એ બન્ને શૂરવીર યોદ્ધા છે, તેથી તેની સાથે પ્રકટરીતે યુદ્ધ કરવાથી આપણા ઘણા મનુષ્યોનો કચ્ચરઘાણ નીકળી જશે આપણને એકદમ યશ મળવાનો સંભવ બહુ ઓછો છે ' એવા વિચારો થવાથી મહારાજે યુક્તિપૂર્વક તેને તાબે કરવાનો ઘાટ ઘડ્યો મહારાજે તેના કિલ્લા વગેરેની વાસ્તવિક સ્થિતિસંબંધી તપાસ કરવા માટે રઘુનાથ બલ્લાળને કેટલાક મનુષ્યોસહિત મોકલ્યા તેના મુલકમા યુક્તિથી પ્રવેશ[1] કરીને મહારાજને એવું લખી જણાવ્યું કે–"તમે કોઇ બહાનુ કહાડી સૈન્યસહિત આ પ્રાંત તરફ આવો અને અમે સૂચના આપીએ ત્યારે ડુંગરપરથી નીચે ઉતરજો " એ પત્ર વાચી મહારાજ કેટલાક મનુષ્યોને તે તરફ મોકલી પોતે રાજગઢથી નીકળ્યા અને સપાટાબંધ પુરંદર જઇ ત્યાથી મહાબળેશ્વરને દર્શને ગયા ત્યાના જંગલમા પોતાનુ લશ્કર ભેગું કરી સર્વ તૈયાર થઇ રહ્યા, અને નજીક આવી પ્હોચ્યા વિષેની તેમણે રઘુનાથ બલ્લાળને ખબર આપી એટલે તે મહારાજને આવી મળ્યો પછી મહારાજ મહાબળેશ્વરથી નીસણીના ઘાટ ઉતરીને જાવળી આવ્યા અને હશમગઢને ઘેરો ઘાલીને મોરેની સાથે યુદ્ધ કરવા લાગ્યા એક મહીના સુધી યુદ્ધ ચાલ્યુ. છેવટે કૃષ્ણાજી ચંદ્રરાવ જાવળીથી નાસીને રાયગઢ જઇને રહ્યો તેની પૂઠ પકડી મહારાજે રાયગઢપર ચડાઈ કરી મોરેએ ત્રણ મહિના સુધી કિલ્લાનુ રક્ષણ કર્યું; પણ છેવટે તે હાર ખાઇને શરણે આવ્યો અને કિલ્લો મહારાજને શરણે કર્યો મહારાજે મોરેનો બહુ સત્કાર કર્યો અને પોતાની સાથે તેને ચાકણ લઈ ગયા આજ મોરેને જાવળીમા પોતાની આધીનતામા રાખી મૂકવો અને તેની પાસે થોડાક માણસો રાખવા પ્રસંગ પડ્યે તેણે આપણને મદદ કરવી, એવો તેની સાથે કરાર કરવાનો વિચાર મહારાજના મનમા હતો, પણ ચાકણના કિલ્લાપરથી તેણે મુધોળના બાજી ઘોરપડેને કાગળ લખી પોતાનો છૂટકારો કરવા માટે તેની મદદ માગી આ કાગળ મહારાજના હાથમા આવ્યો, એથી તેમણે મોરેને કહ્યુ કે–" તમે રાય-

૧ શિ દિ મા જણાવે છે કે ચંદ્રરાવના કારભારી હનમંતરાવ સાથે લગ્નસંબંધથી જોડાવાની વાતચીત કરવાનુ બહાનુ કાઢીને રઘુનાથ બલ્લાળ તેમની પાસે ગયો હતો અને તેને ગાફલ જોઇને તેનો દગાથી વધ કર્યો હતો પછી મહારાજે ચંદ્રરાવ જોડે યુદ્ધ કરીને તેને લડાઈમા ઠાર માર્યો અને જાવળી હસ્તગત કરી શચરીની બખરમા પણ લગભગ આવોજ ઉલ્લેખ છે તેમા એવું લખેલું છે કે, હનમંતરાવને મહાબળેશ્વરમા પકડીને ત્યા તેનો વધ કર્યો અને પછી મહારાજે મોરેની સાથે લઢીને મહાબળેશ્વર અને જાવળી હસ્તગત કર્યાં.

ગઢમા મારી સાથે પ્રમાણિકપણે વર્તવાના સોગન લીધા હતા, છતા તમે ઘોરપડેને આવો કાગળ લખ્યો છે, માટે તમે બેઈમાન છો " આ પ્રમાણે તેનાપર આરોપ મૂકીને તેનો શિરચ્છેદ કર્યો મોરેના કુટુબને તેમણે પુરદરમા લાવીને રાખ્યુ હતુ, તેમા મોરેના બે દીકરાઓ પણ હતા આ બે છોકરાઓને થોડીક જાગીર આપીને મોરેના કુટુબની વ્યવસ્થા કરવાનુ મહારાજના મનમા હતુ, પરતુ આ છોકરાઓએ વિજાપુરની સરકાર સાથે ગુપ્ત પત્રવ્યવહાર કરેલો હતો તે મહારાજના હાથમા આવવાથી તે છોકરાઓને પુને લઈ જઇને મહારાજે તેમનો વધ[1] કર્યો; અને મોરેની સ્ત્રી તથા દીકરીને છોડી મૂકયા

આ મોરેને હનમતરાવ કરીને એક પરાક્રમી બધુ હતો તે ઉપરની ઝપાઝપી માથી છટકી ગયો હતો જાવળી મહારાજના હાથમા ગયા પછી તે તળકોકણુમા રાજા થઇને બેઠો હતો, તે મહા પરાક્રમી અને શૂરવીર હોવાથી જાવળી પાછી મેળવવાને ખટપટ કરશે, એવા ભયથી સભાજી કાવજીને મહારાજે તેની પાસે મોકલ્યો તેણે હનમતરાવ પાસે જઇને અતિ સ્નેહપૂર્વક વાત કરી તેણે કહ્યુ – "જે થવાનુ હતુ તે થઇ ગયુ તમે એ બાબતને હવે મનમા લાવશો નહિ તમારૂ કલ્યાણ થાય એવો મહારાજના મનમા વિચાર છે તમારો અને તેમનો સગપણથી સબધ જોડાય એટલા માટે એમણે મને તમારી પાસે મોકલ્યો છે. તમારો વાળ પણ વાકો થવાનો નથી, એવુ મહારાજે તમને અભયવચન આપેલુ છે, માટે થઇ ગયેલી વાતનો શોક ન કરતા, મહારાજની ઇચ્છા પૂર્ણ કરવાથી મહારાજને સતોષ થશે" આ પ્રમાણે સભાજીએ તદ્દન સરળભાવ બતાવવાનો દભ કરી વાત કરતા કરતા એકદમ તેના પેટમા કટાર મારી દગાથી તેનો વધ કર્યો.

આ પ્રમાણે જાવળી પ્રાત કબજે કરીને મહારાજે મોરેના તાબાના સઘળા કોટકિલ્લા હસ્તગત કર્યા અને તે પ્રાતમા પોતાની સત્તા ચલાવી મોરેએ પોતાના ગઢપર દ્રવ્ય વગેરેનો પુષ્કળ સગ્રહ કર્યો હતો, તે સર્વ મહારાજને અણચિન્તવ્યુજ પ્રાપ્ત થયુ બાબાજી કોડદેવ[1] નામક એક બ્રાહ્મણ, મોરેના આશ્રય નીચે શિવતર–ખિણુમા રહેતો હતો મોરેનુ નિકદન કાઢયા પછી મહારાજ તે પ્રાતમા પોતાની સત્તા ચલાવવા લાગ્યા, ત્યારે એ બ્રાહ્મણ ઉદ્ધત થઇ તેમની સત્તા માનતો નહોતો તેણે આસપાસના પ્રાતોમા તોફાન શરૂ કર્યુ તેથી તેને કેદ પકડયો મહારાજ સમજતા હતા કે, બ્રાહ્મણને જીવથી મારવો નહિ, તેથી તેમણે તેની આખના ડોળા કાઢવાની આજ્ઞા કરી

આ મોરેના પ્રાતમા વાઇની નજદીક ગોળેવાડી કરીને એક ગામ છે ત્યા ગોળે નામનો એક મરાઠો સરદારના તાબામા હતો મોરેનો નાશ થયા પછી આ સરદાર સ્વતત્ર થઇ બેઠો મહારાજે તેનાપર ચઢાઇ કરીને તેનો પરાજય કર્યો અને ગોળેવાડી હસ્તગત કરી આ યુદ્ધમા મહારાજના એક બ્રાહ્મણ સરદારે તે ગોળેની પુત્રવધૂને કેદ કરી મહારાજ સમક્ષ રજુ કરી તે અતિશય સુદર હોવાથી મહારાજ તેનો અગીકાર કરશે, એવુ તે બ્રાહ્મણ સરદારને લાગ્યુ હતુ; પરતુ મહા-

૧ શા. સભાસદ, એ પુરુષનુ નામ બાજી કોડોરાવ (રાવ) લખે છે.

રાજ પાપભીરૂ હોવાથી કલ્યાણના યુદ્ધમા ખૂબસુરત યવનસ્ત્રીમાટે જે ઉદ્ગાર કાઢ્યા હતા, તેવાજ ઉદ્ગાર તેમણે આ વખતે પણ કાઢ્યા

માવળમા બાદલ નામક પુરુષ દેશમુખ હતો, તેને મહારાજે સીધીરીતે કહાવી મોકલી તાબેદાર બનાવવાનો પ્રયત્ન કર્યો, પરતુ તે સૌમ્યરીતે વશ થયો નહિ. રોહીડા નામક કિલ્લામા તે પ્રબળ થઇ બેઠો હતો મહારાજે રાત્રિને સમયે અચાનક તે કિલ્લાપર છાપો માર્યો બાદલે ખાત્રીપૂર્વક જાણ્યુ કે, શિવાજી મહારાજ પુષ્કળ લશ્કરસહિત ચઢાઇ લાવ્યા છે, તેમના લશ્કર આગળ આપણે ટકી શકીશુ નહિ, છતા અતપર્યંત લડવાનો નિશ્ચય કરી પોતાના મનુષ્યોસહિત મહારાજ ઉપર તૂટી પડયો ઉભયપક્ષના મનુષ્યો અતિ શૌર્યપૂર્વક લડયા બાદલ હાથમા શસ્ત્ર લઇને રણમા યુદ્ધ કરતો હતો અને તેનો પરાજય થયો અને રણમા પડયો, તેથી તેના બચેલા મનુષ્યો મહારાજને શરણે આવ્યા તેમા બાદલનો દિવાન બાજીપ્રભુ દેશપાડે પ્રમુખ હતો દેશપાડેની શૂરવીરતા જોઈ મહારાજ અતિ પ્રસન્ન થયા હતા મહારાજે દેશપાડે સાથે ઉદારતાપૂર્વક અને મમતાપૂર્વક વર્તન કરી તેના વતનવજિફા પુન તેનેજ સોપી દીધા દેશપાડેએ તે સમયથી મહારાજ સાથે પ્રમાણિકપણે વર્તવા માડ્યુ તેથી તેમણે તેને પોતાની પાસે નોકર રાખ્યો અને એક પાયદળ ટુકડીનો સરદાર બનાવ્યો આગળ ચાલતા એ શૂરવીર અને બુદ્ધિમાન પુરષ મહારાજને કેવો ઉપયોગી થઈ પડયો, તેનુ વર્ણન યથાસ્થળે આલેખવામા આવશે.

બાદલનો નાશ કર્યા પછી સમસ્ત માવળ પ્રાતમા શિવાજી મહારાજની સત્તા નિર્વિઘ્નપણે પ્રવર્તવા લાગી તે પ્રાતમા થતી લૂટફાટ બધ પાડી મહારાજે રૈયતને નિર્ભય કરી સર્વત્ર જમીનમહેસુલની સુવ્યવસ્થા દાખલ કરી, પ્રજાને હિતકર વચનો આપી, સર્વ જમીન ખેતીના ઉપયોગમા આવે એવી ગોઠવણ કરી લશ્કરી નોકરીમા રહેવા રાજી હોય તેમને મહારાજે નોકરીમા રાખી પોતાનુ સૈન્યબળ વધારવાનો ક્રમ ચાલુ રાખ્યો હતો મોરેના તાબાના ઘણા શૂરવીર અને બુદ્ધિમાન મનુષ્યો મહારાજને અણચિન્તવ્યાજ મળી ગયા મહારાજે તે સર્વને ખુશીથી પોતાની પાસે નોકરીએ રાખ્યા

જાવળી અને તેની આસપાસનો જે પ્રદેશ મહારાજે તાબે કર્યો હતો, તે પોતાના તાબામા સુરક્ષિતપણે રહે, એ ઇચ્છાથી કૃષ્ણા નદીના પૂર્વ કિનારા તરફ વિકટ અને ડુગરાળ સ્થળ નક્કી કરી તેમણે એક સુદૃઢ કિલ્લો બાધવાનો નિશ્ચય કર્યો એ કામ તેમણે મોરો ત્રિમળ પિગળેને સોપ્યુ પિગળે અતિ બુદ્ધિમાન પુરષ હતો. એનો પિતા શાહજીરાજાની નોકરીમા હતો રાજા કર્ણાટકમા ગયા ત્યારે તે પણ તેમની સાથેજ કર્ણાટકમા ગયો હતો પિતાના અને શાહજીરાજાના હાથ નીચે રહેવાથી ત્યા પિગળેને તોફાનને સમયે યોગ્ય થઇ પડે એવુ શિક્ષણ અને અનુભવ મળ્યા હતા ઈ૦ સ૦ ૧૬૫૩ ના અરસામા પિગળે મહારાષ્ટ્રમા પાછો આવી શિવાજી મહારાજ પાસે નોકરીએ રહ્યો હતો તેને જે કાર્ય સોપવામા આવતું, તે અત કરણપૂર્વક, પ્રમાણિકપણે અને બુદ્ધિપૂર્વક કરતો, તેથી મહારાજનો તેનાપર પૂર્ણ વિશ્વાસ બેઠો હતો તેને હાથે કિલ્લો બાધવાનુ કાર્ય ઉત્તમ પ્રકારે થસે, એવું

જણાયાથી મહારાજે તેને તે કાર્ય સોપ્યુ હતુ પિંગળેએ પણ તે કાર્ય ઉત્તમ પ્રકારે પરિપૂર્ણ કર્યુ કિલ્લાનુ કાર્ય ઉત્તમ થવાથી મહારાજની તેનાપર વિશેષ કૃપા થઈ કિલ્લાનુ નામ પ્રતાપગઢ રાખ્યુ એ સમયે મહારાજે મહાબળેશ્વરના દેવાલયનો જીર્ણોદ્ધાર કરી કૃષ્ણા નદીની પૂર્વ દિશામા એક દેવાલય બધાવી આસપાસ દિવાલ ચણાવી લીધી

એ પછી ઔરગઝેબે વિજાપુર–સરકારપર ચઢાઈ કરી તેનો પરાભવ કર્યો અને તેમની સાથે તહનામુ કરી પુન દિલ્હી ગયા દક્ષિણમા મોગલોની ચઢાઈ વખતે પોતાના તાબાના પ્રદેશમા ઉપદ્રવ થાય નહિ, તે માટે મહારાજે કેવી યુક્તિ રચી હતી, તે પાછલા પ્રકરણમા લખ્યુ છે ઔરગઝેબ જેવા પ્રપચી અને સ્વાર્થી બાદશાહને મહારાજે મિથ્યા લાલચ બતાવી ફસાવ્યો હતો અને તેને નમ્રતા બતાવી વિજાપુર–સરકારની સત્તામા ઇચ્છાનુસાર તોફાન મચાવવાનો લાગ તેનીજ પાસેથી મેળવ્યો હતો તે ઉત્તર દિશામા ગયો, ત્યારે મહારાજે કોકણ પ્રાત કબજે કરવાનો ક્રમ પુન શરૂ કર્યો સમુદ્રતટના રત્નાગિરિ, વિજયદુર્ગ, સુવર્ણદુર્ગ, સાળશી, ખારા પાટણ વગેરે થાણા મહારાજે પોતાના તાબામા લીધા

એ સમયે મહારાજ પાસે સાતસો પઠાણ નોકરી મેળવવા આવ્યા મોગલો સાથેનુ યુદ્ધ પૂર્ણ થયા પછી વિજાપુર–સરકારે તે પઠાણોને પોતાની નોકરીમાથી રજા આપી હતી તેઓ ભટકતા ભટકતા મહારાજ પાસે પુને આવી લશ્કરમા નોકરી માગવા લાગ્યા તેમણે કહ્યુ –" આપની કીર્તિ સાભળીને તેમજ આપને શાહજીરાજા ભોસલેના પ્રતાપશાળી પુત્ર જાણી અમે આપની પાસે આશ્રય મળવાની આશાએ આવ્યા છીએ, અમને નિરાશ કરશો નહિ " પઠાણો ગળે પડયા છતા મહારાજે વિચાર કર્યો કે, યવનોને નોકરીએ રાખવા કે કેમ ? પાસેના કેટલાક મનુષ્યોએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે –" એ પ્રપચી યવનો છે, દિલ્હીના કિવા વિજાપુરના બાદશાહે પ્રપચ કરીને તેમને મોકલ્યા હશે એ લોકો પ્રથમ વિશ્વાસ ઉત્પન્ન કરી, લાગ જોઇ આપણો વિશ્વાસઘાત કરશે શુ એમને બીજે કોઈજ ઠેકાણે નોકરી ન મળી ? એમના ગુણસ્વભાવનો આપણને પ્રત્યક્ષ અનુભવ નથી, તેથી એમને નોકરીએ રાખવા ઉચિત નથી " મહારાજ પાસે ગોમાજી નાયક પાનસબળ નામક એક હવાલદાર નોકરી કરતો હતો જીજાબાઈના લગ્ન થયા તે સમયે તેમની સેવા માટે જાધવરાવ તરફથી એ હવાલદાર મોકલવામા આવ્યો હતો જિજાબાઈ ઉપર જે અનેક સુખદુખના પ્રસગો આવી પડયા, તે સમયે ગોમાજીએ જીજાબાઇની પાસે રહી, અત્યત પ્રમાણિકપણે તથા બુદ્ધિચાતુર્યથી તેમની અને પોતાના બાળસ્વામીની સેવા બજાવી હતી શિવાજી મહારાજે સ્વરાજ્યસ્થાપનાનો પાયો નાખી, તેની સિદ્ધિને માટે ઉદ્યોગ શરૂ કર્યો તે સમયે ગોમાજીને વિશ્વાસુ જાણી તેમણે તેની પદવી વધારી હવાલદાર બનાવ્યો હતો ગોમાજી હવાલદારે મહારાજને સલાહ આપી કે –" આપ માલિક છો આપની કીર્તિ સાભળી પઠાણો આવ્યા છે, તેમને નિરાશ કરી પાછા કહાડવા ઉચિત નથી આપને સ્વરાજ્યવૃદ્ધિનુ મહત્ કાર્ય પૂર્ણ કરવુ છે આપના તાબામા સર્વ પ્રકારના શૂરવીર પુરુષો નહિ

હોય તો તે ઉદ્દેશ શી રીતે સિદ્ધ થશે ? માત્ર હિંદુઓનેજ નોકરીમા રાખવાનો નિશ્ચય કેમ ટકશે ? જેને રાજ્ય કરવુ છે, તેણે સર્વ જાતના મનુષ્યો ઉપર એક-સરખી દૃષ્ટિ રાખવી જોઇએ સર્વ મનુષ્યોને પોતપોતાના ધર્મ પ્રમાણે વર્તવા દેવા જોઇએ કોઇ પણ જાતિમાથી ગુણવાન અને યોગ્ય મનુષ્યો મળી આવે, તો રાજાએ અવશ્ય તેમનો સગ્રહ કરવો જોઇએ એ બાબતપર પૂર્ણ વિચાર કરી મહારાજને ઉચિત લાગે તેમ વર્તવુ ” ગોમાજી નામકની સલાહ મહારાજને યોગ્ય જણાયાથી તેમણે પઠાણોને પોતાની સમક્ષ બોલાવ્યા તેમના તરફ સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરી, કેટલાક બારીક પ્રશ્નો પૂછી તેમના મનોભાવની પરીક્ષા કરી તેમને નોકરી-મા રાખ્યાથી વિશ્વાસઘાત થશે નહિ, એવી સપૂર્ણ ખાત્રી થતા નોકરીએ રાખ્યા રાઘો બલ્લાળ અત્રે નામક પુરુષને પઠાણોની ટુકડીનો સરદાર નિમ્યો એ સમયથી મહારાજ મુસલમાનોને પોતાની નોકરીમા રાખવા લાગ્યા મુસલમાન નોકરોમાના કેટલાક બુદ્ધિમાન અને શૂરવીર મનુષ્યોએ મહારાજના લશ્કરમા સારી યોગ્યતા મેળવી ઉંચા હોદ્દાપર ચઢવાના અને પ્રમાણિકપણે વર્તવાના ઉદાહરણો ઇતિહા-સમાથી મળી આવે છે

શિવાજીમહારાજ સર્વ કોકણ પ્રદેશ હસ્તગત કરવાનો નિશ્ચય કરી તેજ ઉદ્યોગે વળગ્યા તે સમયે તેમને જજીરાના સીદી તરફથી ઘણો ત્રાસ સહન કરવો પડતો હતો સીદી પોતાના વહાણોની સહાયતાવડે મહારાજે તાબે કરેલા કિનારા-પરના પ્રાંતોમા વારવાર ઉપદ્રવ કરવા લાગ્યો એવા પ્રબળ રિપુનો પરાજય કર્યા સિવાય પોતાનો ઉદ્દેશ સિદ્ધ થશે નહિ, એમ વિચારી મહારાજે શામરાજપત પેશ્વાને પુષ્કળ મનુષ્યો આપી સીદીપર ચઢાઇ કરવા મોકલ્યો તે સમયે ફત્તેહખાન નામક સીદી જજીરામા રાજ્ય કરતો હતો તેને ખાત્રી હતી કે –“ મારાપર શિવાજીમહારાજની અકૃપા હોવાથી તેઓ મારાપર સત્વર ચઢાઇ મોકલશે ” ફત્તેહખાને યુદ્ધની સર્વ તૈયારી કરી શામરાજપત અને સીદીરાજા વચ્ચે દડ-રાજપુરી પાસે અનેક વેળા યુદ્ધ થયા તેમા પેશ્વાનો પરાજય થયો તેની યુદ્ધ-સામગ્રી પાસે મહારાજના લશ્કરનુ કાઇ ચાલ્યુ નહિ ઉલટુ તેમને વારવાર પાછુ હઠવુ પડયુ તેમના પુષ્કળ મનુષ્યોનો નાશ થયો પોતાના સૈન્યને અપયશ મળ્યા-થી મહારાજના મનમા અતિ શોક ઉત્પન્ન થયો અને શામરાજપત ઉપર મહારાજ-ની અવકૃપા થઇ પેશ્વાને રણક્ષેત્રમાથી પાછો બોલાવી, તેનો પેશ્વાઇનો હોદ્દો છીનવી લીધો અને તે ચઢાઇમા રઘુનાથપતને મોકલ્યો રણભગ કરી પાછા ફરેલા લશ્કરની મદદે મહારાજે વિશેષ લશ્કર મોકલ્યુ શામરાજપત પાસેથી પેશ્વાઇ-નો અધિકાર છીનવી લઇ તે હોદ્દો મોરે ત્રિમળ પિંગળેને આપ્યો પિંગળેએ એ અધિકાર જીવનપર્યંત દીપાવ્યો હતો એ સમયે નીળો સોનદેવે ઉત્કૃષ્ટ કર્તવ્ય-દક્ષતા બતાવ્યાથી, મહારાજે બાળકૃષ્ણપત પાસેથી મજુમદારી છીનવી લઇ તેને આપી ગગો મગાજીને વાકનિશીનો[1] અને યેસાજી કકને પાયદળી લશ્કરનો સરનોબતનો હોદ્દો આપ્યો

સીદી સાથે યુદ્ધ ચાલતુ હતુ, તે સમયે વાડીના સાવત દેશમુખના જાણવામા

1 વાકનિશી એટલે મોટા અમલદારોના ખાતા ઉપરનુ ઉપરિપણું

આવ્યુ કે –' શિવાજીમહારાજે કોકણપટ્ટી કબજે કરવાનો સંકલ્પ કરી વિશાળ સૈન્ય મોકલ્યુ છે ' એવા પ્રબળ સૈન્ય સાથે યુદ્ધ કરવાની તેમનામા શક્તિ નહોતી દેશમુખ વિજાપુરસરકારના તાબે હોવાથી અને તેમને તે સરકારનો આશ્રય હોવાથી, તેઓ મહારાજની સત્તાને માન આપતા નહોતા, પરતુ તેમણે વિચાર્યુ કે, "મહારાજે જાવળીના મોરેને પાયમાલ કર્યો, આસપાસના સર્વ તોફાની આગેવાનોને જેર કર્યા, સઘળા મોટા કિલ્લા–કોટ તાબામા લીધા અને એટલી બધી ઉથલપાથલ કરવા છતા વિજાપુરસરકારે મહારાજનો પરાજય કર્યો નહિ વળી મોગલો સાથે હમણાજ જે યુદ્ધ થયુ, તેમા વિજાપુર–સરકારના હાડકાપાસળા સારી પેઠે ખોખરા થયા છે, તે દરબારમા બે પક્ષ પડ્યાથી કોઈ કોઇની દાદફરિયાદ સાભળતુ નથી, એવી સ્થિતિ થઇ છે એવે સમયે તે સરકાર પાસેથી આપણને સહાયતા મળે અને શિવાજીમહારાજ જેવા વીર પુરુષ સાથે ટક્કર ઝીલવાનુ સામર્થ્ય આવે, એ આશા નથી મહારાજ સાથે મૈત્રી બાધવાથીજ રક્ષણ મળશે" એવુ સમજાયાથી સાવતોએ મહારાજ પાસે પોતાનો વકીલ મોકલી તહનામુ કરવાની પ્રાર્થના કરી મહારાજે તે માગણી સ્વીકારી એ તહનામામા લખવામા આવ્યુ કે –"સાવતોએ પોતાની જાગીરની આવકનો અર્ધો ભાગ શિવાજી મહારાજને આપવો મહારાજે વખતોવખત પોતાના અમલદારો મોકલી એ વસુલાત મેળવી લેવી બાકીની અડધી આવક અને દેશમુખીનો સર્વ હક્ક સાવતોએ હમેશને માટે ભોગવવો સાવતોએ વિજાપુરસરકારને હવે પછી કઇ પણ કર આપવો નહિ પોતાના પ્રાતના કિલ્લાઓપર પોતાને ખર્ચે મનુષ્યો ગખી યોગ્ય બદોબસ્ત રાખવો અને અગત્ય હોય તે સમયે ત્રણ હજાર પાયદળ લશ્કર સાથે શિવાજીમહાગજને સહાયતા કરવી"

સાવતોએ નિરુપાયે મહારાજ સાથે તહનામુ કર્યુ, પરતુ તેમ કર્યા પછી સ્વાભિમાની દેશમુખીઓને તરતજ પસ્તાવો થયો તહનામામા નક્કી થયેલી સરતો પ્રમાણે વર્તવાની તેમની ઇચ્છા નહોતી શિવાજીમહારાજની સત્તામાથી મુક્ત થઇ, તેઓ તરતજ વિજાપુર–સરકારની સત્તામા ગયા તેમણે એ અપકૃત્ય કર્યુ તે માટે શિવાજી મહાગજે કેવી રીતે તેમની એ ભૂલાવી તે યથાસ્થાને વર્ણવાશે

સીદીપર મોકલેલા સૈન્યે દીર્ઘકાળપર્યંત યુદ્ધ કર્યુ, પરતુ તે કેમે કર્યો મહારાજને તાબે થતો નહોતો એટલામા ચોમાસાની ઋતુ આવાથી ઉભય પક્ષને યુદ્ધ બધ રાખવાની જરૂર પડી સીદીની એ ભૂલાવવાનો નિશ્ચય કરી, શિવાજીમહારાજે તેનાપર ચઢાઈ મોકલવા માટે એક વિશાળ સૈન્ય તૈયાર કર્યુ તેનાપર મોરોપત પેશ્વા અને નેતાજી પાલકર નામક બે સરદારો નિમ્યા તે વર્ષે ચોમાસુ હમેશ કરતા વિશેષ જોરમા હોવાથી, નવા પ્રકારની ચઢાઈ લઈ જતા તેમને વિલબ થયો, એટલામા શિવાજી મહારાજપર વિજાપુર–સરકારનો એક મોટો સરદાર હુમલો લાવ્યો મહારાજનુ સઘળુ લક્ષ્ય તે ચઢાઇમા ગુથાયલુ હોવાથી, તેમને સીદીપરની ચઢાઈ લબાવવી પડી મહારાજપર એ નવુ સકટ કયુ આવ્યુ અને તેમાથી તેમણે શી રીતે વિજય મેળવ્યો, તેસબધી હકીકત હવે પછીના પ્રકરણમા લખવામા આવશે



# प्रकरण ११ मुं—अफझुलखाननो वध

શિવાજીમહારાજે વિજાપુર–સરકારના ઘણા પ્રાત અને પુષ્કળ કિલ્લા તાબામા લીધા હતા, એ સર્વ હકીકત પાછલા પ્રકરણમા લખવામા આવી છે તેમણે ચદ્રરાવ મોરે જેવા બળવાન સરદારનો પરાજય કરી, તેને પાયમાલ કર્યો, વાડીના સાવતોને પોતાના તાબેદાર બનાવવાની યુક્તિ રચી, કલ્યાણના સુબાને હમેશને માટે કબજે કર્યો અને સીદીને હરાવી સર્વ કોકણતટ પોતાને હસ્તગત કરવાનો ઘાટ ઘડ્યો હતો કહેવામા આવે છે કે, એ સમયે શિવાજી મહારાજે વિજાપુર–સરકારના ચાળીશ કિલ્લા કબજે કર્યા હતા [1] એ સર્વ સમાચાર વખતો વખત વિજાપુરસરકાર પાસે પહોચતા હતા શિવાજી મહારાજને શાત પાડવાનો એક ઉપાય તો વિજાપુરસરકાર કરી ચૂકી હતી તેમણે શાહજીરાજાને પકડી મગાવી, ભીતમા ચણી લઈ દેહાતશિક્ષા કરવાનો ભય બતાવ્યો હતો, પરતુ એ ઉપાયનુ જૂદુજ પરિણામ આવ્યુ મહારાજે મોગલો સાથે મૈત્રી બાધવાથી ઉલટુ તે સરકારને ઠડાગાર થવુ પડ્યુ, શાહજીરાજાને બધનમુક્ત કર્યા પછી વિજાપુરસરકારે મહારાજને પકડવા બાજી શામરાવને મોકલ્યો, પરતુ તે પરાજય પામી પાછો આવ્યો પછી મોગલો સાથે તેમને યુદ્ધ કરવુ પડ્યુ તેથી મહારાજને શિક્ષા કરવાનુ કાર્ય, કેટલાક સમય સુધી મુલતવી રાખવુ પડ્યુ વિજાપુરસરકારે મોગલો સાથે તહનામુ કર્યા પછી ઔરગઝેબ પોતાના પિતાનો રાજ્યાધિકાર છીનવી લેવાની ખટપટમા ગુથાયો, તેથી તેના તરફથી ચઢાઈ આવવાનો ભય રહ્યો નહિ, એટલે હવે તેમને શિવાજીમહારાજને શિક્ષા કરવાનો વિચાર સૂઝયો તેમને જણાયુ કે, ‘એવા બળવાખોરને જેમ બને તેમ સત્વર શિક્ષા કરવી જોઈએ તેના વર્તન તરફ દુર્લક્ષ કરવાથી ભવિષ્યમા ગભીર નુકશાન થશે ’

એ સમયે અલી આદિલશાહ વિજાપુરની રાજગાદીપર હતો તેનુ વય વીશ એકવીશ વર્ષનુ હોવાથી રાજ્યનો સઘળો કાર્યભાર તેની માતા ખવાસખાન નામના એક હુશિયાર મુત્સદ્દીની મદદથી ચલાવતી હતી તે ‘ બડી બેગમ ’ ના નામથી ઇતિહાસમા સુપ્રસિદ્ધ છે બડી બેગમે પોતાના સર્વ સરદાર અને અમીરોને બોલાવી આજ્ઞા કરી કે –“ લૂટારો શિવાજી આપણી બાદશાહીમા ઘણી લૂટફાટ કરે છે, તેનાપર ચઢાઈ લઇ જઇ તેને જીવતો પકડી લાવવાનુ કાર્ય કરવા કોણ તૈયાર

[1] મોડક કૃત વિજાપુરનો ઈતિહાસ જુઓ.

છે ?” તેણે સર્વને પૂછ્યું પણ એ કાર્ય કરવા કોઈ આગળ ધસ્યુ નહિ. સર્વને શિવાજીમહારાજના પરાક્રમની ખબર હોવાથી તેમનો અતિશય ભય લાગતો હતો. તેમની સાથે યુદ્ધ કરવાને કોઇ કબૂલ થતુ નહોતુ. સભામા અફઝુલખાન નામક[1] એક સરદાર હતો. તે ક્રોધે ભરાઇ ઉભો થયો અને કુરનિસ કરી બોલ્યો કે–“એ બળવાખોરપર સ્વારી લઇ જવાની મને આજ્ઞા થાય તો ચઢ્યેઘોડે જઈ તેને પકડી લાવી, આ સિંહાસનના પાયા સાથે બાંધી આપીશ. હું તેની પરવા કરતો નથી. મારી બીકથી શિવાજી બિલાડી જેવો થઇ જશે.”

અફઝુલખાનનુ વીરત્વભરેલુ ભાષણ સાભળી બડી બેગમ ખુશી થઈ અને તેને નજરાણા આપી શિવાજી મહારાજપર ચઢાઈ લઈ જવાની આજ્ઞા આપી. તેની સાથે બાર હજાર ઘોડેસ્વાર અને પુષ્કળ પાયદળ લશ્કર મોકલ્યુ હતુ.[2] તે ઉપરાત મજબૂત તોપખાનુ, પુષ્કળ અગ્નિબાણ, ઉંટોપર લાદેલી જેજાલ (લાબી નળીની ફેરવી શકાય એવી નાની તોપો) વગેરે ઘણો યુદ્ધોપયોગી સામાન મોકલ્યો હતો. કહેવામા આવે છે કે, ત્રણ વર્ષ સુધી યુદ્ધ કરવામા આવે તોપણ એ સામાન ખૂટે એમ નહોતુ. એ ઉપરાત, અફઝુલખાને બે ત્રણ હજાર માવળીઓને લશ્કરમા નોકરીએ રાખ્યા હતા, કારણ કે તેને માવળી પ્રાતમા સ્વારી કરવાની હતી અને જેની સામુ યુદ્ધ કરવાનુ હતુ, તેની પાસે માવળી લોકોનુ વિશાળ લશ્કર હતુ; પરંતુ બિચારા અફઝુલખાનને ખબર નહોતી કે શિવાજીમહારાજે નોકરીમા રાખેલા માવળીઓનુ પ્રમાણિકપણુ, સ્વામિભક્તિ અને શૂરાતન, એ ગુણ તેના વેઠે પકડી લાવેલા નવીન માવળીઓમા કદિ પણ આવી શકે તેમ નહોતુ.

અફઝુલખાન સૈન્યસહિત કૃષ્ણા નદીને સામે પાર ગયો અને પડાવ નાખતો નાખતો બાલાઘાટ ચઢી તુલજાપુરમા ભવાનીના દેવળ આગળ મુકામ કર્યો. એ મરાઠા કુળદેવીનુ દેવળ જાણી ખાને તે દેવસ્થાન પાયમાલ કર્યું. દેવીની ગડકી મૂર્તિ હતી તેને ભોપેએ જળમા સતાડી દીધી. દેવીની મોટી મૂર્તિ હતી તેના કટકા કરી ઘટીમા ભરડી લોટ કર્યો.[3] ત્યાથી પોતાનો મુકામ ઉઠાવી પઢરપુર તરફ કુચ કરી રસ્તામા માણકેશ્વરનુ દેવાલય તોડી નાખ્યુ, તે આવી રીતે આડે માર્ગે ગયો તેનુ કારણ એવુ કહેવાય છે કે, તે સમય વર્ષાદ પુષ્કળ વરસતો હોવાથી ડુગરાળ પ્રદેશમાથી સૈન્ય લઈ જવાનુ કામ અતિ કઠિન હતુ. ભીમાને કિનારે મુકામ કરી પઢરપુરના દેવસ્થાનનો નાશ કરવાની તેની ઇચ્છા હતી. એ સકટવાર્તા સાભળતાજ બડવેએ પાડુરગની મૂર્તિ સતાડી દીધી અને ગામની સઘળી

[1] એ જાતે ભઠીઆરો હતો. તેણે સ્વપરાક્રમવડે સરદારની પદવી મેળવી હતી. તેનુ મૂળ નામ અબ્દુલખાન હતુ. કેટલીક બખરોમા અને પોવાડામા એજ નામનો ઉલ્લેખ છે.

[2] ગ્રાન્ટ ડફ લખે છે કે, તેની સાથે પાચ હજાર ઘોડેસ્વાર અને સાત હજાર પાયદળ લશ્કર હતુ. ચિટણીસના અભિપ્રાય પ્રમાણે ત્રીશ હજારનુ લશ્કર હતુ. ચિત્રગુપ્ત લખે છે કે, કુલ્લે સત્તર હજારનુ લશ્કર હતુ. પોવાડામા બાર હજાર ઘોડેસ્વાર લખ્યા છે.

[3] પોવાડામા લખ્યુ છે કે, તુલજાદેવીના કટકા કરી તે દેવળપર મસ્જીદ બાધી. મસ્જીદ બાધ્યા પછી ગાય ઝબેહ કરી.

રૈયત ઘરબારત્યાગ કરી જગલમા નાસી ગઈ[૧] તે ગામની અને આસપાસના બીજા ગામોની પાયમાલી કરી ખાન પુના તરફ વળ્યો રસ્તામા મહારાજના જે જે કિલ્લા અને પ્રાત દીઠા તે સઘળા કબજે કર્યા

શિવાજી મહારાજને ગુપ્તચરોએ આવી અફઝુલખાનની સ્વારીની સર્વ વાર્તા કહી સભળાવી. મહારાજ તે સમયે રાજગઢમા રહેતા હતા ખાનની સ્વારી તેમને જીવતા પકડવા આવતી હોવાથી તેની સાથે યુદ્ધ કરવાની વ્યવસ્થા કરવા સબધી મહારાજે પોતાના સરદારોની સલાહ લીધી સર્વેએ એવો અભિપ્રાય આપ્યો કે, તેની સાથે યુદ્ધ કરવા માટે ખાડીકોતરોવાળુ એક ઉત્તમ સ્થાન શોધી કહાડવુ સ્થળ શોધતા નક્કી થયુ કે, જાવળી જઇ પ્રતાપગઢ ઉપર તૈયાર થઇ રહેવુ, પરતુ કેટલાક મનુષ્યોએ કહ્યુ કે –" તેની પાસે પ્રચડ લશ્કર છે, તેથી યુદ્ધ કરવામા આપણે ટકીશુ નહિ તેની સાથે મૈત્રી બાધવી એજ હિતકર છે" એ સાભળી મહારાજે કહ્યુ કે –" યવનો બેઇમાન છે. તેમની સાથે મૈત્રી કરવી એ અનુચિત કાર્ય છે તેઓ કયારે વિશ્વાસઘાત કરશે, એ નક્કી નહિ તેઓ દુર્બુદ્ધિ અને કપટી લોક છે વિશ્વાસ બતાવી આપણો નાશ કરવા ચૂકશે નહિ સાચી મિત્રતા કરવી એ તેઓ તેમના સ્વપ્નામા પણ સમજ્યા નથી તેમની સાથે સમર કરી ખરી બહાદુરી બતાવી તેમનો પરાજય કરવાનો મને ઉત્સાહ છે યવનો સાથે સલાહ કરવી નહિ એવોજ મારો સકલ્પ છે તેઓ પાસે પ્રચડ સૈન્ય છે, તેથી કોઈ પણ યુક્તિપ્રપચવડે આપણે તેમનો સહાર કરવોજ જોઇએ"

એ સકષ્ટ શી રીતે ટાળવુ, તેના વિચારમા ચિતાતુર થઈ મહારાજ નિદ્રાવશ થયા સ્વપ્નામા તુલજાપુરની ભવાની માતાના દર્શન થયા માતાજીએ કહ્યુ –"ચિતા કર નહિ તારે હાથે અફઝુલખાનનો વધ કરાવી તને યશ અપાવીશ." સ્વપ્ન થયા પછી મહારાજ જાગૃત થયા મુખ પ્રક્ષાલન કરી તેમણે માતુશ્રી જીજાબાઇને જાગૃત કર્યા અને તેમને સ્વપ્નની હકીકત કહી પ્રાતઃકાળમા પોતાના કારકુન અને સરદારોને બોલાવી તેમને સ્વપ્નનુ વૃત્તાત કહી સભળાવ્યુ અને કહ્યુ કે –" સાક્ષાત્ જગદબા મને પ્રસન્ન થઈ છે હવે અફઝુલખાનની શી ગણત્રી[૨] જગદબાએ મને તેની સાથે યુદ્ધ કરી તેને ભોયભેગો કરવાની હિમત આપી છે" એ સાભળી શ્રોતાજનોએ કહ્યુ કે –" એ સાહસકર્મની સિદ્ધિ થશે તો ઘણુજ સારૂ થશે આ પ્રસગ ઘણો કઠિન છે" તેમના કરુણ ઉદ્ગારો સાભળી મહારાજે સ્પષ્ટ કહ્યુ કે – "ખાન સાથે મૈત્રી કરવાથી પ્રાણનાશ થશેજ, તેના કરતા યુદ્ધ કરવુ એજ ઉત્તમ છે જય પ્રાપ્ત થશે તોપણ ઠીક છે અને પ્રાણ જશે તોપણ ઠીક છે. ત્રિભુવનમા કીર્તિ થશે સમરાગણમા પરાક્રમ બતાવી મરવુ, એજ મને શ્રેયસ્કર જણાય છે શત્રુને શરણે જઈ તેને હાથે આપણો પ્રાણનાશ થાય, એ મને અત્યત અનુચિત જણાય છે મે ખાન સાથે યુદ્ધ કરવાનોજ નિશ્ચય કર્યો છે તેની સાથે

૧ પોવાડામા લખ્યુ છે કે, તે ધસારાબધ પઢરપુર આવ્યો, વિઠુબાને ખડિત કર્યા અને પુડલિકને પાણીમા નાખ્યા.

યુદ્ધ કરતા યશ મળશે તો સારૂજ થશે, પરંતુ જો હુ મરણ પામુ તો મારી પાછળ મેં જે સંપત્તિ મેળવી છે, તેનુ રક્ષણ કરી સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું છે તેની સુવ્યવસ્થા રાખજો મારા માતુશ્રીની આજ્ઞા પ્રમાણે વર્તી પાછળ મારૂ નામ રાખજો "

મહારાજે પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યા પછી તરતજ પ્રતાપગઢ જવાની તૈયારી કરવા આજ્ઞા કરી તેમણે જે નિશ્ચય કર્યો હતો તે માતુશ્રીને વિદિત કરવા મહાલયમા ગયા મહારાજે જીજાબાઈના ચરણમા માથુ નમાવી પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યો એ સમયે માતાપુત્રના અંતઃકરણ ભરાઈ આવ્યા સંકટ કેવુ વિકટ છે અને તેમા વિજય મેળવવાનો સંભવ કેટલો અલ્પ છે તે પણ તેઓ જાણતા હતા તેમ છતા સંકટમાથી મુક્ત થવાનો બીજો માર્ગજ નથી, એમ જાણી સર્વ માયાજાળ વેગળી કરી, માતા જીજાબાઇએ પુત્રને યુદ્ધમા જવાની રજા આપી માતાએ પુત્રને માથે હાથ મૂકી આશીર્વાદ આપતા કહ્યું કે –"પુત્ર ! તને યુદ્ધમા યશ પ્રાપ્ત થશે શત્રુ સાથે અતિ શૌર્યપૂર્વક અને બહાદુરીપૂર્વક યુદ્ધ કરી મને વીરમાતા કહેવડાવજે " સ્વમાતાની આશીર્વાદાત્મક આજ્ઞા લઇ શિવાજી મહારાજ પોતાના સૈન્યસહિત પ્રતાપગઢ ગયા

અફઝુલખાને આ સમાચાર સાંભળ્યા ત્યારે પુના તરફનો રસ્તો છોડી લશ્કરસહિત વાઈ આગળ પડાવ નાખ્યો અને ઘણો સાવચેત રહેવા લાગ્યો શિવાજીમહારાજ ડુંગરાળ અને વિકટ સ્થાનમા રહ્યા છે, એ જાણીને ખાનને ઘણી દીલગીરી થઈ એ પ્રાંત કેટલો ખાડાકોતરોવાળો છે, તે ખાન સારી પેઠે જાણતો હતો. એવા વિકટ સ્થાનમા શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરવાથી ઘણી મુશીબત નડશે, એવુ તેના જાણવામા આવતા ખાન ઉંડા વિચારમા પડ્યા તેણે મનમાજ નિશ્ચય કર્યો કે, કોઈ પણ યુક્તિવડે શિવાજીને એ સ્થળમાથી બહાર કાઢી તેને સ્નેહભાવ બતાવી વિશ્વાસ ઉત્પન્ન થાય તેવુ વર્તન ચલાવી, આ સ્થળે બોલાવવો અને તેને જીવતો પકડી આપણો સ્વાર્થ સાધી લેવો

અફઝુલખાને વાઇ આગળ પડાવ નાખ્યો તે સમયે તેના લશ્કરમા કેવી હીલચાલ થાય છે, તેની સાથે લશ્કર વગેરે કેટલીક સામગ્રી છે, તેની છુપી તપાસ કરવાનુ કામ મહારાજે વિશ્વાસરાવ નાના પ્રભુને સોપ્યુ વિશ્વાસરાવ ફકિરનો વેશ લઈ હમેશાજ રાતે ખાનની છાવણીમા જતો અને ગુપ્તરીતે તપાસ કરી સર્વ સમાચાર મહારાજને જણાવતો હતો તે ઉપરથી મહારાજના જાણવામા આવ્યુ કે –" ખાન પાસે મોટુ લશ્કર અને પુષ્કળ યુદ્ધસામગ્રી છે તેણે મજબૂત તૈયારી રાખી છે તેની સાથે સમરાંગણમા યુદ્ધ કરતા આપણા પુષ્કળ સિપાઇઓનો નાશ થશે, તેમ છતા આપણને યશ મળશે કે કેમ એ શંકાસ્પદ છે, તેથી યુક્તિપૂર્વક તેનો નાશ કરી આપણી કીર્તિ અચળ રાખવી " તાબાના નોકરોએ પણ મહારાજના એ વિચારને સંમતિ આપી તેમણે અફઝુલખાનને નમ્રતાપૂર્વક કહાવ્યુ કે –" આપના જેવા બળવાન અને શૂરવીર સરદાર સાથે યુદ્ધ કરવાની મને કદિ પણ ઇચ્છા થાયજ નહિ બનતે પ્રયત્ને વિજાપુરસરકાર સાથે સલાહ કરવી, એજ મારી ઉત્કટ ઇચ્છા છે મે આદિલશાહ સાથે ઉદ્ધતાઇભરેલું વર્તન



શિવાજી મહારાજ પગે લાગે છે, અને માતા જીજાબાઈ આશીર્વાદ આપે છે.

Lakshmi Art, Bombay, 6

ચલાવ્યુ છે હુ તેમનો અપરાધી છુ બાદશાહ મને ક્ષમા આપશે કે નહિ, તેની મને શકા થાય છે આપ મધ્યસ્થ થઈ મારા ઉપર બાદશાહ હુઝુરની કૃપા થાય અને કરેલા અપરાધની મને ક્ષમા મળે એમ કરશો તો હુ મારૂ અહોભાગ્ય સમજીશ મે આજપર્યંત જે કાઇ કર્યું છે તે માટે મને અત્યત શોક થાય છે. આપના આશ્રયથી અને ભલામણથી મારા અપરાધની બાદશાહ તરફથી ક્ષમા મળશે કે કેમ ? તે જાણી શકાતુ નથી હુ મારા તાબાના સર્વ મુલક આપને સોપી દેવા તૈયાર છુ માત્ર બાદશાહ હુઝુરની મારાપર કૃપાદષ્ટિ થાય એવી આપ નામદારે મારી ખાત્રી કરવી ”

મહારાજ તરફથી કાલાવાલા અને ભયભીત સદેશો મળતાજ તેને ગર્વિષ્ઠ અને દભી અફઝુલખાને સત્ય માની લીધો તેમા સમાયલુ કપટ ખાનની કલ્પનામા આવ્યુ નહિ “શિવાજીમહારાજે આપણી બધી માગણી કબૂલ કરી છે, તેથી તેને આપણા કબજામા લાવતા હવે વિલબ લાગશે નહિ ” એવો તેને વિશ્વાસ ઉત્પન્ન થવાથી તેમને સપૂર્ણ વિશ્વાસ દર્શાવી, વિકટ સ્થાનમાથી બહાર કાઢવાનો પ્રથમ વિચાર કાયમ રાખ્યો અને કૃષ્ણાજી ભાસ્કર[1] નામક બુદ્ધિમાન બ્રાહ્મણને વકીલતરીકે મહારાજ પાસે મોકલ્યો ખાને વકીલને એકાતમા લઇ જઈ પોતાના મનના સર્વ વિચારો જણાવતા ઉપદેશ કર્યો કે –“ તમે શિવાજીમહારાજ પાસે જઈ, તેમને અતિશય સ્નેહભાવ બતાવી શિખામણ આપજો કે, તમારા પિતા શાહજીરાજા અને અમે કાઇ જૂદા નથી તેમની સાથે અમારે ઘરોબો છે, તેમજ બધુત્વનો નાતો છે તમે અમારે મન કોઇ પારકા મનુષ્ય નથી અમારાસબધી તમે તમારા મનમા યત્કિચિત્ પણ શકા રાખશો નહિ તમારા પિતા શાહજીરાજાએ મહાન પરાક્રમવડે દેશો જીતેલા હોવાથી તેમનાપર બાદશાહની સપૂર્ણ કૃપા છે તમારૂ સર્વથા કલ્યાણ કરી હુ તમને તળ કોકણનુ સપૂર્ણ રાજ્ય અપાવીશ, તમે તાબે કરેલા કિલ્લા તમારી પાસે કાયમ રહે એવી ગોઠવણ કરીશ, તમારી બહાદુરીમાટે બાદશાહ પાસે સ્તુતિ કરીને તમને તમારી ઇચ્છા પ્રમાણેની સામગ્રી અપાવીશ તથા તમારી અને બાદશાહની મુલાકાત કરાવી, તેઓ તમારૂ અતિશય સન્માન કરે, એવી વ્યવસ્થા કરીશ ” ખાને વકીલ સાથે મહારાજને સદેશો કહાવતા તેના કાનમા મત્ર ફુક્યો કે –“તેમને સતોષ અને ઉત્સાહ થાય, એવી ખુબીથી વાતચિત કરજો, અને વગરઢીલે મારી મુલાકાતે આવે એવી યુક્તિ કરવી તેમ છતા શિવાજી મારી મુલાકાતે

૧ કેટલીક બખરોમા લખ્યુ છે કે, અફઝુલખાનેજ પ્રથમ મહારાજ પાસે વકીલ મોકલ્યો હતો મહારાજે પ્રથમ સદેશો કહાવ્યો નહોતો પ્રો સરકારનો પણ એવોજ મત છે ખાને મોકલેલા વકીલનુ નામ ગ્રાન્ટ ડફ પતાજી ગોપીનાથ લખે છે ચિત્રગુપ્ત દત્તાજી ગોપીનાથ લખે છે અને શિવદિગ્વિજયમા, ગોવિદપત નામક એક બીજો વકીલ ખાન તરફથી આવ્યો હતો, એવુ લખે છે સભાસદકૃત બખરની મહાડની પ્રતમા પતાજીપત નામ લખ્યુ છે શેડગાવકરની બખરમા વકીલનુ નામ દત્તાજી ભાસ્કર આપેલુ છે પ્રો સરકાર જણાવે છે કે, વાઈ પ્રાતમા આવેલી અફઝુલખાનની જાગીરની વ્યવસ્થા આ કૃષ્ણાજી ભાસ્કર કરતો હતો અને તેનાપર અફઝુલખાનનો ઘણોજ ભરોસો હતો

નહિ આવે તો હું તેમને મળવા આવીશ એમ પણ કહેજો ”

ખાનનો વકીલ મુલાકાતે આવે છે, એ જાણતાજ મહારાજ ગઢ ઉપરથી નીચે ઉતરી તેને સામા લેવા ગયા અને તેને ગઢ ઉપર લઈ ગયા પોતાને ત્યા આવેલા વકીલ–અતિથિનો ઉત્તમ પ્રકારે આદરસત્કાર કરી, તેનુ કહેવુ સાભળવા માટે મહારાજે દરબાર ભર્યો કૃષ્ણાજી ભાસ્કરે ખાનનો સદેશો દરબારમા અથથી ઇતિ સુધી કહી સભળાવ્યો તે સાભળી મહારાજે કહ્યુ –“ તેમની કૃપા માટે હું ખાનનો અતિશય આભારી થયો છુ મે કબજે કરેલા મુલકોમાથી માત્ર થોડોક મુલક મને જાગીરદાખલ મળશે તો તેટલાથીજ મને સતોષ થશે ગમે તેમ થાય તોપણ હું બાદશાહનોજ નોકર છુ આ તરફના પ્રાતમા ઉદ્ધત લૂટારાઓ હતા, તેમનો સહાર કરી મે સઘળા પ્રદેશોમા શાતિ ફેલાવી છે સરકારી મુલકોમા ઉત્તમ પ્રકારનો બદોબસ્ત કરી દેશની આબાદી વધારી છે જૂના કિલ્લા દુરસ્ત કરાવી કેટલાક નવા કિલ્લા બધાવ્યા છે અને લશ્કરમા પણ શૂરવીર યોદ્ધાઓ ગણ્યા છે એમ કરી મે બાદશાહનીજ સપત્તિ વધારી છે એ સર્વ તેમને વગરમહેનતે પ્રાપ્ત થવાથી મે તેમની મોટી સેવા બજાવેલી ગણાશે હુ ખાનને મારા પિતા જેવાજ પૂજ્ય માનુ છુ તેમની મુલાકાત લેવા હુ ઘણા ઉત્સાહથી આવીશ ” મહારાજે દરબારમા લૌકિક વ્યવહાર પ્રમાણે સભાષણ કરી દરબાર બરખાસ્ત કર્યો ખાનના મનુષ્યો પોતપોતાના સ્થાનકે ચાલ્યા ગયા

ખાન તરફના મનુષ્યોને રહેવાના મકાન આપતી વખત મહારાજે એવી ગોઠવણ કરી હતી કે, કૃષ્ણાજી ભાસ્કરનુ મકાન બીજા કરતા તદ્દન એકાતમા રાખવાનુ કારણ એ હતુ કે, તેને એકાતમા મળી વાતચિત કરી પોતાના પક્ષમા લઈ લેવાની તેમની ઇચ્છા હતી રાત્રિ થતાજ સઘળા મનુષ્યો નિદ્રાવશ થયા અને શાતિ પ્રસરી શિવાજીમહારાજ મધ્ય રાત્રિને સમયે ચુપચુપ ખાનના વકીલને મકાને ગયા તેને જાગૃત કરીને કહ્યુ કે –“તમે વર્ણશ્રેષ્ઠ બ્રાહ્મણજાતિના છો આજપર્યંત મે જે કાઇ પ્રયત્ન કર્યા છે, તે માત્ર હિદુધર્મ અને હિદુલોકનુ રક્ષણ કરવા માટેજ છે સાક્ષાત્ ભવાનીમાતાએ મને એવી આજ્ઞા આપી છે કે –“ગો-બ્રાહ્મણનુ રક્ષણ કર હિદુના દેવાલયો તોડી હિદુના દેવનુ ખડન કરનાર મનુષ્યોનો પરાજય કર હિદુધર્મ ઉપર દ્વેષ કરનાર મનુષ્યનો સહાર કર ” જગદબાની એ આજ્ઞા પ્રમાણે મે જે કાર્ય આરભ્યુ છે, તેમા તમારા જેવા શ્રેષ્ઠ બ્રાહ્મણની સહાયતા અવશ્ય મળવી જોઇએ આપણો ધર્મ ડૂબવા લાગ્યો છે દેવબ્રાહ્મણોને સકષ્ટ થાય છે સર્વ ભરતખડ મ્લેચ્છમય થવાનો સમય આવ્યો છે, એ માટે તમારા અતકરણમા અવશ્ય ખેદ ઉત્પન્ન થવો જોઇએ એ દુરવસ્થાનો નાશ કરવાનોજ મે યત્ન આરભ્યો છે, પણ તમારા જેવા મહાપુરુષોની સહાયતાવડેજ તે સિદ્ધ થાય એમ છે તમે મારો પક્ષ સ્વીકારશો તો તમને હું હિવરા ગામ ઇનામદાખલ આપીશ ” મહારાજે મીઠા અને મોહક શબ્દોમા સભાષણ કરવાથી વકીલની ચિત્તવૃત્તિ એકદમ બદલાઇ ગઇ તેના મનમા ધર્માભિમાન જાગૃત થયુ, તેમા વળી વકીલ સાહેબને ઇનામની લાલચ ઉત્પન્ન થઇ મહારાજનુ

ગૌરવપૂર્ણ અને ઉત્સાહજનક સભાષણ સાભળી વકીલ તદ્દન ભેળવાઈ ગયો તેણે વિચાર કર્યો કે –" એ મહાપુરુષ સ્વધર્મરક્ષણનુ અને સ્વરાજ્યસ્થાપન કરવાનુ સ્તુત્ય કાર્ય કરવા તત્પર થયા છે તેમનામા એ કાર્ય સિદ્ધ કરવામા આવશ્યકીય થઈ પડે એવા ધૈર્ય, શૌર્ય, વીર્ય આદિ ઉત્તમ ગુણો વિદ્યમાન છે તેમનુ આજપર્યંતનુ પરાક્રમ સ્તુતિ કરવા લાયક છે મહારાજને સહાયતા આપી તેમના યશમા ગૌરવ માનવુ એજ મહત્ પુણ્ય છે " વકીલે મહારાજ સમક્ષ પ્રતિજ્ઞા કરી કે –" પ્રમાણિકપણે આપની નોકરી કરી જીવન ગાળવાનો મે નિશ્ચય કર્યો છે " પ્રતિજ્ઞા કર્યા પછી તેણે મહારાજને કહ્યુ કે –"ખાનનો ખરો ઉદ્દેશ તો તમને પકડી વિજાપુર લઈ જવાનો છે તમને વિશ્વાસ દર્શાવી મુલાકાતે બોલાવશે અને પકડી વિજાપુર લઈ જશે તેની એ ગોઠવણ કદિ બદલાશે નહિ " ખાનના વકીલને પોતાના પક્ષમા લીધા પછી " હવે શુ કરવુ ? " એ સબધી બન્ને વચ્ચે પરસ્પર સલાહમસલત ચાલી અને એવો નિશ્ચય થયો કે –" કૃષ્ણાજી ભાસ્કરે ખાનને વિશ્વાસ ઉત્પન્ન કરી તે જાતેજ ગઢ પાસે મુલાકાત લેવા આવે, એવી ગોઠવણ કરવી ખાન આપણા કબજામા સપડાયા પછી તેનો ઘાત કરવો, એટલે તેના સૈન્યમા અવ્યવસ્થા થશે અને આપણે ઇચ્છાનુસાર તેમનો પરાજય કરી શકીશુ " એ પ્રમાણે ગુપ્ત મત્રણા કરી, શિવાજીમહારાજ પોતાને સ્થાને ચાલ્યા ગયા

ત્યાર પછી કેટલાક દિવસ સુધી વકીલ સાથે ઉપર ઉપરની સલાહમસલત ચાલ્યા પછી એવુ ઠર્યું કે, ખાને જાવળીમા આવવુ અને શિવાજીમહારાજ સાથે મુલાકાત લઇ પરસ્પર શરતો નક્કી કરવી એ મુલાકાતની વ્યવસ્થા નક્કી કરવા માટે મહારાજે પોતાના તરફથી પતાજી[1] ગોપીનાથને પોતાના વકીલતરીકે ખાન તરફ મોકલ્યો એ બ્રાહ્મણ મહારાજનો તદ્દન વિશ્વાસપાત્ર હતો તેને મોકલતા પહેલા મહારાજે એકાતમા લઇ જઇ કૃષ્ણાજી ભાસ્કર સાથે થયેલી સર્વ વાતચિતનો સાર કહી સભળાવ્યો તેને વધારામા કહ્યુ કે –" તમે ખાનને કહેજો કે મારે તમારી મુલાકાતે આવવુ જોઇએ, પણ મને તમારી અતિશય બીક લાગે છે તમારી મુલાકાતે વાઇ સુધી આવવા જેટલુ મારામા ધૈર્ય નથી તમે મારા પિતા સમાનજ છો તમે કૃપા કરીને જાવળી આવશો તો હુ તમારી મુલાકાતે અવશ્ય આવીશ મને ધૈર્ય આપી બાદશાહના દર્શન કરવા લઈ જશો અને મારે માટે તેમને ભલામણ કરશો તો તેથીજ આપની ઉદારતા જણાશે ખરો વિશ્વાસ હોય તો જાવળી આવવા માટે શકા કરશો નહિ ખાનને આ પ્રમાણે અતિ નમ્રતાપૂર્વક કહેજો તેમને સહજ પણ શકા આવવા દેશો નહિ તેમની શી ઇચ્છા છે તથા તેમના સૈન્યની કેવી વ્યવસ્થા છે તે નિરીક્ષણ કરતા આવજો ' ખાનના વકીલને વિદાય કરતા મહારાજે તેનાપર પ્રસન્ન થઇ જરીકસબના ભરેલા વસ્ત્રો, મોતીની માળાઓ, સુવર્ણના કડા, સુવર્ણનો પદક, એક અરબી ઘોડો અને પાચ હજાર હોન બક્ષિસ આપ્યા પોતાના વકીલને પણ વસ્ત્રાલકાર આપી બન્નેને રવાના કર્યા

[1] રા. રાજવાડે જણાવે છે કે, પતાજી ગોપીનાથ મહારાજનો ખાસ નોકર હતો.

કૃષ્ણાજી ભાસ્કરે ખાન પાસે જઇ સમાચાર કહ્યા કે –" શિવાજીમહારાજ તમારે શરણે આવી મુલાકાત લેવા તૈયાર છે, પરતુ તેમનામા વાઇપર્યંત આવવાનુ ધૈર્ય નથી અહિં આવ્યાથી તેમનો વિશ્વાસઘાત થશે, એવી તેમની ધારણા છે. તેમનો વકીલ આપની પાસે આવ્યો છે તેને આપની મુલાકાતે બોલાવશો તો તે આપને શિવાજીમહારાજનો યથાર્થ સદેશો કહી સભળાવશે " ખાને પતાજી ગોપીનાથને પોતાની રૂબરૂ બોલાવી શિવાજીમહારાજનો સદેશો સાભળ્યો કૃષ્ણાજી ભાસ્કરે ખાનને પાણી ચઢાવવા ખાતર કહ્યુ કે –" તે જ્યારે તમને જાવળી બોલાવે છે ત્યારે એટલે સુધી જવા છતા કાર્ય પરિપૂર્ણ કરવાનો લાભ શામાટે જવા દેવો ? તમે જાવળી આવશો એટલે મહારાજ જાણશે કે, તમારા મનમા કપટ નથી અને તમારી મુલાકાતે અવશ્ય આવશે તે આવશે એટલે તમારૂ કાર્ય સત્વર સિદ્ધ થઇ જશે " એ શબ્દો સાભળી ખાને પ્રશ્ન પૂછ્યો કે –" જાવળી જેવા વિકટ સ્થળે તે મને મુલાકાત લેવા બોલાવે છે, પરતુ ત્યા તેના તરફથી મને દગો નહિ થાય, એવુ તમે પ્રતિજ્ઞાપર કહી શકો છો ?" કૃષ્ણાજી ભાસ્કરે ઉત્તર આપ્યો કે –" શિવાજીમહારાજના મનમા તમારાસબધી કઇ પણ કપટ નથી, એવી મારી સપૂર્ણ ખાત્રી છે એ સબધી તમારા મનમા કઇ પણ સદેહ લાવવો નહિ જે સધિ પ્રાપ્ત થાય છે, તે વ્યર્થ જવા દેશો નહિ જાવળી જઇ તેમની મુલાકાત લેવામા કઇ પણ અડચણ નથી આપણુ લશ્કર સાથે ત્યા રાખવુ ત્યા છાવણી નાખવાની પૂરતી જગ્યા છે અને ઘાસચારાની પણ સગવડ થાય એમ છે " વકીલે ખાનસાહેબની સર્વ અડચણો તથા શકાનુ સમાધાન કરી તેના મનમા જાવળી જઇ મહારાજની મુલાકાત લેવાની અને તેમને ત્યા કેદ પકડવાની કલ્પના ઉત્પન્ન કરી ખાનને પોતાના વકીલની ખાત્રી સત્ય જણાયાથી તેણે જાવળી જવાની તૈયારી કરી, અને તે કહે તેમ વર્તી પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાનો નિશ્ચય કર્યો મહારાજના વકીલ પતાજી ગોપીનાથે ખાનનો ખરો ઉદ્દેશ શો છે, એની બારીક તપાસ કરી અને મહારાજને આવીને એવુ જણાવ્યુ કે, ખાન જાવળી આવવાને માટે તૈયાર છે તેને ભેટવાની તૈયારી કરી તમારે કિલ્લાની નીચે આવવુ અને એકાતમા લાગ જોઇને તેનો વધ કરવો અને પછી તેના સૈન્યપર છાપો મારવો

ખાન જાવળી આવવા તૈયાર થયા છે, એ સાભળીને મહારાજે પોતાના સર્વ સરદારોને બોલાવી 'હવે શુ કરવુ ?' તે સબધી સલાહ પૂછી તેઓએ મહારાજને ઉત્સાહ પ્રેરતા ઉત્તર આપ્યો કે –" આ પ્રસગે આપ અમને જે કાર્ય સોપશો તે અમે શિરસાવદ્ય કરી, તદનુરૂપ વર્તવા જીવતોડ મહેનત કરી આપનો ઉદ્દેશ સિદ્ધ કરીશુ આપ કિચિત્ પણ ચિતા કરશો નહિ " ત્યાર પછી મહારાજે માતુશ્રી જીજાબાઇને પોતાનો ઉદ્દેશ કહી તેમની સલાહ પૂછી તેમણે પણ મહારાજને આશ્વાસન આપતા કહ્યુ કે –" તારા તાબાના વિશ્વાસુ મનુષ્યોની સલાહ હોય તેમ વર્તવુ. એ કાર્યમા તને યશ અપાવનાર શ્રીજગદબા સમર્થ છે તને આજપર્યત કોઈ પણ કાર્યમા અપયશ મળ્યો નથી તેથી આ કાર્ય પણ તુ ધૈર્યપૂર્વક અને બુદ્ધિપૂર્વક

તેને જીજાબાઈ અને મહારાજ સાથે સોગટાબાજી રમવાનો અધિકાર હતો

પાર પાડશે, એવી મને ખાત્રી છે ” મહારાજે સર્વની સલાહ લીધા પછી પોતાનુ કાર્ય શરૂ કરવા માડયુ

ખાનને પૂરો વિશ્વાસ આવે તે માટે મહારાજે તેની સગવડ સારૂ પોતાનાથી બને તેટલી સુવ્યવસ્થા કરવાનુ કામ સપાટાબધ ચલાવ્યુ ખાનના સૈન્યને ડુગરના ચઢાણુપર ચઢતા અડચણુ પડે નહિ તે માટે સ્થળે સ્થળે આવેલી વીચ ઝાડી કાપી નખાવી રસ્તા બનાવ્યા તેના લશ્કરને છાવણી નાખવાનુ વિશાળ સ્થાન જોઇએ, તે માટે ઝાડઝાખરા કાપી નખાવી એક વિસ્તીર્ણ ખુલ્લુ મેદાન બનાવ્યુ માર્ગમા સ્થળે સ્થળે લશ્કરીઓની ગુપ્તરીતે અને પ્રકટરીતે ચોકી રાખી તેનાપર ઉપરિ અમલદારો નિમ્યા અને તેમને એવી આજ્ઞા કરી કે –' ખાનના લશ્કરને જે વસ્તુની જરૂર પડે તે વસ્તુઓ પૂરી પાડવા અને પ્રત્યેક સ્થળે મિજબાનીની ઉત્કૃષ્ટ વ્યવસ્થા રાખવી, ' પરતુ ખાનના સૈન્યની સગવડમાટે મહારાજે જે માર્ગ બતાવ્યો હતો તેમા એવી યુક્તિ રચી હતી કે, જેથી સૈન્યમાર્ગની આસપાસ ઘોર ઝાડી હોવાથી, પાછળ શુ થાય છે તે સૈન્યમાર્ગમાથી જણાતુ નહોતુ કોઇક સ્થળે આડાઅવળા ચિલા પડયા હતા, તેમા મોટા મોટા ઝાડ કાપીને નાખ્યા હતા, તેથી તે માર્ગ પણ બધ થઈ ગયા હતા

મહારાજે પોતાની ગુપ્ત યોજના નેતાજી પાલકર, મોરોપત પેશ્વા અને તાનાજી માલુસરેને કહી સભળાવી નેતાજી પાલકરને સન્યસહિત કોકણુમાથી બરોબર કિનારાપરને સ્થાને બોલાવ્યો અને કિલ્લાના પૂર્વ વિભાગ તરફ તદ્દન ઘીચ ઝાડીમા સતાઈ રહેવાનુ કહ્યુ, કારણ કે ખાનના મનુષ્યો તે દિશાએથી ચઢીને ઉપર આવવાનો સભવ હતો મોરોપત સાથે જૂના કસાયલા યોદ્ધા હોવાથી તેને એવી આજ્ઞા કરી કે – “ખાનનુ ઘણુખરૂ લશ્કર જાવળી નીચે છાવણી નાખી રહેવાનુ છે તેની આસપાસની ઝાડીમા તમારે તમારા લશ્કર સાથે સતાઇ રહેવુ ” નેતાજીની સહાયતામા રઘુનાથ બલ્લાળને અને મોરોપતની સહાયતામા ત્રિબક ભાસ્કરને ગોઠવવામા આવ્યા એ સર્વને એવી આજ્ઞા ફરમાવી કે –' ખાનનો પરાજય થતાજ રણસિગાનો નાદ થશે તે નાદ સાભળતાજ નેતાજીએ ઝાડી બહાર આવી શત્રુનુ જે લશ્કર આગળ આવ્યુ હોય તેનાપર હુમલો કરવો અને ગઢપરથી પાચ તોપો ફૂટે તે સમયે મોરોપતે જાવળી આગળના ખાનના લશ્કરપર તૂટી પડવુ, કોઇએ પણ અસાવધ રહેવુ નહિ અને લૂટફાટ તરફ દૃષ્ટિ રાખવી નહિ ' એ પ્રમાણે બાહ્ય વ્યવસ્થા કર્યા પછી ગઢપર જે સ્થળે જેટલુ લશ્કર અને જેટલી તોપો વગેરે સામગ્રી રાખવાની અગત્ય જણાઈ, તેની વ્યવસ્થા મહારાજે સ્વત કરી લીધી સ્થળે સ્થળે નાકેબધી કરી કિલ્લાના પાછલા વિભાગના પ્રત્યેક બુરજપર પચાસ મનુષ્યો અને આગલા વિભાગના પ્રત્યેક બુરજપર સો મનુષ્યો ગોઠવ્યા એ ઉપરાત કિલ્લાના દરવાજા આગળથી તે અદરના ચોક પર્યત પુષ્કળ સિપાઈઓ ગોઠવી દીધા તેમના નાયકોને એવી સૂચના આપવામા આવી કે –' હુ ગઢપરથી નીચે ઉતરવાનુ શરૂ કરીશ ત્યારે સરણાઇ વાગશે, તે સમયે ધીમે ધીમે આગળ આવજો અને મુલાકાત માટે નક્કી કરેલા સ્થળથી તીર જઇ શકે એટલે દૂર કમાન

પાસેના થાણામા રહેજો ' એ પ્રમાણે કિલ્લાના દરવાજા પાસેથી મુલાકાત લેવાના સ્થાન સુધી પ્રત્યેક થાણામા હજાર બેહજાર સિપાઇઓ ઉભા રહે એવી વ્યવસ્થા કરી, અને થોડાક ચુટી કહાડેલા મનુષ્યો છેવટસુધી સાથે રહે એવી ગોઠવણ કરી

ગઢ નીચેના બુરજ પાસે ખુલ્લુ સ્થાન હતુ ત્યા ખાનની મુલાકાત લેવાની ગોઠવણ કરી તે સ્થળે એક સુદર અને ભવ્ય મડપ તૈયાર કરાવ્યો તેમા એક મુખ્ય આસન અને બે ત્રણ નાના આસનો બનાવ્યા મુખ્ય આસનની વેદી ઘણીજ ઉત્કૃષ્ટ બનાવી હતી તેનાપર સુદર છત જડી લઇ આસપાસ મોતીની ઝાલરો લટકાવી હતી મડપમા ગાદી અને નાના તથા મોટા, લાબા તથા ગોળ તકિયા વગેરે સુદર રીતે ગોઠવ્યા હતા એ પ્રમાણે મડપમા એકથી એક ઉત્તમ બેઠકો બનાવી સર્વ મડપ સુદરરીતે શણગાર્યો હતો

સવ પ્રકારની સુવ્યવસ્થા કર્યા પછી મહારાજે અફઝુલખાનને મળવા આવવાનો સદેશો કહાવી મોકલ્યો ખાન પોતાના લશ્કરસહિત રડતોડીના ડુગરપરનો રસ્તો સ્વચ્છ કર્યો હતો, તે રસ્તે આવવા નીકળ્યો એ સમયે તેણે પોતાની તોપો વગેરે વજનદાર સામાન સાથે રાખ્યો નહોતો,[1] એવુ કહેવામા આવે છે રડતોડીનો ડુગર ઉતરીને ખાને પારા પાસે કોયનાને કિનારે પડાવ નાખ્યો એ માર્ગ ઉપર ચઢતા તેના લશ્કરને અતિશય ત્રાસ પડયો તેના લશ્કરના પઠાણ સિપાઇઓ કહેવા લાગ્યા કે—" શિવાજી દુષ્ટ છે તેની યુકિત અને પ્રપચ કોઇ જાણી શકતુ નથી આવે વિકટ સ્થાને ચઢી ગયા પછી આપણો કાંઈ પત્તો લાગશે નહિ ! " એ ઉદ્ગાર અફઝુલખાનને કાને ગયા હતા, પરતુ તેની બુદ્ધિ ભ્રમિત થઇ હોય એમ લાગતુ હતુ આવી યુકિતથી શિવાજીમહારાજ અવશ્ય આપણા તાબામા આવશે, એવી તીવ્ર આશા ઉત્પન્ન થવાથી ખાનસાહેબે તેમને મળવા જવાનુ સાહસ કર્યું હતુ ખાનની છાવણી થવાનીહતી તે સ્થળે મહારાજે તબુ, રાવટી, મડપ, વગેરે વિપુલ સામગ્રી તૈયાર રાખી હતી, તેમજ લશ્કરને માટે અગત્યના સરસામાનનો પૂરતો બદોબસ્ત કર્યો હતો મહારાજની સુવ્યવસ્થા જોઇ ખાન ઘણોજ ખુશ થયો એ સર્વ જોતાજ ખાનને સ્પષ્ટ જણાયુ હતુ કે—' શિવાજીમહારાજનુ અતકરણ —મારાસબધી—નિષ્કપટી છે તે વગરઅડચણે મારી મુલાકાત લેશે, એટલે મારો સકલ્પ સિદ્ધ થશે '

જાવળી જઈ પહોચતાજ ખાને કૃષ્ણાજી ભાસ્કરને[2] ગઢપર મોકલી મહારાજને સદેશો કહાવ્યો કે—" હુ નીચે આવી પહોચ્યો છુ મુલાકાત કરવા સત્વર આવવુ વિલબ કરવો નહિ " વકીલ સદેશો લઈને ગઢપર ગયો મહારાજ અને વકીલ વચ્ચે લૌકિક વ્યવહાર પ્રમાણે પરસ્પર વાતચિત થયા પછી મહારાજ તેને એકાત સ્થળે લઈ ગયા અને તેની સાથે સ્વહિતની વાતચિત કરવા લાગ્યા. વકીલે કહ્યુ કે—"આપની પાસે પ્રતિજ્ઞા કર્યા પ્રમાણે હુ ખાનને જાવળી સુધી

૧ કેટલાક બખરકર્તા લખે છે કે, ખાને પોતાનુ તોપખાનુ ગઢપર જતા સાથે રાખ્યુ હતુ

૨ પ્રો સરકાર જણાવે છે કે, તેણે ગોપીનાથ પતને મોકલ્યો હતો

લાવ્યો છુ હવે એકાતમા તમારી અને ખાનની એમ બે મુખ્ય મુખ્ય મોટા માણસોની મુલાકાત કરાવીશ તે સમયે આપ પ્રબળ પરાક્રમ અને શૌર્ય બતાવી સ્વકાર્ય સિદ્ધ કરશો " ત્યાર પછી નક્કી કરવામા આવ્યુ કે, આજથી ત્રીજે દિવસે નક્કી કરેલે સ્થળે ખાનની અને મહારાજની મુલાકાત કરાવવી કૃષ્ણાજી ભાસ્કરે ખાન પાસે એવુ કબૂલ કરાવવુ કે, મુલાકાત કરવા આવતી વખતે તેણે તથા શિવાજી મહારાજે બન્નેએ પોતપોતાની સાથે એક એક સિપાઇ લાવવો બીજા મનુષ્યોને વેગળા રાખવા ખાન પાસેથી એવી કબૂલાત લેવાનુ મહારાજને અભિવચન આપી કૃષ્ણાજી ભાસ્કર ગઢ ઉપરથી નીચે ઉતર્યો ખાન પાસે જઇ તેમને મુલાકાતની સરતો કહી સભળાવી, અને વળી ઉપરથી એવી વાક્ચાતુરી ચલાવી કે, શિવાજી મહારાજને અદ્યાપિપર્યત તમારામા વિશ્વાસ આવતો નથી, તેથી આપણો સકલ્પ સાધ્ય કરવા મહારાજ કહે છે તે સરત કબૂલ કરવામા આપણને અડચણ નથી ખાનને એવી ઉતાવળ થઈ રહી હતી, કે શિવાજીમહારાજ ક્યારે પોતાના હાથમા સપડાય ' તેથી તેણે મહારાજની સરત કબૂલ કરવામા કઇ પણ આનાકાની કરી નહિ મહારાજની સરત તત્કાળ માન્ય થઇ મુલાકાતની જગ્યા કેવી રીતે તૈયાર કરી છે, તે તપાસવા માટે ખાને પોતાના વિશ્વાસુ મનુષ્યો મોકલ્યા તેમણે આવી ખાનને નિવેદન કર્યુ કે, સ્થાન મોટુ છે તેની પાસે લશ્કર આદિ કઇ રાખ્યુ નથી

અતે મુલાકાતનો સમય થયો ખાન પોતાની સાથે પદરસો સિપાઇ લઈ નીકળ્યો એ જોઇ કૃષ્ણાજી ભાસ્કરે[1] કહ્યુ કે, આપની સાથે મુલાકાતને સ્થળે આટલા બધા સિપાઇ લઇ જવાથી શિવાજીમહારાજને આપના ઉપર વિશ્વાસ આવશે નહિ અને કદાચ તે ગઢપરથી નીચે પણ ઉતરશે નહિ ' તમે બાદશાહી વજીર તેમજ સુપ્રસિદ્ધ વીર પુરુષ છો આપની પાસે શિવાજીમહારાજ કેવળ તૃણવત્ છે તેમને પકડવા માટે આટલી બધી તૈયારી શામાટે ? સરત પ્રમાણે તેઓ માત્ર એક સિપાઇ સાથે લઈ આપને મળવા આવશે, તેથી આપે પણ એકજ સિપાઈ સાથે લઈ મળવાને સ્થાને જવુ, એજ યોગ્ય છે[2] ગર્વિષ્ઠ ખાનને એ વાત પસદ પડી તેણે પોતાના મનુષ્યોને માર્ગમાજ સ્થળે સ્થળે ઉભા રાખ્યા, અને કેટલાક મનુષ્યોને મુલાકાતના સ્થાનથી વેગળે તીર જઈ શકે એટલે દૂર થાણાપર રાખી પોતે પાલખીમા બેસી મડપ આગળ ગયો પોતાની સાથે બે હજુરીઆ અને સૈદ બદા નામક લકડીપટા રમવામા હોશિયાર એક સિપાઈ અને કૃષ્ણાજી ભાસ્કરને લઈ ખાન મડપમા આવ્યો તેના અતકરણમા એવીજ ઇચ્છા હતી કે –" શરત પ્રમાણે શિવાજીમહારાજ મુલાકાત લેવા આવે, એટલુજ બસ છે હુ તેને તત્કાળ કેદ પકડી મારી સાથે લઈ જઇશ મારા આગળ તેનુ બળ કેટલુ ?"

૧ પ્રો સરકાર જણાવે છે કે ગોપીનાથ પતે તેને એ પ્રમાણે કહ્યુ

૨ પોવાડામા લખ્યુ છે કે, ખાનને તેડવા માટે મોરોપત અને શામરાજપતને મોકલ્યા હતા. ખાન ચાર હજાર મનુષ્યો સાથે લઈ, પાલખીમા બેસી આવવા તૈયાર થયો તે સમયે તેમણે તે મનુષ્યોને વેગળે રાખવાનુ તથા પાલખી પણ વેગળી મૂકવાનુ ખાનને કહ્યુ હતુ

ખાનને સ્વબળપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી, સાધારણરીતે કચેરીમા જવા નીકળતો હોય તેમ તૈયાર થયો શરીરપર મજલીનનો ઝીણો અંગરખો હતો હાથમા માત્ર એક તલવાર હતી અફઝુલખાન પહેલાજ મંડપમા જઈ બેઠો અને મહારાજને તેડવા પોતાના વકીલને ગઢપર મોકલ્યો તેના કહેવાથી મહારાજે જાણ્યુ કે, એક શૂર સિપાઇને સાથે લઇ ખાન મંડપમા બેઠા છે શિવાજીમહારાજે ખાનને કહાવ્યુ કે –' જો તમે ફક્ત એકજ હજુરીઆ સાથે મંડપમા બેસશો તોજ હુ નીચે ઉતરીશ " એ સાભળી ખાને પોતાની સાથેના સૈદ બંદા નામક સિપાઇને પણ મંડપ બહાર જવાની આજ્ઞા કરી

શિવાજીમહારાજે પૂર્વોક્ત પ્રકારનો સર્વ બંદોબસ્ત કર્યા પછી સ્નાન, દેવપૂજા આદિ નિત્યકર્મ કર્યું તેમણે ભવાનીદેવીનુ સ્મરણ કર્યું એ જીવ સટોસટને પ્રસંગે વિજય પ્રાપ્ત કરવા માટે તેમણે દેવીની અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરી ગદ્દગદ્દ કંઠે પ્રાર્થના થવાથી ભવાનીદેવી મહારાજના શરીરમા પ્રવેશ કરી બોલ્યા કે –" અરે પુત્ર ! ચિંતા ના કર આ સમયે હુ તારી પાછળજ ઉભી છુ, ખાનને મોહમા નાખી તારી સમક્ષ લાવી છુ, માટે તુ નિર્ભયચિત્તે, હિંમત રાખી તેનો વધ કર તેનુ માથુ કાપી મારી સમક્ષ અર્પણ કર મારા લલાટમા તેના રક્તનુ તિલક કરી–મહિષનુ બળિદાન આપી–મને સંતુષ્ટ કર " પાસે ઉભેલા કારભારીઓએ દેવીના શબ્દો નોધી લીધા શરીરમાથી દેવીનુ ચૈતન્ય નીકળી ગયા પછી મહારાજ સાવધ થયા, ત્યારે કારભારીએ તેમને તે શબ્દો વાચી સંભળાવ્યા એ સાભળી મહારાજને અધિક ઉત્સાહ થયો તેમણે પોતાના સર્વ સરદારોને ઉદ્દેશી કહ્યુ કે –" હુ જીવનને તૃણસમાન સમજી શત્રુના શરીરપર ધસી જાઉં છુ તેમા વિજય મળે તો સારી વાત છે, પરંતુ જો કંઇ બીજુજ બને તોપણ તમે ગભરાશો નહિ નિશ્ચય કરેલી યોજના પ્રમાણે શત્રુપર હુમલો કરજો, તેમને પાયમાલ કરજો અને રાજ્યનુ રક્ષણ કરજો તમે સર્વ શૂરવીર અને પરાક્રમી છો તમારા ઉપરજ મારો સર્વ આધાર છે તમારા જેવા પ્રમાણિક અને શૂરા પુરુષોની સહાયતા હોવાથી આપણે યવનોથી જરા પણ બીવાનુ નથી આ સમયે સર્વેએ પોતપોતાનુ શૌર્ય અને પરાક્રમ પૂરેપૂરૂ અજમાવવુ તમારી મદદ હોવાથીજ હુ અફઝુલખાનને તુચ્છ ગણુ છુ મે આજપર્યંત જે કાઇ પ્રાપ્ત કર્યુ છે તે સર્વ તમારી સહાયતા અને શૌર્યનુ ફળ છે એ યશોધનનુ રક્ષણ કરવા માટે પ્રાણની દરકાર ન કરતા, આવા કઠિન પ્રસંગે શૌર્ય બતાવશો તો તમારી કીર્તિ અધિકજ વૃદ્ધિ પામશે " વીર્યોત્સાહને ઉત્તેજીત કરનારા વાક્યો સાભળી સર્વ મનુષ્યના શરીરમા સ્ફુર્તિ આવી અને તેઓએ કહ્યુ કે, ' આપ અમને જે જે આજ્ઞા કરશો તદનુસાર વર્તવાને અમે યત્કિંચિત્ પણ વિલંબ કરીશુ નહિ તેમ કરવામા અમારા પ્રાણનુ બલિદાન આપવુ પડશે તોપણ અમે પાછા હઠીશુ નહિ જે શરીર એક વખત આપના ચરણમા અર્પણ થયુ છે,તે હવે અમારૂ નથી સ્વામીના કાર્યમા તે શરીરનુ પતન થાય તો તેમાજ અમે અમારૂ મહદ્ભૂષણ સમજીશુ "

તાબાના મનુષ્યોમા ઉત્સાહ અને અભિમાન જાગૃત કરી અને તેમની સાથે

કંઈક અગત્યની વાતચિત કરીને શિવાજીમહારાજ ગઢ નીચે ઉતરવા તૈયાર થયા તેમણે શરીરપર બખ્તર પહેરી, ઉપર ઝબ્બો પહેર્યો, તેજ પ્રમાણે માથાપર બખ્તર-ટોપી મૂકી તેપર પાઘડી પહેરી મજબૂત કછોટો વાળી, ઉપર ચોરણો પહેર્યો એક હાથમા ખજર લઈ તેને અગરખાની બાયમા સતાડયુ અને ડાબા હાથના પજામા વાઘ-નખ પહેર્યા એ પ્રમાણે વસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ મહારાજે પુન દેવીના દર્શન કરી માતા જીજાબાઇના ચરણમા મસ્તક મૂકી ગઢ નીચે ખાનની મુલાકાતે જવાની આજ્ઞા માગી જીજાબાઇએ ગદ્‌ગદ્ કંઠે કહ્યુ -'પુત્ર ' જગદબાની કૃપા-વડે તને યશ મળશે મારો તને આશીર્વાદ છે કુતીના પુત્ર ભીમ અને અર્જુન જેમ મહાપરાક્રમી ઉત્પન્ન થયા હતા, તેમ ભોસલેના કુળમા તુ ઉત્પન્ન થયો છે એ કુળનુ નામ જગતમા ગજાવી મૂક અફઝુલખાનને રણમા રોળી નાખી રાજ્ય-ની અભિવૃદ્ધિ કર શિવબા ' તુ મને આજે કુતીની પક્તિમા બેસાડ ખાનને જીવતો જવા દઇશ નહિ તેનો શિરચ્છેદ કરી લાવ ખાનને લીધેજ તારા જ્યેષ્ઠ બધુ સભાજીએ પ્રાણ ગુમાવ્યા છે, તેનુ વૈર વાળ '[1]

માતુશ્રીનો આશીર્વાદ લઈ મહારાજ ધીમે ધીમે ગઢથી નીચે ઉતરવા લાગ્યા તેમની સાથે તાનાજી[2] માલુસરે, યેસાજી કક, હિરોજી ફરજદ, પતાજી ગોપીનાથ વગેરે પાચપચાસ મનુષ્યો હતા મડપ પાસે આવતાજ પાલખીમાથી ઉતરી મહા-રાજ તાનાજી માલુસરેને સાથે લઈ મડપમા ગયા અફઝુલખાનને જોતાજ શિવાજી-મહારાજ બીવાનો ડોળ કરી વચમા વચમા થોભવા લાગ્યા કૃષ્ણાજી ભાસ્કર ખાન પાસેજ હતો તેણે ખાનને સમજાવ્યુ કે, આપની ભવ્ય મૂર્તિ જોઇને શિવાજી ગભરાય છે, તેથીજ તે એ પ્રમાણે કરે છે તમારા હજુરીઆને પણ અહિંથી મડપ બહાર જવા દો, એટલે એમને આગળ આવવાની હિંમત થશે વકીલ-નુ કહેવુ સત્ય જણાતા ખાને હજુરીઆને પણ મડપ બહાર મોકલ્યો, એટલે મહારાજ અફઝુલખાન પાસે ગયા તેમના હજુરીઆના બે હાથમા બે તલવારો હતી, પણ અફઝુલખાને તેસબધી વાધો લીધો નહિ[3] શિવાજીમહારાજ છેક નજીક

---

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, એ પ્રસગે વિજય પ્રાપ્ત થશે કે નહિ, તે બાબત-ની મહારાજને શકા થવાથી તેમણે કેટલાક બ્રાહ્મણોને પુષ્કળ દ્રવ્ય આપીને કાશી, ગયા વગેરે સ્થળે મોકલ્યા હતા અને પોતાના પ્રાણ જતા પોતાનુ ઉત્તરકાર્ય તે પુણ્યક્ષેત્રોમા કરવાની તેમને આજ્ઞા કરી હતી, તેમજ તેમણે બ્રાહ્મણને પુષ્કળ ગોપ્રદાન કર્યા અને પોતાની દાઢી કઢાવી નાખી એ સર્વ જોઈ જીજાબાઈના હૃદયમા ઘણો ખેદ થવાથી રડવા લાગ્યા તેથી મહારાજે તેમને વેગળે સ્થાને રાખ્યા હતા

૨ સભાસદ અને ચિત્રગુપ્ત લખે છે કે, જિવા મહાલ્યા અને સભાજી કાવજી એ બન્ને સાથે હતા પ્રો સરકાર અને મિ કિંકેડ પણ આ વાત ખરી માને છે પોવાડામા લખ્યુ છે કે, જિવાજી મહાલદારને પોતાની તલવાર પકડવા આપી હતી અને તેનેજ પોતાની સાથે લીધો હતો ગ્રાંટ ડફ જણાવે છે કે, મહારાજની સાથે તાનાજી માલુસરે હતો.

૩ પ્રો સરકાર જણાવે છે કે, મડપમા તે વખતે આઠ માણસો હતા. અફઝુલખાન, તેનો વકીલ અને બે હજુરીઆ, મહારાજ તેમનો વકીલ અને તેમના બે હજુરીઆ તે

આવી પહોચ્યા ત્યારે ખાન ઉભો થઈ તેમને આલિંગન કરવા માટે બે ત્રણ પગલા આગળ આવ્યો એ સમયે ખાન એકદમ ઉતાવળો થઇ રહ્યો હતો તેની સંપૂર્ણ ખાત્રી થઇ કે, શિવાજી નિ શસ્ત્ર હોવાથી સહજવારમા આપણા તાબામા સપડાશે, કારણ કે ખાનનુ શરીર ઉંચુ અને જબરદસ્ત હતુ, ત્યારે શિવાજી મહારાજનુ શરીર ઠીગણુ અને બાંધે પાતળો હતો કૃષ્ણાજી ભાસ્કરે રિવાજ પ્રમાણે પરસ્પર ઓળખ કરાવ્યા પછી એકબીજાને આલિંગન કરવા હાથ લંબાવ્યા, એટલે ખાને ઝડપ કરીને મહારાજનુ માથુ[1] પોતાની ડાબી બગલમા સખ્તરીતે દબાવી દીધુ હાથમા કટાર હતી, તેનુ મ્યાન વેગળુ ફેંકી મહારાજની કુખમા ખોસવાનો યત્ન કર્યો; પરંતુ તેમણે બખ્તર પહેરેલુ હોવાથી શરીરમા કટાર વાગી નહિ પણ બખ્તરમા વાગવાથી ખખડાટ થયો ખાનેજ પ્રથમ દગો કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે હવે ઇચ્છા પ્રમાણે કરવામા આપણુને હરકતજ નથી, એવો વિચાર કરી મહારાજે ડાબા હાથમા વાઘ-નખ હતા, તે ખાનના પેટમા ખોસી દીધા અને જમણા હાથમા ખંજર હતુ, તે પણ તેના પેટમા ખોસી દીધુ, તેમજ તેની બગલમાથી ચપળતા પૂર્વક પોતાનુ માથુ ખસેડી લીધુ વાઘ-નખ ખાનના પેટમા પ્રવેશ થતાજ તેના પેટમાથી આતરડા બહાર નીકળી પડ્યા ખાને એક હાથે આતરડા ઝાલી લઇ મહારાજને પોતાના હાથમાની તલવારનો એક સખત ઝટકો માર્યો તે તેમણે કૂદકો મારી ચપળતાથી ચૂકવી દીધો, પણ માથાની પાઘડીમા ઝટકો વાગવાથી થોડાક ઘા પડ્યો મહારાજે પળવારમા ખાન ઉપર તલવારનો એક બીજો ઘા કરી

આગળ વધીને એમ પણ જણાવે છે કે, જાણે કોઈ બડબોર માણસ નિ શસ્ત્ર થઇને શરણે આવતો હોય, એમ મહારાજ ખાન પાસે જતી વખતે દેખાતા હતા અફઝુલખાન પાસે માત્ર તલવાર હતી ખાફીખાન જણાવે છે કે, બને અશસ્ત્ર હતા

[1] ગ્રાંટ ડફ લખે છે કે, પરસ્પર આલિંગન કરતી વખતે શિવાજીમહારાજેજ પ્રથમ ખાનના પેટમા વાઘ-નખ ખોસી દીધા' સર્વ મરાઠી બખરોમાંનો મૂળ લેખ એકસરખોજ છે મેડકફ્રૂત આદિલશાહના ઇતિહાસમા અફઝુલખાનના વધની હકીકત જૂદી રીતેજ વર્ણવી છે તેમા લખ્યુ છે કે, અફઝુલખાન આગળ પોતાનુ કઇ ચાલશે નહિ એવુ જાણી મહારાજે તેની સાથે મૈત્રી કરવાનો વિચાર કર્યો અને તેની છાવણીમા જઇ અત્યંત દીનપણુ બતાવી તેમને પ્રતાપગઢપર મિજબાની માટે આમંત્રણ કર્યું મહારાજપર વિશ્વાસ રાખી ખાન પોતાના દશબાર મનુષ્યો સાથે ગઢ ઉપર આવ્યા એટલે મહારાજના સશસ્ત્ર સિપાઇઓ ખાનપર તૂટી પડ્યા અને તેને મારી નાખ્યો 'બુસાતી સુસ્સલાતીન" નામક બખરમા પણ એવુજ લખ્યુ છે (પૃ ૫૬૯ જુઓ) ચિત્રગુપ્તની બખરમા અને પોવાડામા લખ્યુ છે કે, તેઓનુ પરસ્પર કાર્યયુક્ત સભાષણ થયા પછી દ્વંદ્વ યુદ્ધ થયુ કેટલાકનુ કહેવુ એવુ છે કે, મહારાજે મુલાકાતને માટે આવો ભપકાબંધ તંબુ ઉભો કર્યો હતો તેથી ખાનને તેમનાપર ગુસ્સો આવ્યો શેડગાવકર જણાવે છે કે, મહારાજે પોતાના વૈભવનુ આડંબર પ્રદર્શન કર્યું તે બદલ ખાને મહારાજના વકીલ પાસે નાખુશી બતાવી, આથી વકીલે તેનુ સમાધાન કર્યું કે આખરે તો એ બધુએ વિજાપુરસરકારનેજ મળવાનુ છે તવારીખ-ઈ-શિવાજીમા એવુ લખેલુ છે કે, તેમને થોડી બોલાચાલી થઈ અને ગોપીનાથ પંતે મહારાજને ખાનની માફી માગવાનુ કહ્યુ મહારાજ ખાનની માફી માગવાને નીચા નમ્યા એટલે ખાને તેમનુ માથુ દબાવીને તલવારનો ઘા કર્યો એટલે મહારાજે તેના પેટમા વાઘનખ ખોસી દીધા

તેને તદ્દન ઘાયલ કર્યો તેના હાથમાની તલવાર છુટાવી લેવા માડી, ત્યારે ખાને મોટેથી ચીસો પાડી કે –" માર્યો, માર્યો, દગો, દગો, ધાઓ રે ધાઓ " એ શબ્દો કાને પડતાજ વેગળે ઉભેલા, ઉભય પક્ષના મનુષ્યો દોડી આવે તે પહેલાજ સદ-બદા ત્યા ધસી આવ્યો અને તલવારવડે પટા ફેરવતા મહારાજને ઘા કર્યો મહા-રાજે જીવામહાલિયા પાસેથી પટો લઇ જમણે હાથે પહેરી લીધો અને ડાબા હાથમા ખંજર લઇ તેઓ તેના ઘા ચૂકવવા લાગ્યા, એટલામા જીવા મહાલિયાએ સૈદ-બદાના ખભા ઉપર તલવારનો ઘા કરી તેનો પટાવાળો હાથ કાપી નાખ્યાથી તે ઘાયલ થઇ પડ્યો [1] ત્યાર પછી ઉભય પક્ષના સિપાઇઓમા રણસગ્રામ ચાલ્યો એ ગડબડમા ખાનના મનુષ્યોએ ચાલાકી વાપરી ખાનનુ શબ પાલખીમા નાખી ચાલવા માડ્યુ [2] યેસાજી કક અને તાનાજી માલુસરેએ પણ મહારાજને સુખરૂપ બહાર કાઢ્યા, પછી તેઓ ખાનની પાલખી પાછળ ધસ્યા તેમણે ભોઇ લોકોના પગ ભાગી નાખી પાલખી નીચે પાડી દીધી અને ખાનનુ માથુ કાપી રૂમાલમા બાધી લાવ્યા ૩ એ તોફાન વખતે કૃષ્ણાજી નામક એક કારભારી અફ્ઝુલખાનની સાથે હતો ખાનની એવી સ્થિતિ જોતાજ તેણે મહારાજ ઉપર ધસી જઇ તલ-વાર ઉગામી મહારાજે તેના બે ત્રણ ઘા ચૂકાવી દીધા અને કહ્યુ કે –" બ્રાહ્મણને મારવો નહિ, એવી મારા પિતાની આજ્ઞા છે, માટે તુ અહિથી એકદમ ચાલ્યો જા " એમ કહી તેને જતો કર્યો ૪

એ સર્વ તોફાનમાથી બહાર નીકળી મહારાજ સુખરૂપ કિલ્લાના દ્વાર આગળ આવી પહોચ્યા તે સમયે બેચાર ઘડી દિવસ બાકી રહ્યો હતો આગમચથી કરેલા સકેત પ્રમાણે તોપો ફૂટી અને રણશિંગુ ફૂકાયુ તોપોના અવાજ કાને પડતા

૧ ચિટણીસે લખ્યુ છે કે, તેને યેસાજી કકે મારી નાખ્યો ડફ કહે છે કે, તાનાજી માલુસરે અને શિવાજીમહારાજ એ બન્નેએ મળીને તેને મારી નાખ્યો

૨ સભાસદ અને ચિત્રગુપ્તે લખ્યુ છે કે, ખાન સ્વત વેદીપરથી કૂદીને નાસી ગયો અને તેણે "દગો, દગો" એવી મોટેથી ચીસો પાડી ત્યારે તેના માણસો દોડી આવ્યા અને તેને પાલખીમા નાખી લઇ ગયા

૩ ડફે લખ્યુ છે કે, ખાનનું માથુ ખડુ માલેએ અને એક બીજાએ કાપી હાજર કર્યું હતુ ચિત્રગુપ્ત અને સભાસદે લખ્યુ છે કે, મહારાજની આજ્ઞાપરથી સભાજી કાવજીએ તે લાવી આપ્યુ પોવાડામા લખ્યુ છે કે, સભાજી કાવજીએ પાલખી ઉચકનાર ભોઈલોકોના પગ ભાગી નાખ્યા અને મહારાજે પોતેજ ખાનનુ માથુ કાપ્યુ

૪ યવની બખર અને રાજપુરના અગ્રેજી વખારવાળાઓના લખાણપરથી પ્રો સરકાર જણાવે છે કે, અફ્ઝુલખાન પોતેજ પોતાના દગાનો ભોગ થઈ પડ્યો તે પોતે મહારાજને દગાથી પકડવાની કે વધ કરવાની પ્રતિજ્ઞા લઇને આવ્યો હતો અને જો તે તેવાજ દગાનો ભોગ ન થવાની કાળજી રાખે નહિ તો તેને ગાડોજ ગણવો જોઇએ મી કરકરીઆ અને ન્યાયમૂર્તિ રાનાડેએ મરાઠી બખરમાની આપેલી હકીકત સાચી છે, એમ સાબિત કરેલુ છે આ બધા વિવાદપરથી એટલુ તો સ્પષ્ટ જણાઈ આવે છે કે, શિવાજીને દગાથી માર-વાની કે પકડવાની ખાને પ્રતિજ્ઞા કરી હતી અને તેનાજ સપાટામા પોતે ન આવી જાય, એવી કાળજી રાખવાની મહારાજને આવશ્યકતા હતી

ખાનની છાવણીના મનુષ્યોએ જાણ્યુ કે, ખાનની મુલાકાત થઈ તેની ખુશાલીમા તોપો ફૂટ છે તેઓ ભ્રમણામાજ રહ્યા હતા પ્રથમથી થયેલી ગોઠવણ પ્રમાણે નેતાજી પાલકર ખાન સાથે ગઢ ઉપર મંડપ આગળ આવેલા પંદરસો મનુષ્યો ઉપર તૂટી પડ્યો એટલામા તેના માણસો ખાનનુ માથુ કાપી ગઢપર લઈ ગયા એ સમાચાર સાભળ્યાથી ખાનના માણસો ગભરાઈ ગયા નેતાજી પાલકરના મનુષ્યોએ તેમનાપર હુમલો કર્યો, તે વખતે તેમની બહુ દુર્દશા થઇ, તેમ છતા તેઓ શૂરવીર અને રણમા કસાયેલા ચૂટી કહાડેલા લડવૈયા હોવાથી તેમણે માવળીઓ સાથે ઘણા વખત સુધી ભયંકર યુદ્ધ કર્યું, પરંતુ અંતે તેમનો પરાજય થયો માવળીઓના હાથમા જેટલા પઠાણો આવ્યા તેટલાને તેમણે કાપી નાખ્યા

મોરોપંત પિંગળેએ પણ પૂર્વસંકેત પ્રમાણે ખાનના જાવળી પાસેના લશ્કરપર અચાનક હલ્લો કર્યો શત્રુઓ અચાનક હુમલો કરશે, એ તેમના સ્વપ્નામા પણ નહોતુ તેઓ તદ્દન નિશ્ચિત રહ્યા હતા, તેથી તેમનાપર એકાએક હુમલો થતા તેઓ ગભરાઇ ગયા, તેમ છતા તેઓ મરણપર્યંત લડ્યા અંતે તેઓ વિખરાઇ જઇ નાસી છૂટયા મહારાજે પોતાના સરદારોને આજ્ઞા કરી હતી કે –' શસ્ત્રનો ત્યાગ કરી જે કોઇ શરણે આવે તેને મારી નાખવો નહિ ' તેથી પુષ્કળ સિપાઇઓ શરણે આવ્યા કેટલાક સિપાઇઓ કેટલાક દિવસ સુધી આસપાસના ઝાડીવગડામા નાસતા—સંતાતા—ફરતા હતા તેમને તેમાથી બહાર નીકળવાનો માર્ગજ જડતો નહોતો એવા દુઃખી અને કંગાલ થયેલા ઘણા મોગલસિપાઇઓને મહારાજના સિપાઇઓ પકડી લાવ્યા [1]

શત્રુના જે સિપાઇઓ[2] પકડાયા હતા, તેઓની સાથે મહારાજે પોતાની હમેશની નીતિ પ્રમાણે ઉદારતા અને મમતાભરેલી વર્તણૂક ચલાવી તેમની યોગ્ય બરદાસ કરી અને વાટખર્ચી આપી તેમને મુક્ત કર્યાં જે અમીરઉમરાવો પકડાયા હતા, તેમનુ યોગ્ય સન્માન અને આતિથ્ય કરી વસ્ત્ર તથા ઘોડા વગેરે આપી ગૌરવપૂર્વક વિજાપુર જવાની રજા આપી મહારાજના હૃદયની ઉદારતા જોઇ પકડાયેલા મરાઠા સિપાઇઓમાથી કેટલાક તેમની નોકરીમા રહેવા તયાર થયા. તેમને મહારાજે પોતાની નોકરીમા રાખ્યા એ સમયે ઝુઝારરાવ ઘાટગે નામક એક શૂરવીર સરદાર મહારાજના તાબામા આવ્યો હતો તેના પિતા અને શાહજીરાજા વચ્ચે પરમ સ્નેહભાવ હતો, તે મહારાજ જાણતા હતા, તેથી મહારાજે તેને પોતાની પાસે રહેવાનો ઘણો આગ્રહ કર્યો, પરંતુ ઘાટગેએ તે માગણી સ્વીકારી નહિ, ત્યારે તેને વસ્ત્રાલંકાર વગેરે અર્પણ કરી અતિ સન્માનપૂર્વક વિજાપુર મોકલી દીધો

એ ઝપાઝપીમા અફઝુલખાનનો પુત્ર ફાઝલખાન રણમા ઘાયલ થઇ નાઠો હતો તે પોતાના પગે પાટા બાધી ઝાડીમા લપાતોસંતાતો નાસી જતો હતો

૧ પ્રો સરકાર જણાવે છે કે, રાજાપુરના અંગ્રેજ વેપારીઓના મળેલા પત્રોમા ત્રણ હજાર માણસો કેદ થયેલા હોવાનુ જણાવ્યુ છે

૨ પ્રો સરકાર જણાવે છે કે, આ કેદ થયેલા માણસોમા ખાનના બે દીકરા, એક મોટો સરદાર, શિખાજી ભોસલે અને ઝુઝારરાવ ઘાટગે પણ હતા

તેને અને અફ્ઝુલખાનના કુટુંબના ઇતર મનુષ્યોને ખડુજી કાકડેએ[1] પકડ્યા, ત્યારે તેઓએ તેને લાંચ આપવાનો લોભ બતાવ્યાથી તેણે તેમને કોયનાના કિનારા-પર કરાડમાં સુરક્ષિત પહોંચાડી દીધા તેમને મહારાજ સમક્ષ લાવ્યો નહિ એ વાત જાણવામાં આવતા મહારાજે કાકડેને દેહાંતદંડની શિક્ષા કરી

એ યુદ્ધમાં મહારાજને પુષ્કળ લૂટ મળી સો પોણોસો હાથી સાત આઠ હજાર ઘોડા, હજાર બારસો ઉંટ, સર્વ તોપખાનુ અને બે ત્રણ હજાર બળદ, દશ બાર લક્ષ મહોરો, હોન વગેરે રોકડ નાણુ, બે ત્રણ લાખની કિંમતનુ સોનુ, રત્ન, મોતી વગેરે જરજવાહીર, આશરે બે હજાર ગાડા ભરાય તેટલા વસ્ત્રો, તંબુઓ રાવટીઓ, પાલા વગેરે સ્વારીને ઉપયોગનો પુષ્કળ સામાન તેમને લૂટમા મળ્યો[2] એ ઉપરાંત ખાનના લશ્કરના ઘણા મરાઠા સિપાઇઓ મહારાજની તેજસ્વિતા અને ઔદાર્ય જોઇ ચકિત થયા હતા, તેઓ પોતાની ગરજીખુશીથી તેમની નોકરીમા રહ્યા, તેથી તેમના લશ્કરમા વિશેષ વૃદ્ધિ થઇ

શિવાજીમહારાજે ખાનનુ માથુ ભવાનીદેવી સમક્ષ ધર્યું દેવીના દર્શન કર્યા પછી તેઓ માતુશ્રીના દર્શન કરવા ગયા પોતાનો પરમપ્રિય પુત્ર વિજય પામી, સુખરૂપ ગઢ ઉપર આવી પહોંચ્યાથી જીજાબાઇને અતિશય હર્ષ થયો માતાએ પ્રિય પુત્રને છાતીસરસો ચાંપીને કહ્યુ કે –“ પુત્ર સંભાજીનું વેર વાળી, તે મારા નેત્રની સાર્થકતા કરી છે સિપાઇગિરીની હદ વાળી છે તને યશ પ્રાપ્ત થયો, એજ તારૂ મહદ્‌ભાગ્ય સમજવુ જોઇએ શત્રુનો વધ કરી સુખરૂપ મને ભેટયો, એટલે મારા મનથી આજે સોનાનો સૂર્ય ઉગ્યો ” માતાએ મહારાજના માથાપરથી ઓવારણા ઉતાર્યા જે જે મનુષ્યો તેમની સાથે ગયા હતા, તેમને મૂલ્યવાન વસ્ત્રો અને અલંકાર આપી તેમની પદવી વધારી તેમણે તેમની સ્તુતિ કરતા કહ્યુ કે –“તમારી સર્વની સહાયતા હતી તોજ શિવાજીને વિજય પ્રાપ્ત થયો ” જીજાબાઇએ આજના વિજયનો યશ શિવાજીમહારાજના સહાયક મનુષ્યોનેજ આપી તેમના અંતઃકરણને ઉત્તેજિત કર્યા

શિવાજીમહારાજ પોતાના લશ્કરની સ્થિતિનુ નિરીક્ષણ કરવા માટે ગઢ નીચે ગયા અને યુદ્ધમા ઘાયલ થઈ પડેલા મનુષ્યોની સેવાશુશ્રૂષા યોગ્ય પ્રકારે થાય એવી ગોઠવણ કરી મહારાજે પ્રત્યેક મનુષ્ય પાસે જઇ તેમના સ્વાસ્થ્યસમાચાર પૂછ્યા તેમને શારીરિક વેદના વિશેષ જણાય નહિ, તેથી તેમની સાથે મધુર અને

૧ ચિટણીસ અને શિવદિગ્વિજયકાર લખે છે કે, ખંડોજી ખોપડા નામક માવળીઓનો એક મુખ્ય સરદાર અફ્ઝુલખાનના તાબામા હતો તેણે બસો સિપાઇઓની સહાયતાવડે ફાજલખાન અને ખાનના કુટુંબકબિલાને કરાડ સુધી પહોંચતા કર્યા પાછળથી મહારાજના સિપાઈઓને હાથે ખંડોજી કેદ પકડાયો, ત્યારે તેનો શિરચ્છેદ કરવામા આવ્યો સભાસદ લખે છે કે,ઇતર સરદાર સાથે ફાજલખાનને પણ પકડી લાવ્યા હતા તેને મહારાજે યોગ્ય સન્માન આપી છોડી દીધો હતો

૨ પ્રો સરકાર જણાવે છે કે, ૬૫ હાથી, ૪૦૦૦ ઘોડા, ૧૨૦૦ ઉંટ, ૨૦૦૦ ગાંસડી કાપડ અને દશેક લાખનો અવેજ મળ્યો

ઉત્તેજક સંભાષણ કર્યું રણમા મૃત્યુ પામેલા પ્રત્યેક સિપાઇની યાદી કરાવી, તેમના સ્ત્રીસતતિપ્રત્યે શોકસહાનુભૂતિ દર્શાવી આશ્વાસન આપ્યુ અને તેમના નિર્વાહમાટે પગાર બાધી આપ્યા સમરભૂમિમા મૃત્યુ પામેલા અમલદારોને વતન વગેરે ઇનામ આપ્યા હતા, તે તેમની પાછળ તેમના વશજોને વશપરપરા માટે આપવામા આવ્યા યુદ્ધમા ઘાયલ થયલા સિપાઇઓને શરીરે પડેલા ઘા મહારાજે પોતાની નજરે જોઈ ઘાના પ્રમાણમા કોઇને બસો, કોઇને સો અને કોઇને પોણોસો હોનના ઇનામ આપ્યા, ઉપરાત યોગ્યતા પ્રમાણે કોઇને પાઘડી, કોઇને શેલા અને કોઇને સોનાના કડા ઇનામ આપ્યા જેઓ મોટી પદવીના સરદાર અને અધિકારીઓ હતા, તેમને મડિલ, ઝબ્બા, સોનાના કડા, કઠમાળા, શિરપેચ, મોતીના તુરા, વીંટીઓ તેમજ ઘોડા વગેરેના ઇનામ આપ્યા કેટલાક અધિકારીઓને ગામ તથા જમીનોના ઇનામ આપ્યા, તેમજ જે મનુષ્યની જેટલી બહાદુરી જોઇ તેના પ્રમાણમા તેમને મોટે હોદ્દે ચઢાવ્યા પાયદળ સિપાઇઓને ઘોડેસ્વાર બનાવ્યા, કેટલાકને સરદારી આપી, કેટલાકને પાલખી તથા અબદાગીરીઓ આપી અને યુદ્ધમા મૃત્યુ પામેલા કેટલાક પુરુષોના યુવાન પુત્રોને બોલાવી પોતાની પાસે નોકરીમા રાખ્યા

શિવાજીમહારાજે તાબાના સર્વ મનુષ્યોનો મોટો સમારભ કરી, સર્વ સમક્ષ યોગ્ય પુરુષોને યોગ્ય ઇનામો અને વિશેષ અધિકાર આપ્યા વળી જેઓએ બહાદુરી બતાવી હતી, તેમની સર્વ સભાજનો સમક્ષ સ્તુતિ કરી, તેથી સર્વને અતિશય ઉત્તેજન અને ઉત્સાહ પ્રાપ્ત થયા મહારાજની ઉદારતા, દયાળુપણુ અને ગુણની કદર કરવાની એવી ઉત્કૃષ્ટ પદ્ધતિ જોઇને પ્રત્યેકને વિશેષ તેજસ્વિપણે, ઉત્સાહપૂર્વક અને પ્રમાણિકપણે નોકરી કરવાનો ઉમગ થયો હતો એ સમયે મહારાજ પતાજી ગોપીનાથને[1] પણ વિસર્યા નહોતા વકીલનુ કામ કુશળતાથી કરવા માટે તેને હિવરા ગામ અને પુષ્કળ ઇનામ આપ્યુ, તેજ પ્રમાણે વિશ્વાસરાવને પણ જાસુસનુ કામ ઉત્તમ પ્રકારે કરવા માટે મોટુ ઇનામ આપ્યુ

એવો મોટો વિજય પ્રાપ્ત થવાથી પ્રતાપગઢ ઉપર તેમજ ઇતર સ્થાનોમા પણ આનદોત્સવ ઉજવવામા આવ્યો હતો સ્થળે સ્થળે વાજીત્રોના સુસ્વરો સભળાતા હતા, ઘેર ઘેર ધ્વજા, પતાકા અને વિજયતોરણો ફરકી રહ્યા હતા, હાથીપરથી સાકર વહેચવામા આવી, મહાસ્થળના સિદ્ધ, સાધુ અને ગોસાઇઓને દેવપૂજોપચારાર્થ દ્રવ્ય મોકલવામા આવ્યુ મહારાજે પોતાના સર્વ ઇષ્ટ મિત્રોને અફઝુલખાનનુ વધવૃત્તાન્ત લખી જણાવ્યુ કર્ણાટકમા શાહજીરાજાને એ સમાચાર દૂત મોકલી લખી જ-

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, દત્તાજી ગોપીનાથ એ મહારાજનો વકીલ હતો. તેણે ઉત્કૃષ્ટ કાર્ય કરવાથી મહારાજે તેને એક લાખ હોન અને હિવરા ગામ ઇનામમા આપ્યા હતા શિ દિ મા લખ્યુ છે કે, પતાજીપતને હિવરા ગામ ઈનામમા આપ્યુ હતુ કેટલાકનુ કહેવુ એવુ છે કે, ખાનના વકીલ કૃષ્ણાજી ભાસ્કરને ઇનામની લાલચ આપીને મહારાજે તેને પોતાના પક્ષમા લીધો હતો તેનેજ હિવરા ગામ ઇનામમા આપીને પોતાની નોકરીમા રાખી લીધો

ગણાવ્યા આજે વિજય મળ્યો તે સમસ્ત હિંદુરાષ્ટ્રનો વિજય માનીને સર્વત્ર આનંદોત્સવ કરવામાં આવ્યો તુળજાપુર, પંઢરપુર અને શિંગણાપુરના દેવસ્થાનોને ભ્રષ્ટ કરનાર માણસનો આ રીતે વધ થયો, તેથી પુરાણોમાંની કથા પ્રમાણે એકાદ રાક્ષસનો વધ થયો હોય, એમ સર્વ લોકો માનવા લાગ્યા અને તેનો નાશ થવામાં કંઈક ઇશ્વરનો સંકેત છે, એમ તેઓને લાગવા માંડયું સર્વના હૃદયમાં સ્વદેશાભિમાનની ઊર્મિઓ ઉછળવા લાગી કંઈક સૈકાઓ થયાં લોકોના હૃદયમાં આવી વૃત્તિની ગંધસરખી પણ ન હતી તે સમયે લોકોના મનમાં કેવી ભાવના ઉછળતી હતી, તેનું વર્ણન એક પોવાડામાં કરવામાં આવ્યું છે અફઝુલખાનના વધનું વર્ણન કરવાનું દરબારના એક કવિને ખુદ જીજાબાઇએ કહ્યું હતું અને તે બદલ તેને એક શેર સુવર્ણ અને એક ઘોડો ઇનામતરીકે આપવામાં આવ્યો હતો, એમ કહેવાય છે

જે સ્થળે અફઝુલખાનનો વધ કર્યો હતો તે સ્થળે તેનું માથું દાટી તેનાપર એક બુરજ બંધાવ્યો અને તેનું નામ અફઝુલબુરજ પાડયું ખાનના હાથમાંથી મહારાજે જે તલવાર ઝુંટવી લીધી હતી, તે તેમણે વિજયના સ્મરણચિન્હતરીકે યત્નપૂર્વક સાચવી રાખી મહારાજે વિચાર્યું કે, તુળજાપુરની ભવાનીદેવીના પ્રસાદવડે આપણને મહાન વિજય પ્રાપ્ત થયો છે, માટે પ્રતાપગઢ ઉપર તેની સ્થાપના કરવી એક વિદ્વાન બ્રાહ્મણને ગંડકી નદીએ મોકલી, ત્યાંથી એક શિલા મંગાવી, એક કારીગરને તુળજાપુર મોકલી ત્યાંની દેવીમૂર્તિના જેવીજ નવીન દેવીમૂર્તિ ઘડાવી તૈયાર કરી બાલે નામક કિલ્લા ઉપરના કોટમાં વિશાળ સ્થળ જોઈ ત્યાં એક સુંદર દેવાલય બંધાવ્યું અને તેમાં શુભ મુહૂર્ત જોઇ, વિધિપૂર્વક, નવીન મૂર્તિની સ્થાપના કરાવી એ દેવાલયમાં નિત્ય પૂજા, નૈવેદ્ય અને બ્રાહ્મણભોજન થવા માટે કારભારીઓ નિમી તેમને પગાર બાંધી આપ્યો દેવાલયમાં ઉત્સવ આદિ ખર્ચ માટે વર્ષાસન બાંધી આપ્યાં તે ઉપરાંત દેવીને શૃંગારવા માટે મૂલ્યવાન વસ્ત્ર તથા સુવર્ણરત્નના પુષ્કળ અલંકારો આપ્યા એ સ્થળે તુલજાપુરની પેઠેજ ઉત્સવ, બાધા, યાત્રા વગેરે થાય એવી વ્યવસ્થા કરી [1]

૧ કેટલાકનું કહેવું એવું છે કે, ચંદ્રરાવ મોરેને જીત્યા પછી આ દેવળ બાંધ્યું હતું. શેડગાવકરની બખરના આધારે મિ કિંકેડ એવું જણાવે છે કે, મહારાજે વિજાપુરસરકારની સાથે વિગ્રહ શરૂ કરેલો હોવાથી પોતાની કુળદેવતા તુળજાભવાનીના દર્શનને માટે પ્રતિવર્ષ જવું દુર્ઘટ હતું તેથી તેમણે રાયરીના કિલ્લાપર ભવાનીનું દેવળ બાંધવાનો વિચાર કર્યો અને મૂર્તિ માટે આરસનો પથ્થર લાવવાને માટે માણસો મોકલ્યા, પણ દેવીએ સ્વપ્નમાં આવીને જણાવ્યું કે –"મારી ઈચ્છા એવી છે કે, મારૂં દેવળ મહાબળેશ્વરની પાસે બાંધવું માટે ભોરપ્પા નામની ટેકરીની શોધ કરી ત્યાં આગળ મારૂં દેવળ બાંધજે અને ત્યાં એક કિલ્લો પણ બંધાવજે" સ્વપ્નમાંની દેવીની આજ્ઞા પ્રમાણે ભોરપ્પા નામનો ડુંગર મહાબળેશ્વરથી બાર માઈલના અંતરે તેમને મળ્યો. ત્યાં આગળ મહારાજે આ દેવાલય અને પ્રતાપગઢ નામનો કિલ્લો બંધાવ્યો અફઝુલખાનના વધ પહેલાં આ કિલ્લાપર દેવીનું દેવળ હતું, તેની સાબિતી માટે વધારામાં જણાવે છે કે, અફઝુલખાનની મુલાકાતે જતાં પહેલાં અને તેનો વધ કરીને પાછા ફર્યા ત્યારે મહારાજે આ દેવીના દર્શન કર્યાં હતાં, પણ આ ઉલ્લેખથી તો કદાચ એટલુંજ સિદ્ધ થાય કે મહારાજે કિલ્લાપર પ્રથમ પોતાની

અફઝુલખાનનો વધ થયાની અને તેની સાથે મોકલેલા લશ્કરનો સપૂર્ણ કચ્ચરઘાણ નીકળી ગયાની શોકજનક વાર્તા આદિલશાહે અને બડી બેગમે સાભળી ત્યારે તેમને અત્યત દીલગીરી થઇ કહેવામા આવે છે કે, જાસુસોએ જ્યારે બાદશાહને એ ભયકર સમાચાર સભળાવ્યા, ત્યારે તે અત્યત દીલગીર થઇ સિહાસન ઉપરથી ઉઠી મહેલમા જઇ, પલગપર પડી તરફડવા લાગ્યો જ પ્રમાણે બડી બેગમે એ સમાચાર સાભળ્યા ત્યારે પલગપર પડી શોક કરતા કરતા "અલ્લાહ, અલ્લાહ, ખુદા, ખુદા," એવા પોકાર કરવા માડ્યા સર્વ વિચારવા લાગ્યા કે, શત્રુઓ અફઝુલખાન જેવા શૂરવીર અને બળવાન સરદારનો વધ કરી તેનુ માથુ કાપી ગયા, વિશાળ લશ્કર હતુ છતા તેનો સપૂર્ણ નાશ થયો, સર્વ સરસામાન લૂટાઇ ગયો, આટલુ બધુ નુકશાન થયુ શિવાજીમહારાજનુ સામર્થ્ય અતિશય વધ્યુ છે, તે હવે મુસલમાની બાદશાહીનો નાશ કરી હિદુ રાજ્યધાનીની સ્થાપના કરશે સર્વ અમીરઉમરાવોને બીક લાગી અને સઘળા ચિતાગ્રસ્ત થયા કે, 'હવે આદિલશાહીનુ અસ્તિત્વ રહેશે નહિ, શિવાજી મહારાજ પોતાનુ મોટુ વિજયી લશ્કર લઇ ચઢી આવી વિજાપુર જીતી લેશે,' એવી ચર્ચા ઘેર ઘેર થવા લાગી કહેવામા આવે છે કે, બાદશાહી નૌબત ત્રણ દિવસ સુધી બધ રહી હતી અને આદિલશાહ બાદશાહે તથા તેની માતાએ ત્રણ દિવસ સુધી અન્ન ગ્રહણ કર્યું નહોતુ [૧]



કુલસ્વામિનીનુ એકાદ નાનુ સરખુ દેવળ બધાવેલુ હશે અને આ વિજય પ્રાપ્ત થયા પછીથી મોટા આકારનુ દેવળ બધાવ્યુ હોય

૧ અફઝુલખાનના વધ સબધી અનેક દતકથાઓ પ્રચલિત છે વિજાપુરના ઈતિહાસમા માર્શલ લખે છે કે, પોતાની સવારીનુ પરિણામ શુભ આવવાનુ નથી અને તેમા પોતાનુ મૃત્યુ થવાનુ છે, એ વાતની તેને અગાઉથી ખબર પડી હતી આથી લડાઇમા જતા પહેલા તેણે પોતાની ૬૩ સ્ત્રીઓને ઠાર મારી નાખી હતી આનુ કારણ એવુ જણાવવામા આવે છે કે પોતાના મૃત્યુ પછી પરપુરુષ સાથે પોતાની સ્ત્રીઓને સગ થાય નહિ એટલા માટે તેણે આ કાળજી લીધી હતી જ્યા આગળ અફઝુલખાનનુ મકાન હતુ ત્યા આગળ હજુ પણ આ વધ કરેલી સ્ત્રીઓની કબરો બતાવવામા આવે છે શેગાવકરની બખરમા આ દતકથાનો ઉલ્લેખ છે, તેમા એવુ જણાવવામા આવે છે કે, અફઝુલખાન ચઢાઇમા જતા પહેલા પોતાના ગુરુના દર્શન કરવાને માટે ગયો હતો તે વખતે તેણે માથા વગરનુ મત્ર ગુરુનુ ધડ જ દીઠુ હતુ મી સરકારે અફઝુલખાનના મકાનવાળુ સ્થાન પ્રત્યક્ષ જોયુ છે ત્યા આગળ બધુ જગલ જેવુ જામી ગયુ છે માત્ર ત્યા આગળ કોઈ કોઇ ખડેરના અવશેષો બાકી રહ્યા છે અફઝુલખાને પોતાની ૬૩ સ્ત્રીઓને જે ખાઈમા ડૂબાવીને ઠેર મારી તે ખાઈ મી સરકારે જોઈ છે, એમ તે જણાવે છે



# प्रकरण १२ मुं–विजापुरसरकारना अन्य सरदारोनो पराजय



અફઝુલખાનનો વધ કરી, તેના વિશાળ સૈન્યનો સપૂર્ણ નાશ કરવાથ ચારે દિશામા શિવાજીમહારાજનો ભય પ્રસર રહ્યો તેમ થવાથી સ્વરાજ્યનો વિસ્તાર કરવાનું કાર્ય સુલભ થઇ પડ્યુ વિજાપુર સરકારના અન્ય કિલ્લા અને પ્રાત તાબે કરવામા મહારાજને વિશેષ અડચણ પડ નહિ અફઝુલખાને શિવાજી મહારાજપર ચઢાઇ કર્યાના સમાચાર સીદીએ જાણ્ય કે તરતજ તેણે તળા અને ઘોસાળાના કિલ્લાને ઘેરો નાખ્યો, પરતુ થોડા સમયમા જ તેણે સાભળ્યુ કે–‘ ખાનનો વધ થયો છે અને તેનુ સર્વ સૈન્ય કેદ પકડાગ છે, ’ એટલે તરતજ તેણે ઘેરો ઉઠાવી લઇ લશ્કર પાછુ વાળ્યુ શિવાજીમહારાજ તેનાપર સ્વારી કરવાની ઇચ્છાથી પોતાનુ સૈન્ય તૈયાર કર્યું હતુ, પરતુ તે સમ પન્હાળાનો કિલ્લો હસ્તગત થાય એવો સયોગ જણાયાથી તેઓ તે તરફ વળ્યા

એ કિલ્લાપર વિજાપુરસરકારે નિમેલો કિલ્લેદાર રહેતો હતો, તે પોતાન મેળેજ કિલ્લો મહારાજને સ્વાધીન કરવા તૈયાર થયો, તેથી તેની સાથે સદેશ ચલાવ્યા એ ઉત્તમ કિલ્લો અનાયાસે પ્રાપ્ત થતો હોવાથી મહારાજના મનમ પ્રથમ તો એવો સશય ઉત્પન્ન થયો કે–‘ વિજાપુરસરકારે આપણને લોભ બતાવ ક્વચિત પ્રપચજાળમા સપડાવવાની યુક્તિ રચી હશે ’ તેમ છતા પણ એ ગ આપણા તાબામા આવતા ઘણીજ અનુકૂળતા થશે, એવુ જણાયાથી તેમણે પુષ્કળ માવળી સિપાઇઓસહિત પોતાના એક પરમવિશ્વાસુ સરદારને કિલ્લા ઉપર મોક લવાનો વિચાર કર્યો મહારાજે અન્નાજી દત્તોને એ કાર્ય સોપ્યુ અને પો પુષ્કળ ઘોડેસ્વાર તથા પાયદળ લશ્કરસહિત થોડે દૂર તૈયાર થઇને ઉભા, કારા કે શત્રુ તરફથી દગો જણાય તો તેમનાપર હુમલો કરી તેમનો પરાજય કરી શકાર પરતુ યુદ્ધ કરવાનો પ્રસગ આવ્યોજ નહિ કિલ્લેદારે કબૂલાત કર્યા પ્રમાણે કિલ્લે મહારાજને સ્વાધીન કર્યો[1] ( ઓક્ટોબર ૧૬૫૯ ) એજ પ્રમાણે પાવનગઢ પા

---

૧ બીજા લેખકોએ એ કિલ્લો હસ્તગત કર્યાની વિગતમા લખ્યું છે કે, એ કિલ્લે અતિશય મજબૂત હોવાથી સહેલાઇથી હસ્તગત થશે નહિ, એમ જણાયું ત્યારે તે તાબે કરવા માટે મહારાજે એવી યુક્તિ રચી કે, પોતાના કેટલાક સરદારોને શિક્ષા કર્યાનો ઢોગ

મહારાજના તાબામા આવ્યો એ કિલ્લો હસ્તગત કર્યા પછી મહારાજે વસતગડ ઉપર છાપો મારી તે કિલ્લો પણ તાબે કર્યો કૃષ્ણા નદીના ઉભય તટ–પ્રાતપર મહારાજે પોતાની સત્તા સ્થાપી અને સરળરીતે મહેસુલ વસુલ કરવા માટે સર્વ કિલ્લાપર પોતાના થાણુા બેસાડ્યા, અર્થાત્ શિરાળાની ગઢીપર્યંત બત્રીસ થાણુા બેસાડી ત્યાનુ મહેસુલ વસુલ કરવા માટે અધિકારીઓ નિમ્યા

પન્હાળાનો કિલ્લો સ્વાધીનમા આવ્યાથી શિવાજી મહારાજે તેજ સ્થળે નિવાસ કર્યો અને સિહાદ્રિના શિખરપરના તથા તળ પ્રદેશના કિલ્લા હસ્તગત કરવાની ઇચ્છાથી તે દિશામા પોતાનુ લશ્કર મોકલ્યુ તેમાના ઘણાખરા કિલ્લા તો વગર અડચણેજ હસ્તગત થયા, યુદ્ધ વગેરે ખટપટ કરવી પડી નહિ માત્ર રાગણા અને ખેલણાના કિલ્લા છાપો મારીને તાબે લેવા પડ્યા ખેલણાનો કિલ્લો લેતા તેઓને ઘણી મહેનત કરવી પડી તેથી શિવાજીમહારાજે તે કિલ્લાનુ નામ વિશાળગઢ પાડયુ અને તે નામ અદ્યાપિપર્યંત ચાલે છે અફ્ઝુલખાનનો વધ કર્યા પછી મહારાજે બે ત્રણ મહિનામાજ એટલો બધો વિશાળ પ્રદેશ સ્વાધીન કર્યો હતો એ પ્રમાણે મહારાજે ધીમે ધીમે સર્વ કોલ્હાપુર પ્રાત અને તેમાના કિલ્લા પોતાને તાબે કર્યા હતા

એ સમયે મિરજમા વિજાપુરસરકારના થાણામા રૂસ્તમજમાન નામક મુખ્ય સરદાર રહેતો હતો તેણે મહારાજની હીલચાલમા કઇ પણ અડચણ કરી નહોતી તેનુ એક કારણ એ હોવુ જોઇએ કે, રૂસ્તમ શિવાજીમહારાજથી ડરી જઇને પોતાના સ્થાનમાજ ભરાઇ રહ્યો હશે, કિવા તે સમયના અગ્રેજ વ્યાપારીઓ શકા બતાવે છે તે પ્રમાણે મહારાજે તેને લાચ આપીને શાત પાડયો હશે, પરતુ પાછળથી તેને બાદશાહનો એવો હુકમ મળ્યો કે, તેણે શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરી કોલ્હાપુર પ્રાતનુ રક્ષણ કરવુ એ સમયે તેની પાસે ત્રણ હજાર ઘોડેસ્વાર અને કેટલુક પાયદળ લશ્કર હતુ એટલા લશ્કર સાથેજ રૂસ્તમ પન્હાળા સુધી ચઢાઈ લઇ ગયો ( ઑકટોબર, સને ૧૬૫૯ ) તેને નજીક આવેલો જાણી મહારાજે તેના ઉપર પોતાના ઘોડેસ્વારોસહિત હુમલો કર્યો અને તેનો પરાજય કરી તેને કૃષ્ણા નદીને પેલે પાર હાકી કહાડ્યો, તેમજ અત સુધી તેની પૂઠ પકડી મહારાજ તેની પાછળ જતા ઠેઠ વિજાપુરપર્યંત જઇ પહોચ્યા[1] હતા માર્ગમા મોટા મોટા ગામ

કર્યો તે સરદારોએ પોતાના તાબાના સાતસો આઠસો સિપાઇઓ સાથે મહારાજની નોકરી છોડવાનુ બહાનુ કરી પન્હાળાના કિલ્લેદારને વિનતિ કરી કે, ‘ શિવાજીમહારાજની નોકરીથી અમને અસતોષ થવાથી અમે તેમની નોકરી છોડી દીધી છે અમને તમારી નોકરીમા રાખો ’ સરદારોનુ કથન કિલ્લેદારને સત્ય જણાયાથી તેણે સર્વને પોતાની નોકરીમા રાખ્યા બીજી તરફથી મહારાજે કિલ્લાને ઘેરો નાખ્યો પછી એક દિવસ રાત્રે સકેત પ્રમાણે કિલ્લાપર ગયેલા મનુષ્યોએ નીચેના મનુષ્યોને ઉપર લઈ જે સ્થળે ધીંચ કાઢી હતી, ત્યા સતાડી રાખ્યા અને મહારાજના મનુષ્યોએ એકત્ર થઇ રખેવાળોપર હુમલો કર્યો અને તેમનો પરાજય કરી કિલ્લો હસ્તગત કર્યો

[1] રાજાપુરના તે વખતના અગ્રેજ વેપારીઓના લખાણપરથી એવુ માલમ પડે

લૂટી ઉજ્જડ કરી નાખ્યા અને વ્યાપારી બજારોપર કર નાખ્યો એ પ્રમાણે એક-સરખુ તોફાન મચાવી મહારાજ પ્રબળ વેગપૂર્વક પાછા ફર્યા એ વેગ એટલો ભુસ્સાબધ હતો કે તેમની પાછળ પડવાની શત્રુઓની હિમત નહોતી તેમનો વિ-લક્ષણ વેગ જોઇને વિજાપુરસરકારે પાછળ પડવાનો યત્ન પણ કર્યો નહિ

વિજાપુર શહેરપર્યંત જઇ સર્વ પ્રાત લૂટી ઉજ્જડ કરી, શિવાજીમહારાજ વિશાળગઢમા આવી પહોચ્યા એ સમયે મહારાજની આજ્ઞાથી અન્નાજી દત્તોએ પાયદળ સૈન્ય તૈયાર રાખ્યુ હતું, તે લઈ મહારાજ રત્નાગિરિ પ્રાતમા દાખલ થયા અને ત્યાના બદરો અને શહેરો કબજે કરવાનો તેમણે સપાટો ચલાવ્યો આ સ્વારીમા તેમણે માત્ર રાજાપુરપર હલ્લો કર્યો નહિ રાજાપુરના વેપારીઓએ આનુ કારણ એવુ જણાવ્યુ છે કે, આ શહેર રૂસ્તમજમાનનુ હતું અને તેણે મહારાજ જોડે નમ્રતા દર્શાવી હતી બડી બેગમ રૂસ્તમજમાનનો દ્વેષ કરતી હતી તેથી તેણે પોતાના આત્મરક્ષણને માટે મહારાજ જોડે સ્નેહભાવ બાધેલો હતો આ વખતે તેમણે દાભોળ શહેર અને તેના તાબાના સર્વ થાણા પોતાને હસ્તગત કર્યા. આદિલશાહે આ થાણાપર મૂકેલો સુબેદાર નાસીને રાજાપુર જતો રહ્યો

ત્યાથી મહારાજે રાયગઢપર આવી પુન લશ્કરની સારી પેઠે તૈયારી કરી અને પછી ચેઉલપર ચઢાઇ લઇ ગયા તે શહેરમા ત્રણ દિવસ મુકામ કરી સમસ્ત શહેર સારી પેઠે લૂટયુ તે સમયે એ શહેર ઉત્તમ પ્રકારે ધનવાન હોવાથી મહા-રાજને ત્યાથી પુષ્કળ દ્રવ્ય મળ્યુ ત્યાના થાણાદાર ખોજોજીને કેદ પકડી શહેર તાબે કર્યું અને લૂટમા મળેલુ સર્વ દ્રવ્ય સુરક્ષિતપણે રાયગઢપર મોકલી દીધુ

આ ગડબડમા દાભોળના સુબેદારનો પરાજય થવાથી અફઝુલખાનના માલથી ભરેલા ત્રણ વહાણો દાભોળના બદરમા હતા તે લઇને સુબેદાર રાજાપુર ગયો ત્યા આગળ રૂસ્તમજમાનનો હુકમ થવાથી તે માલને બદરપર ઉતારવામા આવ્યો મહા-રાજના એક સરદારને આ બાતમી મળતાજ પોતાના માણસો લઇને તે રાજાપુર તરફ ગયો મરાઠાઓ રાજાપુર આવે છે, એવી બાતમી મળતાજ રૂસ્તમજમાનનો રાજપુરનો સુબેદાર તે વહાણમાના એકમા બેસીને નાસી જવાની તૈયારી કરવા લાગ્યો ત્યારે ત્યાના અગ્રેજ વેપારીઓના એક દલાલ મી હેન્રી રેવ્હીંગટન ના-મના એક અગ્રેજ કામદાર પાસે જઈ તેણે જણાવ્યુ કે —" તમારા નામે મે રૂસ્તમ-જમાનને અમુક રકમ કરજે આપેલી છે, તે આ સુબેદાર પાસેથી વસુલ કરી લો." આ પરથી તે અગ્રેજ કામદારે રૂસ્તમજમાનના સુબેદાર પાછળ પોતાનુ એક વ-હાણુ મોકલીને તેને અટકાવ્યો, ત્યારે તેણે તે રકમના બદલામા તે વહા-ણમાનો-માલ આપ્યો એ લોકોની એ ગડબડ ચાલતી હતી, તેવામા ઉપર જણા-વેલા મહારાજના માણસો બદર ઉપર આવી પહોચ્યા અને રાજાપુરનો સુબેદાર જે વહાણમા બેસીને નાસી જતો હતો તે વહાણને પકડી આપવાનુ અગ્રેજ કામ-

આવે છે કે, રૂસ્તમજમાનની સાથે અફઝુલખાનનો છોકરો ફાજલખાન પણ હતો ફાજલ-ખાનના ઘણાક માણસો મરાયા અને રૂસ્તમજમાન નાસીને છૂટી જઈ રહ્યો મો. સરકાર કૃત બખર પૃ ૨૯૪

દારને જણાવ્યુ, પણ તે તેણે ગણકાર્યું નહિ, એટલુજ નહિ પણ તે સુબેદારના કહેવાથી બાકી રહેલા બે વહાણમાથી એક પોતાને કબજે કર્યું અને તે વહાણનું અસલ નામ બદલીને નવુ નામ પાડ્યુ આમ આ લોકોની બોલાચાલી થતી હતી એટલામા ત્રીજુ વહાણ છટકી ગયુ ત્યારે મહારાજના સરદારે અગ્રેજ કામદાર પાસે સુબેદારના લીધેલા માલની માગણી કરી, પણ તે આપવાનો તેણે ઇન્કાર કર્યો આ પ્રમાણે નિરાશ થવાથી તે સરદારે અગ્રેજોના બે દલાલોને પકડ્યા જ્યારે ફિલિપ ગિફર્ડ નામનો એક કામદાર તેમને કહેવાને ગયો કે –" અમારા કેદ પકડાયેલા દલાલોને છોડી દો " ત્યારે તેને પણ કેદ કરવામા આવ્યો અને અગ્રેજોને એવુ કહાવી મોકલ્યુ કે –" અફઝુલખાનના ત્રણ વહાણો અને સુબેદાર પાસેથી લીધેલો માલ અમારે સ્વાધીન થશે નહિ, ત્યાસુધી આ પકડાયેલા આસામીઓને છોડવામા નહિ આવે " એ ત્રણે કેદીઓને ખારાપાટણ લઇ જવામા આવ્યા આ બાજુથી રિવ્હીગટને શિવાજીમહારાજને એક પત્ર લખી એવી વિનતિ કરી કે – " અમારા કેદ પકડાયેલા માણસોને છોડી દેવાની આજ્ઞા કરવી અને એના બદલાતરીકે તમે જ્યારે દડરાજપુરીપર હલ્લો કરશો ત્યારે હુ તમને મદદ કરીશ તમારા લોકોએ મુસલમાનોના વહાણ પકડવાનુ કહેલુ ખરુ, પણ તે આજ્ઞા અમે માની નહિ; કારણ કે મુસલમાનો સાથે વૈર કરવાનુ અમને ઇષ્ટ લાગ્યુ નહિ " આવી મતલબનો પત્ર મળવાથી મહારાજે પોતાના સરદારને આજ્ઞા કરી કે –"તેણે અગ્રેજ કેદીઓને છોડી દેવા, રુસ્તમજમાનના મુખત્યારને તે શહેર પાછુ સોપવુ અને શહેરના લોકોની જે જે વસ્તુ લૂટાએલી હોય તે તેમને પાછી આપવી " આ હુકમ મળતાજ દલાલોને છોડી મૂકવામા આવ્યા, પરતુ એક બ્રાહ્મણે કઇક લબાડી કરવાથી ગિફર્ડનો છુટકારો જલદી થયો નહિ તેપરથી રિવ્હીગટને મહારાજ પાસે ફરીથી ફરિયાદ કરી, પણ તેમનો હુકમ મળે તે પહેલાજ મહારાજના માણસો કેદીઓને ખારાપાટણથી વિશાળગઢ લઇ જતા હતા, તે વખતે અગ્રેજના સિપાઇઓએ હલ્લો કરીને ગિફર્ડને છોડાવ્યો [1] એમ કહેવાય છે કે, પોતાના મિત્ર રુસ્તમજમાનના શહેરપર તે સરદારે હુમલો કર્યો તે માટે મહારાજે તેને પોતાની નોકરીમાથી બરતરફ કર્યો હતો.

અફઝુલખાન અને રુસ્તમજમાન જેવા બળવાન સરદારોનુ શિવાજીમહારાજ આગળ કઈ બળ ચાલ્યુ નહિ એકનો જીવ ગયો અને બીજો જીવ લઇને નાઠો, તે મહામુશીબતે વિજાપુર પહોચ્યો મહારાજનુ લશ્કર રાજધાનીપર્યંત પૂઠે પડ્યુ હતુ, તેણે માર્ગનો સર્વ પ્રદેશ લૂટી બાળી નાખ્યો હતો વિજાપુરસરકારની સત્તાના એકે એક ગામની પ્રજાને મહારાજની મોટી બીક લાગતી હતી નાના મુસલમાન સરદારો અને કિલ્લેદારો મહારાજનુ નામ સાભળતાજ થરથર કપાયમાન થતા હતા, તોપછી તેમનાપર ચઢાઈ કોણ લઈ જાય ? એવી સ્થિતિ જોઇને કેટલાક મરાઠા લૂટારાઓ ગામોમા જઇ શિવાજીમહારાજના નામથી ખડણી અને લૂટ મેળવી આનદોપભોગ કરવા લાગ્યા

૧ મી સરકારે રાજાપુરના અગ્રેજ વેપારીઓના સન ૧૬૬૦ ના કાગળપત્રોપરથી આ હકીકત આપી છે

વિજાપુરસરકારને શિવાજીમહારાજનો અતિશય ભય લાગ્યો શાહના દરબારમા અમીરઉમરાવો વચ્ચે જાદવાસ્થળી જામી હતી, તે પણ બધ પડી અને મહારાજનુ સર્વ તોફાન કેવી રીતે બધ પાડવુ, તેનીજ સૌ ચિંતા કરવા લાગ્યા આદિલશાહને ચિતા થઇ કે, શિવાજીમહારાજ ઉપર ચઢાઈ લઇને હવે કયા શૂરવીર પુરૂષને મોકલવો ? કોઇ પણ શૂરવીર સરદાર આગળ આવી છાતી ઠોકી કહેતો નહિ કે, હું શિવાજીમહારાજ ઉપર ચઢાઇ લઈ જવા તૈયાર છુ કહેવામા આવે છે કે, પિતાનુ વેર વાળવા અફઝુલખાનનો પુત્ર ફાજલખાન શિવાજીમહારાજ ઉપર ચઢાઈ લઈ જવાની બાદશાહને હમેશા અરજ કરતો હતો, પરતુ તેમના ઉપર ચઢાઇ લઇ જવાની તેની એકલાની હિમત ચાલતી નહોતી કેટલાક સરદારોએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે, આદિલશાહબાદશાહે પોતેજ એ ચઢાઈ લઇ જવી તાબાના કોઇ પણ સરદાર ઉપર વિશ્વાસ રાખવો યોગ્ય નથી, પરતુ બીજા કેટલાક સરદારોએ વિરુદ્ધ અભિપ્રાય દર્શાવતા કહ્યુ કે –' બાદશાહે સ્વત એવા બળવાખોર ઉપર ચઢાઇ લઇ જવામા રાજ્યનુ લઘુત્વ જણાશે તેમજ શિવાજીમહારાજ અતિશય હિમતવાન અને બુદ્ધિમાન હોવાથી કયે સમયે કયુ કાર્ય કરશે, તેનો નિયમ નહિ અવિચારી કાર્યથી કદાચ બાદશાહનો જીવ ભયમા આવી પડે '[૧]

વિજાપુર–દરબારમા એવી ભાજગડ ચાલતી હતી તે સમયે સીદી જોહાર નામક એક સરદાર શાહ આગળ આવ્યો તે જાતનો હબસી અને પ્રબળ પરાક્રમી હતો. કર્ણાટકની સ્વારી વખતે એણે વિશેષ બહાદુરી બતાવી ઉચ્ચ પદાધિકાર પ્રાપ્ત કર્યો હતો બાદશાહ સાથે અણબનાવ થતા તે કુર્નૂલ પ્રાતમા સ્વતત્ર થઇ બેઠો હતો તેના ઉદ્ધતપણા માટે બાદશાહ તેને શિક્ષા કરવા ચહાતા હતા, પરતુ તેણે કૃત કર્મની ક્ષમા માગી, બાદશાહની પુન કૃપાદૃષ્ટિ થવા માટે પ્રયત્ન આદર્યો હતો આ સમયે બાદશાહે તેને કહાવ્યુ કે –" તમે શિવાજીમહારાજ ઉપર ચઢાઇ લઇ જઇ, તેનો મદ ઉતારશો તો તમારો અપરાધ ક્ષમા કરી તમને ઉચ્ચ અધિકાર આપવામા આવશે " સીદી સરદાર જોહારે એ સગ્ત કબૂલ કરી અને મહારાજપર સ્વારી લઇ ગયો ફાજલખાન પણ પિતાના મૃત્યુનુ વૈર વાળવા માટે સીદી જોહાર સાથે સ્વારીમા ગયો હતો [૨]

---

૧ એમ કહેવામા આવે છે કે, આ સમયે ઔરગઝેબ પોતાના બાપને કેદ કરીને તથા પોતાના ભાઇઓનો નાશ કરીને દિલ્હીની ગાદીપર બેઠો હતો તેના મનમા તે વખતે દક્ષિણમા પોતાની સત્તા જમાવવાનો વિચાર આવ્યો તેના પ્રદેશમા શિવાજીમહારાજ લૂટફાટ કરતા હતા, તે અટકાવવાને માટે શાહિસ્તખાન નામના એક સરદારને મોટુ સૈન્ય આપીને તેણે શિવાજીમહારાજપર મોકલ્યો, (૧૬૬૦) અને વિજાપુરની સરકારને પણ મહારાજપર સવારી કરવાનું કહ્યું આથી કરીનેજ વિજાપુરની સરકાર ચઢાઈ માટે ઉતાવળ કરતી હતી શાહિસ્તખાનની ચઢાઇની હકીકત આગળ સોળમા પ્રકરણમા આપવામા આવી છે

૨ ચિટણીસ અને સિ દિ કાર લખે છે કે, સરજાખાન નામક એક બીજા સરદારને પણ તેમની સાથે ચઢાઇમાં મોકલ્યો હતો

બાદશાહે સીદી જોહારને પ્રચંડ સૈન્ય આપ્યું હતું કહેવામાં આવે છે કે, અફઝુલખાન સાથે મોકલેલા સૈન્ય કરતા આ વખતનું સૈન્ય બમણું મોટું હતું સીદી સ્વારી લઇ જાય તે પહેલા બાદશાહે તેને સલાબતખાનની નવીન પદવી આપી તેનું ગૌરવ વધાર્યું હતું શાહે ધાર્યું હતું કે –' તેનું ગૌરવ વધારવાથી પોતાનું કર્તવ્ય ઉત્સાહપૂર્વક અને પ્રમાણિકપણે કરવાની તેને ઉત્કંઠા થશે ' ફાજલખાનને ઉત્કંઠા હતી કે –' શિવાજીમહારાજ સાથે પ્રચંડ યુદ્ધ કરી, તેમનો પરાજય કરી મારા પિતાનું વૈર વાળવાનો કયારે પ્રસંગ મળે ? ' બે સરદારોને મહારાજ ઉપર સ્વારીમાં મોકલી, આદિલશાહે જંજિરાના સીદીને વાડીના દેશમુખોની સહાયતાવડે, મહારાજના તાબાની કોંકણપટ્ટીપર સ્વારી કરવાની આજ્ઞા ફરમાવી સીદી જોહાર અને ફાજલખાને પ્રથમ પન્હાળાના કિલ્લાપર હુમલો કરવાનો નિશ્ચય કરી તે તરફ કુચ કરી તેઓએ પરસ્પર એવી ગોઠવણ કરી લીધી કે, કિલ્લો તાબે કરવાનું કામ સીદી જોહારે કરવું તથા ફાજલખાને ડુંગરોને માર્ગે કોંકણમાં શિવાજીમહારાજના પ્રદેશમાં પ્રવેશ કરવો

મહારાજના ગુપ્ત જાસુસો હમેશા ચારે દિશામાં ફરતા હતા તેમણે એ સબંધી સર્વ સમાચાર મહારાજને નિવેદન કર્યા આસપાસથી શત્રુની ફોજ આવી પડશે, એવું જાણતાજ મહારાજે પ્રત્યેક કિલ્લેદારને કિલ્લાપર ઉત્તમ પ્રકારનો બંદોબસ્ત રાખી હુશિયાર રહેવાની ચેતવણી આપી આસપાસથી ચઢી આવતા શત્રુઓ સાથે યુદ્ધ કરતા ફાવે તે માટેની સર્વ તૈયારી તેમણે ઝપાટાબંધ કરવા માંડી મહારાજે રઘુનાથપંતને કોંકણમાં ફત્તેહખાન સીદી સાથે યુદ્ધ કરવાની આજ્ઞા કરી આબાજી સોનદેવને કલ્યાણ–ભીમડી પ્રાંતનું રક્ષણ કરવાનું કાર્ય સોપ્યું, બાજી ફલસકરને વાડીના લખમ સાવંતો સાથે ટક્કર ઝીલવા મોકલ્યો, મોરોપંતને પર્વત ઉપરના પુરંદર, સિંહગઢ પ્રતાપગઢ આદિ કિલ્લા અને તેની આસપાસના પ્રદેશનું રક્ષણ કરવાની આજ્ઞા કરી અને મહારાજે પોતે પન્હાળાના કિલ્લાનું રક્ષણ કરવાનો નિશ્ચય કરી તે ઉપર મજબૂત બંદોબસ્ત રાખ્યો નેતાજી પાલકરને પોતાના ઘોડેસ્વારસહિત સીદી જોહારના લશ્કર ઉપર થોડી થોડી વારે છાપો મારી ત્રાસ આપવાનું કામ સોપ્યું. મહારાજ સ્વતઃ પન્હાળાના કિલ્લામાં જઇ રહ્યા તેનું કારણ એ હતું કે, વિજાપુરસરકાર તરફથી આવતા સૈન્યનો વેગ પ્રથમ કોલ્હાપુર પ્રાંત તરફ હોવા છતા પન્હાળાનો કિલ્લો તાબે કરવાની દુશ્મનોએ યુક્તિ રચી હતી, તે મહારાજના જાણવામાં આવતા તેમણે કિલ્લો એકાએક તેમના હાથમાં નહિ જવા દેવાનો વિચાર કર્યો હતો, પરંતુ તેમણે સ્વતઃ એ કિલ્લાનું રક્ષણ કરવાનો વિચાર કર્યો તે અયોગ્ય હતું, એ આગળ વાચતા સ્પષ્ટ જણાઇ આવશે

સીદી જોહાર પોતાના લશ્કરસહિત પન્હાળાના કિલ્લા નજીક આવવા લાગ્યો ત્યારે શિવાજીમહારાજે માર્ગમાં તેને કંઇ પણ અટકાવ કર્યો નહિ, છેક નજીક આવવા દીધા પછી તેની ખો ભૂલાવવાની મહારાજની ઇચ્છા હતી શત્રુના સૈન્યે પન્હાળા પાસે છાવણી નાખી ત્યારે નેતાજીએ પોતાના સૈન્યની હીલચાલ શરૂ કરી તે રાત્રિના સમયે શત્રુના સૈન્યપર છાપો મારવા લાગ્યો અનાજ વગેરે મળવાના

સ્થાન બધ કરી, તેમને અન્નકાષ્ઠ વગેરે મળે નહિ એવો યત્ન કરવા લાગ્યો શત્રુઓ સાથે સામસામા થઈ તેમની સાથે યુદ્ધ કરવાનો લાગ ચૂકવતો શત્રુઓને ખબર ના પડે તેમ આસપાસની ઝાડીમાથી ગુપચુપ માવળી સિપાઇઓના ટોળા તેમની છાવણી-મા પ્રવેશ કરતા અને જે દિશા તરફનો બદોબસ્ત તદ્દન અવ્યવસ્થિત જણાતો, તે બાજુએ તલવારોસહિત પ્રવેશ કરી કાપાકાપી ચલાવતા, અને જ્યારે શત્રુના સિપાઇઓ તેમનાપર ધસી જતા તે વખતે માવળીઓ તેમનાપર ગરનાળનો (એક પ્રકારની તોપ) મારો ચલાવી, છાવણીમાથી નીકળી, ઝાડીમા ભરાઇ જતા નેતાજીએ એ પ્રમાણે શત્રુના સૈન્યને ઘણો ત્રાસ આપ્યો અને પોતાનુ વિશેષ નુકશાન થવા ન દેતા શત્રુના પુષ્કળ સિપાઇઓ કાપી નાખ્યા સીદી જોહારે વિચાર્યું કે, છાપો મારનારા મનુષ્યોનો પ્રથમ નાશ કરવો જોઇએ તે સિવાય યુદ્ધમા વિજય મળશે નહિ સીદી પોતેજ પોતાના સૈન્યસહિત તેમનાપર હુમલા કરવા લાગ્યો અને તેણે જે હાથમા આવે તેનો સહાર કરવાનો સપાટો ચલાવ્યો, પરતુ ડુગરાળ પ્રદેશમા મરાઠાઓની પૂઠ પકડવાનુ કામ અતિ વિકટ અને વિશેષ ફાયદાકારક નહિ જણાયાથી પોતાના જે સિપાઇઓને વેગળે થાણા રાખી ગોઠવ્યા હતા, તેમને એકત્ર કરી તેણે મજબૂતરીતે કિલ્લાપર ઘેરો નાખ્યો તે સમયે સયોગો અતિશય પ્રતિકૂળ હતા છતા, તેણે કિલ્લા ઉપર પ્રબળ વેગપૂર્વક તોપોનો મારો ચલાવ્યો કોઈ મનુષ્ય કિલ્લામાથી બહાર અને બહારથી કિલ્લામા પ્રવેશ કરી શકે નહિ, તે માટે સખ્ત બદોબસ્ત કર્યો, પોતાના લશ્કરમા તેણે સખ્ત આજ્ઞા ફેરવી કે, કોઇ પણ મરાઠો હાથમા આવે તો તેને જીવતો જવા દેવો નહિ લશ્કરના સિપાઇઓ રાતદિવસ જાગ્રત અને સાવધ રહે તે માટે રાતે અને દિવસે પહેરાપર જૂદા જૂદા અધિકારીઓ અને સિપાઇઓ રાખવાની વ્યવસ્થા કરી, સર્વ લશ્કર ઉપર સીદી પોતે જાતે દેખરેખ રાખવા લાગ્યો

શિવાજીમહારાજ ચાર મહિના સુધી કિલ્લામા અટકી પડ્યા સીદીનો મજબૂત ઘેરો ઉપડે એવા ચિન્હો જણાતા નહોતા તેનુ લશ્કર વિશાળ હતુ, તેમજ બદોબસ્ત પણ ઘણોજ સખ્ત હતો નેતાજી પાલકરે તેના સૈન્ય ઉપર ઘણાએ છાપા માર્યા, પરતુ તેના સૈન્યમાથી જોઇએ તેવી મોટી સખ્યા ઓછી થઇ નહિ કિલ્લા ઉપરથી ગમે તેટલો તોપોનો મારો આવે તોપણ તેમના લશ્કરમા વિશેષ નુકશાન થઇ શકે એમ નહોતુ તેમા વળી શિવાજીમહારાજ કિલ્લામા ઘેરાઇ ગયાના સમાચાર શત્રુઓના જાણવામા આવ્યા, ત્યારે તેઓ ઘેરો ઉઠાવી બીજી બાજુએ જાય, એવુ સ્વપ્ને પણ કલ્પી શકાય તેમ નહોતુ ' કિલ્લો તાબે કરવા માટે સીદી પોતાના તરફથી જીવતોડ યત્ન કર્યા વગર રહે તેવો નહોતો, એ નક્કીજ હતુ સીદી જોહારને ખાત્રી થઇ હતી કે, 'કિલ્લો વહેલેમોડો આપણા તાબામાજ આવવા સાથે શિવાજી-મહારાજ પણ અવશ્ય પકડાશે અને આજપર્યંત જે કાર્ય કોઇથી થયુ નથી તેમા વિજય મેળવવાનો યશ આપણુને મળશે, તેમજ વિજાપુરદરબારમા આપણું ગૌરવ અતિશય વૃદ્ધિ પામશે ' એ વિચાર થતાજ સીદીને વિશેષ ઉત્સાહ અને જુસ્સો ઉત્પન્ન થયો હતો શિવાજીમહારાજે પણ કિલ્લાપર સર્વ પ્રકારનો એવો

ઉત્તમ બદોબસ્ત રાખ્યો હતો કે, શત્રુ કિલ્લા નીચે એક બે વર્ષ સુધી ઘેરો નાખી પડી રહે, તોપણ મહારાજ કદિ પણ તેમને હાથે પકડાય નહિ, તેમજ કિલ્લા-પરના મનુષ્યોને બે વર્ષ ચાલે એટલુ અન્ન તથા દારૂગોળો ભરી રાખ્યા હતા, તેથી બહારથી એ વસ્તુઓ કિલ્લામા ન આવે તોપણ તેમનુ કામ અટકી પડે તેમ નહોતુ, તેમ છતા શિવાજીમહારાજને ચિતા થઇ કે –"આપણે એકજ સ્થળે ગોંધાઇ અટકી પડયા છીએ આપણા મનુષ્યો બહાર શુ કરે છે તે જાણવાનો માર્ગ રહ્યો નથી, આપણા મનુષ્યોને પ્રસંગને અનુસરતી જે જે આજ્ઞાઓ આપવી જોઇએ તે માટે-ની સગવડ રહી નથી હવે આ સ્થળેથી છૂટા થવુ" એ સબધી ચિતા કરવા લાગ્યા કિલ્લા નીચે શત્રુની છાવણી પડી છે કોઇ પણ સ્થળે તેમનો બદોબસ્ત કાચો નથી કિલ્લામાથી છટકી જવાનો લાગ મળે તેમ નહોતુ શત્રુપર એકદમ તૂટી પડીને સામુ થવુ, એ પણ સાધ્ય નહોતુ, કારણ કે તેઓનુ લશ્કર ઘણુ મોટુ હતુ, તેમજ એવુ સાહસ કરવાથી આપણા સર્વ લશ્કરનો નાશ થશે એવી પણ મહારાજની ધારણા હતી તેના સપાટામાથી છૂટવાનો કઇ બીજોજ ઉપાય યોજવો જોઇએ, એવો વિચાર કરી મહારાજે સીદી જોહારને સદેશો કહાવ્યો કે –"કિલ્લો તમારે સ્વાધીન કરવા હુ ખુશી છુ મારા જીવને નુકશાન ન પહોચે એવુ અભયવચન આપવાથી હુ સ્વત કિલ્લાની નીચલી માચીપર તહનામાની શરતો નક્કી કરવા આવીશ" એ સદેશો સાભળતાજ સીદીને અતિશય આનદ થયો તેણે મહારાજને અભયવચન કહાવ્યુ, તે પરથી થોડાક વીર સૈનિક–યોદ્ધા-સહિત, મહારાજે સધ્યાસમયે સીદીની છાવણીમા પ્રવેશ કર્યો તેમને ખાત્રી હતી કે, સીદીના શબ્દો ઉપર વિશ્વાસ રાખવામા કઇ પણ અડચણ નથી બન્નેની મુલાકાત થતા મહારાજે એવુ આશ્ચર્યજનક બહાનુ કહાડયુ કે, તે સીદીને ખરૂજ જણાયુ કિલ્લો સ્વાધીન કરવા સબધીની કેટલીક મુખ્ય મુખ્ય શરતોપર વિચાર કરી તે નક્કી કરી, પરતુ એટલામા રાત્રિ થઇ જવાથી કેટલીક પરચુરણ બાબતો-નો નિકાલ બીજે દીવસે કરવાનુ વચન આપી, મહારાજ તેની આજ્ઞા લઇ પાછા કિલ્લાપર ગયા[૧] 'શિવાજીમહારાજ તદ્દન નમ્ર થઇ આપણે શરણે આવ્યા છે,

૧ મોડકકૃત આદિલશાહીના ઇતિહાસમા એ સબધી લખ્યુ છે કે –"મહારાજે સીદીને અતિ નમ્રતાયુક્ત પત્ર મોકલી જણાવ્યુ કે, હુ મિત્રતરીકે તમારી મુલાકાત લેવા ચાહુ છુ મારો અપરાધ ક્ષમા કરી આશ્વાસન આપવાથી અને મુલાકાતની રજા મળ્યાથી બે ત્રણ સિપાઈઓ સાથે આપના તબુમા આવી મારો સર્વ ઉદ્દેશ પ્રત્યક્ષ કહીશ" એટલુ જાણતાજ સીદી ખુશી થઈ ગયો મૂળથીજ તે અપ્રમાણિક હોવાથી તેણે મહારાજને જણાવ્યુ કે, "હુ બહારથી બાદશાહ તરફથી ચઢી આવ્યો છુ, પરતુ મારા હૃદયમા તમારૂ નુકશાન કરવાની ઈચ્છા નથી. તમે મૈત્રી બાધી તહનામુ કરશો તો તમારો વાળ વાકો થવા દઈશ નહિ તમારી મુલાકાત કરવાની મને ઘણી ઉત્કઠા છે," એવુ ધૈર્ય મળવાથી મહારાજે મધ્યરાત્રિને સુમારે બે ત્રણ મનુષ્યોસહિત કિલ્લા નીચે ઉતરી સીદીની મુલાકાત લીધી. સીદીએ તેમની ઉત્તમ પ્રકારે બરદાસ્ત કરી કેટલીક શરતો નક્કી કર્યા પછી મહારાજ ઉપર કિલ્લાપર ગયા એ સમાચાર બાદશાહને મળતાજ તેઓ ગુસ્સે થયા અને પોતેજ શિવાજી-મહારાજ ઉપર ચઢાઈ લાવવા તૈયાર થયા (પૃ૦ ૨૦૨)

હવે તેને આપણે જેમ કહીશુ તેમ વર્તશે,’ એવુ જણાયાથી સીદી નિશ્ચિત થયો. ‘ હવે તેઓ યુદ્ધ કરશે નહિ કિલ્લો તો આપણા તાબામા આવીજ ચૂક્યો ’ એવુ સમજી સીદીના સિપાઇઓએ કિલ્લાપર તોપોનો મારો બધ કર્યો હતો ને પહેરાપરના સિપાઇઓ પણ અસાવધ થઇ મોજમઝા ઉડાવવા લાગ્યા હતા

સીદીના સિપાઇઓને ભૂલથાપમા નાખી મહારાજે કિલ્લામાથી નીકળી જવાનો ઘાટ ઘડયો તે પોતાના ચુનદા માવળી યોદ્ધા એકત્ર કરી રાત્રિના અધકારમા કિલ્લા નીચે ઉતર્યા અને શત્રુના પહેરેગિરોની પાસે થઇનેજ તેઓ બહાર નીકળી ગયા [1] પહેરેગિરો આસાવધ હોવાથી શિવાજીમહારાજ નાસી જાય છે, એ તેઓના લક્ષમા આવ્યુ નહિ, પરતુ તેમને થોડીવાર પછી મહારાજના નાસી જવાની ખબર પડતાજ તેમની પૂઠ પકડવાની તેઓ તૈયારી કરવા લાગ્યા એટલામા મહારાજ પોતાના સિપાઇઓસહિત, પ્રબળ વેગપૂર્વક વિશાળગઢ[2] તરફ ચાલ્યા ગયા ફાજલખાન અને સીદી જોહારનો પુત્ર સીદી ઉજીજ,[3] એ બન્ને કેટલાક ઘોડેસ્વારો લઈ મહારાજને પકડવા તેમની પાછળ દોડયા તેની સાથે પાયદળ લશ્કર પણ પાછળ દોડયુ, પરતુ સૂર્યનો પ્રકાશ થતા પહેલા મહારાજના મનુષ્યો તેમની દૃષ્ટિએ પડયાજ નહિ એ તેમની નજરે પડયા, તે વખતે તેઓ વિશાળગઢથી ૭ મૈલ વેગળે ડુગર ચઢતા હતા પોતાની પાછળ શત્રુઓ ધસ્યા આવે નહિ અને તેમને માર્ગમાજ અટકાવી શકાય, એટલા માટે મહારાજે ડુગરની ટોચપર કેટલાક માવળી સિપાઇઓ રાખ્યા અને તે ઉપર બાજી દેશપાડેને મુખ્ય અધિકારી નિમ્યો મહારાજે બાજીને એવી સલાહ આપી કે, કિલ્લાપર જઇ પહોચ્યા પછી અમે પાચ તોપો ફોડી સકેત કરીએ ત્યાનુધી શત્રુઓને નીચલી ખીણમા અટકાવી રાખજો મહારાજને સપૂર્ણ ખાત્રી હતી કે, બાજી દેશપાડે મહાન શૂરવીર અને પ્રમાણિક છે તેઓ જાણતા હતા કે, કોઈ પણ વિકટ પ્રસગે તેનાપર વિશ્વાસ રાખવામા જરાપણ અડચણ નથી સામ્પ્રત જેવા અણીને પ્રસગે તેને સોપેલુ કાર્ય ઉત્તમ પ્રકારે પાર પડશે, એમ જાણી મહારાજે તેની નિમણુક કરી એ તદ્દન યોગ્યજ હતુ તેની સાથે પાચ હજાર માવળા સિપાઇઓ રાખ્યા હતા દેશપાડેએ ડુગરપર સ્થળે સ્થળે મોરચા બાધી ઝાડીમા સિપાઇઓ ઉભા રાખ્યા મુસલમાનોના

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, મહારાજ વીસહજાર માવળીસહિત મુસલમાનોના લશ્કરપર અચાનક તૂટી પડયા અને તેમની સાથે લઢતા વિશાળગઢ સુધી ચાલ્યા ગયા ફાજલખાન તેમની પાછળ પડયો હતો તદનું બહાનુ કરી મહારાજે તેમને અગાઉથી અસાવધ કર્યા નહોતા

૨ કેટલીક બખરોમા લખ્યુ છે કે, મહારાજ રાગણા નામના કિલ્લા તરફ નાસી ગયા ગ્રાટ ડફ અને રાનાડે આ હકીકતને ખરી માને છે અમે પણ તે મુજબ ખરી માનીને પ્રથમ આવૃત્તિમા એ પ્રમાણેજ લખ્યુ હતુ, પરતુ રાગણાનો કિલ્લો પન્હાળાના કિલ્લાથી ચોપ્પનસો માઈલ દૂર છે જેધેની શકાવલીમા ખેળણા કિલ્લા તરફ નાસી ગયા, એવું જણાવે છે આ ખેળણા એજ વિશાળગઢ

૩ તવારીખ-ઈ-શિવાજીમા તેનુ નામ સીદી હલાલ છે.

ઘોડેસ્વાર આગળ ધસી આવ્યા કે તેનાપર માવળાઓએ બંદુક અને જંજાળ (એક પ્રકારની નાની તોપ)નો મારો ચલાવ્યો; તેથી તેઓ ખીણમાથી ઉપર ચઢી શકયા નહિ પાછળથી પાયદળ લશ્કરની મદદ આવી પહોચી, એટલે મુસલમાનોએ ડુંગરપરના માવળાઓ ઉપર જુસ્સાભેર હુમલો કર્યો; પરંતુ તેઓએ જીવતોડ યુદ્ધ કરીને પ્રચંડવેગસહિત મુસલમાનોનો હુમલો પાછો હઠાવ્યો તેમ છતા તેઓએ બીજી વખત પુષ્કળ લશ્કરસહિત હુમલો કર્યો, તે પણ વીર યોદ્ધા દેશપાડેએ પાછો હઠાવ્યો આ સમયે ઉભયપક્ષના સૈનિકો અતિ તેજસ્વિપણાથી અને શૌર્યથી લડયા બાજી પ્રભુએ બે પહોરદિવસ ચડયો ત્યાસુધી શત્રુના એટલા મોટા સૈન્યને અતિ શૌર્યપૂર્વક થોભાવી રાખ્યુ તેઓને ખીણમાથી ઉપર ચડવા દીધા નહિ, તેથી ફાજલખાનને તેમનાપર અતિશય ક્રોધ ચડયો તેણે પોતાના કર્ણાટકના પાયદળ લશ્કરસહિત પુનઃ ત્રીજીવાર માવળાઓપર ઘણા જુસ્સાભેર હુમલો કર્યો અને તેમનાપર લાગલાગટ તોપોનો મારો ચલાવ્યો આ સમયે અર્ધુંક માવળી લશ્કર મૃત્યુવશ થયુ, તેમજ શત્રુના લગભગ પાચેક હજાર સૈનિકો મરણ પામ્યા હશે, તેમ છતા વીર પુરુષ બાજી દેશપાડેએ ધૈર્ય નહિ છોડતા તેમનો ત્રીજો હુમલો પાછો હઠાવવાનો પ્રયત્ન કર્યો, એટલામા તોપોનો ગોળો વાગતા દેશપાડે રણમા પડયો. તેના શરીરમાથી પ્રાણ જાય તે પહેલા પાચ તોપોનો અવાજ તેને કાને પડયો અને મહારાજ સુખરૂપ કિલ્લામા પહોચી ગયાની ખાત્રી થઇ એ સમયે સ્વામિનિષ્ઠ દેશપાડેના શરીરને અસહ્ય વેદના થતી હતી, છતા તેને આનંદજ થયો 'મારે વિશ્વાસે સોપેલુ કર્તવ્ય પરિપૂર્ણ થયુ છે અને સ્વામીના કાર્યમા વીરત્વ બતાવતા મારા પ્રાણનુ બલિદાન થાય છે ' એ જાણી તેના અંતઃકરણમા અતિશય સંતોષ થયો પોતાના સરદારને પંચત્વ પામેલો જોઇ, માવળા સૈનિકોનુ ધૈર્ય રહ્યુ નહિ. મહારાજ કિલ્લા ઉપર પહોચી ચૂકયા છે, એ જાણી માવળાઓએ વિચાર્યુ કે, હવે આપણુ કર્તવ્ય સંપૂર્ણ થયુ છે તેઓ જંગલના ડુંગરોમા થઇને જ્યા માર્ગ જડયો ત્યાથી નાસી જઇ સર્વે કિલ્લાપર એકઠા થયા તેઓએ નાસતી વખતે પોતાના સરદારનુ શબ ઉપાડી લીધુ હતુ તેને શત્રુંના હાથમા જવા દીધુ નહોતુ. મુસલમાની લશ્કર વિકટ જંગલમા થઇને તેમની પાછળ ગયુ નહિ[૧]

ખીણ ઉપરના માવળા નાસી જતા સીદીલશ્કરને અનુકૂળતા થઈ તેઓ ડુંગર ઉપર ચઢી કિલ્લા નીચે આવ્યા, પરંતુ તે સમયે એ પ્રાતની હવા શુષ્ક હતી સખ્ત ઉનાળો હોવાથી નદીઓ અને નાળામા પાણી ખૂટવા માડયુ હતુ કિલ્લા નીચેની જગ્યા તદ્દન ખાડાટેકરાવાળી હોવાથી ત્યા છાવણી નાખી કિલ્લાની આસપાસ મોરચા માડી ઘેરો ઘાલવાનુ કાર્ય અતિ કઠિન હતું ફાજલખાનને ભીતિ લાગી કે –" શિવાજીમહારાજ અનેક યત્ને પણ મારી ફોજ પાયમાલ કરી કદાચ પિતાના જેવીજ મારી સ્થિતિ કરશે " તેથી તેણે કિલ્લાને ઘેરો નાખવાનો વિચાર

૧ મી કિંકેડ જણાવે છે કે, વિશાળગઢ પાસે ગજપુરી નામના ગામમા સીદી જોહારે કેટલાક દિવસ મુકામ રાખ્યો હતો પછી તેણે વિશાળગઢના પૂર્વ ભાગમા જઇને કિલ્લાને સુરંગ લગાડી, પણ મહારાજે બીજી તરફ સુરંગ લગાડીને તેના લશ્કરનો ઘાણ વાળી નાખ્યો.

બંધ રાખ્યો. તેમા વળી સીદી જોહાર પન્હાળાનો ઘેરો ઉઠાવી વિશાળગઢ તરફ આવવાની આનાકાની કરવા લાગ્યો, તેથી નિરુપાયે ફાજલખાન વિશાળગઢ નીચેથી પોતાની છાવણી ઉપાડી પન્હાળા આવ્યો; પરંતુ પન્હાળાને ઘેરો નાખી બેસી રહેવાથી તેને ફાયદો જણાયો નહિ. તેનું કારણ સ્પષ્ટજ હતું કેઃ—' મહારાજ હવે મુક્ત થયા છે તે ક્યા વખતે શું કરશે અને ક્યારે આપણી પાયમાલી કરશે તેનો નિયમ નથી.' ફાજલખાનને એજ ભય લાગ્યો હતો બીજુ કારણ એ પણ હતું કે, વર્ષા ઋતુ નજીક આવતી હોવાથી, હજુ પણ ઘેરો નાખી બેસી રહેવાથી ડુંગરાળ પ્રદેશમા રહી શકાશે નહિ તેમને એવો વિચાર થાય, એ પણ સ્વાભાવિકજ હતું. મહારાજ જ્યારે વિશાળગઢના કિલ્લા તરફ નીકળી ગયા ત્યારે તેમણે પન્હાળાનો કિલ્લો રાઘોબા બલ્લાળને સ્વાધીન કર્યો હતો તે સીદી જોહાર સાથે શૌર્યપૂર્વક લડતો હતો તેણે આ સમયે ઘણી બહાદુરી અને ચાતુરીવડે કિલ્લાનુ રક્ષણ કર્યું. તેને બહારથી મદદ કરવા માટે મહારાજે લશ્કર મોકલ્યુ હતું મુસલમાનોએ મોરચા બાંધી કિલ્લાને ઘેરો નાખ્યો હતો પાછળથી આવેલા લશ્કરની મદદવડે તેમણે નીચેના લશ્કરપર હુમલા કરવા માડ્યા અને કાપાકાપી કરી જે સામાન હાથમાં આવતો તે લૂટી લઇ નાસી જતા કિલ્લા આગળ યુદ્ધ કરનાર મુસલમાન સિપાઇઓ નીચે છાવણી આગળ થતાં તોફાનનો બંદોબસ્ત કરવા જતા, તે સમયે કિલ્લાપરના સિપાઇઓએ તેમના મોરચા ઉખેડી નાખવા માંડ્યા મહારાજના લશ્કરે તેમનાપર બે તરફથી મારો ચલાવ્યો, તેથી સીદી જોહારે અને ફાઝલખાને કિલ્લેદારને પોતાના પક્ષમા લેવાનો વિચાર કર્યો તેમણે રઘુનાથ બલ્લાળને કહાવ્યું કે —" કિલ્લો અમારા તાબામા સોપી તમે અમારા પક્ષમા આવશો, તો બાદશાહ પાસે તમારી સ્તુતિ કરી તમને ઉચ્ચ અધિકાર તથા મોટી જાગીર અપાવીશુ " સ્વામિનિષ્ઠ રઘુનાથે તેમની એ માગણીનો ઉત્તર આપ્યો કે —" હુ કિંચિત્ પણ ધનલોભી નથી હું મારા સ્વામી સાથે કદાપિ પણ વિશ્વાસઘાત કરીશ નહિ." રઘુનાથનો સ્પષ્ટ ઉત્તર સાભળતાજ તેમના મનમા નિરાશા ઉત્પન્ન થઇ અંતે તેઓ વિચાર કરવા લાગ્યા કેઃ—' જેમ બને તેમ ઉતાવળે વિજાપુર તરફ જવુ એજ યોગ્ય છે. વર્ષા ઋતુ વીત્યા પછી પુનઃ નવેસરથી ચઢાઇ કરવી, પરંતુ બાદશાહનુ આટલુ મોટુ સૈન્ય અહિ સુધી લાવવાથી માત્ર તેની ખરાબી થઇ અને આપણે હાથે કાઇ પણ પરાક્રમ થયુ નહિ, એ સ્થિતિમા વિજાપુર પાછા જવાથી આપણી કેવી ફજેતી થશે ? સર્વ મનુષ્યો આપણને નિર્બળ અને નિસ્તેજ કહેશે અને બાદશાહની આપણાપર વિશેષ ઇતરાજી થશે; તેના કરતા વિજાપુર ન જતા ચોમાસુ આ પ્રાતમાજ વીતાડવુ અને વર્ષાઋતુ વીતતા પાછું યુદ્ધ શરૂ કરવું.' તેમનો એ વિચાર છાવણીના સિપાઇઓએ જાણ્યો, ત્યારે તે તેમને રુચિકર નહિ થતાં લશ્કરમા ઉલટો અસંતોષ ફેલાયો અને તેઓ સ્વદેશ જવા માટે રજા માગવા લાગ્યા તેઓ કોઇ પણ પ્રકારે તેમના મનને સંતોષ આપી શક્યા નહિ, તેમ સિપાઇઓએ પોતાની હઠ પણ છોડી નહિ. સમસ્ત લશ્કરમા અસંતોષ ઉત્પન્ન થવાથી તે સ્થળે પડાવ રાખવાનું તેમને નિર્ભય લાગ્યું નહિ; તેથીજ તેમને પોતાની છાવણી ઉપાડી લઇ વિજાપુર જવાની ફરજ પડી.

પોતાનો સરદાર નિર્બળ, નિરાશ અને નિસ્તેજ થઇ પાછો આવ્યો, તે જોઇ અલી આદિલશાહના મનમા ઘણીજ દીલગીરી ઉત્પન્ન થઇ આટલુ મોટુ સૈન્ય લઇ જવા છતા સીદી જોહારે કઇ પણ પરાક્રમ બતાવ્યુ નહિ ઉલટો પુષ્કળ સિપાઈઓનો નાશ થયો, એ જોઇ બાદશાહને તેનાપર અતિશય ક્રોધ ઉત્પન્ન થયો આદિલશાહ બાદશાહ અતિ તામસી અને ઉતાવળા સ્વભાવનો હતો તેમા વળી સીદીપર દ્વેષ રાખનાર સરદારોએ બાદશાહને એવી ભભેરણી કરી કે –"શિવાજી-મહારાજે સીદીને લાંચ આપ્યાથી તેણે તેમને પન્હાળાના કિલ્લામાથી નાસી જવાની સગવડ કરી આપી હતી; નહિ તો શિવાજી સહજરીતે તેના હાથમા આવે તેવો યોગ હતો. વળી તે વિશાળગઢના કિલ્લા તરફ ગયો, ત્યારે તે કિલ્લાને ઘેરો નાખવાને બદલે સીદી પન્હાળામાજ રહ્યો તથા તે કિલ્લાનો ઘેરો મજબૂતરીતે ચાલુ રાખવાને બદલે સીદી નિમકહરામ થઇ ત્યાથી પાછો આવ્યો " કાચા કાનના બાદશાહને સરદારોનુ કહેવુ સત્ય લાગ્યુ તેમણે સીદીપર રાજદ્રોહનો આરોપ મૂકયો તે સાભળતાજ સીદીને ગુસ્સો ચડયો તે સાથે ક્રોધાવેશમા જેમ મરજીમા આવે તેમ બોલી તેણે પોતાનાપરનો આરોપ વેગળો કરવાનો યત્ન કર્યો સીદાના ક્રોધયુકત સભાષણનો એવો અર્થ કરવામા આવ્યો કે, તે બાદશાહનુ અપમાન કરવા પ્રવૃત્ત થયો હતો અને તેનામા જરા પણ રાજભક્તિ નથી, એવુ સ્પષ્ટ જણાય છે

શત્રુના સપાટામાથી મુક્ત થયા અને તેમનુ પુષ્કળ સૈન્ય નષ્ટ થઇ પાછુ ગયુ; એ એક મોટુ સકટ વેગળુ થતા શિવાજીમહારાજને પરમ હર્ષ ઉત્પન્ન થયો. જેના અદ્વિતીય પરાક્રમવડે અને સ્વપ્રાણની આહુતિવડે આવી પડેલા સકટનું નિવારણ થયુ, તે બાજી દેશપાડેના પુત્ર બાલાજી બાજીને મહારાજે બોલાવી મગાવી, તેને દિલાસો આપ્યો તેના પિતાની વીરતા અને સ્વામિનિષ્ઠાના ઘણા વખાણ કર્યા, તેમજ તેને તેના પિતાની સરદારી આપી મહારાજે તેનુ ગૌરવ વધાર્યું તેના પિતાના તાબામા જે કિલ્લા હતા તેનુ કામ બાલાજીને સોપ્યુ વળી તેને બક્ષીનો હોદ્દો તથા કેટલીક જાગીર પણ આપી બાલાજીને સાત બધુ હતા તે સર્વને બોલાવી મહારાજે પાલખી તથા વર્ષાસન બાધી આપ્યુ, તેમજ તેમને માવળા લોકોની સબનીશી આપી

રઘુનાથ બલ્લાળ અત્રેએ દૃઢ હિમતથી શત્રુ સાથે યુદ્ધ કરી પન્હાળગઢનું રક્ષણ કર્યું હતુ, તેથી મહારાજ તેનાપર ઘણાજ ખુશી થયા હતા તેમણે તેની સ્તુતિ કરી અને તેને ઉચ્ચ હોદ્દાપર ચઢાવ્યો તેને પન્હાળા તથા તેના આસ-પાસના પ્રાતનો સુબો બનાવ્યો તેણે એ કામ ઘણી હુશિયારીથી ચલાવ્યુ, તેમજ તાબામા આવેલા નવીન પ્રાતની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરી યુદ્ધની હીલચાલ થતાજ ખેડુત લોકો ખેતરો છોડી જ્યા માર્ગ મળ્યો ત્યા નાસી ગયા હતા તેમને મહા-રાજે આશ્વાસન અને અભયવચન આપી પાછા બોલાવ્યા અને તેમની પાસે જ-મીનો ખેડાવી જમીનની ઉપજ વધારી

મહારાજે સીદી જોહારને અને ફાજલખાનને ડુગરની તળેટીમાજ [illegible] યુદ્ધ કર્યું હતુ અને તેના સૈન્યની મોટી ખરાબી કરી હતી; તથા ભવિષ્યમા તેમની

યુદ્ધ કરવાની હિંમત અને શક્તિ નિર્મૂળ થવાથી તેમને નિરાશ થઇ પાછુ ફરવુ પડ્યુ હતું; તેસબધી ઉપર લખવામા આવ્યુ છે જંજીરાના સીદીએ દરબારના સંકેત પ્રમાણે લડાયક વહાણો તૈયાર કરી મહારાજના તાબાના સમુદ્રકિનારા-પરના કેટલાક થાણાપર હલ્લો કરી હસ્તગત કર્યા હતા, તેથી રઘુનાથપતને તેની સાથે યુદ્ધ કરવા મોકલ્યો હતો સીદીએ તેને ઘણી વખત હરાવ્યો ખયરાતખાન અને યાકૂબખાન નામક સરદારોએ મહારાજના તાબાના તળાગઢને ઘેરો નાખ્યો હતો એટલામા તેમને ખબર મળી કે, શિવાજીમહારાજ યવનોના સપાટામાથી મુક્ત થઇ, યવનોને પાછા વિજાપુર નસાડવાની યુક્તિ રચી રાયગઢપર જવાને અહિ આવે છે. એ સાભળતાજ બન્ને સરદારોના હોશ ઉડી ગયા તેઓએ ગભરાટમા-જ ઘેરો ઉઠાવી લીધો અને જજીરે પાછા ચાલ્યા ગયા શત્રુનુ એવુ વર્તન જોઈ રઘુનાથપતમા નવુ જોમ આવ્યુ તે સીદીની પાછળ પડ્યો, તેના માણસોને ક્યાય પણ થોભવા દીધા નહિ, તેમના તાબાનો દડરાજપુરીનો સઘળો પ્રાત તેણે કબજે કર્યો અત્યત ત્રાસ સહન કરવો પડ્યાથી સીદીએ રઘુનાથપત તરફ પોતાનો વકીલ મોકલી સધિ કરવાનુ કહાવ્યુ ઉભય પક્ષ વચ્ચે સલાહ થઇ, યુદ્ધ બધ થયુ. સીદીએ રઘુનાથપતનો આદરસત્કાર કરી તેમને ભારે કિંમતી પોષાક તથા ઘોડા ભેટ આપ્યા ૧

ઉપર લખવામા આવ્યુ છે કે, વિજાપુરસરકારે, સીદી જોહારને મહારાજ ઉપર ચઢાઇમા મોકલી જજીરાના સીદીને અને વાઢીના સાવતોને મહારાજના તાબાની કોકણપટ્ટી ઉપર સ્વારી કરી તે પ્રદેશ તાબે કરવાની આજ્ઞા ફરમાવી હતી તે બન્નેએ પરસ્પર એકબીજાને સહાયતા કરવી, એવુ ઠર્યુ હતુ સાવતોએ પણ એ સમયે મહારાજ સાથે શત્રુત્વ પ્રકટ કર્યું, તેથી તેને શિક્ષા કરવાનુ કાર્ય મહા-રાજે બાજી ફૂલસકરને સોપ્યુ હતુ ૨ સાવત સાથે તેને અનેક વખત ઝપાઝપી થઇ.

---

૧ ઑર્મી લખે છે કે, શિવાજીમહારાજ પન્હાળાપરથી નીકળ્યા ને મોટા સૈન્ય સહિત ઠેઠ દડરાજપુરીમા આવ્યા અને તેમણે ત્યાના સીદીને સીદી જોહારના હાથદસ્કતના હુકમ જેવો એક ખરિતો બતાવ્યો તેમા લખ્યુ હતુ કે, દડરાજપુરી શિવાજીમહારાજને સ્વાધીન કરવુ, એટલે તેઓ પન્હાળાનો કિલ્લો અમને સોપી દેશે એ હુકમ સીદીને ખરો જણાયાથી તેણે દડરાજપુરી મહારાજને સોપી દીધુ સીદીએ કલ્પના કરી કે, મહારાજ કિલ્લા બહાર નીકળ્યા છે તે સીદી જોહારની આજ્ઞાસિવાય બને નહિ, પરતુ પાછળથી સીદીને વહેમ આવતા તેણે જજીરા ફક્ત મહારાજને સોપ્યુ નહિ

૨ એ મનુષ્ય મહારાજનો બાળમિત્ર તેમજ અતિશય શૂરવીર અને વિશ્વાસુ હતો; યુદ્ધકાર્યમા સપૂર્ણ કુશળ અને શરીરે લાબોપહોળો હૃષ્ટપુષ્ટ હતો તેને માવળાની સરનૌબતી પ્રાપ્ત થઇ હતી તે મૂળથી મુસેખોરા ગામનિવાસી અને આઠ ગામનો દેશમુખ હતો. એ પ્રથમ રાયગઢ નીચે છત્રી નિઝામપુર નજીક કુરડુ નામક ગામમા રહીને ખીણના નાકા સભાળતો હતો તેની પાસે યશસ્વી નામની ઘોડી, ગજલી નામની તલવાર અને અજગર નામની મજબૂત ઢાલ, એ ત્રણ ઉત્તમ વસ્તુઓ હતી. તેની ઘોડી એક અપૂર્વ રત્ન જેવી હતી તે ઘોડી મેળવવાની વિજાપુરસરકારની ઇચ્છા થતાં તેમણે સોનુ દળવીને ચોરલુવમથી ઘોડી લાવવા ફૂલસકર પાસે મોકલ્યો ફૂલસકરે તેનો પરાજય કર્યો (ચીટણીસ)

તેમા ફૂલસકરને યશ પ્રાપ્ત થયો અતે સીદીની સહાયતાવડે, સાવત પાચ હજાર સિપાઇઓસહિત ફૂલસકર ઉપર હુમલો લાવ્યો રાજાપુર પાસે ઉભય પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયુ ફૂલસકર સ્વત હાથમા તલવાર લઇ, શત્રુ સામે ઘણા જુસ્સાભેર રણુમા લડતો હતો સાવત બાજી ફૂલસકર સાથે સામસામો થઇ જતા બન્ને વચ્ચે દ્વદ્વયુદ્ધ થયુ બને મોટા વીર, બળવાન અને યુદ્ધકુશળ હોવાથી ભયકર સગ્રામ થયો. પરસ્પરે એકબીજાને સખ્ત ઘાયલ કર્યા અતે એકબીજાનો ઘા લાગતા બન્ને એકીવખતે રણુમા પચત્વ પામ્યા[1] મહારાજનો એ વીર અને શૂરો સરદાર રણુમા પડયો, છતા તેના હાથ નીચેના લશ્કરે ધૈર્ય છોડયુ નહિ, પણુ તેઓએ શત્રુ સાથે છેવટ સુધી લડી તેમનો પરાજય કર્યો બાજી ફૂલસકર રણુમા પડવાના સમાચાર સાભળ્યા, ત્યારે શિવાજીમહારાજના હૃદયમા અતિશય શોક ઉત્પન્ન થયો. પોતાનો અત્યત વિશ્વાસુ, જીવજાન મિત્ર અને મહાન વીર સરદાર, સીદીના અને સાવતોના વેરને લીધેજ ગુમાવવો પડયો, એ જાણી મહારાજે તેઓને સખ્ત શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો.



૧ પ્રો સરકારે તે સમયના ડચ વેપારીઓના કાગળપત્રો (પૃ ૨૯૮) પરથી એવો નિર્ણય કરેલો છે કે, શિવાજીમહારાજ બેંગલૂરથી ચાર દિવસના રસ્તાને અતરે આવ્યા હતા તેમનો કુડાળના દેસાઇઓએ પરાભવ કર્યો. આ બાતમી તે વેપારીઓએ કર્ણોપકર્ણ સાભળી હશે અને તે શિવાજીમહારાજ માટે નહિ પણ તેમના સરદાર ફૂલસકરની સવારીસબધે આ હશે



# प्रकरण १३ मुं—विजापुरसरकारनो पराजय

સીદી જોહાર અને ફાજલખાન, એ બન્ને પ્રબળ સૈન્યસહિત શિવાજી મહારાજ ઉપર ચઢાઇ લઇ ગયા હતા તેમના અતિશય જુસ્સાભરેલા હુમલાનુ પરિણામ સારૂ આવ્યુ નહોતું; એ જોઈ બાદશાહ અલીઆદિલશાહને અતિશય દિલગીરી થઇ હતી ક્રોધના આવેશમાજ તેમણે શિવાજીમહારાજ ઉપર સ્વત ચઢાઇ લઇ જવાનો નિશ્ચય કર્યો હતો એ સબધી પાછલા પ્રકરણમા લખવામા આવ્યુ છે ત્યાર પછી બાદશાહે પુષ્કળ લશ્કર ભેગુ કર્યું અને કરાડ પ્રાત તરફ સ્વારી લઇ જવામા આવી બાદશાહ પોતે સ્વારીમા ચઢેલા છે, એ સાભળી આસપાસના પ્રાતના જે જમીનદારોએ શિવાજીમહારાજને ખડણી ભરી તેમની સત્તા કબૂલ કરી હતી, તેઓ ગભરાઇ જઇ બાદશાહની છાવણીમા આવી તેમની આધીનતા સ્વીકારવા લાગ્યા સીદી જોહારે બાદશાહ પાસે ક્ષમાપ્રાર્થના કરી હતી તે બાદશાહ સાથે પુન સ્વારીમા ચઢવા તૈયાર થયો નહિ, કારણ તેને દરબારના અમીરઉમરાવોની અદેખાઇનો સપૂર્ણ અનુભવ મળી ચૂક્યો હતો. તે તો પોતાની જાગીરમાજ ચાલ્યો ગયો.

બાદશાહે પન્હાળાના કિલ્લાને ઘેરો નાખી જીતી લીધો તેમજ પાવનગઢ પણ તાબે કર્યો ત્યાર પછી આસપાસના જે કિલ્લા શિવાજીમહારાજે કબજે કર્યા હતા, તે એક પછી એક સર કરવાનો સપાટો ચલાવ્યો રાગણા અને વિશાળગઢ એ બે કિલ્લા માત્ર તેના હાથમા આવ્યા નહિ એટલામા વર્ષાઋતુની શરૂઆત થઇ વર્ષાદના દિવસોમા સિહાદ્રિના શિખરપ્રદેશપર નિવાસ કરવાનુ સગવડભરેલું નહિ જણાયાથી, બાદશાહ પાછો ફર્યો અને કૃષ્ણા નદીને કિનારે આવેલા ચિમલગા ગામ આગળ છાવણી નાખી.

શિવાજીમહારાજે એવો વિચાર કર્યો હતો કે —'બાદશાહના સૈન્ય સાથે હમણા યુદ્ધ કરવુ ઉચિત નથી ' તેઓ જાણી ગયા હતા કે —"બાદશાહ પાસે પ્રચડ સૈન્ય હોવાથી તેમની સાથે યુદ્ધ કરવામા આવે તો આપણા પુષ્કળ સિપાઇઓનો કચ્ચરઘાણ નીકળી જશે અને આપણું સૈન્યબળ ઓછુ થઇ જશે. સીદી જોહાર સાથે યુદ્ધ કરતા ઘણા સૈનિકો મરણ પામ્યા હતા તેમનો વાન્વટાળીઓ નીકળી જતા ન જતાજ તેના કરતા બમણી પ્રબળ સેના આવી પહોંચી હતી. બાદશાહ કિલ્લા કબજે કરવાની ખટપટમા ગુંથાયા હોવાથી તેમનુ ઘણું લશ્કર ઓછું થઇ જશે; એમ થવાથી તેની સાથે યુદ્ધ

કરવુ કઠિન થઇ પડશે નહિ અને બાદશાહ પરાજય પામી પાછો ફર્યા પછી તેણે તાબે કરેલા કિલ્લા આપણે પુન કબજે કરવા શક્તિમાન થઇશુ " એવા વિચારો ઉત્પન્ન થવાથી મહારાજ શાંત રહ્યા હતા

પરતુ શિવાજીમહારાજ આ વખતે કઇ સ્વસ્થ બેસી રહ્યા નહોતા તેમણે રાજાપુર શહેર પુન હુમલો કરી હસ્તગત કર્યું એ શહેરમા અગ્રેજ વ્યાપારીઓની કોઠી હતી–એ સબધી પાછળ ઉલ્લેખ કર્યો છે–તેઓને આ સમયે ઘણુજ નુકશાન થયુ કોઠીમાના રિંગ્હિગટન, ગીફર્ડ વગેરે અગ્રેજ વેપારીઓને મહારાજે કેદ કર્યા અને પ્રથમ તેમને વૈસતીમા રાખ્યા ત્યાથી કાઢીને તેમને સોનગઢમા રાખ્યા અને આખરે કેટલાક દિવસ રાયગઢપર રાખ્યા હતા તેમને આવી સજા કરવાનુ કારણ એ હતું કે, સીદીજોહારે પન્હાળાને ઘેરો ઘાલ્યો ત્યારે તેમણે તેને દારૂગોળાની મદદ કરી હતી, એટલુજ નહિ, પરતુ પૈસાના લોભથી તેમના કેટલાક માણસોએ સીદીના સૈન્યમા ફુલપી ગોળા (અદરના ભાગમા લોખડના તીક્ષ્ણ ખીલા વગેરે ભરેલા તોપના ગોળા) છોડવાનુ કાર્ય કર્યું હતુ ત્રણ વર્ષ પછી તેમની પાસેથી ખડણી લઇ તેમને બંધનમુક્ત કર્યા હતા

રાજાપુર તાબે કર્યા પછી મહારાજે શૃંગારપુર તરફ પોતાનુ લશ્કર ફેરવ્યુ. ત્યા સુર્વેની[1] અટકવાળો એક મરાઠો સરદાર સ્વતત્રપણે રાજ્ય કરતો હતો તે કોઇને પણ ગાઠતો નહોતો તેની પાસે દશ હજાર સિપાઇનુ લશ્કર હતું તે હમેશા આસપાસના દેશમા લૂંટફાટ કરી સર્વને હેરાન કરતો હતો પિલાજી અને તાનાજી શિરકે નામના બે મરાઠા સરદાર તેના મુખ્ય કારભારી હતા પિલાજી શિરકે મહારાજ પાસે સુર્વેના વકીલ તરીકે રહેતો, પરતુ સુર્વે સરળતાપૂર્વક વર્તતો નહિ હોવાથી મહારાજે તેના વકીલને કેદ કર્યો હતો સુર્વેનો ત્રાસ બધ પાડવા માટે મહારાજે તેના મુખ્ય શહેર શૃગારપુર ઉપર એકાએક છાપો મારી તેને તાબે કર્યું શૃગારપુર હાથમાથી ગયુ છતા સુર્વે ઠેકાણે આવ્યો નહિ તેણે પોતાના લશ્કરને ધૈર્ય આપી મહારાજના સૈન્ય સાથે લાગલાગટ લડવાનુ ચાલુજ રાખ્યુ અતે મહારાજે જાતે તેનાપર હુમલો લઇ જઇ સમરાગણમા તેની સામે ધસી દારુણ યુદ્ધ કર્યું તેમા સુર્વે મરણ પામ્યો અને શિરકે નાસી ગયો સુર્વેનો નાશ થયો તે સમયે તેની સત્તાનીચેના કેટલાક સરદારોએ નાસી જઇ સીદીના પ્રાતમા આશ્રય લીધો તેમનુ એ કાર્ય મહારાજને પસદ પડયુ નહિ શિરકે વગેરે સરદારો પુન માણસો એકઠા કરી અને સીદીની સહાય લઇ મહારાજે કબજે કરેલો પ્રાત પાછો લેવાનો પ્રયત્ન કરે નહિ અને તે લોકો પોતાના થઇને રહે તે માટે મહારાજે તાનાજીને પોતાના પક્ષમા લઇ શૃગારપુર શહેર અને બીજા ગામો ઇનામદાખલ આપ્યા જ્યારે શિરકેએ મહારાજની તાબેદારી સ્વીકારી ત્યારે બીજા કેટલાક સરદારો સીદીના આશ્રયમા ગયા હતા, તે પોતપોતાના ગામમા પાછા આવ્યા; તેમને મહારાજે તેમના વતનો પાછા આપી સતુષ્ટ કર્યા.

[1] ડફ લખે છે કે, એનુ નામ દળવી હતું અને તે સુર્વેનો દિવાન હતો શિરકેનું નામ એવામાજ આવતુ નથી મૂળ વિષય મરાઠી બખરોમાથી લીધો છે

તેમાથી જે મનુષ્યો નોકરી કરવા ખુશી અને લાયક હતા, તેમને મહારાજે પોતાની પાસે નોકરીએ રાખ્યા આગળ જતા મહારાજે શિરકેની કન્યા સાથે પોતાના જ્યેષ્ઠ પુત્રનો વિવાહ કર્યો હતો [1]

વર્ષા ઋતુ શરૂ થઇ તેમ છતા મહારાજ સ્વસ્થ થયા નહોતા, કારણ કે વિજાપુરના બાદશાહે તેમનાપર સ્વારી કરી તે વખતે સીદીએ, કરેલુ તહનામુ રદ કરી, પુન હુમલો લઇ જઇ તેમના પ્રાતમા ઉપદ્રવ કર્યો, તેથી મહારાજને તેના ઉપર અતિશય ક્રોધ ચડયો અને ચોમાસુ પૂરૂ થઇ વિજાપુરસરકાર અથવા વાડીના સાવતો તેની મદદે આવે, તે પહેલાજ તેમણે તેનો એકદમ ઉચ્છેદ કરવાનો નિશ્ચય કર્યો મહારાજે વ્યકાજીપતને તેના ઉપર હુમલો કરવા મોકલ્યો. ઉભય પક્ષ વચ્ચે સખ્ત ઝપાઝપી થઇ અને વ્યકાજીએ છેવટે દડાજપુરી અને તેની આસપાસનો પુષ્કળ પ્રાત કબજે કર્યો એ નવા પ્રાતમા કિલ્લા બાધ્યા અને તેપર પાચ છ હજાર માણસો રાખી તે પ્રાત હમેશા પોતાના તાબામા રહે, એવી વ્યવસ્થા કરી સીદીના તાબામા માત્ર એક જજીરા રહ્યો તે પણ તાબે લેવાનો નિશ્ચય કરી, મહારાજના સૈન્યે તેના ઉપર તોપોનો મારો ચલાવ્યો, પરતુ એ પ્રયત્ન તેમને સત્વર છોડી દેવો પડયો, કારણ કે તેમની પાસે જોઇએ તેટલી તોપો નહોતી, તેમજ ફોડવાને માટે હુશિયાર તોપચીઓ જોઇએ તે પણ નહોતા ચોમાસુ પૂરૂ થયા પછી વિજાપુરસરકારના સૈન્યની હીલચાલ શરૂ થઇ ત્યારે શિવાજી મહારાજને તે તરફ લક્ષ આપવુ પડયાથી સીદીપરના હલ્લાની ગતિ મદ કરવી પડી

બાદશાહ આદિલશાહ ચોમાસુ શરૂ થવાથી સ્વારી બધ કરી ચિમલગા આગળ પડાવ નાખી રહ્યા હતા, તે વાચકોના લક્ષમા હશે ત્યા તેમને ખબર મળી કે, કર્ણાટકમા ભયકર વિદ્રોહ ઉત્પન્ન થયો છે તેમણે સીદી જોહારને તે તરફ મોકલવાનો વિચાર કરી તેનો સત્કાર કરી બોલાવી મગાવ્યો, અને તેનું સારૂ સન્માન કરી, કર્ણાટક જવાની માગણી કરી, પરતુ તેણે ત્યા જવાનું કોઇ પણ પ્રકારે કબૂલ કર્યું નહિ સીદીને કોઇ પણ રીતે બાદશાહનો વિશ્વાસ આવ્યો નહિ; કારણ કે શાહનો મુખ્ય વજીર ઈબ્રાહીમખાન સીદી ઉપર ઘણો દ્વેષ રાખતો હતો. શાહ તેને અતિશય માન આપતા હતા, તેથી સીદી જોહાર તરતજ પોતાની જાગીરમા પાછો ચાલ્યો ગયો તે ઉપરથી બાદશાહની ખાત્રી થઇ કે, સીદી કર્ણાટકના વિદ્રોહીઓ સાથે મળી ગયો છે અને શિવાજીમહારાજ સાથે પણ તેને સારો સબધ છે

સીદી જોહારે કર્ણાટકનો વિદ્રોહ બધ પાડવા જવાનો અસ્વીકાર કર્યો તેથી આદિલશાહને વિચાર થયો કે, હવે શુ કરવુ ? તેણે આ વખતે દૃઢ નિશ્ચય કર્યો હતો કે, શિવાજીમહારાજનો પરાજય કર્યા સિવાય પાછુ ફરવુ નહિ તેમના પ્રત્યેક

---

૧ આ સ્વારીનો ઉલ્લેખ શ્રીનબટમા કે પૂરઓના અગ્રેજ વેપારીઓએ સ૦ ૧૬૬૧ મા પોતાના પત્રમા કર્યો છે તે એ રીતે કે શિવાજીમહારાજે દાભોળ અને રાજાપુરના સઘને જીતીને પોતાની સત્તા વધારી છે અને દડાજપુરી પાસેથી બાસરુટસુધીનો સમુદ્રકિનારો તેમના હાથમા ગયો છે (પ્રો સરકાર પૃ. ૫૬)

સલાહકારોનો પણ એવોજ અભિપ્રાય હતો, પરંતુ બીજા કેટલાક સરદારોએ સલાહ આપી કે, પ્રથમ કર્ણાટકનો વિદ્રોહ દાબી દેવો જોઇએ શિવાજીમહારાજને શોધી કહાડવા માટે જંગલ, કોતરડા અને ડુંગરોમા શોધતા ફરી લશ્કરની ખરાબી કરવાથી અંતે ડુંગર ખોદીને ઉંદર કાઢવા જેવું થશે એ સાંભળી બાદશાહની વૃત્તિ ડગમગવા લાગી આગળ કેવી રીતે વર્તવુ તે તેને સૂઝ્યુ નહિ એટલામા વાડીના દેશમુખ લખમ સાવંત અને ખેમ સાવંતે બાદશાહ પાસે પ્રાર્થના કરી કે, જો અમને સંપૂર્ણ સહાયતા મળે તો અમે શિવાજીમહારાજનો પરાજય કરી સર્વ કોકણ પ્રાંત તાબે લેવા તૈયાર છીએ તેમની પ્રાર્થના મંજુર કરવામા આવી અને એવો નિશ્ચય થયો કે, બહિલોલખાને અને મુધોળના બાજી ઘોરપડેએ સૈન્ય એકઠુ કરી સાવંતોને મદદ કરવી અને એ ત્રણેએ મળીને શિવાજીમહારાજપર સ્વારી લઇ જવી, અને બાદશાહે સૈન્યસહિત કર્ણાટક જવુ

શિવાજીમહારાજ ઉપર પ્રચંડ સૈન્યસહિત સ્વારી લઇ જવાની તૈયારી ચાલતી હતી તે સમયે, બાજી ઘોરપડે લશ્કર તૈયાર કરવા મુધોળ આવ્યો એ સમાચાર મળતાજ[1] શિવાજીમહારાજે તેનાપર અકસ્માત હુમલો કરી તેને તથા તેના પુષ્કળ સગાને અને તેના પક્ષના મનુષ્યોને મારી નાખ્યા, અને એમ કરીપોતાના તીર્થસ્વરૂપ પિતાને વિશ્વાસઘાત કરનાર અને કેદ પકડાવનારપર ભયંકરરીતે વૈર વાળ્યુ, એ સબંધી પ્રથમ લખવામા આવ્યુ છે ઘોરપડેનો નાશ થતા તેની જગ્યાએ ખવાસખાનને મોકલ્યો એ સરદારે કોકણના કિનારા સુધી કુચ કરી, એટલામા તેને બાદશાહ તરફથી પોતાના સૈન્યસહિત તરતજ કર્ણાટક તરફ આવવાનો હુકમ મળવાથી તે કર્ણાટક ગયો કર્ણાટકના વિદ્રોહી મનુષ્યો પ્રબળ હોવાથી, તેમનો પરાજય કરવા માટે વિશાળ સૈન્યની જરૂર પડવાથી બાદશાહે નિરુપાયે તેને તે તરફ બોલાવ્યો હતો

[1] મિ કિંકેડ અને રા બ પારસનીસ આ બાબતમા શાહજીરાજા અને શિવાજી મહારાજ વચ્ચે થયેલો પત્રવ્યવહાર પોતાના પુસ્તકમા આપે છે તેપરથી જણાય છે કે ખવાસખાન, વાડીના સાવંત અને ઘોરપડે પોતાપર સવારી કરનાર છે, એવી ખબર મહારાજને શાહજીરાજા તરફથી મળી હતી આ પત્રમા શાહજીરાજા જણાવે છે કે -" સ્વરાજસ્થાપનાના કાર્યમા મદદગાર ન થતા યવનોના કારસ્થાનમા સામીલ થઇને મારી સાથે દગો કરીને મને ઘોરપડે વિજાપુર લઈ ગયો હતો ત્યા મારાપર કેવો પ્રસંગ આવી પડયો હતો તેની તો તને ખબર છે સ્વરાજસ્થાપના અને સ્વધર્મરક્ષણનુ કાર્ય તારે હાથે સફળ થાય, એવી ઇશ્વરની ઈચ્છા છે, તેથીજ હું એ પ્રસંગમાથી ઉગરી ગયો હતો ઘોરપડેની મદદથી ખવાસખાન તારાપર હુમલો લઇને આવે છે, એમા તને શિવ અને ભવાનીની કૃપાથી યશ પ્રાપ્ત થાઓ આ બંને પાસેથી બરોબર વેરનો બદલો લેજે એવી મારી ઈચ્છા છે પિતાની આજ્ઞા પરિપૂર્ણ કરવામા સદા તત્પર એવો આજ્ઞાધારક પુત્ર ઇશ્વરની કૃપાથી મને મળેલો છે, તેથીજ આટલુ કાર્ય કરવાની હુ તને આજ્ઞા કરૂ છુ બાજી ઘોરપડે પોતાના માણસો લઇને મુધોળ ગયો છે " આ મતલબનો પત્ર આવવાથી મુધોળપર હલ્લો કરીને ઘોરપડેને મારી નાખી મહારાજે શી રીતે વૈરનો બદલો લીધો હતો, તે તેમણે શાહજીરાજાને લખી જણાવ્યુ

કર્ણાટકના વિદ્રોહીઓ સાથે લડવામા બાદશાહનુ સર્વ સૈન્ય ગુ થાયલુ હોવાથી તેમને ત્યા ઘણા દિવસ રહેવુ પડ્યુ, તેથી શિવાજીમહારાજને સારો લાગ મળ્યો. બાદશાહે કિલ્લા વગેરે જે સ્થાનો કબજે કર્યા હતા, તે સર્વ તેમણે સપાટાબધ પાછા પોતાને તાબે કર્યા; એટલુજ નહિ પણ બીજા પણ ઘણા પ્રાતો કબજે કરી લીધા. વાડીના સાવતોએ રાજભક્તિ બતાવી સ્વય બાદશાહ પાસે શિવાજીમહારાજ સાથે લડવા માટે મદદ માગીને મહારાજપર તેમની કેવી દાઢ હતી તે બતાવી આપ્યુ હતુ, તેથી મહારાજે તેમને સખ્ત શિક્ષા કરવાનો નિશ્ચય કર્યો અને તરતજ તેમના તાબાના પ્રાતોપર સ્વારી કરી તેમની સાથે યુદ્ધ આરભ્યુ; એથી સાવતો તદ્દન ગભરાઇગયા બાદશાહી લશ્કરની સહાયતા વગર મહારાજ સાથે લડવાની તેમનામા હિમત નહોતી વળી આ પ્રસગે એવી સહાયતા મળવાની બિલકુલ આશા નહોતી મહારાજે તેમના તાબાના કુડાળ, બાદા વગેરે પ્રાતો કબજે કર્યા સાવતોએ ફિરગી રાજ્યમા નાસી જઇ ગોવાના સુબેદારનો આશ્રય લીધો ફિરગીઓએ તેમને આશ્રય આપ્યાની વાત જાણતાજ મહારાજે તે સરકારને ધમકીભરેલો સદેશો મોકલ્યો, એટલે ફિરગી સરકારની આખો ઉઘડી ગઇ તેમણે સાવતોને પોતાના રાજ્યમાથી નીકળી જવાની આજ્ઞા કરી એટલે નિરુપાયે સાવતો પાછા શિવાજીમહારાજને શરણે આવ્યા તેમણે પ્રથમ પીતામ્બર શેણવીને મહારાજ પાસે વકીલતરીકે મોકલ્યો, અને વિજ્ઞપ્તિ કરી કે—"અમે સાવત છીએ ભોસલેવશ સાથે અમારો સારો સબધ છે અમે આપનાજ છીએ આપના તાબેદાર થઈ હવે પછી આપની સાથે પ્રમાણિકપણે વર્તવાનો અમે નિશ્ચય કર્યો છે. અમારા પાછલા અપરાધ મનમા નહિ લાવતા અમારાપર કૃપા કરવી" નમ્રતાભરેલી વિજ્ઞપ્તિ સાભળી મહારાજે તેમને અભયવચન આપી પોતાને મળવા બોલાવ્યા. વાડી પ્રાતની દેશમુખી તેમની પાસેજ રહેવા દીધી અને તેમણે પ્રતિવર્ષે ખડણી ભરવાનું ઠરાવ્યુ [1] મહારાજે તેમના પાયદળ સૈન્યને પોતાની નોકરીમા રાખી તેને દૂરના પ્રાતમા કામ કરવા મોકલી દીધુ અને તેમના પ્રાતનુ રક્ષણ કરવા માટે પોતાના અધિકારીઓ નિમ્યા

સાવતોના તાબામા નાનસાવત[2] અને રામદળવી નામક બે સરદાર હતા તેઓ બુદ્ધિમાન અને વીર પુરુષ હોવાથી મહારાજે તેમને નોકરીમા રાખ્યા રામદળવી અતિ શૂરવીર જણાયાથી મહારાજે તેના તાબામા કેટલુક લશ્કર આપ્યુ અને તેને કોકણના કેટલાક પ્રાતનો બદોબસ્ત રાખવા માટે મોકલ્યો એ ગોઠવણ કરી મહારાજે સાવત અને તેમના બે શૂરા સરદારો વચ્ચે હમેશનો વિયોગ કરાવ્યો

એ ચઢાઇમા મહારાજે પચમહાલ, મર્દનગઢ, બારદેશ વગેરે પ્રાત કબજે કર્યા અને ગોવા ઉપર પણ દૃષ્ટિ રાખવાથી ફિરગીઓ ગભરાયા શિવાજીમહારાજનો

૧ સભાસદ લખે છે કે, તેમને પગારતરીકે છ હજાર હોન આપવાનો ઠરાવ કરી રાખ્યા હતા. તેમણે કુડાળ કસબામા રહેવુ, પણ મકાન, કોઠીઓ, થાણા, કોટ વગેરે કાંઇ પણ બાધવુ નહિ અને લશ્કર એકઠુ કરવુ નહિ એવુ ઠરાવ્યુ હતુ.

૨ સભાસદ એનું નામ તાનાજી સાવત લખે છે

પોતાના ઉપર કોપ ન થાય અને તેમના તરફથી પોતાને કંઇ ઉપદ્રવ ન થાય, એ હેતુથી તેમણે કુડાળકર દેસાઇના સબનીસ અનંત શેણવીને મહારાજ પાસે મોકલી તહનામું કરવાનો સંદેશો કહાવ્યો; પરંતુ શેણવીએ હિતશત્રુત્વ બતાવી મહારાજનો વિશ્વાસઘાત કરવાની બાજી રચી ફિરંગીઓ તરફથી તહનામાનો સંદેશો આવતા મહારાજ અસાવધ રહેશે, એમ જાણી તેણે ફિરંગીઓને એવી સલાહ આપી કે, મહારાજની છાવણી ઉપર રાત્રિને સમયે એકાએક છાપો મારી તેઓનો નાશ કરવો; પરંતુ આ ગુપ્ત મસલત બણોજી નામના એક ટંડેલના જાણવામાં આવી ગઇ અને તેણે તે મહારાજને જણાવી મહારાજ તરતજ સાવધાન થઇ ગયા એ ગોઠવણ કર્યા પછી અનંત શેણવી દશ હજાર ફિરંગી લશ્કરસહિત મધ્ય રાત્રિને સમયે ગુપચુપ મહારાજની છાવણી આગળ આવ્યો. મહારાજ પણ પોતાની છાવણીથી અર્ધ ગાઉ વેગળે તૈયાર થઈ ઉભાજ હતા. ફિરંગીસૈન્યે છાવણી નજીક આવી તોપબંદુકો ફોડવા માંડી મહારાજે અજવાળું થતા સુધી કંઇ પણ હીલચાલ કરી નહિ પ્રાતઃકાળ થતાજ તેમના ઘોડેસ્વારોએ ફિરંગીના સૈન્ય ઉપર એકદમ ધસી જઈ કાપાકાપી શરૂ કરી. એ યુદ્ધમાં ફિરંગીઓનો પરાજય થયો ભાગ્યેજ તેમના હજાર બારસો સિપાઇઓ જીવ લઇને પાછા નાસી ગયા હશે બાકીના સઘળા સમરભૂમિપર પડ્યા કેટલાક પાણીમાં કૂદી ડૂબી મરણ પામ્યા અને કેટલાક કેદ પકડાયા પોતાનું મોટું સૈન્ય નાશ પામેલું જોઇ ફિરંગીઓ તદ્દન ગભરાઈ ગયા મહારાજે તેમનો સઘળો પ્રદેશ લૂટી, બાળી ઉજ્જડ કરી નાખ્યો જેટલા ફિરંગી હાથમાં આવ્યા તેમને કાપી નાખવાનો સપાટો ચલાવ્યો જેટલા શ્રીમંત ફિરંગી પકડાયા તેટલાપર ભારે કર નાખ્યો કુડાળ, બાદા, સાકળી, મણેરી, તુઆળી વગેરે સ્થળે મહારાજે થાણા બેસાડ્યા હતા, તેજ પ્રમાણે ફિરંગીની રાજસત્તામાં પણ સ્થળે સ્થળે થાણા બેસાડ્યા જાણે ગોવા પ્રાતની ચારે દિશામાં તો ચોકી પહેરાજ બેસાડ્યા ' હવે ગોવા પ્રાંત પોતાના હાથમાથી જશે, એવી ફિરંગીઓને બીક લાગી અનંત શેણવીના કપટની બાજી ફિરંગીઓના લક્ષમા આવતા, તેણેજ પોતાનાપર ઘોર સંકટ ઉપસ્થિત કરેલું જાણીને તેઓ અતિશય કલ્પાત–પશ્ચાત્તાપ–કરવા લાગ્યા છેવટે તેઓએ પોતાના વકીલદ્વારા મહારાજને પત્ર મોકલી, જે કંઇ બન્યું તેને માટે ક્ષમાપ્રાર્થના કરી વકીલ સાથે તેમણે વીશહજાર પુતળીઓ,[1] કિંમતી વસ્ત્રો અને બીજું કેટલુંક નજરાણું મોકલી તહનામું કરવાની પ્રાર્થના કરી મહારાજે તેમની પ્રાર્થના માન્ય કરી તહનામામાં એવી શરત કરી કે, ફિરંગીઓએ પ્રતિવર્ષે નવી તોપો અને કેટલુંક જવાહિર પહોચાડવું અને તેમનાં વહાણોનો પરવાનો મહારાજ પાસેથી લેવો

સાવંતોનો પરાજય થયો તેમને મહારાજના તાબેદાર થવું પડયું. એ હકીકત વિજાપુરસરકારે જાણી ત્યારે તેને અતિશય દિલગીરી ઉત્પન્ન થઇ કોકણ દિશામાં એટલો એકજ સરદાર સમ ખાવા બચ્યો હતો, તે પણ શિવાજીમહારાજનો તાબેદાર થયો; એટલે તે સરકારની કોકણપટ્ટી પાછી તાબામાં લેવાની આશા ભંગ થઇ.

૧ એક જાતના સોનાના સિક્કા.

જંજીરાના શીદીનું તેમને થોડુંક પીઠબળ હતું, તેને પણ મહારાજે અતિશય નિર્બળ કરી નાખ્યો હતો. તે પણ હવે વિજાપુરસરકારના આશ્રયમા રહેવાથી પોતાનુ શ્રેય થશે નહિ, એમ સમજી સરકાર સાથે તદ્દન નિષ્કાળજીથી વર્તવા લાગ્યો હતો. એવી વસ્તુસ્થિતિ હોવાથી વિજાપુરસરકાર વિચાર કરવા લાગી કે, હવે શિવાજી-મહારાજ સાથે યુદ્ધ કરવા કયા પુરુષને ઉભો કરવો? દરબારમાનો કોઇ પણ સરદાર તૈયાર થતો નહોતો, અને શિવાજીમહારાજનો ઉપદ્રવ પણ કેમે કર્યો ઓછો થતો નહોતો અંતે અલીઆદિલશાહના વજીર અબ્દુલ મહમદે મહારાજનો ત્રાસ ઓછો કરવાના હેતુથી તેમની સાથે ગુપ્તરીતે તહનામુ કર્યું ગુપ્ત તહનામુ કરવાનુ કારણ એ હતુ કે, એ તહનામાની વાત દરબારના અમીરો જાણે તો તેમને તે કાર્ય બીલકુલ પસંદ પડે નહિ તેમજ વજીર ઉપર દોષારોપણ કરી તેને હોદ્દાપરથી કાઢી મૂકવાની કદાચ તેઓ ખટપટ કરે, એટલુજ નહિ પણ બાદશાહને અનુચિત સલાહ આપવા માટે તેને સખ્ત શિક્ષા પણ કરાવવામા આવે અસ્તુ. વજીરે મહારાજ સાથે જે તહનામુ કર્યું, તેમા ઠરાવ્યુ હતુ કે–"તેમણે તાબે કરેલા પ્રાંત તેમની પાસેજ રહેવા દેવા, વિજાપુરસરકારે પાછા મેળવવાની ખટપટ કરવી નહિ તે ઉપરાંત મહારાજને બીજા પણ કેટલાક પ્રાંત આપવા શિવાજી-મહારાજ હવેથી વિજાપુરસરકારના તાબામા છે, એવુ માનવુ નહિ મહારાજને એ સરકારે પ્રતિવર્ષે સાત લક્ષ હોન ખંડણી આપવી વિકટ પ્રસંગ આવ્યે એક-બીજાએ પરસ્પરને સહાયતા આપવી અને મહારાજના શામજી નાયક પુંડે નામક પુરુષને, વિજાપુરદરબારમા વકીલતરીકે રાખવો"

એ તહનામુ થયા પછી મહારાજે, વિજાપુરસરકારના પ્રાંતમા ઉપદ્રવ કરવાનું બંધ કર્યું એ સમયે શાહજીરાજાને મહારાષ્ટ્રમા આવવાની ઇચ્છા થઇ તેમણે વિજાપુરસરકાર પાસે મહારાષ્ટ્રમા જવાની પરવાનગી માગી વિજાપુરસરકારે તેમને પરવાનગી આપતા ભલામણ કરી કે.–'તમે તમારા પુત્રને મળી હવે પછી તે અમારી સાથે મિત્રભાવથી વર્તે એવી ગોઠવણ કરજો' શાહજીરાજાએ મહારાષ્ટ્રમા આવ્યા પછી શિવાજીમહારાજને એ પ્રમાણે વર્તવાની ભલામણ કરી. ત્યાર પછીથી તેમણે વિજાપુરસરકાર સાથે જાણીજોઇને વિરોધ કર્યો નહોતો. પિતાપુત્રની મુલાકાતનુ વર્ણન, આગલા એક સ્વતંત્ર પ્રકરણમા વર્ણવવામા આવશે.

મહારાજના એ શૌર્યવીર્યાદિ સદ્ગુણોનુ અલૌકિક ક્ષાત્રતેજ પ્રકટ થયુ. દાદાજી કોંડદેવ વગેરે જનોને પ્રારંભમા જે વાત અસંભવિત અને ભયંકર પરિણામજનક જણાતી હતી, તે સુસાધ્યજ નહિ પણ અતિસાધ્યજનક છે, એવુ તેમણે પોતાના કર્તવ્યકર્મથી, સર્વ જનોની દૃષ્ટિ સમક્ષ બતાવી આપ્યુ, અને પંદર સોળ વર્ષ ઉપર કેટલાક દેશમુખો અને મરાઠાસરદારોને મહારાજ વિજાપુર-સરકારના એક નાના જાગીરદાર છે, એમ જણાતું હતુ, તે હમણા એટલા પ્રબળ થઇ પડ્યા હતા કે, તે સરકારનો તદ્દન પરાજય કરી, તેમની પાસેથી પ્રતિવર્ષે ખંડણી લેવા લાગ્યા હતા એ જોઇ સર્વને કેટલુ આશ્ચર્ય થયુ હશે!

હવે એ સમયે એટલે ઇ૦ સ૦ ૧૬૬૨ પર્યંત શિવાજીમહારાજના તાબામાં

કેટલો પ્રદેશ આવ્યો હતો, તેનુ દિગ્દર્શન કરીએ એટલા સમયમા કલ્યાણથી ગોવા-પર્યંત કોકણપટ્ટીનો સઘળો પ્રદેશ તેમની સત્તામા આવ્યો હતો એ પ્રદેશની લ-બાઇ આશરે ૩૦૦ માઇલ હતી ભીમા નદીથી વારણા નદીપર્યંતનો સર્વ કોકણ કિનારાનો પ્રદેશ તેમના કબ્જામા આવ્યો હતો એ પ્રાતની લબાઇ આશરે ૧૬૦ માઇલ હતી અને પહોળાઇ એકદર ૧૦૦ માઇલ હતી એ સમયે તેમની સત્તામા ૫૦,૦૦૦ પાયદળ અને ૭૦૦૦ ઘોડેસ્વાર હતા તેમના તાબાના પ્રદેશના પ્રમાણમા એ સૈન્ય તદ્દન અધિકજ હતું, પરતુ એટલુ સૈન્ય રાખવાની આવશ્યકતા હતી; કારણ કે તેમને બે પ્રબળ બાદશાહી સાથે વૈર કરી સ્વરાજ્યની સ્થાપના કરવાની હતી તેમાની એક બાદશાહીનો તેમણે પૂર્વોક્ત પ્રકારે પરાજય કર્યો હવે બીજી મોગલ બાદશાહી સાથે તેમણે કેવી રીતે વૈર આરભ્યુ, તેનુ વૃત્તાન્ત યથાક્રમે લખ-વામા આવશે





બિજાપુરના આદિલશાહે સુલેહ કરવા મોકલેલા શાહાજીરાજા
(શિવાજીના પિતા) ને શિવાજી સામા લેવા જઈ
વંદન કરે છે. ઈ. સ. ૧૬૬૨

Lakshmi Art, Bombay, 8



# प्रकरण १४ मुं–पितृदर्शन

શિવાજીમહારાજે વિજાપુરસરકારનો પરાજય કરી તેને પોતાનુ સ્વાતન્ત્ર્ય કબૂલ કરાવ્યુ અને તેનાપર વાર્ષિક ખડણી ઠરાવી; એ સમાચાર શાહજીરાજાએ જાણ્યા હશે, ત્યારે તેમને પરમ હર્ષ ઉત્પન્ન થયો હશે, એમા કઇ શકા નથી તેમના હૃદયમા ઘણા દિવસથી પોતાના અદ્વિતીય પરાક્રમી પુત્રને મળવાની ઉત્કંઠા થઇ હતી મહારાજ પોતાના તરફના વર્તમાન તેમને વારવાર પત્રદ્વારા લખી જણાવતા હતા અને રાજા પણ પ્રસગોપાત પત્રોત્તર લખી પુત્ર શિવાજીમહારાજનુ ગૌરવ અને ઉત્સાહ વધારતા હતા, પરતુ એ સર્વ પત્રવ્યવહાર અતિ ગુપ્તરીતે ચાલતો હતો મહારાજના સર્વ કૃત્યોમા તેમની સમ્મતિ છે, એ વિજાપુરસરકારને નહિ જાણવા દેવા માટે શાહજીરાજા અતિશય સાવચેતી રાખતા હતા; કારણ કે કર્ણાટકની પોતાની ધનસપત્તિનુ રક્ષણ કરી યોગ્ય સ્થળે સ્વતત્ર રાજ્ય સ્થાપવાની તેમની ઇચ્છા હતી, એમ પાછળ લખવામા આવ્યુ છે પોતાના ઉપર વિજાપુરસરકારને પુન શકા ન આવે તે માટે રાજા પ્રત્યેક કાર્યમા બહુ સાવધ રહેતા હતા વિજાપુરસરકાર અને શિવાજીમહારાજ વચ્ચે જ્યારે તહનામું થયુ અને મિત્રભાવ બધાયો ત્યારે મહારાષ્ટ્રમા જવાની આજ્ઞા સરળતાથી મળવાની સધિ જોઇ શાહજીરાજાએ સરકાર પાસે અરજી કરી તેમા એવી મતલબનુ લખ્યુ હતુ કે–" મારા ઇષ્ટદેવની મે કઇક બાધા રાખી છે, તે દેવકાર્ય પરિપૂર્ણ કરવા અને ઘણા દિવસથી દેવદર્શન થયા નથી, તે કરવા માટે મહારાષ્ટ્રમા એક વખત જઇ આવવાની મને ઇચ્છા છે, માટે ત્યા જવાની રજા આપશો " પોતાની અરજી મજુર થવા માટે રાજાએ ખાનગીરીતે પણ કંઇક ખટપટ કરી હતી વિજાપુરસરકારે અરજી મજુર કરતા તેમને ફરમાવ્યુ કે–" તમે સ્વદેશ જાઓ છો તમારો પુત્ર ઘણો ઉપદ્રવી થયો છે, તેને અતિશય બોધ આપી અને યુક્તિપ્રયુક્તિથી સમજાવી બાદશાહની મુલાકાતમાટે લઇ આવજો તેણે પણ તમારી પેઠે બાદશાહની અમીરી સ્વીકારવી તમારો બોધ લક્ષમા લઈ તે જો અમારા દરબારમા આવશે તો તેને વજીરનો હોદ્દો આપી સર્વ બાદશાહી તેને સ્વાધીન કરીશુ કોઇ પણ પ્રકારે તમારો પુત્ર અમારી સત્તામા આવે એવી ખટપટ કરશો." બાદશાહની ભલામણનો ઉત્તર વાળતા શાહજીરાજાએ જણાવ્યુ કે:–" મારો પુત્ર મારા સ્વાધીનમા છે કે કેમ તે સરકારને વિદિતજ છે, તેમ છતા મારાથી બનશે તેટલો પ્રયત્ન કરીશ.

મારે સરકારનુ હિતજ કરવુ છે. કુલદેવીના દર્શન કર્યા પછી આગમના કાર્ય માટે પુત્રની મુલાકાત લઇશ અને તેને શિખામણની ચાર વાતો કહી જોઇશ.” શાહજી-રાજા પાસેથી ઉત્તર મળ્યાથી પુનઃ શાહે કહાવ્યુ કે, “તમારાથી બને તેટલા પ્રયત્ન કરી જોશો, તમારી શિખામણ ન માને તો અમારા તરફ પાછા આવજો તેમની સાથે મળી જશો નહિ પુત્રલોભને વશ થઇ ત્યાજ નિવાસ કરી રહેશો નહિ ”

બાદશાહની આજ્ઞા મળ્યા પછી શાહજીરાજા કર્ણાટકથી સ્વદેશ આવવા નીકળ્યા આવતી વખતે દ્વિતીય પત્ની અને પુત્ર વ્યંકોજીને સાથે લીધા હતા તેમણે પોતાના આવવાના વર્તમાન શિવાજીમહારાજને પત્રદ્વારા જણાવ્યા હતા શાહજીરાજા પ્રથમ તુલજાપુર આવ્યા ત્યા માતા ભવાનીદેવીના દર્શન કરી પુષ્કળ દાનધર્મ કર્યું કહેવામા આવે છે કે, સ્વરાજ્યસ્થાપન કરી ગોબ્રાહ્મણની વિપત્તિનો પરિહાર કરવાનો અને સ્વધર્મનું રક્ષણ કરવાનો સદુદ્દેશ ધારણ કરી, પોતાના પરાક્રમી પુત્રે ઉપાડેલા કાર્યમા વિજય મળે તો લક્ષ રૂપિયાનુ સોનુ લઇ મૂર્તિ વગેરે બનાવી ભવાનીદેવીને અર્પણ કરવાની શાહજીરાજાએ બાધા રાખી હતી તે પ્રમાણે શિવાજી-મહારાજના કાર્યમા ઘણો યશ મળેલો જોઇ શાહજીરાજા સોનુ ખરીદ કરી, કર્ણાટકના ચતુર કારીગરોને હાથે સુદર મૂર્તિ તૈયાર કરાવી પોતાની સાથે લાવ્યા હતા. તે મૂર્તિ દેવીને યથાવિધિ સમર્પણ કરી ત્યાર પછી સિગણાપુરના મહાદેવ, પઢરપુરના વિઠોબા અને શિખરશિગુ મહાદેવના દર્શન કર્યા પ્રત્યેક દેવસ્થાનમા પુષ્કળ દાનધર્મ કર્યુ, બ્રાહ્મણભોજન કરાવ્યા અને ગરીબગુરબાને અન્નવસ્ત્રાદિકનુ દાન કર્યું

શાહજીરાજા મહારાષ્ટ્રમા આવ્યાની ખબર મળતાજ શિવાજીમહારાજે પ્રત્યેક સ્થળે સન્માનદર્શક વ્યવસ્થા કરાવી શાહજીરાજાને રાત્રિદિવસ જેમ પુત્રના દર્શન કરવાની ઉત્કઠા થઇ હતી, તેમ શિવાજીમહારાજને પણ પિતૃદર્શનની ઉત્કટ ઇચ્છા થઇ હતી જીજાબાઇને મનથી આજે સુવર્ણનો સૂર્ય ઉગ્યો હતો ઘણે વર્ષે પરસ્પર દર્શન થતા હોવાથી મહારાષ્ટ્રીય નીતિ પ્રમાણે બ્રાહ્મણોએ અભિપ્રાય આપ્યો કે, પતિપત્નીએ દેવાલયમા મળવુ જોઇએ એ શુભ કાર્ય નિમિત્ત જેજુરીનુ દેવાલય નક્કી કરવામા આવ્યુ પતિપત્ની ઉભયે ત્યા આવી પરસ્પર દર્શનનો લાભ લેવાની ગોઠવણ કરવામા આવી શાહજીરાજા નજીક આવી પહોચ્યાના સમાચાર મળતા મહારાજે પોતાનુ લશ્કર, હાથી, ઘોડેસ્વાર, કારકુન વગેરે સહિત સરનોબતને તેમનો આદરસત્કાર કરવા માટે સામૈયુ લઇ સામો મોકલ્યો અને પોતે જેજુરી જઇ તેમના આગમનની વાટ જોવા લાગ્યા સામૈયા માટે ગયેલા મનુષ્યોસહિત તેમની સ્વારી વાજતેગાજતે દેવળમા આવી પહોચી શાહજીરાજાએ યથાવિધિ દેવનુ પૂજનાર્ચન કર્યા પછી જીજાબાઇ, શિવાજીમહારાજ અને તેમની બે સ્ત્રીઓની વિધિપૂર્વક ભેટ લીધી એ વિધિ કરતી વખતે કાસાની એક મોટી થાળીમા ઘી રેડયુ હતું તે ઘીમા શાહજીરાજાએ એકીવખતે ચારેના મુખ અવલોકન કર્યાં એ વિધિ થઇ રહ્યા પછી શિવાજીમહારાજે ગદ્‌ગદ્ કઠે હર્ષના અશ્રુસહિત પરમપ્રિય પિતાના ચરણમા મસ્તક નમાવ્યુ રાજાનુ હૈયુ હર્ષથી ભરાઇ આવ્યું.

તેમણે પુત્રનું મસ્તક ઉચકી લઇ પ્રેમાલિંગન કર્યું એ સમયે બન્નેના નેત્રમા પ્રેમાશ્રુ ઉભરાઇ જતા હતા સર્વ કુટુબીજનો સાથે સ્નેહસભાષણ કર્યા પછી શાહજીરાજાને પાલખીમા બેસાડી, શિવાજીમહારાજે તેમના પગના જોડા પોતાન હાથમા લઇ મર્યાદાપૂર્વક તેમની પાલખી સાથે ચાલવા માડયુ એ પ્રમાણે અત્યત આદર સાથે તેમને તબુમા લાવી ઉચ્ચ ગાદીપર બેસાડયા અને મહારાજ તેમના પગના જોડા પોતાના હાથમા લઇ મર્યાદાપૂર્વક તેમના સામા ઉભા રહ્યા પછી અતિ નમ્રતાપૂર્વક બોલ્યા કે, આપની આજ્ઞા ભગ કરી "વિજાપુરસરકાર સાથે વૈર કરવાથી આપને ઘણો ક્લેશ સહન કરવો પડયો, એ અતિશય અનુચિત કહેવાય પુત્રના કર્તવ્યથી પિતાને પ્રાણ-સંકટ પ્રાપ્ત થાય, એ ખરેખર ખેદજનક હોવાથી મને ઘણી દિલગીરી થાય છે મારાથી મોટો અપરાધ થયો છે મહારાજની ઇચ્છામા આવે તેવી મને શિક્ષા કરો " શિવાજીમહારાજની નમ્ર પ્રાર્થના સાભળી શાહજીરાજાનુ હૃદય ભરાઇ આવ્યુ, ગદ્‌ગદ્ કઠ થયા, નેત્રમાથી અશ્રુની ધારા વહેવા લાગી મહારાજાએ પુન પુત્રને આલિગન કરી વિશેષ આગ્રહપૂર્વક પોતાની સાથે બેસાડયા અને તેમની અનેક પ્રકારે પ્રશસા કરતા કહ્યુ કે—"તેં સીસોદિયાના ક્ષત્રિય કુલમા ઉત્પન્ન થઇ, એ કુળને અનુરૂપ થઇ પડે એવુ અપ્રતિમ પરાક્રમ કર્યું છે. હિદુપ્રજાને યવનોની ક્લેશપ્રદ સત્તામાથી મુક્ત કરી સ્વરાજ્ય સ્થાપવા અને સ્વધર્મનુ રક્ષણ કરવા માટે તે ભગીરથ પ્રયત્ન કરી યશ પ્રાપ્ત કર્યો છે, એ જોઇ મને અતિશય સતોષ અને ધન્યતા જણાય છે મારા પિતાને સ્વપ્ન થયુ હતુ કે, " તમારા કુળમા એક શકકર્તા પુરુષ ઉત્પન્ન થશે અને તે યવનોના ત્રાસમાથી હિદુપ્રજાનુ અને હિદુધર્મનુ રક્ષણ કરશે " તે તારા અલૌકિક કર્તવ્યથી સર્વને એ સ્વપ્નની સત્યતા બતાવી આપી છે તારા શૌર્યવીર્યાદિ અનુપમ ગુણોવડે અમારા કુળનો પુન ભાગ્યોદય થયો છે મારે ઘેર તારા જેવો પ્રતાપશાળી પુત્ર ઉત્પન્ન થવાથી હુ ત્રૈલોક્યમા ધન્ય કહેવાયો છુ " પ્રિય પિતાનુ સ્તુતિજનક અને પ્રોત્સાહજનક સભાષણ સાભળી શિવાજીમહારાજે પુન તેમના ચરણમા પોતાનુ મસ્તક નમાવ્યુ અને બે હાથ જોડી વિનયપૂર્વક કહ્યુ કે—" મારે હાથે જે કાંઈ યત્કિંચિત્ સેવા થઇ છે, તે સર્વ મહારાજના ચરણનાજ પુણ્યપ્રતાપ છે આપનો શુભ આશીર્વાદ મળ્યો હતો, તેથીજ મને મારા કાર્યમા થોડાઘણો યશ પ્રાપ્ત થયો છે."

મહાપ્રતાપી પિતાપુત્રનો સ્નેહ-સવાદ સમાપ્ત થયા પછી મહારાજે ત્યા હાજર રહેલા પોતાના સર્વ સરદાર તથા કાર્યભારીઓની મુલાકાત કરાવી ત્યાર પછી શિવાજીમહારાજે અતિ સન્માન અને આદરવડે સાવકી-માતા તુકાબાઇના દર્શન કર્યા; સાવકા-બધુ વ્યકોજીને પણ તેમણે ઘણા સ્નેહથી આલિગન કર્યું મહારાજે શાહજીરાજા સાથે આવેલા સરદારોની અને કાર્યભારીઓની મુલાકાત લીધી. સર્વની મુલાકાત લીધાથી તેમના હૃદયમા સ્નેહરસ ઉભરાઇ જવા લાગ્યો મહારાજની નિ:સીમ અને અલૌકિક પિતૃભક્તિ જોઇ સર્વને અત્યત આશ્ચર્ય લાગ્યુ સર્વે તેમની અતિશય વખાણ કરવા લાગ્યા એ આનદોત્સવનિમિત્તે મહારાજે તે સમયે ઘણું દાનધર્મ કર્યું, બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવ્યાં, 'રંક' જનોને

વસ્ત્રાદિ આપી સંતોષ પમાડયા અને અહિંથી સર્વ જનસમાજ પુને જવા નીકળ્યો.

શાહજીરાજાએ પુનામા બે મહિના નિવાસ કર્યો મહારાજે રાજાનુ અને તેમની સાથે આવેલા નાનામોટા સર્વ અતિથિઓનુ પ્રેમપૂર્વક આદરાતિથ્ય કર્યું અને અનેક પ્રકારે પરોણાચાકરી કરી મહારાજે સર્વદા તેમની સેવામા તત્પર રહી કોઈ પણ પ્રકારની ઉણપ પડવા દીધી નહિ મહારાજે સ્વરાજ્યસ્થાપનાનો આરંભ કર્યો ત્યારથી બનેલા સર્વ બનાવોનુ વર્ણન શાહજીરાજાને કહી સંભળાવ્યુ શાહજીરાજાના નામથીજ અને તેમની આજ્ઞાથીજ નિત્ય સર્વ રાજ્યવહિવટ ચાલતો. પુત્રનુ એ વર્તન જોઇ શાહજીરાજાને અતિશય સંતોષ થયો પોતાનો શૂરવીર, પરાક્રમી અને બુદ્ધિમાન પુત્ર તેમની સાથે અતિ નમ્રતાપૂર્વક વર્તતો જોઇને અને અર્ધા શુકને કાર્ય કરવા સદા તત્પર રહેલો જોઇને રાજાને કેટલો આનંદ અને ધન્યતા જણાઇ હશે ! મહારાજે પોતાની સર્વ ધનસંપત્તિ શાહજીરાજાને બતાવી. તે જોતાજ તેઓ દંગ થઇ ગયા ! થોડા સમયમા એક સાર્વભૌમ નૃપતિને છાજે એવી સંપત્તિ મેળવવા માટે પિતાએ પુત્રને શાબાશી આપી

કર્ણાટકમાથી મહારાષ્ટ્રમા આવતી વખતે શાહજીરાજા કેટલીક ઉત્કૃષ્ટ તલવારે લાવ્યા હતા, તે શિવાજીમહારાજને આપી અને તેમના અપ્રતિમ પરાક્રમથી પોતાને પરમ સંતોષ થવાના સ્મરણચિન્હતરીકે રાજાએ પોતાના હાથમાની એક કિંમતી તલવાર તેમને ભેટ આપી મહારાજે એ તલવાર પરમ પૂજ્યબુદ્ધિથી સ્વીકારી, તેને પોતાના પ્રિય અને મહાપ્રતાપી પિતાની યશસ્વી તલવાર જાણી તેનું નામ “ તુલજા ” રાખ્યુ, અને તેને ભવાની તલવાર પાસે નિત્ય પૂજા કરવાના સ્થાનમા મૂકી

શિવાજીમહારાજ નિત્ય પોતાના પૂજ્ય પિતાની સેવામાજ નિમગ્ન રહેતા હતા. એ સમયે તેમણે કોઇ પ્રકારના રાજદ્વારી કાર્યમા કે કોઇ સ્વારીમા ચિત્ત રાખ્યુ નહોતુ પિતાના એકાદ સામાન્ય સેવકની પેઠે તેઓ તેમની સેવામા સર્વદા તત્પર રહેતા પિતાનીજ સેવા કરીને સંતોષ પામતા નહિ, પણ સાવકી માતા તુકાબાઇની સેવા પણ વિશેષ આદરપૂર્વક કરતા માતા જીજાબાઇ સાથે તેઓ જેવુ પ્રેમસભાષણ અને આદરશીલ વર્તન રાખતા, તેવુજ સદ્વર્તન તુકાબાઇ માતા સાથે પણ રાખતા હતા. તેમની સેવામા હુશિયાર અને બુદ્ધિમાન નોકરો રાખી તેમને સર્વ અનુકૂળતા કરી આપતા હતા તેમને અને બંધુ વ્યંકોજીને અગત્યની વસ્તુઓ તત્કાળ મળવાની સુવ્યવસ્થા હતી કે કેમ, તેની પણ મહારાજ નિત્ય તપાસ રાખતા હતા; અને તુકાબાઇ પાસે પોતે વારવાર જઇ તેમની સન્મુખ હાથ જોડી ઉભા રહેતા તથા કંઇ આજ્ઞા હોય તો તે વિદિત કરવાની પ્રાર્થના કરતા

મહારાજે શાહજીરાજાને સવિનય વિનતિ કરી કે –‘મહારાજાએ થોડો શ્રમ લઇ મુખ્ય મુખ્ય કિલ્લાની વ્યવસ્થા મે કેવે પ્રકારે રાખી છે, તે પ્રત્યક્ષ જોવી ’ તે પરથી રાજા કેટલાક કિલ્લા જોવા ગયા મહારાજે તેમની સાથે જઇ પ્રત્યેક કિલ્લાની વ્યવસ્થા બતાવી અને તે કિલ્લા શી રીતે પ્રાપ્ત થયા, તેનું વર્ણન કહી સંભળાવ્યુ કેટલાક નવા કિલ્લા બંધાવ્યા હતા, તેની રચના કયા પ્રકારે-

કરી હતી તે પણ બતાવ્યુ પ્રત્યેક સ્થળની વ્યવસ્થા જોઇ રાજાએ જે જે સૂચના કરી તે મહારાજે ચિત્ત દઇને સાભળી લીધી. રાજાને પ્રતાપગઢ ઉપર લઇ જઇ મહારાજે તેમને તે કિલ્લો, ભવાનીનુ દેવાલય અને જે બુરજ પાસે અફઝુલખાનનો વધ કર્યો હતો તે સ્થળ બતાવ્યુ તે સમયે કેવી યુક્તિ રચી હતી, તેનુ સવિસ્તર વર્ણન કહી સભળાવ્યુ કિલ્લાની વ્યવસ્થા જોતી વખતે મહારાજે રાજા સાથે પ્રત્યેક કિલ્લેદાર, સરદાર અને કારકુનોની મુલાકાત કરાવી છેવટે પન્હાળગઢપર ગયા. પછી શાહજીરાજાએ મહારાજને કર્ણાટક જવાનો વિચાર જણાવ્યો, તે સાભળતાજ મહારાજને ઘણી દિલગીરી થઈ મહારાજની ઈચ્છા હતી કે, તેમણે મહારાષ્ટ્રમા નિવાસ કરી સપાદન કરેલા સ્વરાજ્યની વ્યવસ્થા કરવી, પરતુ શાહજીરાજાએ કહ્યુ કે –"હુ તમારી માયામા ગુથાઇને અત્રે રહીશ તો કર્ણાટકમા સપાદન કરેલી મારી સર્વ સપત્તિ વિનાકારણ યવનોના હાથમા જશે વળી હુ કર્ણાટકની જાગીર સભાળી ત્યાજ નિવાસ કરીશ તો તમારા ભવિષ્યના કાર્યને અનેક પ્રકારે સહાયભૂત થઇશ સર્વ ભારતભૂમિપર આક્રમણ કરવાનો અને યવનોને સ્વદેશમાથી હાકી કઢાડવાનો તમારો દઢ સકલ્પ પરિપૂર્ણ થવાનો વિશેષ સભવ છે " પિતાનુ યુક્તપુરસર સભાષણ સાભળી મહારાજે તેમને રહેવાનો આગ્રહ કર્યો નહિ અને તેમને કર્ણાટક વિદાય કરવાની તૈયારી કરવામા ગુથાયા રાજા સાથે આવેલા સર્વ અતિથિઓને તેમણે પન્હાળગઢપર મોટા ઠાઠમાઠથી મિજબાની આપી જૂદે જૂદે સ્થળેથી ગુણીજનોને બોલાવી તેમની પાસે આનદોત્સવ કરાવ્યો. તેઓને તેમના ગુણ પ્રમાણે ઝવેરાત, વગેરે ઈનામ આપ્યા તેઓના મુખ્ય કારભારી ત્ર્યબક નારાયણ હનમતેને કિમતી પોષાક, ઝવેરાત અને ઢાલતલવારની બક્ષિસ આપી શાહજીરાજા, તુકાબાઇ અને વ્યકોજીને પણ સ્મરણચિન્હતરીકે નાનાપ્રકારની સુદર વસ્તુઓ ભેટ આપી, તે ઉપરાત તેમને જોઇતી અન્ય સામગ્રી આપી સતુષ્ટ કર્યા તેમને ઝવેરાત, હાથી, ઘોડા, વસ્ત્રો વગેરે પુષ્કળ આપ્યુ, તેમજ માર્ગમા ખર્ચવા માટે પૂરતુ દ્રવ્ય અને સરસામાન પણ આપ્યો

શાહજીરાજા કર્ણાટક જવા તૈયાર થયા, તે સમયે પરમ યોગ્ય પિતા–પુત્રના હૃદય ભરાઇ આવ્યા મહારાજને અતિશય દિલગીરી ઉત્પન થઇ યવનોની તાબેદારીમા કેટલા ક્લેશ અને સકટો સહન કરવા પડે છે, તે વારવાર નજરે જોઇ શકાતા હોવાથી મહારાજને તેનો ત્યાગ કરવામાજ વાસ્તવિક સુખ જણાતુ હતુ. પ્રતાપી પિતાએ હમેશા યવનોની તાબેદારી સ્વીકારી રહેવુ, એ તેમને અતકરણપૂર્વક પસદ નહોતુ, પરતુ એવી તાબેદારી સ્વીકારવાનો હેતુ સ્પષ્ટરીતે સમજાયા પછી મહારાજ નિરુત્તર થયા હતા પિતા વૃદ્ધાવસ્થામા પણ યવનોના તાબામા રહે, એ તેમને ખેદજનક લાગ્યુ; પરતુ તેમનીઇચ્છા પ્રમાણે તેમને કર્ણાટક મોકલવાની તૈયારી કરવા માડી. શાહજી રાજાએ પ્રયાણ કર્યું, તે વખતે શિવાજીમહારાજે તેમની પાસેના નોકરોને વારવાર વિનતિપૂર્વક કહ્યુ કે –"મહારાજા વયોવૃદ્ધ થયા છે, તેમને તમારા જીવની પેઠે સભાળજો. તેમની બરોબર સેવાચાકરી કરજો. તેમના દર્શન માટે હુ સત્વર આવવાનો છુ, તે વખતે તમને સેવાચાકરી માટે યોગ્ય ઇનામ આપીશ."

કહેવામા આવે છે કે, શિવાજીમહારાજે એ સમયે પિતાસમક્ષ પ્રતિજ્ઞા કરી હતી કે –' તેઓના જીવનપર્યંત વિજાપુરસરકારના બાકી રહેલા પ્રાંતોમા ઉપદ્રવ કરીશ નહિ ' શાહજીરાજાએ વિજાપુર જઇ બાદશાહ સાથે મુલાકાત લીધી શિવાજીમહારાજ તરફથી પોતાને મળેલા હાથી, ઘોડા અને ઝવેરાત, શિવાજીમહારાજે બાદશાહને મોકલેલુ નજરાણુ જણાવી, તેમને સમર્પણ કર્યું અને હુઝુરે સોંપેલુ કાર્ય ફતેહ થયુ છે, એમ જણાવી તેમની રજા લઇ મહારાજ કર્ણાટક ચાલ્યા ગયા.

એ પછી શાહજીરાજા પોતાના પ્રિય અને સુશીલ પુત્રના બીજા પરાક્રમ અને કીર્તિગાથા સાભળવા, ઘણા દિવસપર્યંત જીવ્યા નહોતા એજ તેમની છેલ્લી ભેટ થઇ હતી મહારાજથી કર્ણાટક ગયા પછી બે વર્ષે તેમનુ અવસાન થયુ તેમનુ મૃત્યુ એકાએક કેવી રીતે થયુ, તેસબધી વૃત્તાત પાછળ બીજા પ્રકરણમા લખવામાં આવ્યુ છે પિતાના મૃત્યુ–સમાચાર સાભળી શિવાજીમહારાજ શોકસાગરમા નિમગ્ન થયા ' તેમના મુખમાથી શોકોદ્‌ગાર નીકળ્યા કે –" આજપર્યંત મારા માથાપર શિરછત્ર પિતા હોવાથી તેમની હિમતેજ મે યવનો સાથે વૈર કર્યું હતું તેઓ આ લોક ત્યજી જવાથી હું કેવળ નિરાધાર થઇ પડયો છુ મારા પરાક્રમ સાભળતા જેને ખરૂ અભિમાન અને સતોષ થતો અને જેના મુખથી ગૌરવપૂર્ણ શબ્દો સાભળતા મારા હૃદયમા આનદ, ઉત્સાહ અને ધન્યતા થતી, તેજ મારા પરમપ્રિય પિતા મારો ત્યાગ કરી ગયા " શિવાજીમહારાજને અતિશય ખેદ થયો તેમના નેત્રમાથી ચોધાર આસુ નીકળવા માડ્યા, છાતી ભરાઇ આવી જીજાબાઇને પણ અત્યત શોક થયો તેમણે સતી થવાની તૈયારી કરી એ જોઇ મહારાજને આકાશપાતાળ એક થયલા જણાયા પિતા ગયા અને માતુશ્રી પણ જશે, એ જોઇ તેમના હૃદયમા અતિશય દુ ખ ઉત્પન્ન થયુ માતાના ચરણ આગળ બેસી મહારાજે તેમને અનેક પ્રકારે સમજાવ્યા, તેમ છતા સાધ્વી જીજાબાઇ પોતાના નિશ્ચયમાથી ડગ્યા નહિ, ત્યારે મહારાજે તેમના બન્ને ચરણ પકડી નાના બાળકની પેઠે રડવા માડયુ કેમે કરીને માતાના ચરણ છોડ્યા નહિ મહારાજનુ કલ્પાત જોઇ મોરોપત, નિરાજીપત, દત્તાજીપત વગેરે કારભારીઓ પાસેજ ઉભા હતા, તેમણે બે હાથ જોડી માતુશ્રીને વિનતિ કરી કે –" આપના અગ્નિપ્રવેશ કર્યા પછી મહારાજ જીવશે નહિ તેમણે સ્વબાહુબળવડે સપાદન કરેલુ રાજ્ય આજેજ લય પામવાનો પ્રસગ આવ્યો છે. શિવાજીમહારાજ અને શાહજીરાજાનુ નામ યશસ્વી કરે, એવુ બીજુ કોઇ પાછળ રહ્યુ નથી એ સર્વ વિચારી મહારાજને આપન ખોળામા લ્યો, તેમને ધૈર્ય આપો, આપના હૃદયને મજબૂત કરો વિરહ–શોક કરીને સતી થવાથી આપને જગતમા વશક્ષય કરવાનુ કલક પ્રાપ્ત થશે " સર્વ મનુષ્યોએ અનેકરીતે જીજાબાઇને સાન્ત્વન કરવાથી માત્ર પુત્ર–પ્રેમને ખાતરજ તેમણે સતી થવાનો વિચાર બધ રાખ્યો.

મહારાજે શિરછત્ર પિતાની ઉત્તરક્રિયા કરી લાખો રૂપિયાનુ દાન–ધર્મ કર્યું. શાહજીરાજાનુ મૃત્યુ થયુ તે બદેકીર ગામમા પુષ્કળ પૈસા ખર્ચીને પિતાના સ્મરણચિન્હમાટે છત્રી બધાવી, નિયમિત પૂજનાર્ચન થવામાટે નોકરો રાખી, વિજાપુરસરકાર પાસેથી ગામ મેળવી તેની ઉપજ ખર્ચમા વાપરવાની વ્યવસ્થા કરી.



# प्रकरण १५मुं–दरियाइ काफलो अने समुद्रना किल्ला

કોંકણપટ્ટી સ્વાધીન કર્યા પછી તે પ્રાંત નિર્ભયપણે પોતાના તાબામાં રાખવા માટે શિવાજીમહારાજે ત્યાં ઉપદ્રવ કરનારા ઘણાખરા બળવાખોર–બહારવટિયાનો ઉચ્છેદ કરી તેમને પોતાને તાબે કર્યા, પરંતુ એક યવન સરદારને તેઓ અદ્યાપિપર્યંત તાબે કરી શક્યા નહોતા જંજીરાના સીદી સાથે અનેક વખત યુદ્ધ કરી મહારાજે તેનો ઘણો પ્રાંત હસ્તગત કર્યો હતો; ત્યાં નવા કિલ્લા બાંધી પોતાના થાણા બેસાડ્યા હતા, પરંતુ જંજીરાનો કિલ્લો ઘણો મજબૂત હોવા સાથે સીદી પાસે સામરિક–નૌકાબળ હોવાથી તે મહારાજના તાબામાં આવતો નહોતો તેના લશ્કરી વહાણો હમેશાં સમુદ્રમાં ફરતા હોવાથી લાગ ફાવે તે વખતે તે મહારાજના તાબાના કિનારાપરના ગામોમાં જઈ વારવાર તેમને ત્રાસ આપતો હતો, તેના કિનારાપર રહીને તેના કિલ્લામાં અન્ન, વસ્ત્ર વગેરે સામગ્રી જતી બંધ કરી તેનાપર ગમે તેટલા દિવસ તોપોનો મારો ચલાવવામાં આવતો તોપણ તે કોઇને ગાંઠતો નહોતો લશ્કરી વહાણોની સહાયતાથી વેગળેના બંદરોમાંથી જોઇતી સામગ્રી લાવી શકાય તેમ હતું, તેથી ગમે તેટલા દિવસસુધી કિલ્લો ટકાવી રાખવાનું તેનામાં સામર્થ્ય હતું જંજીરા તાબામાં આવ્યા સિવાય સીદીનો કિનારાપરનો ઉપદ્રવ નિર્મૂળ થશે નહિ, એમ જાણી મહારાજે વિચાર્યું કે –"સીદીના બળનો સર્વ આધાર માત્ર તેના સામરિક –વહાણોપરજ છે, તેથી આપણી પાસે પણ તેવાજ વહાણો હોવા જોઇએ, તેમ થવાથી આપણે તેની સાથે જળમાર્ગે યુદ્ધ કરવા શક્તિમાન થઈશું જંજીરા સ્વાભાવિકરીતેજ તાબે કરી શકાશે અને તેના વહાણો આપણા પ્રાંતમાં ઉપદ્રવ કરવા આવતાજ આપણા વહાણોની સહાયતાવડે તેમને પાછા નસાડી શકાશે. તેમજ સમુદ્રમાર્ગે ચાલતા વેપારથી સીદી આજે વિપુલ સંપત્તિવાન થયો છે, તેને આપણા વહાણોની સહાયતાથી વશ કરી શકાશે વ્યાપારીઓના વહાણો લૂંટી સીદી પુષ્કળ સંપત્તિ તથા નવા મનુષ્યો અને નવા વહાણો મેળવી શકે છે, તેથી એવા પ્રબળ શત્રુ સાથે યુદ્ધ કરવા માટે આપણે પણ તેના જેવાજ વહાણો રાખવા જોઇએ "

મહારાજે સામરિક વહાણો તૈયાર કરવા માટે દૂર દેશોમાંથી કારિગરો તેડાવ્યા અને નાનામોટાં ચારસો પાંચસો વહાણો તૈયાર કરાવ્યાં. વહાણોના આકાર

પ્રમાણે તેમના નામ પાડ્યા, જેમકે—ફત્તેહમારી, નાની ફત્તેહમારી, જહાજ, નૌકા—જોડ, હોડી, મહાગિરિ, પડાઉ, મછવા, તરાપા ઇત્યાદિ એ વહાણો તૈયાર કરાવતા આશરે દશ લક્ષ રૂપિયા ખર્ચ થયો હતો તેના ઉપર તોપો વિગેરે લડાયક સામાન ચઢાવી સજ્જ કર્યાં અને વહાણમા રહીને યુદ્ધ કરનાર પુષ્કળ મનુષ્યો કેળવી તૈયાર કર્યાં કોળી, ચાચે[1] ખારવા વગેરે જે લોકો વહાણ ચલાવવાની કળામા પ્રવીણ હતા અને જેઓ પશ્ચિમ કિનારાના સંપૂર્ણ ભોમિયા હતા, તેમને જ્યા ત્યાથી બોલાવી મંગાવી પોતાના વહાણોપર નોકર રાખ્યા માયનાયક[2] ભંડારી અને દરિયાસારંગ નામક બે સરદારોને મહારાજે પોતાના વહાણોના સેનાધિપતિ બનાવ્યા પાછળથી કેટલાક મુસલમાન ખલાસીઓને પણ તેમણે પોતાના વહાણપર નોકરીએ રાખેલા હતા હબસીઓના સીદીપર નારાજ થઇ મીઆં અને દૌલતખાન નામના બે સરદાર પણ મહારાજના વહાણોપર નોકરીએ રહ્યા હતા

સામરિક—વહાણો તૈયાર થઇ સમુદ્રમા પ્રત્યેક સ્થળે પ્રવાસ કરવા લાગ્યા સરદારોએ મોગલાઇ, ફિરંગી, વલંદા, ફ્રેંચ અને અંગ્રેજ વહાણવટીઓપર હુમલા કરી તેમને લૂટવા માડ્યા તેમ થવાથી મહારાજને નાનાપ્રકારની પુષ્કળ વસ્તુઓ મળવા લાગી અને વહાણોનો ઘણો ખર્ચ બારોબાર વસુલ થવા લાગ્યો. હબસીઓને સખ્ત બીક લાગી તેઓ પોતાને અત્યારસુધી સમુદ્રના રાજા કહેવડાવતા હતા, તેમનો હવે જબરદસ્ત રિપુ ઉત્પન્ન થયો તેમના અને મહારાજના વહાણો વચ્ચે વારંવાર ચકમક ઝરવા લાગી ફિરંગી, અંગ્રેજ વગેરે વ્યાપારીઓને તેમની બીક લાગવાથી, પોતાના વહાણો સમુદ્રમાથી સુરક્ષિતપણે આવ—જા કરે તે માટે તેઓ મહારાજને વાર્ષિક ખંડણી ભરવા લાગ્યા મહારાજની સત્તા ધીમે ધીમે પશ્ચિમ સમુદ્રમા પ્રસરવા લાગી અને સીદીનુ મહત્ત્વ ધીમે ધીમે ઓછુ થવા લાગ્યુ

પોતાના વહાણોને થોભવાનુ એક ચોક્કસ સ્થાન નિર્માણ કરવાના હેતુથી મહારાજે પોતાના સમુદ્ર—કિનારાપરના કેટલાક કિલ્લા દુરસ્ત કરાવવાનો વિચાર કર્યો કોલાબાનો કિલ્લો તાબામા લઇ, તેને દુરસ્ત કરાવી મજબૂત કર્યો અને ત્યા વહાણો થોભવાનુ મુખ્ય મથક બનાવ્યુ એ સ્થળે સર્વ સ્થળોના વહાણોની જડતી લેવામા આવતી હતી સુવર્ણદુર્ગ, વિજયદુર્ગ વગેરે કિલ્લા તેમણે દુરસ્ત કરાવી સુદૃઢ બનાવ્યા એ સર્વ કિલ્લાના આશ્રયવડે તેમણે પોતાના વહાણ હમેશા યુદ્ધ માટે તૈયાર રાખ્યા હતા વ્યાપારીના અને મક્કે હજ કરવા જનાર યાત્રાળુના વહાણોપર હુમલા કરી મહારાજના સરદારોએ લૂટ મેળવી હોય તેનો હિસાબ કોલાબાના

૧ આ ચાચે ઘણે ભાગે કોળી અને ભંડારી જાતના હોય છે અંગ્રેજ વગેરે વેપારીઓને આ લોકોનો ઘણોજ ધાક હતો પશ્ચિમ સમુદ્રના કિનારાપરના ગામડામા આ લોકોની વસ્તી ઘણું કરીને હોય છે

૨ માયનાયક એટલે જળપ્રદેશનો સરદાર 'માય' એ અરબી શબ્દ છે અને તેનો અર્થ 'પાણી' એવો થાય છે સારંગ એટલે કપ્તાન કિવા સરદાર કેટલાક કહે છે કે, દર્યાસારંગ મુસલમાન હતો, પણ બીજા કેટલાક કહે છે કે, તે હિંદુજ હતો (જુ. રાજવાડેકૃત ખંડ ૮ પૃ ૨ અને "તવારીખ-ઈ-શિવાજી જુઓ)

-કિલ્લા નજીકના મુખ્ય થાણામા આપવાની વ્યવસ્થા રાખી હતી

ફિરંગીઓએ જ્યારે જાણ્યુ કે, મહારાજના વહાણો આગળ આપણું કાંઇ ચાલશે નહિ અને વહાણો ફરતા બંધ કરવાં પડશે, ત્યારે તેમણે મહારાજ પાસે પોતાનો વકીલ મોકલી સ્નેહસબંધ બાંધવાનુ કહાવ્યુ તે પરથી મહારાજે તેમની પાસેથી પ્રતિવર્ષે અમુક તોપો, દારૂગોળો વગેરે ઇતર યુદ્ધસામગ્રી લેવાનું કરારનામુ લખાવી લીધુ અને તેમને ઉપદ્રવ કરવામા ન આવે, એવી વ્યવસ્થા કરી. મહારાજ તેમની પાસેથી પ્રતિવર્ષે નવુ કરારનામુ લખાવી લેતા હતા કહેવામા આવે છે કે, અગ્રેજો સાથે પણ મહારાજને એવુજ કરારનામુ થયુ હતુ

મહારાજે એ વહાણોપર આરોહણ કરી, કોઇ દિવસ ચઢાઇ કરી નહોતી એક વખત માત્ર વહાણમા બેસી બારસીલોર શહેર લૂટવા ગયા હતા અને જળમાર્ગેજ પાછા ફર્યા હતા એ પ્રવાસ ઘણો ત્રાસદાયક જણાયો હતો તેમને અને તેમના લશ્કરી માણસોને દરિયો લાગવાથી બધાને ઘણુ કષ્ટ ભોગવવુ પડયુ દરિયાના તોફાનમા સપડાતા કેવી આફત આવી પડે છે, તેનો નિયમ નથી જળનો પ્રવાસ મનુષ્યની આજ્ઞાને આધીન નથી પવનની અનુકૂળતા કિંવા પ્રતિકૂળતા પ્રમાણે દરિયામા વત્તાઓછા દિવસો વ્યતીત થાય છે અપાર સમુદ્રમા અટકી પડવાથી રાજ્યની સ્થિતિ જાણવાનો માર્ગ બંધ થાય છે આ વગેરે અડચણો મહારાજના અનુભવમાં આવતા તેમણે પુન કદિપણ જળપ્રવાસ કર્યો નહોતો

રા ચિત્રગુપ્તેએ મહારાજના વહાણોની યાદી પ્રકટ કરી છે તે યાદી સત્ય માનવામા આવે તો તે આ પ્રમાણે છે—મોટી ફત્તેહમારી ૩૦, મોટા વહાણ ૧૦૦, મહાગિરિ ૧૫૦, નાની ફત્તેહમારી ૫૦, મોટી હોડી ૧૦, નાની હોડી ૧૫૦, તરાપા ૬૦, તણુ જેવી હોડી ૨૫, જોડકા હોડી ૧૫ અને મછવા ૫૦ અગ્રેજ લોકોએ તેમના વહાણોની યાદી વખતોવખત નોધી રાખી છે તેપરથી જણાય છે કે, મહારાજના વહાણો જે સમયે કારવાર નજીક ગયા, તે સમયે તેમા ત્રીસથી એકસોપચાસ ટન વજનના એક સઢના ૮૫ વહાણ અને ત્રણ મોટા વહાણ હતાં. તે સમયના અગ્રેજોએજ લખ્યુ છે કે, મુબઇના અગ્રેજો, સીદી સાથે મિત્રભાવથી વર્તવા લાગ્યા તે વખતે તેમને બીક બતાવવાને મહારાજે મુબઇના બંદરની સન્મુખ ૧૬૦ લશ્કરી વહાણ ગોઠવ્યા હતા

આ પ્રમાણે દરિયાઇ કાફલો તૈયાર કરીને મોગલ, સીદી, ફિરંગી, અંગ્રેજ અને ડચ લોકોના પશ્ચિમકિનારા પાસેથી જનાર આવનાર વહાણોને ભય બતાવીનેજ મહારાજ અટકયા નહિ, પરંતુ તે લોકોની પેઠે પરદેશ સાથે સ્વતંત્રપણે વેપાર કરવાનો પણ તેમનો ઇરાદો હતો, એવુ તે સમયના સુરત, કારવાર વગેરે સ્થળનાઅંગ્રેજ વેપારીઓના લખાણપરથી સ્પષ્ટ જણાઇ આવે છે ઉત્તર કોકણના કિનારાપરનાં બંદરો તેમના હાથમા આવ્યા પછી તેમણે વેપાર શરૂ કર્યો હતો એમ લાગે છે. 'રાજાપુરમાં અફઝુલખાનના જે વહાણો તેમણે હસ્તગત કર્યા હતા, તેનો ઉપયોગ આજ કામમા થયો હતો સુરતના અગ્રેજ વેપારીઓ પાસે સને ૧૬૬૩નો એક એવો લેખ છે કે, અરબસ્તાનના પશ્ચિમકિનારાપરના મોકા બંદર સાથે વેપારકરવાને માટે

જતાપુર નામના બંદરમાં શિવાજીમહારાજ બે મોટા વહાણો તૈયાર કરાવતા હતા. ૧૬૬૫ની સાલનો આ વેપારીઓ પાસે એક એવો ઉલ્લેખ છે કે, મહારાજ દર વર્ષે પોતાના મોટા મોટા બંદરેથી બે ત્રણ વહાણોને ઇરાન, બસરા, મોકા વગેરે સ્થળોએ વેપારને માટે મોકલતા હતા સને ૧૬૬૯ ની સાલનો એવો ઉલ્લેખ છે કે, ચોખાથી ભરેલા મહારાજના કેટલાક વેપારી વહાણો કારવારના કિનારા પાસે વરસાદના તોફાનથી નાશ પામ્યા.[1]

એ વહાણો માત્ર સીદીના વહાણો સાથે યુદ્ધ કરી તેનો પરાજય કરવા માટેજ તૈયાર કરાવ્યા હતા અને તેમની સાથે સમુદ્રમાં અનેક વખત યુદ્ધ પણ થયાં હશે, પણ તેનું વર્ણન કોઇ સ્થળે જણાતું નથી સીદીનો જંજીરાકિલ્લો તાબે કરવાનો મહારાજનો ઉદ્દેશ હતો તે મોટે ભાગે પૂર્ણ થયા જેવુંજ હતું; પરંતુ આગળ જતાં તેણે વિજાપુરસરકારની તાબેદારી છોડી દઇ મોગલોનો આશ્રય લીધાથી તેને મોટી સહાયતા મળતાં અંતે મહારાજનો ઉદ્દેશ અપૂર્ણ રહ્યો. સીદીનો જંજીરાકિલ્લો તાબામાં આવતો નહિ હોવાથી તેનાજ જેવો એક જંજીરાકિલ્લો બાંધવાની ઇચ્છાથી, મહારાજે પોતાના તાબાના સમુદ્ર-કિનારાપર તપાસ કરી તેમ કરતાં એવા કિલ્લાને માટે માલવણનો કિનારો સગવડભરેલો જણાતાં ત્યાંજ તેમણે કિલ્લો બાંધવાનો નિશ્ચય કર્યો એ સ્થળે જંજીરા-કિલ્લો બાંધવાનો એક ઉદ્દેશ એ હતો કે, ગોવાના ફિરંગીઓ કંઇ ઉપદ્રવ કરે તો તેમને જેર કરવાનું સહેલું થઇ પડે, તેમજ વાડીના સાવંતો-ના કેટલાક વહાણો, વ્યાપારી લોકોના વહાણો લૂટતા હતા, તેથી જો સાવંતો કંઇ ઉપદ્રવ કરે તો તેમનાપર પણ દાબ બેસાડી શકાય

જળમાં કિલ્લો બાંધવાનો નિશ્ચય થયા પછી જે સ્થળે તે બાંધવાનો હતો, ત્યાંની જમીન કેવી હતી અને આસપાસનો જળવેગ કયી દિશામાં વિશેષ છે, તેની તપાસ કરવાનું કામ મહારાજે કોળી લોકોને સોંપ્યું તે લોકોએ જીવની દરકાર નહિ કરતાં ઘણી મહેનતે સર્વ પ્રકારની માહિતી મેળવી મહારાજે તેમને મોટાં ઇનામો આપ્યાં અને તેઓને પોતાના વહાણોપર ટંડેલની નોકરી આપી, તેમજ તેમને એક ગામનું વતન વંશપરંપરામાટે બક્ષિસ આપ્યું

કિલ્લો બાંધવાનું શુભ મુહૂર્ત જોઇ મહારાજે ગણપતિપૂજન અને સમુદ્રપૂજન કર્યું બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવ્યાં તેમણે સો હોનની દક્ષિણા, પંચપકવાન્ન, ફળ, સુવર્ણનું શ્રીફળ, વસ્ત્રો, મંડિલ અને ચાદર સમુદ્રમાં અર્પણ કરી વિધિ-પૂર્વક સમુદ્રપૂજન કર્યાં પછી કિલ્લો બાંધવાનું કામ શરૂ કર્યું પાંચસો સલાટ અને બસો લુહાર એકઠા કર્યા બસો ખાંડી લોખંડ ખરીદ કરી ટાંકણા, હથોડા, ગીરમીટ, કરવતી વગેરે હથિયારો તૈયાર કરાવ્યાં પથ્થરોને સ્વચ્છ સુંદર બનાવી તેપર ટાંકણાવડે કોતરકામ કરાવ્યું કિલ્લાનો પાયો મજબૂત બનાવવા માટે તે સ્થળે પાંચ ખાંડી સીસું રેડયું શ્રેષ્ઠ પ્રકારનો ચૂનો પકવવા માટે ભીલ, કામાઠી, કોળી વગેરે જાતિના હુશિયાર લોકોને બોલાવ્યા એ કાર્ય ઉપર એકંદરે ત્રણ

1. પ્રો. સરકાર કૃત બખર પૃ. ૩૩૯.

હજાર માણસો રોકવામા આવ્યા હતા, તેમને સર્વ સામગ્રીસહિત વહાણમા બેસાડી સમુદ્રમા લઇ ગયા એ સ્થળની આસપાસ મહારાજે તોપ, દારૂગોળા વગેરે લડાયક સામગ્રીસહિત પોતાના ઘણા બારકસો ગોઠવી દીધા હતા કિનારા-પર પાચહજાર માવળા સિપાઇઓનો પહેરો રાખ્યો હતો એ સમયે ગોવાના ફિરંગીઓ સાથે સધિ થયેલી હોવાથી કિલ્લાના કામને અડચણ કરવા જેટલી તેમનામા હિમત નહોતી, તેજ પ્રમાણે સાવતો પણ મહારાજના તાબેદાર હોવાથી તેમના તરફથી પણ કઇ વિઘ્ન આવે તેમ નહોતું મહારાજને માત્ર સીદીના અને મોગલોના વહાણનીજ બીક હતી, પરતુ કિલ્લો બધાવીને તૈયાર થતા સુધી તેમના તરફથી કઇ વિઘ્ન નડયુ નહિ એમ જણાય છે

સાભળવામા આવ્યુ છે કે, તે સ્થળે શિવાજીમહારાજે પોતાને હાથે કેટલાક દિવસ સુધી કામ કર્યું હતુ પ્રથમ શરૂઆતમા સર્વ કામ ઉપર તેમનીજ દેખરેખ હતી અને કિલ્લો કેવી રીતે બાધવો તથા પાણીમા પાકો પાયો ચણવા માટે કેવી યુક્તિ યોજવી, તે સબધી સઘળી કલ્પના મહારાજેજ દર્શાવી હતી કિલ્લાનો પાયો મજબૂત ચણાયા પછી ભીત ચણવાનુ કામ શરૂ થયુ, ત્યારે તે કામ ઉપર દેખરેખ રાખવાને મહારાજે ગોવિદ વિશ્વનાથ પ્રભુ નામક સુબેદારની નિમણુક કરી અને પોતે રાયગઢ ચાલ્યા ગયા એ કિલ્લાનુ કામ સપૂર્ણ થતા ત્રણ વરસ વીત્યા હતા કિલ્લાનુ કામ પરિપૂર્ણ થયા પછી મહારાજ તે ઇમારત જોવાને પન્હાળેથી બાવડીના ઘાટને માર્ગે માલવણ આવ્યા તેમણે શુભ મુહૂર્ત જોઇ શાસ્ત્રવિધિપૂર્વક કિલ્લામા પ્રવેશ કર્યો પાચહજાર બ્રાહ્મણોને ભોજન આપી તર્પણ કર્યું સર્વ જનસમૂહમા સાકર વહેચાવી કિલ્લામા પ્રવેશ કરતી વખતે વહાણો ઉપરથી તોપો ફોડી આનદ પ્રદર્શિત કર્યો સલાટ કારિગરોના મુકાદમને કિમતી વસ્ત્રો અને સુવર્ણના કડાની બક્ષિસ આપી એ કાર્ય માટે ગોવાની સરકારે સો કારીગરો મોકલ્યા હતા તેમના કાર્યની કદર કરતા મહારાજે કેપ્ટનને ઇનામમા જરીકસબી ભરેલા વસ્ત્રો અને સોનાના કડા આપ્યા ગોવિદ વિશ્વનાથ પ્રભુને શાબાશી આપી તેને ઝબ્બો, મડિલ, જરી કસબભરેલી ચાદર, મોતીના તોરણ, સોનાના કડા અને સુવર્ણની માળા તથા તલવારની બક્ષિસ આપી

એ નવા જજીરા-કિલ્લાનુ નામ મહારાજે સિધુદુર્ગ પાડયુ કહે છે કે, સિધુદુર્ગ બાધવામા એક કરોડ હોન ખર્ચાયા હતા એ કિલ્લાપર ત્રણ હજાર માવળા સિપાઇ અને તેમના ઉપર એક મામલતદાર નિમ્યો માવળા સિપાઇઓમા જેઓ હુશિયાર હતા, તેમને નાઇક, સરનાઇક અને તટસરનૌબતના હોદ્દા આપ્યા કિલ્લાની દિવાલપર પાણીનો વેગ અથડાય નહિ, તે માટે પાણીમા એક મોટો બુરજ બધાવી તેનુ નામ દરિયા-બુરજ પાડયુ [1] એ ઉપરાત અજનવેલી, રત્નાગિરિ, પદ્મદુર્ગ, સરજાકોટ, ગઢનદુર્ગ, ખાકેરી અને રાજકોટ નામક કિલ્લા મહારાજે

---

૧ એ કિલ્લામા એક સ્થળે મહારાજના પગલા ઉપસ્યા હતા, એમ માની તે સ્થળે એક દેવળ બધાવ્યુ છે, તેમા મહારાજની મૂર્તિ છે અને તેની નિત્ય પૂજા થાય છે. પૂજા કરનારને હમણા કોલ્હાપુરસરકાર તરફથી વર્ષાસન મળે છે.

બંધાવ્યા, એમ કહેવાય છે

નવો કિલ્લા બાંધવા છતાં સીદી ઉપર જોઇએ તેવો કરપ બેઠો નહિ મુંબઇના બંદર પાસેના મહારાજના તાબાના પ્રાંતોમાં સીદીએ ઘણો ત્રાસ વર્તાવ્યો તેને અંગ્રેજોની પણ થોડી ઘણી સહાયતા જણાયાથી મહારાજે મુંબઈ બેટથી બાર માઇલ વેગળે ખાદેરી અને ઉંદેરી નામના બે ખડકાળ બેટ કબજે લઇ તેમના ઉપર કિલ્લો બાંધવાનો સંકલ્પ કર્યો એ સંકલ્પ કયે પ્રકારે સિદ્ધ થયો તેનું વર્ણન આગળ એક સ્વતંત્ર પ્રકરણમાં લખવામાં આવશે[1]

લશ્કરી વહાણ તૈયાર કરીને અને જળમાં કિલ્લા બાંધીને સીદી, ફિરંગી, અંગ્રેજ, મોગલ અને મુસલમાનપર સંપૂર્ણ સત્તા બેસાડવાનો અને મુસલમાન તથા મોગલોની સત્તાપર ચારે બાજુથી વિપત્તિ નાખવાનો મહારાજનો સંકલ્પ હતો, તે તેમના અલ્પાયુષ્યને લીધે અપૂર્ણ રહ્યો સમુદ્રમાર્ગપર સંપૂર્ણ સત્તા જમાવીં સર્વ વ્યાપારની કુંચી પોતાના હાથમાં રાખવાનો તથા પોતાના તાબાના દેશમાં શત્રુઓ તરફથી કોઇ પણ પ્રકારનો ત્રાસ ન થાય, એવો મજબૂત બંદોબસ્ત કરવાનો મહારાજનો ઇરાદો હતો; પરંતુ તેમની પાછળ એ યોજના કોઇ પરિપૂર્ણ સમજી શક્યું નહિ તેથી બધા વહાણ ધીમે ધીમે નષ્ટ થઇ ગયાં



૧ અઠ્ઠાવીસમું પ્રકરણ જુઓ.



# प्रकरण १६ मुं—मोगलराज्यपर स्वारी अने शाहिस्तखानना चढाई

ઓરગઝેબ જ્યારે દક્ષિણનો સુબો હતો, ત્યારે મહાગજે તેના તાબાના જુન્નર, ઔરગાબાદ વગેરે પ્રાતોમા તોફાન કર્યું હતુ, પરતુ વિજાપુરસરકારની સાથે સલાહ કરીને જ્યારે ઓરગઝેબ યુદ્ધમાથી છૂટ્યો ત્યારે તેનો મોરચો પોતાના તરફ ફરશે, એવો ભય લાગવાથી મહારાજે પોતાના અપરાધોની ક્ષમા માગીને તેના તાબેદાર થઇ રહેવાની તેને લાલચ બનાવી હતી, પરતુ એટલામાજ શાહજહાનની માદગીના સમાચાર આવવાથી ઓરગઝેબ દિલ્હી જવાને નીકળ્યો તે વખતે શાહજીરાજાને પ્રથમ જે જાગીર મળી હતી, તેનો કેટલોક ભાગ મોગલોએ કબજે કરેલો હતો તે ભાગની મહારાજે તેની પાસે માગણી કરી અને આદિલશાહના તાબાનો કોકણ પ્રાત કબજે કરવાની પરવાની માગી. ઔરગઝેબે આ માગણીઓનો કઇ પણ સ્પષ્ટ જવાબ ન આપતા આબાજી સોનદેવને* પોતાના દરબારમા વકીલતરીકે મોકલવાનુ કહ્યુ પછી ઔરગઝેબે પોતાના બાપને કેદમા નાખીને તથા પોતાના ભાઇઓનો અને તેમના કુટુબનો નાશ કરીને દિલ્હીની ગાદી હાથ કરી લીધી આ સમયે ત્યા અનેક ખટપટો ઉભી થયેલી હોવાથી તે દક્ષિણ તરફ બરોબર ધ્યાન આપી શક્યો નહિ; પણ જ્યારે શિવાજીમહારાજે અફઝુલખાનનો વધ કર્યો અને વિજાપુરની સેનાનો સપૂર્ણ નાશ કર્યો એવા સમાચાર તેને મળ્યા ત્યારે તેણે શિવાજીમહારાજપર એક અભિનદનનો પત્ર લખ્યો હતો, એવુ કહેવાય છે, પરતુ તેજ સમયે આ દગાબાજ બાદશાહે આદિલશાહને પણ એક પત્ર લખ્યો હતો અને તેમા જણાવ્યુ હતુ કે—"શિવાજીની ખોડ બરોબર ભૂલાવી દેવામા આળસ કરશો નહિ" ઔરગઝેબે પોતાના રાજ્યારોહણનો પ્રથમ વાર્ષિક ઉત્સવ કર્યો તે વખતે તેનુ અભિનદન કરવાને માટે મહારાજે પોતાનો વકીલ તેના દરબારમા મોકલ્યો હતો અને સાથે સાથે પોતાની પૂર્વોક્ત માગણી પણ ફરીથી કરી હતી, તેનો તેણે એવો જવાબ આપ્યો કહેવાય છે કે, "ખુદાની મહેરબાનીથી મારા સઘળા શત્રુઓને જીતીને મે મારા મનોરથો સિદ્ધ કર્યા છે. મે શાહિસ્તખાનને દક્ષિણનો સુબો નિમેલો છે તે તમારી સર્વ માગણીઓની વ્યવસ્થા કરશે" એવુ કહેવાય છે કે, તેણે આ વખતે મહારાજને સન્માન-

સૂચક શિરપાવ પણ મોકલેલો હતો[1]

૧૬૫૯ ના જુલાઇ માસમા ઔરંગઝેબે શાહિસ્તખાનને દક્ષિણના સુબાતરીકે મોકલ્યો તેણે તેને ઘણુજ સન્માનસૂચક અમીર-ઉલ-ઉમરાવનો ખિતાબ આપ્યો આ શાહિસ્તખાન સરદાર ઔરંગઝેબનો મામો થતો હતો જ્યારે ઔરંગઝેબે ગોવળકોંડા ઉપર સવારી કરી હતી, ત્યારે એ સવારીમા તે એની સાથે હતો ત્યાર પછી તે માવળા પ્રાતનો સુબેદાર નિમાયો હતો વિજાપુરસરકારના જે પ્રાતો શિવાજીમહારાજે હસ્તગત કરેલા હતા, તે પ્રાતો તેમની પાસેથી જીતી લેવાનુ કાર્ય તેને સોપવામા આવ્યુ હતુ આ પ્રમાણે દિલ્હીની ગાદીપર પોતાની સત્તા કાયમ થઇ ન હતી ત્યાસુધી ઔરંગઝેબે શિવાજીમહારાજ સાથે સ્નેહભાવ બતાવીને દક્ષિણમાના પોતાના પ્રાતોમા તે કઇ તોફાન કરે નહિ, એવી તેણે યુક્તિ કરી હતી, ત્યારે બીજી તરફ વિજાપુરસરકારને પણ ઉત્તેજન આપીને મહારાજ સાથે યુદ્ધ કરવાને તૈયાર કરી અને તેજ સમયે પોતે પણ શાહિસ્તખાનને પ્રચડ સેના આપીને મહારાજની પર ચઢાઇ કરવાને મોકલ્યો વિજાપુરની સરકારે સીદી જોહાર-ને સલાબત ખાનનો ખિતાબ આપીને મહારાજ ઉપર મોકલ્યો અને બીજી તરફથી હબસીઓના સીદી અને વાડીના સાવતોને પણ મહારાજની વિરુદ્ધ ઉભા કર્યા. તેમની સાથે થયેલા યુદ્ધનુ વર્ણન પાછળ તેરમા પ્રકરણમા આવી ગયુ છે હવે શાહિસ્તખાનની સાથે થયેલા યુદ્ધનુ વર્ણન કરીશુ[2] આ પ્રસગે મહારાજને પ્રથમ હાર ખાવી પડી, એમા કઇજ શકા નથી તે એકજ સમયે બને બાજુથી પ્રબળ શત્રુવડે ઘેરાઇને પડયા હતા, વળી કોકણમા પણ હબસી અને સાવત પોતાનો લાગ તપાસીને બેસી રહ્યા હતા આ પ્રમાણે ચાર બળવાન શત્રુઓના હાથમાથ' એકદમ છટકી જવુ, એ કઇ સહેલુ નહોતુ

શાહિસ્તખાને દિલ્હીથી નીકળતા એવી પ્રતિજ્ઞા કરી હતી કે -"શિવાજી મહા-રાજને જોતજોતામા હરાવીને ધૂળભેગા કરી નાખીશ અને તેમણે જીતેલો સઘળો પ્રદેશ હસ્તગત કરીશ" એમ કહેવાય છે કે, શાહિસ્તખાનની પાસે તે વખતે પાચસો સાતસો હાથી, ચારપાચ હજાર ઉટ, દારૂગોળાથી ભરેલા ત્રણ હજાર ગાડા, બે હજાર ઘોડાની પોઠો, બત્રીસ કરોડનો ખજાનો અને એક લાખ માણસોનુ

[1] રાજવાડેકૃત ભાગ ૮

[2] શાહિસ્તખાનની સવારી ૧૬૬૨-૬૩ મા થઈ હતી, એવુ અમે પ્રથમ આવૃત્તિમા જણાવેલુ હતુ આ હકીકત અમે મરાઠી બખર અને ગ્રાટ ડફના આધારે લીધી હતી, અને તેને તેરમા પ્રકરણમા વર્ણન કરેલા વિજાપુરસરકાર સાથેના યુદ્ધથી અલગ રાખી હતી તથા મોગલોની આ સવારી પહેલા મહારાજના નૌકાસૈન્યની હકીકત લીધી હતી, તેજ પ્રમાણે ગાહજરાજા જોડે તેમની મુલાકાત આ પહેલા થઇ હતી, એવુ માન્યુ હતુ, પરતુ ઔરંગઝેબની કારકીર્દીના પ્રથમ દશ વરસનો ઇત્થભૂત ઇતિહાસ "આલમગીરનામા" નામની મોગલ દરબારની બખરમા છે એને આધારે પ્રો સરકાર અને ખાફીખાન જણાવે છે કે, શાહિસ્તખાન સને ૧૬૫૯ મા દક્ષિણમા આવ્યો અને સને ૧૬૬૦ મા શિવાજીપર ચઢાઈ કરી આ હકીકત ખરી માનવાનુ બીજું પણ એક કારણ છે 'જેધે ની શકાવલીમા - જે હકીકત આપવામા આવી છે, તેની સાથે આ બખરની હકીકત બરોબર મળતી આવે છે.

સૈન્ય હતું. જ્યારે જ્યારે આ પ્રચંડ સેના મુકામ કરતી હતી, ત્યારે ત્યારે તે બે યોજન લંબાઈ અને દોઢ યોજન પહોળાઇનો વિસ્તાર રોકતી હતી દિલ્હીથી દક્ષિણમા આવતા આ સૈન્યને ત્રણ માસ લાગ્યા હતા શાહિસ્તખાને પ્રથમ ઔરંગાબાદ જઇને સુબાની ગોઠવણ કરી અને વિજાપુરસરકારને શિવાજીમહારાજપર સવારી કરવાની સૂચના મોકલી વિજાપુરસરકારે તે સૂચના પ્રમાણે શિવાજી-મહારાજપર સવારી કરી હતી, તેનુ વર્ણન તેરમા પ્રકરણમા કરવામા આવ્યુ છે.

સને ૧૬૬૦ના જાનેવારી માસમા શાહિસ્તખાને પોતાનુ સૈન્ય લઇને મહારાજપર ચઢાઈ કરી તે અહમદનગરથી પુના પ્રાંતાના પૂર્વભાગપર ચઢી આવ્યો અને રસ્તામા જે જે કિલ્લા આવ્યા તે તે કબજે કરતો ગયો આ પ્રમાણે સોનવડી, સુપા, બારામતી વગેરે પ્રાંતો કબજે કરતા કરતા, તે નિરાનદીના પ્રદેશોમાથી હોળગાવને રસ્તે શિરવળ આવ્યો ત્યાથી થોડુંક સૈન્ય મોકલીને રાયગઢની આજુબાજુના ગામોનો તેણે નાશ કરાવ્યો પછી કુચ કરીને સાસવડમા આવી છાવણી નાખી પોતાનો મુકામ કર્યો એમ કહેવાય છે કે, ૯સદખેડનો જાધવરાવ આ વખતે શાહિસ્તખાનની સાથે હતો, તેને આ પ્રદેશની ઘણીજ સારી માહિતી હતી, તેથી તે શાહિસ્તખાનના ઘણા ઉપયોગમા આવ્યો સુપા પ્રાંત કબજે કરીને તે તેણે આ જાધવરાવના તાબામા સોંપ્યો જે જે કિલ્લા અને થાણા તેણે કબજે કર્યા તે ઉપર તેણે પોતાના માણસો મૂકી દીધા સાસવડમા મુકામ નાખ્યા પછી (તા ૧લી મે સન ૧૬૬૦) તેણે આજુબાજુનો પ્રદેશ જોવાને માટે માણસો મોકલ્યા, કારણ કે આ પ્રદેશનુ નિરીક્ષણ કર્યા બાદ એક પછી એક કિલ્લો લેવાનો સપાટો ચલાવવો, એવો તેનો વિચાર હતો

આવી પ્રચંડ સેનાની સામે યુદ્ધ કરવા કરતા શત્રુ જે જે થાણાપર ચઢી આવે ત્યાથી ખસી જવુ, એજ રસ્તો મહારાજના સૈનિકો માટે તત્કાળમા ઠીક હતો, પરંતુ તેની સાથે મોગલસૈન્યના પાછલા ભાગ ઉપર મહારાજના ઘોડેસ્વારો વારવાર હુમલા પણ કરતા અને તેમને દાણાપાણી મળવા દેતા નહિ, તથા તેમના ઘોડા અને જે કાઇ સરસામાન હાથ લાગે તે પડાવી લેતા હતા પછી શાહિસ્તખાને શિવાપુર અને કાત્રજનો ઘાટ હાથ કરવાને સૈન્ય મોકલ્યુ તે સૈન્યપર મહારાજના ત્રણ હજાર ઘોડેસ્વારોએ હુમલો કર્યો, પણ મોગલોની સંખ્યા ઘણીજ મોટી હોવાથી તેમનો પરાજય થયો ત્યાર પછી ખાને પુરંદર કિલ્લાની આજુબાજુનો પ્રદેશ અને ગામડા વેરાન કરવાને માણસો મોકલ્યા તેમનાપર મહારાજના ત્રણ હજાર સૈનિકોએ હુમલો કર્યો અને ઘોર સંગ્રામ થયો તેમા મોગલસેનાનો પરાભવ થવાની તૈયારી હતી, પણ એટલામા ખાનના તરફથી તેમને બીજા માણસોની મદદ આવી પહોચવાથી મહારાજના સૈન્યનો તેમના આગળ નિભાવ થયો નહિ અને એ લોકો પુરંદરના પહાડી પ્રદેશ તરફ નાસી છૂટ્યા શત્રુઓએ તેમની પૂંઠ પકડી એટલે કિલ્લાપરથી તેમનાપર તોપોના ગોળાનો વરસાદ વરસવા લાગ્યો આથી તે લોકોની પુષ્કળ ખરાબી થઈ; છતા પણ તેમણે ધૈર્ય ન છોડતા મહારાજના સૈન્યનો પરાભવ કર્યો. આ પછી શાહિસ્તખાને સાસવડથી પોતાનો મુકામ ઉપા-

ડ્યો અને પુના તરફ પોતાનો મોરચો ફેરવ્યો કશી પણ હરકત વગર તેણે પુનામાં પોતાનો મુકામ કર્યો (તા૦ ૯મી મે સને ૧૬૬૦) ચોમાસાના ચાર માસ ત્યાંજ ગાળવાનો તેણે નિર્ણય કર્યો હતો, પરંતુ મોગલસૈન્ય પુના પહોંચે તે પહેલાંજ મહારાજના માણસોએ તે શહેરના આજુબાજુના પ્રદેશમાથી દાણાપાણી વગેરેનો નાશ કરી દીધો હતો અને વસ્તીને પણ ઉજાડી દીધી હતી તે ઉપરાત દૂરના ગામોમાથી અનાજપાણી તેમને મળી શકે નહિ, એવી ગોઠવણ પણ તેમણે કરી હતી મોગલસત્તા તળેના પ્રદેશમાથી તો આ સમયે અનાજપાણી લાવી શકાય એમ હતુંજ નહિ, કારણ કે ચોમાસુ શરૂ થઇ ગયુ હતુ અને નદીનાળા પાણીથી ભરપૂર થઇ ગયા હતા આથી ખાનના સૈન્યના પૂરેપૂરા હાલહવાલ થવા લાગ્યા તેપરથી ખાને એવો વિચાર કર્યો કે, પુનાની ઉત્તરે અઢાર માઇલપર ચાકણ નામનો કિલ્લો છે, તે પોતે હસ્તગત કરવો, એટલે અહમદનગરથી દાણાપાણી વગેરે લાવવા-ની સગવડ બની શકશે

આવો નિર્ણય કરીને ખાને ભરચોમાસામા પોતાની જાતે ચાકણના કિલ્લાને ઘેરો ઘાલ્યો તેણે કિલ્લાની આજુબાજુ મોરચા બાંધી બીજા કિલ્લાઓમાથી આ-ણેલી મોટી મોટી તોપો તેનાપર ચઢાવી અને કિલ્લાપર તોપોનો મારો શરૂ કર્યો, પણ વરસાદની ઝડી સતત પડયા કરતી હોવાથી તેનો દારૂગોળો હવાઇ ગયો હતો કિલ્લાપરથી થતા તોપોના મારાથી તેના માણસો ટપોટપ પડવા લાગ્યા ખાન-ની ગણત્રી એવી હતી કે, આ કિલ્લો નાનો હોવાથી તે સહેજે પોતાના હાથમા આવશે એ કિલ્લાપર હવાલદાર ફીરંગોજી નરસાલા હતો તેણે ઘણાજ શૌર્યથી આ કિલ્લાનો બે માસ સુધી બચાવ કર્યો, મોગલસૈન્યે પણ પરાકાષ્ઠા કરી, પરંતુ એકે ઇલાજ સફળ થયો નહિ કિલ્લામાના લોકો રાત્રે એકાએક નીચે આવીને તેમના મોરચાપર હુમલો કરતા હતા, તેજ પ્રમાણે બહારથી મહારાજના ઘોડેસ્વારો પણ ખાનના સૈન્યપર છાપા મારીને તેની પુષ્કળ ખરાબી કરતા હતા તેમનું અદ્દભુત શૌર્ય અને હિંમત જોઇને ખાન આશ્ચર્યથી દિગ્મૂઢ થઈ ગયો, પરંતુ તેની પાસે પ્રચંડ સેના હોવાથી તેણે ધીરજ ખોઈ નહિ ઘેરો ઘાલ્યા પછી છપ્પનમે દિવસે સુરંગ લગાડીને ખાને કિલ્લાનો ઇશાન ખુણાનો બુરજ ઉડાવ્યો આથી કિલ્લામા મોટું બાકોરૂં પડયુ અને બુરજ ઉપર જેટલા માણસો હતા, તે સર્વનો નાશ થયો આ કિલ્લામા પડેલા ગાબડામાથી મોગલસૈન્ય અંદર દાખલ થવા લાગ્યુ તે વ-ખતે તે બહાદુર કિલ્લેદારે પોતાના બાકી રહેલા માણસો લઇને મોગલોના સૈન્યપર હલ્લો કર્યો આથી મોગલસૈન્ય કિલ્લામા દાખલ થઈ શકયુ નહિ આખી રાત ઘણાજ શૌર્યથી લઢીને ફિરંગોજીએ શત્રુને કિલ્લામા દાખલ થવા દીધા નહિ બીજે દિવસે નિરુપાય થવાથી ફિરંગોજી શત્રુના હાથમા આવ્યો અને કિલ્લામા મોગલ-સેના દાખલ થઇ[1] શાહિસ્તખાને તેનુ શૌર્ય જોઇને તેના ઘણાજ વખાણ કર્યાં

---

૧ ચાકણ કિલ્લાપર જે વખતે શત્રુનો આવો સખ્ત ઘેરો પડેલો હતો અને ઘોર સંગ્રામ ચાલતો હતો, તે વખતે મહારાજ પોતે પન્હાળાના કિલ્લામા સપડાઇ ગયા હતા તેથી તેઓ મદદ મોકલી શકયા નહિ. ફિરંગોજીને તેમણે કહેવરાવ્યુ હતુ કે, જ્યાસુધી બની શકે

અને ઘણુજ સન્માનપૂર્વક તેનો આદર–સત્કાર કરીને કહ્યુ કે –" જો તમે બાદશાહ-ના સૈન્યમા નોકરી સ્વીકારો તો તમને હુ વળી ઉંચી પદવીએ ચઢાવીશ " ખાનની આ લાલચમા ફિરંગોજી જરાપણ ફસાયા નહિ, પણ આથી ખાનને કશુ પણ ખોટુ લાગ્યુ નહિ અને ફિરંગોજીનુ ઘણુજ સન્માન કરી તેને મુક્ત કર્યો તે જ્યારે મહારાજ પાસે આવ્યો ત્યારે મહારાજે તેના શૌર્ય અને પ્રમાણિકના માટે તેનો ઘણોજ સત્કાર કરીને તેને ઇનામ આપ્યુ અને ભૂપાલગઢ ઉપર તેને કિલ્લેદાર બનાવ્યો [1]

એમ કહેવાય છે કે, પુનામા બાબાજીરામ અને હોનાપ્પા દેશપાંડે[2] નામના બે દેશમુખ હતા કંઇક કારણથી નારાજ થઇને આ લોકો બર્હાણપુર આગળ શાહિ-સ્તખાનને જઇ મળ્યા ચાકણનો કિલ્લો સર કર્યા પછી શાહિસ્તખાન પુનામા આવીને કેટલાક દિવસો સુધી સ્વસ્થ રહ્યો આ સમયે તેણે આ મરાઠા સરદારોને કેટલુક સૈન્ય આપીને મહારાજના તાબાનો ઉત્તર કોકણનો કંઇક ભાગ પોતાને કબજે લીધો આ વખતે કલ્યાણ અને ભિવંડી મોગલોએ હસ્તગત કર્યા ( ઇ૦ સ૦ ૧૬૬૧) આ સમાચાર સાભળીને મહારાજને એ સરદારો ઉપર ઘણોજ ગુસ્સો આવ્યો સભાજી નામનો તેમનો એક સગો મહારાજનો સરદાર હતો. ભરદરબારમા તેને મેણુ મારીને મહારાજ બોલ્યા કે –"તમારા એ બે સગાઓ અમારા આશ્રિત હોવા છતા અમારા શત્રુને જઇને મળી ગયા છે તેથી હવે તમારો પણ અમને ભરોસો પડતો નથી " આ મેણુ સભાજીથી સહન થયુ નહિ તેને ઘણોજ ગુસ્સો આવ્યો અને તે જઇને શાહિસ્તખાનને મળ્યો આ સભાજી યુવાન અને ઘણોજ બળવાન હતો જ્યારે તેણે શાહિસ્તખાનની પ્રથમ મુલાકાત લીધી ત્યારે પોતાના અંગબળની ખાત્રી કરી આપવાને માટે તેણે એક ઘોડાને ચાર પગે પકડીને ઉંચો કરી બતાવ્યો હતો તેનુ અદ્દભુત અંગબળ જોઇને ખાન ઘણોજ ખુશી થયો અને તેને પાચસો ઘોડેસ્વારોની સરદારી આપી પોતાના સૈન્યમા રાખ્યો પછી આ સભાજી માલકૂર નામના ગામમા મોગલો તરફથી થાણાબંદી કરીને રહ્યો હતો તે વખતે શિવાજીમહારાજે તેનાજ ગામનો એક નેતાજી કરીને સરદાર પોતાની પાસે હતો,

ત્યાસુધી કિલ્લાનો બચાવ કરજો અને જ્યારે કોઈ પણ ઉપાય રહે નહિ ત્યારેજ કિલ્લો શત્રુના હાથમા જવા દેજો

૧ શિ દિ મા જણાવે છે કે, આ કિલ્લેદાર પરાજય પામીને શિવાજીમહારાજ પાસે આવ્યો, ત્યારે મહારાજે ગુસ્સે થઈને તેને પોતાની નોકરીમાથી કાઢી મૂક્યો આથી તે શાહિસ્તખાનને જઇ મળ્યો તેણે તેને માલકુર ગામનો થાણેદાર બનાવ્યો, પરતુ મહા-રાજે પાછળથી નેતાજી પાલકરને મોકલીને તેને પોતાની પાસે બોલાવી લીધો, પરતુ આમા એ બખરકારની ભૂલ થયેલી છે જે સરદાર મોગલોને મળી ગયો હતો, તે તો સભાજી નામનો એક સરદાર હતો ફિરંગોજી ન હતો, એમ આગળના વર્ણનપરથી ધ્યાનમા આવી જશે.

૨ ચિટણીસ જણાવે છે કે, એમનુ નામ રાઘુજી મલજી અને બાબાજીરામ હોનાપ્પા દેશપાંડે હતું. "આલમગીરનામા" મા તેમના નામ બાબાજી ભોસલે અને રઘુનાથ એ પ્રમાણે આપેલા છે

તેને સૈન્ય આપીને તેનાપર સ્વારી કરવાને મોકલ્યો તેણે સભાજી ઉપર હલ્લો કરીને તેનો પરાજય કર્યો અને યુદ્ધમા તેને મારી નાખ્યો તથા માલફૂર ગામને બાળીને ખાખ કરી દીધુ

ચાકણનો કિલ્લો હસ્તગત કરવામા ખાનના ઘણા માણસોની ખરાબી થઇ હતી, તેથી તેણે બીજો પ્રદેશ કબજે કરવાનો વિચાર માંડી વાળીને પુના આવીને મુકામ કર્યો પ્રથમ તો તેને એવી હિંમત હતી કે, શિવાજીમહારાજના કિલ્લાઓ જોતજોતામા હુ તાબે કરીશ, પણ આ એકજ કિલ્લો કબજે કરવા માટે તેને બે માસપર્યંત યુદ્ધ કરવુ પડ્યુ અને હજારો માણસોનો ભોગ આપવો પડ્યો, એ જોઇ તેનો સઘળો ભ્રમ મટી ગયો તેની ખાત્રી થઇ કે, શિવાજીમહારાજના તાબાના કિલ્લા લેવા તે કંઇ નાનીસુની વાત નથી, પણ ઘણુજ વિકટ કાર્ય છે ઔરંગઝેબની પણ માન્યતા એવી હતી કે, આ પહાડી કિલ્લા જીતવામા જરાપણ વિલંબ લાગવાનો નથી અને મરાઠાઓનો પરાજય કરવો, એ કામ ઘણુજ સહેલુ છે; પરંતુ જેમ જેમ શિવાજીમહારાજ અને તેમના સરદારોના શૌર્ય, ધૈર્ય અને પરાક્રમોની વાત તેને કાને જવા લાગી તેમ તેમ તેનો વિચાર બદલાતો ગયો પછી જોધપુરના રાજા યશવંતસિંહને દશહજાર માણસોનુ સૈન્ય આપીને શાહિસ્તખાનને મદદ કરવાને માટે ઔરંગઝેબે મોકલ્યો, કેમકે બે વરસ સુધી કોઇ પણ પ્રકારની હિલચાલ કર્યા વગર ખાન પોતાના સૈન્ય સાથે પુનામા છાવણી નાખીને પડી રહ્યો હતો માત્ર પોતે હસ્તગત કરેલા થાણા પાછા શિવાજીના હાથમા જાય નહિ, તેનોજ એણે પાકો બંદોબસ્ત રાખ્યો હતો આ બાજુથી નેતાજી પાલકરે પોતાના ઘોડેસ્વારોના સૈન્ય સાથે અહમદનગર અને આરંગાબાદ શહેરો સુધી સ્વારી કરીને મોગલોનો પ્રદેશ વેરાન કરવાનો સપાટો ચલાવ્યો હતો મોગલસેનાનુ અનાજપાણી, ઘાસચારો, રસદ વગેરે અટકાવીને તેમનાપર વારંવાર છાપા મારીને સમસ્ત સેનાને ત્રાહી ત્રાહી કરી નાખી હતી જો મોગલો આ મરાઠા સ્વારોને પકડવાનો પ્રયત્ન કરતા તો તેમનો વેગ એવો જબરો હતો કે, તે સપાટાબંધ તેમના હાથમાથી છટકી જતા હતા અને દુશ્મનોને તેમની પૂઠ પકડવામા કંઇજ સાર દેખાતો ન હતો આથી તે લોકો ત્રાસને ત્રાસ થઇ જતા હતા નેતાજીનો ઉપદ્રવ બંધ પાડવાને માટે શાહિસ્તખાને પોતાના સાત હજાર ઘોડેસ્વારોના સૈન્યને નેતાજીનો મુકાબલો કરવાને મોકલ્યુ તેમણે નેતાજીને પકડી પાડીને યુદ્ધ કરવાની ફરજ પાડી ઉભય પક્ષ વચ્ચે ઘનઘોર યુદ્ધ થયુ આ યુદ્ધમા નેતાજીએ પોતાના શૌર્યની અને યુદ્ધકુશળતાની પરાકાષ્ઠા કરી, પણ શત્રુસૈન્યની સંખ્યા ઘણી મોટી હોવાથી તેનો પરાજય થયો યુદ્ધમા તે પુષ્કળ ઘવાયો હતો અને તેને ઘણા જખમો લાગ્યા હતા આવી સ્થિતિમા તે શત્રુના હાથમાથી સટકી જઇને દક્ષિણ તરફ નાસી છૂટ્યો; પણ મોગલ ઘોડેસ્વારોએ તેની પૂઠ પકડી આ કટોકટીના પ્રસંગે મહારાજના મિત્ર રૂસ્તમજમાને મોગલ સરદારની મુલાકાત લઇને એવુ જણાવ્યુ કે —"તમારા સૈન્યને અહીના પ્રદેશની કંઇ પણ માહીતી નથી, તેથી તમારો ઉદ્દેશ સફળ થશે નહિ; માટે તમે પાછા વળો નેતાજીની પૂઠ પકડીને હુ તેને કેદ કરીશ " તેની

આ વાત મોગલસરદારને પસંદ પડી અને તે પાછો ગયો આ રીતે નેતાજી શત્રુના સપાટામાથી બચી ગયો [1]

શરૂઆતમા વર્ષ સવા વર્ષ ધમાલ કરીને પછીથી પુનામા છાવણી નાખીને ખાન બે વરસ સુધી સ્વસ્થ બેસી રહ્યો, તેના બે કારણો હોય એમ લાગે છે એક કારણ તો એ હતુ કે મહારાજના તાબાના બીજા કિલ્લાઓ લેવાની લાલચમા જો આપણે પડીશુ તો આપણુ બધુ સૈન્ય નાશ પામશે અને શેતમોએ આપણે પાછા ફરવુ પડશે કે જીવ ગુમાવવો પડશે બીજુ કારણ એવુ લાગે છે કે વિજાપુરસરકારનો પરાજય કરીને તેના ઉપદ્રવમાથી મુક્ત થઇને મહારાજ આ વખતે પુનાની નજદીકના પ્રદેશમા આવેલા હતા તેમની સાથે યુદ્ધ કરવાની ખાનની હિમત ચાલતી નહિ હોય ખરૂ જોતા તો મહારાજના સઘળા કોટ, કિલ્લા અને પ્રદેશ કબજે કરીને, તેમને ધૂળમા મેળવી દેવાની પ્રતિજ્ઞા કરીને ખાન દક્ષિણમા આવેલો હતો, એટલે મહારાજ ત્યા આવ્યા તે સમયે તેણે તેમનાપર ચઢાઈ કરવી જોઇતી હતી, પરતુ તેણે તેવુ કશુજ કર્યું નહિ મોગલસેના કઇજ હિલચાલ કરતી નથી, એવુ જોઇને મહારાજે પોતેજ મોગલોના પ્રદેશમા તોફાન કરવાની શરૂઆત કરી, પોતાનુ પાયદળ લશ્કર તૈયાર કરી તેનાપર મોરોપતને અને ઘોડેસ્વાર લશ્કર તૈયાર કરી તેનાપર નેતાજી પાલકરને તેમણે સેનાધિપતિ નિમ્યા ઈ૦ સ૦ ૧૬૬૧ મા મોગલોએ ભીમડી—કલ્યાણ સર કર્યું હતુ, તે પાછુ મેળવી ત્યાના સર્વ કિલ્લા કબજે કરવાનુ કાર્ય મોરોપતને સોપ્યુ હતુ તેણે તે થાણુ હસ્તગત કરી જુન્નરની ઉત્તર તરફના મોગલોના ઘણા કિલ્લા તાબે કર્યા નેતાજી પાલકરે પોતાના ઘોડેસ્વાર લશ્કરસહિત, મોગલોના દૂરના પ્રદેશો સુધી ચઢાઈ કરી તેમના ઘણા ગામ લૂટી લઈ મોટા મોટા શહેરોપર અને બજારોપર ખડણી બેસાડી પુષ્કળ દ્રવ્ય મેળવ્યુ તેનો ધસારો એટલા બધા વેગથી થતો કે, આજ એક સ્થળે તો કાલે ક્યાય ઘણે વેગળે બીજેજ સ્થળે દેખા દેતો નેતાજી બાલાઘાટ, પરડ ( પરાડે ) હવેલી, કલબુર્ગા, આવસા, ઉદગીર વગેરે ગામ લૂટતો, તાબે કરતો અને ખડણી લેતો લેતો ગોદાવરી નદીના કિનારાપર્યંત જઇ પહોચ્યો [2] તેણે ઠેઠ ઔરંગાબાદ શહેર સુધી ચઢાઇ લઇ જઇ શહેરની આસપાસનો પ્રાત કબજે કર્યો હતો

ઔરંગાબાદમા મહકૂબસિહ નામક મોગલોનો સુબેદાર રહેતો હતો તેણે એ તોફાન જોઇ, દશ હજારના લશ્કરસહિત નેતાજી પાલકર ઉપર હુમલો કર્યો નેતાજીએ તેની સાથે નગર પાસે યુદ્ધ કરીને તેનો પરાજય કર્યો તેના હાથી, ઘોડા અને બીજો યુદ્ધોપયોગી પુષ્કળ સામાન મરાઠાઓના હાથમા આવ્યો નેતાજીએ મોગલોના રાજ્યમા ઉથલપાથલ કરી મેળવેલી લૂટ મહારાજ પાસે મોકલી દીધી [3]

---

૧ આ હકીકત પ્રો સરકાર તે સમયના સુરતના અંગ્રેજ વેપારીઓના કાગળપત્રોના આધારે જણાવે છે (પૃ ૯૭)

૨ ચિટણીસ લખે છે કે, એ સમયે નેતાજી પાલકરનો સરનોબતનો હોદ્દો પ્રતાપરાવ ગુજરને આપ્યો હતો અને ગુજર એ ચઢાઇ લઈ ગયો હતો

૩ સભાસદની બખરમા લખ્યું છે કે, મહકૂબસિહ પોતાના સ્થાનમા સ્વસ્થ રહ્યો હતો.

પ્રબળગઢ નામક એક મજબૂત કિલ્લો મોગલોના તાબામા હતો કેસરસિંહ નામક એક રાજપૂત સરદાર તે કિલ્લાનુ રક્ષણ કરતો હતો તેને પોતાના પક્ષમા લઇ કિલ્લો તાબે કરી શકાતો નહિ હોવાથી સ્વત મહારાજે તેનાપર હુમલો કર્યો. કેસરસિંહે મહારાજ સાથે ઘણા દિવસ સુધી યુદ્ધ કર્યું, પરતુ મહારાજના બળ આગળ તેનુ કઇ ચાલતુ નહિ હોવાથી તે રાજપૂત સરદારે છેવટે કેસરિયા કર્યા અને પોતાના તાબાના લશ્કરસહિત મહારાજ ઉપર એકદમ તૂટી પડયો રાજપૂત સરદાર બહાદુરીપૂર્વક લડયો અને પોતાના સર્વ લશ્કરસહિત સમરભૂમિમા પતન પામ્યો છેવટે કિલ્લો મહારાજના તાબામા આવ્યો મહારાજે રાજપૂતના મૃત શરીર ઓળખીને તેનો અગ્નિદાહ કરાવ્યો કેસરસિંહની માતા અને એક પુત્રી, ભૂલથી કિલ્લાપર રહી ગયા હતા મહારાજે તેમનો સત્કાર કરી પોતાની પાસે રાખ્યા તે સ્ત્રીઓએ જ્યારે દેશમા જવાની ઇચ્છા જણાવી ત્યારે મહારાજે તેમને વસ્ત્રાલકાર અને દ્રવ્ય આપી માનસહિત વિદાય કર્યા

કહેવામા આવે છે કે, મહારાજ પાલખીમા બેસી કિલ્લો જોવા જતા હતા, તે વખતે તેમના શેલામા બોરડીની ડાળી ભરાવાથી શેલુ પૃથ્વીપર પડ્યુ, તેમ થવાથી મહારાજે પાલખી ઉભી રખાવી કહ્યુ કે –" મને આ સ્થળે થોભાવ્યો તેથી પૃથ્વીમા દ્રવ્ય હોવુ જોઇએ "તે સ્થળે ખોદાવતા પૃથ્વીમાથી ચાર લાખ મહોરભરેલા ચરૂ મળ્યા

મોગલોના પ્રદેશમા આટલુ બધુ તોફાન કરવા છતા શાહિસ્તખાન પુનામાથી મહારાજ સાથે યુદ્ધ કરવાને આવ્યો નહિ પુનામા પોતાના સમસ્ત સૈન્યની છાવણી રાખીને પોતે હસ્તગત કરેલા થાણા એકાએક છોડી દેવા નહિ, એટલોજ તેનો નિર્ધાર હતો તેને તે સ્થાનમાથી શી રીતે હલાવવો, એજ વિચારમા મહારાજ હતા, અને એવી કોઇ તક મળે તે માટે મહારાજ વાટ જોઇનેજ સિંહગઢમા બેઠેલા હતા શાહિસ્તખાન પુનામા દાદાજી કોડદેવે શાહજીરાજા માટે બાધેલા લાલ મહાલમા[1] નિવાસ કરતો હતો એ સમયે શિવાજીમહારાજ સિંહગઢમા હતા, તે શાહિસ્તખાન જાણતો હતો મહારાજ કયી વખતે કેવી યુક્તિથી પોતાનાપર અકસ્માત્ છાપો મારશે, તેનો નિયમ નહિ, એ પણ ખાન સારી પેઠે જાણતો હતો. ખરૂ જોતા એ સમયે તેણે સિંહગઢને ઘેરો નાખી મહારાજને કિલ્લામાજ સપડાવવા હતા, તેમજ કિલ્લો તાબે કરી તેમને પકડવાનો યત્ન કરવો જોઇતો હતો, પરતુ ચાકણના કિલ્લા આગળ ખાનને જે અનુભવ મળ્યો હતો, તેપરથી તેના મનમા એ વિચાર ઉત્પન્ન થયો નહિ વળી તેને એવી પણ ખાત્રી થઇ હશે કે, જે કિલ્લામા શિવાજીમહારાજ રહે છે તેનો બદોબસ્ત કઇ જેવો તેવો નહિ હોય પુનામાં પોતાની સ્થિતિ સુરક્ષિત રહે, તે માટે ખાને ઘણી સાવચેતી રાખી હતી ખાને પોતાના

* ઔરગઝેબે તેને સખ્ત હુકમ ફરમાવ્યાથી તે પોતાના સૈન્યસહિત મહારાજ ઉપર ચઢાઇ લઇ ગયો તેને અહમદનગર પાસે અટકાવી, પ્રતાપરાવ ગુજરે પરાજય પમાડયો એ લડાઇમા સુબેદાર મૃત્યુ પામ્યો ખાફીખાન જણાવે છે કે, જે વખતે શાહિસ્તખાન ઔરગાબાદ છોડીને નીકળ્યો તે વખતે મુમતાઝખાનને ત્યાંનો સુબેદાર નિમેલો હતો

[1] કેટલાક એને રાજમહાલ કહે છે

લશ્કરમા સખ્ત હુકમ ફેરવ્યો હતો કે—“ કોઈ પણ સશસ્ત્ર મરાઠાને પરવાનગી વગર શહેરમા પ્રવેશ કરવા દેવો નહિ, તેમજ કોઈ પણ મરાઠા શિલેદારને આપણી નજીક આવવા દેવો નહિ, ” જે મરાઠાસરદારો બાદશાહના નોકર હતા, તેમનેજ માત્ર ખાન પોતાની પાસે આવ–જા કરવા દેતા હતા[1] બીજા કોઈ પણ મરાઠાની તેઓ મુલાકાતજ લેતા નહોતા ખાને સમસ્ત શહેરમા જ્યા ત્યા સખ્ત ચોકીપહેરા મૂકી દીધા હતા અને શિવાજીમહારાજ સાથે કેવી રીતે યુદ્ધ કરવુ, તેનો વિચાર કરતા હતા

શિવાજીમહારાજ સિંહગઢથી શત્રુની સર્વ હિલચાલ તપાસતા હતા[2] ખાન પ્રચડ સેના લઈ મહારાજનો પરાજય કરવા દક્ષિણમા આવી પુના, સુપા વગેરે પ્રાતો દબાવી બેઠો છે, ત્યાથી તેને હાકી કાઢવા માટે હવે કેવા પગલા ભરવા ? તેસબધી મસલત કરવા માટે મહારાજે તાબાના સરદારોને અને કારભારીઓને પોતાની પાસે બોલાવી તેમની સલાહ પૂછી સર્વનો અભિપ્રાય થયો કે—“ તેની સાથે યુદ્ધ કરવામા આપણે ટકીશુ નહિ આપણુ સૈન્ય કેટલુ થોડુ અને તેનુ સૈન્ય કેટલુ મોટુ છે ? ખાન સાથે સલાહ કરી મુલાકાત કરવી એજ ઉત્તમ છે, ” પરતુ સલાહ થાય કેવી રીતે તેજ અડચણ જણાઇ ખાનના લશ્કરમા એવો કોઇ નામાકિત રાજપૂતસરદાર નહોતો કે જે હિદુધર્મ અને હિદુસ્વરાજ્યનું અભિમાન રાખી કોઇ પણ યુક્તવડે ખાન સાથે મહારાજને સલાહ કરાવી આપે શાહિસ્ત-ખાન બાદશાહનો મામો હોવાથી તેને લાચ–રૂશ્વત આપી વશ કરવાનો માર્ગ નહોતો, તેમજ તેનુ અભયવચન મેળવી મુલાકાતે જઈસલાહ કરવાનુ પણ બને તેમ નહોતુ, કારણ કે શિવાજીમહારાજને પકડી સખ્ત શિક્ષા કરવાની તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી હતી મહારાજે સર્વ વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો કે, શત્રુ સાથે સામે-મોઢે યુદ્ધ કરીને આપણા લશ્કરનો કચ્ચઘાણ કહાડવો યોગ્ય નથી બીજે કોઇ પણ ઉપાયે શત્રુને ત્રાસ આપવો જોઇએ તેમને એક ઉપાય સૂઝયો કે—“ શત્રુના લશ્કરમા અન્ન, ઘાસ વગેરે વસ્તુઓ પહોચતી બધ કરી તેને અકળાવી–મુઝાવી નાખવો કોઇ પણ વિપત્તિમા નાખી તેના લશ્કરને હાકી કહાડવુ અને જે કિલ્લા-પર તેમણે ઘેરો નાખ્યો હોય ત્યા તેના લશ્કરપર ચારે બાજુથી છાપા મારી તેને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી દેવી ”

શિવાજીમહારાજ મોટી વિપત્તિમા આવી પડ્યા હતા તેઓ ઉડા વિચારમા સ્તબ્ધ થઇ બેઠા હતા, એટલામા તેમના શરીરમા ભવાનીદેવીએ પ્રવેશ કરી કહ્યુ કે—“ મારા પુત્રને કહો કે શાહિસ્તખાનની જરા પણ ચિંતા કરે નહિ મારા પ્ર-તાપથી જે રીતે અફઝુલખાનનો વધ કર્યો, તેજ રીતે એ દુષ્ટ યવનને પણ તારે હાથે શિક્ષા અપાવીશ એ સબધી તું કઇ પણ ચિંતા ન કર ” મહારાજની પાસે ઉભેલા કારભારીઓએ દેવીની આશ્વાસન વાણી નોધી લીધી મહારાજ સચે-

૧ મિ કિંકેડ જણાવે છે કે, પોતાના ઘોડેસ્વારોમાથી એકેએક મરાઠાને તેણે બાતલ કર્યો હતો અને માત્ર પાયદળમાજ તેણે મરાઠા સિપાઈઓને રહેવા દીધા હતા.

૨ મિ કિંકેડ જણાવે છે કે, મહારાજ આ વખતે સિંહગઢથી રાયગઢ ઉપર ગયા હતા.

તન થયા ત્યારે દેવીની વાણી વાચી તેમને ઘણો સતોષ થયો પોતાનાપર દેવીની કૃપા છે, એ જાણી વિજય પ્રાપ્ત કરવાની આશાએ શુભ શકુન જોયા અને સ્વ-પરાક્રમવડે શત્રુનો પરાજય કરવાની હિમત ધારણ કરી

લાલમહાલમા નિવાસ કર્યો હતો તે સમયે શાહિસ્તખાને બાબાજીરાવની મદદથી સસ્કૃત જાણનાર એક બ્રાહ્મણને બોલાવી મગાવ્યો અને તેને થોડાક દ્રવ્યની લાલચ આપી, શિવાજી મહારાજપર એક પત્ર લખાવ્યો[1] તેમા એવા આશયનુ લખ્યુ હતુ કે –"તુ મર્કટની પેઠે ડુગરમા રહેનાર છે તારા કિલ્લાના આશ્રયમા રહીને તુ ઇચ્છાનુસાર ઉપદ્રવ કરે છે યુદ્ધનો પ્રસગ આવે છે, ત્યારે કિલ્લામા ભરાઇ બેસે છે તું કિલ્લામા ગમે તેટલા દિવસ સતાઈ રહેશે તોપણ હુ તારી પૂઠ છોડનાર નથી હું ઇંદ્રરાજા છુ મારી સાથે યુદ્ધ કરવાની તારામા હિમત નથી તું મારી સામેથી નાસી જાય છે " શિવાજીમહારાજે ઉત્તર આપતા ખાનને લખ્યુ કે –" તું મને મર્કટ જેવો કહે છે, પરતુ જે મર્કટોએ અહકારી રાજા રાવણનો નાશ કરી લકા જીતી હતી તેના જેવોજ હુ પણ છુ હુ તને નાસતા ભોય ભારે કરીશ "

શાહિસ્તખાનની પુનાની છાવણી ઉપર અકસ્માત છાપો મારી તેને ત્રાસ આપવા-નો હમણા સમય નહોતો ત્યા તેણે ઉત્કૃષ્ટ બદોબસ્ત રાખ્યો હતો અને તેનુ સૈન્યબળ પણ વિશેષ હતુ, તેમ છતા તેના ઉચ્છૃખલપણા માટે અને ગર્વિષ્ટપણા માટે કોઈ પણ પ્રયત્ને તેને દેહાતશાસન કરવાથી, તેના સૈન્યનો પરાજય કર-વાનુ કામ ઘણુ સહેલુ થઈ પડશે, એવો વિચાર કરી મહારાજ કાર્યની સિદ્ધિના ઉદ્યોગે વળગ્યા તેમણે બે બ્રાહ્મણોને પુને મોકલી તેમને હાથે ખાનના લશ્કરનો એક મરાઠો શિલેદાર પોતાના પક્ષમા લીધો તેને ખાન પાસે એવુ બહાનુ કરી વિનતિ કરવાનુ કહાવ્યુ કે, મારે ત્યા લગ્નસમારભ છે, તેથી મને શહેરમાથી વાજતેગાજતે વરઘોડો કાઢવાની પરવાનગી આપવી શિલેદાર મરાઠાએ ખાન પાસે તે પ્રમાણે વિનતિ કરી વરઘોડો કહાડવાની પરવાનગી મેળવી તેણે પોતાના કેટલાક મિત્રોને ભેગા કરી વરઘોડાનુ સરઘસ કહાડવાનુ બ્રાહ્મણોને વચન આપ્યુ એટલે સુધી તૈયારી થયા પછી મહારાજ હજાર દોઢ હજાર માવળી યોદ્ધા લઇ સિહ-ગઢથી આગળ ચાલ્યા રસ્તામા કાત્રજના ઘાટ ઉપર સ્થળે સ્થળે વૃક્ષો ઉપર લૂગડાના કટકા વિટાળ્યા ત્યા કેટલાક બળદો રાખી તેના શિગડા ઉપર પણ લૂગડાના કટકા વિટાળ્યા તેમજ તે વિકટ સ્થાનોમા વીસ પચીસ શરણાઈ તથા રણશિગા વગાડ-નાર રાખ્યા ખાનની છાવણી ઉપર હુમલો કરી ફત્તેહ મેળવી, સિહગઢ તરફ પાછા

૧ મિ કિંકેડ જણાવે છે કે આ કાગળ તેણે ફારસી ભાષામા લખાવેલો હતો અને મહારાજે તેનો જવાબ સંસ્કૃતમા આપેલો હતો

૨ મરાઠી ભાષામા લખાયલી રાયરીની બખર જુઓ તેમા જેધેની શકાવલીમા એવો ઉલ્લેખ છે કે મહારાજ જ્યારે રાજગઢ ઉપર રહેતા હતા ત્યારે સોનાજી પંડિત નામના કોઈ બ્રાહ્મણે મહારાજને આ સંદેશો પહોચાડ્યો હતો

જતા ઇશારત તરીકે શરણાઈ વાગે તે સમયે માવળાઓએ વૃક્ષ ઉપરના અને બળદને શિંગડે બાંધેલા લુગડાના કટકા બાળી ભડકા કરવા અને એકીવખતે શરણાઈ તથા રણશિંગા વગાડી ત્યાંથી ચાલ્યા જવું, એવી મહારાજે તેમને સૂચના આપી એ યુક્તિ કરવામા તેમનો એ ઉદ્દેશ હતો કે, ખાનનું લશ્કર પાછળ આવે ત્યારે કાત્રજના ઘાટ ઉપર અજવાળું જોઇને અને વાજીંત્રોનો ઘોષ સાંભળીને તેઓ તે તરફ ચાલ્યા જાય અને તેઓ સિંહગઢપર સુરક્ષિતપણે પહોચી જાય મહારાજ સિંહગઢપરથી આગળ ચાલ્યા તે વખતે તેમણે સ્થળે સ્થળે થોડા થોડા માવળી સિપાઇઓ ઉભા રાખ્યા હતા તે સર્વ માવળાને કહી રાખ્યું હતુ કે, શરણાઇનો કોમળ સ્વર સાંભળતાજ સર્વેએ એકઠા થઇ જવું આંબેઓળ નજીક આવ્યા પછી ત્યા પાંચસો સાતસો મનુષ્ય રાખ્યા અને ખાનની છાવણી બહાર—થોડેક વેગળે—બસો ત્રણસો મનુષ્યો રાખ્યા[1] પૂર્વસંકેત પ્રમાણે રાજદ્રોહી કરેલા શિલેદારના વરઘોડાનું સરઘસ ચાલતું ચાલતું શહેરના દરવાજા પાસે આવ્યું એટલે મહારાજ પોતાની સાથે માત્ર પચીસ મનુષ્યોસહિત સરઘસમા મળી ગયા[2] એ સમયે મહારાજ સાથે યેસાજી કંક, તાનાજી માલુસરે, દાદાજી બાપુજી દેશપાંડે અને ચિમણાજી બાપુજી દેશપાંડે પણ હતા મરાઠા લોકોમા વરઘોડામા જતી વખતે શસ્ત્રો પોતાની સાથેજ રાખવાનો રિવાજ હતો તેથી તેમના હાથમાના શસ્ત્રો માટે કોઇને શંકા આવી નહિ

શિવાજીમહારાજે શરીર ઉપર બખ્તર પહેરી તેપર ઝભ્ભો પહેર્યો હતો માથાપર ટોપી—બખ્તર ટોપી પહેરી તેપર મંડિલ બાંધ્યુ હતુ તેમણે એક હાથમા તલવાર અને બીજા હાથે વાઘનખ પહેરી ખંજર પકડયું હતુ સરઘસની સહાયતાવડે મહારાજે અને તેમના માણસોએ ખાનની છાવણીમા પ્રવેશ કર્યા પછી થોડીવારે સઘળે સ્તબ્ધતા પથરાઇ રહી રાત્રિ વધારે વીતેલી હોવાથી સઘળા મનુષ્યો નિદ્રાવશ થયા હતા ચોકીપહેરાપરના સૈનિકો ઉંઘમા ઝોકા ખાતા હતા લશ્કર બહાર સખ્ત ચોકીપહેરો હોવાથી છાવણીની અંદરના સૈનિકો તદ્દન અસાવધ હતા. ખાન જે મહાલમા[3] રહેતો હતો, તે મહારાજની માલિકીનોજ હોવાથી કશી

---

[1] સભાસદે લખ્યું છે કે, નેતાજી પાલકર અને મોરોપંતને સૈન્યસહિત છાવણી બહાર, કેટલેક વેગળે થોભવાનું કહ્યું હતુ પ્રો. સરકાર પણ એજ પ્રમાણે જણાવે છે

[2] ખાફીખાન જણાવે છે કે, મહારાજના ૨૦૦ સૈનિકો મોગલસૈન્યના મરાઠા સિપાઈઓનો વેશ ધારણ કરીને વરરાજાનો વરઘોડો કાઢી શહેરમા દાખલ થયા મહારાજ પણ આ લોકોની સાથે હતા તેજ પ્રમાણે શહેરની બીજી બાજુએથી મહારાજના ૨૦૦ સૈનિકો તેવોજ વેશ ધારણ કરીને પોતાના કેટલાક માણસોને કેદીતરીકે પકડેલા હોવાનો ઢોંગ કરી તેમને મારફાડ કરતા હોય એવો દેખાવ કરતા કરતા શહેરમા દાખલ થયા

[3] ચિટણીસ લખે છે કે—"ખાન મહાલમા રહેતો નહોતો, પણ બાગની પાસે તંબુ નંખાવી તેમાં રહેતો હતો એ તંબુમા મહારાજે એક બે મનુષ્યોસહિત પ્રવેશ કર્યો અને તેઓ નિદ્રાવશ થયેલા ખાનની છાતીપર ચઢી બેઠા મહારાજ ખાનને ઘા કરવા જતા હતા; એટલામાં તેની પત્ની જાગૃત થઇ તેણે એવી સ્થિતિ જોઇને મહારાજના પર [illegible]

જગ્યાએથી ક્યા પ્રવેશ કરવો, એ તેઓ સારી પેઠે જાણુતા હતા મહારાજે પોતાના મનુષ્યોસહિત મહાલમા પ્રવેશ કર્યો રસોડાની ભીતે એક બારી હતી, તેના બારણાં બધ હતા તે ઉતારી નાખી મહાલની અદર ઉતરવાનો રસ્તો કર્યો તેજ રસ્તે થઇને મહારાજ પોતાની સાથે બે ત્રણુ મનુષ્યો લઈ મહાલમા ઉતર્યા તેમના પગલાનો અવાજ સાભળતાજ ખાનના જનાનાની સ્ત્રીઓ જાગૃત થઇ તેમણે પોતાના પતિને જાગૃત કર્યો ખાન ગભરાઇ ઉઠી એક બારણાને રસ્તે નીચે ઉતરવા લાગ્યો, એટલા-

---

અનેક કાલાવાલા કરી પોતાના પતિનો જીવ નહિ લેવાની પ્રાર્થના કરી એ જોઈ મહારાજનુ હૃદય પીગળી ગયુ અને વિચાર કર્યો કે, એ જ્યારે આપણી સાથે યુદ્ધ કરવા આવ્યો છે, ત્યારે એને જીવતો રહેવા દઈ એને સમરાગણુમાજ શિક્ષા કરીશ હમણા એને મારવો નથી. ત્યાર પછીજ મહારાજે ખાનને બળ અને બુદ્ધિપૂર્વક દાબી રાખી તેની છાતીપરથી ઉઠી, તેના ગળા આગળ તલવાર રાખી અને બીજા હાથના વાઘનખ તેના પેટ આગળ ધરી કહ્યુ – 'ચાલ ઉઠ, હુ તને જ્યાસુધી લઈ જાઉ ત્યાસુધી મારી સાથે ચાલ અમે બહાર જઈએ ત્યાસુધી જો બૂમ પાડી તો જીવ લઇશ' એમ કહી તેના હાથના બે આગળા કાપી નાખી ખાનને તેની પત્નીસહિત પકડયો, અને મહારાજ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તેથી બહાર નીકળી પોતાના મનુષ્યોને જઇ મળ્યા બહાર નીકળી જવા પહેલા ખાનને કહ્યુ કે –" શિવાજી તો હુ છુ તુ મારાપર ચઢાઈ લાવ્યો છે, પરતુ તારો પરાજય કરી, તને મારી નાખતા મને સહજ પણુ વિલબ લાગશે નહિ તને તારો જીવ વહાલો હોય તો મારી સાથે યુદ્ધ કરવાનુ છોડી દઈ આ પ્રાતમાથી ચાલ્યો જા " સભાસદ અને ચિત્રગુપ્ત એજ હકિકત જૂદી જૂદી રીતે લખે છે તેઓ લખે છે કે –"ખાન જે તબુમા રહેતો હતો ત્યા મહારાજે પ્રવેશ કર્યો તે વખતે કેટલીક સ્ત્રીઓ જાગતી હતી તેમણે ઘોઘાટ કરી મૂકયો એટલે ખાન જાગૃત થયો અને ધાડપાડુએ પોતાનાપર અકસ્માત છાપો માર્યો એમ સમજીને તે સ્ત્રીઓમા ભરાઈ ગયો મહારાજ તેને શોધવા લાગ્યા એટલામા ખાનને હાથમા તલવાર લઈ પોતાનાપર ઘા કરવાની તૈયારીમા જેતાજ મહારાજે પોતાની તલવારવડે તેનાપર પ્રહાર કર્યો તે પ્રહાર ચૂકવતા ખાનના હાથના ત્રણુ આગળા કપાઇ ગયા ખાનના સૈનિકોએ ઘોઘાટ સાભળી તબુમા પ્રવેશ કર્યો એ જોઈ મહારાજ પોતાના મનુષ્યોસહિત તબુમાથી બહાર નીકળી ગયા " રાયરીની બખરમા લખ્યુ છે કે –" ખાન લાલમહાલમા ઉતર્યો હતો મહાલ નજીક એક માળી રહેતો હતો મહારાજે તેને તેના સાળા મારફતે પોતાના પક્ષમા લઈ એવી ગોઠવણ કરી કે, તેણે મહારાજને રાત્રિને સમયે શાહિસ્તખાન નિદ્રા લે છે તે ઓરડામા લઇ જવા એ કામ કરવા માટે મહારાજે તેને પાચસો હોન આપવાનુ કબૂલ કર્યું એ વ્યવસ્થા થયા પછી મહારાજ રાયગઢથી નીકળી, ઝપાટાબધ રાતોરાત પુને આવી પહોચ્યા અને તેમણે માળીની સહાયતાવડે, કેટલાક વિશ્વાસુ મનુષ્યોસહિત મહાલમા પ્રવેશ કર્યો દરવાજા આગળ પચીસ પહેરેગીરો હતા તથા એક ખોજો જાગૃત હતો તે સર્વને તેમણે કાપી નાખ્યા માળી ભૂલથી મહારાજને ખાનના ઓરડાને બદલે તેના પુત્રના ઓરડામા લઈ ગયો મહારાજે તેના પુત્રને ત્યાજ કાપી નાખ્યો અને એક દાસીને ધમકી આપી શાહિસ્તખાનનો ઓરડો બતાવવા કહ્યુ જીવ જવાની બીકે દાસીએ તે ઓરડો બતાવ્યો એટલામા ગડબડાટ થતાજ ખાન જાગૃત થયો અને ગભરાઇ જઈ બારીવાટે બહાર કૂદી પડવા દોડયો તેજ ક્ષણે મહારાજે દોડી જઈ તેનાપર તલવારનો પ્રહાર કર્યો તલવાર છરકી વાગતા ખાનના એક હાથનો અગુઠો કપાઈ ગયો. ત્યાર પછી ઘણી ગડબડ થતા ખાનના સૈનિકો મસાલ સળગાવી ભેગા થઈ ગયા, તેથી મહા-

આ તે મહારાજની નજરે પડતા તેઓ દોડતા તેની પાસે જઈ પહોચ્યા અને પોતાની કમ્મરે લટકતી તલવારવડે ખાન ઉપર ઘા કર્યો ઘા પડતાજ તેના હાથનુ એક આગળુ કપાઈ પડયુ, એટલામા ખાનનો પુત્ર અબ્દુલ ફત્તેહખાન અને તેની તહેનાતના સિપાઇઓએ મહારાજપર ધસારો કર્યો તે સર્વેની કતલ કરી મહારાજ પોતાના મનુષ્યોસહિત સુરક્ષિતપણે બહાર નીકળી ગયા છાવણીમા દુશ્મનોએ

રાજ જે માર્ગે આવ્યા હતા, તે માર્ગે બહાર નીકળી ગયા, પરતુ બાગની પ્રત્યેક બાજુ ખાનના સૈનિકોએ ઘેરી લીધેલી જોઇને પોતાના માણસો સાથે તેમના શરીર ઉપર જુસ્સાભેર એકદમ હલ્લો કરી તેમને કાપી નાખી મહારાજ શહેર બહાર સુરક્ષિત જઈ પહોચ્યા અને ઘોડેસ્વાર થઈ રાયગઢ જવા ઉપડી ગયા” શિવદિગ્વિજયમા એથી જૂદીજ હકીકત વર્ણવી છે તેમા લખ્યુ છે કે–‘મહારાજ રગમહાલમા પ્રવેશ કરી, શાહિસ્તખાનનો પુત્ર નિદ્રા-વશ હતો તે ઓરડામા ગયા અને તેનેજ ખાન સમજી તેનાપર તલવારનો ઝટકો મારી તેને પૂરો કર્યો તલવારનો પ્રહાર સાભળતાજ તેની પાસેજ નિદ્રાવશ થયેલી તેની પત્ની જાગૃત થઇ તેને મહારાજે કહ્યુ કે–“બૂમ પાડશે તો જીવથી જશે. કહે, શાહિસ્તખાન તે આજ કે?” તેણે કહ્યુ “એ તો તેમનો પુત્ર છે” મહારાજે શાહિસ્તખાનનુ શયનગૃહ બતાવવાનુ કહ્યાથી, જીવ જવાની બીકે તેણે તે સ્થળ બતાવ્યુ મહારાજે તેમા પ્રવેશ કરી ખાન ઉપર તલવાર ઉગામી દીવાના પ્રકાશમા તલવાર ચળકી તેની સાથે ખાનની પત્ની થોડીક જાગૃત હતી તે બેઠી થઈ પોતાના પતિને કોઈ ખુની મારી નાખવા આવ્યો છે જાણી તેણે મહા-રાજના ચરણમા માથુ નમાવ્યુ અને ખાનનો જીવ નહિ લેવાની અતિ નમ્ર પ્રાર્થના કરી. એટલામા ખાન જાગૃત થયો, પરતુ હથિયાર લઈ તેમની સાથે યુદ્ધ કરવાની તેનામા હિમત નહિ હોવાથી ખાન મોઢુ ઢાકી પથારીમાજ સુઈ રહ્યો સ્ત્રીની વિનતિથી મહારાજના હૃદયમા દયા આવી તેમણે કહ્યુ, એને જીવતો રહેવા દઈશ; પરતુ મારા બહાર નાકળી જતા સુધી તમે કઈ પણ બૂમાટ કરશો નહિ, એવી તમારે પ્રતિજ્ઞા કરવી. સ્ત્રીએ તે પ્રમાણે કબૂલ કરી પતિને પણ ઉઠાડી કબૂલાત કરાવી મહારાજે ખાનના હાથની એક આગળી કાપી નાખી અને તેનો હાથ ઝાલી તબુ સુધી લઈ જઈ કહ્યુ કે, ‘કાલેજ મારા મહાલમાંથી ચાલ્યો જજે નહિ તો જીવથી જશે’” પ્રો સરકાર યવની ખબરને આધારે એવુ જણાવે છે કે–“મહારાજે નેતાજી પાલકર અને મોરોપત પીગળેને એક એક હજાર સૈનિકો આપીને ખાનની છાવણિની બને બાજુએ એક એક માઈલના અતરપર રહેવાનુ કહ્યુ હતુ, અને પોતે ચારસો ચુટી કાઢેલા સૈનિકો લઇને ખાનની છાવણી પાસે આવ્યા તેમને પહેરેગીરે ટોક્યા ત્યારે તેમણે કહ્યુ કે, અમે ખાનની છાવણીમાના માણસો છીએ અને અમારે અમારા સ્થાનપર જવુ જોઈએ, એવુ બહાનુ કાઢીને તેઓ છાવણીમા દાખલ થયા તથા રાત ચડતા સુધી એક ઠેકાણે શાતિથી બેસી ગયા રાત પડયા પછી તેઓ જ્યા ખાનનો મુકામ હતો ત્યા આગળ આવ્યા તે દિવસ રમજાનનો હતો, તેથી ખાનના સિપાઇઓ આખો દિવસ ઉપવાસ કરને રાત્રે ભરનિદ્રામા પડેલા હતા, પણ ખાનના બબરચીઓ સવારને માટે રસોઈ તૈયાર કરવાને જાગ્યા હતા. તેમની એકદમ કતલ કરી નાખી અને પછી મહા-રાજ બધ કરેલા દ્વારને ઉતારી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા આના અવાજથી અને કતલ કરેલા લોકોના કણવાથી ખાનની કેટલીક દાસીઓ જાગૃત થઈ અને કઈક ગડબડ છે એવી શકા આવવાથી તેઓ ખાનને ઉઠાડવા લાગી, પણ પોતાની ઉધમા ખલેલ પાડવા માટે ખાન તેમના ઉપર ગુસ્સે થયો અને પાછો ઉધી ગયો માણસ દાખલ થઈ શકે એટલુ બાકો પડતાજ મહારાજ ચિમણાજી બાપુજીને સાથે લઇને અદર દાખલ થયા અને ઠેઠ શાહિસ્તખાન સુઇ ગયો હતો તે ઓરડા સુધી જઈ પહોંચ્યા. તેજ વખતે ખાનની

છાપો માર્યાનો પોકાર પ્રસરતાજ સર્વ સૈનિકો ગભરાઇ ઉઠયા જ્યાં ત્યાં ગડબડાટ થઈ રહ્યો સર્વ ચોરને શોધવા લાગ્યા મહારાજ પણ ચોર ક્યાં છે ? ચોર ક્યાં છે ? એવી બૂમો પાડતા પોતાના મનુષ્યોસહિત મોટી ભીડમાંથી બહાર નીકળી ગયા ઠેક ઠેકાણેના મનુષ્યોને એકઠા કરી સિંહગઢ તરફ પ્રયાણ કર્યું તે વખતે ઇશારતની શરણાઇ વાગી. ઇશારત સાભળતાજ કાત્રજઘાટના ઝાડોપરની અને બળદનાં શિંગડાપરની મસાલો બળવા લાગી શરણાઇ અને રણશિંગા ફુંકાવા લાગ્યા ખાનના માણસોને લાગ્યું કે, છાપો મારનારા માણસો એ રસ્તેજ નાસી ગયા છે, તેથી તેઓ સઘળા તેજ માર્ગે દોડ્યા [1] બીજી તરફ મહારાજ પોતાના સર્વ મનુષ્યોસહિત સિંહગઢપર સુખરૂપ જઇ પહોંચ્યા ખાનના માણસો કાત્રજના ઘાટ તરફ દોડ્યા, પણ પ્રાતઃકાળમાં તેમને જણાયું કે—'વૃક્ષપર અને બળદને શિંગડે મસાલો બાંધી હતી, તે નિરર્થક હતી અને તેઓ ખોટે માર્ગે આવી ચઢયા છે' આથી સર્વ નિરાશ થઇ પાછા ફર્યા તેમની ખાત્રી થઇ કે, શત્રુએજ એ પ્રપંચકાર્ય કર્યું છે અને તે સિંહગઢપરજ પાછા ગયેલા હોવા જોઇએ સિંહગઢ નીચે સર્વ એકત્ર થયા, મહારાજે તેઓ છેક કિલ્લા પાસે આવ્યા ત્યાંસુધી અટકાવ કર્યો નહિ તેઓ પોતાની પાસેની તલવારો જુસ્સાબંધ ફેરવતા અને રણવાદ્યો વગાડતા ગઢ નજીક આવી પહોંચ્યા તેમણે નિશ્ચય કર્યો હતો કે, ગમે તેમ કરીને પણ શિવાજી-મહારાજને પકડી તેમનો જીવ લેવો, પરંતુ કિલ્લાપરથી તોપોના ગોળા આવતાજ તેમના હોસ ઉડી ગયા અને આમ તેમ નાસવા લાગ્યા હજારો સૈનિકો ત્યાંને ત્યાંજ મરણને શરણ થયા, નિશાનવાળા હાથીને ગોળો વાગતાજ તે મરણ પામ્યો. ત્યાં એવો કેર વર્તી રહ્યો કે, કોઇ કિલ્લા પાસે ઉભા રહેવાની પણ હિંમત કરતું

સ્ત્રી જાગી જવાથી ખાનને તેણે ઉઠાડયો, પણ મહારાજે તરતજ તેનાપર તલવારનો ઘા કર્યો અને આથી તેના હાથનો અંગુઠો કપાઈ ગયો, પરંતુ એટલામાંજ ખાનની સ્ત્રીએ દીવો હોલવી નાખ્યો અને અંધારામાં તેણે ખાનને નસાડયો આ સમયે મહારાજના લોકો દાખલ થઇ ગયા હતા અને કતલ શરૂ થઈ ગઈ હતી આ કતલમાં ખાનનો એક દીકરો મરાયો અને બીજા બે ઘાયલ થયા ખાનની છ સ્ત્રીઓ અને બે દાસીઓ ઠાર થઈ આવી ગડબડ થઈ કે તરતજ મહારાજ છટકી ગયા" મિ કિંકેડ જણાવે છે કે—"મહારાજ પ્રથમ મહેલના દરવાજા તરફ ગયા પણ અંદર દીવા બળતા હોવાથી અને ખાનના જનાનખાનના ખોજાઓ જાગે છે, એવું મહારાજને લાગવાથી તેઓ પાછળ રસોડા તરફ ગયા અને બારી ખોદવા લાગ્યા એક દાસીએ ભીંતમાં પડેલું બાકોરૂં જોયું અને તેણે જઇને ખાનને જાગૃત કર્યો અંદર દાખલ થનાર પ્રથમ માણસની છાતીમાં બાણ મારીને ખાને તેને ઠાર કર્યો, પણ તેણે પડતા પડતા ખાનની ઉપર તલવારનો ઘા કર્યો અને તેથી તેના હાથનો અંગુઠો કપાઈ ગયો આ અરસામાં દરવાજા આગળના ખોજાઓને ઠાર કરીને મહારાજના માણસો અંદર ધૂસ્યા અને તેમની વચ્ચે લડાઈ શરૂ થઈ ખાનની દાસીએ ખાનને સંતાડી દીધો. તેનો એક છોકરો મરાયો અને તેના જેવાજ દેખાવવાળો તેનો એક સરદાર હતો તે મરાયો એટલે ખાનજ મરાયો છે, એમ માનીને મહારાજ પોતાના માણસોને લઇને નીકળી ગયા"

[1] મહારાજે આવી યુક્તિ કરી હતી કે નહિ અને મોગલોએ સિંહગઢને ઘેરો ઘાલ્યો હતો કે નહિ એ બાબતમાં મી સરકાર કશી બીના જણાવતા નથી.

નહોતું. "સૌ કરતા જીવ વહાલો" એ ન્યાયે સર્વ પોતપોતાનો જીવ કેવી રીતે બચાવવો, તેનીજ ચિંતામા પડ્યા મોગલસૈન્યમા હાહાકાર વર્તી રહ્યો તેઓ ઘેરા ઉઠાવી લઇ પાછા નાસી છૂટયા, એટલામા બીજી તરફથી નેતાજી પાલકરે કર્તાજી ગુજરને પોતાના ઘોડેસ્વારોની એક ટુકડી આપી તેમનાપર હુમલો કરવા મોકલ્યો. એ ટોળીએ તેમનાપર અકસ્માત હુમલો કરી ત્રાહ ત્રાહ પોકરાવી ગુજરે મોગલોનું પુષ્કળ લશ્કર કાપી નાખ્યુ આ બનાવ તા પમી એપ્રીલ સને ૧૬૬૩ મા બન્યો.

મોગલલશ્કરની અતિશય પાયમાલી થયેલી જોઇ શાહિસ્તખાનને ઘણી દીલગીરી ઉત્પન્ન થઇ પુત્રના મૃત્યુથી તેનુ હ્રદય શોકદગ્ધ થયુ હતું, તેમા વળી પોતાના સૈન્યનો કચ્ચઘાણ નીકળી ગયો ઘણા સૈનિકો કપાઇ મુએલા હોવાથી હવે ખાનને હિંમત રહી નહિ ચઢાઇ આગળ ચાલુ રાખવાનુ કિંચિત્ પણ ધૈર્ય રહ્યુ નહિ ખાન વિચાર કરવા લાગ્યો કે—"શિવાજીમહારાજ દગાખોર છે. તે કયી વખતે શુ કરશે તેનો નિયમ નથી, જીવ જવાનો વખત આવ્યો હતો પણ સદ્‌ભાગ્યે બચી જવાયુ છે સિંહગઢને ઘેરો નાખી બેસી રહીએ, તો આગળ વરસાદના દિવસો આવે છે તે સમયે આપણા સૈનિકો રહી શકે નહિ સનિકો પણ થાકયા છે તેઓ પણ શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરવાની વાતજ કહેવા દેતા નથી બાદશાહન' આગ્રહને લીધે મરાઠાઓ સાથે યુદ્ધ કરવાથી લશ્કરનીજ વિનાકારણ પાયમાલી થશે તેમનો કદિ પરાજય થશે નહિ મે આટલો બધો સખ્ત બંદોબસ્ત રાખ્યો હતો, છતા શિવાજીમહારાજે મારા શયનગૃહમા પ્રવેશ કરી, મારો જીવ લેવાનો યત્ન કર્યાથી જણાય છે કે, આપણી છાવણીમા વિદ્રોહ થયો છે. વિદ્રોહી થયેલા સૈનિકોને વિશ્વાસે યુદ્ધ ચાલુ રાખવુ, એ પણ નિરર્થકજ છે આપણી સ્થિતિ પણ અફઝુલખાનના જેવી થયા વગર રહેશે નહિ" એમ ધારી શાહિસ્તખાને સિંહગઢને પુન ઘેરો નાખવાનુ બંધ રાખ્યુ અને શિવાજીમહારાજ નજીકજ હોવાથી પુને રહેવુ ભયભરેલુ જાણી ત્યાથી પોતાની છાવણી ઉઠાવી લઇ પેડગાવ જઇ રહ્યો

ખાનને યશવંતસિંહ ઉપર સંપૂર્ણ વહેમ આવ્યો તેમણે તેની બેદરકારી અને વિદ્રોહમાટે સખ્ત ઠપકો આપ્યો ખાને ઔરંગઝેબને પત્ર લખી જણાવ્યુ કે—"આપણા સૈન્યમા વિદ્રોહ થયો છે યશવંતસિંહને શિવાજીમહારાજે લાંચ આપી વશ કર્યો છે, તેથીજ તેણે આપણી દુર્દશા કરી છે" બાદશાહને એ સમાચાર મળ્યા ત્યારે તે ઉંડા વિચારમા પડી ગયા તેમણે લિખ્યું કે—"શિવાજી મોટો શયતાન છે કોઇની કલ્પનામા ન આવે તેવા-આશ્ચર્યજનક કર્મ કરી મોટા મોટા શૂરા સરદારોનો નાશ કરવામાં તે ચૂકતો નથી. મે તેનાપર આટલુ મોટુ લશ્કર મોકલ્યુ હતુ, છતા તેનુ પરિણામ શ્રેયસ્કર આવ્યુ નહિ ઉલટુ મોગલ બાદશાહીનુ પાણી ઉતરી ગયુ'" ઔરંગઝેબને પોતાના દક્ષિણના પ્રાંતોનું રક્ષણ કરવાની ચિંતા થઇ શાહિસ્તખાન અને યશવંતસિંહ વચ્ચે અણબનાવ થયેલો જોઇ તેમને દક્ષિણની વ્યવસ્થા સોંપવી યોગ્ય નાહ, એમ જાણી બાદશાહે તે બંનેને પાછા બોલાવી લીધા અને સુલતાન મોઆઝિમને દક્ષિણનો સુબેદાર નિમ્યો.

શાહિસ્તખાન જેવા બળવાન સરદારનુ અપમાન ન થાય તે માટે બાદશાહે તેને બગાળાનો સુબેદાર નિમ્યો, યશવતસિહ* અસતોષ પામી મરાઠાઓને જઇ મળવાની બીકથી તેને સુલતાનનો મદદનીશ નિમી દક્ષિણમાજ રાખ્યો સત્ય કહીએ તો એ સમયે ઔરગઝેબે સ્વય દક્ષિણમા ચઢાઇ લઇ જઇ શિવાજીમહારાજનો પરાજય કરવાની જરૂર હતી, પરતુ કઇક અગત્યનુ રાજદ્વારી કારણ ઉપસ્થિત થતા તે કાશ્મીર તરફ જવા નીકળ્યો

ઔરગઝેબની આજ્ઞા થતા શાહિસ્તખાન દક્ષિણમાથી ચાલ્યો ગયો, એટલે યશવતસિહે પોતાનુ પ્રમાણિકપણુ અને શૌર્ય બતાવી આપવા માટે સિહગઢને પુન ઘેરો નાખ્યો, પરતુ શિવાજીમહારાજના સૈનિકોએ તેમના લશ્કરને ચારે દિશાએથી છાપા મારી એવુ ગભરાવી નાખ્યુ કે જેથી તેઓ કિલ્લા નજીક ઘણો વખત ટકી શક્યા નહિ એટલામા તેનો દારૂગોળો એકાએક સળગી ઉઠવાથી ઘણા માણસોનો નાશ થયો તેઓ થોડા દિવસમાજ ઘેરો ઉઠાવી લઇ મહામુશીબતે ઔરગાબાદ જઇ પહોચ્યા

આ પ્રમાણે શાહિસ્તખાનનો પરાજય કરીને મહારાજે પોતાનો મોર્ચો કોકણ તરફ ફેરવ્યો આ વખતે આદિલશાહ કાનડા પ્રાતપર સ્વારી લઇ ગયો હતો અને બેદનૂરનો રાજા શિવાપ્પાનાયક બહુ પ્રબળ થઇ ગયો હતો તેની સાથે તે લડતો હતો આ તક સાધીને મહારાજ કોલ્હાપુર અને કુડાળા થઇને બેગલોર સુધી આવ્યા ( મે સન ૧૬૬૩ ) આ સમયના અગ્રેજોના લખાણમા એવુ છે કે, 'આ વખતે મહારાજ જે જે ગામ ગયા હતા, ત્યાના લોકોને પોતાના તરફથી કોઇપણ જાતનો ઉપદ્રવ કરવામા નહિ આવે, એવા કોલ તેમણે આપ્યા હતા ' આ વખતે બેગલોરના લોકોએ તેમના થાણેદારપર હલ્લો કર્યો આથી મહારાજને ઘણોજ ગુસ્સો આવ્યો અને ત્યા જઇને તે લોકોને સજા કરી તે ગામના વેપારીઓને લૂટીને તે સ્થાનમા પોતાના ૨૦૦૦ માણસો મૂકયા મહારાજ કોકણના બદરની નજીક આવ્યા છે, એવા સમાચાર મળતાજ સાકળી, દિચોલી વગેરેના મુસલમાન થાણેદારો નાસી ગયા આ સમાચાર સાભળીને આદિલશાહે વાડીના સાવતોને લખી જણાવ્યુ કે, તેમણે ફોડેના સુબેદારને મદદ કરવી અને રાજાપુર વગેરે સ્થળોમાથી મહારાજના માણસોને હાકી કાઢવા, પણ આ આજ્ઞાનુ પાલન કરવાની તેમનામા લગારે હિમત હતી નહિ

---

* નિંયર લખે છે કે, એ રાજપૂત સરદારને બાદશાહે દિલ્હી પાછો બોલાવ્યો હતો પણ ત્યા નહિ જતા તે પોતાના સસ્થાનમા ચાલ્યો ગયો.



# प्रकरण १७ मुं—सुरत, बार्सिलोर वगेरेमां लंट

યુદ્ધનો વિચાર બંધ કરી, યશવંતસિંહ ઔરંગાબાદ પાછો જઇ સ્વસ્થ થયા પછી શિવાજીમહારાજે કલ્યાણ અને દંડારાજપુરીમા પોતાનુ સૈન્ય ભેગુ કર્યું સૈન્ય ભેગુ કરવાનો ઉદ્દેશ, જનસમાજમા તદ્દન જુદોજ પ્રસિદ્ધ કર્યો કે, વસઇ અને ચેઉલના ફિરંગીઓપર સ્વારી કરવાની છે અને સીદીનો પરાજય કરવાને પુન એક વખત જુસ્સાબંધ ચઢાઇ લઇ જવી છે, પરંતુ લશ્કર ભેગુ કરવાનો તેમનો વાસ્તવિક ઉદ્દેશ તો સુરત શહેર ઉપર હુમલો કરી તેને લૂટી લેવાનો હતો એ સમયે હિંદુસ્તાનમા થોડાક ધનાઢ્ય શહેર હતા, તેમા સુરત શહેરની પણ ગણના થતી હતી દેશવિદેશના વ્યાપારીઓ એ શહેરમા આવી હિંદુસ્તાન સાથે વ્યાપાર ચલાવતા હતા, તેથી ત્યા ઘણા શ્રીમંત વ્યાપારીઓ રહેતા હતા તેમાના કેટલાક તો મોટા ધનવાન હતા બહીરજી નાયક નામક એક અતિશય બુદ્ધિમાન અને ચાલાક પુરુષ મહારાજના તાબામા નોકર હતો, તેને તેમણે ગુપ્ત બાતમી લાવવાનુ કામ સોપ્યુ હતું તે નાના પ્રકારના વેશ ધારણ કરી સર્વત્ર ફરતો અને હમેશા પોતાના સ્વામીને સર્વ પ્રકારની ખબર લાવી આપતો ગુપ્તરીતે સુરતની ખબર લાવવાનુ કામ પણ મહારાજે તેને સોપ્યુ હતું તેણે સુરત શહેરમા ફરી વળી ત્યાના બંદોબસ્તનુ બારિક દૃષ્ટિથી અવલોકન કરી, મહારાજને સમાચાર આપ્યા કે, આ પ્રસંગેજ સુરત ઉપર હુમલો કરી લૂટ કરવાથી અગણિત દ્રવ્ય મળે એવો સંભવ છે [1]

ગુપ્તચરે ખબર આપ્યા પછી મહારાજે પૂર્વોક્ત પ્રકારે પોતાનું સૈન્ય તૈયાર કર્યું અને સુરત ઉપર પોતે સ્વત ચઢાઇ લઇ જવાનો નિશ્ચય કર્યો તેમને અગાઉ અનેક વખત એવો અનુભવ મળ્યો હતો કે, કોઈ પણ સરદારને આવી ચઢાઈનુ કામ સોપવાથી જોઇએ તેવી કાળજીપૂર્વક કાર્ય પરિપૂર્ણ થતુ નથી ચુંટી કાઢેલા દશ હજાર માવળા યોદ્ધાસહિત મહારાજ સ્વારીમા નીકળ્યા તેમની સાથે મોરોપંત, પ્રતાપરાવ ગુજર, વ્યંકાજીપંત, મકાજી આનંદરાવ, નિળોપંત, અણ્ણાજીપંત, દત્તાજીપંત, માનસિંહ મોરે અને રૂપાજી ભોસલે હતા પોતાના મનુષ્યોસહિત તેમણે-

---

1 કેટલાક ઇતિહાસકારો લખે છે કે, શિવાજીમહારાજે સ્વત. વેશ બદલીને સુરત શહેરમા પ્રવેશ કર્યો અને ત્યા ત્રણ દિવસ રહી અગત્યની માહિતી મેળવી લીધી હતી, તેમજ શ્રીમંતશાહુકારોના ઘર જોઈ લીધા હતા

કોકણમાથી સીધો સુરતનો માર્ગ લીધો [1] સુરત ઉપર હુમલો લઈ જવાનો મોગલોને સશય ન પડે તેથી તેઓએ બહાનુ કર્યું કે –"અમે નાશિક તીર્થ જઇએ ત્યાથી મોરોપતે હમણાજ હસ્તગત કરેલો કિલ્લો તપાસવા જઇશુ " ખોટુ બહાનુ બતાવી તેમણે ઉત્તર દિશામા કૂચ કરી અને લાબી મજલે પડાવ નાખતા નાખતા અચાનક સુરતથી ૨૮ માઈલપર ગણદેવી નામનુ ગામ છે, ત્યાસુધી આવી પહોચ્યા

શિવાજીમહારાજ શહેર લૂટવાને આવે છે, એવા સમાચાર મળતાજ શહેરના લોકો ગભરાઇ ગયા અને પોતાના બૈરાછોકરા લઇને તાપી નદીને સામેપાર નાસી જવા લાગ્યા. કેટલાક શ્રીમત લોકોએ કિલ્લેદારને લાચ આપીને કિલ્લાનો આશ્રય લીધો મહારાજ જ્યારે શહેરથી પાચ માઇલના અતરપર આવ્યા ત્યારે કિલ્લેદારે તેમની સાથે ખડણી આપી સલાહ કરવાને માણસ મોકલ્યો, પણ મહારાજે તેને કેદમા રાખી મૂક્યો આથી ઇનાયતખાન ઘણોજ ગભરાઇ ગયો અને શહેરના લોકોનુ જે થવાનુ હોય તે થાઓ, એમ ધારી એ બીકણ કિલ્લેદાર પોતાના કિલ્લામા જઇને રહ્યો શહેરના રક્ષણને વાસ્તે તેણે કશોજ પ્રયત્ન કર્યો નહિ

મહારાજ તારીખ છઠ્ઠી જાનેવારી સને ૧૬૬૪ના દિવસે સુરત પાસે આવીને બરહાનપુર ભાગોળ બહારના બાગમા ઉતર્યા આગલી રાત્રે બે જાસૂસોને પત્ર આપીને તેમણે શહેરમા મોકલ્યા હતા એ પત્રમા એવુ લખેલુ હતુ કે, 'શહેરના સુબેદારે અને હાજી સયદ બેગ, બહારજી બોરા અને હાજી કાસમ નામના ત્રણ અતિ ધનાઢ્ય વેપારીઓએ પોતાની પાસે આવીને ખડણીની રકમ નક્કી કરી જવી જો તેમ કરવામા નહિ આવે, તો તમારૂ શહેર બાળીને ખાખ કરી નાખીશ ' આ પત્રનો કઈ પણ જવાબ મળ્યો નહિ આથી મહારાજના ઘોડેસ્વારો શહેરમા દાખલ થયા. એમ કહેવામા આવે છે કે, સુરત આગળ આવીને એમણે એવુ જાહેર કર્યું હતુ કે, શહેરના વેપારીવર્ગને ઉપદ્રવ કરવાનો પોતાનો જરાપણ ઇરાદો નથી; પણ ઔરગઝેબે પોતાના રાજ્યપર સ્વારી કરીને ઘણી ખરાબી કરી હતી અને પોતાના કેટલાક સબધીજનોનો નાશ કર્યો હતો તેનુ વેર લેવાને માટે હુ આવેલો છુ મહારાજના માણસો જે વખતે શહેરમા દાખલ થવા લાગ્યા તે વખતે કિલ્લાપરથી તેનાપર તોપોનો મારો શરૂ થયો, પણ તેમણે તેની પરવા કરી નહિ. કિલ્લામાના લોકો બહાર આવીને પોતાની લૂટના કાર્યમા હરકત કરે નહિ, તે બદલ તેમને અટકાવવાને માટે મહારાજે મોરચા બાધીને પોતાના કેટલાક માણસો બદુકો સાથે મૂક્યા હતા કિલ્લો ઘણોજ મજબૂત હતો અને તે સર કરી શકાય એમ હતુ નહિ કિલ્લાપરની તોપોથી મહારાજના માણસોને વિશેષ નુકશાન થયુ નહિ માત્ર શહેરના પુષ્કળ મકાનોનો નાશ થયો

૧ ઑર્મી લખે છે કે, પોતાનો પ્રપચ કોઈના જાણવામા ન આવે તે માટ મહારાજે ચેઉલ અને વસઇ આગળ બે છાવણી નાખી, એવો ભાસ કરાવ્યો કે, એ બન્ને શહેરો પર અચાર હુમલો કરશે પછી વસઈની છાવણીમાથી ચાર હજાર ઘોડેસ્વાર લઈને નીકળ્યા અને તે છાવણીમા પ્રથમના જેવીજ વ્યવસ્થા રાખવાની અને [illegible] [illegible]ની તેમણે વ્યવસ્થા કરી

શહેરમા દાખલ થઇને શેઠીઆઓના મકાનો કબજે કરી તેમણે ચાર દિવસ સુધી લૂટ ચલાવી. જે કોઇ પોતાની સપત્તિ બતાવતુ નહિ તેને મારી નાખવાનો ભય બતાવીને તેની સપત્તિ મહારાજે લઇ લીધી આ વખતે મહારાજના હાથમા એક યાહુદી વેપારી આવ્યો એ કોન્સ્ટેન્ટિનોપલનો રહેવાસી હતો અને ઔરગઝેબને બતાવવા સારૂ તે ઘણુ મૂલ્યવાન જવાહીર લાવ્યો હતો મહારાજને એ વાતની ખબર પડતાજ તેને પોતાની પાસે પકડી મગાવ્યો અને એ બધુ ઝવેરાત બતાવી દેવા કહ્યુ, પણ તેણે તેમ કર્યું નહિ ત્રણવાર તેને ભોયપર નાખી તેની ગરદનપર તલવાર મૂકી મારી નાખવાની ધમકી આપી, પરતુ આ યાહુદી વેપારી જરા પણ ડગ્યો નહિ તેને પોતાના જીવ કરતા પૈસો વધારે પ્રિય લાગ્યો બીજો એક વેપારી ચાળીસ પોઠો કાપડથી લાદીને આગ્રાથી સુરત આવ્યો હતો તેને પકડી મગાવીને તેની પાસે નગદ નાણાની માગણી કરી ત્યારે તેણે કહ્યુ કે, મારી પાસે તો માત્ર આ કાપડ છે અને હજુ મે તે વેચ્યુ નથી એ કાપડ લઇને તમે મને છોડી મૂકો, પણ તેની આ વાત મહારાજને ખરી લાગી નહિ તેથી તેમણે તેનો જમણો હાથ કાપી નાખવાની આજ્ઞા કરી તેનુ કાપડ મહારાજના માણસોએ બાળી નાખ્યુ, કારણ કે એ લોકો માત્ર સોનુરૂપુ અને જવાહીરજ લૂટતા હતા

ડચ લોકોની વખાર પાસે ઉપર જણાવેલા બહરજી બોરાનુ મકાન હતુ આ વેપારી પાસે અપાર સપત્તિ છે, એવી લોકવાયકા હતી આ મકાનમા મહારાજના માણસોએ લૂટ કરી અને તેમાથી ૨૮ શેર મોતી, હીરામાણેક વગેરે જવાહીર અને પુષ્કળ દ્રવ્ય લઇ ગયા તેજ પ્રમાણે અગ્રેજોની વખાર પાસે હાજી સૈયદ બેગ નામના વેપારીનુ મકાન હતુ અહી પણ તેમણે લૂટ કરી સૈયદબેગ આ વખતે કિલ્લામાં સતાઇ રહ્યો હતો, પણ તેના આ મકાનના રક્ષણ માટે અગ્રેજોએ પોતાના કેટલાક માણસો મૂકયા હતા અને તેથીજ તેની બાકી રહેલી સપત્તિનો બચાવ થયો હતો એમ કહેવાય છે સુરત શહેરની તે વખતની અગ્રેજોની વખારનો મુખ્ય માણુસ સર ઓકઝેન્ડન કરીને હતો શિવાજીમહારાજ સુરત લૂટવાને આવે છે એવા સમાચાર મળતાજ તેણે નાસી ન જતા બચાવની સપૂર્ણ તૈયારી કરવા માડી વહાણોપરના ખલાસીઓ વગેરે મળીને આશરે ૧૪૦ અગ્રેજો અને ૬૦ દેશી સિપાઇઓને બદુકો વગેરે આપીને તેણે તૈયાર કર્યા અને વહાણપરની તોપો લાવીને પોતાની વખારની આજુબાજુ ગોઠવી દીધી એની ગોઠવણ એવી રીતે કરી હતી કે, મરાઠાઓ જો વખાર ઉપર હલ્લો કરવાને આવે તો તોપોનો મારો એવી રીતે શરૂ કરી શકાય કે, તેઓ આગળ આવી શકે નહિ મહારાજ શહેરમા આવ્યા તે પહેલા એણે એવુ જાહેર કર્યું હતુ કે, મરાઠાઓ સાથે ટક્કર લેવાને તે સંપૂર્ણ તૈયાર છે. પછી ઉપર જણાવ્યા પ્રમાણે સૈયદ બેગનુ મકાન લૂટવામા પણ તેમણે હરકત કરી, એથી મહારાજને ગુસ્સો આવ્યો અને તેમણે ઓકઝેન્ડનને એવો સદેશો કહાવ્યો કે –"કા તો તમે અમને ત્રણ લાખ રૂપિયા મોકલી આપો અથવા અમને સૈયદ બેગનું મકાન લૂંટવા દો જો આ બેમાથી એક પણ વાત તમે નહિ કરો તો હું પોતે ત્યા આવીશ અને તમારા એકે એક માણસની કતલ કરીશ." આનો તેણે

એવો જવાબ મોકલ્યો કે –"એમાની એક પણ વાત કરવાને હું તૈયાર નથી તમારી મરજી પડે ત્યારે ચઢી આવજો" તેના આ ઉત્તરથી તેને સજા કરવાનુ મહારાજ ચૂકત નહિ પણ તેમને ખબર હતી કે તેની સાથે લઢવામા કઇ ખાસ ફાયદો નથી એમા આપણુને જેટલુ નુકશાન થાય તેથી વધારે ફાયદો થવાનો સભવ નથી તે ઉપરાત મોગલોનુ સૈન્ય આવી પહોચે તે પહેલા, કરેલી લૂટ પોતાના કિલ્લામા પહોચાડવાની પણ તેમની ખાસ ધારણા હતી આવો વિચાર જો તેમના મનમા આવ્યો ન હોત તો આ સો દોઢસો અગ્રેજોની ખબર લઇ નાખવી, એ કઇ તેમને માટે મુશ્કેલ નહોતુ બીજુ મહારાજને એમ પણ લાગતુ હતુ કે, બને ત્યાસુધી આ અગ્રેજ વેપારીઓને ત્રાસ આપવો નહિ એનુ એક ઉદાહરણ છે મહારાજ જે વખતે શહેરમા દાખલ થયા તે વખતે એન્ટની સ્મિથ નામનો એક અગ્રેજ ડચ લોકોના વહાણુપરથી ઉતરી કિનારે આવતો હતો, તેને મહારાજના માણસોએ કેદ કર્યો આ અગ્રેજ મહારાજની છાવણીમા બીજા કેદીઓની સાથે ત્રણ દિવસ સુધી કેદ રહ્યો હતો ત્રીજે દીવસે તેનો એક હાથ કાપી નાખવાની મહારાજે આજ્ઞા કરી ત્યારે તેણે હિદુસ્તાની ભાષામા કહ્યુ કે, મારો હાથ કાપો છો તેના કરતા મારૂ માથુ જ કાપી નાખો આથી તેના માથાપરથી ટોપી ઉતારવામા આવી તેનુ માથુ જોતાજ તે અગ્રેજ છે એમ મહારાજે જાણ્યુ અને તેને ન મારવાની આજ્ઞા કરી પછી એક સદેશો લઇને તેને ઓકઝેન્ડન પાસે મોકલ્યો, પણ તેનો જવાબ આપવા ઑકઝેન્ડને તેને પાછો મોકલ્યો નહિ આ અગ્રજે શિવાજીની છાવણીની હકીકત નજરોનજર જોઇ હતી તે જણાવે છે કે –"મહારાજ એક તબુમા બેસતા હતા અને જે માણસપર એવો આરોપ હોય કે –' આ માણુસ પોતાનુ દ્રવ્ય કયા સતાડયુ છે, તે બતાવતો નથી ' તેના હાથ કે માથુ કાપી નાખવાને તેઓ તરતજ હુકમ કરતા હતા"

આ શહેરની લૂટ ચાલતી હતી, ત્યારે મહારાજે દરેકને પોતાનુ ઉગ્રસ્વરૂપ બતાવ્યુ ન હતુ તે વખતે સુરતમા રેવરડ ફાધર આમ્બ્રોજ નામનો એક કાપુશિયન પાદરી રહેતો હતો કોઇક માણસે તેનુ મકાન બતાવ્યુ; પણ મહારાજે તે મકાન ઉપર હલ્લો કર્યો નહિ મહારાજે તે વખતે એવુ કહ્યુ કે, આ પાદરી લોકો સારા આચરણવાળા હોય છે, માટે તેમને હેરાન કરવા તે ઠીક નથી બીજી એક વાત એવી છે કે, તે વખતે એક મોહનલાલ પારેખ નામનો ડચ લોકોનો દલાલ ત્યા રહેતો હતો તે ઘણોજ નીતિમાન અને ધર્મશીલ હતો તે કેટલાક વર્ષોથી મરણ પામ્યો હતો અને પાછળ એક કુટુબ મૂકી ગયો હતો તેના ઘરમા પુષ્કળ સપત્તિ છે, એમ કેટલાક લોકોએ મહારાજને જણાવ્યુ, પણ તેની નીતિની અને ધર્મશીલતાની વાત મહારાજના સાભળવામા આવી હતી, તેથી મહારાજે તેના મકાનને હાથસરખો પણ લગાડયો નહિ

આ પ્રમાણે સુરત શહેર લૂટીને બધુ દ્રવ્ય કોથળાઓમા ભરીને ઘોડાપર લાદી મહારાજ રાયગઢ ઉપર સુરક્ષિતપણે આવી પહોચ્યા કોઈ પણ મોગલસરદારનામા તેમને અટકાવવાની હિમત નહોતી આ લૂટમા મળેલા માલની

કિંમતનો અડસટ્ટો કરતા તે સાડાઆઠ કરોડ હોનની થઇ હતી એમ કહેવાય છે આ સ્વારીમા મોગલોના તેમજ બીજા શાહુકારોના પુષ્કળ ઘોડા મહારાજને લૂટતરીકે મળેલા હતા તેમની ગરદનપર ચોકડીનુ ચિન્હ કરીને તે ઘોડાઓની એક નવી પાયગા તૈયાર કરી

એમ કહેવામા આવે છે કે, મહારાજનુ દગાથી ખૂન કરવાને માટે ઇનાયતખાને એક માણુસને સુલેહના સદેશાનુ બહાનુ કાઢીને મહારાજ પાસે મોકલ્યો હતો. તે માણુસે મહારાજ પાસે જઇને સુલેહની કેટલીક શરતો કહી સભળાવી આ સાભળી મહારાજે કહ્યુ કે –" તારો સરદાર બાયલાની પેઠે કિલ્લામા લપાઇને બેઠો છે, પણ શુ અમે કઇ તેના જેવા બાયલા છીએ કે આવી શરતો માન્ય કરીએ ?" એટલે તે માણુસે કહ્યુ –" અમે કઇ બાયલા નથી, મારે તમને હજુ કઇક કહેવાનુ છે" એમ કહીને પોતાની પાસે સતાડી રાખેલુ ખજર એકદમ બહાર કાઢીને તે મહારાજ ઉપર ધસી ગયો, પણુ તે વખતે મહારાજની પાસે નાગી તલવારે એક શિલેદાર ઉભો હતો તેણે તેના ખજરવાળો હાથ કાપી નાખ્યો, પણુ તે એટલા જુસ્સાથી આગળ વધ્યો હતો કે, તેના તે ઠુઠા હાથનો ધક્કો વાગવાથી મહારાજ અને તે માણુસ ઉભય ભોયપર પડયા મહારાજના માણુસોએ તેને ત્યાજ ઠાર કર્યો અને ગુસ્સાના આવેશમા કેદ કરી આણેલા માણુસોની પણ તેમણે કતલ કરવા માડી, પણ મહારાજે તે લોકોને તેમ કરતા અટકાવ્યા

મહારાજ સુરત શહેર છોડીને ચાલ્યા ગયા પછી સાત આઠ દિવસ બાદ મોગલોનુ સૈન્ય ત્યા આવીને દાખલ થયુ ત્યાસુધી મહારાજના પાછા આવવાના ભયથી નાસી ગયેલા લોકો શહેરમા પાછા આવ્યા ન હતા મોગલોનુ સૈન્ય આવવાથી નાસી ગયેલા લોકો ધીમે ધીમે પાછા આવવા લાગ્યા ઇનાયતખાન કિલ્લામા સતાઇ ગયો હતો, તે શહેરમા આવ્યો ત્યારે લોકોએ તેનો ઘણોજ તિરસ્કાર કર્યો અને અગ્રેજોએ આ વખતે જે બહાદુરી બતાવી હતી, તે બદલ લોકોએ ઓકઝેન્ડનના ઘણાજ વખાણુ કર્યા એમ કહેવાય છે કે, અગ્રેજ લોકોના શૌર્યને લીધે તેમની વખારની આસપાસ આવેલો શહેરનો ભાગ બચી જવા પામ્યો હતો મોગલ સેનાપતિ જ્યારે શહેરમા આવ્યો ત્યારે સર ઓકઝેન્ડન તેની મુલાકાતને માટે ગયો અને તેના પગ આગળ પોતાના હાથમાથી બદુક મૂકી દઇને તે બોલ્યો કે –" હુ મારા હાથમાના શસ્ત્રો હવે તમારી આગળ ધરી દઉ છુ હવે આ શહેરનુ રક્ષણુ કરવુ એ તમારા હાથમા છે " તે સેનાપતિએ તેના વખાણુ કરીને કહ્યુ કે – " તમને શિરપાવ અને ઘોડા આપી તમારી કમ્મરે તલવાર બાધીને સત્કાર કરવો મારે માટે ઉચિત છે " આ સાભળી તેણે કહ્યુ કે –"એ બધુ તો સૈનિકને માટે યોગ્ય છે, હુ કઈ સૈનિક નથી હુ તો માત્ર એક વ્યાપારી છુ અને અમારા વ્યાપારમાટે બાદશાહ તરફથી સગવડ મળે એવી વ્યવસ્થા થવા માટે મારી વિનતિ છે " સુરતના વ્યાપારીઓને આટલુ બધુ ભારે નુકશાન થયુ તે બદલ ઔરગઝેબે પોતાની સહાનુભૂતિ બતાવી અને તે સર્વના આયાત માલ ઉપર એક વર્ષને માટે જકાત માફ કરી. ડચ લોકોએ અને અગ્રેજોએ જે બહાદુરી બતાવી

હતી, તે બદલ તેમના માલ ઉપર એક ટકા જકાત માફ કરી ઇસ્ટ ઇન્ડિયા કપનીના વ્યવસ્થાપકે સર ઓકઝેન્ડનને તેના શૌર્યની કદરતરીકે એક સુવર્ણનો ચાદ આપ્યો.

સુરતથી પાછા આવ્યા પછી મહારાજને શાહજીરાજાના મૃત્યુના અત્યત શોકજનક સમાચાર મળ્યા, તેથી કેટલાક દિવસ શોકમા અને પિતાની ઉત્તરક્રિયા કરવામા વીત્યા એ સમયે મહારાજ સિહગઢ ઉપર નિવાસ કરતા હતા પિતાની ઉત્તરક્રિયા પરિપૂર્ણ થયા પછી તેઓ પાછા રાયગઢ ઉપર ગયા ત્યા જઈને તેમણે રાજ્યકારભારની અને જૂદા જૂદા ખાતાની સુવ્યવસ્થા કરી શાહજીરાજાના મૃત્યુ પછી મહારાજે પોતાના નામ પાછળ "મહારાજ"નો ખિતાબ ધારણ કર્યો અને પોતાના નામના સિક્કા પડાવ્યા

એ સમયે શિવાજીમહારાજ તદ્દન સ્વસ્થ હતા, તેમ છતા તેમના મનુષ્યો મોગલોની હદમા એકસરખુ તોફાન મચાવી રહ્યા હતા નેતાજી પાલકર પોતાના ઘોડેસ્વારોસહિત આઠ મહીના મુસાફરી કરી વર્ષાકાળના આરભમા પુષ્કળ લૂટ લઈ પાછો આવતો હતો મહારાજના વહાણો પણ કઈ સ્વસ્થ પડી રહ્યા નહોતા સમુદ્રમા વ્યાપારીઓના મછવા કે વહાણુ નજરે પડતા તેને લૂટી લાવવાનુ, કિંવા એચી લાવવાનુ કામ સર્વદા ચાલુ હતુ મોગલોના વહાણુમા મક્કે જનારા યાત્રાળુઓ મુસાફરી કરતા તેમાથી શ્રીમત યાત્રાળુઓને પકડી તેઓ દડ વસુલ કરતા શિવાજીમહારાજે બનતી ઉતાવળે અહમદનગરપર હુમલો કરી ત્યાના બજારો લૂટયા અને ઔરગાબાદપર્યંતનો સર્વ પ્રાત પુન લૂટી ઉજ્જડ કરી નાખ્યો

મહારાજ એ કાર્યમા ગુથાયલા હોવાનુ જાણી પન્હાળા ઉપર વિજાપુર—સરકારના બે સરદાર રહેતા હતા તેમણે મહારાજ સાથે થયેલુ તહનામુ રદ કરી કોકણપટ્ટી પાછુ પોતાના તાબામા લેવાનો પ્રબળ પ્રયત્ન કર્યો તેમણે કેટલાક થાણા તાબે કર્યા આ તોફાનની ખબર મળતાજ મહારાજ અતિ વેગપૂર્વક તે પ્રાતમા આવી પહોચ્યા વિજાપુરસરદારોની કલ્પનામા પણ નહોતુ કે, મહારાજ એટલા સત્વર ત્યા આવી પહોચશે તેમણે સરદારો સાથે યુદ્ધ કરી તેમનો પરાજય કર્યો તેમજ તેમના હજારો સૈનિકોના માથા ઉડાવી દીધા કારવાર અને વિજાપુરના અગ્રેજ વ્યાપારીઓએ લખ્યુ છે કે, 'એ યુદ્ધમા લગભગ છ હજાર સનિકો સમરભૂમિમા મરણ પામ્યા હતા' વેગુર્લાના માણસોએ મહારાજના તે સ્થળના થાણેદાર ઉપર હુમલો કર્યો, તેથી તેમણે તે શહેર બાળી ભસ્મ કર્યું વિજાપુરી સરદારોનો પરાજય કર્યા પછી મહારાજ પુન સિહગઢમા આવ્યા તેમના સાભળવામા આવ્યુ હતુ કે, જુન્નરમા મોગલ લશ્કરની છાવણીમા ઔરગાબાદથી આવેલા વિશેષ લશ્કરનો ઉમેરો થયો છે અને તેઓ મહારાજના તાબાના થાણાપર હુમલા કરવાની તૈયારીમા છે, પરંતુ મહારાજને પુન સિહગઢ આવી પહોચેલા જાણી મોગલોએ પોતાની હીલચાલ બધ પાડી મોગલો પોતાને સ્થળે શાત બેસી રહ્યા છે, જાણી મહારાજે પોતાના કેટલાક ઘોડેસ્વારને કૃષ્ણા નદીની દક્ષિણ બાજુએ વિજાપુરસરકારના દેશમા લૂંટફાટ કરવા મોકલ્યા મહારાજે એક તરફથી તે સરકારને નિર્બળ બનાવી બીજી તરફથી તેમના બાર્સિલોર વગેરે

ધનાઢ્ય શહેર લૂંટવાની યુક્તિ રચી જળમાર્ગે બાર્સલોર શહેર જવાનો નિશ્ચય કરી મહારાજે માલવણના સિંધુદુર્ગ પાસે એક મોટુ લશ્કરી વહાણ તયાર કરાવ્યુ પોતાની યુક્તિ તદ્દન ગુપ્ત રાખવા માટે તેમણે બહાર એવી અફવા ફેલાવી કે, જુન્નરમા મોગલોની છાવણીપર હુમલો કરવાની તૈયારી કરવામા આવે છે અન્ય મનુષ્યોને ભૂલથાપ આપી મહારાજ એકદમ માલવણ આવી પહોચ્યા અને વહાણમા બેસી બાર્સિલોર[1] શહેર તરફ ગયા શહેર આગળ પહોચ્યા પછી સૂર્યોદય થતાજ શહેરમા પ્રવેશ કર્યો ત્યાની પ્રજા તદ્દન અસાવધ હતી, તેમનાપર કોઈ શત્રુ સમુદ્રમાર્ગે ચઢી આવશે, એ તેમના સ્વપ્નામા પણ નહોતુ તેમણે એક દિવસમા સમસ્ત શહેર લૂટી ઉજ્જડ કર્યું કહેવામા આવે છે કે, સુરત શહેરની પેઠેજ એ શહેરમાથી પણ તેમને પુષ્કળ લૂટ મળી એ લૂટમા મળેલા માલની કિંમત લગભગ બે ત્રણ કરોડ રૂપિયા જેટલી થતી હતી

એ શહેર લૂટયા પછી મહારાજે ત્યાથી કુચ કરી કડવાલ, સિદ્દેશ્વર, મિરજ, અકોલા, કોદ્રા, હુમાઉદ વગેરે સ્થળો સર કરી ત્યા પોતાની સત્તા જમાવી તેમણે ગોકર્ણ મહાબળેશ્વરનું સ્થાન તાબે લઈ ત્યાના દેવસ્થાનના દર્શન કર્યા અને પુષ્કળ દાનધર્મ કર્યું બેદનૂર પ્રાતમા શિવાપ્પા નાયક નામક એક જાગીરદાર સ્વતંત્ર થઈ પડયો હતો તેની જાગીરમા જતા પહેલા મહારાજે તેને કહાવી મોકલ્યુ હતુ કે —'અમને પ્રતિવર્ષે કંઈક નજરાણુ આપી તમારો વકીલ અમારા દરબારમા રાખવો' પરંતુ અભિમાની સરદારે તે માગણીનો ઉત્તર આપ્યો કે —'મારી પાસે નજરાણુ લેવાની તમારામા શક્તિ હોય તો અહી આવીને લેવુ' સરદારનો ઉચ્છૃખલતાભરેલો ઉત્તર મહારાજ સહન કરી શકયા નહિ જે સમયે મહારાજે પૂર્વોક્ત પ્રાતોપર સ્વારી કરી એક પછી એક થાણા સર કરવા માડયા, તે સમયે નાયક સરદાર ગભરાયો તેણે તત્કાળ મહારાજ પાસે પોતાનો વકીલ મોકલ્યો અને તેની સાથે એક લાખ રૂપિયાનું ઝવેરાત તથા મૂલ્યવાન પોષાક ભેટ મોકલ્યો નાયક સરદાર અતિશય નમ્રતા અને સ્નેહભાવ બતાવી મહારાજની મુલાકાત લેવા આવ્યો અને તેણે કબૂલ કર્યું કે —'હુ પ્રતિવર્ષે ત્રણ લાખ રૂપિયા ખંડણી ભરીશ ' તેની નમ્રતા અને કબૂલતથી મહારાજ પ્રસન્ન થયા મહારાજે તેને અભયવચન આપી તેની જાગીરમા ઉમાજીપંતને પોતાના વકીલતરીકે મોકલ્યો આ વખતે સોમરાણીનુ થાણુ એક જમાદારને હવાલે હતું, તે તેણે મહારાજને સ્વાધીન કર્યું

ગોકર્ણથી આવ્યા પછી મહારાજે બારજ વહાણ રાખીને બીજા ઘણા ખરા વહાણો પાછા મોકલી દીધા અને ચાર હજાર લશ્કરસહિત આગળ કુચ કરી બીજા કેટલાક વ્યાપારી શહેરો લૂટી પુષ્કળ લૂટ મેળવી એ સમયે મહારાજ કારવાર પાસે આવ્યા તેમના પાસે આવવાના સમાચાર સાભળીને ત્યાના અંગ્રેજ વ્યાપારીઓએ પોતાની સર્વ રોકડ અને બીજી લઇ જવા યોગ્ય વસ્તુઓ લઇ જઇને મસ્કતના એક વ્યાપારીનુ વહાણ હતું, તેમા ભરી અને પોતે પણ ત્યા જઇને રહ્યા

૧ કેટલીક બખરમા એ શહેરનુ નામ બાસનૂર છે શિ દિ મા એનું નામ હસ્લસનૂર છે સભાસદની બખરમા ફક્ત હસનૂર છે

તે વખતે શેરખાન પોતાના પાચસો માણુસો સાથે ત્યા આવી ચઢયો હતો તેણે મહારાજને કહાવી મોકલ્યુ કે, 'જો તમે શહેર ઉપર હુમલો કરશો તો તેનુ રક્ષણુ કરવામા અમે પણુ કચાશ રાખીશુ નહિ' મહારાજે જવાબ દીધો કે, 'અગ્રેજ લોકો મારા કટ્ટા દુશ્મન છે મારે તેનો બદલો લેવો છે' શેરખાને આ સદેશો અગ્રેજ વ્યાપારીઓને જણાવ્યો તેનો જવાબ તેમણે એવો આપ્યો કે, 'અમારી તરફથી તો પૈસાને બદલે દારૂગોળાથી તમારો સત્કાર કરવામા આવશે' આ સદેશો સાભળીને મહારાજને ઘણોજ ગુસ્સો આવ્યો અને અગ્રેજોને પકડ્યા વગર જવુ નહિ, એવો તેમણે નિર્ણય કર્યો તેમનો આવો નિર્ણય જાણીને શેરખાને કારવારના કેટલાક વ્યાપારીઓ પાસેથી પૈસા લીધા અને અગ્રેજો પાસેથી એકસોબાર પાઉન્ડ લીધા અને તે મહારાજને આપ્યા એ પૈસા મળવાથી મહારાજ ત્યાથી ચાલ્યા ગયા તે કારવારમા હતા તેજ સમયે જયસિહ પોતાના પ્રદેશ ઉપર ચઢાઇ કરવાનો વિચાર કરે છે એ વાત તેમના જાણુવામા આવી હતી, તેથીજ જે કઇ પૈસા મળ્યા તે લઇને મહારાજ ત્યાથી નીકળી ગયા તેમણે પોતાનુ સર્વ સૈન્ય જમીનમાર્ગે રવાના કર્યું અને પોતે એક વહાણુમા બેસીને જળમાર્ગે પ્રયાણુ કર્યું તેમના મનમા એવુ હતું કે જળમાર્ગે જલદીથી જવાશે અને તેથી સીદીની ચળવળ શી છે તે પોતાના જાણુવામા આવશે પણુ પવન પ્રતિકૂળ હોવાથી કેમે કરીને વહાણુ ચાલેજ નહિ, તેથી તેમને કેટલાક દિવસો વહાણુમાજ રોકાઇ રહેવુ પડયુ ત્યાર પછી તેમણે કદિ પણુ જળમાર્ગે પ્રવાસ કર્યો નહિ





# प्रकरण १८ मुं—जयसिंहमिरझा राजानी स्वारी

દક્ષિણની ચઢાઇમાથી રાયગઢપર પાછા આવતાજ મહારાજને સમાચાર મળ્યા કે, ઔરગઝેબે જયપુરના જયસિહમિરઝા રાજા તથા દિલેરખાન નામક પોતાના બે સરદારને વિશાળ સૈન્ય તથા યુદ્ધોપયોગી પુષ્કળ સામાન અને સરજામ આપી રાયગઢપર ચઢાઇ કરવા મોકલ્યા છે શાહિસ્તખાન પરાજય પામી પાછો ગયા પછી અને યશવતસિહ નિર્બળ થઇ છાવણીમાજ સ્વસ્થ બેસી રહ્યા પછી ઔરગઝેબ મહારાજપર અતિશય ક્રોધાયમાન થયો હતો મહારાજના નાશ માટે પુન પ્રયત્ન કરવાનુ કામ તેણે એટલુ બધુ લબાવ્યુ તેનુ કારણ એ હતુ કે, એ સમયે તેને પોતાનીજ સુરક્ષિતતા જણાતી નહોતી પિતાને કારાગૃહમા પૂરી અને બધુઓને મારી નાખી બાદશાહ દિલ્હીની રાજગાદી પચાવી પડયો હતો, તેથી કયે સમયે કેવી પરિસ્થિતિ થઇ પડશે તેનો નિયમ નહોતો. મોઆઝીમને દક્ષિણના સુબાની પદવીપર મોકલ્યો હતો, પણ તેના તાબામા મોટુ લશ્કર આપી શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરવામા આવે તો તે શુ કરશે તેનો નિયમ નહોતો ઔરગઝેબને હમેશા ભીતિ રહેતી કે –' મારા પિતા સાથે મે જેવુ વર્તન ચલાવ્યુ છે, તેવુજ વર્તન મારી સાથે મારો પુત્ર ચલાવવા ચૂકશે નહિ ' તેથી તેણે યોજના કરી હતી કે, ઉત્તરમા બરોબર સ્થિરસ્થાવર થયા પછી અને પોતાની સત્તા નિર્વિઘ્નપણે સ્થાપિત થયા પછી દક્ષિણમા સ્વય પોતેજ મોટુ સૈન્ય લઇ સ્વારી કરવી અને શિવાજીમહારાજનો તથા આદિલશાહીનો એકદમ નાશ કરવો વળી તેને એમ પણ જણાયુ કે –' શિવાજીમહારાજે શાહિસ્તખાનને અચાનક પકડી ગભરાવી નાખ્યો તેમા તેણે કઇ પુરુષાર્થ કર્યો કહેવાય નહિ વિજાપુરસરકારની દુર્બળતાને લીધેજ તેનો નાશ થયો છે વાસ્તવિકરીતે જોતા મારા આગળ તે મગતરા જેવો છે તેને પકડી મસળી નાખતા મને વિલબ થશે નહિ ' ઔરગઝેબ શિવાજીમહારાજને " પહાડકા ચુવા " કહેતો હતો ઔરગઝેબને શિવાજીમહારાજના વાસ્તવિક બળ–સામર્થ્યની કલ્પના નહોતી, તેથી તે તેમને ઘણા દિવસથી એક સામાન્ય પુરુષ જેવો જાણતો હતો

મહારાજે મોગલોના પ્રાતોમા લાગલાગટ તોફાન મચાવી તેમના ઘણા થાણા તાબે કરી લીધા હતા સુરત શહેર લૂંટયુ. પોતાના નામ સાથે " રાજા " શબ્દ જોડી પોતાના નામના સિક્કા પડાવ્યા, વગેરે બાબતો જાણી ત્યારે ઔરંગઝેબને

તેમનાપર ક્રોધ ચઢયો હતો તેમા વળી મહારાજે લશ્કરી વહાણો તૈયાર કરાવી મક્કે હજ કરવા જનાર મોગલ અને મુસલમાન યાત્રાળુઓના વહાણો પકડી લૂટવાની ધમાચકડી ચલાવી હતી, તેથી બાદશાહે અતિશય ગુસ્સે થઇ પોતાના ધર્મવિરુદ્ધ કૃત્ય કરનાર કાફરનો એકદમ નાશ કરવાના નિશ્ચયથી ઉપર લખ્યા પ્રમાણે મિરઝા રાજા જયસિહ અને દિલેરખાનને મોટુ સૈન્ય આપી મોકલ્યા એ ચઢાઇમા ઔરગઝેબે બે સરદારો મોકલ્યા તેનુ કારણ એ હતુ કે –' બેમાથી એકાદ સરદાર રાજદ્રોહી થશે તો બીજો સરદાર પોતાની સાથે પ્રમાણિકપણે વર્તશે ' શત્રુના સરદારો સાથે મળી જઇ તેમને રાજદ્રોહી બનાવવાની કળામા શિવાજીમહારાજ નિપુણ હતા, તે પણ ઔરગઝેબ સારી પેઠે જાણતો હતો દિલેરખાનને ઔરગઝેબે ગુપ્ત રીતે કહ્યુ કે –" જયસિહ હિદુ હોવાથી શિવાજીમહારાજ સાથે મળી જઇને કઇ પ્રપચ રચે નહિ, તે માટે કાળજી રાખજો હુશિયારી રાખવી, તમામ ગુપ્ત બાતમી મેળવવી અને વિશ્વાસઘાતના ભોગ થઇ પડવુ નહિ " ખરૂ જોતા એ બન્ને સરદારોપર ઔરગઝેબને વિશ્વાસ નહોતો, પરતુ તરત વેળા દક્ષિણના શત્રુને નિર્બળ બનાવવાના કામમા તેઓ ઉપયોગી થઇ પડશે, એમ જાણીનેજ તેમને ત્યા રવાના કર્યા હતા

કહેવામા આવે છે કે, મહારાજના પરાક્રમની વાતો વખતોવખત ઔરગઝેબને કાને જવાથી તેને મહારાજની ઘણી બીક લાગતી હતી શાહિસ્તખાનને મોટી ફોજ આપી શિવાજીમહારાજપર મોકલ્યો, પરતુ તેનાથી કાઇ વળ્યુ નહિ, તેથી તેમનો પરાજય કેવી રીતે કરવો, એ ચિતા કરતા બાદશાહે વિચાર્યુ કે, આદિલશાહની સહાયતા સિવાય શિવાજીમહારાજનો પરાજય કરી શકાશે નહિ; તેથી તેમણે એક વકીલ મોકલી વિજાપુરસરકારની સહાયતા માગી વકીલ સાથે તેમને જે પત્ર મોકલાવ્યો હતો, તેનો સારાશ આ પ્રમાણે છે –" શિવાજી મોટુ તોફાન મચાવી લૂટફાટ કરે છે, મુસલમાનોને ઘણુ દુ ખ દે છે, તેમજ સર્વ પ્રજાને દુ ખ આપી ઉપદ્રવ કરવામા આગળ પાછળ જોતો નથી તેનો પરાજય કરવામા ઢીલ કરી આખઆડાકાન કરવામા આવશે તો આગળ જતા મુસલમાની રાજ્યો પાયમાલ થઇ જશે, તેથી સર્વ મુસલમાનોએ અને આપણે બન્ને મુસલમાન બાદશાહે, એ સર્વ તોફાન અને લૂટફાટનુ મૂળ કારણ જે શિવાજી છે, તેનો સમૂળો નાશ કરી, ગરીબ રૈયતને તેના ત્રાસમાથી છોડાવવી જોઇએ એ સબધી યત્ન કરવામા કિચિત્ પણ આળસ કરવુ યોગ્ય નથી અમારી ઇચ્છા એવી છે કે, અમારા તરફથી દુષ્ટ શિવાજીનો પરાજય કરવા માટે શૂરવીર યોદ્ધા અને બહાદુર સિપાઇઓનુ લશ્કર મોકલવામા આવે છે, તેજ પ્રમાણે તમારા તરફથી પણ લશ્કર મોકલવુ અને બન્નેના લશ્કરે એકત્ર થઇ શિવાજીરૂપી કાળા સર્પનો શિરચ્છેદ કરી તેની નાલાયકીભરેલી વર્તણૂકનુ વેર લેવુ એ સર્વ લૂટતોફાનનો કાટો માર્ગમાથી ઉખેડી નાખવો જોઇએ એ પ્રમાણે કર્યા સિવાય તેનો મદ ઉતરશે નહિ અતિશય ઉપદ્રવ કરનાર કાટો બળવાન થાય તે પહેલાજ તેને જડમૂળથી ઉખેડી નાખ્યા સિવાય સર્વત્ર સ્વસ્થતા થશે નહિ એ

સલાહ જો આપને પસંદ પડશે તો આપણ બન્ને-બાદશાહ-વચ્ચે નિર્મળ મિત્ર-સંબંધ બંધાશે અને કોઇ પ્રકારનું કપટ કે વૈર રહેશે નહિ ”[1] ઔરંગઝેબની સલાહ પસંદ પડવાથી આદિલશાહે સહાયતા આપવાનું વચન આપ્યું, તેમજ ખવાસખાનને પ્રચંડ લશ્કરસહિત મહારાજ તરફ મોકલી દીધો[2] એ સરદારને મહારાજે વિકટ સ્થળે પકડી તેની સાથે શાર્યપૂર્વક યુદ્ધ કર્યું અને તેનો પરાજય કરી વિજાપુર પાછો મોકલી દીધો, એ હકીકત પાછળ જણાવેલી છે

જયસિંહમિરઝા રાજા અને દિલેરખાનને ઔરંગઝેબે દક્ષિણમાં મોકલ્યા ત્યારે મોઆઝિમ અને યશવંતસિંહને દિલ્હી પાછું ફરવું પડયું તેમને પાછા બોલાવવાનું કારણ એ હતું કે, તેમને હાથે કંઈ પણ પરાક્રમ થયું નહોતું, તેમનામાં શિવાજીમહારાજને દાબમાં રાખવા જેટલું કિંચિત્ પણ બળ નહોતું વળી બાદશાહને વહેમ આવ્યો હશે કે, કદાચિત્ તેઓ શિવાજીમહારાજ સાથે મળી જઈ ઉલટું તેમની ઇચ્છાનુસાર લૂટફાટ કરવા દેતા હશે નવા મોકલેલા સરદારોને ઔરંગાબાદના સુબા નિમી તેમને બે કાર્ય સોંપ્યા હતા એક એ કે, તેણે શિવાજી-મહારાજને પાયમાલ કરવા અને બીજું એ કે, વિજાપુરસરકાર તરફથી સમયોચિત ખંડણી ભરાતી નથી, તે તેમની પાસેથી વસૂલ કરવી, તેમજ તેઓએ પુનઃ મોગલો સાથે વિરોધ પ્રકટ કર્યો હતો તેથી શિવાજીમહારાજની ખબર લીધા પછી તે સરકારનો પરાજય કરવો

એ બન્ને સરદારો ઈ૦ સ૦ ૧૬૬૫ ના ફેબ્રુઆરી મહિનામાં દિલ્હીથી નીકળી નર્મદા નદી ઉતરી દક્ષિણ તરફ આવ્યા, ત્યાંસુધી મહારાજને તેમની સ્વારીની ખબર મળી નહોતી, કારણ કે મહારાજ તે સમયે સમુદ્રની મુસાફરી કરતા હતા. મોગલ સરદારોએ પ્રથમ ઔરંગાબાદ જઇને સુબાની વ્યવસ્થા કરી અને ત્યાર પછી મહારાજના પ્રાંતમાં પ્રવેશ કરી પુરંદરના કિલ્લાને ઘેરો નાખ્યો એ ઘેરાનું ઉપરિપણું દિલેરખાનને સોંપી જયસિંહે સિંહગઢને ઘેરો નાખ્યો, તેમજ કેટલુંક લશ્કર રાયગઢ તરફ મોકલી દીધું

એટલામાં મહારાજ કિનારે આવી પહોંચ્યાથી તેઓ તત્કાળ રાયગઢ ગયા અને ચઢી આવેલા પ્રબળ શત્રુઓ સાથે કયી રીતે યુદ્ધ કરવું, તેસંબંધી સલાહ-મસલત કરવા માટે પોતાના મુખ્ય સરદારોને રાયગઢપર બોલાવ્યા એ સમયે નેતાજી પાલકર ઉપર મહારાજની ઇતરાજી થઇ હતી તેનું કારણ એ હતું કે, શત્રુ આપણા પ્રાંતમાં ધસી આવ્યો તે વખતે તેનાપર દૃષ્ટિ રાખી તેને પોતાનાથી બનતો ત્રાસ આપવાનું કામ નેતાજીનું હતું; છતાં તે કાર્ય છોડી પોતાના ઘોડે-સ્વારોસહિત તે ઘણે વેગળેના પ્રાંતોમાં નીકળી ગયો હતો કેટલાક કહે છે કે, તેને જયસિંહે પુષ્કળ લાંચ આપ્યાથી તેણે પોતાના કામ તરફ બેદરકારી રાખી મહારાજે તેને તત્કાળ પાછા આવવાની આજ્ઞા કરી તે વખતે તે તરતજ પાછો

૧ મોઋહ્મ્મુલ આદિલશાહીનો ઇતિહાસ. (મરાઠી ભાષામાં) પૃ૦ ૨૧૨.

૨ મુસલમાન ઇતિહાસકાર લખે છે કે, એ યુદ્ધમાં મહારાજનો પરાજય થયો, પરંતુ બખરકાર લખે છે કે, મહારાજને જય મળ્યો હતો

આવ્યો નહિ તેપરથી મહારાજને તેનાપર ગુસ્સો ઉત્પન્ન થયો અને તેને સરનોબતનો હોદ્દો છીનવી લઇ તે કર્તોજી ગુજરને આપ્યો[1] ગુજરને પ્રતાપરાવ ગુજરનુ નામ આપવમા આવ્યુ હતુ તેણે ઘણીજ ચપળતા બતાવી, શત્રુન સૈન્યને અન્નજળ તથા ઘાસચારો ન મળે, એવી યુક્ત રચી અને તેમની હીલ ચાલ ઉપર ગુપ્તરીતે સપૂર્ણ દૃષ્ટિ રાખી મહારાજને ક્ષણે ક્ષણે ગુપ્ત બાતમ પહોચાડવાની વ્યવસ્થા કરી

જયસિહ સાથે એશી હજાર સિપાઇઓનુ લશ્કર હતુ, તેમા મજબૂત તીક્ષ્ણ અને કસાયલા યોદ્ધા ઘણા હતા સૈન્યની વ્યવસ્થા વખાણવાલાયક હતી સેનાપતિ જયસિહ પરાક્રમી યોદ્ધો હોવાથી તેની વ્યવસ્થામા કિચિત્ પણ અસાવધપણુ કિવા મદપણુ થાય તેમ નહોતુ તેણે મહારાષ્ટ્રમા પ્રવેશ કરી તરતજ કે કિલ્લાને ઘેરા નાખ્યા અને ઘણા જુસ્સાથી યુદ્ધ કરી બાદશાહ પાસેથી શાબાશી મેળવવાનો પૂર્ણ નિશ્ચય કર્યો મહારાજને વિચાર થયો કે, એવા શૂરા બળવાન અને પ્રચડ સેનાવાળા સરદાર સાથે યુદ્ધ કરવામા આપણે ટકી શકીશુ કે નહિ· અફઝુલખાન અને શાહિસ્તખાન જેવા સરદારોને અનેક યત્ને પરાજય પમાડ્યા તેવો કોઇપણ યત્ન એ મોગલસરદારોના સબધમા બનવો શક્ય નહોતો મહારાજને સપૂર્ણ ખાત્રી હતી કે, તેઓ કોઇપણ રીતે આપણાપર વિશ્વાસ રાખશે નહિ જયસિહ જેવા ચતુર, દક્ષ અને યુદ્ધકાર્યમા કસાયલા વીર પુરુષ પાસે આપણી કઇ પણ ચાલાકી ચાલશે નહિ[2] સ્વધર્મ અને સ્વદેશસ્વાતત્ર્યસબધી તેમની સાથે વાતચિત કરી, લાગણી ઉત્પન્ન કરી તેમને આપણા પક્ષમા લેવાનો પ્રયત્ન કરીએ તો દિલેરખાન આપણા છળપ્રપચ ચાલવા દેશે નહિ મહારાજ ચારે દિશાએથી ઘેરાઇ ગયા હતા તાબાના નોકરોની સલાહ લેતા તેમણે પણ એવાજ ઉદાસિનતાભરેલા વિચાર બનાવ્યા હવે શુ કરવુ, તેના વિચારમાજ મહારાજ લીન થઇ ગયા હતા તેજ સમયે તેમના શરીરમા દેવીએ સચાર કર્યો અને કહ્યુ કે—" પુત્ર ! આ પ્રસગ અતિ વિકટ છે, જયસિહ રાજાનો પરાજય તારે હાથે થતો નથી, તારે તેની મુલાકાત લેવી પડશે બાદશાહની મુલાકાતમાટે દિલ્હી જવુ પડશે, ત્યા ભયકર પ્રસગ પ્રાપ્ત થશે, પરતુ હુ તારી સાથે તારા

૧ સભાસદ કહે છે કે, પન્હાળાના કિલ્લાને સીદી જોહારે ઘેરો નાખ્યો તે સમયે ગઢ નવીનજ હાથમા આવેલો હોવાથી તેનાપર સામાન વગેરે રાખી તેને મજબૂત કરવાનો અવકાશ મળ્યો નહોતો, તેથી નેતાજી પાલકરને લશ્કર લઈ મદદે આવવા મહારાજે આજ્ઞા કરી, પરતુ તે ઘણે વેગળે હોવાથી વખતસર આવ્યો નહિ તેજ કારણથી તેનો હોદ્દો કમી કર્યો.

૨ સ્કૉટ વેરિંગ લખે છે કે, જયસિહને મારી નાખવા માટે મહારાજે પ્રતાપરાવ ગુજરને મોકલ્યો હતો પ્રતાપરાવે જયસિહ પાસે જઈ નોકરી માગી તે સરદારે તેને નોકરી આપી ગુજર હમેશા જયસિહની પાસેને પાસેજ રહી તેની સેવા કરતો હતો એક દિવસ જયસિહ પાસે ઘણા મનુષ્યો નહોતાં તે વખતે લાગ જોઇને તેણે તેનાપર હુમલો કર્યો, પરતુ પાસેના લોકોએ તેને તત્કાળ પકડી લઈ નિ શસ્ત્ર કર્યો જયસિહે તેને કઇ પણ શિક્ષા ન કરતા છોડી દીધો

સંરક્ષણ માટે આવું છુ તને સકટમાથી મુક્ત કરી પુન સ્વરાજ્યમા લઇ આવીશ. રાજા 'તને વિજય અપાવીશ એસબધી કિચિત્ પણ ચિતા કર નહિ" દેવીના વાક્યો ચિટણીસ અને કારભારીએ લખી રાખ્યા હતા મહારાજને ચૈતન્ય આવ્યુ ત્યારે તે વાક્યો વાચી સભળાવતા તેમને અતિશય આનદ થયો

જયસિહે સિહગઢ અને પુરદરના કિલ્લાને ઘેરા નાખ્યા પછી તે કિલ્લા સામે પોતાના લશ્કરની છાવણી નાખી હતી તે મહારાજના સર્વ કૃત્યો સારીપેઠે જાણતો હતો સ્વધર્મરક્ષા અને સ્વરાજ્યસ્થાપના માટે મહારાજ અહર્નિશ જે ઉદ્યોગ કરે છે તે સ્તુતિપાત્ર છે, એમ પણ તેને લાગતુ એવા પવિત્ર કાર્યમા ઉધુક્ત થયેલા તેજસ્વી પુરુષ સાથે યુદ્ધ કરતા તેમા જય મેળવવાની પણ તેને ખાત્રી નહોતી રાજપૂત સરદાર જાણતો હતો કે, મહારાજ પાસે સદ્હેતુની સિદ્ધિ કરવા માટે મન, વાણી અને કર્મવડે યુદ્ધ કરનારા સર્વ યોદ્ધાઓ તૈયાર છે અને સર્વ યોદ્ધાઓ તેમની સાથે પ્રમાણિકપણે અને બહાદુરીથી વર્તી, સ્વપ્રાણનુ બલિદાન આપવા સર્વદા તૈયાર રહે છે એવા પ્રબળ પુરુષ સાથે યુદ્ધ કરવાનુ મુલ્તવી રાખી તેમને કોઇ પણ રીતે વશ કરી લઇ, પોતાની આબરૂ બચાવી બાદશાહની નોકરી બજાવ્યા જેવુ કરવુ, એવો તેમણે વિચાર કર્યો વળી તેમણે એવો પણ વિચાર કર્યો કે –" અફઝુલખાન, શાહિસ્તખાન વગેરે સરદારોની જેવી દશા થઈ તેવી આપણી પણ અવદશા થશે, એમા શકા નહિ " દક્ષિણમા પગ મૂક્યો ત્યારથી તેને એવી બીક લાગી હતી, તેથી કોઈ પણ રીતે એક વખત પોતાની નોકરી બજાવી મહારાષ્ટ્રમાથી પાછા પગલા ભરવા એવુ તેના મનમા આવ્યુ હતુ [1] જયસિહે જાસુસ સાથે શિવાજીમહારાજને એક પત્ર લખી મોકલી જણાવ્યુ કે, "ઔરંગઝેબ અતિ બળવાન બાદશાહ છે તેમની સાથે તમારે મિત્રતા બાધવી એજ ઉચિત છે તેની સાથે શત્રુત્વ કરવાથી પરિણામ સારૂ આવશે નહિ અમે જેમ જયપુરના રાજા છીએ તેજ પ્રમાણે તમે ઉદેપુરના સીસોદિયા વશજ છો તમે ઉચ્ચ વશમા જન્મ્યા છો તથા હિદુધર્મનુ તમને સપૂર્ણ અભિમાન છે, એ જોઇ મને અતિ સતોષ થાય છે સ્વધર્મરક્ષણાર્થે અને સ્વસત્તાસ્થાપનાર્થે તમે જે ઉદ્યોગ કર્યો છે, તેમા મારી સપૂર્ણ સહાનુભૂતિ છે તમારૂ રક્ષણ કરી તમારી સત્તા હમેશા ટકાવી રાખવી, એજ મારી ઇચ્છા છે એ સબધી તમારો વિચાર જણાવશો "

જયસિહ તરફથી પત્ર આવતા શિવાજીમહારાજની ચિતા ઘણી ઓછી થઇ. મહારાજે વિચાર કર્યો કે –' દેવીની આજ્ઞા પ્રમાણે તેની સાથે યુદ્ધ કરવાની આપણી ઇચ્છા નથી, તેમજ તેની પાસેથી પણ મૈત્રીબધનમાટે પત્ર આવ્યો છે, ત્યારે તો બનતે પ્રયત્ને તેની સાથે મિત્રતા કરવી ' મહારાજના તાબાના નોકરોએ પણ એવોજ અભિપ્રાય દર્શાવ્યો જયસિહ સાથે સ્નેહબધનસબધી વાતચિત કરવા કોઈ બુદ્ધિમાન અને ચતુર પુરુષને મોકલવાનુ નક્કી થતા તે કાર્યમાટે રઘુનાથપતને

૧ કેટલાક બખરકાર લખે છે કે, એ ચઢાઈમા યશ મળે તે માટે જયસિંહે જપ, અને અનુષ્ઠાનો શરૂ કર્યાં હતાં'

પસંદ કર્યો મહારાજે જયસિંહરાજાને દિવ્ય વસ્ત્રો, અમૂલ્ય અલંકાર શ્રેષ્ઠ ઘોડા હાથી નજરાણામા મોકલ્યા અને સાથે એક પત્ર પણ લખી મોકલ્યો તેમા તેમ લખ્યુ હતું કે –“ આપે રાજદૂત સાથે જે પત્ર મોકલ્યો તે વાચી અત્યાનંદ પ્ર થયો તે પત્રને પિતૃદર્શન સમાન સમજી બે હાથે ઝાલી હૃદય સાથે ચાપ્યો આ પના તરફથી આશા નહિ રાખવા છતા પત્ર આવ્યો તેથી મને પરમ સંતોષ થ ચિંતા દૂર થઇ પત્રનો ભાવાર્થ મમતાભરેલો જણાય છે પત્ર મળતાજ જ પણ અચકાયા વગર મને આપના દર્શને આવવાની ઇચ્છા ઉત્પન્ન થઈ છે આપન પર અણુમાત્ર શંકા ન લાવતા અને આપ પારકા છો, એવો લેશ પણ વિચ ન કરતા આપનાપર આધાર રાખવાથીજ મારો વાન્છિત હેતુ પરિપૂર્ણ થઈ મ સર્વ પ્રકારે કલ્યાણ થશે, એમ મને જણાય છે મને આપના ચિરંજીવી રામાસ રાજા જેવોજ સમજી આપે મમતાપૂર્વક પત્ર લખ્યો, તેથી મારા હૃદયમા અ સંતોષ થયો છે મારી એવી વૃત્તિ થવાનુ કારણ માત્ર એક જગદંબાજ જાણે તમારૂ દિલ્હીથી દક્ષિણમા આગમન થયુ એજ ઘણુ સારૂ થયુ છે મારા મનના સ મનોરથ સિદ્ધ થશે એવી મને ખાત્રી થઈ છે, મારો સર્વ ભય નષ્ટ થયો છે, મ અતિશય પ્રફુલ્લિત થયુ છે, આપ શિરછત્રરૂપ છો, ક્ષાત્રધર્મના સંરક્ષણક છો, મારાપર બાદશાહની ઘણી ઈતરાજી થઇ છે, શી રીતે વર્તવુ તે સમજા નથી, અમે રાતદિવસ તેજ ચિંતા કરીએ છીએ બાદશાહ સર્વના માલિક એ વાત સત્ય, પરંતુ ક્ષાત્રધર્મનો અવરોધ થયો છે, પૃથ્વીમા અધર્મ થઇ ગ છે, વિધર્મીઓએ ઉન્મત્ત થઇ આપણા ધર્મનો નાશ કરવા માડયો છે, સર્વ પુણ્ય ક્ષેત્રોને ભ્રષ્ટ કરી તે સ્થળે ગોવધ થવા લાગ્યો છે, દેવાલયો તોડી પાડી ત્યા તેમ મસ્જિદો બાધી છે, તેમનો હેતુ એવો છે કે, પૃથ્વીપરથી હિંદુધર્મનો નાશ કરવ એ સ્થિતિ જોઈ મને અસહ્ય ત્રાસ ઉત્પન્ન થવાથી શિરછત્રના પ્રતાપવડે તથા શ્ર જગદંબાની સહાયતાવડે આજસુધી મે યવનો સાથે યથાશક્તિ વિરોધ કર્યો હિંદુરાજાઓએ હિંદુધર્મનુ અભિમાન છોડી દીધુ છે, તે યોગ્ય નથી પુરાત કાળથી હિંદુરાજાઓ આ ભૂમિપર રાજ્ય કરતા આવ્યા છે, પરંતુ સાપ્રત તેઓ પદભ્રષ્ટ થઇ યવનોના તાબેદાર થયા છે, એ જોઇ મારૂ મન અતિશય દિલ ગીર થાય છે એ બાબતનુ આપણને પૂર્ણ અભિમાન અને ઇર્ષ્યા હોવી જોઇએ મે બાદશાહના તાબાના પ્રાંતોમા તોફાન કરી તે કબજે લીધા છે, તેથી તેમ મારાપર ક્રોધ ચઢયો અને આપને મારાપર ચઢાઇ લઇ મોકલ્યા છે, પરંતુ બાદ શાહને નમન કરવા હુ ચૂકીશ નહિ મારા તાબામા જે કિલ્લા અને પ્રાંતો છે મારા બાહુબળવડે મે પરરાજ્યમાથી કબજે કર્યા છે, તેને બાદશાહ તરફથી ઉપ દ્રવ ન થતા, મારાસંબધી તેમનુ મન નિર્મળ થાય, એજ મારી પ્રાર્થના છે દક્ષિણ કબજે કરવાની તેમની ઇચ્છા છે, તો તેમના કાર્યમા હુ તેમને અંતઃકરણ પૂર્વક સહાય કરીશ ” મહારાજે એ આશયનો પ્રત્યુત્તર લખી રઘુનાથપંતને આપ્યો અને મોઢેથી પણ કેટલીક વાતો કહેવાની ભલામણ કરી.

જયસિંહે ઘણી ખુશીથી રઘુનાથપંતની મુલાકાત લીધી મહારાજ તરફ

આવેલું નજરાણુ તેણે પ્રેમપૂર્વક સ્વીકાર્યું, અને મમતાભરેલા શબ્દોમા મહારાજનુ સ્વાસ્થ્યકુશળ પૂછ્યુ ત્યાર પછી તેમણે પત્ર વાચ્યો અને પતને મોઢેથી અનેક વાતો સાભળી તે અતિશય સતોષ પામ્યા તેમણે કહ્યુ –" દિલ્હીપતિ ઔરગઝેબ બાદશાહ કઇ સામાન્ય વ્યક્તિ નથી તેઓ સાર્વભૌમ છે, અતિ બળવાન છે. તેમની સાથે યુદ્ધ કરવાથી કોઇ પણ રીતે ઇષ્ટ થશે નહિ ઇષ્ટજનક પરિણામ તથા સ્વહિતનો પ્રશ્ન બાજુએ મૂકી મહારાજે મારી સાથે બાદશાહની મુલાકાત લેવા દિલ્હી આવવુ હુ સ્વત તેમને બાદશાહ પાસે લઈ જઈ મુલાકાત કરાવીશ અને એ સબધી સર્વ પ્રકારની તેમને મદદ કરીશ તેમણે હૃદયમા અણુમાત્ર ભય રાખવો નહિ મારા પુત્ર રામસિહ પેઠેજ હુ શિવાજીમહારાજને મારા પુત્રસમાન ગણુ છુ હુ સત્યવક્તા રાજપૂત છુ, કદિ પણ વિશ્વાસઘાત કરીશ નહિ, એ સંબંધી ખાત્રી રાખી મહારાજે પ્રફુલ્લચિત્તે કાલે મારી મુલાકાત લેવા આવવુ તેમણે મનમા જરા પણ અવિશ્વાસ કે શરમ રાખવી નહિ બાદશાહ પાસે મહારાજની સર્વ પ્રકારે અતિશય પ્રશસા કરી તેમને દિલ્હી આવવાનુ આમત્રણ મોકલીશ અને ત્યા તેમનુ યથાયોગ્ય સન્માન થાય, એવી વ્યવસ્થા કરીશ " જયસિહરાજાએ પ્રત્યુત્તર મોકલવા સાથે શિવાજીમહારાજના વકીલને વસ્ત્રાલકાર આપી સન્માન કર્યું તેમજ મહારાજને માટે નજરાણુ મોકલ્યુ

મહારાજ પાસે જવા નીકળતી વખતે રઘુનાથપતે જયસિહ રાજાને એકાતમા મળી નિવેદન કર્યું કે, " તમે બુદ્ધિમાન હિદુરાજા છો શાસ્ત્રમર્યાદા પ્રમાણે ક્ષાત્રધર્મનુ રક્ષણ કરવામાજ આપનુ ભૂષણ છે એમ કરવાથી ઇશ્વર તમારૂ વશપરપગા, પુત્રપૌત્રાદિપર્યંત કલ્યાણ કરશે યવનોએ આપણા સ્વધર્મનો નાશ કરવા માડ્યો છે તેમના ભયથી શ્રી કાશી, યમુના, સરસ્વતી આદિ મહાતીર્થ ઉજ્જડ થઇ રહ્યા છે યવનો દુષ્કર્મ કરવામા પ્રવૃત્ત થયા છે એ સબધી તમને જરા પણ ઇર્ષ્યા નથી ? એવા યવનોને વદ્ય માની તમે તેમની સેવામા પ્રવૃત્ત થયા છો, એ માત્ર ભ્રષ્ટતાજ છે એ વાતનુ તમને અભિમાનજ નથી ? એવી સ્થિતિમા જીવન ધારણ કર્યાનો પુરુષાર્થ શો ? શિવાજીમહારાજ તમારૂ બાળક છે તેમના દ્વારા હિદુધર્મનુ રક્ષણ કરાવવુ એ તમારાજ હાથમા છે તેમના કર્તવ્ય કર્મમાટે યોગ્ય અભિમાન ધારણ કરી, યોગ્ય માર્ગે તેમનુ કલ્યાણ કરવુ એજ આપનો ધર્મ છે, એમ હુ સમજુ છુ હિદુ રાજાના કુળમા તમો બન્ને સૂર્ય ઉદય પામ્યા છો શિવાજીમહારાજનો નાશ કર્યાની અપકીર્તિ તમારે કપાળે ચોટવા દેશો નહિ તેમનો વિશ્વાસઘાત કરવાથી જગતમા તમને ભયકર કલક મળશે તેમણે તમારા શરણમા પોતાનુ મસ્તક અર્પણ કર્યું છે, માટે તમારે તેમના પ્રાણદાતાતરીકે યશ પ્રાપ્ત કરવો " વકીલનુ બોલવુ સાભળી જયસિંહને ક્રોધ ઉત્પન્ન થયો નહિ પણ ઉલટુ તેમણે મમતાપૂર્વક કહ્યું કે, 'મારા તરફથી રાજાને કઇ પણ વિશ્વાસઘાત થશે નહિ ' એટલુ કહી તેમણે શપથ પ્રતિજ્ઞા કરી.

ત્યાર પછી જયસિહે દિલેરખાન સાથે રઘુનાથપંતની મુલાકાત કરાવી. મહા-

રાજે મોકલેલું જાડું નજરાણું તેને ભેટ કર્યું અને સર્વની સલાહથી એવું ઠર્યું કે, શિવાજી મહારાજે ઔરંગઝેબ પાસેથી જે જે શરતો નક્કી કરવી હોય તે તે સ્પષ્ટ રીતે લખી મોકલવી, એટલે તે પર વિચાર કરવામાં આવશે રઘુનાથપંત સંદેશો લઈ રાયગઢપર ગયો તેણે મહારાજને સર્વ હકિકત નિવેદન કરી તે પરથી મહારાજે પોતાની શરતોની એક યાદી તૈયાર કરી શરતોનો આશય એ હતો કે, "મે જે પ્રાંત અને કિલ્લા કબજે કર્યાં છે તે મારા કબજામાં રહેવા દેવા વધારામાં દક્ષિણ પ્રાંતની ચોથાઇ અને સરદેશમુખી ચલાવવાનું કામ અમને સોંપવું એ શરત પ્રમાણે અમારી અને બાદશાહની મૈત્રી થવી જોઇએ" શરતોની યાદી લઇને વકીલ પુનઃ જયસિંહ પાસે ગયો યાદી જોઇ ત્યારે તેમની ખાત્રી થઈ કે, શિવાજી મહારાજની તહ કરવાની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે, તેમાં કંઇ પ્રપંચ જણાતો નથી તે સંબંધી વકીલને પ્રતિજ્ઞા કરાવી ખાત્રી કરી લીધી અને તેને કહ્યું કે, રાજા અમારી મુલાકાતે આવશે તે સમયે તહનામાની શરતો નક્કી કરીશું

દિલેરખાને જાણ્યું કે, જયસિંહ શિવાજી મહારાજની મુલાકાત લઇ તેમની સાથે તહ કરવાનો વિચાર કરે છે ત્યારે સ્વાભાવિક રીતેજ તેના મનમાં સંશય આવ્યો કે, બન્ને હિંદુઓ એકત્ર થઈ જશે તો બાદશાહી કાર્યમાં વિઘ્ન આવી પડશે, તેથી દિલેરખાને જયસિંહને કહ્યું કે—"શિવાજીની મુલાકાત લઈ તહની શરતો તરતજ નક્કી કરશો નહિ તે કહે છે તેવી શરતો પ્રમાણે તહ કરી શકાશે નહિ. આપણે બાદશાહને સવિસ્તર વર્ણન લખી જણાવવું જોઇએ અને તેમની આજ્ઞા મળે તે પ્રમાણે વર્તવું જોઇએ હમણાં આપણે તેમના બે કિલ્લાને ઘેરો નાખ્યો છે તે બરોબર આગળ ચલાવવો હું પુરંદર કબજે કરીશ તમે રાયગઢ લેજો" દિલેરખાનનો આગ્રહ જોઇ જયસિંહે પ્રત્યુત્તર આપ્યો કે—"શિવાજી આપણી સાથે તહ કરીને મોગલ બાદશાહનો ખંડિયો થાય એ ઘણું સારૂં થાય છે નિજામ-શાહીના તાબાના જે પ્રાંત અને કિલ્લા તેમણે કબજે કર્યાં છે તે તહનામું કર્યાથી આપણે પાછા કબજે લઇ શકીશું, એટલે આપણી ચઢાઇનું સાર્થક્ય થયું સમજવું એ કિલ્લા કબજે કરવાનું કામ અતિ કઠિન છે પ્રત્યેક કિલ્લા પાછળ હજારો સિપાઇઓનું બલિદાન આપવું પડશે તેમ કરવા છતાં પણ કિલ્લા તાબે કરી શકાશે કે નહિ તે શંકાસ્પદ છે કિલ્લા કબજે કરવાનું કાર્ય મુલ્તવી રાખી પ્રથમ સા-મેના પ્રાંતમાંથી કિલ્લાપર અન્ન વગેરે સામગ્રી જાય છે તે બને તો બંધ કરાવવી; એથી વિશેષ પ્રવૃત્તિ કરવાની અગત્ય નથી" જયસિંહે તેને ઘણું સમજાવ્યું; પરંતુ દિલેરખાને પોતાની હઠ છોડી નહિ તેણે જયસિંહને એટલુંજ કહ્યું કે, તમારે સિંહગઢ લેવો હોય તો લેજો હું તો પુરંદરનો કિલ્લો સર કરીશ, ગમે તેમ થાય પણ બાદશાહની આજ્ઞા વગર કોઈ પણ પ્રકારનું તહ કરવું નિરર્થક છે'

એટલું કહી દિલેરખાન પુરંદરનો ઘેરો વિશેષ મજબૂત કરવા ગયો તેણે કિલ્લાની ચારે બાજુએ મોર્ચા બેસાડી દીધા કિલ્લાનું રક્ષણકાર્ય મુરાર બાજી પ્રભુ નામક

એક સરદારના તાબામા હતું શત્રુનુ સૈન્ય નજીક આવતું જોઈ તેણે તેમને અન્ન વગેરે સામગ્રી મળે નહિ એવી વ્યવસ્થા કરી, અને તેમનાપર પુન પુન છાપો મારી તેમને અતિશય ત્રાસ આપ્યો તેણે શત્રુનો દારૂગોળો સળગાવી દઇ તેમની યુદ્ધસામગ્રીનો નાશ કરવાની યુક્તિ રચી હતી કેટલાક દિવસ સુધી શત્રુઓ પૂઠે આવે તો નાસી જઇને કિલ્લામા ભરાઇ બેસવાનો ક્રમ પણ રાખ્યો હતો; પરતુ અતે તેને પુરદરના કિલ્લામા ઘેરી લઈ, શત્રુએ તેની આસપાસ પોતાના સૈન્યવડે ઘેરો નાખ્યો મુરાર બાજી અતિ શૂરવીર અને બુદ્ધિમાન પુરુષ હતો તે સમયે તેના હાથ નીચે ભાગ્યેજ બે હજાર માવળા વગેરે સિપાઇઓ હતા કિલ્લામા દારૂગોળો તથા ધાન્યાદિ સામગ્રી પુષ્કળ સગ્રહ કરી રાખી હતી મુરાર બાજીએ અને તેના લશ્કરે ઘણા દિવસ સુધી વિશેષ શૌર્યપૂર્વક કિલ્લાનુ રક્ષણ કર્યું શત્રુનુ લશ્કર એટલુ મોટુ હોવા છતા તેણે તેમને જરા પણ મચક આપી નહિ કિલ્લા નીચે હજારો મોગલો તરફડીને મરણ પામવા લાગ્યા છતા તેઓ કિલ્લા નજીક જઈ શકયા નહિ મહારાજે રાયગઢપરથી કેદાર દરવાજેથી પુરંદરના કિલ્લાપર અન્ન વગેરે સામગ્રી પહોચાડી અને લશ્કર પણ મોકલ્યુ દિલેરખાને કિલ્લાની એક માચીપરના બુરજ નીચેના ખડકને સુરગવડે તોડી નાખી કિલ્લામા પ્રવેશ કરવાની યુક્તિ રચી અને પોતાના સૈનિકોને તે કાર્યમા રોકયા એ સ્થિતિ જોઇ કિલ્લાપરના સૈનિકોએ નીચેના લશ્કરપર વારવાર છાપો મારી તેમને અધમુવા કરી નાખ્યા શત્રુના સેકડો સૈનિકો મરણ પામ્યા, પરતુ તેમનું સૈન્ય અતિ વિશાળ હોવાથી તેઓએ સુરગ ફોડી બુરજ તોડી પાડયો શત્રુના સૈનિકોએ કિલ્લાની માચીપર પ્રવેશ કર્યો તેમણે પ્રવેશ કરતાજ ત્યાના ઘરો લૂટી બાળી દેવા માડયા, પરતુ માવળા લશ્કરે બરોબર નેમ તાકીને એવો ગોળીબાર ચલાવ્યો કે જેથી શત્રુના લશ્કરમા ત્રાહ્ય ત્રાહ્ય વર્તી રહી અને તેઓ આસપાસ નાસી છૂટયા સૈનિકો પોતપોતાનો જીવ બચાવવા માટે કયાક સતાઇ રહેવાની જગ્યા શોધવા લાગ્યા તેમની એટલી બધી પાયમાલી થવા છતા ખાનના સૈનિકોની બીજી મોટી ટુકડી કિલ્લાપર ચઢવા લાગી મુરાર બાજીએ પણ પોતાના ૭૦૦ વીર માવળી યોદ્ધાસહિત તે ટુકડીપર ધસારો કર્યો બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ થયુ માવળાની તલવારોના ઝપાટાથી બે હજાર મોગલ અને પઠાણ સૈનિક રણમા પડયા માવળા પણ ઘણા મરણ પામ્યા, પરતુ તેમણે ઘણા શૌર્યપૂર્વક યુદ્ધ કરી, શત્રુના લશ્કરને ડુગરની તળેટી સુધી છેક નીચે પાછુ હઠાવી દીધુ ખાનના સિપાઇઓ રસ્તો સૂઝયો તે બાજુ નાઠા ખાન કિલ્લાની નીચે નારાયણના દેવળ પાસે હાથીપર સ્વાર થઇને ઊભો હતો પોતાના લશ્કરની દુર્દશા થતી જોઇ તેને ઘણો ક્રોધ ચડવાથી પોતાના તિરદાજ લશ્કરના તિરકામઠા તૈયાર કરાવ્યા ખાને પોતે આગળ ધસી પોતાના શૂરવીર પઠાણ સિપાઇઓને ઉત્સાહસૂચક શબ્દો કહી મુરાર બાજીપર હુમલો લઈ જવા હુકમ કર્યો જે સૈનિકો નાસી જતા હતા તેમને પાછા બોલાવી, તેમને સાથે લઇ ખાન માવળા લશ્કરપર તૂટી પડયો એ સમયે મુરાર બાજીએ પોતાનુ અપૂર્વ શૌર્ય બતાવી આપ્યુ. તેણે દિલેરખાનના પગલા

સહેજ પણ આગળ વધવા દીધા નહિ દિલેરખાનના તાબાના પઠાણ સૈનિકો વિશેષ ઝનુની અને તેજસ્વી હતા; પરંતુ માવળા સિપાઇઓના શરીરમા સ્વદેશાભિમાનનો પવન ભરાયલો હોવાથી તેમની તલવાર પાસે પઠાણોનુ બળ ચાલતુ નહોતુ મુરાર બાજી યુદ્ધમા પ્રાણસમર્પણ કરવા તૈયાર થઇ ગયો હતો ખાનના સૈનિકો વિશેષ હતા તેમણે સુરંગ ફોડીને કિલ્લાની એક માચી નિર્બળ કરી હતી રણભૂમિમા પરાજય પામી કિલ્લો શત્રુના હાથમા જવાથી મહારાજના અસંખ્ય સિપાઇઓ નાશ પામે તો પોતાનુ કલંકિત મુખ મહારાજને શી રીતે બતાવી શકાય? મુરારપંત એવા અનેક વિચાર કરી તલવાર લઇ આગળ ધસ્યો પોતાના તાબાના સિપાઇઓને પણ ધૈર્ય આપી ઉત્સાહજનક શબ્દો કહી અતિશય જુસ્સાથી યુદ્ધ કરવા લાગ્યો યુદ્ધ કરતા તેને ખાનનો હાથી પોતાની સમક્ષજ જણાયો, તેજ ક્ષણે પુરુષસિંહ મુરારપંતે તેના ઉપર હુમલો કર્યો એ સમયે તેના હાથમાની ઢાલ ભાગી જવાથી હાથે શાલ વિંટાળી શત્રુના પ્રહાર તે પોતાના હાથપર ઝીલવા લાગ્યો મુરારપંતને છેક નજીક ધસી આવેલો જોઇ ખાને કહ્યુ –"તુ શૂરવીર યોદ્ધો છે આજનુ તારૂ અદ્ભુત પરાક્રમ જોઈ હું તદ્દન ચકિત થયો છુ. મારી પાસેથી અભયવચન મેળવી તુ મારે સ્વાધીન થા હુ તને મોટે હોદ્દે ચઢાવીશ" ખાનના શબ્દો સાભળી મુરારપંતે તેનો તિરસ્કાર કરતા કહ્યુ કે – 'તમે તુર્ક! તમારી શી બિસાત! હુ શિવાજીમહારાજનો નોકર છુ મારે તમારી પાસેથી અભયવચન મેળવવાનુ કારણ શુ? યુદ્ધમા લડતા રણમાજ હુ મારૂ આત્મબલિ આપીશ પણ એકાએક તમારે શરણે નહિ આવુ'' એટલુ કહી ખાન ઉપર તલવારનો પ્રહાર કરવા જતો હતો તેજ ક્ષણે ખાને એક તીર મારી તેનુ માથુ ઉડાવી દીધુ[1] પોતાના સરદારને રણમા મરણ પામેલો જોઇ માવળા લશ્કર પાછુ હઠયુ અને યુદ્ધ કરતા કરતાજ કિલ્લાપર ચઢી જઇ દરવાજા બંધ કરી દીધા, એટલામા મહારાજ તરફથી મદદનુ લશ્કર આવી પહોચ્યુ તેમને સાથે લઇ માવળાઓ પુનઃ ખાન સાથે યુદ્ધ કરવા લાગ્યા કિલ્લાપર નગારા, રણભેરી, વગેરે રણવાદ્યોના ગગનભેદી નાદ થવા લાગ્યા માવળા યોદ્ધાઓએ શત્રુના સૈન્ય ઉપર પાછો તોપોનો વર્ષાદ વરસાવવા માડયો

ખાનના લશ્કરને પરાજય મળવા છતા અને તેમના અનેક સૈનિકો મરણ પામવા છતા, કિલ્લો સર કર્યા વગર પાછા નહિ જવાનો તેમણે નિશ્ચય કર્યો હતો કહેવામા આવે છે કે, તેમણે માથા પરની પાઘડી ઉતારી, ગઢ જીત્યા સિવાય પાઘડી નહિ પહેરવી એવી પ્રતિજ્ઞા કરી હતી પુનઃ યુદ્ધ કરતા તેઓએ કિલ્લા નીચેની માચી કબજે કરી કિલ્લાની ઉત્તર દિશાનો ભાગ અભેદ્ય જણાતા તેમણે વાયવ્ય દિશાનો રુદ્રમાળ[2] નામક નાનો કિલ્લો તાબે કરી તેનાપર વ્યૂહ રચી, મુખ્ય કિલ્લાપર તોપોનો મારો ચલાવવાનો વિચાર કર્યો એ કિલ્લાપર બાબાજી

૧ મુરારબાજીનુ માથુ કપાઈ પૃથ્વીપર પડ્યા પછી માત્ર તેના ધડે કેટલાક યવનોની કતલ ચલાવી હતી, એમ કહેવાય છે

૨ આને હાલ બીજુ નામ વજ્રગઢ કહે છે

બેબાજી અને યશવંતરાવ બેવાજી નામક બે બક્ષુલવાલદાર રક્ષણાર્થે રહેતા હતા તેમની પાસે ઝાઝુ લશ્કર નહોતુ કિલ્લાપર દિલેરખાનનો હુમલો થતા મુરાર બાજીના લશ્કરની મદદ મળવાની આશાથી બન્ને બંધુએ પોતાના થોડા લશ્કરસહિત શત્રુના લશ્કર સાથે અતિ શૌર્યપૂર્વક લડાઈ કરી તેઓએ શત્રુઓ સાથે ઘણો વખત સુધી ટક્કર ઝીલી પણ અંતે ઉભય બંધુ રણમાં પડવાથી કિલ્લા શત્રુઓના હાથમા ગયો દિલેરખાને એ કિલ્લાપરથી મુખ્ય કિલ્લા પર તોપોનો મારો ચલાવ્યો એટલામા વરસાદ પડવાથી તેમની તોપોના ગોળા જોઇએ તેવા ફુટતા નહોતા કિલ્લાપરના લશ્કરે પોતાનો પરાજય થતો જોઈ કિંચિત્ પણ નિરાશ નહિ થતા, શત્રુઓની પેઠેજ પોતે પણ સ્વામિકાર્ય માટે પ્રાણની આહુતિ આપવાનો સંપૂર્ણ ઉત્સાહ બતાવ્યો, પરંતુ ખાને કિલ્લા પર બે બાજુથી લાગલાગટ તોપનો મારો ચલાવ્યો તેથી તેમનુ ધૈર્ય રહ્યુ નહિ ખરૂ જોતા બે બાજુથી તોપનો મારો લાગતા કિલ્લો તૂટી પડવો જોઇએ, પરંતુ દૈવી પ્રેરણાથી ખાનનુ તોપખાનુ જોઈએ તેવુ બળવાન નહોતુ તેમા વળી વરસાદ પડતા પુષ્કળ દારૂગોળો પલળી નિરુપયોગી થયો હતો શત્રુઓએ પ્રતિજ્ઞા કરી પુરંદરના કિલ્લા પર ઝડી મચવેલી જાણી મહારાજે તે કિલ્લા પર પોતાના કેટલાક સૈનિકોની મદદ મોકલી અને હજુ પણ કેટલાક દિવસ સુધી એવાજ ઉત્સાહથી યુદ્ધ કરવાનુ તેમને કહાવ્યુ

દિલેરખાને પુરંદરના કિલ્લા નીચે તોફાન મચાવ્યુ ત્યારે જયસિંહે સિંહગઢ કબજે લેવા માટે એક સરદારને લશ્કરસહિત મોકલ્યો હતો તે સરદારે કિલ્લા આગળ મોર્ચો બેસાડવાનો ઉદ્યોગ કરવા માડયો છે, એ જોઈ મહારાજના સૈનિકોએ પરોઢિયામાજ તેમનાપર અકસ્માત છાપો મારી લશ્કરને ગભરાવી નાખ્યુ અને તેમનો સરસામાન લૂટી લીધો તેમ થવાથી મોગલ સરદાર વીલે મોઢે પાછો ગયો મરાઠાઓનો એવો સપાટો જોઇ જયસિંહ તદ્દન આશ્ચર્યચકિત થયો મહારાજના સિપાઇઓ મોગલોની છાવણીપર રાત્રિને સમયે છાપો મારતા, સર્વ રસ્તા, નાકા અને ચોર-રસ્તામા સંતાઇ રહી લાગ જોતા અને તેમને અન્નઆદિ સામગ્રી મળે નહિ એવી યોજના કરતા તેઓ તેમના ભારવાહી બળદ ઉંટ વગેરે હાથમા આવે તેટલા પશુ ચોરી જતા અને આસપાસના જંગલમા આગ લગાડી તેમને ગભરાવી મૂકતા મહારાજના લશ્કરનુ એ ધાંધલ જોઈ જયસિંહને ત્યાથી જેમ બને તેમ સત્વર નાસી છૂટવાનુ મન થયુ હતું તેજ પ્રમાણે દિલેરખાનના લશ્કરને પુરંદરના કિલ્લા આગળ તદ્દન નિર્બળ થયેલુ સાભળી જયસિંહે ખાનને કહાવી મોકલ્યુ કે –' તમારો દુરાગ્રહ ઇષ્ટજનક નથી શિવાજીમહારાજના સૈનિકો એકથી એક વિશેષ બળવાન છે, કિલ્લો સર કરવાનુ કાર્ય અતિ કઠિન છે એક કિલ્લો કબજે કરતા આટલુ બધુ લશ્કર નષ્ટ થયુ તો કોકણપટ્ટીના અને સિંહાદ્રિ પ્રદેશની બીચ ઝાડીના તથા જંગલના વિકટ કિલ્લા તાબે કરવા જતા કેવું ભયંકર નુકશાન થશે તેની કંઈ કલ્પના થાય છે ? શિવાજીમહારાજ પોતાની એમેજ શરણે આવ્યા હતા અને તહ કરવા કબૂલ થયા હતા, તે વેળા તમે બધું

જવા દઈ આપણો વિશ્વાસ ગુમાવી દીધો એ ઉચિત થયુ નહિ' જયસિંહનું કહેવું ખાનને ઉચિત જણાયુ, કારણ કે પુરંદરનો કિલ્લો કબજે લેતા તેને જે અનુભવ થયો હતો તે પરથી શિવાજી મહારાજના કિલ્લા કબજે લેવાનુ કાર્ય તેને અતિશય વિકટ જણાયુ હતુ ખાને જયસિંહને પ્રત્યુત્તરમા કહાવ્યુ કે–"શિવાજી મહારાજને પુન એક વખત વિશ્વાસ બતાવી રાજદ્વારી સલાહ–મસલત કરવા આપણી મુલાકાતે બોલાવી તહનામુ કરવુ અમે પ્રતિજ્ઞા કરી છે કે, કિલ્લો સર કર્યા પછી માથે પાઘડી પહેરીશુ, માટે તમારે એક વખત અમારૂ નિશાન કિલ્લાપર ચઢાવી આપવાની ગોઠવણ કરવી તહનામાની શરતમા તે કિલ્લો મહારાજને તાબે રહેવા દેવાનો ઠરાવ કરવો "

દિલેરખાનના દુરાગ્રહને લીધેજ જયસિંહે પ્રથમ મહારાજના વકીલને પાછો મોકલ્યો હતો, પરંતુ હમણા તેજ નિર્બળ થઇ પોતાની મેળે તહ કરવાની માગણી કરે છે જાણીને તેમણે મહારાજ પાસે પોતાનો વકીલ મોકલી કહાવ્યુ કે–"તમારી શરતો અમને કબૂલ છે ખાનના આગ્રહને લીધે પુરંદરના કિલ્લા પર અમારૂ નિશાન રહેવા દેશો તમારી ઇચ્છા હોય તો તહમા કિલ્લો તમારે કબજે પાછો લેવાની ગોઠવણ કરીશુ જે શરતો કરવી હોય તે અમારી રૂબરૂ આવી કરી જશો સર્વ હકીકત બાદશાહને લખી મોકલી તેમની મંજુરી મંગાવીશુ તમને જે ત્રાસ થયો છે તે મનમા નહિ લાવતા મારાપર સંપૂર્ણ વિશ્વાસ રાખી કંઇ પણ અડચણ રાખ્યા વગર મને મળવા આવશો " એ સમાચાર મળતાજ શિવાજી મહારાજને અતિશય આનંદ થયો આવી પડેલુ મહાન સંકટ સત્વર દૂર થવા માટે તેમને ઘણી ચિંતા થતી હતી, તેમ છતા આ વખત તેમણે જરા ખેચતાણ કરવા માંડી મહારાજે જયસિંહને પ્રત્યુત્તરમા કહાવ્યુ કે–'તમે મારા પર વિશ્વાસ રાખ્યો નહિ. હુ તહ કરવા તૈયાર હતો છતા તમેજ તે માગણી સ્વીકારી નહિ પુરંદરના કિલ્લાપર તમારૂ નિશાન રાખવાની બાબત હમણા એક બાજુએ રહેવા દ્યો તે પહેલા કિલ્લા નીચેથી ખાનનુ લશ્કર પાછુ બોલાવી રુદ્રમાળ (વજ્રગઢ) તેમણે કબજે કર્યો છે તે મને પાછો સોંપવાથી તમારી મુલાકાત લઈ તહ કરવાનો વિચાર કરવામા આવશે ' જયસિંહે તેમની એ માગણી સ્વીકારી અને તેમને પુન વિશ્વાસ ઉત્પન્ન થાય એવો સંદેશો કહાવ્યો

જયસિંહે મહારાજને સંપૂર્ણ વિશ્વાસ બતાવ્યો તેથી મહારાજે તેની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો મહારાજે પોતાના મોટા મોટા સરદાર અને મુત્સદ્દીઓને પોતાની સાથે લીધા અને મહાલદાર, ચોપદાર, વગેરે સર્વ રાજચિન્હોથી વિભૂષિત થઇ તેઓ જયસિંહની મુલાકાત લેવા નીકળ્યા [1] મહારાજની સેવા

---

૧ બુદેલા અને ગ્રાન્ટ ડફ લખે છે કે, પુરંદરના કિલ્લાપર મોગલોનુ સૈન્ય તોફાન મચાવી રહેલુ હોવાથી શિવાજીમહારાજ ગભરાઈ જઈ થોડાક નોકરોસહિત જયસિંહની છાવણીમા ગયા અને બહાર ઉભેલા ચોકીદારને જયસિંહ પાસે મોકલી પોતે તેમની મુલાકાત લેવા આવ્યા છે એમ કહાવ્યુ જયસિંહે પોતાના પુત્ર કીર્તિસિંહને શિવાજીમહારાજને તેડવા મોકલ્યો અને તેમનો સારો આદરસત્કાર કર્યો જયસિંહ પોતાના તંબુના દ્વાર સુધી સામા આવી મહારાજને તંબુમા તેડી ગયા અને અતિ આનંદપૂર્વક તેમને આલિં-

માટે સાથે રાખેલા અંગરક્ષક સિપાઇઓના શરીરપર કિંમતી વસ્ત્રાલંકાર હતા સરદાર અને મુત્સદ્દીઓએ જરી કસબથી ભરેલા સુંદર વસ્ત્રો અને ઝવેરાત શરીરપર ધારણ કર્યાં હતા મહારાજે ઘણા શૂરવીર માવળા યોદ્ધા અને પાયદળ સૈનિકો પોતાની સાથે લીધા હતા તેમણે પણ ઉત્તમ વસ્ત્રો પહેર્યાં હતા, સુંદર રીતે શૃંગારેલા હાથી અને ઘોડાપર સરદારો અને મુત્સદ્દીઓ આરૂઢ થયા હતા, પરંતુ શિવાજી મહારાજે તદ્દન સાદો પોશાક પહેર્યો હતો મહારાજ હાથમા ધનુષ્યબાણ લઈ હાથીપર બેસી મોટા ઠાઠમાઠથી જયસિંહને મળવા આવ્યા મુલાકાતની સૂચના આપવા માટે તેમણે રઘુનાથપંતને જયસિંહ પાસે અગાઉથી મોકલ્યો હતો મહારાજ નજીક આવી પહોચ્યાના સમાચાર મળતાજ જયસિંહ પોતાની સાથે કેટલાક ઉચ્ચ પદવીધર અમલદારોને લઇ તેમની સામા ગયા જયસિંહ આદરસત્કાર માટે સામા આવ્યા છે જાણીને મહારાજ હાથીપરથી નીચે ઉતરી પગે ચાલતા આગળ ગયા જયસિંહે અને મહારાજે આનંદાવેશમા આવી જઇ પરસ્પર પ્રેમાલિંગન કર્યું. બન્ને પક્ષ તરફથી વાજીંત્રોના મંગળસૂચક મધુર ધ્વનિ થયા મોગલલશ્કરના અમીર ઉમરાવ પોતપોતાના તંબુમાથી ઉતાવળે બહાર નિકળી આવી મહારાજના દર્શન કરવા દોડ્યા મહારાજની તેજસ્વિતા અને ઐશ્વર્ય જોઇ સઘળા ચકિત થયા તેઓ પરસ્પર વાતો કરવા લાગ્યા કે, દક્ષિણના રાજા શિવાજી મહારાજ સુંદર, તેજસ્વી અને વીર પુરુષ છે એમા કંઇ શક નથી

જયસિંહ, શિવાજીમહારાજને પોતાની સાથે હાથીપર બેસાડી તેમને વાજતેગાજતે તંબુમા લઇ ગયા તંબુમા બન્ને એક આસનપર પાસે પાસે બેઠા અને સરદારોનો પરસ્પર પરિચય કરાવ્યો મહારાજનો વૈભવ જોઇ જયસિંહ દંગ થઈ ગયો તેમણે મહારાજની પ્રશંસા કરતા કહ્યુ –" સ્વપ્રતાપવડે તમે હિંદુધર્મનું રક્ષણ કરો છો. દક્ષિણના મુસલમાન બાદશાહોને જેર કરી, ઔરંગઝેબ બાદશાહને પણ તમે ચિંતાયુક્ત કર્યા છે, એ સંબંધી તમારી જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી કહેવાય હું તમને સર્વ પ્રકારે અનુકૂળ છુ મને તમારેમાટે સંપૂર્ણ માન છે તમે અને અમે કંઇ જૂદા નથી હું તમને મારા પુત્ર રામસિંહ સમાન ગણું છુ હવે પછી તમારે કશી ચિંતા કરવી નહિ બાદશાહ પાસે તમારી ઇચ્છાનુસાર સર્વ વ્યવસ્થા કરાવી આપીશ " જયસિંહનું સન્માનસૂચક અને પ્રેમદર્શક સંભાષણ સાભળી મહારાજે કહ્યુ –" તમે મારા પિતા સમાન છો તમારા ઉપર મારો સંપૂર્ણ ભક્તિભાવ છે મે મેળવેલુ સર્વ રાજ્ય તમારૂજ છે હું પણ તમારોજ છુ પિતાને માથે હમેશા બાળકનો ભાર હોય છે તમારી આજ્ઞા પાળવી એજ મારો ધર્મ છે તમારી આજ્ઞાને આધીન થઇ તમારા દર્શન માટે આવ્યો છુ પુત્રનુ ગૌરવ તે પિતાનુજ ગૌરવ છે એ ગૌરવનુ અભિમાન રાખી પિતાને યોગ્ય લાગે તે કાર્ય કરવા તમે સમર્થ છો તમને જે કિલ્લા જોઇએ તે આપવા હું તૈયાર છુ " શિવાજીમહારાજનુ અતિ નમ્રતાભરેલુ સંભાષણ સાભળી જયસિંહને ઘણો સંતોષ થયો.

બન કર્યું તથા આ પ્રમાણે શરણે આવવાનુ કારણ પૂછ્યું. મહારાજ જેવા શૂરવીર અને પરાક્રમી પુરુષનાં દર્શન કરવા તંબુ પાસે છાવણીના સૈનિકોની ઠઠ જામી ગઈ.

તેણે કહ્યુ –‘ દિલેરખાન દગો અને અહંકારી આરબ ઉમરાવ છે તેનાપર બાદશાહની વિશેષ કૃપા છે આપણે તેને પ્રથમ અનુકૂળ કરી લેવો જોઇએ તમારે તેની મુલાકાતે જવુ પડશે તમારી સાથે મારો રાજપૂત નોકર તથા એક શૂરવીર અને માનનીય સરદાર મોકલુ છુ ’ મહારાજે કહ્યુ –‘ હું તમારી આજ્ઞાથી વિરુદ્ધ વર્તીશ નહિ, તેની મુલાકાતે જવામા મને અડચણ નથી તમે અભયવચન આપો તો પછી મને તેની કિંચિત્ પણ ભીતિ લાગશે નહિ ’ જયસિંહે શિવાજી મહારાજને પોતાના મામા સુભાનસિંહ સાથે દિલેરખાનની મુલાકાતે મોકલ્યો ખાન તે સમયે પુરંદરગઢના દરવાજા પાસે ઉભો હતો મહારાજ પ્રથમ જયસિંહને મળ્યા પછી તેની પાસે ગયા તે તેને ગમ્યુ નહિ કિલ્લો સર કરવાની પ્રતિજ્ઞા વ્યર્થ જતી જોઇ અભિમાની ખાનને ઘણો ક્રોધ ચડયો તેમજ અંતે ચઢાઇનો બધો યશ એક રાજપૂત સરદારને પ્રાપ્ત થતો જોઇ તેને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ બન્ને હિંદુઓએ એકસંપ થઇ ચઢાઇ નિરર્થક કરી અને જયસિંહે તેની સલાહ લીધા વગર પોતાની ઇચ્છાનુસાર તહ કર્યું, તે માટે પણ ખાનને ક્રોધ અને શંકા થઈ, પરંતુ મહારાજ નજીક આવી પહોચ્યાનુ જાણતા માત્ર ઉપરચોટિયો દેખાવ બનાવવાને ખાન તેમના સામો ગયો અને આદરસત્કાર કરી તેમને પોતાની છાવણીમા લઇ ગયો બન્ને એક આસનપર બેઠા ખાનને મહારાજપર વિશ્વાસ નહોતો, તેથી પોતાના શસ્ત્રો સજ્જ કરી સાવચેત થઇ બેઠો હતો તહસંબંધી વાતચિત શરૂ થતા સુભાનસિંહે ખાનને મહારાજની માગણી કહી સમજાવી તે સમયે ખાને ફક્ત બાહ્ય દંભ બતાવતા કહ્યુ કે –‘ એ કિલ્લો કબજે કરી તેમાના એકેએક સિપાઇની કતલ ચલાવ્યા સિવાય હુ તમારૂ કંઇ પણ સાભળીશ નહિ ’ મહારાજે કહ્યુ –‘ એ કિલ્લો તમારોજ છે તમારે શામાટે તેને કબજે લેવાનો શ્રમ ઉઠાવવો જોઇએ ? તમને સોપવા માટેજ હું કિલ્લાની કુંચીઓ સાથે લાવ્યો છુ આ લ્યો માગ સર્વ કિલ્લા અને પ્રાંત આજથી તમારા તાબામાજ આવ્યા છે એમ સમજજો મારી વિનતિ છે કે અપરાધની ક્ષમા આપવી આપના જેવા બાદશાહના તાબાના શૂરવીર સરદાર સાથે બાથ ભીડવાનુ સાહસ કરવુ એ માત્ર મૂર્ખતાભરેલુજ હુ સમજુ છુ મારૂ આજપર્યંતનુ વર્તન મનમા નહિ લાવતા મને બાદશાહની હુઝુરમા નોકરી મળે તેવી ગોઠવણ કરો તમે ભલામણ કરશો તો મારૂ કલ્યાણ થશે ’ મહારાજનુ નમ્રતાભરેલુ સંભાષણ સાભળી તથા કિલ્લાની કુંચીઓ પોતાના હાથમા આવેલી જોઇ ખાનને અત્યંત હર્ષ થયો તેણે કહ્યુ –‘જયસિંહ રાજા મારા મુરબ્બી છે તે બાદશાહના વિશ્વાસુ છે હુ તેમનો તાબેદાર છુ તેઓ જે કરશે તે મને કબૂલ છે’ એમ કહી ખાને મહારાજને બે ઘોડા, એક તલવાર, એક રત્નજડિત ખંજર અને બે જરીથી ભરેલા વસ્ત્રો ભેટ તરીકે આપ્યા પછી તે મહારાજની સાથે જયસિંહની છાવણીમા આવ્યો અને તેમનો હાથ પકડીને જયસિંહના હાથમા મૂકયો. પછી મહારાજને વિદાય કર્યા અને પુરંદરનો ઘેરો ઉઠાવી લીધો મહારાજે સુભાનસિંહને, ખાનને અને તેમના મોટા મોટા સરદારોને મોટી રાજશાહી મિજબાની આપી. તેમણે પણ મહારાજને અને તેમના કેટલાક સરદારોને મિજબાની આપી

મોગલોના પ્રતિનિધિ સરદારો સાથે મૈત્રી બાધી મહારાજ રાયગઢપર આવ્યા. તહનામાસબધી થોડીઘણી સલાહ મસલત થયા પછી નક્કી કરવામા આવ્યુ કે, ‘શિવાજી મહારાજે મોગલોના જે કિલ્લા અને પ્રાતો કબજે કર્યા છે તે સર્વ મોગલોને પાછા સોપી દેવા નિજામશાહી પ્રાતમા સર કરેલા બત્રીસ કિલ્લામાથી વીસ કિલ્લા[1] અને તેની આસપાસનો પ્રાત મહારાજે જયસિહને કબજે સોપવો બાકી રહેલા બાર કિલ્લા અને તેની આસપાસનો પ્રાત મહારાજે જાગીર તરીકે પોતાને કબજે રાખવો[2] એ ઉપરાત વિજાપુર રાજ્યના જે પ્રાત અને કિલ્લા મહારાજે પોતાના તાબામા લીધા છે તે તેમનીજ સત્તામા રહેવા દેવા એ સર્વ સપત્તિ દિલ્હીના બાદશાહ પાસેથી જાગીર મળી છે જાણી મહારાજે તેમની તાબેદારી કબૂલ કરવી મહારાજના આઠ વર્ષના પુત્ર સભાજીને બાદશાહ તરફથી પાચ હજાર સ્વારની મનસબદારી મળવી જોઇએ નિજામશાહીમાના પોતાના વડિલોપાર્જિત હક્ક છોડી દે તેના બદલામા મોગલ બાદશાહે મહારાજને વિજાપુર સરકારની સત્તાના કુગરાળ પ્રાતની ચોથાઈ તથા સરદેશમુખી વસુલ કરવાનો હક્ક આપવો; સીદીનો જજીરા મહારાજને આપવો છેલ્લી બે કલમો કબૂલ કર્યાથી મહારાજે ઔરગઝેબને ચાળીશ લાખ હોનનો બદલો આપવો એ રકમ પ્રતિવર્ષે ત્રણ લાખ રૂપિયાને હપ્તે ભરવી અને મોગલોને સહાય કરવા માટે મહારાજે બીજા કેટલાક ઘોડેસ્વાર નોકરીમા રાખવા ’

જયસિહે તહની શરતો સહિત એક અરજી ઔરગઝેબ બાદશાહને મોકલી, તે સાથે ભલામણ કરી કે —‘ શિવાજી મહારાજ બાદશાહને ઘણા ઉપયોગી થઈ પડશે. મહારાજ દક્ષિણ દેશની કુચી જેવા છે એ આપના સેવકવર્ગમા પ્રવેશ કરશે તો સમસ્ત દક્ષિણ દેશ જીતી શકાશે ’ એ અરજીમા મહારાજે જયસિહની સૂચનાથી બાદશાહના દર્શન કરવાની ઇચ્છા દર્શાવી હતી

ઔરગઝેબ પાસે અરજી પહોચતાજ તેમણે મહારાજને એક લાબો પત્ર લખી અરજીમાની ઘણીખરી શરતો કબૂલ રાખી મહારાજે વિજાપુર રાજ્યની ચોથાઇ અને સરદેશમુખી વસુલ કરવાનો હક્ક માગ્યો હતો તે એવી શરતે કબૂલ કરવામા આવ્યો કે, જયસિહ વિજાપુરસરકાર ઉપર ચઢાઇ કરે તે વખતે મહારાજે તેને પોતાના લશ્કરસહિત મદદ કરવી નિજામશાહી પાયમાલ કરવા અતકરણપૂર્વક યુદ્ધ કરવુ અને બદલામા જે રકમ ભરવાની કબૂલ કરી છે તેનો પહેલો હપ્તો હમણાજ ભરવો જજીરાસબધી જે માગણી કરી હતી તે માત્ર બાદશાહે કબૂલ કરી નહિ જયસિહે વિનતિ કરવાથી બાદશાહે મહારાજ ઉપર ફરમાન અને શિરપાવ મોકલી આપ્યો તથા ઉપરના કરાર પ્રમાણે પુરદરગઢ તેમણે મોગલોને સ્વાધીન કર્યો અને સિહગઢ તેમના સરદાર કીરતસિહને સ્વાધીન કર્યો તેજ પ્રમાણે સભાજીને

૧ કોઈના અભિપ્રાય પ્રમાણે પચીસ કિલ્લા અને કોઇના અભિપ્રાય પ્રમાણે સત્તાવીસ કિલ્લા છોડી દેવાનો ઠરાવ થયો હતો ખાફીખાન લખે છે કે, એ સર્વ પ્રાતની ઉપજ ચાળીસ લાખ રૂપિયા હતી

૨ કહેવામા આવે છે કે, એ પ્રાતોની ઉપજ દશ લાખ રૂપિયા હતી.

ઉગ્રસેન નામના એક રાજપૂત સરદારની સાથે જયસિંહની છાવણીમા મોકલી આપ્યો.

જયસિંહે વિજાપુર રાજ્ય ઉપર ચઢાઇ કરી તે સમયે મહારાજે કરાર પ્રમાણે બે હજાર ઘોડસ્વાર અને આઠ હજાર પાયદળ લશ્કરસહિત તેને મદદ કરી. પ્રથમ તેમણે ફલટણના બજાજીરાવ નિંબાળકર સાથે યુદ્ધ કરી તેનો પરાજય કર્યો અને ફલટણ હસ્તગત કર્યું નિંબાળકર[1] મહારાજનો સાળો હતો છતા તે તેમની સાથે કોઇ દિવસ સલાહ સંપથી વર્ત્યો નહોતો વિજાપુરસરકારનો એકનિષ્ઠ સેવક કહેવડાવવામાજ તે ગૌરવ માનતો હતો નિંબાળકરના તાબાનો તત્તારાનો કિલ્લો પણ મહારાજના માવળીઓએ છાપો મારી કબજે લીધો હતો, તેમજ રસ્તામા જે જે કિલ્લા આવ્યા તે પણ મહારાજે કબજે કરી લીધા

મોગલો સાથે યુદ્ધ કરવા માટે અલી આદિલશાહે ઝપાટાબંધ તૈયારી ચલાવી હતી, તેમજ કોઇ પણ રીતે મોગલોની માગણીનો નિકાલ લાવી તેમની ચઢાઈ પાછી ફેરવવાની ખટપટ પણ કરતો હતો તેમા તેને યશ મળ્યો નહિ જયસિંહ અને દિલેરખાને પોતાના લશ્કરસહિત વિજાપુરરાજ્યના પ્રદેશોમા પ્રવેશ કરી તેમના પ્રાતો અને કિલ્લા કબજે લેવા માડયા હતા અંતે મંગળવેઢા આગળ મોગલો અને વિજાપુરી લશ્કર સામસામા થઇ ગયા તેઓએ અતિ શૌર્યપૂર્વક યુદ્ધ કર્યું વિજાપુરી લશ્કરમા મરાઠા સરદારો વિશેષ હતા તે સરદારોમા મહારાજના સાવકા બધુ વ્યકોજી રાજા પ્રમુખ હતા યુદ્ધમા મરાઠા સરદારોએ પોતાના શૌર્યની અને યુદ્ધકૌશલ્યની અવધિ કરી નાખી હતી, તેમા મુખ્યત વ્યંકોજી રાજાએ અતિશય પરાક્રમ બતાવ્યુ હતુ મોગલો તરફથી મહારાજ અને પ્રતાપરાવ ગુજર યુદ્ધ કરતા હતા તેમણે અત્યત શૌર્ય અને કુશળતા બતાવી જયસિંહ આદિ મોગલ સરદારોને ચકિત કરી નાખ્યા હતા તેમને જે જે કાર્ય સોપ્યા હતા તે ઉત્તમ પ્રકારે પરિપૂર્ણ કરી તેમણે યશ પ્રાપ્ત કર્યો હતો યુદ્ધમા વિજાપુરસરકારનો પરાજય થયો હતો .

મહારાજનુ અલૌકિક ધૈર્ય, શૌર્ય અને યુદ્ધચાપલ્ય જોઇ જયસિંહ રાજા વિશેષ આશ્ચર્ય પામ્યા તેમણે ઔરંગઝેબને યુદ્ધસબંધી પત્ર લખ્યો તેમા મહારાજની અને તેમના લશ્કરની અતિશય પ્રશસા કરી હતી તેપરથી બાદશાહે પત્રદ્વારા તેમની ઘણી સ્તુતિ કરી, પોતાના લશ્કરને ઉત્તમ પ્રકારની સહાય કરવા માટે મહારાજનુ યથોચિત ગૌરવ કર્યું અને તેમને કેટલાક કૃપાસૂચક ઇનામ અને એક રત્નજડિત ખજર મોકલ્યુ

---

૧ સઇબાઈ નામની બજાજી નિંબાળકરની એક બહેનને મહારાજ સાથે પરણાવવામા આવી હતી આ બજાજીને એકવાર આદિલશાહે કેદ પકડીને એવુ કહ્યુ કે –"જો તારે જીવતા રહેવાની ઇચ્છા હોય તો તુ મુસલમાન થા " આથી તે મુસલમાન થયે અને આદિલશાહની દીકરીએ તેની સાથે લગ્ન કર્યું, પરતુ પાછળથી શિવાજીના માતુશ્રી જીજાબાઇએ પ્રાયશ્ચિત્ત કરાવીને તેને હિંદુધર્મમા લીધો હતો અને કોઈના મનમા તે બદલ દગદગો રહે નહિ, તે માટે મહારાજની દીકરી સખુબાઈને તેના છોકરા મહાદજી સાથે પરણાવી હતી

જયસિંહ રાજાએ વિજાપુરની સરકારના સૈન્યનો પરાભવ કર્યો ખરો પણ વિજાપુરને ઘેરો ઘાલવા માટે તોપો વગેરે સામગ્રી જેટલા પ્રમાણમા જોઇએ તેટલા પ્રમાણમા તેની પાસે ન હોવાથી તેને પાછા ફરવુ પડ્યુ બીજુ એક કારણ એવુ પણ છે કે વિજાપુરસરકારે પોતાના બચાવ માટે સપૂર્ણ તૈયારી કરી હતી અને કિલ્લામા સૈનિકોની, તોપોની તેમજ બીજી યુદ્ધસામગ્રીની ઉત્તમ વ્યવસ્થા રાખેલી હતી એટલે એ યુદ્ધમા પોતાને યશ મળવાનો સભવ નહિ જણાવાથી જયસિંહ રાજાએ પાછા હઠવા માડ્યુ આ પ્રસગે વિજાપુરસરકારના સૈન્યે તેના ઉપર હુમલો કરીને તેને હેરાન કરવાનો પ્રયત્ન કર્યો પણ શિવાજી મહારાજના સૈન્યે તેમનુ કશુ ચાલવા દીધુ નહિ એમ કહેવાય છે કે આ વખતે નેતાજી પાલકર કે જેને મોગલોએ "બીજો શિવાજી" એવુ નામ આપ્યુ હતુ તેણે અતિશય શૌર્ય બતાવ્યું હતુ દિલેરખાન અને બીજા સરદારોને એમ લાગતુ હતુ કે શિવાજી મહારાજે આપણને બરોબર મદદ કરી નહિ તેથીજ મોગલ સૈન્યને પાછુ હઠવુ પડ્યુ અને આથી તે લોકો જયસિંહ રાજાને વારવાર શિવાજીમહારાજને કેદ કરવાનું કહેવા લાગ્યા[૧] આ તરફ શિવાજીમહારાજે જયસિંહ રાજાને એવી સૂચના કરી કે જો પોતાને થોડાક માણસો આપવામા આવે તો પોતે જઇને વિજાપુરસરકારનો પન્હાળા કિલ્લો સર કરશે જયસિંહ રાજાએ તે પ્રમાણે મહારાજને સૈન્ય આપીને રવાના કર્યા, પણ કિલ્લા ઉપર ઉત્તમ પ્રકારનો બદોબસ્ત હોવાથી શિવાજીમહારાજને તેમા યશ મળ્યો નહિ તે ઉપરાત આ સમયે કંઈક કારણસર નેતાજી પાલકર, શિવાજીમહારાજ ઉપર રુષ્ટ થઇને વિજાપુરની સરકાર સાથે મળી ગયો હતો આ લડાઇમા પન્હાળાના કિલ્લા આગળ મહારાજના એક હજાર સૈનિકો મરાયા તેથી નિરાશ થઇને મહારાજ વિશાળગઢ ચાલ્યા ગયા, પણ તેમના કેટલાક સૈનિકો કિલ્લાની આસપાસ તોફાન કરતા રહ્યા તેથી કિલ્લામાના સૈનિકોથી મહારાજની કે મોગલોની પૂઠ પકડી શકાઈ નહિ

વિશાળગઢ આવ્યા પછી મહારાજે એક મુસલમાન સરદારને બે હજારનુ સૈન્ય આપીને ફોડના કિલ્લાને ઘેરો ઘાલવા મોકલ્યો વિજાપુરની સેનાએ એ કિલ્લો બે મહિના સુધી ટકાવી રાખ્યો, પણ છેવટે તેમને હારવાનો સમય આવ્યો. આ બાજુ આદિલશાહે રૂસ્તમજમાન તથા સીદી મસાઉદ વગેરે સરદારોને પાચ-

૧ મનુસ્સી જણાવે છે કે, દિલેરખાને શિવાજીમહારાજનો વધ કરવાની સૂચના અનેક વેળા જયસિંહરાજાને આપી હતી, અને જો તે પ્રમાણે કરવાની તેની હિંમત ન હોય તો શિવાજીનો વધ કરવાની પોતાને પરવાનગી આપવી એમ તે કહેતો હતો. અંગ્રેજ વ્યાપારીઓના તે સમયના કાગળપત્રો ઉપરથી એમ જણાય છે કે, શિવાજીમહારાજે દિલેરખાનને ત્રણ દિવસમા વિજાપુર સર કરી આપવાનુ કહ્યુ અને આ ઉપરથી દિલેરખાને તેમને વીસ-હજાર ઘોડેસ્વારો આપ્યા તે લઇને મહારાજે વિજાપુરપર સ્વારી કરી પણ તેમાં તેમને યશ મળ્યો નહિ. આથી દિલેરખાન પોતાનો વધ કરશે, એવી મહારાજને બીક લાગવાથી તેઓ નાસી ગયા; પરતુ જેધેની શકાવલીમા એવું જણાવ્યું છે, કે જયસિંહરાજાની રજા લઇને મહારાજ રાયગઢ આવ્યા હતા

હજાર ઘોડેસ્વારો અને એક હજારનુ પાયદળ આપીને ફોંડનો ઘેરો ઉઠાવવાને મોકલ્યા હતા આ લોકો તે તરફ જતા હતા તેવામા તેમને બાતમી મળી કે પાસેની એક ટેકરી ઉપર શિવાજી મહારાજ પોતાના થોડાક માણસો સાથે પડાવ નાખીને રહેલા છે, આથી એકદમ તેમના ઉપર હુમલો કરવાના ઇરાદાથી તે લોકોએ પોતાનો મોરચો મહારાજ તરફ ફેરવ્યો આ સૈન્યમા મહારાજનો મિત્ર રૂસ્તમ-જમાન પણ હતો તેણે રણવાજો વગાડીને મહારાજને એ બાબતની ચેતવણી આપી દીધી, તેથી ચેતીને મહારાજ તરતજ ત્યાથી નાસી છૂટયા, મસાઉદખાને મહારાજની પૂઠ પકડી અને તેમના બસે માણસ મારી નાખ્યા, પણ મહારાજ તેના હાથમા સપડાયા નહિ જ્યારે મસાઉદખાન પાછો ફરતો હતો ત્યારે રૂસ્તમ-જમાનના ઉપર મહારાજનો લખેલો એક કાગળ તેના હાથમા આવ્યો આ તેણે આદિલશાહ ઉપર મોકલી આપ્યો આ કાગળ વાચીને આદિલશાહે રૂસ્તમજમાનને લખી જણાવ્યુ કે—"જો આ નિમકહરામીના બદલામા તમારે નોકરીમાથી બરતરફ થવુ ન હોય તો ફોંડનો ઘેરો ઉઠે એવી વ્યવસ્થા કરજો" આ ઉપરથી રૂસ્તમજમાને ત્યાના પોતાના એક સરદારને લખી જણાવ્યુ કે હરેક ઉપાયે તમારે ફોંડનો ઘેરો ઉઠાવવો આથી તે સરદારે મહારાજના સરદારસાથે ઉપર ઉપરથી સ્નેહભાવ બતા-વીને તેની છાવણી ઉપર એકદમ હલ્લો કરી તેનો પરાજય કર્યો આવો દગો કર-વાથી રૂસ્તમજમાન માટે મહારાજના મનમા દ્વેષ ભરાયો રૂસ્તમજમાન પણ આટલુજ કરીને અટકયો નહિ, પણ તેણે ફોંડ, કુડાળ, બાંદે, ડિચોલી, સાકળી વગેરે નાનામોટા ગામો પોતાને હસ્તગત કર્યા, આ પછી મહારાજને ઔરગ-ઝેબની મુલાકાત માટે જવાનુ થયુ તેથી તેઓ વિજાપુરસરકારના મુલકમા સ્વારી કરી શકયા નહિ

આ પ્રમાણે શિવાજીમહારાજ પોતાના દેશમા પાછા ગયા, પણ નેતાજી[1] સરખો શૂરવીર યોદ્ધો વિજાપુરસરકારને મળી જાય એ જયસિહ રાજાને ઠીક લાગ્યુ નહિ. આથી તેણે તેને પાચહજારની મનસબ અને આડત્રીશ હજાર રૂપીઆ રોકડા આપીને પોતાની પાસે બોલાવી લીધો આ વખતે જયસિહ રાજાને બાતમી મળી કે આદિલશાહને મદદ કરવાને માટે કુતુબશાહ આવે છે આ વખતે જો શિવાજી મહારાજ વિજાપુરની સરકાર સાથે મળી જાય તો પોતાનો એક પણ અર્થ સરશે નહિ એમ તેને લાગવાથી તેણે ઔરગઝેબને એવુ લખી જણાવ્યુ કે આ પ્રસગે હરેક ઉપાયે શિવાજીમહારાજને પોતાના કરી લેવા જોઇએ, તેથી હું તેમને તમારી મુલા-કાત માટે દિલ્હી રવાના કરૂ છુ આ સૂચના ઉપરથી ઔરંગઝેબે મહારાજને એક બીજો પત્ર લખ્યો તેમા મહારાજની અતિશય પ્રશસા કરી તેમને પોતાની મુલાકાત

---

૧ આ નેતાજી કેટલાક દિવસ જયસિહના સૈન્યમા નોકરી રહ્યો હતો, પરતુ જ્યારે આગ્રાથી શિવાજીમહારાજ નાસી છૂટયા ત્યારે ઔરગઝેબે નેતાજીને પકડીને કેદ કર્યો આ કેદમાથી પોતાનો છુટકારો થાય તે માટે તેણે મુસલમાનધર્મ સ્વીકાર્યો અને તે ત્યા રહેવા લાગ્યો, પણ ૧૬૭૬ મા તે ત્યાથી નાસીને દક્ષિણ આવ્યો અને મુસલમાનધર્મનો ત્યાગ કરીને મહારાજની નોકરી કરવા લાગ્યો (ખાફીખાન)

માટે દિલ્હી આવવા આમ ત્રણ કર્યું પત્રમા આશ્વાસન આપતા લખ્યુ હતું કે –'તમે અહી આવશો ત્યારે તમારી સર્વ શરતોપર પુન વિચાર કરવામા આવશે અને તમને ઉચ્ચપદપર ચઢાવી ઉચ્ચ ખિતાબ આપી દક્ષિણમા પાછા ફરવાની રજા આપવામા આવશે ' ઔરંગઝેબે મહારાજને પત્ર મોકલી ઔરંગાબાદના સુબા જયસિહ રાજાને હુકમ લખી મોકલ્યો કે, શિવાજીમહારાજને તમારી ત્રીજોરીમાથી ત્રણ લાખ રૂપિયા વાટખર્ચીના આપી અવસ્ય દિલ્હી મોકલશો જયસિહ રાજાએ પણ શિવાજીમહારાજને દિલ્હી જવાની અને મનમા કિંચિત્ પણ શંકા નહિ રાખવાની સલાહ આપતા કહ્યું કે –' મારો પુત્ર રામસિહ દિલ્હીમા છે તે તમારી સર્વ પ્રકારની બરદાસ્ત કરશે. તે આપને કોઇ પણ પ્રકારનો વિશ્વાસઘાત થવા દેશે નહિ ' જયસિંહ રાજાનો આગ્રહ હોવાથી મહારાજે દિલ્હી જવાનો નિશ્ચય કર્યો.





# प्रकरण १९ मुं–आग्राप्रयाण



જયસિંહ રાજાનો અત્યાગ્રહ હોવાથી અને ઔરંગઝેબ તરફથી ઉત્તેજનપ્રદ પત્ર મળ્યાથી શિવાજીમહારાજે દિલ્હી જવાનો નિશ્ચય કર્યો તેઓ જયસિંહની છાવણીમાથી નીકળી રાયગઢપર ગયા તેમણે પોતાના મુખ્ય સરદારોને અને અમલદારોને બોલાવી તેમને પોતાનો દિલ્હી જવાનો વિચાર જણાવ્યો એ સાભળી કેટલાકે કહ્યુ કે –'ઔરંગઝેબ કેવળ દૈત્ય છે, કપટી છે, અને આપણો કટ્ટો શત્રુ છે તેનો વિશ્વાસ રાખવો એ યોગ્ય નથી વળી અહીંથી દિલ્હી જતા રસ્તામા બે મહિના વીતી જાય છે માર્ગમા કેવા સંકટ સહન કરવા પડશે, તે કોણ જાણે છે? ' મહારાજે ઉત્તર દીધો –'હમણા દિલ્હી જવુજ પડશે શ્રીભવાની દેવીએ પણ મને કહ્યુ છે કે, દિલ્હી જવુ પડશે ત્યાથી હુ તને સુખરૂપ પાછો લાવીશ ત્યા જવાથી ઉત્તર તરફનો પ્રદેશ અને દિલ્હીનો શાહીદરબાર જોવાની તક મળશે મારા પૂર્વજોએ ઉત્તરના દેશોમા રાજ્ય કર્યું છે, તે સ્થળોનુ અવલોકન કરી શકાશે, અને ભાગીરથી, યમુના આદિ મોટા તીર્થોના દર્શન થશે જયસિંહ રાજાએ મને આશ્વાસન આપ્યુ છે અને આપણને અનુકૂળ થઇ પડે એવુ તહનામુ બાદશાહે મંજુર કર્યું છે હવે બીક રાખવાનુ કારણ રહ્યુ નથી એમ છતા પણ કંઈ વિકટ પ્રસંગ આવી પડ્યો તો મહાદેવીની કૃપાથી તેમાથી મુક્તતા પ્રાપ્ત કરવાની મારામા હિંમત છે ' આ પ્રમાણે મહારાજે તેમની શંકાનુ સમાધાન કરી સંભાજીસહિત દિલ્હી જવાનો નિશ્ચય કર્યો

મહારાજે દિલ્હી જતા પહેલા રાજ્યકાર્યભારની સુવ્યવસ્થા કરી તેમણે મોરોપંત પેશ્વા, અણ્ણાજી દત્તો સુરનીસ અને નિળો સોનદેવ મુજુમદાર, એ ત્રણને સર્વાધ્યક્ષ નિમી રાજ્યનો સઘળો કાર્યભાર તેમને સ્વાધીન કર્યો તેમને રાયગઢપર રહેવાની આજ્ઞા કરી, સર્વ સરદારોને તથા કારકુનોને એ ત્રણે અધ્યક્ષોની આજ્ઞા પ્રમાણે વર્તવાની ભલામણ કરી પ્રતાપરાવ વગેરે કેટલાક ખાસસરદારોને માતુશ્રી તથા રાજારામની સેવાચાકરી કરવાની ભલામણ કરી મહારાજે તેમને કહ્યુ કે –'આપણા સર્વ પ્રાંતોની વ્યવસ્થા અને બંદોબસ્ત આજપર્યંત રાખવામા આવ્યા છે, તેજ પ્રમાણે ભવિષ્યમા પ્રમાણિકપણે અને દક્ષતાપૂર્વક રાખજો આપણા સ્વાધીનના ગઢ, કોટ, કિલ્લા અને પ્રાંતોનુ સંરક્ષણ કરજો બની શકે તો સંપાદન કરેલા રાજ્યમા વધારો કરજો. અમારા દિલ્હી ગયા પછી હમેશા અમારી ખબર

મેળવતા રહેજો ત્યા અમારાપર ગમે તેવો વિકટ પ્રસગ આવી પડશે તોપણુ અમે પાછા હઠીશુ નહિ ! કોઈ પણુ યુકિત રચીને તેવા પ્રસગમાથી મુકત થઇ સ્વદેશ પાછા આવીશુ જયસિહ જેવો હિદુરાજા આપણા પક્ષમા છે અમારા ઉપર કઇ પ્રપચ રચાશે તો જયસિહરાજા અમારા તરફથી લડવા તૈયાર થશે, એવી અમારી સપૂર્ણ ખાત્રી છે અમે ત્યા વિશેષ સાવચેતીથી રહીશુ અમારી ચિતા કરશો નહિ માતુશ્રીના મનને સતોષ આપતા રહેજો અમારા ઉપર ત્યા કદાચ કઇ વિકટ પ્રસગ આવે તો જરા પણુ નહિ ગભરાતા તમે સ્વરાજ્યનુ રક્ષણુ કરજો રાજારામના નામથી રાજ્યકાર્યભાર ચલાવજો તમારૂ પ્રમાણિકપણુ, તમારૂ બુદ્ધિચાતુર્ય અને તમારી હિમતપર સપૂર્ણ વિશ્વાસ રાખી સર્વ રાજ્ય તમને સોપી હુ ઉત્તર તરફ જાઉ છુ '

રાજ્યની સર્વ વ્યવસ્થા કર્યા પછી મહારાજે દિલ્હી જવાની તૈયારી કરી તેમણે પોતાની સાથે એવા યોદ્ધા રાખ્યા હતા કે ગમે તેવો ભયકર પ્રસગ આવી પડે તોપણુ તેઓ પોતાના પ્રાણુની દરકાર નહિ રાખતા, મહારાજને ખાતર પ્રાણુ સમર્પણુ કરવા તૈયાર થાય મહારાજ સાથે કારકુન[1] તરીકે નિરાજી રાવજી શહાણે, ત્રિબકજી સોનદેવ ડબીર, દત્તાજી ત્રિબક અને માણુકો હરિ સબનીસ[2] હતા; તથા હિરોજી ફર્જદ, રાઘો મિત્ર, દાવલજી ગાડગે[3] અને જીવા મહાલ્યાને હજુરિયા તરીકે રાખ્યા હતા તે ઉપરાત મહારાજે ખાસ ચૂટી કાઢેલા ત્રણુ ચાર હજાર ધારકરી અને માવળી યોદ્ધાઓને પોતાની સાથે લીધા હતા[4] દિલ્હી પ્રયાણુ કરતી વખતે મહારાજે પોતાના સર્વ સરદારોની મુલાકાત લઇ તેમને વિશેષ સાવચેતીથી રહેવાની ચેતવણી આપી ત્યાથી તેઓ શ્રીભવાનીદેવીના દર્શન કરી માતુશ્રી જીજાબાઇની આજ્ઞા લેવા ગયા જીજાબાઇએ મહારાજના ઓવારણા લઇ પરમ પ્રીતિથી છાતી સાથે દબાવી તેમના માથા ઉપર હાથ મૂકી, નેત્રમા આસુ લાવી ગદ્-ગદ્ કઠે આશીર્વાદ આપતા કહ્યુ કે –' પુત્ર ! શ્રીશભુ અને શ્રીજગદબાની કૃપાવડે તુ યશસ્વી થઇ સુરક્ષિતપણે સત્વર પાછો આવશે ઔરગઝેબ ધર્માંધ, કૃતઘ્ન, દુરાત્મા અને કરુણાહીન છે પુત્ર સભાજીને તેના દરબારમા લઇ જવો, એ કઇ સાધારણુ વાત નથી શિવબા ! પ્રવાસમા ઘણી હુશિયારીથી વર્તજે બાળક સભાજીની પ્રકૃતિ સભાળજે બાદશાહ પાસે જઇ સમયોચિત નમ્ર વર્તન રાખજે અને સ્વકાર્યની સિદ્ધિ કરી સત્વર સ્વદેશમા આવી પહોચજે જયસિહરાજા સત્ય-વચની છે તે ધર્મશીલ અને કર્મનિષ્ઠ હિદુરાજા છે તેમની સલાહ પ્રમાણે વર્તી ઇષ્ટ ઉદ્દેશ સિદ્ધ કરજે. તુ સુશીલ, સદાચારી અને સ્વધર્માભિમાની છે જેમ

---

૧ ચિટણીસ લખે છે કે, એ સિવાય બાલાજી આબજી ચિટણીસ અને નરહર બલ્લાળ સબનીસ પણુ હતા

૨ ચિટણીસ એનુ નામ જીવનરામ માણુકો લખે છે

૩ સભાસદે પોતાના ગ્રથમા એ નામ લખ્યુ નથી શિ દિ મા રઘુનાથરાવ કોરડે, યેસાજી કક, તાનાજી-માલુસરે અને બાલાજી આબજીના નામો લખ્યા છે

૪ કેટલીક બખરોમા લખ્યું છે કે, એ લશ્કરમા પ્રતાપરાવ ગુજર સરનોબત હતો.

પાડુપુત્રોને શ્રીકૃષ્ણની કૃપાથી ભારતીય યુદ્ધમા યશ પ્રાપ્ત થયો હતો, તેમ તારાં પૂર્વજોના પુણ્યને લીધે તને શ્રીજગદબાની કૃપાથી યશ પ્રાપ્ત થશે' મહારાજે માતુશ્રીના ચરણમા મસ્તક નમાવી પ્રણામ કરી તેમનો તથા સઇબાઇનો આશીર્વાદ લીધો ત્યાર પછી તેમણે ગઢપરથી પ્રયાણ કર્યું

મહારાજે પુન એક વખત ઔરગાબાદ જઈ જયસિંહરાજાની મુલાકાત લીધી. એ સમયે જયસિંહરાજાએ શિવાજીમહારાજને તથા તેમના મનુષ્યોને મોટા ઠાઠમાઠથી મિજબાની આપી અને દિલ્હી ગયા પછી બાદશાહ સાથે કેવી રીતે વર્તવું તે સમજાવ્યુ તેમનો પુત્ર રામસિંહ બાદશાહના દરબારમા હતો[૧] જયસિંહે તેનાપર એક પત્ર લખી મોકલ્યો પત્રમા લખ્યુ હતુ કે –' મહારાજનું ઉત્તમ પ્રકારે આદરાતિથ્ય કરજો તેમને જોઇએ તે પ્રકારની મદદ કરવાનુ ભૂલશો નહિ ' અંતે જયસિંહે મહારાજ સમક્ષ પ્રતિજ્ઞા કરતા કહ્યુ કે –'આપ દિલ્હીથી પાછા આવશો ત્યાસુધી હુ દક્ષિણમાજ રહીશ અને આપના તાબાના પ્રાતોને કિંવા કિલ્લાને મોગલો તરફથી કોઇ પણ પ્રકારની અડચણ થાય નહિ, એવો બદોબસ્ત કરીશ દિલ્હી ગયા પછી ઔરગઝેબ આપને કોઇ પ્રકારનો વિશ્વાસઘાત કરશે તો તે સમયે આપનુ રક્ષણ કરવા માટે મારો પુત્ર રામસિંહ બાદશાહ સાથે યુદ્ધ કરવા ચૂકશે નહિ, એટલુ જ નહિ પણ તે બાદશાહ સાથે વૈર કરવામા પાછો હઠશે નહિ, તેમજ હું પણ અહીંથી તેમની ખો ભૂલાવવા તૈયાર થઇશ

જયસિંહરાજા તરફથી પુન આશ્વાસન મળ્યા પછી મહારાજ દિલ્હી જવા નીકળ્યા તેમની સાથે જયસિંહ રાજાએ ગાઝીખાન નામના એક સરદારને માર્ગદર્શકતરીકે મોકલ્યો પોતાના આગમનની ચેતવણી આપવા માટે મહારાજે પ્રથમથીજ પોતાનો વકીલ દિલ્હી મોકલ્યો હતો શિવાજીમહારાજ પોતાની મુલાકાતમાટે આવે છે, એવા સમાચાર સાભળી ઔરગઝેબે તેમને એક કાગળ લખ્યો અને તેમા જણાવ્યુ કે –" મનમા કોઇ પણ પ્રકારનો સશય નલાવતા તમે મારા દરબારમા આવજો અહી તમારો ઘણોજ આદરસત્કાર કરવામા આવશે અને પછી તમને દક્ષિણમા જવાની રજા આપવામા આવશે આ સાથે સન્માનતરીકે તમને પોશાક મોકલાવ્યો છે " તેમના ઉપર આવો કાગળ લખીને તેમની મુસાફરીના ખર્ચમાટે એક લાખ રૂપિયા ઔરગાબાદની ત્રીજોરીમાથી આપવાનો હુકમ પણ તેણે મોકલ્યો શિવાજીમહારાજને પોતાની મુલાકાતે આવતા જાણી બાદશાહે પોતાના તાબાના સર્વ મહાલકરી અને મોકાસરદારોને સખ્ત આજ્ઞાપત્રો મોકલ્યા કે –' શિવાજીમહારાજ અમારી મુલાકાતે આવે છે તેઓ લશ્કરસહિત જ્યા જ્યા મુકામ કરે ત્યાના ફોજદારોએ તેમના લશ્કરને જોઇતી વસ્તુઓ પૂરી પાડવી, તેમજ તેમની ઉત્તમ પ્રકારે સેવા બજાવી સર્વેએ તેમને શાહજાદા જેટલું માન આપવુ ' એ આજ્ઞાપત્રો બાદશાહે અગાઉથીજ મોકલેલા હોવાથી મહારાજે જ્યા જ્યા મુકામ રાખ્યો ત્યા ત્યા તેમનુ અતિશય આદરાતિથ્ય થયું. ગામે

૧ કેટલીક બખરોમા લખ્યુ છે કે, રામસિંહ પોતાના પિતા સાથે દક્ષિણમા આવ્યો હતો, તેને તેમણે મહારાજ સાથે દિલ્હી મોકલ્યો

ગામના મનુષ્યો મહારાજ જેવા પ્રૌઢ, પ્રતાપી, ધીરવીર પુરુષના દર્શન ઉત્સાહ-પૂર્વક કરવા લાગ્યા મહારાજના દર્શન કરતાજ સર્વના અત કરણમા એવા પ્રતાપી હિંદુરાજામાટે અભિમાન ઉત્પન્ન થવા લાગ્યુ તેમના અત કરણમા વિશેષ આનદ થવા લાગ્યો ગામેગામના મહાલકરી અને મોકાસદારોને પ્રથમથીજ ખબર હતી કે, મહારાજ સ્વત અત્યત સ્વાભિમાની અને પરાક્રમી હોવાથી તેઓ પોતાનુ સહજ પણ અપમાન સહન કરી શકતા નથી મહારાજ જ્યારે ઔરગાબાદ ગયા ત્યારે એક બનાવ એવો બન્યો હતો કે, મહારાજ શહેર નજીક આવ્યાની ખબર સાભળી ત્યાના નાયબ સુબેદારે પોતાના ભત્રિજાને મહારાજ સામો આવકાર દેવા મોકલ્યો નાયબસુબાની નિષ્કાળજી જાણી મહારાજને ગુસ્સો ઉત્પન્ન થયો તેઓ જયાસહની છાવણી તરફ વળ્યા એ જોઇ તેડવા આવેલા અમીરે મહારાજને કહ્યુ કે –' સુબેદારસાહેબ દરબાર ભરીને આપની વાટ જુએ છે પ્રથમ ત્યા પધારો ' મહારાજે ઉત્તર દીધો –' મને માન આપવાની તમારા સુબેદારની ઇચ્છા હતી તો તેઓ સ્વત કેમ અહી આવ્યા નહિ ?' એટલુ કહી તેને તથા તેની સાથે આવેલા મનુષ્યોને પાછા જવાનું કહી મહારાજ પોતાના મનુષ્યોસહિત જયસિહરાજાના મહાલય તરફ ગયા સુબેદારને એ બનાવની ખબર પડતાજ તે પોતાના તાબાના સર્વ અમલદારોસહિત મહારાજની મુલાકાતે આવ્યો. તેણે બનેલા બનાવમાટે મહારાજની ક્ષમા માગી સતોષ આપ્યો, અને તેમને મિજબાની આપી એજ પ્રમાણે ઇતર ઉમરાવોએ પણ મહારાજને મિજબાની આપી તેમનુ વિશેષ સન્માન કર્યું[1]

સ્વરાજ્યમાથી વિદાય થયા પછી પોતાના મનુષ્યો આપેલી આજ્ઞા પ્રમાણે પોતાના કિલ્લાનો બદોબસ્ત રાખે છે કે નહિ તેની તપાસ કરવા માટે મહારાજ રાત્રિને સમયે અકસ્માત પોતાના તાબાના એક કિલ્લાપર જઇ ચઢયા અને ત્યાના હવાલદારને કહ્યુ કે –' શિવાજીમહારાજ દરવાજા પાસે ઉભા છે દુસ્મનોનું લશ્કર પાછળ આવે છે દરવાજો ઉઘાડી મહારાજને કિલ્લામા પ્રવેશ કરવા દો ' એ સાભળી કિલ્લેદારે તરતજ પોતાના મનુષ્યો ભેગા કર્યા અને ઉત્તર આપ્યો કે,–' મહારાજની સખ્ત આજ્ઞા છે કે, રાત્રિને સમયે કિલ્લાનો દરવાજો કદિ પણ ઉઘાડવો નહિ, તેથી હમણા દરવાજો ઉઘાડી શકાશે નહિ શત્રુ આવતા હશે તો મારા તાબાના મનુષ્યો તેમને રોકી રાખશે આપ કિલ્લા નીચેના દરવાજા આગળ ઉભા રહો શત્રુઓ આગળ વધી શકે નહિ, તેવો હું બદોબસ્ત કરૂ છુ ' એ સાભળી મહારાજે તેને કહ્યુ કે –' આજ્ઞા કરનાર હુ છુ અને દરવાજો ઉઘાડવાની પરવાનગી પણ હુજ આપુ છુ હુજ તમને આજ્ઞા કરૂ છુ, પછી દરવાજો ઉઘાડવાની શી અડચણ ? દરવાજો નહિ ઉઘાડો તો તમને શિક્ષા થશે તમે પ્રમાણિક નોકર છો. તમારે મારી આજ્ઞા પ્રમાણે વર્તવુજ જોઇએ ' મહારાજે તેને ધમકી આપી કહ્યુ છતા પણ કિલ્લેદાર ગભરાયો નહિ તેણે શાતરીતેજ ઉત્તર આપ્યો કે:–' હવે થોડી રાત્રિ બાકી રહી છે. હું પાછળ આવનારા શત્રુઓનુ જોર ચાલવા

૧ સ્કૉટ વેરિંગ અને [illegible] ઇતિહાસમાથી એ વર્ણન [illegible] કરવામા આવ્યુ છે.

દઈશ નહિ હમણાજ મારા સિપાઇઓને તેમના તરફ મોકલુ છુ ' કિલ્લેદારે મહારાજને રાત્રિને સમયે કિલ્લા બહાર જ ઉભા રાખ્યા પ્રાત કાળ થતાજ હવાલ-દાર વગેરે કિલ્લાના અમલદારોએ દરવાજાના તાળા ઉઘાડી, બે હાથ જોડી મહા-રાજની પ્રાર્થના કરી કે –' અમે અન્યાયી છીએ રાત્રિનો સમય હોવાથી અમે આપની આજ્ઞાનુ પાલન કર્યું નથી આપની ઇચ્છામા આવે તે શિક્ષા કરો ' અમલદારોની વર્તણુક જોઈ મહારાજને પૂર્ણ સતોષ થયો આથી તેમને ઇનામો આપી મોટે હોદ્દે ચઢાવ્યા આ પ્રમાણે પોતાની પાછળ કિલ્લાનો સખ્ત બદોબસ્ત રહ્યાની ખાત્રી કર્યા પછી મહારાજ દિલ્હી જવા નીકળ્યા

આ સમયે ઔરગઝેબ આગ્રામા[1] રહેતો હતો અને તેનો દરબાર પણ ત્યાજ હતો આથી મહારાજ દિલ્હી ન જતા આગ્રે ગયા મહારાજ શહેર નજીક આવી પહોચ્યાની ખબર મળતાજ ઔરગઝેબે રામસિહને અને એક બીજા હલકા હોદ્દા-ના અમલદારને શિવાજીમહારાજનો સત્કાર કરવા મોકલ્યા એવા સામાન્ય સર-દારોને સત્કાર કરવા આવેલા જોઈ મહારાજને પોતાનુ અપમાન થયેલુ જણાયુ એ સમયે તો તેમણે અપમાન સહન કર્યું જે મકાન નક્કી કર્યું હતુ, તેમા મહારાજે પોતાના મનુષ્યાસહિત નિવાસ કર્યો બાદશાહની મુલાકાતનો દિવસ નક્કી કરવા તેમણે રામસિહને મોકલ્યો એ સમયે રામસિહને તેમણે આગ્રહ-પૂર્વક કહ્યુ કે –' બાદશાહ સાથે મુલાકાત થતી વખતે બન્નેનુ સમાનપણુ જળ-વાઇ રહે એવી વ્યવસ્થા કરવી ' રામસિહે તેમને ઉત્તર દીધો કે –' ઔરગઝેબ સાર્વભૌમ બાદશાહ છે તેઓ તમારા જેવા એક નાના રાજાને પોતાના જેટલુ માન આપશે નહિ તેમની સાથે એવી શરત કરવી એ અયોગ્ય છે '

ઔરગઝેબે મહારાજ અને તેમની સાથે આવેલા મનુષ્યોની સેવાચાકરી કરવા-ની વ્યવસ્થા બહુ ઉત્તમ પ્રકારે રાખી હતી તેમ છતા એ સમયે તેમના અત-કરણમા મહારાજ ઉપર વૈરભાવ ઉત્પન્ન થયો અને તેમનો નાશ કરવાની બુદ્ધિ સૂઝી તેનુ એક કારણ હતુ એ પ્રસગે શાહિસ્તખાનની પત્ની દિલ્હીમા હતી તેના અતકરણમા મહારાજ ઉપર અત્યત દ્વેષ જાગૃત હતો, કારણ કે મહારાજને હાથે-જ તેના પુત્રનો વધ થયો હતો અને તેમણેજ તેના પતિની ફજેતી કરી હતી તે સ્ત્રીએ બાદશાહના જનાનખાનામા લાગવગ ચલાવી, બાદશાહની બેગમો વગેરે સ્ત્રીઓના અતકરણમા શિવાજીમહારાજ ઉપર દ્વેષભાવ ઉત્પન્ન કર્યો અને તેમની મારફતે બાદશાહને વિનતિ કરી કે –' શિવાજીમહારાજ આપના તાબામા આવ્યા છે તેમનુ ગૌરવ નહિ કરતા તેમનો વધ કરવો 'એથીજ બાદશાહનુ મન ફરી ગયુ અને મહારાજનો વધ કરવા તૈયાર થયા દરબારના અમીરઉમરાવોએ બાદશાહની એ ઇચ્છા જાણી ત્યારે તેમણે સલાહ આપી કે –' જહાપનાહની આજ્ઞા ઉપરજ અમારૂ જીવન અવલબન કરી રહ્યુ છે, પરતુ એ પ્રમાણે વિશ્વાસઘાત કરવાથી આપના તાબાના જયસિહરાજા જેવા બળવાન હિદુસરદાર સાથે વૈર થશે અને તેઓ બળવો જગાડશે ' એ સાભળી બાદશાહે પોતાનો વિચાર બધ પાડયો

રામસિહે બાદશાહ સાથે સલાહમસલત ચલાવી, તા ૧૨ મી મે સને ૧૬૬૬

[1] મ૦ બખર અને ગ્રાટડફના આધારે પ્રથમાવૃત્તિમા મહારાજ દિલ્હી ગયા એમ લખ્યુ હતુ, પરતુ શાહજહાનના મૃત્યુ પછી ઔરગઝેબ આગ્રામા રહેતો હોવાથી મહારાજ આગ્રા ગયા હતા.

ને દિવસે ઔરંગઝેબની પચાસમી વર્ષગાંઠ હતી, તે દિવસે મોટો દરબાર ભરાવાનો હતો અને મોટામોટા અમીરઉમરાવો તેને નજરાણુ આપવાને આવવાના હતા એ દિવસે શિવાજીમહારાજને દરબારમા લાવવા, એવી આજ્ઞા ઔરંગઝેબે રામસિંહને ફરમાવી તે દિવસે બાદશાહે ભવ્ય દરબાર ભર્યો પ્રમાણિક સરદારોને અને પઠાણોને સુદર પોષાક પહેરાવી પોતાના રાજસિંહાસનની પાછળ ઉઘાડી તલવારે ઉભા રાખ્યા બાદશાહને બીક હતી કે, 'શિવાજીમહારાજ કઇ સાધારણ પુરુષ નથી તે મહાન વીરપુરુષ છે પ્રસગ આવતા તે પચીસ હાથ સુધી ફલગ મારી શકે છે ' આથી બાદશાહે સખ્ત બદોબસ્ત રાખવા સાથે પોતાના આસન પાસે પાચ શસ્ત્ર તૈયાર રાખ્યા હતા શરીર ઉપર બખ્તર પહેરી તે ઉપર મજલીનનો ઝભ્ભો પહેર્યો હતો તે દિવસે દરબારમા રાજ્યના સમસ્ત સરદારો અને શેઠશાહુકારો આવ્યા હતા સર્વને મહારાજના દર્શન કરવાની ઉત્કંઠા થઇ રહી હતી જનાનખાનાની બેગમો, શાહજાદીઓ વગેરે સ્ત્રીઓને પણ મહારાજના દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા થવાથી તેમને દરબારમા પડદા પાછળ બેસાડવાની વ્યવસ્થા કરી હતી.

દરબારમા જતી વેળા મહારાજે કેટલાક તેજસ્વી શૂરવીર યોદ્ધા પોતાની સાથે લીધા હતા, તેમને લઇ તેઓ રામસિંહ સાથે દરબારમા જઇ પહોચ્યા તેમણે દરબારના નિયમ પ્રમાણે કુરનિસ[1] કરી બાદશાહના સિંહાસન આગળ નજરાણાની ભેટ કરી રામસિંહે નિયમ પ્રમાણે નજરાણુ લઇ બાદશાહની પાસે મૂકયુ ઔરંગઝેબે મહારાજને કુશળ સમાચાર પૂછ્યા મહારાજે યોગ્ય ઉત્તર આપ્યા પછી બાદશાહે તેમને પોતાના જમણા હાથ તરફ સાધારણ પંક્તિના સરદારો ઉભા હતા ત્યા જઇ ઉભા રહેવાની ઇશારત કરી રામસિંહે મહારાજને તે સ્થળે ઉભા રાખ્યા મહારાજને નિરુપાયે ત્યા ઉભા રહેવુ પડ્યુ, પરતુ ત્યા ગયા પછી સરદારો સાથે ઉભા નહિ રહેતા મહારાજ પૃથ્વી ઉપર બેસી ગયા અને રામસિંહને પૂછ્યુ કે –' આ અમીરોનો દરજ્જો કેટલો છે ? ' રામસિંહે ઉત્તરમા જણાવ્યુ કે –' તેઓ પાચહજારી મનસબદાર છે ' એ સાભળી મહારાજને અતિશય ક્રોધ ચઢયો તેમણે તેને કહ્યું કે –' બાદશાહે મને એમના જેવોજ સાધારણ મનસબદાર ગણ્યો, તેથી મારૂ અપમાન થયુ છે હુ તેમની પંક્તમા ઉભો રહેવા ખુશી નથી ' મહારાજે રામસિંહ પાસે કટાર માગી[2] એ જોઇ બાદશાહે ગડબડ થવાનુ કારણ પૂછ્યુ પાસે ઉભેલા

---

૧ ચિટણીસ લખે છે કે, મહારાજે કુર્નિસ કરી નહોતી. એ પ્રસગે રામસિંહેજ કુરનિસ કરી. રા સભાસદ લખે છે કે, મહારાજે પૃથ્વીને હાથ અડકાડી ત્રણ સલામ કરી હતી, પરતુ તેમણે પહેલી સલામ શ્રી શકરને, બીજી શ્રી જગદબાને અને ત્રીજી શાહજીરાજાને કરી છે, એવો અર્થ ધાર્યો હતો.

૨ એ ઉપરથી અનુમાન થાય છે કે, દરબારમા મહારાજને નિઃશસ્ત્ર જવાની આજ્ઞા થઈ હતી તેમણે દરબારમા કટાર શામાટે માગી તે સમજાતુ નથી બદેલા લખે છે કે, એ અપમાનથી શિવાજીમહારાજના અંતઃકરણમા ઘણો ખેદ થયો અને એજ કારણથી મહારાજ મૂર્છિત થયા હતા એ સમયે તેમને સ્નાનગૃહમા લઇ જવામા આવ્યા ત્યા તેમને પવન નાખવાથી તથા માથાપર ગુલાબજળ છાંટવાથી તેઓ સાવચેત થયા એ ઇતિહાસકર્તાની એવી કલ્પના છે કે, દરબારની ભવ્યતા જોઈ મહારાજ બેશુદ્ધ થયા હતા તે લખે છે કે, મહા-

અમીરોએ મહારાજની વાતચિત બાદશાહને કહી સંભળાવી.[1] બાદશાહ તરતજ અચકાયો અને હવે શિવાજીમહારાજ શું કરશે, તેની બીક લાગી. બાદશાહની છાતી ધડકવા લાગી. તેમણે રામસિંહને કહ્યું કે, મહારાજને વિદાયગીરીનું પાન-બીડું આપી તેમના મહાલયમાં મૂકી આવો. આવતી કાલે પુનઃ મુલાકાત લઇશું. એ સાંભળી રામસિંહ શિવાજીમહારાજને તેમના મકાનમાં લઈ ગયો.[2]

એ પછી મહારાજને ઔરંગઝેબ સાથે પુનઃ મળવાનો પ્રસંગ આવ્યો નહિ; કારણ કે બાદશાહજ તેમને પુનઃ મળવા રાજી નહોતા. બાદશાહની ઇચ્છા જાણ્યા-થી મહારાજને ઘણી દિલગીરી થઇ અને તેમના અંતઃકરણમાં કપટભાવ છે, એવી તેમની ખાત્રી થઈ, એટલુંજ નહિ પણ મહારાજને બાદશાહની બીક પણ લાગી. બાદશાહની ઇચ્છા જાણવા માટે તેમણે રામસિંહને તેમની પાસે મોકલ્યો. બાદશાહે તેને કહ્યું કે—'શિવાજીમહારાજને મારા દરબારમાં રાખી તેમને મોટા કામો સો-પવાની મારી ઇચ્છા છે. દક્ષિણની જાગીરસંબંધી તેમની ઇચ્છા પ્રમાણે તહનામું થયું છે. એ જાગીર તેમણે પોતાના પુત્રના નામથી ચલાવવી. અહીં તેમને કરોડો રૂપિયાની કિંમતની નવી જાગીર બક્ષિસ આપીશ. પચાસ હજારથી લાખ સિપાઇઓસહિત તેમણે આ પ્રાંતમાં નિવાસ કરી મોટી ચઢાઇઓ કરવી. આ દરબારમાંજ એમના જેવા શૂરવીર, ચતુર અને કર્તવ્યદક્ષ પુરુષોના ઉત્તમ ગુણો-ની કદર થશે.'

બાદશાહનો વિચાર મહારાજને બિલકુલ પસંદ પડયો નહિ. તેમનો વિચાર શુદ્ધ બુદ્ધિવાળો અને ઉદાર છે, એમ પણ તેમને જણાયું નહિ. બાદશાહ કપટી અને ધૂર્ત છે તથા પોતાને દિલ્હીમાં ગુંચવી રાખી દક્ષિણનો કાંટો એકદમ કાઢી નાખ-વાનો તેમનો વિચાર પણ તેઓ સમજી ગયા હતા. મહારાજે પોતાના વકીલ રઘુ-નાથપંતને બાદશાહ પાસે મોકલી કહાવ્યું કે—'બાદશાહે મને મોટો અધિકાર આ-પવાની આશા બતાવી અહીં બોલાવ્યો[3] તે ઉપરથી હું અહીં આવ્યો છું. મે

રાજ શુદ્ધિમાં આવ્યા ત્યારે તેમણે પોતાને મકાને જવાનું કહ્યું. ત્યાં ગયા પછી મહારાજ ગાંડા જેવા ચાળા કરી ગમે તેમ બબડવા લાગ્યા. તેઓ મોટેથી બૂમો પાડી કહેતા કે, 'હું ગાડો ગરૂડના ટોળામાં સપડાયો છું. તેઓ મારૂં ખૂન કેમ કરતા નથી ?'

૧ ઓર્મી લખે છે કે, મહારાજ બાદશાહની મુલાકાતે ગયા તે વખતે તેમણે બાદ-શાહના ગુપ્ત હેતુસંબંધી તેમને ઠપકો આપી કહ્યું કે—'શાહિસ્તખાનનો વધ તથા સુરતની લૂંટના પ્રસંગો ઉપરથી આપને મારી યોગ્યતા જણાઈ હશે.' એટલું કહીને તેમણે પોતાનું ખંજર પોતાના પેટમાં ખોસવા માંડ્યું, પરંતુ પાસેના મનુષ્યોએ તેમનો હાથ પકડી રાખ્યો. બાદશાહે તેમને આશ્વાસન આપતાં કહ્યું કે, 'તમારા શરીરને કિંચિત પણ હરકત થશે નહિ. તમે અમારા તાબામાં રહી કંદહારની ચઢાઇ વખતે અમને મદદ કરજો.'

૨ એક મુસલમાન બખરકર્તા લખે છે કે, બાદશાહે શિવાજીમહારાજને ઇનામ આપવા માટે ઝવેરાત અને હાથી તૈયાર રાખ્યા હતા, પરંતુ ગડબડ થવાથી તેમને આપી શક્યા નહિ.

૩ મનુસ્સી જણાવે છે કે, શિવાજીમહારાજ મોગલોના દરબારમાં જાય તો તેમને બાદશાહના સરદારમંડળમાં પ્રથમ સ્થાન આપવામાં આવશે, એવો કરાર કરવામાં આવ્યો

આપના જે કાર્યો કર્યા છે, તે આપને વિદિતજ છે જયસિંહરાજા સમક્ષ જે તહનામુ થયું છે, તે પ્રમાણે વર્તવામા હું જરા પણ પાછો હઠીશ નહિ આદિલશાહી અને કુતુબશાહી ખાલસા કરવાની બાદશાહની ઇચ્છા છે તે કાર્ય પરિપૂર્ણ કરવાને હું અંતઃકરણપૂર્વક સહાય કરીશ દક્ષિણમા આખા સૈન્યને જે મદદ જોઇશે તે આપવા હું તૈયાર છુ આ સ્થળે રહીને હું બાદશાહની જે નોકરી બજાવી શકીશ તેના કરતા મારા સ્વદેશમા રહીને વિશેષ કાર્ય કરી શકીશ, તેથી મને આ સ્થળે રાખવાનો બાદશાહનો વિચાર તેમના કિંવા મારા હિતનો નથી તે ઉપરાંત મને, મારા પુત્રને અને મારા મનુષ્યોને આ દેશની હવા માફક આવતી નથી, તેથી મને મારા મનુષ્યોસહિત દક્ષિણમા પાછા ફરવાની આજ્ઞા આપવી '

મહારાજની એ પ્રાર્થના સાભળી બાદશાહે કોઈ પ્રકારનો ચોક્કસ ઉત્તર આપ્યો નહિ મહારાજને દિલ્હીદરબારમા રાખવાથી તેમના તરફથી દક્ષિણમા જે ત્રાસ થાય છે, તે એકદમ બંધ થઈ જશે અને પોતાનો ઉદ્દેશ સહેલાઈથી પાર પડશે, એવું બાદશાહના મનમા હતુ તેમને દિલ્હીમા રાખવાથી તેઓ કોઈક વખત પણ પોતાના સંપૂર્ણ તાબેદાર થશે એવી બાદશાહને ખાત્રી હતી ખરૂ જોતા આ સમયે મહારાજ બાદશાહના તાબામા આવેલા હોવાથી તેમનો નાશ કરવાની તેમને ઉત્તમ સંધિ પ્રાપ્ત થઇ હતી; પરંતુ જયસિંહ રાજાએ મધ્યસ્થ થઈ તહનામુ કરેલુ હોવાથી તેમની સાથે વિશ્વાસઘાત કરવાની બાદશાહની હિંમત ચાલી નહિ[1] તેમજ એવા શૂરવીર અને તેજસ્વી પુરુષનો બનતેપ્રયત્ને યોગ્ય ઉપયોગ કરી લેવાનો પણ તેમનો વિચાર હોવો જોઇએ બાદશાહે રામસિંહદ્વારા મહારાજને પોતાના દરબારમા રહેવાની અનેક લાલચો બતાવી, પરંતુ તેમણે તેમની માગણી સ્વીકારી નહિ

જાફરખાન[2] નામક એક અમીર ઉપર બાદશાહની વિશેષ કૃપા હતી તે શાહિસ્તખાનનો સાળો થતો હતો તેણે બાદશાહને સલાહ આપી કે –' શિવાજીમહારાજ સામોપચારવડે મોગલ દરબારની સરદારી સ્વીકારતા નથી ત્યારે તેમને ભય બતાવી આપના તાબામા રાખવા તેમને અહીંથી જવા દેવા નહિ ' અમીરની સલાહ બાદશાહને પસંદ પડયાથી તેમણે તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો મહારાજને એ સમાચાર મળતાજ તેઓ જાફરખાનની મુલાકાતે ગયા અને તેને કહ્યુ કે –' તમારા

હતો પણ એ કરાર બાદશાહે પાળ્યો નહિ અને મહારાજ આગ્રાથી પછા આવશે ત્યારે તેમને મોગલોના દક્ષિણ પ્રાંતના સુબેદાર નિમવામા આવશે એવુ જયસિંહે તેમને અભયવચન આપેલુ હતુ, ખાનુ ખાફીખાન જણાવે છે કે, મહારાજની સાથે થયેલા કરાર જયસિંહ રાજાએ બાદશાહને જણાવેલા ન હતા

1 મુસલમાન બખરકર્તા લખે છે કે, મહારાજના દર્શન કરવા આવેલી જનાનખાનાની સ્ત્રીઓમા નિસાબેગમ નામક બાદશાહની એક પુત્રી હતી તેણે મહારાજની કીર્તિ અને પરાક્રમ અગાઉથીજ સાભળ્યા હતા આ સમયે તેમનુ સ્વરૂપ અને તેજ તથા સ્વાભિમાન અને વીરપુરુષ જેવુ આચરણ પ્રત્યક્ષ જોઇને નિસાબેગમ મહારાજ ઉપર મોહ પામી હતી તેણે પોતાના પિતાને આગ્રહ કરી મહારાજને સ્વદેશ જવાની પરવાનગી અપાવી, તેમજ તેમના અંતઃકરણમાંથી મહારાજ સબંધી દુષ્ટ વિચારો કાઢી નખાવ્યા

2 પ્રો સરકાર જણાવે છે કે એ બાદશાહનો વજીર હતો

ઉપર બાદશાહની વિશેષ કૃપા છે મને વચન આપ્યું છે તે પ્રમાણે બાદશાહ પાસેથી બક્ષિસ વગેરે અપાવી દક્ષિણમા મોકલવાનો યશ પ્રાપ્ત કરો ' મહારાજની પ્રાર્થનાનો કપટી ખાને ઉપરચોટિયો ઉત્તર આપ્યો મહારાજ સાથે ખાન વાતચિત કરતા હતા, તે સમયે તેની પત્નીએ જનાનખાનામાથી ગુપ્તરીતે કહાવી મોકલ્યું કે –' શિવાજીમહારાજ સાથે વધારે વખત વાતચિત કરવી યોગ્ય નથી તેમને સત્વર રજા આપો તેઓ કયી વખતે શુ કરશે તેનો નિયમ નથી ' એ સૂચના મળતાજ ખાને મહારાજને પાનબીડું આપી વિદાય કર્યા આ વજીર પોતાનુ કહ્યુ માનતો નથી એવુ જોયુ ત્યારે પોતાને બાદશાહ સાથે કઇક મસલત કરવી છે, માટે એકાત મુલાકાતનો લાભ આપવો, એવી તેમણે અરજ કરી, પરતુ શાહિસ્તખાને જાફરખાનને એક એવો પત્ર લખ્યો હતો કે, શિવાજી બહુજ ઢોંગી માણુસ છે, તેની સાથે એકાત મુલાકાત લેવાનુ સાહસ કરીને બાદશાહે પોતાના જીવને જોખમમા નાખવો નહિ આ પત્ર બાદશાહને બતાવીને તે વજીરે તેને એવી સૂચના કરી કે, ફરીથી શિવાજીની મુલાકાત તેણે લેવી નહિ ખરૂ જોતા આ સૂચનાની બાદશાહને જરાપણ આવશ્યકતા ન હતી અફઝુલખાનનો વધ અને શાહિસ્તખાનની થયેલી દશા ઔરંગઝેબને માલૂમ હતી એટલે ઔરંગઝેબ જેવા કપટી અને ધૂર્ત બાદશાહ શિવાજીમહારાજ ઉપર વિશ્વાસ મૂકે એ શક્ય નહોતુ તેથી તેણે શિવાજીની અરજી ઉપર કશુજ ધ્યાન આપ્યુ નહિ

ઔરંગઝેબે મહારાજને ભય બતાવી તેમને પોતાની માગણીને અનુકૂળ કરવાની ઇચ્છાથી શહેરના કોટવાળ પોલાદખાનને હુકમ કર્યો કે –' પાચહજાર સિપાઇઓસહિત, શિવાજીમહારાજની હવેલીને ઘેરો નાખવો કોઈ પણ મનુષ્યને અમારી પરવાનગી સિવાય હવેલીની અદર કે બહાર જવા દેવો નહિ શિવાજીમહારાજને ક્યાય પણ જવુ હોય તો તેમની સાથે આપણા સિપાઇઓનો સખ્ત પહેરો રાખવો ' એવો સખ્ત બદોબસ્ત જોઇ શિવાજીમહારાજે રામસિહદ્વારા બાદશાહને કહાવ્યુ કે –'તમારી તાબેદારી સ્વીકારી હુ દક્ષિણ હસ્તગત કરી આપવા તૈયાર થયો; છતા તમને મારા ઉપર વિશ્વાસ નથી, તેમજ મને દક્ષિણમા જવાની આપના તરફથી પરવાનગી મળતી નથી, તેથી બાદશાહની ઇચ્છા પ્રમાણે તેમની સરદારી સ્વીકારી અહીંજ નિવાસ કરવાનો મે નિશ્ચય કર્યો છે ' એ સાભળી બાદશાહે રામસિહને કહ્યુ કે –' શિવાજીમહારાજનુ અતકરણ શુદ્ધ જણાતુ નથી બાદશાહી નોકરી સ્વીકારવાનુ કહાવ્યુ તે તેમણે કબૂલ કર્યું નહિ; તેથી મારે એવો બદોબસ્ત કરવો પડ્યો તેમના અતકરણમાથી અમારાસબધીનો વિરુદ્ધભાવ નીકળી જઈ હૃદય શુદ્ધ થતા સુધી તેમના ઉપર એવીજ સખ્ત દેખરેખ રાખવામા આવશે જયસિહ રાજાએ અને દિલેરખાને મધ્યસ્થ રહીને તહનામુ કર્યું છે તે પ્રમાણે વર્તવાને હું તૈયાર છુ તેમને શિક્ષા કરવાનુ કઇ પણ પ્રયોજન નથી તમે જેમ અમારા વિશ્વાસુ સરદાર છો, તેમજ શિવાજીમહારાજ પણ અમારા વિશ્વાસુ સરદાર થઇ અમારી આજ્ઞા પ્રમાણે શુદ્ધ અતકરણથી વર્તે એવી ગોઠવણ કરો એટલે સૌ સારૂં થશે '

રામસહે બાદશાહની માગણી મહારાજને કહી સભળાવી, તે સાભળતાજ મહારાજ નિરાશ થયા મહારાજના મકાનની આસપાસ બાદશાહના સિપાઇઓનો ચોકીપહેરો બેઠો હતો મહારાજ તેમાથી મુક્ત થવાના વિચારો કરવા લાગ્યા શત્રુઓને કિવા પોતાના મનુષ્યોને ગભરાટના ચિન્હો જણાવ્યા વગર આવી પડેલા સકટમાથી મુક્ત થવાની તેમણે અજાયબીભરેલી યુક્તિ શોધી કહાડી તેમણે વિચાર્યું કે –‘ પ્રથમ મારી સાથે આવેલા મનુષ્યો શત્રુના તાબામાથી મુક્ત થઇ બાદશાહી હદપાર નીકળી જશે તો મને તેમની ચિતા ઓછી થશે અને પાછળથી હુ પણ નિર્વિઘ્નપણે મુક્ત થઇ શકીશ ’ એમ ધારી મહારાજે બાદશાહને કહાવ્યુ કે –‘મારી સાથે આવેલા મનુષ્યોને ઉત્તર દેશના હવાપાણી અનુકૂળ થતા નથી તેઓ વારવાર માદા પડે છે, તેથી તેમને સ્વદેશમા જવાની પરવાનગી આપવી મને જેટલા મનુષ્યોની જરૂર પડશે, તેટલા મનુષ્યો હુ રહેવા દઇશ એમ થવાથી સરકારને નિરર્થક ખર્ચ થતો બચી જશે ’ બાદશાહને તેમનો એ વિચાર પસદ પડયો તેમણે મહારાજના મનુષ્યોને સ્વદેશ જવાનો પરવાનો આપ્યો તેમણે થોડાક સિપાઇઓ તથા થોડાક કારકુનો પોતાની પાસે રાખી બીજા મનુષ્યોને સ્વદેશ મોકલ્યા તેઓ મહારાજને શત્રુના તાબામા રહેવા દઇ સ્વદેશ જવા રાજી નહોતા મહારાજે તેમને સમજાવી આશ્વાસન આપ્યુ કે –‘ તમે મારે માટે ચિતા કરશો નહિ શત્રુના તાબામાથી મુક્ત થઇ હુ સત્વર આવી પહોચીશ તમે ખુશીથી સ્વદેશ જાઓ તમે અહીં રહેશો તો મારી યુક્તિમા હું સફળ થઇશ નહિ ’ વિશ્વાસુ અને સ્વામિનિષ્ઠ મનુષ્યો મહારાજને ત્યાજ રહેવા દઇ સ્વદેશ ચાલ્યા ગયા

આ બાજુ ઔરગઝેબે જયસિહ રાજાને પત્ર લખીને પૂછાવ્યુ કે તેમણે મહારાજને શા શા અભિવચનો આપેલા છે તેના ઉત્તરમા જયસિહે લખી જણાવ્યુ કે પુરદરના થયેલા કરાર સિવાય બીજા કોઈ પણ પ્રકારના કરાર મહારાજની સાથે થયા નથી, પરતુ જ્યારે મહારાજના બદિવાન થવાના સમાચાર તેના સાભળવામા આવ્યા ત્યારે તે બહુ મોટા વિચારમા પડયો અને મહારાજને જે જે વચન આપેલા હતા તે હવે ખોટા પડવાનો સમય આવ્યો છે, એમ જોઇને તે ઘણોજ ખિન્ન થયો તેણે બાદશાહને વારવાર પત્રો લખીને એવી વિનતિ કરી કે જો શિવાજીના પ્રાણને કઇ પણ નુકસાન થશે તો તેનુ પરિણામ સારૂં આવશે નહિ બાદશાહના એક મોટા સરદારે આપેલા વચનો ખોટા પડશે અને અમારા ઉપર ફરીથી કોઇ બીલકુલ વિશ્વાસ મૂકશે નહિ એવી રીતે કરવાથી અમારી બેઆબરૂ થશે શિવાજીમહારાજનો પ્રાણ લીધા છતા પણ તેના રાજ્યનો બદોબસ્ત એવો ઉત્તમ છે કે, તે અમારા હાથમા આવવું લગભગ અશક્ય છે તેનો નાશ કરવા કરતા તેને આપણા મિત્ર બનાવીને રાખવાથી દક્ષિણમા આપના રાજ્યનો વિસ્તાર વધવાનો પૂરેપૂરો સભવ છે આવી મતલબનો કાગળ બાદશાહને મળ્યા છતા તે જાતે મહાકપટી હોવાથી શિવાજીમહારાજને દક્ષિણમા જવાની રજા આપવાનું તેણે ખોળમે નાખ્યું; એટલુંજ નહિ પણ તે ઉપરાત એવુ કહેવાય છે કે, શિવાજીથી નાસીને દક્ષિણમા જવાય નહિ, એટલા માટે તેને અફઘાનિસ્તાનમા મોકલી

દેવાનો વિચાર પણ તેણે કર્યો હતો; પરંતુ જયસિંહરાજા અને તેના જેવા બીજા મોટા રાજપૂત સરદારોને એ વાત પસંદ નહિ આવે એમ જાણીને એ વિચાર પડતો મૂકયો હતો બાદશાહે રામસિંહને એવુ સ્પષ્ટ જણાવી દીધુ હતુ કે, મહારાજને બરોબર અટકમા રાખવાની સર્વ જવાબદારી તેને માથે છે, પરંતુ આ જવાબદારી કપટભરેલી છે, એવુ જયસિંહને લાગવાથી હરેક ઉપાયે તે જવાબદારીમાથી છૂટી જવાનુ તેણે રામસિંહને લખી જણાવ્યુ હતુ પછી દક્ષિણની સ્વારીમા પોતે જાતે જવુ, એવો બાદશાહે નિર્ણય કર્યો ત્યારે જયસિંહરાજાએ તેને લખી જણાવ્યુ કે – "આપની દક્ષિણની સ્વારી યશસ્વી થવાનો સંભવ અત્યારે ઘણોજ ઓછો છે માટે આવે પ્રસંગે શિવાજીમહારાજને દક્ષિણમા બીલકુલ આવવા દેશો નહિ અને જો આવવા દેશો તો આપને અહીંની સ્વારીમા અપયશ મળવાનો પૂરેપૂરો સંભવ છે, છતા પણ તેના જીવને તો જરા પણ આંચ આવવા દેશો નહિ જો તેનો પ્રાણઘાત કરશો તો તેના લોકો વિફરી જશે અને જઇને આદિલશાહને મળી જશે. એમ થવાથી આપણુ નાહક ઘણુ નુકસાન થશે તે ઉપરાત શિવાજીને એવી રીતે કેદમા રાખજો કે તે છૂટીને તરતજ સ્વદેશ આવશે, એવી તેના લોકોને આશા બંધાય "[1]

પોતાના મનુષ્યોને વિદાય કર્યા પછી મહારાજે બાદશાહને કહાવ્યુ કે –"મારે આપના દરબારમા નોકરી કરવાની હોવાથી અહીંના અમીરઉમરાવો સાથે મારો પરિચય થવાની જરૂર છે અવકાશ મળતા હુ તેમની મુલાકાત લઇ શકુ, એવી મને પરવાનગી આપવી " બાદશાહે મહારાજની માગણી સ્વીકારી તેઓ રામસિંહને સાથે લઈ અમીરઉમરાવોની મુલાકાત લેવા લાગ્યા મહારાજનુ સંભાષણ અતિ મોહક અને મધુર હોવાથી મોગલ સરદારોનો સ્નેહ સંપાદન કરવામા તેમને વિલંબ થયો નહિ સરદારો સાથે વાતચિત કરતી વખત મહારાજ કહેતા કે –' પ્રમાણિકપણે બાદશાહની નોકરી કરીને શાબાશી તથા ઉંચી પદવી મેળવવાનો મેં નિશ્ચય કર્યો છે ' મહારાજનુ કહેવુ સરદારો સત્ય માનતા અને તેમની સાથે મિત્રભાવથી વર્તતા તેમનુ એ કથન બાદશાહ પણ વારવાર સાભળતા હોવાથી તેમને પણ સંતોષ થતો હતો

થોડા દિવસ પછી મહારાજે ગુરુવારનુ વ્રત ઉજવવાનું બહાનુ કાઢયુ એ વ્રતનિમિત્ત તેમણે મોટો આનંદોત્સવ કરવાની ગોઠવણ કરી અને પોતાના મિત્ર અમીરઉમરાવોને ત્યા મેવામિઠાઇ મોકલવાનુ શરૂ કર્યું મેવામિઠાઇ લાવવા લઇ જવા માટે તેમણે વાસની મોટી મોટી દશ પેટીઓ તૈયાર કરાવી તેમા મિઠાઇ ભર્યા પછી તે એટલી વજનદાર થઇ જતી કે, તેને દોરડા બાધી વચમા વાસ નાખી બે માણસો ઉંચકી લઇ જતા પેટીઓમા મિઠાઈ ભરી સરદારોને ઘેર લઇ જતી વખત દરવાજા પાસે ઉભેલા પહેરેગીર સિપાઇઓ પેટીઓ ઉઘડાવી તપાસતા અને મિઠાઇ જેયા પછી આગળ પસાર થવા દેતા એ પ્રમાણે પ્રત્યેક ગુરુવારે મિઠાઇભરેલી પેટીઓ સરદારોને ઘેર મોકલવાનો રિવાજ હોવાથી પહેરેગીર સિપાઇઓ સર્વ પેટીઓ ઉઘાડી તપાસતા નહોતા તેઓ એક બે પેટી ઉઘાડી તપાસ્યા પછી બાકીની

૧ આ ઉલ્લેખ મો સરકારના પુસ્તકમાથી લીધેલો છે.

બધી પેટીઓ વગર તપાસ્યે પસાર થવા દેતા મહારાજે ચોકીપહેરા ઉપરના સિપાઇઓને વખતોવખત ઈનામ આપી ખુશી રાખ્યા હતા તેઓ તેમને પોતાની પાસે બોલાવતા, તેમની સાથે અતિ પ્રેમાળપણે સભાષણ કરતા, તેમના સુખદુ ખની વાત સાભળતા અને મોકળેહાથે તેમને જોઇતી મદદ કરતા તેમજ તેમના ઉપરિ અમલદારો સાથે બાદશાહસબધી સ્વામીભક્ત દર્શાવતા તેમનુ એવુ મધુર વર્તન હોવાથી બાદશાહના નોકરો મહારાજ ઉપર મમતા રાખતા, તેમના કાર્ય તરફ અવિશ્વાસ દર્શાવતા નહિ

મહારાજે બાદશાહના તાબામાથી મુક્ત થવાની જે યોજના રચી હતી, તેમા સફળ થવાનો સભવ જણાયાથી તેમણે પોતાની સાથેના મનુષ્યોને ધીમે ધીમે સ્વદેશ જવાની ભલામણ કરી કોઇએ હવા માફક નહિ આવવાનુ અને કોઇએ માદા પડવાનુ તેમજ કોઇએ નોકરી કરવામા ઉપરિ અમલદારોનો ત્રાસ પડવાનુ બહાનુ કાઢયુ એ પ્રમાણે ઘણાએ કાઇને કાઇ બહાના બતાવી બાદશાહની નોકરી છોડી શાહી પરવાના મેળવી સ્વદેશ ચાલ્યા ગયા તેમાના કેટલાકને મહારાજે એક ચોક્કસ સ્થળે પોતાની વાટ જોતા બેસવાની આજ્ઞા કરી પોતાની પાસેના મનુષ્યોને વિદાય કર્યા પછી મહારાજે બાદશાહના નોકરોને પોતાની હુઝુરમા નિમ્યા મહારાજ પાસે અતે પુત્ર સભાજી, હીરોજી ફર્જદ અને બીજો એક નોકર રહ્યો હતો પોતાના સર્વ મનુષ્યો ચાલ્યા ગયા પછી મહારાજે મદવાડનુ બહાનુ કાઢયુ વૈદોને બોલાવી ઔષધોપચાર કરવા માડયા. તેમણે સર્વને આજ્ઞા કરી કે –"મારૂ શરીર સારૂ નથી. મારી પાસે કોઇએ વારવાર આવવુ નહિ કાઈ કામ હોય તો મને વેગળેથીજ કહેવુ" એવો બદોબસ્ત રાખી થોડા દિવસ વીતાડયા થોડા દિવસ પછી શરીર તદ્દન સ્વસ્થ થયાનુ બહાનુ બતાવી મહારાજે વૈદોને અને અમીરઉમરાવોને ખુશાલીદાખલ મેવામિઠાઇ મોકલવાનુ શરૂ કર્યું બ્રાહ્મણોને અને ગરીબગુરબાને પુષ્કળ દાનધર્મ કરવા લાગ્યા મસ્જીદોમા રહેતા ફકીરોને ખેરાત આપવા માટે મેવામિઠાઇની પેટીઓ મોકલવા લાગ્યા એ પ્રમાણે હમેશા દાનધર્મ ચાલતુ હતુ એક દિવસ સધ્યાસમયે ચાર પાચ પેટીઓ તૈયાર કરાવી તેમાની એક પેટીમા શિવાજી મહારાજ બેઠા અને બીજામા સભાજી મહારાજને બેસાડયા બધી પેટીઓ મજુરોને માથે ઉચકાવી શહેરબહારની મસ્જીદ તરફ જવાની આજ્ઞા ફરમાવી ચોકી[1] આગળ આવતા પહેરેગીરે પેટીઓ જોવાની માગણી કરી તેઓએ મેવામિઠાઇવાળી એક બે પેટીઓ તપાસ્યા પછી બીજી પેટીઓ વગર તપાસે પસાર થવા દીધી બધી પેટીઓ શહેર બહાર ગયા પછી મહારાજ અને સભાજીવાળી પેટીઓ વેગળે થોભાવી. તેઓ બન્ને બહાર નીકળી દૂર ચાલ્યા ગંયા એ પ્રમાણે મહારાજ શત્રુના તાબામાથી મુકત થઇ પોતાના મનુષ્યોને જઇ મળ્યા [2]

---

૧ એક બખરમા લખ્યુ છે કે, એ મિઠાઈ મથુરાના બ્રાહ્મણોને અને ફકિરોને પહોંચવા મોકલવાનુ બહાનુ બતાવ્યું હતુ

૨ બુંદેલા લખે છે કે, શિવાજીમહારાજે પ્રત્યેક ગુરુવારે ગરિબગુરબાંને મેવામિઠાઈ વહેંચવાનો નિયમ કર્યો હતો. તેથી તે દિવસે તેમના દ્વાર આગળ હમ્મેશા ગરીબ ભિક્ષુકો

મહારાજ પોતાની હવેલીમાથી બહાર નીકળ્યા ત્ વખતે હિરોજી ફર્જંદ પોતાની પથારીમા પોતાનો પોષાક પહેરી સૂવાનુ કહ્યુ તેમજ લાગ જોઇને મહારાજની પાછળજ નાસી આવવાની તેને સૂચના આપી વિશ્વાસુ સેવકે તેમ કરવા કબૂલ કર્યું તેમણે કહ્યુ –' મહારાજ ' આપ નિશ્ચિતજીવે બહાર નીકળી જજો મારા ઉપર ગમે તેવો ભયકર પ્રસગ આવી પડશે તોપણ હુ પાછો હઠીશ નહિ આપની કૃપાથી હુ પણ મુક્ત થઇશ ' હિરોજી મહારાજની પથારીમા સૂઈ રહ્યો તેણે પોતાના શરીર ઉપર ચાદર ઓઢી લીધી એક હાથમા મહારાજની વીંટી પહેરી હતી એ હાથ ફક્ત ઉઘાડો રાખ્યો અને એક છોકરાને પગ દાબવા બેસાડ્યો એ પ્રમાણે આખી રાત વીતાડી પ્રાતકાળ થયો ચાર ઘડી દિવસ ચડયે છતા પણ મહારાજનો ઓરડો ઉઘડ્યો નહોતો, તેથી પહેરેગીરે દ્વાર નજીક આવી છોકરાને પૂછ્યુ કે –' મહારાજ હજુસુધી કેમ ઉંઘે છે ? ' છોકરાને અગાઉથી શિખવી રાખ્યુ હતુ તેણે ઉત્તર આપ્યો કે –' આજે મહારાજનુ માથુ બહુ દુખે છે ' એ સાભળી પહેરેગીર ચાલ્યો ગયો થોડા વખત પછી હિરોજી પોતાના વસ્ત્ર પહેરી છોકરાસહિત બહાર નીકળ્યો અને બહાર ઉભેલા નોકરો તથા હજુરીઆને કહ્યુ કે –'મહારાજની પ્રકૃતિ ગઇ રાતથી ઘણી બગડી છે હમણા તેમને નિદ્રા આવી છે કોઇએ ગડબડ કરવી નહિ અને ઓરડામા પ્રવેશ કરવો નહિ હુ વૈદ્યને ઘેર ઔષધ લેવા જાઉ છુ ' હિરોજી ત્યાથી બહાર નીકળ્યો ચોકીપરના પહેરેગીરોએ તેને મહારાજ હજુસુધી નિદ્રા લેતા હતા તેનુ કારણ પૂછ્યુ મહારાજની પ્રકૃતિ આજે વિશેષ ખરાબ હોવાથી પોતે ઔષધ લેવા જવાનુ જણાવી હિરોજી ઉતાવળે પગલે આગળ ચાલ્યો ગયો તેણે રામસિંહ પાસે જઇ મહારાજ સુખરીતે સુખરૂપ સ્વદેશ ગયાના સમાચાર કહ્યા અને પોતે પણ સ્વદેશ ચાલ્યો ગયો

શિવાજીમહારાજ, દિલ્હી શહેર બહાર નીકળ્યા પછી તેમને માટે વેગળે એ સ્થળે ઘોડો તૈયાર રાખ્યો હતો તેપર સ્વાર થઈ, સભાજીને આગળ બેસાડી[1] ઘોડો પૂરપાટ દોડાવી મૂક્યો અને પોતાના કારકુનો વગેરે જે ગામમા તેમની વાટ જોતા ઉભા હતા ત્યા તેઓ જઇ પહોચ્યા [2] પોતાના મનુષ્યોને મળ્યા પછી

ભેગા થતા હતા એ સર્વને મિઠાઇ પૂરી પાડવા માટ સુખડીઆની દુકાને સખ્યાબધ વાસના મોટા કંડિયા મોકલવામા આવતા એમાના બે કડિયામા ભરાઇ મહારાજ અને સભાજી નાસી ગયા હતા એક મુસલમાન બખરકર્તાએ લખ્યુ છે કે, બ્રાહ્મણોને દાન કરવા માટે મહારાજે ત્રણ ઉત્તમ ઘોડા ખરીદી શહેર બહાર મોકલ્યા હતા અને ત્યાથી તેમણે ચૌદ ગાઉ વેગળે લઈ જઈ સજ્જ રહેવાની ગોઠવણ કરી હતી આલમગીરનામા નામક બખરમા લખ્યું છે કે, જયસિંહ રાજાએ શિવાજીમહારાજને નજરકેદમા રાખ્યાની વાત જાણી ત્યારે તેમણે ઔરગઝેબને પત્ર લખી તેમના એ કાર્ય માટે ઠપકો આપ્યો હતો. એ ઠપકાને લીધે ઔરગઝેબે મહારાજની હવેલી પાસેનો ચોકી પહેરો કહાડી નાખ્યો હતો.

૧ ગ્રુંટેલા કહે છે કે, સભાજીને ઘોડાપર બેસાડી શિવાજીમહારાજ ઘોડાની લગામ ઝાલી મથુરા તરફ ગયા હતા

૨ રાયરીની બખરમા લખ્યું છે કે, શહેર બહાર એક દક્ષિણી કુંભાર રહેતો હતો.

કયે માર્ગે થઇને સ્વદેશ જવુ તે નક્કી કર્યું; ત્યાથી સીધે રસ્તે સ્વદેશ જવાનું સુરક્ષિત નહોતું. ચારે તરફ બાદશાહના માણસો મહારાજને શોધતા ફરતા હોવાથી પુન શત્રુના હાથમા સપડાવાની ભીતિ હતી, તેથી તેમની સાથેના કેટલાક મનુષ્યોને પહેરવેશ બદલી સ્વદેશ જવાનુ કહ્યુ અને પોતાની સાથે માત્ર ચાર પાચ કારકુનો તથા બે ત્રણ હજુરીઆ રહેવા દીધા મહારાજે સાધુનો વેષ ધારણ કરી ધીમે ધીમે સ્વદેશ જવાનો વિચાર કર્યો હતો તેઓ પ્રથમ વારાણસી ગયા ત્યાથી મથુરા ગયા ત્યા તેમના ઓળખીતા મોરો ત્રિમળ પિંગળેનો સાળો કૃષ્ણાજીપંત, કાશીપંત અને વિસાજીપંત નામક બંધુઓ મળ્યા મહારાજે તેમને પોતાનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યુ અને સંભાજીને તેમની પાસે રાખવાની માગણી કરી તે તેમણે ખુશીથી કબૂલ કર્યું[1] મહારાજે તેમને કહ્યુ કે –' સ્વદેશ જઈ પહોચ્યા પછી હુ તમને પત્ર લખીશ, તે પત્ર મળ્યા પછી તમે તમારૂ સમસ્ત કુટુબ તથા સંભાજીને લઇ મારા રાજ્યમા આવજો ત્યા આવ્યા પછી હું તમારૂ કલ્યાણ કરીશ.' એ વ્યવસ્થા કર્યા પછી મહારાજે ત્રણ બંધુમાથી કૃષ્ણાજીપંતને તીર્થયાત્રા કરવા પોતાની સાથે લીધો એ સ્થળે મહારાજ દાઢી, મૂછ અને ચોટલી કઢાવી નાખી પૂરેપૂરા સાધુ જેવા બન્યા હતા

મથુરામા નિવાસ કર્યો તે સમયે શિવાજીમહારાજ નિત્ય નદીમા સ્નાન કરવા જતા હતા એક દિવસ નદીનો ઓવારો જોઈ મહારાજે કૃષ્ણાજીને કહ્યુ કે – 'આવુ મોટુ તીર્થ હોવા છતા ઓવારાની વ્યવસ્થા જોઇએ તેવી થઇ નથી' તેમણે ઓવારાની બનાવટપર ટીકા કરી અને તે કેવી રીતે બાધવો જોઇએ, તે પણ સમજાવ્યુ. એ ચર્ચા સાભળી પાસે ઉભેલા એક ચોબાએ કહ્યુ –' તમે ઇમારતનુ કામ સારી પેઠે જાણો છો, તમે સાધુ નથી કોઇ વેશધારી છો ' કૃષ્ણાજીપંતે તરતજ ચોબાનો હાથ દબાવી ચૂપ રહેવા કહ્યુ અને તેને પુષ્કળ દ્રવ્ય આપી પોતાની સાથે તીર્થ-યાત્રા કરવા લીધો, સ્વદેશ આવ્યા પછી મહારાજે તે ચોબાને નિમણૂક કરી આપી.

હિરોજી ફર્જંદે તેની સાથે મસલત કરી હતી મહારાજ શહેર બહાર નિકળ્યા પછી કુભારને ઘેર ગયા અને ત્યા પહેરવેશ બદલી એક મહિના સુધી સંતાઈ રહ્યા ઔરંગઝેબે તેમની શોધ કરવા માટે ચારે દિશામા મનુષ્યો દોડાવ્યા, પણ તેઓ નિરાશ થઈ પાછા આવ્યા ત્યાર પછી મહારાજ સાધુનો વેશ ધારણ કરી તીર્થયાત્રા કરવા ગયા ઑર્મી લખે છે કે, શહેરના એક છેડા તરફ યમુના નદીને કિનારે મહારાજને પેલે પાર લઈ જવા માટે એક હોડી તૈયાર રાખી હતી તેમા બેસી મહારાજ પેલે પાર ગયા હોડીવાળાને થોડુક દ્રવ્ય આપી કહ્યું કે, 'તુ ઔરંગઝેબ પાસે જઈ કહી આવજે કે, હુ શિવાજીમહારાજને નદીને પેલે પાર મૂકી આવ્યો છુ' મહારાજ પેલે પાર ગયા પછી દોડતે ઘોડે કિનારેથી નીચાણના પ્રદેશમા ચાલ્યા ગયા. અને ત્યાથી પાછા કિનારાના ઉંચા પ્રદેશ ઉપર આવી, આડે માર્ગે કુરુક્ષેત્રમા થઇ સીધે રસ્તે થઈ સ્વદેશ તરફ ગયા

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, કાશીમા નાનાજી વિશ્વાસરાવ નામક એક મનુષ્ય હતો સભાજીને તેને ઘેર રાખ્યા, કારણ કે તેમને નાસાનાસ કરવી પડતી હોવાથી સભાજી વારવાર માદા પડતા હતા પોતે અને સભાજી સુખરૂપ સ્વદેશ પહોચ્યા પછી મહારાજે એ બ્રાહ્મણને વિશ્વાસરાવનો ખિતાબ આપ્યો હતો

વાચક ! આવો શિવાજીમહારાજના નાસી ગયા પછી દિલ્હીમા શુ બન્યું તે તપાસીએ ચોકીપરના સિપાઇઓના જાણવામા આવ્યુ કે, મહારાજના મનુષ્યો જણાતા નથી તેમની પ્રકૃતિ સારી નથી તેથી દવા લેવા જવાનું તેમના એક માણુસે બહાર જતી વખતે કહ્યુ હતું, પરતુ તે અદ્યાપિપર્યંત પાછો ફર્યો નથી. મહારાજના ઓરડામાથી કોઇ બહાર જતુઆવતુ જણાતુ નથી એમ જાણી પહેરેગીરે મહારાજના શયનગૃહના દ્વાર પાસે જઈ ઓરડામા ડોકીઉ કર્યું એટલે પલગપર મહારાજને તેમજ તેમની પાસેના નોકરોને દીઠા નહિ એ જોઇ તેઓ ગભરાયા અને પરસ્પર વાતો કરવા લાગ્યા આસપાસ દોડી જઈ મહારાજની તપાસ કરવા લાગ્યા, પરતુ તેમને મહારાજ કિવા તેમની પાસેના મનુષ્યોનો પત્તો લાગ્યો નહિ બાદશાહના જે નોકર મહારાજની હુઝુરમા હતા તેમને પૂછતા ઉત્તર મળ્યો કે –' મહારાજ આ ઓરડામા સૂતા હતા અને એક છોકરો તેમના પગ ચાપતો હતો, એટલુજ અમે સવારે જોયુ છે ત્યાર પછી ઓરડામાથી તેઓ ક્યારે બહાર નીકળ્યા અને ક્યા ચાલ્યા ગયા, તે અમે જાણતા નથી ' પહેરેગીરોએ પોલાદખાનને સર્વ વૃત્તાન્ત જણાવ્યો પોલાદખાન ગભરાયો અને દોડતો બાદશાહ પાસે જઇ તેમને શિવાજીમહારાજના નાસી ગયાના સમાચાર નિવેદન કર્યાં તેણે બાદશાહને કહ્યુ –' આપણા પહેરેગીરો અતિશય વિશ્વાસુ અને ચતુર હોવા છતા તેમને થાપ આપી શિવાજી અદૃશ્ય થયા છે તેમને લાચ આપી નાસી જવાય એવુ છેજ નહિ, માટે કા તો શિવાજી પૃથ્વીમા સતાઈ ગયા હશે કિવા આકાશમા ઉડી ગયા હશે ! આપણા સિપાઇઓ રાતદિવસ તેમની હવેલીની આસપાસ પહેરો ભરે છે, છતા શિવાજી નાસી ગયા, તેથી અનુમાન થાય છે કે તેઓ જાદુવિદ્યા શિખ્યા હશે એમા મારા સિપાઇઓની જરા પણ ભૂલ કે બેદરકારી નથી ' એ સમાચાર સાભળતાંજ બાદશાહને અત્યત આશ્ચર્ય લાગ્યુ. પોલાદખાન વિશ્વાસુ સરદાર હતો બાદશાહ જાણતા હતા કે, તેણે ચોકીપહેરાપર ખાસ વિશ્વાસુ સિપાઇઓ નિમ્યા છે, છતા પણ તેમને કોટવાળ ઉપર ઘણોજ ક્રોધ ચઢયો શિવાજીમહારાજને શોધવા માટે બાદશાહે ચારે દિશામા ઘોડેસ્વારો મોકલ્યા તેમણે પ્રત્યેક પ્રાતના સુબેદાર અને તાલુકદારને પત્ર લખાવી મોકલ્યા કે –“શિવાજીમહારાજ દિલ્હીમા નજરકેદમા હતા ત્યાથી નાસી ગયા છે તેઓ કોઇની પણ હદમાથી પસાર થતા જણાય તો તેમને કેદ પકડી એકદમ બાદશાહની હજુરમા મોકલી દેવા ” બાદશાહે જયસિહને પત્ર લખાવી મોકલ્યો કે –' શિવાજીમહારાજના જે સરદારને તમારા લશ્કરમા મદદ માટે રાખ્યો છે, તેને પકડી અમારા દરબારમા મોકલી દેવો. જે પક્ષી અમારા પિજરામાથી ઉડી ગયુ છે તેને પકડવાની વિશેષ કાળજી રાખવી; અને તે પોતાના સ્થળમા જઈ પુન ધાધલ મચાવે નહિ, એવી ગોઠવણ કરવી '

મહારાજ નિશ્ચિતપણે શહેર બહાર નીકળી ગયા પછી હિરોજી ફરજદે રામસિહને સર્વ હકીકત વિદિત કરી તેજ સમયે રામસિહ બાદશાહ પાસે જઈ તેમને જણાવ્યું કે –' મારા પિતાએ મારી મારફતે શિવાજીમહારાજને આપના દરબારમા

મોકલ્યા હતા, પરંતુ આપ નામદારે, તેમની સાથે થયેલા કરાર પ્રમાણે વર્તન નહિ ચલાવતા તેમને નજરકેદમા રાખ્યા હતા હવે અમારે માથેથી તેમના સબધી સર્વ જોખમ ઉતરી ગયુ છે તેમની સાથે આપની ઇચ્છામા આવે તેમ વર્તવુ ' એ સાભળી બાદશાહે ઉત્તર દીધો કે —'શિવાજીમહારાજ અમારા તાબેદાર છે અમારી ઇચ્છાનુસાર તેમની સાથે વર્તન ચલાવીશુ અમારી માગણી સ્વીકારશે તો તેમની બરદાસ્ત કરવામા કસર કરીશુ નહિ તે સબધી તમારે કિવા તમારા પિતાએ ચિતા રાખવી નહિ ' રામસિહે પોતાના ઉપરનો વહેમ ઉડાવી દેવાની યુક્તિ યોજી ખરી, પરતુ મહારાજના નાસી જવાના સમાચાર સાભળતાજ બાદશાહને તેમના ઉપર વહેમ તો આવ્યો બાદશાહ રામસિહ ઉપર ગુસ્સે થયા અને તેમને દરબારમા આવતા બધ કરી તેમની મનસબ છીનવી લીધી

પોલાદખાન જેવા પરમ વિશ્વાસુ કોટવાળે સખ્ત ચોકીપહેરો રાખ્યો હતો; છતા મહારાજ તેમાથી અચાનક નાસી ગયાના વર્તમાન દિલ્હીના અમીરઉમરાવોએ સાભળ્યા ત્યારે તેઓએ દાતમા આગળા કરડ્યા સર્વ સ્થળે ચર્ચા ચાલી કે —' જયસિહરાજા જેવા વિશ્વાસુ સરદારે શિવાજીમહારાજને પ્રમાણિકપણુ બતાવી અને આશ્વાસન આપી પોતાના પક્ષમા લીધા અને બાદશાહની આજ્ઞાપરથી તેમને ઉંચી પદવીની લાલચ આપી અહી મોકલ્યા હતા, તેમજ તેમની સાથે થયેલા કરારનો ભગ કરી બાદશાહે જયસિહ રાજાને નીચુ જોવા જેવુ પ્રપચી વર્તન કર્યું, એ યોગ્ય થયુ નહિ એવા શૂરવીર, બુદ્ધિમાન અને તેજસ્વી પુરુષનુ ગૌરવ વધારીને તેમની સાથે કરાર પ્રમાણે વર્તન રાખી પોતાના પક્ષમા લેવાની સધિ પ્રાપ્ત થઈ હતી તે વ્યર્થ જવા દીધી, એ બુદ્ધિમાન મનુષ્યનુ કાર્ય નથી. દક્ષિણ દેશ કબજે કરવાના કાર્યમા એવા પરાક્રમી અને કાર્યકુશળ પુરુષની અમૂલ્ય સહાયતા મળી શકત બાદશાહે પોતાની દુર્બુદ્ધિને લીધે એ વીર પુરુષ ગુમાવ્યો શિવાજીમહારાજ અતિ બુદ્ધિમાન પુરુષ છે તેમનાપર ભવાનીદેવીની કૃપા છે એવો પ્રબળ રિપુ દક્ષિણમા હોવાથી ત્યા બાદશાહનુ કઈ વળશે નહિ જયસિહની વાક્ચાતુરીમા ભોળવાઇ શિવાજીમહારાજે સ્વપરાક્રમવડે હસ્તગત કરેલા કિલ્લા, કોટ અને પ્રાત બાદશાહને સોપી દાધા અને તેઓ તેમની નોકરી કરવા તૈયાર થયા, પરતુ બાદશાહના કપટયુક્ત વર્તનથી મહારાજ કટાળી ગયા છે હવે પુન તેમને કબજે આવશે નહિ ' જનસમાજમા એવી અનેક વાતો પ્રસરી રહી હતી એ વાતો સાભળી ત્યારે બાદશાહ અતિશય દિલગીર થયા. મહારાજને શોધવા મોકલેલા મનુષ્યો નિરાશ થઇ પાછા આવ્યા સુબેદાર અને તાલુકદારોને પણ તેમનો પત્તો લાગ્યો નહિ ત્યારે બાદશાહને બીક લાગી કે, મહારાજ વખતે શહેરમાજ કોઇ સ્થળે સતાઈ રહ્યા હશે અને લાગ જોઈ મારૂં ખૂન કરશે. ઔરગઝેબે પોતાના સરક્ષણમાટે શહેરની આસપાસ ઉઘાડી તલવારોસહિત બહાદુર સિપાઇઓ રાખી શહેરમા વિશેષ બદોબસ્ત કર્યો બાદશાહને એટલી બધી બીક લાગતી હતી કે, તેમને રાત્રિને સમયે શાતરીતે નિદ્રા પણ આવતી નહોતી.

શિવાજીમહારાજ મથુરાથીજ પોતાના મનુષ્યોસહિત સાધુના વેશમાં

સાધુઓના ટોળામા ભળી જઇ તીર્થાટન કરવા નીકળ્યા હતા તેઓ પ્રત્યેક તીર્થસ્થળમા ગુપ્તરીતે યથાવિધિ દાનધર્મ કરતા હતા ઉત્તરમા હરિદ્વારથી દક્ષિણમા આવતા માર્ગમા જે જે મુખ્ય તીર્થ અને દેવસ્થાન આવ્યા ત્યા ત્યા દર્શન કરી દાનધર્મ કર્યું એ પ્રવાસમા તેમને અતિશય ત્રાસ ભોગવવો પડયો તેઓ દિલ્હીથી નાઠા તે વખતે ચોમાસાની શરૂઆત થઇ હતી કેટલીક નદીઓમા રેલ આવેલી હોવાથી પેલે પાર જઈ શકાતુ નહોતુ, તેવે ઠેકાણે તેમને તરીને પેલે પાર જવુ પડતુ કેટલાક પ્રાતમા વિકટ અરણ્ય અને ડુગરોમાથી પસાર થવું પડતુ એ સ્થળોમા પગે ચાલવુ ઘણુ મુશીબતભરેલુ થઈ પડતુ, છતા મહારાજ ધૈર્ય રાખી સર્વ પ્રકારનો શ્રમ સહન કરતા હતા એક ગામના ફોજદારે શકાગ્રસ્ત થઈ મહારાજને કેદ પકડ્યા હતા; પરતુ તેઓએ જ્યારે પોતાની ઓળખાણ આપી ત્યારે તે આશ્ચર્ય પામ્યો અને દિલગીર થયો તેણે મહારાજ પાસે ક્ષમા-પ્રાર્થના કરી મહારાજે તેને થોડુક દ્રવ્ય આપી કહ્યુ કે –'કોઇ પણ મોગલ અમલદારને મારી બાતમી આપવી નહિ'[1] એક તીર્થસ્થળમા મહારાજ સ્નાન કરવા જળમા ઉતર્યા તે સમયે તેમણે બ્રાહ્મણને સ્નાન કરવાનો મત્ર ભણવાનુ કહ્યુ એટલામા બીજા એક બ્રાહ્મણે કહ્યુ કે –'આ તો દક્ષિણના શિવાજી-મહારાજ છે દિલ્હીના બાદશાહની નજરકેદમાથી નાસી આવ્યા છે ' એ સાભળતાજ મહારાજે ઉતાવળે સ્નાન કરી લીધુ અને સહજવારમા અદૃશ્ય થઇ ગયા[2] મહારાજ કટક પ્રાતમા પ્રવાસ કરતા હતા તે વખત તેમને ઘણો થાક લાગ્યો હતો, તેથી એક સાધારણ ઘોડો ખરીદવાની ઇચ્છાથી મહારાજે ઘોડાના વેપારી પાસે જઇ એક ઘોડાની કિમત ઠરાવી, પરતુ તેમની પાસે છૂટા રૂપિયા નહિ હોવાથી મહારાજે વેપારી સમક્ષ અજાણતાજ હોનની કોથળી ઉઘાડી એ જોઈ વેપારીએ કહ્યુ કે –'સાધારણ ઘોડાની આટલી બધી કિમત આપો છો તે ઉપરથી તમેજ શિવાજીમહારાજ હોવા જોઇએ ' એ સાભળતા મહારાજે તેના શરીર ઉપર હોન ફેકયા અને ત્યાથી સપાટાબધ ચાલ્યા ગયા[3]

તીર્થયાત્રા કરતા કરતા મહારાજ દક્ષિણમા આવી પહોચ્યા તેઓ એકદમ સ્વરાજ્યમા ગયા નહિ, પણ ગોડવણ, ભાગાનગર અને વિજાપુર પ્રાતમા થઇને પન્હાળા ગયા અને પોતાની પ્રજાને સ્વદેશમા આવી પહોચ્યાની સૂચના આપ્યા પછી તેજ વેશમા રાયગઢ ઉપર જઈ પહોચ્યા સ્વરાજ્ય છોડ્યા પછી તેઓ નવ

૧ ખાફીખાન જણાવે છે કે, ફોજદારે તેમની સાથેના માણસોને પકડીને તેમની તપાસ ચલાવી ત્યારે મહારાજે મધ્યરાત્રે એકાતમા તેની મુલાકાત લઇને પોતાની ઓળખાણ આપી અને તેના હાથમા એક કિમતી હીરો મૂકી દીધો એટલે તે ફોજદારે તેમને જવા દીધા.

૨ ખાફીખાન જણાવે છે કે, એ બ્રાહ્મણ તેને સુરતમા મળેલો હતો અને ત્યા વૈદનો ધધો કરતો હતો તેણે ખાફીખાનને જણાવ્યુ હતુ કે, તે કાશીમા એક બ્રાહ્મણને ત્યા નોકર હતો તે વખતે શિવાજીમહારાજે તેને દક્ષિણામા જે ધન આપેલું હતુ તેનાવડે પોતે આ હવેલી બધાવી હતી અને પોતાના દિવસો સુખચેનમા ગાળતો હતો

૩ આ બનાવનુ વર્ણન બુદેલાના ગ્રથમાથી પ્રકટ કર્યું છે

મહિને સ્વદેશમા આવ્યા હતા સાધુના વેશમાજ રાયગઢ કિલ્લાના દરવાજા પાસે જઇ તેમણે દ્વારપાળને કહ્યુ કે –'–મારે જીજાબાઇને મળવુ છે ' દ્વારપાળે જીજાબાઇને ખબર આપી કે –' કોઇ સાધુ આપને મળવા આવ્યો છે ' તેમણે સાધુને કિલ્લામા લાવવાનું કહ્યુ દ્વારપાળ મહારાજને જીજાબાઇ સમક્ષ લઇ ગયો; તે સમયે નિરોજીપતે તેમને સાધુની ભાષામાજ આશીર્વાદ આપ્યો, પરતુ મહારાજે એકદમ આગળ ધસી જઇ માતુશ્રીને દડવત્ પ્રણામ કર્યા મહારાજનો ચહેરો બદલાઇ ગયેલો હોવાથી જીજાબાઇએ તેમને ઓળખ્યા નહિ સાધુની વર્તણુકથી જીજાબાઈને આશ્ચર્ય લાગ્યુ મહારાજે માથાપરથી સાધુની ટોપી ઉતારી નાખી જીજાબાઇના ખોળામા માથુ મૂકયુ તે વખતે કેટલીક નિશાનીઓ જોઇ જીજાબાઇએ તેમને ઓળખ્યા એટલે આલિગન દીધુ તેમના નેત્રમાથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યા અહા ! વેઓ માતાજ હતા તેમના આનદનો પાર નહોતો તેમણે એવુજ જાણ્યુ કે, આજેજ મહારાજનો નવો જન્મ થયો

પ્રથમ પોતાની પ્રિય માતાના દર્શન કર્યા પછી મહારાજે પોતાના સર્વ સરદાર, કાર્યભારી અને અન્ય અમીરઉમરાવોની મુલાકાત લીધી મહારાજનુ આગમન જાણી સર્વ સ્થળે આનદ પ્રસરી રહ્યો નોકરો અને પ્રજાજનો મહારાજના દર્શન કરવા આવવા લાગ્યા મહારાજે મોટો ઉત્સવ કરી બ્રાહ્મણોને પુષ્કળ દાનધર્મ કર્યા ગરીબગુરબાને પુષ્કળ અન્ન વસ્ત્રો આપ્યા શ્રીભવાનીદેવીનો ઉત્સવ કરી તેમને મુક્તાફળોનો અભિષેક કર્યો હાથી ઉપરથી સાકર વહેચાવી સર્વ સરદારો અને કિલ્લેદારોને સા સાકર મોકલાવી રાજ્યના મોટા મોટા દેવસ્થાનમા તથા બ્રાહ્મણ, તપસ્વી, સત અને સાધુઓને દક્ષિણા તથા સાકર મોકલાવી પ્રત્યેક ગઢમાથી તોપો ફોડી મહારાજને સલામી આપવામા આવી મહારાજ સુખરૂપ રાજ્યમા આવી પહોચ્યાના સમાચાર સમસ્ત રાજ્યમા પ્રસરતા સર્વ પ્રજાએ આનદોત્સવ કર્યો શત્રુના હૃદયમા પુન બીક ઉત્પન્ન થઇ કે, શિવાજી મહારાજ અજીત હોવાથી તેમને કોઈ જીતી શકશે નાહ. હવે તેઓ યવનોની સર્વ બાદશાહી પાયમાલ કરશે મહારાજની અલૌકિક યુક્તિમત્તા અને અપ્રતિમ ધૈર્યની કીર્તિ સર્વત્ર પ્રસરી ગઇ

સાપ્રત આનદસમયે મહારાજ પોતાની સાથે આવેલા મનુષ્યોને ભૂલ્યા નહોતા જેઓએ જેટલો શ્રમ અને સાહસ કર્યુ હતુ તેમને તેના પ્રમાણમા ઇનામ આપી ઉચે હોદ્દે ચઢાવ્યા કોઈની સરદારીમા અને કોઇની જાગીરમા વધારો કર્યો. યોગ્યતા પ્રમાણે કોઇને વસ્ત્રાલકાર, કોઇને હાથી, કોઇને ઘોડા અને કોઇને ગામ તથા મહાલ બક્ષિસ આપ્યા એ સકટમય પ્રવાસમા, હિરોજી ફરજદની અતિશય સહાયતા હોવાથી મહારાજે તેને પાયગાપર સરદાર નિમી, પાલખી તથા અબદાગિરી અર્પણ કરી. તેઓની સાથે ગયેલા કારકુનોએ અતકરણપૂર્વક સહાય કરી, પ્રમાણિકપણે ચાલાકીભરેલુ વર્તન ચલાવેલુ હોવાથી તેમના ઉપર મહારાજનો અધિક વિશ્વાસ બેઠો હતો

તીર્થયાત્રાથી પાછા ફરતી વખતે મહારાજ એક કણબીને ઘેર રાત રહ્યા હતા. તેમણે કણબી પાસે જમવાનુ અન્ન માગ્યુ ત્યારે કણબીની વૃદ્ધ માતાએ કહ્યુ કેઃ– ' બાવાજી મહારાજ ! તમને યથાશક્ત અન્ન આપત; પરતુ હમણાંજ શિવાજી–

મહારાજના માણસોએ અમારૂ ગામ લૂટી લીધેલુ હોવાથી અમારા ઘરનો પુષ્કળ માલ લૂટાઇ ગયો છે શિવાજીમહારાજ દિલ્હી ગયા છે હજીસુધી ઔરંગઝેબ બાદશાહ તેમનો કોણુ જાણે કેમ પરાજય કરતા નથી ? તેઓ અમારા જેવા ગરીબગુરબાને બહુ દુખ દે છે ' ડોસીનુ બોલવુ સાભળી શિવાજીમહારાજે જાણ્યુ કે –' આપણી પાછળ આપણા માણસોએ પ્રથમની પેઠે ગામ લૂટવાનું ચાલુ રાખ્યુ છે ખરૂ ' મહારાજે વૃદ્ધ ડોસીને કલ્યાણકારક આશીર્વાદ આપ્યો અને કણબીનુ નામઠામ વગેરે પૂછી લીધુ સ્વરાજ્યમા આવ્યા પછી તેમણે તે કણબીને કુટુબસહિત બોલાવી મગાવ્યો તેના લૂટાઇ ગયેલા માલની કિમત પૂછી અને તેટલી કિમત ભરી આપી કણબીને પોતાની નોકરીમા રાખ્યો

પૂર્વસંકેત પ્રમાણે મહારાજે મથુરામા કાશીપતને પત્ર લખી મોકલ્યો કે – ' હુ સ્વરાજ્યમા આવી પહોચ્યો છુ તમે સર્વ બધુ સભાજીને લઈ સહકુટુબ અહી આવો ' પત્ર મળતાજ બ્રાહ્મણ કાશીપત સભાજીને લઇ દક્ષિણમા આવવા નીકળ્યો માર્ગમા તેમને એક મોગલ અમલદાર મળ્યો સભાજી મહારાજની તેજસ્વી મુખમુદ્રા જોઈ તે અમલદારને તેમનાપર શિવાજીમહારાજનો પુત્ર હોવાનો[1] સશય આવતા તેમને કેદ પકડ્યા બને બધુએ તેને કહ્યુ કે, અમે મથુરાના બ્રાહ્મણ છીએ એ અમારો પુત્ર છે અમલદારે કહ્યુ કે, એ તમારોજ પુત્ર હોય તો તમે સાથે બેસી એક પાત્રમા ભોજન કરો કાશીપતે તે કબૂલ કર્યું કાશીપતે દહીમા પહુઆ પલાળી કેળના પાદડામા પીરસ્યા અને સભાજીસહિત એક પાત્રમા ત્રણેએ ભોજન કર્યું એ જોઇ યવન અમલદારે તેમને મુક્ત કર્યા[2] કાશીપત સભાજીને લઇ રાયગઢપર આવી પહોચ્યો તેમને જોઈ સર્વને આનદ થયો કાશીપત સભાજી મહારાજનુ પાલન કરી તેમને સુખરૂપ રાયગઢ ઉપર લઇ આવ્યો હોવાથી મહારાજે તેને પુષ્કળ દ્રવ્ય સાથે વિશ્વાસરાવનો ખિતાબ આપ્યો અને તેના બે બધુસહિત તેમને ઉંચા હોદ્દા આપી પોતાની પાસે નોકરીમા રાખ્યા[3]

આ પ્રમાણે મહારાજ દક્ષિણમા સુખરૂપ પહોચ્યાના સમાચાર જ્યારે બાદશાહના જાણવામા આવ્યા ત્યારે તેને ઘણુજ દુખ થયુ એમ તેના છેવટના મૃત્યુપત્રના ઉલ્લેખપરથી જણાઇ આવે છે તેમા તે લખે છે કે –" કોઇ પણ રાજ્ય જો કાયમ ટકાવી રાખવુ હોય તો તે રાજ્યમા શુ શુ ચાલી રહ્યુ છે, તેની સર્વ પ્રકારની બાતમી મેળવવાની અતિ ઉત્તમ વ્યવસ્થા કરવી ઘટે છે જો તેમાં જરા પણ આળસ કરવામા આવે તો તેનુ પરિણામ આપણને લાબા કાળ સુધી

૧ ખુદેલા લખે છે કે, સભાજીમહારાજના માથાના વાળ લાબા હોવાથી કાશીપતે તેમને સ્ત્રીના વસ્ત્રો પહેરાવી પોતાની સ્ત્રી સાથે રાખ્યા હતા

૨ કેટલીક બખરોમા લખ્યું છે કે, કાશીપતના ઘરમા સભાજી હોવાની ખબર મળવાથી ઔરગઝેબે તેના ઘર આગળ પહેરો બેસાડ્યો હતો તે પરથી બ્રાહ્મણે ઉપર લખ્યા પ્રમાણે તેમની ખાત્રી કરી આપી પોતાના ઉપરનો વહેમ ટાળ્યો હતો

૩ શિ. દિ. મા લખ્યું છે કે, સર્વ ભાઈઓને વિશ્વાસરાવનો ખિતાબ આપ્યો હતો.

ભોગવવું પડે છે પેસો હરામખોર સિવાજી મારા ગાફલપણાને લઇને મારા હાથમાથી છટકી ગયો અને તેથી મારી સઘળી ચઢાઇઓમા મને છેવટ સુધી અપયશ મળ્યો "

દિલ્હીના પ્રવાસ સમયે બીજા એક બનાવનુ વર્ણન કેટલાક મુસલમાન બખરકારો લખે છે તેમા લખ્યુ છે કે, મહારાજ બાદશાહની મુલાકાત લેવા દરબારમા ગયા તે સમયે જનાનખાનાની સ્ત્રીઓ તેમને જોવા ઇચ્છતી હોવાથી તેઓ પડદામા બેઠી હતી એ સ્ત્રીઓમા નિસાબેગમ નામક ઔરંગઝેબની એક અવિવાહિત પુત્રી પણ પડદામા બેઠી હતી તેનુ વય સત્તાવીશ વર્ષનુ હતુ મહારાજને જોતાજ નિસાબેગમ તેમનાપર મોહ પામી તે મહારાજ ઉપર અતિ સ્નેહ દર્શાવવા લાગી અત્યારસુધી તેણે મહારાજની કીર્તિ ફક્ત કાને સાભળી હતી તેણે સાભળ્યુ હતું કે, મહારાજ શૂરવીર, સાહસી, તેજસ્વી અને ચપળ હોવા સાથે સ્વદેશને સ્વતત્ર કરવા માટે જીવતોડ પરિશ્રમ કરે છે તેમની અજાયબીભરેલી યુક્તિના વર્ણનો સાભળી નિસાબેગમ આશ્ચર્ય પામતી હતી વળી તાબામા સપડાયલા શત્રુ સાથે મહારાજનુ ઉદાર વર્તન, માતાપિતા સાથે અસત પ્રેમભરેલો વ્યવહાર અને સ્વધર્મના દેવદેવીઓ ઉપર અતિશય ભક્તિસબધી વાતો સાભળી તેને મહારાજ ઉપર વિશેષ પ્રેમ ઉત્પન્ન થયો હતો તેનો પિતા સાર્વભૌમ બાદશાહ હોવા છતા અને તેમની પાસે શૂરા સરદાર અને પ્રચડ સૈન્ય હોવા છતા, મહારાજ તેની દરકાર નહિ કરતા સ્વરાજ્યવૃદ્ધિ કર્યાજ જાય છે, એ જાણી નિસાબેગમ તેમની પ્રશસા કરતી હતી એજ તેજસ્વી અને શૂરવીર પુરુષ તેના પિતાના મિત્ર થઇ બાદશાહના દરબારમા અતિથિતરીકે આવેલા તેની દષ્ટિએ પડ્યા, ત્યારે તેમનુ તેજ અને સુદરતા જોઇને તથા દરબારમા તેમનુ સ્વાભિમાનપૂર્ણ વર્તન જોઇને નિસાબેગમ તેમનાપર વિશેષ મોહ પામી તેણે તેજ સમયે મનમા નિશ્ચય કર્યો કે –' લગ્ન કરવું તો આવાજ યોગ્ય અને અપ્રતિમ પુરુષ સાથે કરવુ, નહિ તો જન્મપર્યંત અવિવાહિત રહેવુ '

કહેવામા આવે છે કે, તેમનાપર નિસાબેગમનો અતિશય પ્રેમ હોવાની વાત મહારાજે જાણી હતી તેથી મહારાજની પાસે એવી પણ માગણી કરવામા આવી હતી કે –'જો તમે મુસલમાનીધર્મ સ્વીકારો તો શાહજાદી તમારી સાથે લગ્ન કરવા તૈયાર છે ' પરતુ મહારાજે એ માગણી કબૂલ કરી નહિ એક મોટા વિધર્મી સાર્વભૌમ બાદશાહના જમાઇ થઈ રહેવા કરતા તેમને સ્વધર્મ અને સ્વજાતિમા નિવાસ કરવો એજ યોગ્ય લાગ્યુ હતું ફક્ત રાજ્યતૃષ્ણાને લીધેજ જો તેઓ પ્રોત્સાહિત થયા હોત તો તેઓ શાહજાદી સાથે લગ્ન કરી ક્વચિત્ નર્મદા નદીના દક્ષિણ કિનારા તરફના સર્વ પ્રદેશના બાદશાહ થઇ શકયા હોત; પરતુ રાજ્યતૃષ્ણા અને વિષયવાચ્છના કરતા તેમનામા સ્વાતત્ર્યપ્રીતિ, સ્વધર્માભિમાન અને સ્વકુલાભિમાન વૃત્તિ વિશેષ પ્રબળ હતી, એ ઉપલા બનાવપરથી સ્પષ્ટ જણાઇ આવે છે

નિસાબેગમ પોતાના સંકલ્પ પ્રમાણે મરણપર્યંત અવિવાહિતા રહી હતી. ઔરંગઝેબ દક્ષિણમા આવ્યા તે વખતે નિસાબેગમ પણ તેમની સાથે દક્ષિણમા

આવી હતી મહારાજના દર્શન કરવાની તેની ઇચ્છા હતી; પણ ઇ૦ સ૦ ૧૭૦૨-મા બ્રહ્મપુરી નામક સ્થળે તેના પિતાની છાવણીમાજ તે મરણ પામી શાહજાદી-નો મૃતદેહ જે સ્થળે દાટવામા આવ્યો તે સ્થળે તેના પિતાએ એક સુદર કબર બધાવી અને તે ગામનુ નામ બેગમપુર રાખ્યુ કહેવામા આવે છે કે, નિસાબેગમ વિદ્વાન હતી[1] નિસાબેગમના અતઃકરણમા મહારાજ ઉપર છેવટપર્યંત કેટલો સ્નેહભાવ અને કેટલુ માન હતુ, તેનુ એક ઉદાહરણ ઇતિહાસમાથી મળી આવે છે ઔરગઝેબે સભાજીને પકડી અનેક પ્રકારના ત્રાસ આપી તેમનુ ખૂન કર્યા પછી તેમણે રાયગઢનો કિલ્લો હસ્તગત કર્યો કિલ્લામાથી જે મનુષ્યોને કેદ પકડી લાવ્યા હતા તેમા સભાજીનો એક બાળપુત્ર હતો નિસાબેગમે એ પુત્ર પિતા પાસેથી માગી લીધો અને તેને પોતાનો પૌત્ર જાણી પોતાના મરણપર્યંત તેનુ અતિ પ્રેમપૂર્વક લાલનપાલન કર્યું હતુ સર્વને વિદિત છે કે, એજ પુત્ર આગળ જતા શાહુરાજાના નામથી પ્રસિદ્ધ થયો હતો



[1] કહેવામા આવે છે કે, તેના પિતાની પેઠે સમસ્ત કુરાન તેને કઠસ્થ હતુ. તેણે કેટલીક કવિતાઓ પણ રચી છે



# प्रकरण २० मुं—महाराजे पोताना हाथमांथी गुमावेला किल्ला अने प्रांत पाछा जीती लीधा.

શિવાજીમહારાજ દિલ્હીમા નજરકેદ પડ્યાના સમાચાર દક્ષિણમા પ્રસરતાજ તેમના સરદારોએ મોગલોના પ્રાતમા પુન તોફાન શરૂ કર્યું અને મહારાજ કેદમાથી મુક્ત થઇ સ્વદેશ આવવા નીકળ્યાના સમાચાર મળ્યા ત્યારે તેઓને અધિક જુસ્સો આવવાથી તેઓએ મોગલોને ચારે તરફથી ત્રાસ આપવા માડયો તે સમયના અગ્રેજ વ્યાપારીઓએ એ સબધી લખ્યુ છે કે—'જો શિવાજી મહારાજ ઔરગઝેબની નજરકેદમાથી નાસી ગયાના સમાચાર ખરા હશે તો તેઓ બાદશાહને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવશે અને શિવાજીને કેદ કરવા માટે બાદશાહને સખ્ત પશ્ચાત્તાપ કરાવશે 'તેઓનુ કહેવુ આગળ જતા સત્ય ઠર્યું.

મહારાજ દક્ષિણમા આવી પહોચ્યા તે પહેલા મોગલો અને વિજાપુરસરકાર વચ્ચે પુન યુદ્ધ થયુ હતું, તેમા મોગલોના સૈન્યની ભયકર ખુવારી થઈ હતી. જયસિહે વિજાપુરને ઘેરો ઘાલેલો હોવાથી તેના સૈન્યને દક્ષિણના સિલેદારોએ સખ્ત ત્રાસ આપ્યો હતો તેમને અનાજ, લાકડા કિવા ઘાસચારો મળતો નહિ હોવાથી મોગલાઈ લશ્કરને ભૂખે મરવુ પડતુ હતુ તે વર્ષે અનાવૃષ્ટિ થયેલી હોવાથી સૈન્યને પીવાનુ પાણી પણ પૂરતું મળતુ નહિ ગોવળકોડાના કુતુબશાહે વિજાપુર-સરકારની સહાયતા માટે લશ્કર મોકલેલુ હોવાથી મોગલ લશ્કર તેમની સામે ટકી શકતું નહોતુ ઔરગઝેબ જયસિહની સહાયતામાટે બીજુ લશ્કર મોકલી શકયા નહોતા બાદશાહને વહેમ આવ્યો હતો કે, જયસિંહ અદરખાનેથી શિવાજીમહારાજ સાથે મિત્રભાવ રાખતો હોવાથી તે વહેલો મોડો આપણાથી છૂટા પડશે અને શિવાજી મહારાજ સાથે મળી જઇ આપણી સત્તાને ધક્કો પહોચાડતા વિલબ લગાડશે નહિ એમ ધારી ઔરગઝેબ હવે દક્ષિણની ચઢાઈ માટે તદ્દન બેપરવાઇ બતાવવા લાગ્યો, ત્યારે જયસિહે વિચાર્યું કે—' આપણા ઉત્કૃષ્ટ રાજપૂત યોદ્ધાનુ વિના કારણ બલિદાન આપી અપયશ મેળવવો તેના કરતા યુદ્ધ બધ કરી પાછા જવું, એજ યોગ્યો છે 'તેમણે શત્રુ સાથે યુદ્ધ કરવાનુ બધ રાખી ઔરગાબાદ તરફ પાછા ફરવા માડ્યું શત્રુએ તેઓની પૂંઠ પકડી; પરંતુ તે શૂરવીર સરદાર શત્રુના તાબામાથી મહામુશીબતે નીકળી નાઠો અને ઔરગાબાદ જઇ પહોંચ્યો.

શિવાજીમહારાજના જે કિલ્લા તેમના તાબામા આવ્યા હતા અને જે કિલ્લા મહારાજની મદદથી પ્રથમ કબજે કર્યા હતા તેપર યોગ્ય બંદોબસ્ત રાખવા જેટલું તેમની પાસે લશ્કર બચ્યુ નહોતુ અને તે કામ માટે ખર્ચ કરવા જેટલા પૈસા પણ તેમના હાથમા નહોતા; તેથી પર્વત ઉપરના લોહગઢ, ૯સહગઢ અને પુરંદર તથા કોકણમા માહુલી અને કર્નાળા, એ પાચ મુખ્ય કિલ્લાપર ઘણા સૈનિકો રાખી ત્યા મજબૂત બંદોબસ્ત રાખ્યો હતો એ સિવાય જે ગઢ ઉપર અન્નાદિ થોડી વસ્તુઓ મળે તેમ હતુ, તે ઉપર થોડા થોડા સૈનિકો રાખી બાકીના કિલ્લાના દરવાજા બાળી નાખી અને કિલ્લાના તોડી શકાય એવા ભાગને તોડી નાખી તેપર સૈનિકોના બંદોબસ્તની જરૂર રાખી નહિ સર્વ સ્થળે બંદોબસ્ત કરી જયસિંહ રાજા ઔરંગાબાદમા સ્વસ્થ થઇ બેઠા, એ સમાચાર મળતાજ બાદશાહે જયસિંહપર ગુસ્સે થઇ તેમને પાછા બોલાવી લીધા; અને દક્ષિણના સુબાતરીકે યશવંતસિંહ તથા શાહજાદા મોઆઝિમની નિમણુક કરી એ શૂરવીર અને બહાદુર રાજપૂત સરદાર ઉદાસચિત્તે બાદશાહ પાસે પાછો જતો હતો, એટલામા માર્ગમાજ બુરાનપુર આગળ સન ૧૬૬૭ ના જુલાઈ માસમા તેનુ મૃત્યુ થયુ

મોગલોએ એકાએક ત્યજી દીધેલા કિલ્લા મોરોપંત પિંગળેએ પોતાના તાબે કર્યાં, તેને દુરસ્ત કરાવી તેપર પોતે થાણા બેસાડ્યા અને તેની આસપાસના પ્રાંત ઉપર પુન પોતાની સત્તા સ્થાપન કરી જે કિલ્લાપર મોગલોનો મજબૂત બંદોબસ્ત નહોતો ત્યાના રખેવાળોને પોતાના પક્ષમા લઇ ને કિલ્લા પણ પોતાને તાબે લેવાનો ક્રમ ચાલુ કર્યો મહારાજ જે સમયે દક્ષિણમા પાછા આવ્યા તે સમયે તેમના સરદારોએ મોગલોના તાબામા ગયેલા ઘણા કિલ્લા પુન પ્રાપ્ત કરી લીધા હતા અને તેઓએ પાછા આવ્યા પછી સઘળો કલ્યાણ પ્રાંત પુન પોતાના કબજામા લીધો

જયસિંહ અને દિલેરખાન સાથે દક્ષિણ કબજે કરવા પ્રચંડ સૈન્ય મોકલવા છતા તેમને યશ મળ્યો નહિ શિવાજીમહારાજ તાબામા સપડાયા છતા તેઓ મુક્ત થયા અને વિજાપુરસરકાર તથા ભાગાનગરસરકાર એકત્ર થયા છે, તેઓ સાથે શિવાજીમહારાજ જઇ મળશે તો દક્ષિણમાથી મોગલાઇ સત્તા સમૂળ ઉખેડી નાખવામા વિલંબ લાગશે નહિ ઔરંગઝેબના અંતકરણમાં એજ વિચારો ઉદય પામ્યાથી તેમણે સ્વત દક્ષિણમા સ્વારી કરવાનો સંકલ્પ કર્યો હતો એટલામા ઉત્તરમા કંઇક ગડબડ ઉત્પન્ન થવાથી શાહને તે તરફ જવુ પડયુ, તેથી દક્ષિણમા ચઢાઇ લઇ જવાનો વિચાર બંધ પડયો શિવાજીમહારાજ જેવો મહાન પરાક્રમી પુરુષ પોતાનો કટ્ટો શત્રુ થવાથી શાહને તેમની અત્યંત બીક લાગતી હતી. શાહજાદાને અને યશવંતસિંહને મોટું લશ્કર આપી દક્ષિણની ચઢાઇમા મોકલવામા આવે તો પોતાના પુત્રનો પરાજય થતા બાદશાહનુજ પાણી ઉતરી જવા જેવુ થાય અને ક્વચિત્ તેમા તેને યશ પ્રાપ્ત થતા શાહજાદોજ આપણી સામુ બંડ ઉઠાવે તો શુ કરવુ ? એવો વહેમ આવવાથી ઔરંગઝેબે તેને દક્ષિણની ચઢાઇમા

મોકલ્યો નહિ; પરંતુ બાદશાહના એવા વહેમી તથા પ્રપંચી સ્વભાવનો આપણા પ્રતાપી ચરિત્રનાયકે જોઈએ તેવો લાભ લેવામાં સહજ પણ આળસ કર્યું નહિ.

સુલતાન મોઆઝીમ અને યશવંતસિંહને બાદશાહે દક્ષિણના સુબાતરીકે નિમ્યાથી મહારાજને ઘણી અનુકૂળતા થઇ તેઓ દિલ્હી હતા તે સમયે યશવંતસિંહ સાથે મિત્રતા કરી હતી એ રાજપૂતસરદાર શૂરવીર અને સ્વધર્માભિમાની હતો ઔરંગઝેબે પોતાના પિતા સામું બંડ ઉઠાવ્યું તે સમયે એ રાજપૂતસરદાર પ્રથમ તેમના વિરુદ્ધ હતો, પરંતુ બાદશાહને વિજય મળવાની સંધિ જોઇ યશવંતસિંહ તેમના પક્ષમાં ગયો હતો, તેમ છતાં ઔરંગઝેબને તેનાપર પૂર્ણ વિશ્વાસ નહોતો દ્રવ્યલોભ, એજ તેનામાં મોટો દોષ હતો, પરંતુ તેનો એ દોષ મહારાજના માર્ગને અનુકૂળ થઈ પડ્યો મહારાજનો અભિપ્રાય હતો કે –' દ્રવ્યના લાલચુ મનુષ્યો વશમાં જનાવર જેવા છે ' તેમણે તેને પુષ્કળ લાંચ આપી પોતાના પક્ષમાં લીધો હતો શાહજાદો ઉમદા સ્વભાવનો હોવા ઉપરાંત તે ઉદાર અને શૂરવીર હતો, પિતાના જેવો વહેમી નહોતો તેને એશઆરામ ભોગવવાનીજ ટેવ હતી. તેને કોઇએ કંઇ પણ કાનભંભેરણી કરી કે તરત તેના વિચારો બદલાઈ જતા. તેનાપર યશવંતસિંહનો વિશેષ પ્રભાવ પડતો હતો શાહજાદો તેમના કહેવાથી વિરુદ્ધ વર્તતો નહિ તેને દક્ષિણમાં મોકલતી વખત બાદશાહે શિખામણ દીધી હતી કે –' શિવાજીમહારાજ સાથે શત્રુતા કરવી નહિ ! તેમની સાથે વિશેષ મિત્રતા પણ રાખવી નહિ ! તેમના કબજામાં સપડાવું નહિ ! બનતા સુધી તેમની સાથે દ્વેષ કરવો નહિ ! તેમણે આજપર્યંત પુષ્કળ સરદારોનો નાશ કર્યો છે તમારી પણ નવી અવદશા થશે તો સર્વત્ર કલંક પ્રાપ્ત થશે અને આપણી બાદશાહીને ધક્કો પહોંચશે તેમની સાથે બન યત્ને સલાહસંપ રાખી દક્ષિણનો આપણો પ્રાંત સંભાળવામાજ આપણું ભૂષણ છે ' બાદશાહની શિખામણને લીધે શાહજાદાના મનમાં શિવાજીમહારાજ સાથે તહનામું કરવાની ઇચ્છા હતી મહારાજ દિલ્હીમાં ગયા તે વખતે બાદશાહે તેમને નજરકેદ કર્યા તે વાત શાહજાદાને બિલકુલ પસંદ નહોતી તેનો અભિપ્રાય એવો હતો કે –' શિવાજીમહારાજ જેવા શૂરવીર અને બહાદુર અમીરને આપણા પક્ષમાં રાખવાથીજ આપણું હિત સાધ્ય થશે '

કહેવામાં આવે છે કે, શાહજાદાને દક્ષિણમાં આવતો જાણી શિવાજીમહારાજ ખેડુતનો વેશ ધારણ કરી બ્રહ્મપુરી નજીક એક ગામમાં તેને મળ્યા અને થોડાક દહીંની ભેટ કરી દહીં ઉત્કૃષ્ટ જણાયાથી શાહજાદાએ સ્વીકાર્યું અને રોજ ભોજન કરતી વખત દહીં પૂરું પાડવાની તેમને આજ્ઞા કરી દહીંમાંથી શાહજાદાને મીણની એક ગોળી પ્રાપ્ત થઇ ગોળીમાંથી એક ચિઠ્ઠી લખેલી મળી ચિઠ્ઠીમાં લખ્યું હતું કે –' યુદ્ધમાં વિજય સંપાદન કરવા માટે પરાક્રમી શાહજાદો આવે છે, એવું સાંભળી તેને નજરે જોવાનેજ મેં ખેડુતનો વેષ ધારણ કરવાની યુક્તિ યોજી હતી ' એપરથી શાહજાદાના હૃદયમાં મહારાજમાટે કેવો વિચાર ઉત્પન્ન થયો હશે, તેની કલ્પના થઈ શકે એમ છે શાહજાદાની ખાત્રી થઇ કે –' એવા બુદ્ધિમાન અને સાહસી પુરુષ સાથે વિરોધ કરવો એ ભયંકર કાર્ય છે. ' ઔરંગાબાદ આવી

પહોચ્યા પછી તેણે યશવતસિહદ્વારા મહારાજ સાથે તહનામુ કરવાની ગોઠવણ કરી મહારાજે યશવતસિહને દ્રવ્યની લાલચ આપી પ્રથમથીજ પોતાના પક્ષમા મેળવી લીધો હતો, તેથી પોતાને અનુકૂળ થઇ પડે એવુ તહનામુ કરવામા અડચણ પડી નહિ મોગલબાદશાહ સાથે અત્યારથીજ વિરોધ કરવો, એ મહારાજને હિતકારક જણાતુ નહોતુ, તેમજ શાહજાદા જેવા સુજ્ઞ પુરુષ સાથે સ્નેહસબધ રાખવાથી પ્રસગોપાત પોતાના સકલ્પની સિદ્ધિ થશે, એવી પણ તેમની કલ્પના હતી એવી સ્થિતિ વચ્ચે શાહજાદાને રાજીખુશીથી તહનામુ કરવાનુ કહાવતો જાણી મહારાજે બાલાજી આવજી ચિટણીસને મોટા લશ્કરસહિત યશવતસિહ તરફ મોકલ્યો તહનામુ કરવામા શાહજાદાનો ખરો હેતુ શો છે, તે બરોબર જાણી લેવાનીજ મહારાજની ઇચ્છા હતી મણે શાહજાદાને ભેટ આપવાને માટે બાલાજી સાથે પુષ્કળ નજરાણુ, કિમતી વસ્ત્રો, ઝવેરાત અને હાથી મોકલ્યા હતા યશવતસિહ બાલાજી ચિટણીસને શાહજાદા પાસે લઈ ગયો બાલાજીએ શાહજાદાને કહ્યુ કે –' અમારા શિવાજીમહારાજ જયસિહગજાદ્વારા તહનામુ કરી તેઓ બાદશાહની મુલાકાત કરવા દિલ્હી ગયા હતા ત્યા સમક્ષ મુલાકાત થયા પછી કેટલાક ઠરાવો નક્કી કરવામા આવ્યા મહારાજની ઈચ્છા બાદશાહની નોકરી સ્વીકારવાનીજ હતી, પણ જયસિહ અને રામાસહ જેવા આબરૂદાર અને વિશ્વાસુ સરદારો મધ્યસ્થ હોવા છતા બાદશાહને મહારાજનો વિશ્વાસ આવ્યો નહિ અને તેમને કેદ પૂર્યા એ ઉચિત થયુ નહિ એ સાભળી શાહજાદાએ ઉત્તર દીધો કે –' બાદશાહના મનમા શિવાજીમહારાજસબધી કઈપણ વિપરીતભાવ નહોતો તેમજ હમણા પણ નથી બન્ને વચ્ચેથી પ્રપચભાવ નિર્મૂળ થવામાટે મહારાજે તેમની નોકરી સ્વીકારી દિલ્હી રહેવુ, એવી તેમની ઇચ્છા હતી; પરતુ મહારાજને તે પસદ પડ્યુ નહિ, ત્યારે તેમને માત્ર ધમકી આપી પોતાની પાસે રાખવાના વિચારથી બાદશાહે તેમને નજરકેદમા રાખ્યા હતા, એથી મહારાજને ખોટુ લાગ્યુ અને તેઓ ત્યાથી નાસી ગયા બાદશાહે મને આજ્ઞા ફરમાવી છે કે, મહારાજ સાથે વિરોધ કરવો નહિ એમના જેવો પરાક્રમી વીર પુરુષ હજુ થયો નથી અને ભવિષ્યમા થશે પણ નહિ તેથીજ અમે તેમને અમારી પાસે રાખવાનો પ્રયત્ન કર્યો, પરતુ તેમા અમારો મનોરથ સફળ થયો નહિ જે થયુ તે યોગ્યજ થયુ છે બાદશાહની ઈચ્છા મહારાજને પોતાની પાસે રાખવાની છે, તેથી પ્રથમ કરેલુ તહનામુ કાયમ રાખી મહારાજ પાસેથી કામ લેવુ અને તેમના વિચાર પ્રમાણેજ વર્તવુ, એવીજ ખુદની ઈચ્છા છે અમારે કાઈ આડુઅવળુ કરવુ હોત તો અમે તેજ સમયે કરી દેત આ સદેશો બાદશાહેજ કહાવ્યો છે, તમારી ઇચ્છા હોય તે જણાવો '

શાહજાદાનુ સભાષણ સાભળી ચિટણીસે તેનો હેતુ જાણી લઇ મહારાજને પત્ર લખી મોકલ્યો મહારાજે પત્ર વાચી તહનામુ કરવાની ખુશી બતાવી ઉભય પક્ષે વિચાર કરી તહનામાની શરતો નક્કી કરી તેમા ઠરાવ્યુ હતું કે –( ૧ ) પરસ્પર એકબીજા સાથે મિત્રભાવથી વર્તવુ ( ૨ ) પ્રથમ થયેલુ તહનામુ કાયમ રાખવું. ( ૩ ) ઉભય પક્ષનુ અતકરણ નિર્મળ થયા સિવાય શિવાજીમહારાજે મોગલોની

સહાયતા માટે પોતાનુ લશ્કર મોકલવુ નહિ અને પરસ્પર એકબીજાની મુલાકાત કરવી નહિ ( ૪ ) લશ્કરના ખર્ચ માટે કેટલાક પ્રાત નક્કી કર્યા પછી મહારાજે મોગલોની સહાયતામાટે પાચ હજાર સિપાઇઓ મોકલવા ( ૫ ) પ્રથમ તહનામામા થયેલા ઠરાવ પ્રમાણે સભાજીને પાચ હજાર ઘોડેસ્વારની મનસબ આપવી. તેના ખર્ચમાટે વરાડ પ્રાતમાના આવઢા અને બાલાપુર તાલુકા આપવા ( ૬ ) પ્રથમ થયેલા ઠરાવ પ્રમાણે ચોથાઇ અને સરદેશમુખીનો હક્ક વસુલ કરવાની મહારાજને સપૂર્ણ સત્તા આપવી અને ( ૭ ) નિજામશાહીના અને આદિલશાહીના જે કિલ્લા તથા પ્રાત સાપ્રત મહારાજની સત્તામા છે, તે તેમની પાસેજ રહેવા દેવા [1] તહનામુ નક્કી કરવામા આવ્યુ તે ઉપર શાહજાદાએ પોતાની સહી કરી, મહારાજને કહ્યુ કે –'માત્ર બાહ્યોપચારાર્થે તમે તહનામાની શરતોસહિત મને એક અરજી લખી આપો હુ મારી ભલામણસહિત તે અરજી બાદશાહને મોકલી આપીશ ' એ સૂચના પ્રમાણે મહારાજે એક અરજી લખી આપી શાહજાદાએ પોતાની સપ્રમ ભલામણ સાથે તે અરજી બાદશાહને મોકલી આપી તેણે લખ્યુ કે –' શિવાજી મહારાજ જેવા મહાપરાક્રમી પુરુષ આપણને થોડી મહેનતે પુન પ્રાપ્ત થાય છે, તેથી તહની શરતો કબૂલ કરી તેમની સાથે સ્નેહસબધ જોડવો એજ ઉચિત છે ' શાહજાદાની ભલામણ સાથે ગયેલી અરજી બાદશાહે મજુર કરી તે સાથે તેમણે મહારાજને " રાજા " નો ખિતાબ આપ્યો પ્રથમની કબૂલત પ્રમાણે સભાજીને મનસબદારી આપી અને વરાડ પ્રાતમા તેમને જે જાગીર આપવાની હતી તેની સનદ પણ મોકલી આપી

નવીન પ્રાપ્ત થયેલી જાગીરની વ્યવસ્થા કરવા માટે રાવજી સોમનાથ નામક એક બ્રાહ્મણ કારકુનને મહારાજે મોકાસદારનો નવો ખિતાબ આપી યોગ્ય સામગ્રીસહિત રવાના કર્યો સભાજી મોગલોના મનસબદાર થયાથી તેમની સાથે પ્રતાપરાવ ગુજરને પાચ હજાર સ્વાર આપી ઔરગાબાદ મોકલ્યો શાહજાદાએ તેમને અતિશય સન્માન આપી મુલાકાત લીધી, તેમને રહેવા માટે સ્વતત્ર સ્થાન આપી ત્યા એક નવુ પરૂ વસાવ્યુ, પરતુ એ સમયે સભાજીનુ વય અતિ અલ્પ હોવાથી શાહજાદાએ તેમને પાછા મોકલ્યા અને પ્રતાપરાવ ગુજરને સ્વારસહિત પોતાની પાસે રાખ્યો

ઉભય પક્ષ વચ્ચે સલાહસપ ચાલતો હોવાથી પુના, સુપા વગેરે પ્રાત પુન મહારાજના કબજામા આવ્યા અને પ્રથમ થયેલા તહનામાની શરતો પ્રમાણે મોગલોને સોપેલા ઘણા પ્રાત તેમને પાછા મળ્યા માત્ર પુરદર અને ાસહગઢના કિલ્લા અદ્યાપિપર્યત મહારાજના તાબામા આવ્યા નહોતા મહારાજને એવી લાલચ આપવામા કપટી બાદશાહનો ઉદ્દેશ એ હતો કે, તેમને ભોળવી વિશ્વાસ બતાવી મહારાજનો ઘાત કરવો, પરતુ શાહજાદાનો ઉદ્દેશ તેવો નહોતો તે ઉદાર અત કરણનો, નિર્મળ સ્વભાવનો અને નિષ્કપટી પુરુષ હતો

૧ ચિટણીસ લખે છે કે, એ તહનામાની શરત પ્રમાણે મોગલોએ પ્રથમ છોડી દીધેલા સત્તાવીસ કિલ્લા પુન. મોગલોને સ્વાધીન કરવા પડ્યા.

શાહજાદાથી પોતાના પિતાનો કપટી સ્વભાવ અને વહેમીપણુ સહન થયુ નહિ. તેણે તેમના વિરુદ્ધ બડ કરવાનો નિશ્ચય કરી શિવાજીમહારાજ પાસે સહાયતા માગી શાહજાદાની માગણીથી શિવાજીમહારાજને શકા ઉત્પન્ન થઇ તેમણે તેને કહાવ્યુ કે –' બાદશાહ સાથે તમે યુદ્ધ કરશો તે વખતે હુ મારા લશ્કરસહિત તમને મદદ કરીશ ' શાહજાદાએ જાણી લીધુ કે, મહારાજને મારી માગણીથી શકા ઉત્પન્ન થઇ છે શાહજાદાએ તેમની ખાત્રી થવા માટે પોતાના મોટા લશ્કર-સહિત દિલ્હી તરફ કુચ કરી, પુન મહારાજને સહાયતા કરવા માટે સદેશો કહાવ્યો અને તેમનો સશય દૂર કરવા માટે પોતાના મોટા મોટા અમલદારો તેમની પાસે મોકલ્યા તેઓએ મહારાજને શાહજાદાની મનેચ્છા કહી સભળાવી મહારાજે તેમને ઉત્તર આપ્યો કે –' તમારી પાછળ તમારા દક્ષિણના પ્રાતોનુ રક્ષણ કરવા માટે હુ દક્ષિણમાજ રહીશ બાદશાહ સાથે યુદ્ધ કરવા તમારૂ સૈન્ય પૂરતુ છે, તેમ છતા તમારો પરાજય થાય તો તમે દક્ષિણમા મારા તાબાના પ્રાતમા આવી નિવાસ કરજો ' એ સાભળી શાહજાદાએ મહારાજને પોતાના સૈન્યના સેનાધિપતિ બનાવવાનુ કહાવી મોકલ્યુ; પરતુ તેની એ માગણીથી પણ મહારાજ લલચાયા નહિ અતે તેમની સહાયતા નહિ મળવાથી શાહજાદાને નિરાશ થઇ પાછુ ફરવુ પડયુ અને ઔરગઝેબની ક્ષમા માગી પુન તે ઔરગાબાદ આવ્યો મહારાજે એ પ્રસગે તેને સહાયતા નહિ કરવાથી, ઉદાર અતકરણના શાહજાદાને તેમનાપર ગુસ્સો આવ્યો નહિ, ઉલટો તેમની સાથે અધિક સ્નેહભાવથી વર્તવા લાગ્યો [1]

ઔરંગઝેબે શાહજાદાને કહાવ્યુ કે –' શિવાજીમહારાજને આદિલશાહી અને કુતુબશાહી પ્રાતપર સ્વારી કરવામા ઉત્તેજન આપવુ તેમ થવાથી એ બન્ને બાદશાહી નિર્બળ થશે, એટલે પછી તેને પાયમાલ કરવામા આપણને વિલબ લાગશે નહિ એ પ્રાતોપર સ્વારી કરીને મહારાજ જે પ્રદેશ કબજે કરે તેમાનો કેટલોક ભાગ તેમને જાગીરમા આપવો ' બાદશાહ તરફથી સૂચના મળતાજ શિવાજી મહારાજ તે બન્ને બાદશાહીના તાબાના પ્રાતોપર વારવાર સ્વારીઓ કરવા લાગ્યા. મોગલ સૈન્યની સહાયતાવડે શિવાજી મહારાજ આપણા બચેલા પ્રાતમા સ્વારીઓ કરે છે, એ જાણી વિજાપુરસરકારે મોગલો સાથે તહનામુ કરવાની ઇચ્છા દર્શાવી બન્ને રાજ્યો વચ્ચે તહનામુ થયુ તેમા ઠરાવ થયો કે, સોલાપુરનો કિલ્લો અને તેને લગતો અઢારહજાર હોનની ઉપજવાળો પ્રાત વિજાપુરસરકારે મોગલોને આપવો. તહનામુ થવાની વાત જાણી શિવાજીમહારાજ યશવતસિહ અને શાહજાદાને મળ્યા; અને તેમને કબૂલ કરાવ્યુ કે –'મહારાજે વિજાપુરસરકાર અને ભાગાનગર સરકારના રાજ્યમા ઇચ્છાનુસાર તોફાન મચાવવુ મોગલસરદારો તે તરફ લક્ષ આપશે નહિ '

---

૧ મનુસ્સી જણાવે છે કે, આવું ખોટુ બડ ઉભુ કરવાની બાદશાહેજ શાહજાદાને આજ્ઞા ફરમાવી હતી આમા એ કપટી બાદશાહના ત્રણ હેતુ હતા એક હેતુ એવો હતો કે, શિવાજીમહારાજને ફરીથી ફસાવીને કેદ કરવા; બીજો હેતુ પોતાના સેનાપતિની કસોટી કરવાનો હતો અને ત્રીજો હેતુ એવો હતો કે કોઇ વખતે ભવિષ્યમા શાહજાદો ખરેખર બડ કરે તો તેના ઉપર કોઈ વિશ્વાસ મૂકે નહિ (પ્રો. સરકાર)

એ ગોઠવણુ કર્યા પછી મહારાજે આદિલશાહના પ્રાતમા ચોથાઇ અને સરદેશમુખીનો હક્ક વસુલ કરવાનો સપાટો ચલાવ્યો મહારાજના સતત ત્રાસમાથી પોતાના દેશને મુક્ત કરવા માટે આદિલશાહના વજીર અબ્દુલ મહમદે મહારાજ સાથે તહનામુ કર્યું અને તેમને પ્રતિવર્ષે ત્રણ લાખ હોન ખડણી આપવાનુ પુન કબૂલ કર્યું [1] મહારાજે કોઈ પણ નિમિત્ત કહાડી આદિલશાહી પ્રાતમા તોફાન મચાવવુ નહિ એવો ઠરાવ કરવામા આવ્યો વજીરે આ તહનામુ પણ ગુપ્તરીતે કર્યું હતું, કારણ કે હિંદુરાજા સાથે તહનામુ કરી તેને ખડણી ભરવાથી મુસલમાની બાદશાહીનુ ગૌરવ ઓછુ થયુ જાણી દરબારના અમીરઉમરાવો ગડબડ મચાવે તેમ હતું, પરંતુ ખુદ આદિલશાહે એ તહનામા તરફ પસંદગી બતાવી વિજાપુરદરબારમા મહારાજનો વકીલ રાખ્યો મહારાજે શામજીનાયક પાડેને વકીલ નિમી વિજાપુર તરફ રવાના કર્યો

આદિલશાહ સાથે તહનામુ થવાથી તેના રાજ્યમા સ્વારીઓ કરવાનુ બંધ થયુ. એટલે મહારાજ કુતુબશાહના પ્રાત તરફ વળ્યા અને તેના રાજ્યમા વારવાર સ્વારીઓ કરી તે દેશ લૂટી વિધ્વંસ કરવા લાગ્યા એ બાદશાહ મહારાજનો પરાજય કરવા તદ્દન અશક્ત હતો વળી મહારાજને મોગલોની સહાયતા હોવાનુ જાણી તેમની સાથે યુદ્ધ કરવા તેની હિંમત ચાલતી નહિ પોતાના દેશની પાયમાલી થતી અટકાવવા માટે શાહને મહારાજ સાથે સામોપચારથી વર્તવાની ફરજ પડી તેમના દિવાન માદણ્ણા અને આકણ્ણાએ પણ તેમને એવીજ શરતે વર્તવાની સલાહ આપી. હિંદુ દિવાનોને મધ્યસ્થ રાખી કુતુબશાહે મહારાજ સાથે સંધિ કરી તેમા એવુ ઠર્યું કે –'શાહે મહારાજને પ્રતિવર્ષે પાચ લાખ રૂપિયા ખડણી આપવી ઉભય પક્ષે પરસ્પર સાથે સ્નેહભાવે વર્તવુ અને બન્નેના વકીલ બન્ને દરબારમા રહે 'એ ઠરાવ પ્રમાણે મહારાજે નિરાજીરાવ નામક વકીલને કુતુબશાહના દરબારમા મોકલ્યો.

એ પ્રમાણે બન્ને બાદશાહી ઉપર વિજય મેળવી, તેમની પાસે વાર્ષિક ખડણી ઠરાવ્યા પછી મહારાજની દૃષ્ટિ કોકણપટ્ટી તરફ ગઇ ત્યા હજુ ફિરંગી અને સીદીની સત્તા પ્રવર્તતી હતી, તેમની સત્તા નિર્મૂળ કરી સમસ્ત કોકણ પ્રાતપર પોતાની નિર્વિઘ સત્તા ચલાવવાનો તેમનો હેતુ હતો મહારાજે ગોવા ઉપર એકાએક હુમલો કરી ત્યાના ફિરંગીઓને હાકી કાઢવાનો સંકલ્પ કર્યો, પરંતુ તેમા સફળતા મળી નહિ, એમ જણાય છે ફિરંગીઓ સાથે મહારાજને યુદ્ધ થયુ હતુ, તેનું વર્ણન કોઇપણ સ્થળેથી મળતું નથી. એ ઉપરથી અનુમાન થાય છે કે, તેઓ વચ્ચે યુદ્ધ થયુજ નથી મહારાજે સીદીના તાબાનો જંજીરા કિલ્લો હસ્તગત કરવાનો પુન. એકવાર પ્રબળ પ્રયત્ન કર્યો, તેમા પણ તેમને વિજય મળ્યો નહિ. કહેવામા આવે છે કે –'એ વખતે સીદી તદ્દન નિર્બળ થઈ જવાથી તેણે મુબઇના અગ્રેજ વ્યાપારીઓની મદદ માગી હતી.' આ વખતે મહારાજના બન્ને સંકલ્પ અપૂર્ણ રહ્યા

[1] કેટલાક બખરકારો લખે છે કે, સાતલાખ હોન ખડણી ભરવામા આવતી હતી. વિજાપુરસરકારે એ ખડણી ભરવાનો બીજી વખત ઠરાવ કર્યો હતો

આદિલશાહ, કુતુબશાહ અને મોગલબાદશાહ સાથે તહનામા થવાથી સર્વત્ર શાંતિ થઇ અને શિવાજીમહારાજને એક બે વર્ષ સુધી થોડીક વિશ્રાંતિ મળી. વિશ્રાંતિના સમયમા તેમણે સંપાદન કરેલા રાજ્યની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરી એ વ્યવસ્થાનુ વર્ણન આગળ એક સ્વતંત્ર પ્રકરણમા લખવામા આવશે [1] આ સ્થળે પૂર્વકથાનકને અનુસરતું વર્ણનજ નિવેદન કરવામા આવે છે

કોઇ પણ પ્રાંતપર સ્વારી કરવાની સગવડ નહિ હોવાથી મહારાજ આ સમયે સ્વસ્થ થયા હતા તેપરથી ઘણા મનુષ્યોએ ધાર્યું કે —'મહારાજના ઉદ્દેશ પ્રમાણે તેમને સ્વરાજ્ય પ્રાપ્ત થયુ તેમની ઇચ્છા તૃપ્ત થઇ હવે તેઓ સંપાદન કરેલા રાજ્યનો બંદોબસ્ત રાખી સ્વસ્થ રહેશે મોગલો સાથે યુદ્ધ કરવાની તેમની ઇચ્છા હોત તો તેઓ સાથે પુનઃ સંધિ કરી તેમના તાબેદાર થઈ રહેત નહિ હવે પછી તેઓ મોગલસુબેદારોને નજરાણા અર્પણ કરી તેમને ખુશી રાખી તેમની સલાહ પ્રમાણે વર્તશે અને ઘણુ તો પોતે સંપાદન કરેલી ધન—સંપત્તિ થોડાક દિવસ સાચવી રાખશે ' પરતુ મહારાજના ભવિષ્યના વર્તનથી એવી કલ્પના કરનાર મનુષ્યોની મોટી ભૂલ હતી, એ સ્પષ્ટ જણાઇ આવે છે મોગલો સાથે યુદ્ધ કરવા જેવી તેમની સાપ્રત સ્થિતિ નહોતી, એ મહારાજ સારી પેઠે જાણતા હતા, તેથીજ તેમની સાથે મિત્રભાવે વર્તવાનુ તેમણે યોગ્ય ધાર્યું હતુ અસ્તુ વિજાપુરસરકાર અને ભાગાનગરસરકાર સાથે થયેલા તહનામાનો ભંગ કરી તેમના રાજ્યમા તોફાન મચાવવાથી તે બન્ને બાદશાહ એકત્ર થઈ જઈ મહારાજ સાથે સંગ્રામ કરવા તૈયાર થાય, એ પણ તેઓ જાણતા હતા, કારણ કે વિજાપુરસરકારે મોગલો સાથે યુદ્ધ કર્યું તેમા કુતુબશાહની સહાયતાવડે આદિલશાહે મોગલોના સરદારોનો પરાજય કર્યો, એ બનાવ તાજોજ હતો, તેથી તેઓ પુનરપિ એકસંપ કરે, એ સંભવિત હતુ હમણા મોગલોના આશ્રયમા રહેવાનુજ મહારાજને ઇષ્ટપ્રદ જણાયુ હતુ બન્ને બાદશાહ જોડે યુદ્ધ કરવા તૈયાર થતા મોગલ સુબેદારો તેમને સહાયતા કરે, એમ પણ નહોતુ, કારણ કે મોગલો સાથે વિજાપુરસરકારે તહનામુ કર્યું હતુ તેમજ મુસલમાની બાદશાહી પાયમાલ કરવા તૈયાર થતા તે કાર્યને ઔરંગઝેબ જેવો ચુસ્ત સ્વધર્માભિમાની બાદશાહ સહાય કરે, એવો પણ સંભવ નહોતો દીર્ઘદર્શી શિવાજીમહારાજે આસપાસના સર્વ વિચારો કરી સાપ્રત મોગલોની સલાહ પ્રમાણે વર્તવાનો અને કુતુબશાહી તથા આદિલશાહી ધીમે ધીમે નિર્બળ કરવાનો વિચાર કર્યો દક્ષિણની એ બન્ને બાદશાહી પાયમાલ કરી તે પ્રાતમા પોતાની સત્તા સ્થાપવાની ઔરંગઝેબની ઘણા દિવસથી ઇચ્છા હતી તે કાર્યોની સિદ્ધિ માટે ઔરંગઝેબે આજપર્યંત ઘણા પ્રયત્નો પણ કર્યા હતા મહારાજનો પણ એજ ઉદ્દેશ હતો એક ભક્ષ્ય પ્રાપ્ત કરવા માટે બે સિંહ તલપી રહ્યા હોય, ત્યારે જે સિંહ બાલ્યાવસ્થા ભોગવતો હોય તેણે બીજા હૃષ્ટપુષ્ટ સિંહ સાથે સ્પર્ધા કરવી, એ અવિચારી કૃત્ય હોવા સાથે બાળક સિંહને ધારેલુ ભક્ષ્ય નહિ મળતા પોતાની પાસે જે કાઇ થોડુ ઘણું ભક્ષ્ય હોય તે પણ ગુમાવી દેવા જેવુ થાય છે; એ નીતિવાક્ય

૧ ચોવીસમુ પ્રકરણ જુઓ.

મહારાજ સારી પેઠે સમજતા હતા તેથીજ પોતાના સ્નાયુ, દાઢ તથા નખ સુદઢ થતાસુધી મોટા સિંહ સાથે સ્નેહભાવ રાખી તેની ઈચ્છા પ્રમાણે જે થોડુ ઘણું ભક્ષ્ય મળે તેનોજ ઉપભોગ કરવો, અને હૃષ્ટપુષ્ટ થયેલો સિંહ સૃષ્ટિના નિયમ પ્રમાણે અશક્ત અને કૃશ થઈ જાય ત્યારે તેણે મેળવેલુ સર્વ ભક્ષ્ય તેમજ તેનું પૂર્વનુ સંગ્રહ કરેલુ ભક્ષ્ય હોય તે ધીમે ધીમે પોતાના તાબામા લેવાની નીતિ પણ મહારાજના લક્ષ્યમા હતી મહારાજની એ ધારણા ઉચિતજ હતી, તેમજ તે સિદ્ધ થવા જેવા કંઈક ચિન્હો પણ જણાતા હતા મોગલો સાથે મૈત્રી થવાથી કુતુબશાહ અને આદિલશાહપર મહારાજનો સખ્ત કરપ બેઠો હતો તેઓ મહારાજને ઉપર લખવા પ્રમાણે ખંડણી આપતા હતા

પરંતુ શિવાજીમહારાજનો મોગલો સાથે થયેલો સ્નેહભાવ વિશેષ દિવસ ટક્યો નહિ વહેમી મોગલબાદશાહને એવી ભ્રમણા થઈ કે –' શિવાજી મહારાજે આપણને માત્ર ઉપર ઉપરથી નમ્રતા બતાવી મૈત્રી બાધી છે શાહજાદાને અને યશવંતસિંહને અનેક પ્રકારની લાલચો આપી તેઓ આપણા ઉપર હુમલો કરશે ' બાદશાહને એવો સંશય આવતાજ તેમણે શાહજાદાને આજ્ઞા ફરમાવી કે –' શિવાજીમહારાજ સાથે એટલો બધો ગાઢો સંબંધ રાખવો યોગ્ય નથી તેઓ વિશેષ બળવાન થતા જાય છે દક્ષિણની બન્ને મુસલમાની બાદશાહી ઉપર તેમની દૃષ્ટિ હોવાથી તેઓ તેને પોતાના તાબામા લેવાનો ઉદ્યોગ કરે છે તે હસ્તગત કરી પ્રબળ થયા પછી તેઓ આપણી બાદશાહી ઉપર પણ હુમલો કરશે તે સમયે તેમને પૂરા પડવાનુ આપણને કઠિન થઇ પડશે બન્ને મુસલમાની બાદશાહીના જે કોટ, કિલ્લા અને પ્રાંત તેમણે આપણી સહાયતાવડે પ્રાપ્ત કર્યા છે તેની ઉપજ આપણા દરબારમા જમા કરાવવી જોઇએ, તેને બદલે શિવાજીમહારાજ પોતાનાજ ઉપભોગમા લે છે એ ઉચિત નથી તેમની સાથે થયેલા તહનામાનો ભંગ કરી તેમને અર્પણ કરેલા કિલ્લા અને પ્રાંત પાછા લેવા આપણી સહાયતામાટે તેમનુ જે લશ્કર આપણા રાજ્યમા છે તેને પાછુ મોકલી દેવુ, કિંવા બને તો તેનો નાશ કરવો. પ્રતાપરાવ ગુજર, શિવાજીમહારાજ અને બીજા મોટા મોટા સરદારોને તરતજ કેદ કરવા મારી આજ્ઞા પ્રમાણે નહિ વર્તો તો હું તમારા ઉપર ઘણોજ ગુસ્સે થઇશ '[1] શાહજાદાના ગુપ્ત બાતમીદારોએ બાદશાહનો ખરિતો દિલ્હીથી રવાના થયાના સમાચાર તેને જણાવ્યા તેજ ક્ષણે તેમણે પ્રતાપરાવ ગુજરને એ હકીકત કહી અને તેમને સાથી સત્વર ચાલ્યા જવાની ભલામણ કરી પ્રતાપરાવ ગુજર પોતાના સ્વારોસહિત, મહારાજના ઔરંગાબાદમા રહેલા વકીલ નિરાજી રામજીને

૧ ખુફેખા લખે છે કે, બાદશાહે સંભાજીને આપેલી જાગીર બેનુ બહાનુ કાઢી પાછી લીધી કે, શિવાજીમહારાજને દિલ્હી જતી વખતે એક લાખ રૂપિયા ખર્ચ માટે આપ્યા હતા, તેના બદલામા એ જાગીર ખાલસા કરવાની અમે આજ્ઞા ફરમાવી છે મોગલોએ એ જાગીર પાછી લીધાના સમાચાર જાણુતાજ મહારાજે પ્રતાપરાવ ગુજરને પોતાના લશ્કરસહિત પાછા બોલાવી લીધા અને તેમના જે મનુષ્યો વરાડ પ્રાંતની જાગીરમા હતા તેઓ મળ્યો તેટલો માલ લૂટી સ્વરાજમા પાછા ફર્યા

લઇ રાતોરાત મોગલોની છાવણીનો ત્યાગ કરી ઔરંગાબાદથી નીકળી પુને આવી પહોચ્યો બાદશાહનો હુકમ મળતાજ શાહજાદાએ પોતાની સલાહથી મરાઠાઓને નસાડી મૂકવાનો પોતા ઉપર વહેમ ન આવે તે માટે નાસી જતા મરાઠાઓને પકડવા પોતાના સિપાઇઓ દોડાવ્યા, પરંતુ સિપાઇઓ કોઇ પણ મરાઠાને પકડી શક્યા નહિ, તેથી ઔરંગાબાદ પાછા આવ્યા શાહજાદાએ બાદશાહી આજ્ઞાનો ઉત્તર લખ્યો કે –' મરાઠાઓ નાલાયક છે, જૂઠા છે અને પ્રપંચી છે આપની આજ્ઞા મળતા પહેલાજ તેઓ મારા તાબામાથી નાસી ગયા છે તેથી તેમને પકડી કેદ કરવાનું બન્યુ નથી ' આ સમાચાર બાદશાહે જાણ્યા એટલે તરતજ તેણે શાહજાદાને મદદ કરવાને માટે બીજી ચઢાઇઓ બંધ કરાવીને દિલેરખાન અને દાઉદખાન નામના બે સરદારોને મોકલ્યા, તેમજ ઉત્તરમાથી પણ કેટલાક સરદારોને મોકલ્યા.

પ્રતાપરાવગુજર સર્વ લશ્કર, સરસામાન તથા શાહજાદાએ ગુપ્તરીતે અર્પણ કરેલુ પુષ્કળ નજરાણુ લઇ, સુરક્ષિતપણે પાછો આવ્યો, એ સમાચાર મળતાજ મહારાજને અતિશય આનંદ થયો મોગલો સાથે થયેલો તહનામાનો એકાએક ભંગ થવાથી મહારાજને દિલગીરી થઇ નહિ; કારણ કે સ્વસ્થ બેસી રહેવાનુ તેમને હવે ઉચિત જણાતું નહોતું બે વર્ષ સુધી સ્વસ્થ રહી રાજ્યની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરી હતી અને તે દરમ્યાન શાંતિથી પોતાના લશ્કરનુ પોષણ થવાથી તેમને સંતોષ થયો હતો





# प्रकरण २१ मुं–मोगलोना प्रांतमां पुनः स्वारी

મોગલો સાથે થયેલા તહનામાનો ભંગ થયો ત્યારે મહારાજે પુન તેમને પોતાનું ઉગ્ર સ્વરૂપ બતાવવાની શરૂઆત કરી તેમણે તેમના પ્રાંતમાં જ્યાં ત્યાં તોફાન કરવા માંડ્યું એ સમયે તેમના લશ્કરે એવું વિલક્ષણ શૌર્ય અને તેજ બતાવ્યું કે તેવું પૂર્વે કદિ પણ બતાવ્યું નહોતું એમ કહી શકાશે. મહારાજે પ્રથમ શત્રુના તાબાના સિંહગઢ અને પુરંદર કિલ્લા કબજે લેવાનો નિશ્ચય કર્યો એ કિલ્લા શત્રુના તાબામાં હોવાથી પુના, ચાકણ વગેરે પ્રાંતમાં નિર્ભય-પણે આવજા કરવાની તેમને વિશેષ અડચણ પડતી હતી તેમનાપર જયસિંહ રાજાએ નીમેલા રાજપૂત સૈનિકો સર્વદા સાવચેત રહી કિલ્લાઓનું રક્ષણ કરવામાં દક્ષ હતા મહારાજે પ્રથમ સિંહગઢ કબજે કરવાનો વિચાર કર્યો.[1] ઉદયભાનુ નામક એક શૂરવીર અને બળવાન સરદાર એ કિલ્લાપર સેનાપતિ હતો એ સર-દાર મોગલો સાથે પ્રમાણિકપણે વર્તતો હોવાથી કોઇપણ રીતે મહારાજના પક્ષમાં આવે તેમ નહોતું તેના તાબાના રાજપૂત સૈનિકો પણ શૂરવીર અને પ્રચંડ યોદ્ધા સમાન હતા; તેથી મહારાજ એ અભેદ્ય ગઢ તાબે કરવાની યુક્તિ શોધવા લાગ્યા એ સમયે તાનાજી માલુસરેએ[2] મહારાજને કહ્યું કે, મારી સાથે નાના-

---

૧ પોવાડામાં લખ્યું છે કે, જીજાબાઈના આગ્રહને લીધેજ મહારાજે એ કિલ્લો તાબે કરવાનો સંકલ્પ કર્યો હતો એક દિવસ મહારાજ અને જીજાબાઈ સોગટાબાજી રમતા હતાં તેમાં મહારાજ ઉપર દાવ આવ્યો અને તેના બદલામાં તેમણે મહારાજ પાસે સિંહગઢની માગણી કરી આ કિલ્લો હસ્તગત કરવાનું કાર્ય તાનાજી માલુસરેને સુપ્રત કરવામાં આવ્યું આ વખતે તાનાજી પોતાના પુત્ર રાયબાના લગ્ન માટે પોતાને વતન ગયો હતો. તેને તેના માવળાઓ લઈને તાબડતોબ પાછા ફરવાનો મહારાજે હુકમ ફરમાવ્યો. આ હુકમ મળતાજ તે શૂરવીર યોદ્ધો લગ્ન સમારંભ મુલ્તવી રાખી તરતજ મહારાજ પાસે રાયગઢ આવ્યો

૨ બખરમાં લખ્યું છે કે, તાનાજી શરીરે અતિશય બળવાન, હૃષ્ટપુષ્ટ અને લાંબો પહોળો હતો તેનું સ્વરૂપ ભયાનક જણાતું હતું તેના વાળ પીળા અને નેત્રો લાલ હતા. તેની દાઢી છાતી સુધી લાંબી હતી તેનામાં હાથી જેટલું બળ હતું. હાથીને અંકુશ-વડે તેજ સ્થળે ઉભો રાખતો, એટલો પ્રચંડ બળવાન હતો સમરાંગણમાં તેના સામું કોઇ ટકી શકતું નહોતું. મહારાજના લશ્કરમાં તેના જેવો બીજો કોઈ બળવાન પુરૂષ નહોતો; નિશાન મારવામાં, ઘોડે બેસવામાં, તલવારના પટા રમવામાં, અને કૂદવામાં કુશળ હતો. તેમજ સર્વ શસ્ત્રવિદ્યામાં પ્રવીણ હતો.

બાઇ સૂર્યાજીને મોકલો અને મારી ઇચ્છામા આવે તેવા એક હજાર માવળી યોદ્ધા આપો. એ કિલ્લો હું હસ્તગત કરી લઇશ[1] મહારાજે તેની માગણી સ્વીકારી

સિહગઢનો કિલ્લો સિહાદ્રિની પૂર્વ દિશામા છે પુરદરના કિલ્લાની ટેકરીઓ એ કિલ્લાને લગતીજ છે કિલ્લાપર જવાનો માર્ગ ઉચો અને સાકડા ચઢાવવાળો છે. ચઢાવનુ સ્થળ પૂર્વપશ્ચિમ દિશામા છે ઉત્તર તથા દક્ષિણ તરફથી જોતા કિલ્લો એકાદ વિશાળ ખડકાળ પર્વત જેવો જણાય છે તે પર ચઢવાનો માર્ગ સીધો અર્ધા મૈલ જેટલો છે, એટલે ઉચે ચડ્યા પછી ચાળીશ ફૂટ ઉચો, કાળા રગના ખડકના પ્રચડ ચઢાવ આવે છે એ ભવ્ય ચઢાવ ઉપર પથ્થરનો મજબૂત કોટ બાધી તે પર મોટા બુરજ બાધ્યા છે કિલ્લો ત્રિકોણાકાર છે અદરનો ઘેરાવો આશરે બે મૈલ જેટલો છે જોનારને એવુજ લાગે છે કે, દરવાજા સિવાય કિલ્લામા પ્રવેશ કરવાનો બીજો માર્ગજ નથી કિલ્લા ઉપરથી પૂર્વમા જોતા નીરા નદીનો સાકડો પણ સુદર જળપ્રવાહ દૃષ્ટિએ પડે છે ઉત્તરમા વિસ્તીર્ણ મેદાન-પ્રદેશ અને પુના શહેર જણાય છે દક્ષિણ તથા પશ્ચિમમા પર્વતના સુદર ઉચ્ચ શૃગો ગગનમડળને ચુબન કરતા હોય એમ જણાય છે એજ દિશામા રાય-ગઢનો કિલ્લો છે

એ કિલ્લો હસ્તગત કરવાની પ્રતિજ્ઞા કરીને તાનાજી માલુસરે એક હજાર માવળી યોદ્ધા સહિત રાયગઢથી નીકળ્યો સર્વ માવળા એક સાથે સિહગઢ તરફ ગયા નહિ પણ રાત્રિના અધકારમા ડુગરા અને કોતરોને જૂદે જૂદે માર્ગે થઇને તેઓ એક સ્થળે ભેગા થયા આજે માઘ માસની કૃષ્ણાષ્ટમીનો દિવસ હતો સર્વ માવળા એકત્ર થયા પછી તેમાના અર્ધા મનુષ્યોને તાનાજીએ થોડે વેગળે ઉભા રહેવાની અને સકેત થતાજ તેઓએ આગળ ધસી આવવાની આજ્ઞા ફરમાવી. બાકીના માવળાઓને કિલ્લાના કોટ પાસે લઇ જઇ ચુપચુપ ઉભા રાખ્યા ગઢ ઉપરના રખેવાળોએ કોટના જે વિભાગ તરફ શત્રુનો પ્રવેશ થવાનો સભવ નહોતો તે સ્થળે મજબૂત બદોબસ્ત રાખ્યો નહોતો એ જોઈ તાનાજીએ એક માવળાને પાટલાઘોની મદદથી કોટ ઉપર ચઢાવી ખડક સાથે ગાઠોવાળુ એક દોરડુ બધાવ્યુ એ દોરડા મારફતે ત્રણસો માવળા કોટ ઉપર ચઢાવ્યા[2] તેઓ કોટમા ઉતરી આમતેમ લપાઇ સતાઇ રહ્યા, એટલામા તેમના પગલા સભળા-વાથી તેઓ ચઢતા હતા ત્યા કિલ્લાના રખેવાળો આવી પહોચ્યા તેમાનો એક રખેવાળ અધીરો થઇ તપાસ કરવા આવ્યો એક માવળાએ તેને તીર મારી ત્યાને ત્યાજ પૂરો કરી નાખ્યો એ જોઇ કિલ્લાપરના રખેવાળોમા ગડબડ થઇ રહી. તેઓ પોતપોતાના શસ્ત્ર લેવા દોડ્યા તેમને ગભરાયલા જોઇ તાનાજીએ એજ સમયે હુમલો કરવાની યોગ્ય સધિ જાણી પોતાની સાથે કોટપર ચઢેલા મનુષ્યોસહિત રખેવાળોપર હુમલો કર્યો જે દિશામા ગડબડાટ થતો હતો તે દિશામા માવળા-ઓએ તીરનો વરસાદ વર્ષાવ્યો રખેવાળોએ મશાલો સળગાવી અજવાળુ કર્યું

૧ પોવાડામા લખ્યુ છે કે, બાર હજાર સૈનિકો સાથે તાનાજી કિલ્લા નજીક ગયો હતો.
૨ પોવાડામા લખ્યુ છે કે કોટ ઉપર ચડયા પછી દોરડુ તૂટી ગયુ હતુ.

ત્યારે તેમણે પોતાના પર હુમલો કરનાર દુશ્મનોને ઓળખ્યા. તેમને જોઇ સર્વ ગભરાયા કેટલાકને તો પોતાના શસ્ત્રો લેવાનો અવકાશ પણ મળ્યો નહિ. બન્ને પક્ષના યોદ્ધાઓ વચ્ચે તત્કાળ યુદ્ધ થયુ ઉભય પક્ષના સૈનિકો જુસ્સાભેર લડવા લાગ્યા માવળાઓ કરતા કિલ્લાની અદરના મનુષ્યોની સખ્યા ઘણી મોટી હતી; તેમ છતા તાનાજીના યુદ્ધકુશળ યોદ્ધાઓ પાછા નહિ હટતા અતિ શૌર્યપૂર્વક રાજપૂતો સાથે લડ્યા અને તેમને મારી નાખવા લાગ્યા કિલ્લાપરના લશ્કરનો પરાજય થવાના ચિન્હ જણાયા, એટલામા ઉદયભાનુ અને તાનાજીની એક દૃષ્ટિ થતા બન્ને વચ્ચે દ્વદ્વયુદ્ધ જામ્યુ બન્ને શૂરવીર, બળવાન અને યુદ્ધકુશળ પ્રચડ યોદ્ધા હતા તેઓ વચ્ચે ઘણા વખત સુધી યુદ્ધ થયુ બન્નેને ઘણા ઘા વાગ્યા અતે એકબીજાના ઘાથી બન્નેએ એકી સમયે સમરભૂમિમા પ્રાણત્યાગ કર્યો પોતાનો મુખ્ય સરદાર યુદ્ધમા મરણ પામવાથી શત્રુની વિશેષ સખ્યા આગળ વિજય મેળવી શકાશે નહિ એમ જાણીને માવળા સૈનિકો પાછા હઠ્યા. તેઓ જે માર્ગે કોટપર ચડયા હતા તેજ માર્ગે પાછા જવા લાગ્યા કોટ બહાર ઉભેલો તાનાજીનો નાનો ભાઇ સૂર્યાજી, કિલ્લામા બનતો બનાવ જોવાને પોતાના મનુષ્યોસહિત કોટ ઉપર ચડયો હતો તેણે પોતાના બધુને યુદ્ધભૂમિ ઉપર પડેલો જોઇ અને માવળાઓને નાસભાગ કરતા જોઇ તેમને કહ્યુ કે—" તમારા પિતાનુ મુડદુ ઢેડ લોકો ઉચકી લઈ જાય એ તમારામાથી કોને પસદ પડશે વારૂ ? કોટ બહાર નાસી જવાની આશા રાખશો નહિ દોરડુ મે ક્યારનુએ કાપી નાખ્યુ છે તમે શિવાજી મહારાજના પ્રમાણિક અને શૂરવીર સિપાઇ છો એ બતાવી આપવાનો આજ સમય છે મૃત્યુની ભીતિ રાખી રણભૂમિમાથી નાસી જઇ શત્રુને પીઠ બતાવવી એ સાચા વીર પુરુષને શોભતુ નથી ચાલો વીર પુરુષો ! પાછા ફરો અને શત્રુને તમારૂં શૌર્ય બતાવો " સૂર્યાજીનુ વીરોત્સાહ પ્રદીપ્ત કરનારૂ સંભાષણ સાભળીને અને સૂર્યાજી જેવા પોતાના નવીન જુસ્સાદાર વીર આગેવાનને સન્મુખ આવેલો જોઇને સર્વ માવળાઓના હૃદયમા નવો જુસ્સો ઉત્પન્ન થયો. તેઓની નસેનસમા વીરરક્ત ઉછળવા લાગ્યુ તેમના શરીરમા શિવાજી મહારાજ પ્રત્યેનુ અભિમાન પુન જાગૃત થયુ અને પોતાની સ્વદેશપ્રીતિનું પુનઃ સ્મરણ થયુ પોતાનો શૂરવીર અને પ્રિય સેનાપતિ રણમા પડેલો તેનું વૈર વાળવાની તેમનામા હિમત આવી તેઓ પુન જુસ્સાભેર હુમલો કરવા તૈયાર થયા માવળા લોકોના અતઃકરણમા એક વખત ક્રોધનો પવન ભરાયા પછી તેઓ પોતાના પ્રાણની દરકાર નહિ કરતા સન્મુખ આવેલા શત્રુઓ ગમે તેટલા પ્રબળ હોય તોપણ તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થતા, તેમા વળી એ તો તાનાજીએ ચૂંટી કાઢેલા માવળા યોદ્ધા હતા પછી પૂછવુજ શુ ? ' હર હર મહાદેવ ' ની ગગનભેદી ગર્જના કરી તેઓ શત્રુ ઉપર એકદમ તૂટી પડ્યા શત્રુઓનો પરાજય કરી તેઓએ કિલ્લો કબજે લીધો એ ઘોર સગ્રામમા આશરે ત્રણસો માવળા રણમા પંચત્વ પામ્યા. આશરે પાચસો રાજપૂત સિપાઇઓના મૃતદેહ સમરભૂમિપરથી મળ્યા અને થોડાક સૈનિકો સતાઈ રહ્યા હતા તેઓ શરણે આવ્યા તથા ઘણા રાજપૂત

સૈનિકોએ કોટ ઉપરથી ભૂસકા મારી પ્રાણત્યાગ કર્યા

યુદ્ધમા વિજય પ્રાપ્ત કરી ગઢ કબજે લેવાના આનદદાયક સમાચાર શિવાજી મહારાજને નિવેદન કરવા માટે પ્રથમથી કરી રાખેલા સકેત પ્રમાણે સૂર્યાજીએ ઘાસનુ એક ઝુપડુ સળગાવી દીધુ એ હુમલાનુ પરિણામ જોવાની મહારાજને ઉત્કઠા થઇ રહી હતી, તેથી ઝુપડાને આગ લાગેલી જોઇ તેમને અત્યત હર્ષ ઉત્પન્ન થયો, પરતુ એ જીવસટોસટના કાર્યમા પોતાના અત્યત પ્રમાણિક અને જીવજાન મિત્રના મરણસમાચાર સાભળ્યા ત્યારે તેમને અતિશય દિલગીરી થઇ. મહારાજે એ સમયે કહ્યુ હતુ કે, "ગઢ તાબામા આવ્યો પણ સિહ ગયો "[1] યુદ્ધમા જે માવળા સૈનિકોએ બહાદુરી બતાવી હતી તેમને મહારાજે ઇનામ આપ્યા પ્રત્યેકને ઇનામમા એક એક રૂપિયાની વિંટી આપી તેમના ઉપરિ અમલદારોને પણ તેમણે યોગ્યતા પ્રમાણે ઇનામ આપ્યા એ પ્રસગે સૂર્યાજીએ અપ્રતિમ પરાક્રમ અને શૂરવીરપણુ બતાવ્યુ હતુ તેથી તેના વખાણ કરી તેને સિહગઢ ઉપર મુખ્ય અધિકારી નીમ્યો

સિહગઢ તાબામા આવ્યા પછી પુરદરનો કિલ્લો જીતવામા વિલબ થયો નહિ. સિહગઢ જીત્યા પછી એક મહિને સૂર્યાજી પોતાના માવળા યોદ્ધાઓસહિત રાત્રિને સમયે એકાએક પુરદરના કિલ્લાપર ચઢાઈ લઇ ગયો તેણે કિલ્લાપરના સિપાઇઓને કાપી નાખી ત્યા મહારાજની ધ્વજા ફરકાવી સિહગઢ ઉપર માવળાઓએ છાપો મારીને પોતાના રાજપૂત બધુઓને કેવી રીતે પાયમાલ કર્યા હતા તેની એ કિલ્લાપરના રાજપૂતોને સારી પેઠે ખબર હતી માવળાના એ હુમલાથી તેઓ ગભરાઈ ગયા તેમનો સમુદાય મોટો હોવા છતા માવળા સાથે રણસગ્રામ કરવાની તેમનામા હિમત નહોતી, તેથી મહારાજના વિશેષ સિપાઇઓનો નાશ થયો નહિ. ત્યારબાદ કેટલાક દિવસો વીત્યા પછી મહારાજે ચાદોર શહેર ઉપર સ્વારી કરી અને બાદશાહનો ચાળીશ હજારનો ખજાનો લૂટી લીધો આ લૂટમા તેમને એક હાથી અને બાર ઘોડા પણ પ્રાપ્ત થયા હતા

પુરદરનો કિલ્લો હાથમા આવ્યા પછી મોગલોના તાબાનો માહુલીનો કિલ્લો સર કરવા માટે મહારાજે મોરોપતને મોકલ્યો તેણે એ કિલ્લાને ઘેરો ઘાલી તે પર એકદમ હુમલો કર્યો એ સમયે ઉભયપક્ષના સૈનિકો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. મોરોપતના એક હજાર માવળા સિપાઇઓ રણમા પડ્યા અને તેનો પરાજય થવાથી પાછુ હઠવુ પડ્યુ, છતા તે જરા પણ ગભરાયો નહિ, કિવા નિરાશ થયો નહિ તેણે જુસ્સાભેર કિલ્લાનો ઘેરો ચાલુ રાખ્યો કિલ્લામાના સિપાઇઓ પણ શૌર્યપૂર્વક કિલ્લાનુ રક્ષણ કરવા લાગ્યા મોરોપત પેશ્વાએ થોડીક વિશ્રાંતિ લીધા પછી પુન કિલ્લાપર હુમલો કર્યો, પરતુ આ વખતે પણ કિલ્લાપરના સૈનિકોએ તેને પાછો હઠાવ્યો એ વખત પાછુ હઠવુ પડ્યુ છતા મોરોપતના સૈનિકો નિરાશ થયા નહિ કિલ્લાપરના સૈનિકોને જુન્નરથી મદદ મળવાની આશા હતી, તેથી

૧ કેટલાક ઇતિહાસકર્તા લખે છે કે, અત્યારસુધી એ કિલ્લાનુ નામ કોઢાણા હતુ પરતુ મહારાજના એદોદ્ગારને લીધે તેનુ નામ સિહગઢ પડ્યું.

તેમણે છેવટ સુધી હિંમત રાખી. બે મહિના સુધી ઉભય પક્ષના સૈનિકો વચ્ચે યુદ્ધ ચાલ્યું બન્ને પક્ષના સૈનિકો અતિ શૌર્યથી યુદ્ધ કરતા હતા; પરંતુ અંતે શત્રુના સૈનિકો નિર્બળ થયા કિલ્લો પેશ્વાના તાબામા આવ્યો[1] ત્યાર પછી કર્નાળાનો કિલ્લો પણ મહારાજના સૈનિકોએ છાપો મારી સર કર્યો અને વર્ષાઋતુ શરૂ થતા પહેલા કલ્યાણ પ્રાંત પુન કબજે કર્યો લોહગઢ, શિવનેરી, ત્રિબક, રોહિડા, અહિવંત, રાવળાજાવળા, મકરંદગઢ વગેરે કેટલાક કિલ્લા હજુ સુધી મોગલોના તાબામા રહ્યા હતા તે મહારાજે છાપા મારી સર કર્યાં સન ૧૬૭૦ ના એપ્રિલ માસની આખર સુધીમા અહમદનગર, જુન્નર, પરેન્ડા વગેરેની આસપાસના મોગલોના ૫૧ ગામ મહારાજના માણસોએ લૂટી લીધા

જે વખતે મહારાજની સેનાએ આ પ્રવૃત્તિ શરૂ કરી હતી તે વખતે ખાનદેશમા દાઉદખાન હતો, તે પોતાની ઘોડેસ્વાર સેના લઇને અહમદનગર આવ્યો અને તેણે તેમના ઉપર સાત હજાર ઘોડેસ્વારની સેના રવાના કરી તે વખતે મહારાજની સેનાએ તે પ્રાંતના ત્રણ કિલ્લાને ઘેરો નાખેલો હતો તે તેને ઉઠાવી લેવો પડયો આ પ્રમાણે તેમને મોગલ સરદાર તરફથી હરકત આવી ખરી પણ ઔરંગાબાદમા મોઆઝિમ અને દિલેરખાન વચ્ચે કલહ શરૂ થઈ ચૂકયો હતો અને ઔરંગઝેબને પોતાના પુત્ર ઉપર સંશય આવેલો હોવાથી મોગલસેના તરફથી મહારાજને કંઇ ખાસ મુશ્કેલી પડી નહિ, અને તેથી પોતાની મરજી પ્રમાણે તેઓ મોગલ પ્રાંતમા તોફાન કરવા લાગ્યા[2]

આ અરસામા શિવાજી મહારાજે પોતાનુ કેટલુક સૈન્ય જંજીરાના સીદી ઉપર રવાના કરેલુ હતું તે સેનાએ તેના પ્રદેશમા એક સરખા હુમલા કરીને તેને હેરાન કરી નાખ્યો, ત્યારે તેણે મોગલોની મદદ માગી હોય એમ લાગે છે. કારણ કે સન ૧૬૬૯ મા ઔરંગઝેબે શિવાજી મહારાજને એક પત્ર લખીને જણાવ્યું હતું કે તેમણે સીદીને રસ્તે જવુ નહિ સુરતના અંગ્રેજ વ્યાપારીઓને આ પ્રસંગે સીદીએ એવુ લખી જણાવ્યુ હતું કે—" આખર સુધી કિલ્લાનો બચાવ કરવા માટે મરાઠાઓ સાથે યુદ્ધ ચાલુ રાખવાનો મે સંકલ્પ કરેલો છે; અને

૧ ગ્રુદેલા લખે છે કે, એ કિલ્લાને મહારાજે ઘેરો ઘાલ્યો હતો તેમા મનોહરદાસ નામક એક રાજપૂત સરદાર કિલ્લેદાર હતો તેને અન્નાદિ સામગ્રીની તંગી પડવાથી તે ગભરાયો, તેથી તેણેજ મહારાજને કહાવ્યુ કે, હું રાજપૂત છુ એકે એક મનુષ્યો રણમાં પ્રાણમુક્ત થશે ત્યાસુધી હું કિલ્લો છોડનાર નથી. મહારાજને એ કિલ્લાના ગુપ્તમાર્ગની ખબર હતી તેમાના એક માર્ગે થઇને મહારાજ કિલ્લાપર ચઢયા; પરંતુ શત્રુના સૈનિકો સાવધ હોવાથી તેઓ મહારાજના સૈન્ય ઉપર તૂટી પડયા ઝપાઝપીમા મહારાજના ઘણા સૈનિકો ઘાયલ થયા સૈનિકોની પાયમાલી થવાથી મહારાજને એકાએક ઘેરો ઉઠાવી લેવો પડયો, પરંતુ થોડા વખતમાજ તેમણે છાપો મારી કિલ્લો સર કર્યો

૨ આ વખતના સુરતના અંગ્રેજ વ્યાપારીઓ જણાવે છે કે, હવે શિવાજીમહારાજ ચોર પ્રમાણે છાપા મારતા નથી પણ પોતાની સાથે ત્રીસહજાર માણસની સેના લઇને ઉઘાડી રીતે મોગલોના પ્રાંત ઉપર સ્વારી કરે છે અને વિજય પ્રાપ્ત કરે છે બાદશાહનો શાહજાદો ઔરંગાબાદમા પડેલો છે તેની તેમને કશી પરવા હોય એમ લાગતું નથી.

છેવટે કિલ્લામા અનાજપાણી ખૂટવાથી જો પરાજયનો પ્રસગ આવશે તો કિલ્લો મોગલોને સ્વાધીન કરી દેવાનો મે નિર્ણય કરેલો છે" આ નિર્ણયની મહારાજને સપૂર્ણ ખબર હતી તે સિવાય જ્યારે જયસિહે વિજાપુરસરકાર ઉપર સ્વારી કરી ત્યારે પોતે વિજાપુર સરકારને તાબે છે એવુ કહેવડાવતા છતા જયસિહ રાજાએ આપેલી લાલચથી સીદીએ તેને મદદ કરી હતી પાછળથી જ્યારે પુરદર આગળ મહારાજને જયસિહ રાજા સાથે તહ થયો ત્યારે જજીરા પોતાને સ્વાધીન કરવો એવી શરત મહારાજે મૂકેલી હતી પણ તે તેણે માન્ય કરી ન હતી; તેથી જો આ જજીરાનો કિલ્લો મોગલોના તાબામા જશે તો પશ્ચિમ કિનારો પોતાના તાબામા બીન હરકતે આવશે નહિ અને આરમાર (નૌકાસૈન્ય) તૈયાર કરવામા પોતાનો જે ઉદ્દેશ છે તે સફળ થશે નહિ એમ મહારાજને લાગવાથી સીદીનો નાશ કરવાનો તેમણે દઢ સકલ્પ કરેલો હતો આથી સન ૧૬૭૦ મા મહારાજે જાતે જજીરાપર સ્વારી કરી અને ઘેરો નાખીને જમીનપરથી તોપોનો મારો શરૂ કર્યો ચોમાસુ શરૂ થવા છતા પણ તેમણે આ ઘેરો ઉઠાવ્યો નહોતો, અને તોપોનો મારો પણ ઓછો કર્યો નહોતો ચોમાસુ શરૂ થતા પહેલા કિલ્લો હસ્તગત કરવાનો સકલ્પ કર્યો હોવાથી મહારાજ પોતાનુ અપૂર્વ પરાક્રમ બતાવતા હતા કિલ્લાને ઘેરો નાખીનેજ તેઓ બેસી રહ્યા નહોતા તેમણે કિલ્લાના માલિક ફત્તેહખાનને મોટી રકમ અને જાગીર આપવાની લાલચ બતાવી કિલ્લો ત્યાગ કરવાનુ કહાવ્યુ હતુ ફત્તેહખાન આવી લાલચથી ભોળવાયો નહિ એટલુજ નહિ, પણ પોતાને આવી લાલચ બતાવી તે બદલ તેને મહારાજ ઉપર ગુસ્સો પણ આવ્યો, પરતુ મહારાજે તોપોનો મારો ચલાવ્યાથી ફત્તેહખાનનું ધૈર્ય ખૂટી ગયુ અતે તે મહારાજને શરણે આવી તેમના આશ્રયમા રહેવા કબૂલ થયો તેના હાથ નીચેના ત્રણ સરદારોને મહારાજપર વેર હતુ તે સરદારોને ફત્તેહખાનની યોજના પસદ પડી નહિ તેમને સ્વધર્મનુ વિશેષ અભિમાન હતુ હિદુ પર અને વિશેષત મરાઠાઓ પર તેમને અતિશય તિરસ્કાર હતો કાફરોને શરણે જઇ તેમના તાબેદાર થઇ રહેવુ એ તેમને બીલકુલ પસદ નહોતુ ફત્તેહખાન પરાજય પામી મહારાજને શરણે જવાથી તેઓ બચવા પામશે નહિ એવી તેમને બીક લાગી તેથી ગમે તે ઉપાયે ફત્તેહખાનની યોજના બધ પાડવાનો તેમણે નિશ્ચય કર્યો એ ત્રણે સરદારોએ પોતાના જાતિબધુઓ સાથે સલાહમસલત ચલાવી તેમની સહાયતાવડે ફત્તેહખાનને કેદ કર્યો અને કિલ્લો બચાવવાનુ કામ જુસ્સાભેર ચાલુ રાખ્યુ; તેમ છતા શિવાજી મહારાજ સમક્ષ ટકી શકાશે નહિ એમ જાણીને તેઓએ સુરત મુકામે મોગલસરકારને કહાવ્યુ કે —' આ પ્રસગે અમને જોઇએ તેટલી સહાયતા કરવાથી અને ભવિષ્યમા પ્રસગોપાત સહાયતા કરવાનુ અભિવચન આપવાથી વિજાપુરસરકારની તાબેદારીમાથી મુક્ત થઇ, અમારા તાબાના સૈનિકવહાણો સહિત અમે મોગલ બાદશાહની સેવા કરવા તૈયાર થઇશુ અને જજીરાનો કિલ્લો અમને મોગલ બાદશાહ તરફથી જાગીરમા મળ્યો છે એમ માનીશું.' મોગલસુબેદારને એ માગણી પસદ પડવાથી તેણે તે સબધી મોગલબાદશાહને

સલામણુ કરવાથી બાદશાહે તેમની અરજી મંજુર કરી ત્રણ સરદારમાંથી એકને કિલ્લાનો માલિક બનાવી તેમણે તેને 'યાકુતખાન' નો નવો ખિતાબ આપ્યો.[1]

સીદીને મોગલોની મજબૂત સહાયતા મળવાથી તેણે મહારાજના તોપોના મારાને ગણકાર્યો નહિ મહારાજે વિચાર્યું કે, એકજ કિલ્લાને ઘણા દિવસ ઘેરો નાખી બેસી રહેવુ અને બીજા મહત્ત્વના કાર્યો તરફ દુર્લક્ષ્ય કરવુ એ યોગ્ય નથી; એમ ધારી તેમણે પોતાનો સંકલ્પ અપૂર્ણ રહેવા દઈ ત્યાંથી છાવણી ઉઠાવી; અને ભવિષ્યમા અનુકૂળ સંધિ પ્રાપ્ત થતા સીદીનો મદ ઉતારવાનો નિશ્ચય કર્યો

સુરતના સુબેદારે સીદીને મદદ કર્યાથી મહારાજનો સિદ્ધ થવા જેવો ઉદ્દેશ અપૂર્ણ રહી ગયો તેથી તેના શહેર ઉપર પુનં એક વખત હુમલો કરી તેની નસ દબાવવાનો વિચાર કર્યો મહારાજે ચોમાસુ પૂરૂ થતા ન થતાજ પંદર હજાર ઘોડેસ્વાર સહિત તેના શહેર ઉપર અકસ્માત્ હુમલો કર્યો, પરંતુ એ અરસામા સુબેદારને કંઈક વ્યાધિ થવાથી તે મૃત્યુ પામ્યો હતો તેમજ શહેરના રક્ષણમાટે રાખેલા પુષ્કળ સૈનિકોને જયસિંહે કિંવા શાહજાદાએ પાછા બોલાવી લીધા હતા એ સ્થિતિ કા તો દૈવેચ્છાથી કે કા તો શિવાજી મહારાજના સુભાગ્યેજ થઇ હતી ગમે તેમ હો, પણ મહારાજ સુરત શહેર પુનં લૂટી શકયા કિલ્લો સર[2] કરીને તેમા પોતાના થોડાક સૈનિકો રાખી તેઓએ નિશ્ચિંત જીવે ત્રણ દિવસ સુધી સુરત શહેર લૂટયુ

સુરત શહેર ઉપર મહારાજ હુમલો કરવાના છે એવો ભય ગુજરાતના મોગલ સુબેદારને લાગવાથી તેણે યુદ્ધની તૈયારી શરૂ કરી તેણે વિજાપુરસરકારને પોતાની કુમકે બાર હજારની સેના મોકલવાનું લખી જણાવ્યુ તેજ પ્રમાણે મુંબઇના અંગ્રેજ વ્યાપારીઓ પાસે તેણે દારૂગોળાની માગણી કરી, પરંતુ આ સર્વ તૈયારી સંપૂર્ણ થાય તે પહેલાજ તા ૩ ઑકટોબર સને ૧૬૭૦ મા મહારાજે સુરતપર હલ્લો કર્યો સપ્ટેમ્બર મહિનાથી મહારાજ કલ્યાણ આગળ પોતાના સૈન્યનો જમાવ કરે છે અને ગુજરાત ઉપર તેમની સ્વારી થવાની છે એવા સમાચાર અંગ્રેજ વ્યાપારીઓને પ્રથમથીજ મળી ચૂકયા હતા સૌથી પ્રથમ તેમનો હલ્લો સુરત ઉપરજ થશે એવી તેમની ખાત્રી હોવાથી અંગ્રેજ, ફ્રેંચ, ડચ. વગેરે વ્યાપારીઓએ પોતાની વખારમાનો સઘળો માલ ત્યાંથી દશબાર માઇલને અંતરે આવેલા એક સ્વાલી નામના બેટમા લઇ જઇને ભર્યો, અને લાકડાના મોટા મોટા તકતાઓની દિવાલ કરીને તે ઉપર તોપો ગોઠવી. તેમજ સુરતમા પોતાની વખારનો નાશ થાય નહિ તેટલામાટે અંગ્રેજોએ તેના રક્ષણ માટે પોતાના કેટલાક માણસોને પણ ત્યા ગોઠવી દીધા શહેરમાના મોટા મોટા વ્યાપારીઓ અને અમલદારો નાસી ગયા આ સમયે બાદ-

૧ પ્રો સરકાર જણાવે છે કે, આ ત્રણ સરદારોમાથી એકનુ નામ સીદીસંબળ હતુ તેને મોગલ આરમારનો સેનાપતિ નિમીને ત્રણ લાખની જાગીર કરી આપી હતી અને સીદી કાસીમ તેમજ સીદી ખૈરાતને જંજીરા અને તેની આજુબાજુની વ્યવસ્થા કરવાનુ કામ સોંપ્યું હતુ, આ રીતે સીદીનું સઘળુ આરમાર મોગલોના તાબામા ગયુ

૨ તે સમયનો અંગ્રેજ પ્રવાસી ડૉ. ફ્રિયર લખે છે કે, મહારાજે સુરંગ ફોડીને એ કિલ્લો તોડી પાડવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ મોગલ લશ્કરે તેમને ત્યાંથી હાંકી કાઢ્યા હતા.

શાહ ઔરંગઝેબની આજ્ઞાથી સુરત શહેરને કિલ્લાબંદી કરવામા આવી હતી; પરંતુ તેના રક્ષણ માટે શહેરમા આ સમયે મોગલ સૈન્યના માત્ર ત્રણસો સૈનિકો હતા તેથી તેઓ મહારાજના સૈન્ય આગળ ટકી શકયા નહિ અને કિલ્લામાથી નાસી છૂટયા મહારાજનુ સૈન્ય કિલ્લામા દાખલ થયુ શહેરના દરેક મકાન ઉપર ચોકીઓ ગોઠવીને તેમાનો માલ લૂટવામા આવ્યો, પરંતુ અંગ્રેજ, ફ્રેચ, અને ડચ લોકોની વખારોને તેમણે કશુજ નુકશાન કર્યું નહિ અંગ્રેજોની વખારના રક્ષણને માટે મૂકેલા માણસોએ મહારાજના સૈન્ય ઉપર તોપો અને બંદુકોનો મારો ચલાવ્યો હતો, તેથી તેમના થોડાક માણસો મરાયા હતા, તેથી ત્રીજે દિવસે જ્યારે તેઓ અંગ્રેજોની વખાર ઉપર હુમલો કરવાને ગયા ત્યારે અંગ્રેજો તરફથી બે માણસો નજરાણુ લઇને શહેર બહાર જ્યા શિવાજી મહારાજનો તંબુ નાખેલો હતો ત્યા ગયા અને સ્નેહભાવથી વાતચીત કરી ત્યારે મહારાજે તેમને આશ્વાસન આપ્યુ અને કહ્યુ કે અંગ્રેજ મારા દોસ્ત છે હું તેમનુ કશુજ નુકશાન કરવાનો નથી પહેલેજ દિવસે મહારાજે ડચ લોકોને કહાવી મોકલ્યુ હતુ કે– 'જો તમે તમારા સ્થાનમાજ સ્વસ્થ બેસી રહેશો અને કશી ગડબડ નહિ કરો તો મારા તરફથી તમને કશોએ ઉપદ્રવ કરવામા આવશે નહિ ' તેમણે એ પ્રમાણે વર્તવાનુ કબૂલ કરવાથી મહારાજના માણસો તેમના તરફ બીલકુલ ગયા નહિ ફ્રેચ વખારવાળાઓએ પ્રથમથીજ મહારાજ સાથે નમ્રતાથી વર્તીને તેમને કંઇક ખંડણી આપી, પોતાનો બચાવ કરી લીધો હતો તે અરસામા કાસ્કારનો તાર્તર જાતિનો રાજા સુરતમા આવીને રહેલો હતો તેને તેના પુત્રે ગાદીપરથી પદચ્યુત કરેલો હતો તેથી મક્કાની યાત્રા કરી આવીને ઔરંગઝેબનો આશ્રય લઇ તે અહી આગળ રહેતો હતો તેના મકાન ઉપર હલ્લો કરવાથી પુષ્કળ ધનની પ્રાપ્તિ થશે એવુ લાગવાથી મહારાજે ત્યા હુમલો કરવાનો વિચાર કર્યો તેના મકાનપર જવાનો રસ્તો ફ્રેચલોકોની વખાર આગળ થઇને જતો હતો, છતા મહારાજના માણસોને તેમણે બીન હરકતે જવા દીધા તે મકાનની લૂટમા મહારાજને સોનુ, રૂપુ અને જવાહિર પુષ્કળ પ્રમાણમા મળ્યુ

શહેરની લૂટ પૂરી થયા પછી મહારાજનો મોરચો સ્વાલી બેટ તરફ ફરશે અને ત્યા નાસી ગયેલા વેપારીઓને પોતાને સ્વાધીન કરવાની તેમજ પોતાને ખંડણી આપવાની માગણી તેઓ યુરોપિયન વ્યાપારીઓ પાસે કરશે, એવી દહેશત લાગવાથી તે વ્યાપારીઓએ પોતાનો સર્વ માલ તરાપાઓપર ચઢાવ્યો, પરંતુ તે દિવસે નદીમા ભરતી આવવાની હોવાથી મરાઠાઓ બેટ ઉપર સ્વારી કરી શકયા નહિ એવુ કહેવાય છે

ત્રીજે દિવસે મહારાજને બુરાનપુરથી સમાચાર મળ્યા કે, સુરત શહેરના રક્ષણ માટે મોગલોનુ પ્રચંડ સૈન્ય આવે છે એ સાભળી મહારાજે ત્યાથી પોતાની છાવણી ઉપાડી લઇ લૂટેલા સામાન સાથે સ્વદેશ તરફ પ્રયાણ કર્યું મહારાજે સુરતથી જતી વખત ત્યાની પ્રજાને એક પત્રમા લખી જણાવ્યું હતું કે, તમે પ્રતિ વર્ષે મને બાર લાખ રૂપિયા ખંડણી પહોચાડશો તો પુન તમારૂં શહેર લૂટાવાની ધાસ્તી રહેશે નહિ આ વખતે

મહારાજે ૬૬- લાખની લૂટ મેળવી હતી

શિવાજી મહારાજે સુરત શહેર લૂટી બાળી નાખવાના સમાચાર ઔરગાબાદ પહોચ્યા ત્યારે ત્યાના સુબેદારે મહોબતખાન અને દાઉદખાન નામક સરદારોને આઠ-દસ હજાર સૈનિક સાથે સુરતના સૈનિકોની મદદ માટે રવાના કર્યા મહારાજ સાલેરને માર્ગે પાછા ફરતા ચાદોર પાસે કચનમચન નામક સ્થળે પહોચવા પહેલાજ મોગલ સરદારે તેમને વણીદિડોરી નામક સ્થળે પકડી પાડયા મહારાજની ઇચ્છા હતી કે નાશક પાસેની ઉડી ખીણુમા થઇને નીચલા વિભાગમા ઉતરી પડવુ; પણુ એટલામા મોગલોનુ ઘણુ લશ્કર તેમની નજીક આવી પહોચ્યુ શત્રુએ આગળ જવાનો માર્ગ રોકયાથી લૂટમા મેળવેલુ દ્રવ્ય ખીણુમા સુરક્ષિત રીતે ઉતારવાની મહારાજને ચિતા થઇ તેમણે પોતાના લશ્કરની પાચ ટુકડીઓ બનાવી. એક ટુકડીને શત્રુ સામે જઇ ગોફણુ મારવાની અને બીજી બે ટુકડીને શત્રુની બન્ને બાજુએ હુમલો લઈ જવાની આજ્ઞા કરી એક ટુકડીના સ્વાધીનમા લૂટનો સઘળો માલ આપી આજ્ઞા ફરમાવી કે શત્રુની ત્રણુ બાજુએથી હલ્લો કરવાથી તેઓ યુદ્ધ કાર્યમા ગુથાય તે સમયે તમારે ઝપાટાબધ તેના લશ્કરમા થઇને નીકળી જઈ પર્વત ઉતરી પેલી તરફ ચાલ્યા જવુ મહારાજ એ ટુકડીની સાથે હતા સઘળા જુસ્સાભેર ચાલ્યા જતા હતા; એ જોઇ દાઉદખાને તેમની પૂઠ પકડી શિવાજી મહારાજે થોડાક મનુષ્યોસહિત ખાન સાથે યુદ્ધ કર્યુ તેને ત્યાજ અટકાવી રાખી; લૂટમા મેળવેલો માલ બાકીના સિપાઇઓ સાથે સુરક્ષિતપણે ખીણુના ઉડા પ્રદેશમા મોકલી દીધો શત્રુના સૈનિકો ઉપર એકદમ ચારે દિશામાથી હુમલો થયો ત્યારે મોગલ સરદારે પોતાના સર્વ સૈનિકોને એક ટેકરી ઉપર એકઠા કરી મહારાજના લશ્કર સાથે યુદ્ધ કરવા માડ્યુ એ સમયે મહારાજ પોતાના શરીર ઉપર બખ્તર અને માથે બખ્તર–ટોપી પહેરીને તથા બન્ને હાથમા બે પટા ચઢાવીને ઘોડેસ્વાર થઇ યુદ્ધ કરતા હતા પ્રતાપરાવ સરનોબત વગેરે સરદારોને પાછળથી રક્ષણુ કરવાનું સોપી મહારાજ પોતે શત્રુના સૈન્ય ઉપર ધસી ગયા બન્ને સૈન્ય વચ્ચે ભયકર યુદ્ધ ચાલ્યુ બને પક્ષના સૈનિકો અતિ શૌર્યથી લડયા પોતાના સૈનિકોનો ઉત્સાહ વધારવા માટે મહારાજ સ્વત મોખરે રહીને શત્રુ સાથે યુદ્ધ કરતા હતા તેઓને અતિશય ક્રોધ ઉત્પન્ન થવાની તેમણે પોતાના શૌર્યની હદ બતાવી હતી એ તુમુલ યુદ્ધ બે પ્રહર સુધી ચાલ્યુ, તેમા ત્રણુ હજાર મોગલો રણુમા પડયા અને મોગલસરદાર રણુમાથી નાસી ગયો મોગલ સૈન્ય ગભરાઇ જઇ આમતેમ નાસી છૂટયુ તેમની પૂઠ નહિ પકડતા મોગલોની છાવણીમાથી હાથી, ઘોડા વગેરે જે સામાન હાથ લાગ્યો તે લઈ મહારાજે ખીણુમા ઉતરવાની તૈયારી કરી એટલામા રાયબાગીણુ નામક એક શૂરી સ્ત્રીએ પોતાના જગજીવન નામના પુત્ર અને કેટલાક લશ્કરસહિત મહારાજ સાથે યુદ્ધ કરવા માટે માર્ગ રોકયો રાયબાગીણુ એ માહુલના દેશમુખ ઉદારામની પત્ની હતી એ યુદ્ધમા તેનો પતિ મરણુ પામતા રાયબાગીણે આગેવાન થઇ લશ્કરને ધૈર્ય આપી મહારાજ સાથે યુદ્ધ કર્યું હતું ઓરગઝેબે રાયબાગીણુની બહાદુરી જોઇ તેની ઘણી પ્રશસા કરી અને તેને " રાયબાગીણુ " નો ખિતાબ આપ્યો એ સ્ત્રી

માર્ગમા આડી આવી તે સમયે મહારાજે તેના લશ્કરને ચારે દિશામાથી ઘેરી લઇ તેઓને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી અતે રાયબાગીણુ દાતમા ઘાસનુ તૃણુ લઇ મહારાજને શરણે આવી. મહારાજે તેનો આદરસત્કાર કરી કિમતીવસ્ત્રાલકાર અર્પણ કર્યા અને તેની ઇચ્છામા આવે ત્યા જવાની રજા આપી

સુરતથી પાછા ફર્યા પછી મહારાજે પોતાના લશ્કરી વહાણો અને લશ્કર તૈયાર કર્યું પ્રતાપરાવ ગુજરને દશ હજાર ઘોડેસ્વાર આપીને અને મોરોપતને વીસહજાર પાયદળ લશ્કર આપીને તેમને મોગલોના ઉત્તર પ્રાત તરફ સ્વારી કરવા મોકલ્યા એ પ્રાતની પ્રજા ધનવાન હતી, પરતુ ત્યા મજબૂત બદોબસ્ત નહોતો તેથી એ વિભાગમા સ્વારી કરવાથી મહારાજને પુષ્કળ ધનસપત્તિ મળવાની આશા હતી, અને તે આશા ફળીભૂત પણ થઇ હતી પ્રતાપરાવ ગુજર ખાનદેશ ઉપર ચઢાઇ લઈ ગયો એ પ્રાત તે સમયે વસ્તીપૂર્ણ હોવા સાથે ધનવાન પણ પણ હતો પ્રતાપરાવે બુરાનપુર સુધી દોડ કરીને તેની પાસે આવેલુ બહાદૂરપુર નામનુ ગામ લૂટયુ તેણે આ વખતે બુરાનપુર ઉપર પણ હલ્લો કર્યો હોત પણ તે વખતે યશવતસિહ[1] બુરાનપુરમા હતો તેણે પ્રતાપરાવને કહાવી મોકલ્યુ કે તેણે શહેર ઉપર હલ્લો કરવો નહિ એટલે પ્રતાપરાવે પોતાનો મોરચો ત્યાથી ફેરવી લીધો, પણ ત્યાના બીજા મોટા મોટા શહેરો લૂટી લઈ પ્રજાપર વાર્ષિક કર બેસાડયો પ્રત્યેક ગામના આગેવાનો પાસેથી લખાવી લીધુ કે –' મોગલોને વાર્ષિક જે કર ભરવામા આવશે તેનો ચોથો ભાગ શિવાજીમહારાજને અથવા તેમના અમલદારોને વસુલ આપવામા આવશે ' ચોથો ભાગ મળવાથી તે ગામમા લૂટ થવાની ધાસ્તી રહેશે નહિ, એટલુંજ નહિ પણ તેમને કોઇ ત્રાસ આપશે તો શિવાજી મહારાજના સૈનિકો તેમનુ રક્ષણ કરશે, એવુ પ્રતાપરાવે તેમને આશ્વાસન આપ્યુ હતુ મરાઠાઓનો પ્રથમ આ સમયેજ મોગલોના પ્રાતમા ચોથા ભાગનો હક્ક દાખલ થયો એ પ્રવાસમા પ્રતાપરાવે કારજા શહેર લૂટી ત્યા ત્રણ દિવસ છાવણી નાખી હતી ત્યાની પ્રજા પોતાના ઘરમા દ્રવ્ય દાટી રાખે છે, એવુ જાણતાજ પ્રતાપરાવે મોટા મોટા શ્રીમતોના મકાનો ખોદાવી તેમા દાટેલુ દ્રવ્ય કાઢી લીધુ અને ત્યાના શ્રીમતોને કેદ પકડાવી મગાવ્યા કેટલાક શ્રીમતો સ્ત્રીનો વેશ ધારણ કરી સતાઇ રહ્યા તેટલાજ તેમના હાથમાથી બચી ગયા શિવાજીમહારાજે પોતાના મનુષ્યોને સખ્ત તાકીદ આપી હતી કે, કોઇ પણ સમયે સ્ત્રીજાતિને કોઇ પણ પ્રકારનો ત્રાસ આપવો નહિ[2] પ્રતાપરાવે શત્રુના પ્રાતમા એવો ત્રાસ

૧ બુરાનપુર એ ખાનદેશનુ મુખ્ય શહેર છે અને તે દાઉદખાનના તાબામા હતુ આ સમયે તે બીજા યુદ્ધના કાર્યમા રોકાયેલો હોવાથી તેનો છોકરો અહમદખાન તેના વતીનુ કામકાજ કરતો હતો શાહજાદા મોઆઝિમના ખર્ચમાટે પાચ લાખ રૂપિયાની માગણી કરવાને યશવતસિહ આવ્યો હતો તેને અહમદખાને એવો જવાબ આપ્યો હતો કે તમે બાદશાહનો હુકમ લઈ આવો તો પાચને બદલે વીસ લાખ રૂપિયા આપવાને હું તૈયાર છુ, આવો જવાબ મળ ાથી યશવતસિહે બુરાનપુર શહેરને લૂટવાની ધમકી આપી હતી. તે આવી ખટપટમા હતો તેથીજ તેણે પ્રતાપરાવને વાર્યો હશે

૨ સભાસદ લખે છે કે, મહારાજે પોતેજ કારજા શહેર લૂટયુ હતુ

વર્તાવી મૂકયો હતો, તે સમયે મોરોપંતે પોતાના પાયદળ લશ્કર સહિત મોગલોના પ્રાંતમાં પ્રવેશ કરી ઔંધ, પટ્ટા, સાલેરા, માલેચી, રામનગર અને ત્રિંબકગઢ વગેરે કબજે કરી સ્થળે સ્થળે નવા ગઢ બાંધ્યા હતા

લશ્કરી વહાણો તૈયાર કર્યાં તેમાં એકસોસાઠ મોટા વહાણો હતા મહારાજના સૈનિકો ભરૂચ શહેર ઉપર સ્થળમાર્ગે હુમલો કરે તે સમયે જળમાં રહી એ વહાણોએ તેમને સહાયતા આપવાનો ઠરાવ કરી વહાણોને ભરૂચ તરફ રવાના કર્યાં વહાણો મુંબઇ થઇને આગળ ચાલ્યા તે સમયે મહારાજે તેમને પાછા ફરવાની આજ્ઞા કરી વહાણુ પાછા આવતા હતા તે દરમ્યાન માર્ગમાં તેમને દમ્મણુ આગળ ફિરંગી લોકોનું એક મોટું વહાણ મળ્યું વહાણુના સૈનિકો તેને પકડી દાભોલની ખાડીમાં લાવ્યા કહેવામાં આવે છે કે એજ અરસામાં ફિરંગીઓ મહારાજના દશબાર વહાણુ પકડી વસઇની ખાડીમાં લઇ ગયા હતા એ ઉપરથી અનુમાન થાય છે કે, મહારાજના અને ફિરંગીના વહાણો વચ્ચે દમ્મણુ તથા મુંબઇની વચમાં કોઇક સ્થળે યુદ્ધ થયેલું હોવું જોઇએ

મોગલોના રાજ્યમાં ચારે તરફ મહારાજ એટલું બધું તોફાન મચાવતા હતા છતાં મોગલો તરફથી તેમનો જોઇએ તેવો પ્રતિકાર થતો નહોતો એ અજાયબીભરેલું જણાય છે, પરંતુ એનું કારણ મોગલ બાદશાહના દક્ષિણના સુબેદાર પાસે એ સમયે જોઇએ તેટલુંજ સૈન્ય હતું એમ જણાય છે ઔરંગઝેબ જેવા વહેમી બાદશાહે તેની મદદે વિશેષ લશ્કર મોકલવાનું કામ જોખમભરેલું ધાર્યું હતું. માહુલીના કિલ્લાપર પેશ્વાએ હુમલો કર્યો તે સમયે જુન્નરમાં વિશેષ લશ્કર રાખવાનું ઇષ્ટ જણાયાથી ત્યાંના લશ્કરમાં તેણે વધારો કર્યો હતો, અને આસપાસના પ્રાંતોને ઉપયોગી થઇ પડે એટલા માટે સુરતમાં પાંચહજાર સૈનિકો વધારે રાખ્યા હતા; પરંતુ મહારાજના લશ્કર સાથે સરખાવતાં મોગલોનું એ લશ્કર નજીવું હતું સઘળું મોગલ લશ્કર એકઠું થઇ મહારાજ સાથે યુદ્ધ કરવા આવ્યું હોત તો તેમની સાથે રણસંગ્રામ કરવા મહારાજ ચાળીશ હજાર સૈનિકો ભેગા કરવા શક્તિમાન હતા. એ સિવાય પ્રત્યેક ગઢ અને થાણા ઉપર રક્ષણ માટે પૂરતા સૈનિકો રાખ્યા હતા તે તો જૂદા મોગલોનું સૈન્ય ઓછું હતું; એટલુંજ નહિ પણ ચારે દિશામાં એવી અફવા પ્રસરી રહી હતી કે, સુલતાન મોઆઝીમ મહારાજ સાથે ગુપ્ત રીતે મળેલા છે, અને તેજ તેમને પ્રત્યેક કાર્યમાં સહાયતા કરે છે તેમજ યશવંતાસહ સાથે મહારાજને ગાઢ મિત્રતા છે શાહજાદો ઔરંગઝેબને વારવાર સૈનિકસહાયતામાટે પત્રો લખતો; પરંતુ વહેમી બાદશાહ શાહજાદાના પત્ર તરફ લક્ષ્ય આપતો નહિ શાહજાદાની વાસ્તવિક ઇચ્છા એવી હતી કે, દક્ષિણ હિંદુસ્તાનમાં પોતાનો પક્ષ વધારવો બાદશાહના મરણ પછી તેને ગાદી મળે એ સ્વાભાવિક હતું બીજો કોઇ ગાદી પચાવી બેસે તો તેને કેદખાનું સેવવું પડે એવો પૂર્ણ સંભવ હતો શિવાજીમહારાજ ચારે દિશામાં તોફાન મચાવી દિવસે દિવસે પ્રબળ થવા લાગ્યા ત્યારે બાદશાહ પાસેથી વિશેષ લશ્કર મંગાવવાનું શાહજાદાને બહાનું મળ્યું શાહજાદો બાદશાહને હમેશા પોતાના તરફની સ્થિતિ લખવા સાથે પોતાની પાસે જોઇએ તેટલું લશ્કર નહિ હોવાથી

શત્રુનો પરાજય કરવાનુ બનતુ નથી એમ પણ લખતો હતો શાહજાદો ધારતો હતો કે, વાર વાર એવી માગણી કરવાથી બાદશાહનુ મન પિગળી કોઇ વખત પણ તેઓ સહાયતા માટે સૈન્ય મોકલશે અને તેમ થવાથી દક્ષિણમા આપણુ બળ વધશે એવુ જાણીનેજ તેણે પોતાના સૈન્યસહિત શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરવાનુ ઉચિત ધાર્યું નહોતુ તેને એવુ પણ લાગ્યુ હતુ કે, એવા મહા પ્રતાપી પુરુષ સાથે બનતે યત્ને સલાહસંપ રાખવાથી ભવિષ્યમા આપણુને ઘણી સહાયતા મળશે તેણે મહારાજ ઉપર એક બે વખત પોતાનુ લશ્કર મોકલ્યુ હતુ, પરતુ તે માત્ર બાદશાહને બતાવવા માટેજ મહારાજનો વિજય થાય એટલુ નાનુ સૈન્યજ શાહજાદા તરફથી મોકલવામા આવતુ હતુ

પરતુ ઔરંગઝેબે શાહજાદાની ધારણા પરિપૂર્ણ થવા દાધી નહિ તેમણે યશવતસિંહને પાછો બોલાવી લઇ તેની જગ્યાએ દક્ષિણમા ચાળીશહજાર સિપાઇઓ સહિત મહોબતખાનને મોકલ્યો એ સરદારને સ્વતત્ર અધિકાર આપ્યો અને તેના ઉપર શાહજાદાની સત્તા ચાલે નહિ એવુ ઠરાવ્યુ શાહજાદા પાસે ઔરંગાબાદમા માત્ર એકહજાર સિપાઇઓ રહેવા દઈ બાકીનુ સર્વ લશ્કર મહોબતખાનના તાબામા સોપ્યુ સુરતના સુબેદાર ઉપર બાદશાહની ઇતરાજી થવાથી તેના ઉપર બાદશાહે રાજ્યના કામમા ગફલત કરવાનો આરોપ મૂકયો એ આરોપ સહન નહિ થવાથી તે સ્વાભિમાની સુબેદારે વિષપાન કરી આત્મઘાત કર્યો બાદશાહે તેની જગ્યાએ બીજો સુબેદાર નિમી તેને સુરત અને ખભાતમા પુષ્કળ લશ્કરી વહાણો બાધવાનો હુકમ કર્યો લશ્કરી વહાણો વધારવાનો હેતુ એ હતો કે, મહારાજના વહાણોનો ત્રાસ ઓછો કરવાના કામમા જજીરાના સીદીને વિશેષ સહાયતા મળે

મહોબતખાને દક્ષિણમા આવતાજ શિવાજી મહારાજ સાથે યુદ્ધ આરભ્યુ તેણે પ્રથમજ તેમના તાબાના ઔધ અને પટ્ટાના કિલ્લા હસ્તગત કર્યા એટલામા વર્ષાઋતુની શરૂઆત થવાથી ચઢાઇ બધ રાખી તેને પોતાની છાવણીમા પાછું ફરવુ પડયુ ચોમાસુ બધ થતાજ તેણે પોતાના લશ્કરના બે વિભાગ પાડ્યા. સૈન્યવિભાગ ઉપર દિલેરખાનને સેનાપતિ નીમી તેને ચાકણના કિલ્લાપર ચઢાઇ લઇ જવાની આજ્ઞા કરી તેણે તે કિલ્લો તત્કાળ કબજે કરી, તેમાના નવ વર્ષથી અધિક વયના મનુષ્યોને કતલ કર્યા ચઢાઇમા વિજય પ્રાપ્ત થતા મહોબતખાને તેને રાવળાજવળા અને અહિવતના કિલ્લા તાબે કરવા મોકલ્યો પહેલા એ કિલ્લાપર તેણે હુમલો કર્યો તે વખતે ગઢ ઉપરના રખેવાળોએ વિશેષ શૌર્યપૂર્વક યુદ્ધ કરી શત્રુઓનો હુમલો પાછો હઠાવ્યો, એટલામા મોરોપતે તેમની સહાયતામાટે બાર હજાર સિપાઇઓનું લશ્કર મોકલવાથી દિલેરખાને તે કિલ્લા તાબે કરવાનો વિચાર મુલતવી રાખી ફણેરાગઢ[1] તરફ કુચ કરી કિલ્લો સર કર્યો. કિલ્લા પાછો લેવાની ઇચ્છાથી રામાજી પાગાર[2] નામક એક શૂરવીર સરદાર હશમાનો નાયક હતો તેણે બે હજાર[3] માવળાલશ્કરસહિત કિલ્લાપર છાપો માર્યો તેમને થોડી

૧ ચિટણીસ એનુ નામ કાણુરગઢ લખે છે

૨ ચિટણીસ એનુ નામ રૂપાજી નલગા લખે છે.

૩ કેટલાક લેખકના અભિપ્રાય પ્રમાણે એક હજાર મનુષ્યો હતા.

સંખ્યામા જોઇ દિલેરખાને તેઓપર હુમલો કર્યો શત્રુનુ અધિક સૈન્ય જોઇ પાગાર ગભરાયો નહિ તેણે પોતાના સિપાઇઓને કહ્યુ કે –' જેઓને પ્રાણની દરકાર ન હોય તેઓએ મારી સાથે આગળ ધસવુ ' એ સાભળી સાતસો શૂરવીર માવળા આગળ ધસ્યા તેઓએ શત્રુના સૈન્ય ઉપર તૂટી પડી અતિ શૌર્યપૂર્વક યુદ્ધ કર્યું. યુદ્ધમા બે હજાર પઠાણો રણમા પડયા અને સાતસો વીર માવળા મોટા મોટા ઘા વાગતા, પોતાના સેનાપતિસહિત રણતીર્થમા પતન પામ્યા તેઓનુ અલૌકિક શૌર્ય જોઇ દિલેરખાન આશ્ચર્યચકિત થયો બચેલા માવળા સિપાઇઓને જુસ્સો ચઢવાથી તેઓએ પણ કેટલોક વખત સુધી મોગલો સાથે યુદ્ધ કર્યું, પરંતુ અંતે તેમનો પરાજય થવાથી નાસી ગયા મહોબતખાન અને દાઉદખાને મળીને અહિવંત કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ કિલ્લામાના લોકોએ એક માસપર્યંત તે ટકાવી રાખ્યો. છેવટે દાઉદખાને સુરંગ લગાડીને કિલ્લામા પ્રવેશ કર્યો આ યુદ્ધનો યશ દાઉદખાન-ને મળ્યો એથી મહોબતખાનને તેની ઘણીજ ઇર્ષ્યા આવી અને બંનેમા અણ-બનાવ થયો આથી ઔરંગઝેબે દાઉદખાનને પાછો બોલાવી લીધો પછી વર્ષાઋતુ શરૂ થવાથી મહોબતખાને પારનીર આગળ પોતાની છાવણી નાખી વર્ષાદ અતિશય પડવાથી રોગચાળો ફાટી નીકળ્યો અને સૈન્યમાના માણસો તેમજ જનાવરો ટપો-ટપ મરવા લાગ્યા, પરંતુ તેની કશી પણ પરવા કર્યા વગર મહોબતખાન પોતાના દિવસો મિજબાનીઓ અને નાચરંગમા ગાળવા લાગ્યો એમ કહેવાય છે કે તે વખતે અફઘાનીસ્તાન અને પંજાબની ચારસો નાચનારીઓ મોગલોની છાવણીમા હતી.

મહોબતખાને શરૂઆતમા થોડીક ધમાલ કરી, પછીથી કશુએ ન કરતા દિવસો પસાર કર્યા તેથી બાદશાહના મનમા તેને માટે પણ વહેમ આવ્યો શિવાજી મહારાજે તેને લાંચ આપીને વશ કરી લીધો છે એમ તેને લાગ્યુ આથી શિવાજી મહારાજનો બાગલાણ પ્રાંત જીતી લેવાને માટે તેણે ગુજરાતમાથી બહાદુરશાહ અને દિલેરખાનને મોકલ્યા તેણે આવીને સાલેરીના કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને તે ઘેરો ચલાવવાનુ કામ ઇખ્લાસખાન અને રાવ અમરસિંહ વગેરેને સોંપીને પોતે અહમદનગર તરફ ગયો ત્યાથી બહાદૂરશાહ સુપાપ્રાંત પર સ્વારી લઇ ગયો અને દિલેરખાને ના પર સ્વારી કરી તેણે પુના શહેર કબજે કર્યું અને નવ વરસ ઉપરના સર્વ માણસોની કતલ કરી નાખી ' મોગલોની આ સેનાને પાછી વાળવાને મહારાજે પોતાના કિલ્લા ઉપરના સર્વ માણસોને મહાડ આગળ એકઠા કર્યા અને મોગલસેના સાથે યુદ્ધ કરવાનો વિચાર કર્યો; પરંતુ એટલામાજ સાલેરીના કિલ્લાને ઘેરો નખાયાના સમાચાર તેમને મળ્યા એ થાણુ વિશેષ મહત્ત્વનુ હોવાથી મહારાજે બનતે પ્રયત્ને તેનુ રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો કિલ્લામા અન્ન વગેરે સામગ્રી ઓછી હોવાનુ જણાતાજ મહારાજે તે પૂરી પાડવા-નો વિચાર કર્યો; પરંતુ કિલ્લાની ચારે દિશામા શત્રુના લશ્કરે ઘેરો નાખેલો હોવા-થી તેઓ પોતાની ઇચ્છા પરિપૂર્ણ કરવાની યુક્તિ શોધવા લાગ્યા. મહારાજે મોટા સૈન્યસહિત દિલેરખાન સાથે યુદ્ધ કરવા તે દિશા તરફ કૂચ કરી. દિલેરખાનને ખબર મળતાજ પોતાના સૈન્યને એક સ્થળે ભેગુ કરી તે મહારાજ સાથે યુદ્ધ કરવા

તૈયાર થયો, પરંતુ તે સમયે મહારાજે તેને છેતર્યો સાલેરીના કિલ્લાની આસપાસ મોગલ લશ્કર ઓછું થતાજ તેમણે ઉત્તર દિશાને રસ્તે કિલ્લામા અન્નસામગ્રી તથા દારૂગોળો મોકલી આપ્યો. દિલેરખાનના લશ્કર ઉપર બહારથી છાપો મારવા માટે મહારાજે બે હજાર માવળાને મોકલ્યા, પરંતુ દિલેરખાને તેમનાપર હુમલો કરી તેમને કાપી નાખ્યા પોતાના લશ્કરની પાયમાલી સાભળી મહારાજે મોરોપતને કોકણી લશ્કરસહિત દિલેરખાન તરફ રવાના કર્યો તેમજ પ્રતાપરાવને પોતાના ઘોડેસ્વાર લશ્કરસહિત સાલેરી કિલ્લાના રક્ષણ માટે તત્કાળ રવાના થવાનો પત્ર લખ્યો. આ સમયે મહારાજનુ એકદર વીશ હજાર સૈન્ય મોગલો ઉપર હુમલો લઇ ગયુ હતુ લશ્કરને આગળ વધતુ જાણીને મોગલસેનાપતિએ તેને અટકાવવા માટે પોતાનુ પુષ્કળ લશ્કર તેઓ સામે મોકલ્યુ સૈન્ય ઉપર એખલાસખાન નામક સરદારને તેણે સેનાપતિ નિમ્યો હતો મોગલ લશ્કરને ચઢી આવતુ જોઇ પ્રતાપરાવ પોતાના લશ્કરને આગળ વધતું અટકાવી તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થઇ રહ્યો. મોગલોએ તેમના લશ્કરપર ધસારો કર્યો તે સમયે થોડો વખત યુદ્ધ જેવો દેખાવ કરી પ્રતાપરાવે લશ્કરને પાછુ નાસવાનો ઇસારો કર્યો ઇસારત થતાજ માવળી લશ્કર આસપાસ નાસવા લાગ્યુ એ જોઇ વિજયાનદના આવેશમા આવી જઇ મોગલ લશ્કર તેઓની પૂઠે પડયુ પૂઠે પડતી વખતે મોગલ લશ્કરના ફાટા પડયાથી તેઓ જ્યા ત્યા પ્રસરી ગયા તેમ થવાથી પ્રતાપરાવે અકસ્માત્ પાછા ફરી પોતાના લશ્કરને એકત્ર થવાનો સકેત કર્યો તેજ ક્ષણે સર્વ લશ્કરે એકત્ર થઇ મોગલ લશ્કર ઉપર હુમલો કર્યો બન્ને પક્ષ વચ્ચે ઝપાઝપી ચાલતી હતી તે સમયે મોરોપત પોતાના લશ્કરસહિત ત્યા આવી પહોચ્યો તેની સહાયતાવડે મરાઠા લશ્કરે મોગલ સૈન્યનો કચ્ચરઘાણ કહાડી નાખ્યો તેમ છતા એખલાસખાન નરમ પડયો નહિ તેણે પોતાના લશ્કરને એકત્ર કર્યું અને સહાયતામાટે વિશેષ લશ્કર મગાવી મરાઠાઓપર પુન હુમલો કર્યો, પરંતુ આ વખતે પણ મહારાજના શૂરવીર યોદ્ધાઓએ તેમનો પૂરેપૂરો પરાભવ કર્યો પાચ હજાર મોગલો રણમા પડ્યા તેમના મોટા મોટા બાવીસ અમલદારો પચત્વ પામ્યા કેટલાક સરદારો નિર્બળ થઇ મરાઠાને શરણે આવ્યા મહારાજના પણ હજાર દોઢ હજાર સિપાઇઓ મૃત્યુ પામ્યા એ ઘનઘોર રણસગ્રામમા સુરરાવ કાકડે[૧] નામક મહારાજનો એક શૂરવીર સમશેરબહાદૂર સરદાર બદુકની ગોળી વાગતા મૃત્યુ પામ્યો કાકડે, મહારાજનો જૂનો સહાયક અને પાચ હજાર માવળાનો સરદાર હતો મહારાજે જાવળી ઉપર ચઢાઇ કરી તે સમયે એ સરદારે વિશેષ પરાક્રમ બતાવી ખ્યાતિ મેળવી હતી એજ સરદારે રોહીડાના કિલ્લાપર છાપો મારી તે કબજે કર્યો હતો તેના મૃત્યુસમાચાર સાભળતા મહારાજને અતિશય દિલગીરી થઇ હતી તેમણે શોકોદ્‌ગાર કાઢતા કહ્યુ હતું કે–'મારો જૂનો, પ્રમાણિક અને શૂરવીર સરદાર મને છોડી ગયો' એખલાસખાનનો પરાજય થયો તેનુ પુષ્કળ લશ્કર શત્રુને હાથે કેદ પકડાયલુ જાણી બહાદૂરશાહનુ અભિમાન ઉતરી ગયુ બચેલા લશ્કરસહિત મરાઠા લશ્કર સાથે યુદ્ધ

૧ સભાસદ એનુ નામ સૂર્યાજીરાવ લખે છે.

કરવાનું તેને ધૈર્ય રહ્યું નહિ તેણે સાલેરીનો ઘેરો ઉઠાવી લઇ એકદમ ઔરંગાબાદ તરફ નાસવા માડયું; પરંતુ મરાઠા લશ્કરે તેમની પૂઠ છોડી નહિ આ સાલેરીનું યુદ્ધ સને ૧૬૭૨ મા થયુ

એ યુદ્ધમા મહારાજને ૧૨૫ હાથી, ૭૦૦ ઉંટ, ૬૦૦૦ ઘોડા, પુષ્કળ ઝવેરાત, સેંકડો બળદ અને ઇતર યુદ્ધોપયોગી સામાન મળ્યો એ પ્રસંગે આનંદરાવ, વ્યંકોજી દત્તો, રૂપાજી ભોસલે, ખંડોજી જગતાપ, સંતાજી જગતાપ, માનસિંગ મોરે, વિસાજી બલ્લાળ, મોરો રંગનાથ, મુકુંદ બલ્લાળ વગેરે સરદારોએ વિશેષ પરાક્રમ બતાવ્યાથી મહારાજે તેમનાપર ખુશ થઈ વસ્ત્રાભૂષણ અર્પણ કર્યા, શત્રુ તરફના કેદ પકડાયેલા મનુષ્યો પૈકી મોગલસરદારો અને મોટા મોટા અમલદારોને રાયગઢ ઉપર મોકલ્યા હતા, તેમનો મહારાજે આદરસત્કાર કર્યો, તેમાના જેઓ ઘાયલ થયા હતા તેમને ઔષધોપચાર કરી, તંદુરસ્ત થયા પછી તેમને નજરાણા આપી બંધનમુક્ત કર્યા અને કેદ પકડાયેલા મોગલ સિપાઇઓમા જેઓ મહારાજ પાસે નોકરી કરવા ખુશી હતા તેઓને તેમણે પોતાના લશ્કરમા નોકર રાખ્યા તેમ થવાથી મહારાજના લશ્કરમા ઘણો વધારો થયો

મોગલસૈન્ય સાથે રણસંગ્રામ કરવામા મહારાજને અદ્યાપિપર્યંત જેટલા વિજય પ્રાપ્ત થયા હતા તેમા સાલેરીના રણસંગ્રામનો વિજય મુખ્ય ગણાય છે એવો મોટો વિજય તેમને પૂર્વે કદિ પણ મળ્યો નહોતો એ ઘનઘોર સંગ્રામમા મહારાજના લશ્કરે બતાવેલું શૌર્ય અને યુદ્ધકૌશલ્યની કીર્તિ ચારે દિશામા પ્રસરી જવાથી પ્રથમ કરતા તેઓનો વિશેષ કરપ બેઠો મરાઠાઓના શૌર્યવીર્યાદિ ઉજ્જ્વલ ગુણોનુ અપ્રતિમ પ્રદર્શન જોઇ મોગલસરદારો તદ્દન ચકિત થઈ ગયા. તેમને મહારાજના લશ્કરની વિશેષ બીક લાગવા માડી મરાઠાસિપાઇઓ વિનંતિપુરસરકાર અને મોગલસરકારની નોકરી છોડી મહારાજ પાસે નોકરી રહેવા લાગ્યા. મહારાજે તેઓને યોગ્યતા પ્રમાણે પોતાના લશ્કરમા નોકરી આપી સાલેરીમા વિજય પ્રાપ્ત થયા પછી તેની પાસે મુલ્હેરી કરીને એક કિલ્લો હતો તે તેમણે હસ્તગત કર્યો આથી આખા બાગલાણુ પ્રાંતપર તેમની સત્તા બેઠી અને સુરત શહેરને માટે કાયમનો ભય ઉભો થયો

મોગલોના મોટા મોટા સરદારોએ પ્રચંડ સેના સાથે મહારાજપર આ વખતે સ્વારી કરી હતી, છતા પણ તેમની સેનાઓ નાશ પામી અને તેમનો પરાજય થયો આથી ચારે દિશામા મહારાજનો પ્રતાપ જામ્યો તેમનુ બળ ઘણુંજ વધી પડયુ અને હવે તેમને મોગલબાદશાહીની કે બીજી કોઇ પણ બાદશાહીની જરા પણ બીક રહી નહિ. તે સમયના અંગ્રેજ વ્યાપારીઓનો એવો ઉલ્લેખ છે, કે મોગલોના બે મોટા સરદારોએ પ્રચંડ સેના સાથે શિવાજીના પ્રદેશમા પ્રવેશ કર્યો હતો, પરંતુ તેમનો પરાજય થવાથી ભારે નુકશાન ખમી અને ફજેત થઇને તેમને પાછા જવુ પડ્યુ પ્રો સરકાર જણાવે છે કે, આ અરસામા અફઘાન લોકોએ અને સતનામી લોકોએ બંડ કરવાથી આ પરાજયનો બદલો લેવાની સવડ મોગલ બાદશાહને મળી નહિ. થોડાક દિવસ પછી શાહજાદા મોઆઝિમ અને મહોબતખાન

ખાનને ઉત્તર તરફ જવુ પડયુ અને દક્ષિણના સુબેદારતરીકે બહાદુરખાનની નિમણુક કરવામા આવી, પરતુ તે પોતાના સ્થાનમા સ્વસ્થ બેસી રહ્યો

એ પછી મહારાજે મોરોપતને દશ હજાર સિપાઇઓસહિત સુરત તરફ રવાના કર્યો પાછળ લખ્યા પ્રમાણે ઔરગઝેબે સુરત શહેર આગળ વહાણો તૈયાર કરાવી, તેને સીદીની સહાયતામા આપી, મહારાજ તરફથી સમુદ્રમાર્ગે કોકણપટ્ટીપર થતી સ્વારીઓ બધ કરવાનો અને તેમના વહાણોનો નાશ કરવાનો વિચાર કર્યો હતો મોગલોના વહાણો તૈયાર થઈ સીદીના વહાણો સાથે મળી જાય અને પોતાના પ્રાતોમા ઉપદ્રવ કરે તે પહેલા મહારાજે મોરોપતને તેમના વહાણો બાળી નાખવાની આજ્ઞા ફરમાવી, પરતુ મોરોપત તે કાર્ય પરિપૂર્ણ કરી શકયો નહિ, કારણ કે મોરોપત ત્યા જઇ પહોચે તે પહેલાજ મોગલોના વહાણો સુરત બદરથી ઉપડી સીદીના જજીરા નજીક જઇ પહોચ્યા હતા મોરોપતથી વહાણોનો નાશ કરવાનુ કામ થયુ નહિ ત્યારે તેણે સુરત શહેરને ઘેરો નાખ્યો અને શહેરમા જતી અન્ન વગેરે સામગ્રી અને વ્યાપાર એકદમ બધ પાડી તે મોટી ખડણી માગવા લાગ્યો તેણે આ ઘેરો નાખ્યો તે પહેલા શહેરના સુબેદારને મહારાજના નામથી ત્રણ પત્રો મોકલ્યા હતા તેમાના છેવટના પત્રનો આશય આ પ્રમાણે છે—"તારા પ્રાતમાની ઉપજની જે વસુલ તુ બાદશાહને મોકલાવે છે, તેમાથી ચોથો ભાગ તારે અમને આપવો જોઇએ આ સબધી મે તને બે પત્રો લખ્યા છે અને આ પત્ર છેવટનો છે મારો દેશ અને મારા લોકોના રક્ષણને માટે તારા બાદશાહના ભયથી અમારે મોટુ સૈન્ય રાખવાની જરૂર પડે છે, તેથી એ સૈન્યનો ખર્ચ તેનીજ પ્રજા પાસેથી અમને મળવો જોઇએ જો આ રકમ એકદમ ન મોકલાય તો અમારે માટે ત્યા એક મકાન તૈયાર કર કે જેથી અમે ત્યા બેસીને સરકારનો કર અને જકાત વગેરે અમારી જાતેજ વસુલ કરીએ તારા શહેરમા પ્રવેશ કરતા અમને અટકાવી શકે એવુ કોઇ રહ્યુ નથી" આ પત્ર આવ્યાથી સુરતના સુબેદારે ત્યાના મોટા મોટા હિદુ, મુસલમાન વગેરે વ્યાપારીઓને એકત્ર કરીને કહ્યુ કે, બે માસ સુધી શહેરનુ રક્ષણ કરવાને માટે ત્રણ હજાર પાયદળ અને પાચ હજાર ઘોડેસ્વારોની જરૂર છે, એટલા માટે તમારા પોતાનામા ઉઘરાણુ કરીને મને રૂ ૪૫૦૦૦ આપો ત્યાર પછી તેણે શહેરના મકાનોની યાદી કરીને ઉપરના નિમિત્તથી પુષ્કળ પૈસા એકત્ર કર્યા, પણ પોતાના વચન પ્રમાણે તેનો ઉપયોગ ન કરતા તે પૈસા પોતાની ખાનગી ત્રીજોરીમા જમા કર્યા જ્યારે ઉપર જણાવેલો મોરોપતનો ત્રીજો પત્ર આવ્યો ત્યારે શહેરના સર્વ વ્યાપારીઓ ગભરાઇ ગયા અને શહેરમાથી ચાલ્યા જવાની પરવાનગી સુબેદાર પાસેથી માગવા લાગ્યા, પણ તે કેમે કરીને પરવાનગી આપે નહિ. તેણે ખડણીની રકમ આપવાને માટે વ્યાપારીઓ પાસે એક લાખ રૂપિયાની અને જમીનદારો પાસે ૬૦ હજાર રૂપિયાની માગણી કરી, પરતુ તેનો વિશ્વાસ ન આવવાથી તેમણે તે રકમ આપવાનો ઇન્કાર કર્યો, છતા પણ તેણે ત્યાના કેટલાક શ્રીમત રહેવાસીઓ પાસેથી પુષ્કળ પૈસા એકત્ર કર્યા અને તેમાથી થોડોક ભાગ મોરોપતને ખડણીતરીકે આપીને તેને-

સંતુષ્ટ કર્યો અને બાકીના પૈસા તેણે પોતાની ખાનગી ત્રીજોરીમા જમા કરી દીધા.

મહારાજે વિચાર કર્યો હતો કે, સુરત તરફનો બને એટલો પ્રાત કબજે કરી તે શહેરને સખ્ત બીક બતાવવી એ ઉદ્દેશથી તેમણે જવ્હાર (ધોડબદર) અને રામનગર નામક પ્રાતમા બે નાના કોળી રાજાઓ રાજ્ય કરતા હતા તેમના ઉપર પોતાના લશ્કરસહિત સ્વારી કરી મહારાજે બે વખત સુરત ઉપર સ્વારી કરી તે વખતે તેમને એ રાજાઓએ પોતાના ડુગરાળ પ્રદેશમાથી જવા દીધા હતા સુરત ઉપર ચઢાઇ લઇ જવા સબધી મોગલ અમલદારોને ખબર પડે નહિ અને કઇ વિઘ્ન આવે નહિ, તે માટે મહારાજે પણ એ રાજ્યોમા થઇનેજ જવાનો આડો રસ્તો લીધો હતો એ રાજાઓએ માર્ગ આપવાથી મહારાજે તેમને પુષ્કળ દ્રવ્ય આપી મિત્રતા બાધી હતી હમણા પણ મહારાજે તેમના રાજ્યમા મિત્રભાવે પ્રવેશ કર્યો જવ્હારના રાજા વિક્રમશહાને[1] તાબે કરીને જવ્હાર તેમણે હસ્તગત કર્યું અને તેની ત્રિજોરીમા સત્તરલાખ રૂપિયા હતા તે જપ્ત કર્યા. ત્યાથી મહારાજ રામનગર ઉપર ગયા રામનગરના[2] રાજાએ તેમને કિલ્લામા પ્રવેશ કરવા દેતાજ મહારાજે તેને કહ્યુ કે—'આ કિલ્લો અમારા તાબામા રહેવો જોઇએ અમારી ત્રિજોરી (એટલે સુરત) ની કુચી તમારા કબજામા રહે, એ ઇષ્ટપ્રદ નથી.' તેમનુ કહેવુ રાજાને સ્વીકારવાની ફરજ પડી તે રાજાના તાબામા થોડાક ડુગરાળ કિલ્લા હતા અને આસપાસનો પ્રદેશ ફિરગીઓના તાબામા હતો. પોતાના પ્રાતમા રાજા લૂટફાટ કરે નહિ તે માટે ફિરગીઓ તેને પ્રતિવર્ષે ખડણી ભરતા હતા. રાજાના સર્વ કિલ્લા કબજામા લીધા પછી મહારાજે ફિરગીઓના દમણના કિલ્લાપર પોતાનુ લશ્કર મોકલ્યુ મહારાજના લશ્કરને ચઢી આવતુ જાણી ફિરગીઓ ગભરાયા કિલ્લાની આસપાસ કોટ ચણાવ્યો હતો, પરતુ તે ઉપર તોપો વગેરે ગોઠવવાની મજબૂત વ્યવસ્થા કરી નહોતી, તેથી તેઓએ ગભરાટમાજ કિલ્લાપર થોડીક તોપો ચઢાવી અને પોતાના એક અમલદારને મહારાજનુ લશ્કર ચઢી આવવાનું કારણ પૂછવા મોકલ્યો તેણે મહારાજના શિખવવા પ્રમાણે ફિરગી અમલદારને ઉત્તર આપ્યો કે—'તમે રામનગરના રાજાને જે ખડણી આપો છો તે તેમને ભવિષ્યમા પણ આપવાનો ઠરાવ કરવા અમે આવ્યા છીએ' આવી પડેલુ વિઘ્ન એટલેથીજ અટકતુ જાણી ફિરગીઓએ નિયમિતરીતે વાર્ષિક ખડણી આપવાનું ખુશીથી કબૂલ કર્યું

ઔરગાબાદમા પુન અધિકારીઓની ફેર બદલી થઈ મહોબતખાનનો પૂર્વોક્ત

---

૧ આ વિક્રમશહા જ્યારે રાજ્યભ્રષ્ટ થયો ત્યારે મોગલ લોકોના તાબાના નાશિક પ્રાતમા નાસી ગયો અને મહારાજના પ્રદેશમા તે વારવાર લૂટફાટ કરવા લાગ્યો જ્યારે સને ૧૬૭૮ મા મોરોપતે નાશિક પ્રાત ઉપર સ્વારી કરી ત્યારે ત્યાના ફોજદાર સાથે મળીને તે મરાઠાઓ સાથે અતિ શૌર્યથી લઢયો, પણ આખરે તેનો પરાજય થયો અને તે યુદ્ધમા મરાયો

૨ આ સસ્થાન અત્યારે ધરમપુરના નામથી પ્રસિદ્ધ છે રામનગર ધરમપુરથી ૨૪ માઇલના અતરપર આવેલું છે અને તે "નગર"ના નામથી ઓળખાય છે.

રીતે પરાજય થઇ પુષ્કળ સૈન્ય નાશ પામ્યુ, એ જાણુતાજ ઔરંગઝેબને તેનાપર વિશેષ ક્રોધ ઉત્પન્ન થયો તેથી તેણે મહોબતખાનને અને શાહજાદાને પાછા બોલાવી લીધા તેમની જગ્યાએ ગુજરાતના સુબા બહાદુરખાનને દક્ષિણનો સુબેદાર નિમ્યો અને તેના તાબામા સત્તર હજાર સિપાઇઓનુ લશ્કર આપી તેને મરાઠા સાથે યુદ્ધ કરવા મોકલ્યો દક્ષિણની સુબેદારીપર આવતાજ તેણે ત્યાની પરિસ્થિતિ ધ્યાનમા લઇ વિચાર કર્યો કે –'આપણી પાસેનુ લશ્કર મરાઠા લશ્કર સાથે યુદ્ધ કરવાને પૂરતુ નહિ હોવાથી તેમની સાથે યુદ્ધ કરવાની ખટપટ નહિ કરતા મરાઠાઓ આપણા પ્રાત ઉપર સ્વારી કરી રૈયતને ત્રાસ આપે છે તે બધ પાડવાની વ્યવસ્થા કરવી જોઇએ '

ઉપર જણાવ્યા પ્રમાણે કોળી રાજાઓના રાજ્ય હસ્તગત કર્યાથી મોરોપતને મોગલોના નાસિક પ્રાતપર સ્વારી કરવાનુ ઘણુજ અનુકૂળ થઈ પડ્યુ ઇ૦ સ૦ ૧૬૭૨ ના જુલાઇ માસમા ત્યાનો ઘાટ ઓળગીને તેણે તે પ્રાતપર સ્વારી કરી. તે સમયે નાશિકત્ર્યબકનુ થાણુ લુખજી જાધવના ભાણેજપુત્રના તાબામા હતુ. તેની પાસે ચાર હજારનુ સૈન્ય હતુ, પરતુ તેનુ કશુ ચાલ્યુ નહિ મોરોપતે તેનો પરાભવ કરીને ત્યાનો પ્રાત પોતાને હસ્તગત કર્યો તેજ પ્રમાણે વણીદિંડારીના થાણા ઉપર સીદી હલાલ હતો તેનો પરાજય કરીને તે પ્રાત પણ પોતાને હસ્તગત કર્યો આ પ્રમાણે એ બન્ને સરદારો પરાભૂત થવાથી ઔરંગઝેબને તેમનાપર ઘણોજ ગુસ્સો આવ્યો, તેથી આ બન્ને સરદારો અને તેમની સાથે બીજા બે મોગલ સરદારો પણ પોતાની મોટી ઘોડેસ્વાર સેનાઓ સાથે શિવાજીમહારાજને આવી મળ્યા આથી દિલેરખાન ઘણોજ ગભરાયો અને ગુજરાતનુ રક્ષણ શી રીતે કરવુ, એ બાબત તેને મોટી ચિતા થઇ પડી આ બાજુથી શિવાજીમહારાજની મોટી સેના ગમનગરમા તૈયાર થતી હતી, તેથી પાછી સુરતના લોકોની લોખડને પાયે બેઠી હાય એમ લાગતુ હતુ, પરતુ આ સેનાએ પોતાનો મોરચો ત્યાથી ફેરવીને વરાડ પ્રાતપર સ્વારી કરી અને તે પ્રાત તેમજ તૈલગણ લૂટવાનો એકસરખો સપાટો ચલાવ્યો એટલે બહાદુરખાને તેમની પૂઠ પકડી, પરતુ તેને ભૂલથાપ આપીને ત્યાથી છટકી તેણે ભાગાનગર તરફ પોતાનો મોરચો ફેરવ્યો ત્યાથી પાછા ફરતા તેણે પોતાના બે વિભાગ કરીને બન્ને દિશામા દોડ કરી તેમાના એક ભાગની પાછળ બહાદુરખાન પડયો અને બીજા ભાગની દિલેરખાને પૂઠ પકડી, પરતુ મહારાજની સેનાએ તેમને કાઇ પણ દાદ આપી નહિ એક ઠેકાણે મહારાજના સાઢી સાતસો ઘોડેસ્વારોએ મોગલોના દશ હજારના સૈન્યપર હલ્લો કર્યો અને તેઓને ગભરાવીને નસાડી મૂકયા; પરતુ મોગલોને વખતસર બીજી મદદ આવી મળવાથી મરાઠાઓનો પરાજય થયો આ યુદ્ધમા મરાઠાઓના ચારસો સૈનિકો મરાયા

મરાઠાઓ જે કુંગરાળ માર્ગે સ્વારી કરવા આવતા હતા ત્યા પોતાનુ લશ્કર રાખી તેમને અટકાવવાનો અને પર્વતોની ખીણુ ઉપર તોપો ગોઠવવાનો બહાદુરખાને વિચાર કર્યો. નવા સુબેદારનો વિચાર દિલેરખાનને પસદ પડયો નહિ. ચાકણના

કિલ્લાને ઘેરો ઘાલીને હસ્તગત કરેલો હોવાથી તેના મગજમા રાઇ ભરાઇ ગઇ હતી. ઔરંગઝેબ તેને ઘણો બુદ્ધિમાન અને શૂરવીર સરદાર જાણતા હતા એ સરદાર-નો મદ હજુ પૂરેપૂરો ઉતર્યો નહોતો મરાઠાઓ સાથે યુદ્ધ કરવાની તેને હજુ ઉમેદ હતી તેણે ખાનજહાનને સલાહ આપી કે –'પર્વતોમા આપણુ લશ્કર અટકાવી રાખવાથી કશો ફાયદો નથી આપણા લશ્કરસહિત શિવાજીમહારાજના તાબાના કિલ્લાપર ચઢાઈ કરવાનો ઉદ્યોગ કરવો જોઇએ ' પરંતુ ખાનજહાનને એ સલાહ યોગ્ય નહિ જણાતા તેણે પોતાનો પ્રથમનો વિચાર અમલમા મૂકયો. એ વિચારનુ પરિણામ શુ આવ્યુ ? મહારાજના સેનાપતિએ ખાનદેશ ઉપર સ્વારી કરવાનુ બંધ રાખી પોતાના લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ બનાવી અને અહ-મદનગર અને ઔરંગાબાદ શહેરની આસપાસ તે ચક્કર મારવા લાગ્યો નવા સુબેદારે પોતાનુ લશ્કર દોડાવી તેમનો પરાજય કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમા તેને યશ મળ્યો નહિ અંતે ચોમાસુ શરૂ થવાથી તેઓને ભીમા નદીને કિનારે પેડગાવ આગળ છાવણી કરવી પડી એ સ્થળે નિવાસ કરતી વખતે પોતાના રક્ષણમાટે તેમણે ધૂળનો કોટ બનાવી તેનુ નામ બહાદુરગઢ પાડયુ. એ સ્થળે રહીને મરાઠાઓપર ચારે તરફથી હલ્લા કરવાનુ ઘણુજ સગવડ-ભરેલુ હોવાથી બહાદૂરશાહે પોતાની છાવણી ત્યા ઘણાજ વરસો સુધી રાખી હતી.

આ સમયે શિવનેરી કિલ્લો મોગલોના તાબામા ગયો હતો અને તેના રક્ષણને માટે ત્યા ઘણા માણસો રાખવામા આવ્યા હતા આ કિલ્લો પોતાના હાથમા આવે એવી મહારાજ-ને ઉત્કૃષ્ટ ઇચ્છા થઇ આવી એનુ એક કારણ એવુ હતુ કે, આ કિલ્લો મોગલોના પ્રાંતની સરહદપર આવેલો હોવાથી તેમના તે પ્રદેશનુ સારૂ રક્ષણ થતુ હતુ; અને એનેજ લીધે ઉત્તર કોંકણમાથી મોગલોના પ્રદેશમા પ્રવેશ કરવાનુ કાર્ય અતિ મુશ્કેલ થતુ હતુ બીજુ કારણ એવુ હતુ કે, આ કિલ્લો મહારાજનુ જન્મસ્થાન હતો અને તેથી મોગલોના હાથમા તે રહે એ ઇચ્છવાજોગ નહોતુ આથી તેમણે એ કિલ્લો હસ્તગત કરવાનો વિચાર કર્યો આ કિલ્લો અબ્દુલ અઝિઝખાન નામના એક સરદારના તાબામા હતો આ સરદાર પૂર્વાશ્રમમા બ્રાહ્મણ હતો અને પાછળથી તેણે ઇસ્લામધર્મનો સ્વીકાર કર્યો હતો, તે ઔરંગઝેબનો ઘણોજ વિશ્વાસુ સરદાર હતો તેને મહારાજે પુષ્કળ દ્રવ્ય લઇને કિલ્લો પોતાને સ્વાધીન કરવાનો સંદેશો કહાવી મોકલ્યો મહારાજે આપવાનુ કહેલુ દ્રવ્ય પોતાને મળ્યા પછી કિલ્લો સ્વાધીન કરવાનુ તેણે કબૂલ કર્યું, અને અમુક દિવસે કિલ્લો સ્વાધીન લેવાને માટે મહારાજે સાત હજારનુ ઘોડેસ્વાર સૈન્ય મોકલવુ એવો સંદેશો કહાવ્યો તે પ્રમાણે મહારાજે પોતાની ઘોડેસ્વાર સેના ત્યા રવાના કરી, પરંતુ આ સરદારે દગા-બાજી કરીને બહાદુરશાહને પોતાની પ્રપંચયુક્તિ જણાવી પુષ્કળ મોગલસૈન્યને કિલ્લા પાસે લાવી રાખ્યુ હતુ એથી જ્યારે મહારાજનુ સૈન્ય ત્યા પહોચ્યુ ત્યારે તે લોકોએ તેનાપર અચાનક હલ્લો કર્યો. આ લઢાઇમા મહારાજના સૈન્યનો પરા-જય થયો અને તેને પાછા ફરવુ પડયુ

મોગલસરદાર ખાનજહાન પોતાની ધારણામા સફળ નહિ થવાથી તે એકજ

સ્થળે પડાવ નાખી રહ્યો હતો. તે સમયે મહારાજે વેગળા પ્રદેશમા ચઢાઇ મોકલી. ગોવળકોડાના બાદશાહ કુતુબશાહના રાજ્યમા ફ્રેંચ[1] લોકોએ બડ મચાવ્યાના સમાચાર મળતા બાદશાહ વિશાળ લશ્કરસહિત તે તરફ જવાના વિચારમા હતા. શાહના દરબારમા મહારાજનો એક વકીલ રહેતો હતો, તેણે એ સમાચાર જણાવ્યાથી મહારાજ રાયગઢથી દશ હજાર સિપાઇઓસહિત ગોવળકોડાપર ચઢાઇ લઇ ગયા મહારાજ કયા જતા હતા તે તેમણે પોતાના હમેશના રિવાજ પ્રમાણે કોઇને જાણવા દીધુ નહિ તેઓ ઔરગાબાદ, અહમદનગર કે વિજાપુર ઉપર ચઢાઈ લઇ જાય છે, તે પ્રથમ કોઇ જાણી શકયુ નહિ મહારાજે લાબી મજલ કરતા કરતા કુતુબશાહના પ્રાતમા પ્રવેશ કર્યો અને અકસ્માત હૈદ્રાબાદ શહેર નજીક જઈ થોભ્યા એકાએક હુમલો આવેલો જાણી શહેરની પ્રજા ગભરાઈ ગઇ. મહારાજે શહેરના આગેવાનોને અને અમલદારોને ધમકી આપી કે—'અમને વીશ લાખ હોન ખડણી આપવી, નહિ તો તમારૂ શહેર બાળી ભસ્મ કરી નાખીશુ ' તેઓએ મહારાજની માગણી કબૂલ કરી ખડણીની રકમ ભરી દઇ, શહેર ઉપર આવી પડેલુ વિઘ્ન ટાળ્યુ એ રકમથી સતોષ પામી શહેરમા કાઇ પણ ઉપદ્રવ નહિ કરતા મહારાજ સત્વર રાયગઢ પાછા ફર્યા

મહારાજ ચઢાઇમા ગયા તે વખત દરમ્યાન સુરતમા તૈયાર થયલા મોગલના અને સીદીના વહાણોએ એકત્ર થઇને કોકણપટ્ટીના સમુદ્રકિનારાપરના ગામો ઉપર સ્વારી કરી પુષ્કળ નુકશાન કર્યું દડારાજપુરીમા મહારાજે જે કોટ બધાવ્યો હતો તેપર તેઓએ છાપો મારી કોટનો નાશ કર્યો એ કોટ ગયો બલ્લાળના તાબામા હતો બલ્લાળે મોગલો સાથે સખ્ત રીતે યુદ્ધ કર્યુ હતુ, પરતુ અતે તેનો પરાજય થયો અને તે રણમા પચત્વ પામ્યો દડારાજપુરીપર સીદીએ આ હલ્લો હોળીના તહેવારપર કર્યો હતો કિલ્લાના રખેવાળો રાત્રે સૂઇ ગયા હતા તેવામા અચાનક સીદી ચઢી આવ્યો સીદી ખૈરાત જમીનમાર્ગે સૈન્ય લઇને ચઢી આવે છે એવુ જાણીને મરાઠાઓ તેની સાથે યુદ્ધ કરવાને ગયા હતા આ તકનો લાભ લઇને યાકુતખાને ચાળીસ વહાણોની મદદથી જળમાર્ગે હલ્લો કરીને કિનારો સર કરી લીધો, અને તેના સૈન્યે અદર દાખલ થઇને કતલ શરૂ કરી આ ગડબડમા ત્યાના દારૂગોળાના ભડારને આગ લાગવાથી એક મોટો ધડાકો થયો અને પુષ્કળ માણસો મરાયા એવું કહેવાય છે કે, મહારાજ આ સમયે ચાળીસ માઇલના અતરપર હતા તેઓ આ ધડાકો સાભળીને એકદમ ઉંઘમાથી જાગી ઉઠયા અને કહ્યુ કે દડારાજપુરીમાં કઇક દગો થયો હોય એમ લાગે છે શુ બીના બની છે તેની તપાસ કરવાને માટે તેમણે માણસો પણ મોકલ્યા હતા દડારાજપુરીને લગતા મહારાજના સાત કિલ્લાએ હતા તે કિલ્લાઓપર યાકુતખાને હલ્લો કર્યો અદરના લોકોએ બેત્રણ દિવસ સુધી તેનો બચાવ કર્યો, પરતુ નાઇલાજ થઇને આખરે તેમને છ કિલ્લા છોડી

[1] સેટ થોમી નામના થાણાપરથી કુતુબશાહના માણસોને ફ્રેંચોના ગવર્નરે હાકી મૂકયા હતા, તેથી તે થાણુ ફરીથી હસ્તગત કરવાને પોતાનુ સૈન્ય મોકલવાનો વિચાર કુતુબશાહ કરતો હતો

દેવા પડ્યા અને એકજ કલ્લાવાળાઓએ માત્ર સાત આઠ દિવસ સુધી ટકાવ કર્યો. એટલા સમયમા મહારાજની મદદ આવી પહોચશે એવી તેમને આશા હતી; પરતુ તે આશા વ્યર્થ છે, એવું લાગવાથી છેવટે તેમને તે કિલ્લો શત્રુને સ્વાધીન કરવો પડયો યાકુતખાને અદરના લોકોને અભયવચન આપવાથી તેઓ બહાર આવ્યા. આ સર્વ મળીને સાતસો માણસો હતા, પરતુ કિલ્લો હાથમા આવ્યા પછી યાકુતખાને દગાબાજી કરી જે જે ખૂબસુરત અને યુવાન સ્ત્રીઓ હતી તેમને પકડીને ગુલામ બનાવી અને મુસલમાન ધર્મમા વટલાવી જે સ્ત્રીઓ વૃદ્ધ અથવા બદસુરત હતી તેમને છોડી મૂકી અને પુરુષમાત્રની કતલ કરી પોતાના આ ક્રૂર અને અધમ કાર્યની હકીકત તેણે મોગલ સેનાપતિને લખી જણાવી તેના આ અધમ કાર્યની તે મોગલ સેનાપતિએ તારીફ કરી, એટલુજ નહિ પણ તેની મનસબદારી પણ વધારી આપી અને તેને શિરપાવ પણ આપ્યો, પરતુ ગોવળકોડાથી પાછા આવ્યા પછી મહારાજે તેનો બરોબર બદલો લીધો

સીદીએ કરેલા ભયકર ક્રૂર કર્મનો બદલો વાળવાને માટે મહારાજે તેના પ્રદેશમા એકસરખુ તોફાન મચાવી મૂકયુ. દડરાજપુરી કબજે કરવાને માટે તેમણે મુબઇના અગ્રેજોની મદદ માગી હતી, પરતુ સુરતના અગ્રેજોની કાઉન્સીલે તથા પ્રમુખે એવી સલાહ આપી કે –"શિવાજીને મદદ કરવાથી મોગલો આપણાપર નારાજ થશે અને આ દેશમાથી આપણે ઉઠાતરી કરવી પડશે શિવાજી દારૂગોળો વગેરે માગે છે તે તેને આપશો નહિ, પણ નથીજ આપતા એવુ કહીને તે આપણાપર ગુસ્સે થાય એવુ પણ કરશો નહિ તેને અદ્ધરતાલજ રાખજો જો દડરાજપુરી શિવાજીના હાથમા જશે તો તેમા આપણને નુકશાન છે, કારણ કે તેથી મુબઇબદરને તેના તરફથી હમેશા ઉપદ્રવ થવાનો ભય છે " આવી સલાહ મળવાથી મુબઇના અગ્રેજ વ્યાપારીઓએ તટસ્થવૃત્તિ ધારણ કરી, પરતુ જ્યારે આરગઝેબે પોતાના ૩૬ વહાણોનો કાફલો મોકલીને મહારાજના કોકણ કિનારાપરના શહેરોપર સ્વારી કરી અને મહારાજના નાના નાના ઘણા વ્યાપારી વહાણોનો તેણે નાશ કર્યો ત્યારે એ કાફલાના ભયથી મહારાજે પોતાના છ વહાણ મુબાઇના બદરમા રાખ્યા હતા જ્યારે મોગલોના કાફલાને આ વાતની ખબર પડી ત્યારે તે વહાણ કબજે કરવાનો તેણે વિચાર કર્યો; પરતુ અગ્રેજ વ્યાપારીઓએ એવુ જણાવ્યું કે સને ૧૬૬૦ મા શિવાજીએ ગજાપુરમા તેમની વખાર લૂટી હતી તેનો બદલો લેવાને તેમણે એ વહાણો પોતાને કબજે કરેલા છે તેમની એ વાત સાચી માનીને મોગલ આરમારે તે વહાણને જતા કર્યા આ પ્રમાણે મોગલોનો કોપ પોતાનાપર ઉતરે નહિ અને શિવાજીમહારાજ રાજી રહે એવી યુક્તિ મુબઇના અગ્રેજ વ્યાપારીઓએ કરી ફ્રેચ વ્યાપારીઓ પણ મહારાજને ખુશી રાખવાનો પ્રયત્ન કરતા હતા મોગલોને ખબર પડે નહિ એ પ્રમાણે તેઓ મહારાજને તોપો, બદુકો અને દારૂગોળો વગેરે પૂરૂ પાડતા હતા. મહારાજના કાફલા વચ્ચે અને મોગલોના કાફલાની જેણે મદદ લીધી છે એવા સીદીના કાફલા વચ્ચે ઉપર જણાવ્યુ તે પ્રમાણે યુદ્ધ ચાલતું હતું તે વખતે એક ફ્રેચ વહાણે મહારાજના કાફલાને ૮૦ નાની તોપો

અને ૨૦૦૦ મણ દારૂગોળો ગુપ્તપણે વેચ્યો હતો એવું કહેવાય છે મુંબઈના બંદરમાથી દાખલ થઇને મહારાજના તાબાનો કુલાપ્રાંત ઉજ્જડ કરવાનો મોગલોના અને સીદીના કાફલાના સરદારોએ વિચાર કર્યો અને તે બેટના અંગ્રેજ ગવર્નર આંગિયર પાસે તેમણે બંદરમા દાખલ થવાની પરવાનગી માગી, પણ તે તેણે આપી નહિ પછી આગળ જણાવ્યા પ્રમાણે કંઇક ગામોનો નાશ કરીને સીદી પાછો ગયો અને અંગ્રેજોની પરવાનગી લીધા વગરજ મુંબઇબંદરમા તેણે પ્રવેશ કર્યો, અને ત્યા જઇને એવી સલાહમસલત કરવા લાગ્યો કે–"આપણે બે એકત્ર થઇને શિવાજી સાથે યુદ્ધ કરીએ." આ વાતની બાતમી જ્યારે મુંબઇમાના શિવાજીમહારાજના વકીલને મળી ત્યારે તેણે અંગ્રેજોને એવી ધમકી આપી કે–"જો તમે સીદી સાથે મળી જશો તો શિવાજીમહારાજ તમારાપર ખાસ સ્વારી કરશે" આથી આ પ્રસંગે તટસ્થ રહેવામાજ પોતાનો લાભ સમાયેલો છે, એમ લાગવાથી આંગિયરે સીદીની માગણીનો ઇન્કાર કર્યો, પણ સીદીએ મુંબઇબંદરમાથી પેણ અને નાગોટની ખાડીઓદ્વારા કંઇક વહાણો મોકલીને તે બાજુના મહારાજના ગામોનો નાશ કરવાનો અને લોકોને પકડી લાવવાનો ક્રમ શરૂ કર્યો ત્યારે રાયગઢપરથી મહારાજના સૈન્યે આવીને સીદીના માણસોપર હલ્લો કરીને તેમની કતલ કરી નાખી સીદીના કેટલાક અમલદારોના ડોકા કાપી નાખીને તેઓ મહારાજ પાસે લઇ ગયા હતા એવું પણ કહેવાય છે

આ સમયે અંગ્રેજો અને ડચ લોકોને પરસ્પરમા વૈર વધી ગયુ હતુ અને તેઓ એકબીજા સાથે યુદ્ધ કરતા હતા ડચલોકોનો એક સેનાપતિ બાવીસ વહાણોનો કાફલો લઇને ઉત્તરમાથી મલબારના કિનારા આગળ આવ્યો મુંબઇબંદરપર હલ્લો કરીને તે બેટ હસ્તગત કરવો એવો તેના મનમા ઇરાદો હતો મહારાજની કીર્તિ પ્રથમથીજ તેના સાભળવામા આવી હતી તેથી તેણે મહારાજને સંદેશો કહાવી મોકલ્યો કે–"જો તમે અમને જમીનમાર્ગે ત્રણ હજાર સૈનિકો આપીને મુંબઇ બેટ જીતવામા મદદ કરો તો દંડરાજપુરી અને જંજીરા જીતવામા હું તમને મારા કાફલાની મદદ કરીશ" આ સંદેશાનો મહારાજ શો જવાબ આપે છે તેની તે ડચ સેનાપતિ રાહ જોવા લાગ્યો, પરંતુ મહારાજ આ વખતે બીજા મહત્ત્વના કાર્યમા રોકાયેલા હોવાથી અને આ ડચ સેનાપતિપર ભરોસો રાખીને અંગ્રેજો સાથે વિરોધ કરવો એ વ્યાજબી નથી એમ લાગવાથી તેમણે ડચ સેનાપતિના સંદેશાપર કંઇ ધ્યાન આપ્યુ નહિ એમના તરફથી કાંઇ પણ મદદ મળતી નથી એવુ જોઇને તે ડચ સેનાપતિ નિરાશ થઇને પાછો ચાલ્યો ગયો



# प्रकरण २२ मुं–विजापुरसरकार साथे पुनः युद्ध



આદિલશાહના મુખ્ય વજીર અબ્દુલ મહમ્મદે મહારાજ સાથે ગુપ્તરીતે તહનામુ કરી પ્રતિવર્ષે ત્રણ લાખ રૂપિયાની ખડણી આપવાનુ કબૂલ કર્યું હતુ, એ પાછળ લખવામા આવ્યુ છે એ તહનામા પ્રમાણે મહારાજને પ્રતિવર્ષે ખડણીની રકમ પહોચતી હોવાથી મહારાજે વિજાપુરસરકારના રાજ્યમા તોફાન મચાવવાનુ બધ કર્યું હતુ, પરતુ ઇ૦ સ૦ ૧૬૭૩મા આદિલશાહ મરણ પામ્યાથી તેનો પાચ વર્ષનો શાહજાદો ગાદીપર બેઠો અને ખવાસખાન મુખ્ય કારભારી નિમાયો અબ્દુલ મહમ્મદના હાથમાથી રાજ્ય કાર્યભાર જવાથી તેણે મહારાજ સાથે થયેલુ તહનામુ રદ કર્યું ખવાસખાનને રાજ્યાધિકાર મળવાથી તે કોઇને ગણકારતો નહોતો ઇતર સરદારો તેની ઇર્ષ્યા કરવા લાગ્યા તેઓ પોતપોતાનો પક્ષ સબળ કરી પરસ્પર સાથે કલહ કરવા લાગ્યા વિજાપુરી સરદારો વચ્ચે વૈમનસ્યની વાર્તા મહારાજે પોતાના બ્રાહ્મણકારભારીદ્વારા સાભળી, ત્યારે વિજાપુરસરકારના રાજ્યમા પુન તોફાન કરવાનો ઉત્કૃષ્ટ સમય જાણી વિશાળગઢ ઉપર પુષ્કળ લશ્કર એકઠુ કરી મહારાજે આદિલશાહી પ્રાતોપર પુન ચઢાઇ કરવાની તૈયારી કરી, એટલે વિજાપુર રાજ્યના મુખ્ય સેનાપતિ અબ્દુલ કરીમ બહિલોલખાને મોગલો સાથે મિત્રતા કરી અને મહારાજ સાથે યુદ્ધ કરવા તૈયાર થયો.

એકત્ર કરેલા લશ્કરમાથી પદર હજાર સૈનિકોને મહારાજે પન્હાળાનો કિલ્લો પાછો મેળવવા મોકલ્યા મરાઠાસૈન્યે કિલ્લાને ઘેરો નાખ્યો તે સમયે અબ્દુલકરીમ મોટી ફોજ લઇને તેમનાપર હુમલો લઇ ગયો ઉભય પક્ષ વચ્ચે ઘનઘોર યુદ્ધ થયુ. તેમા ખાનને પ્રથમ વિજય મળવાથી પોતાના થાકેલા સૈન્યને વિશ્રાતિ આપવાની ઇચ્છાથી તેણે તિકોટામા છાવણી નાખી એટલામા મહારાજના લશ્કરને વખતસર સહાયતા મળતાજ તેઓએ પુન શત્રુપર હુમલો કરી ખાનના લશ્કરનો પરાજય કર્યો [1] આ પ્રમાણે પન્હાળાનો કિલ્લો હસ્તગત થયા પછી મહારાજે સતારાના કિલ્લેદારને લાચ આપીને તે કિલ્લો પોતાને હસ્તગત કર્યો (સપ્ટેબરસને ૧૬૭૩)

જ્યારે મહારાજના વિજયની વાત અગ્રેજોના સાભળવામા આવી ત્યારે તેમના

---

૧ મોડકકૃત ઇતિહાસમા લખ્યુ છે કે, એ યુદ્ધમા જે મરાઠા સૈનિકો નાસી આવ્યા હતા તેમાના કેટલાકને મહારાજે દેહાતદડની શિક્ષા કરી હતી

અધ્યક્ષ આગિયરે તા૦ ૧૬મી સપ્ટેબર ૧૬૭૩ ના દિવસે એવુ લખ્યુ કે –"શિવાજી પોતાના સર્વ શત્રુઓ સાથે ટક્કર દઇ શકે એટલો સમર્થ થયો છે મોગલોનુ સૈન્ય તેના પ્રદેશમા પ્રવેશ કરે એવો પૂરો સભવ છે, અને વિજાપુરસરકારનો સરદાર બહિલોલખાન પણ તેમના ઉપર સ્વારી કરે એમ લાગે છે શિવાજી મહારાજ સાથે બરોબર યુદ્ધ કરીને તેનો સપૂર્ણ નાશ કરવાની વિજાપુરસરકારના સરદારની દાનત હોય એમ લાગતુ નથી " મહારાજ જ્યારે દક્ષિણમા પાછા ફર્યા ત્યારે તેમની પૂઠ પકડવાનુ રહેવા દઇને બહિલોલખાને કોલ્હાપુરમા પોતાનો મુકામ કર્યો અને તે એવા નિમિત્તથી કે મહારાજ જ્યારે કાનડા પ્રાતમાથી પાછા ફરે ત્યારે તેમને અટકાવવા આ યુદ્ધમા વિજય પ્રાપ્ત થયા પછી મહારાજે આગળ કૂચ કરી કેટલાક ગામો તથા શહેરો લૂટી લીધા અને પછી તેમણે હુબલી શહેરપર હુમલો કર્યો. તે સમયે એ શહેરની પ્રજા ધનવાન હોવા સાથે ત્યા મોટો વ્યાપાર ચાલતો હતો એ શહેરમા જૂદા જૂદા દેશના શાહુકારો વ્યાપાર કરવા આવ્યા હતા મહારાજે નિશ્ચિતપણે શહેર લૂટી લીધુ કહેવામા આવે છે કે, એ શહેર લૂટતા મહારાજને જેટલુ દ્રવ્ય મળ્યુ તેટલુ બીજુ કોઇ પણ શહેર લૂટતા મળ્યુ નહોતુ તેના અગ્રેજ વ્યાપારીઓને પણ મહારાજે લૂટયા હતા તેમા તેઓને સાત આઠ હજાર હોનનુ નુકશાન થયાનો લેખ મળી આવે છે એ સમયના મુબઇના ગવર્નર મિ આગિયરે મહારાજ સાથે નમ્ર વર્તન રાખી સ્નેહભાવ રાખ્યો હતો તેણે મહારાજને નાખુશ કરવાનો કદિ પણ યત્ન કર્યો નહોતો હુબલીના અગ્રેજ વ્યાપારીઓને શહેરની લૂંટ વખતે જે નુકશાન થયુ હતુ તે વસુલ કરવા માટે ગવર્નર સાહેબે અનુકૂળ સધિ જોઇ મહારાજ પાસે માગણી કરી હતી તે માગણીનો મહારાજે પ્રત્યુત્તર વાળ્યો હતો કે –' એ શહેરના તમારા વ્યાપારીઓને મારા સિપાઇઓએ કઇ પણ ત્રાસ આપ્યો નથી તેમજ તમે લખો છો તેટલુ તેઓને નુકશાન પણ થયુ નથી ' એ સબધી તેમની ખાત્રી કરી આપવા માટે મહારાજે પોતાના અમલદારો પાસેથી લૂટની યાદીઓ મગાવી તેમને બતાવી આપ્યુ કે માત્ર બસો હોનની કિમતનો માલ અગ્રેજોની વખારમાથી લૂટયો હતો એ અને રાજાપુરમા થયેલુ નુકશાન અમે સગવડ પ્રમાણે ભરી આપવા તૈયાર છીએ એ પ્રમાણે બન્ને વચ્ચે મિત્રભાવે પત્રવ્યવહાર ચાલતો હતો, તે દરમ્યાન મહારાજે અગ્રેજોને રાજાપુરમા પુન વખાર ઉઘાડવા આગ્રહ કર્યો અગ્રેજોએ તે કબૂલ કર્યું, પરતુ મહારાજે મિ આગિયર પાસે પોતાના લશ્કરી વહાણો મજબૂત બનાવવા થોડીક તોપોની માગણી કરી તે તેમણે સ્વીકારી નહિ, કારણ કે ગવર્નરને મોગલોની અને સીદીની સજ્જડ બીક હતી અગ્રેજો સાથે સ્નેહસબધ રાખી તેમને થયેલુ નુકશાન ભરી આપવા મહારાજ તૈયાર થયા હતા તેનું કારણ એ હતું કે, સીદી અને મોગલોના વહાણો સાથે યુદ્ધ કરતી વખતે ગવર્નર તરફથી તેમને સહાયતા મળવાનો સભવ જણાતો હતો મહારાજે મિ આગિયરને કહ્યુ હતુ કે –' તમારી સાથે તહનામુ કરવાની અમારી ઇચ્છા છે સીદીને તમારો શત્રુ જાણી તેનો જજીરા કબજે કરવામા અમને મદદ કરશો તો તમારું સર્વ નુકશાન અમે ભરી આપીશુ ' ગવર્નરે તે સરત કબૂલ કરી નહિ; કારણ કે સુરત-

આ અંગ્રેજોનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. એ શહેર મોગલોના તાબામા હોવાથી અંગ્રેજોનું ઇષ્ટાનિષ્ટ અદષ્ટ મોગલબાદશાહના હાથમા હતુ, તેથી મોગલોને યત્કિંચિત્ પણ દુભવવાનુ તેમને હિતકર ન જણાય, એ સ્વાભાવિકજ હતું. અંગ્રેજોદ્વારા શિવાજીમહારાજને સહાયતા મળવાના સમાચાર જણાતાજ બાદશાહ અગ્રેજ વ્યાપારીઓને સુરતમાથી કાઢી મૂકવા ચૂકશે નહિ, એવી પણ ગવર્નરની ખાત્રી હતી વળી સીદીએ મોગલોની ઉપરિ સત્તા સ્વીકારેલી હોવાથી અગ્રેજો તેની વિરુદ્ધ થઇ શિવાજીમહારાજ સાથે તહનામુ કરે તો તે પણ ઔરગઝેબને પસદ પડે તેમ નહોતુ અસ્તુ શિવાજીમહારાજ સાથે વિરોધ કરી સીદી સાથે અગ્રેજો સ્નેહસબધ રાખે તો તેમ કરવામા પણ તેઓને ભીતિ લાગતી હતી; કારણ કે, મુબઇ બેટની આસપાસ સર્વત્ર મહારાજની સત્તા પ્રવર્તતી હતી, અને તેમના પ્રાતમા પુષ્કળ અગ્રેજો વ્યાપાર કરતા હતા તેથી મહારાજ ગુસ્સે થતા અગ્રેજોને મુબઇ બેટમા કોઇ સ્થળે આશ્રય મળે નહિ એવી તેમને સદોદિત બીક લાગતી હતી એ સર્વ કારણોને લીધે ગવર્નર મિ આંગિયર કોઇ પણ પક્ષમા નહિ ભળતા તટસ્થજ રહ્યા સીદી તેમની પાસે વારવાર સહાયતા માગતો, પરતુ તેઓ હમેશા તેને સાફ ના પાડતા સીદી મુબઇના બારામાથી પોતાના વહાણો પસાર કરવાની ગવર્નર પાસે પરવાનગી માગતો હતો, પરંતુ તેઓએ કોઇ પણ પક્ષના વહાણોને પોતાના બદરમાથી પસાર થવા દીધા નહિ તેમણે મોગલોના માત્ર ચાર વહાણો પોતાના બદરમા રહેવા દીધા હતા, પણ તે ઉપરના મનુષ્યોને કોઇ પણ બહાને પૃથ્વી ઉપર ઉતરવાની સખ્ત મના કરી હતી ગવર્નરના તટસ્થપણા બદલ ઉભય પક્ષ તરફથી તેમને સારૂ માન મળતુ અગ્રેજ અને મહારાજ વચ્ચે ભવિષ્યમા ઉભી થયેલી ખટપટનુ વર્ણન આગલા એક સ્વતત્ર પ્રકરણમા લખવામા આવશે આ સ્થળે મહારાજ અને વિજાપુરસરકાર વચ્ચે જે વિશેષ યુદ્ધ થયા હતા તેનુજ વર્ણન લખવામા આવે છે

મહારાજ પશ્ચિમકિનારાનો સર્વ પ્રદેશ સ્વતત્રરીતે પોતાને કબજે લેવા ચાહતા હતા એ હેતુ સિદ્ધ કરવા માટે તેમણે પોતાના વહાણો સુસજ્જ કરી કારવાર, આંકોલા, વગેરે શહેરો ઉપર પુન ચઢાઇઓ કરવા સરદારો મોકલ્યા અને પ્રાતમાના દેશમુખીઓને બડ કરવાની ઉશ્કેરણી કરી દેશમુખીઓએ પોતાના પ્રાતના મુસલમાન થાણદારોને તેમના થાણા છોડાવી નસાડી મૂક્યા

વિજાપુરસરકાર સાથે નિશ્ચિતજીવે અને નિર્વિઘ્ને યુદ્ધ કરતા ફાવે તેથી મોગલોને લાલચ બતાવી તેમને થોડા દિવસ શાત રાખવાના ઉદ્દેશથી મહારાજે ખાનજહાનને પત્ર લખ્યો કે –' મારો અપરાધ ક્ષમા કરી બાદશાહ પાસે મારી ભલામણ કરવી અને તેમના વચન પ્રમાણે મને દક્ષિણની દેશમુખી આપી બાદશાહે મને પોતાની પાસે બોલાવવો મારા પુત્ર સભાજીને પુન મનસબ આપવી. તેમ થવાથી બાદશાહની સેવા કરવાના કાર્યમા ભવિષ્યમા વાધો પડશે નહિ હું બાદશાહ સાથે હમેશા પ્રમાણિકપણે વર્તીશ ' મહારાજની અરજી ખાને ઔરગઝેબ તરફ રવાના કરી અને તે મજુર કરવા માટે ખાને તેમને આગ્રહપૂર્વક વિનતિ

ફરી વાસ્તવિક સ્થિતિ એવી હતી કે, ખાનજહાને મહારાજ સાથે ગુપ્ત રીતે સ્નેહ-સબધ રાખ્યો હતો, કારણ કે દક્ષિણમા આવ્યા પછી મહારાજ સાથે યુદ્ધ કરી તેમને તાબામા લેવાનુ કાર્ય ખાનને અતિશય કઠિન જણાયુ હતુ ખાનની ફોજ પણ ઓછી થઇ હતી અને બાદશાહ વધારે લશ્કર મોકલવા ખુશી નહોતા એમ હોવાથી તેમણે મહારાજ સાથે શત્રુતા નહિ કરતા તેમની સલાહ પ્રમાણે વર્તવાનો અને તેઓ પોતાના તાબાના પ્રદેશમા ઉપદ્રવ ન મચાવે એવી ગોઠવણ કરવાનો વિચાર કર્યો મહારાજ જે સમયે વિજાપુરસરકાર સાથે પુન યુદ્ધ કરવા ગુથાયા તે સમયે તેમના પ્રાતમા એ મોગલસરદારે સ્વારી કરવાની જરૂર હતી, પરતુ તેમ નહિ કરતા તે પોતાના પ્રાતમાજ સ્વસ્થ બેસી રહ્યો પોતાની એવી વર્તણુકથી ઔરગઝેબ તરફથી ઠપકો મળવાની બીકેજ ખાને મહા-રાજને અરજી કરવાની કલ્પના ઉત્પન્ન કરેલી હોવી જોઇએ ગમે તેમ હોય, પણ મહારાજે વિજાપુરસરકાર સાથે યુદ્ધ કર્યુ તે વખતે મોગલોએ તેમના પ્રાતમા કઇ પણ ઉપદ્રવ કર્યો નહોતો, તેમજ મરાઠાઓએ પણ મોગલાઇ હદમા તોફાન કર્યુ નહોતુ

એ અરસામા કારવારના ફોજદાર મિયાન સાહેબે બડ કરી પોતાના તાબાના મુસલમાન અમલદારોને કેદ પકડયા અને જે દેશમુખીઓ તેના બડમા સામેલ થયા નહિ તેઓને તાબે કર્યા ગોવાની ફિરગી પ્રજાને અને તેમની માલમત્તાને પણ તે નુકશાન કરવા લાગ્યો કારવારમા અગ્રેજોની વખાર હતી તેઓ પાસે દારૂગોળો અને બદુકો માગવા લાગ્યો. અગ્રેજોએ તેને કઇ પણ આપ્યુ નહિ, ત્યારે તેણે તેમની વખારો લૂટી લીધી ફોજદારે જે તોફાન મચાવ્યુ હતુ તેના સમચાર વજાપુરસરકારને મળતાજ ફોજદારનો પરાજય કરવા માટે તે સરકારે આઠ હજાર સિપાઇઓનુ લશ્કર મોકલ્યુ મહારાજને એ સમાચાર મળતા વિલબ થયો નહિ તેમણે એ લાગ જોઇ વિજાપુરસરકારના પ્રાતમા સ્વારી કરી અને મિઆન રાજુ-ના તાબાના કારવાર, અકોલા અને શિવેશ્વર થાણા કબજે કર્યા આ સમયે મહારાજે પોતે આગળ કુચ કરીને કારવારથી એક દિવસના અતરપર મુકામ કર્યો આ સમયનો અગ્રેજ વ્યાપારીઓનો એવો લેખ છે કે, તે વખતે મહારાજ ત્યા આવેલી એક ઉંચી ટેકરીપર કિલ્લો બાધવાનો વિચાર કરતા હતા અને કારવારના ફોજદારને બડ કરવાનુ ઉત્તેજન પણ તેમણેજ આપ્યુ હતુ

એ સમયે પરળીનો કિલ્લો વિજાપુરસરકારના તાબામા હતો, તેપર કેટલાક માવળાઓ મોકલી મહારાજે તે પોતાને તાબે લીધો તે કિલ્લા નજીકના સતારાના કિલ્લા-પર છાપો મારી મહારાજ તેને પોતાને સ્વાધીન લેવાની તૈયારીમા હતા, પરતુ કિલ્લા-પર સિપાઇઓનો મજબૂત બદોબસ્ત હોવાથી તે સહજ રીતે તેમના હાથમા આવી શકયો નહિ મહારાજના લશ્કરે કિલ્લાને ઘેરો નાખ્યો, પણ કિલ્લામા અન્ન વગેરે સામગ્રી પુષ્કળ હોવાથી સિપાઇઓએ ચાર પાચ મહિનાસુધી મહારાજના લશ્કર સાથે યુદ્ધ કરી કિલ્લાનુ રક્ષણ કર્યુ અતે કિલ્લો મહારાજના કબજામા આવ્યો, તેમાથી તેમને પુષ્કળ લૂટ મળી, અને તે સર્વ વસ્તુઓ મહારાજે રાયગઢપર મો-કલી દીધી ત્યાર પછી મહારાજે ચદનવદન, પાડવગઢ, નદગિરિ, તાટોરા વગેરે

કિલ્લા તાબે કર્યા તેજ પ્રમાણે વાઇ, કરાડ, શિરાળ અને કોલ્હાપુર કબજે કરી હુંકેરી રાયબાગપર્યંત મહારાજે પોતાની સત્તા સ્થાપી એ ચઢાઇમા તેમને પુષ્કળ લૂટ મળી હતી, તે લઇ મહારાજ રાયગઢ ઉપર આવ્યા મહારાજે પુન- લશ્કર તથા વીશ હજાર ફરસી તૈયાર કરાવવાની મોગલોને ખબર મળી તેમની એ તૈયારી કોઇ પણ શહેર લૂટવા માટે થતી હોવાનું અનુમાન કરી મોગલોએ સુરત શહેરમા ઉત્તમ બદોબસ્ત રાખ્યો વિજાપુરસરકારે કલ્પના કરી કે, મહારાજ કારવારના બળવાખોર ફોજદારની મદદ કરવા જાય છે, પરતુ ત્યા મોગલોએ પોતાના શહેરનો મજબૂત બંદોબસ્ત કર્યાનુ સાભળ્યુ ત્યારે વિજાપુરસરકારની બીક ઓછી થઇ મહારાજે તો તે બન્ને સરકારને છેતરી તેમના પચીસ હજાર સિપાઇઓ પર્વતના મધ્ય ભાગમાથી જૂદે જૂદે રસ્તે નીચે ઉતર્યા અને એકત્ર થયા પછી તેમણે એકાએક ફોડાના કિલ્લાપર હુમલો કરી તે કિલ્લાને ઘેરો નાખ્યો મરાઠા શત્રુઓને નજીક આવેલા જાણી વિજાપુરસરકારનુ લશ્કર ગભરાઇ ઉઠયુ અને તેમની સાથે યુદ્ધ કરવાનુ છોડી દઇ તેઓ નાસી ગયા

મહારાજના લશ્કરે વિજાપુરસરકારના પ્રદેશમા ખૂબ તોફાન મચાવ્યાથી ખવાસખાને બહિલોલખાન[1]ને પ્રચડ સૈન્ય આપી તેમનાપર હુમલો કરવા મોકલ્યો તેણે એકદમ પન્હાળા તરફ જઇ તેની આસપાસનો પ્રાત કબજે કરી કિલ્લાને ઘેરો નાખ્યો. એ સમાચાર સાભળતાજ મહારાજે પ્રતાપરાવ ગુજરને મોગલોપર હુમલો લઈ જવા મોકલ્યો, પરતુ પન્હાળાના કિલ્લેદારોને મદદ કરવા જઈ શત્રુઓ સાથે યુદ્ધ કરવામા પોતાના લશ્કરની પાયમાલી ન થવા દેતા તે કિલ્લાનો ઘેરો ઉઠાવવાની યુક્તિ યોજવાનો પ્રતાપરાવે વિચાર કર્યો તેણે મોગલ સરદારપર હુમલો નહિ કરતા પોતાનુ લશ્કર વિજાપુર તરફ ફેરવ્યુ અને તે તરફના પ્રાતો લૂટતો લૂટતો તે ઠેઠ વિજાપુર શહેરપર્યંત જઇ પહોચ્યો મરાઠા શત્રુઓને શહેર નજીક આવી પહોચેલા જોઈ ખવાસખાન ગભરાયો પ્રતાપરાવ સાથે યુદ્ધ કરવા જેટલુ શહેરમા લશ્કર ન હતુ, તેથી બહિલોલખાનને પન્હાળાનો ઘેરો ઉઠાવી રાજધાનીના રક્ષણ માટે તાબડતોબ આવી પહોચવાની ખવાસખાને આજ્ઞા ફરમાવી સરદાર ઘેરો ઉઠાવી પાછો આવતો હતો તે સમયે પ્રતાપરાવે તેને મિરજ અને વિજાપુરના મધ્ય રસ્તામા સપડાવી તેમને આગળ વધવાનો રસ્તો બધ કર્યો મરાઠા લશ્કરે મુસલમાની ફોજને ચારે તરફથી ઘેરી લઇ ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી મુસલમાની લશ્કરને અન્ન, જળ, ઘાસ, કાષ્ઠ વગેરે મળતુ નહિ હોવાથી તેઓ ભૂખે મરવા લાગ્યા છાવણીમાથી બહાર નીકળે લે મુસલમાન સિપાઇ નજરે પડતા મહારાજના સિપાઇઓ તેને કાપી નાખતા સામે મોઢે યુદ્ધ કરતા બળપૂર્વક યુદ્ધ કરવાનો તેમણે ભય બતાવવાથી ખાન વિશેષ ગભરાયો અને બે હાથ જોડી શરણે આવ્યો તેમજ તહનામુ કરવાની ભલામણ કરી, નિર્વિઘ્ને ત્યાથી પસાર થવાની વિનતિ કરી એ સાભળી પ્રતાપરાવે ખાનને ત્રાસ નહિ આપતા વિજાપુર જવા દીધો તેમની વચ્ચે

[1] મરાઠી બખરમા આનુ નામ અબ્દુલ કરીમ આપેલુ છે; પરતુ પ્રો. સરકાર એનું નામ બહિલોલખાન જણાવે છે.

વુ તહનામુ થયુ તે જાણવાનુ સાધન નથી, પરતુ પ્રતાપરાવની એ વર્તણુકથી મહારાજને સતોષ થયો નહિ તેને મહારાજે સખ્ત ઠપકાભરેલો એક પત્ર લખ્યો. સ્વાભિમાની સરદાર પ્રતાપરાવ મહારાજનો ઠપકો સહન કરી શકયો નહિ, તેથી તે ઘણે વેગળે ચઢાઇ લઇ ગયો કહેવામા આવે છે કે, તેણે વરાડ પ્રાત વા પૈનઘાટ તરફ ચઢાઇ કરી હતી[1] એ સમયે એટલે વેગળે ચઢાઈ લઇ જવાની અગત્ય નહોતી, કારણ કે મહારાજ સ્વત ફોડાના કિલ્લાને ઘેરો નાખી તે કિલ્લો તાબે કરવાના પ્રયત્નમા ગુથાયા હતા, તેથી શત્રુ તરફથી બીજે માર્ગે હુમલો થતા તેને પહોચી વળવા માટે મહારાજને પ્રતાપરાવની સહાયતાની વિશેષ જરૂર હતી .

મહારાજ સાથે રીસાઇને પ્રતાપરાવ ઘણે વેગળે ચઢાઇ લઇ ગયો છે તે જાણી બહિલોલખાન પોતાનુ લશ્કર એકત્ર કરી પન્હાળાનો કિલ્લો કબજે લેવાની પુન ખટપટ કરે છે, એવી મહારાજને ખબર મળી તે મુસલમાન સરદારનો વિચાર નષ્ટપ્રાય કરે એવો કોઈ સરદાર મહારાજ પાસે હાજર ન હોવાથી તેમને અતિશય દિલગીરી ઉત્પન્ન થઇ દક્ષિણમા તરતના મેળવેલા અને પોતાના પૂર્વે મેળવેલા જૂના પ્રાતમા મધ્ય ભાગમા ફોડા વગેરે જે થાણા હતા તે હસ્તગત કરી, સર્વત્ર પોતાની સ્વતત્ર સત્તા બેસાડવાનો મહારાજનો સકલ્પ હતો તે તેમના ત્યાથી ચાલ્યા જવાથી અપૂર્ણ રહેવાની તેમને ભીતિ લાગી બહિલોલખાન પ્રચડ લશ્કરસહિત પન્હાળાપર્યંત જઇ પહોચ્યો હતો, એટલામા પ્રતાપરાવ ગુજરને એસબધી ખબર મળતાજ પોતાના ઘોડેસ્વાર લશ્કર સહિત જુસ્સાબધ તે પ્રાતમા જઇ પહોચ્યો પ્રતાપરાવ શત્રુપર હુમલો કરવાની તૈયારીમા હતો એટલામા મહારાજ તરફથી તેને હુકમ મળ્યો કે –" તમે તમારા ઉદ્ધત વર્તનથી મને દિલગીરી ઉપજાવી છે તહનામુ કરી તમે જેને મુક્ત કર્યો તેજ પુન લશ્કરસહિત મારા પ્રાતમા આવ્યો છે એવા મનુષ્યનો વિશ્વાસ રાખવાનુ કારણ શુ ? તેજ સમયે તેનો નાશ કર્યો હોત તો આજે મને સખ્ત ત્રાસ ભોગવવો પડત નહિ તમારા એ કૃત્યને લીધે મે તમને અપરાધી ઠરાવ્યા છે વિજાપુરી લશ્કરનો નાશ કર્યા વગર તમે મારા સામે આવશો નહિ " એ આજ્ઞા સાભળતાજ પ્રતાપરાવને અત્યત ક્રોધ ચઢયો તેણે શત્રુના લશ્કર ઉપર એકદમ ધસારો કર્યો [2]શત્રુનુ લશ્કર ઘણુ મોટું હતુ તેનો તેણે વિચાર કર્યો નહિ, તેની લડવાની હમેશની પદ્ધતિ એવી હતી કે શત્રુઓનુ પુષ્કળ સૈન્ય હોય તે વખતે આગળ ધસી તેમને બરોબર પોતાની સામા આવવા દઇ પોતાનો પરાજય થવાનો ઢોગ કરવો અને શત્રુનુ લશ્કર વિખરાઇ જઇ પોતાની પૂઠ પકડે તે વખતે એકદમ પાછા ફરી, પોતાના એકત્ર થયેલા લશ્કર સહિત હુમલો કરી શત્રુઓનો પરાજય કરવો, પણ પ્રતાપરાવે આ વખત એ પ્રપચ રચ્યો નહિ તેણે ક્રોધના આવેશમા એકદમ શત્રુઓપર હુમલો કર્યો.

---

૧ સભાસદ લખે છે કે, પ્રતાપરાવ ભાગાનગરના દેશ ચાદા, દેવગઢ, રામગિરિ વગેરે લૂટતો ઘણે વેગળે ચાલ્યો ગયો હતો.

૨ પ્રો સરકાર જણાવે છે કે, મહારાજનો એવો સદેશો આવવાથી જીવની કઈ પણ દરકાર કર્યા વગર માત્ર ૭ ઘોડેસ્વારો લઇને તેણે બહિલોલખાનપર હુમલો કર્યો.

તેમ થવાથી મરાઠાઓનો પરાજય થયો સેકડો મરાઠા રણમા મૃત્યુ પામ્યા એ યુદ્ધમા વીર સરદાર પ્રતાપરાવ ગુજર રણમા પડયો પોતાના સેનાપતિનુ મૃત્યુ જોઇ મરાઠા સિપાઇઓને ધૈર્ય રહ્યુ નહિ તેઓ પણ આસપાસ નાસી છૂટયા બહિલોલખાને તેમની પૂઠે પડી ઘણા મરાઠાઓને કાપી નાખ્યા મરાઠાઓએ નાસીને ઠેઠ પન્હાળાના કિલ્લામા ભરાઇ જઈ પાછળ ધસી આવેલા શત્રુઓપર કિલ્લાપરથી તોપોનો મારો ચલાવ્યો હસાજી મોહિતે[1] નામક એક પાચ હજારી સરદાર પોતાના લશ્કરસહિત પાછળ રહી ગયો હતો, પ્રતાપરાવ સાથે હુમલો કરવા ગયેલા લશ્કરની નિર્બળ સ્થિતિ જાણતાજ તે સરદાર જુસ્સાબધ પન્હાળે આવી પહોચ્યો. શત્રુના લશ્કરને ત્યા તોફાન કરતુ જોઇ મોહિતે તેમના ઉપર એકાએક તૂટી પડયો એ હુમલામા મોહિતેએ શત્રુઓનો પરાજય કરી વિજય મેળવ્યો મુસલમાનો પોતાનો વિજય મળવાથી હર્ષમા આવી જઇ મરાઠાઓની પાછળ પડ્યા હતા તેમનેજ નાસી જવાનો વખત આવ્યો અને મરાઠાઓ પ્રથમ નાસી ગયા હતા તે મુસલમાનોની પાછળ પડ્યા મરાઠા લશ્કરનો ધસારો સહન નહિ થવાથી સેકડો મુસલમાન સિપાઇઓનો નાશ થયો બહિલોલખાન તદ્દન નિરાશ થઇ દિલગીર ચેહેરે મહામુશીબતે વિજાપુર જઇ પહોચ્યો આ જેસરીનુ યુદ્ધ સને ૧૬૭૪ મા થયુ

હસાજી મોહિતેએ એ પ્રસગે વિલક્ષણ પરાક્રમ બતાવી શત્રુપર વિજય મેળવ્યાથી મહારાજને અત્યત આનદ થયો. તેમણે તેની ઘણી પ્રશસા કરી સરનૌબતની પદવી તથા હબીરરાવનો ખિતાબ આપ્યો એ સમરપ્રસગે હસાજીના હાથ નીચેના સતાજી ઘોરપડે અને ધનાજી જાધવ નામક બે મરાઠા સરદારોએ અતિશય શૌર્યપૂર્વક યુદ્ધ કરી પ્રશસાપાત્ર પરાક્રમ બતાવ્યુ હતુ તે બન્ને સરદારોની પીઠ થાબડી મહારાજે ઘણી શાબાશી આપી, ઉંચી પદવીએ ચઢાવ્યા પ્રતાપરાવ ગુજર માત્ર ક્રોધે ભરાઇ શત્રુ સાથે યુદ્ધ કરતા રણભૂમિમા મૃત્યુ પામવાથી પોતાને ઘણુ નુકશાન થયેલુ જણાવી મહારાજે શોક પ્રદર્શિત કર્યો એવા શૂરવીર અને પ્રબળ પરાક્રમી પુરુષના મૃત્યુથી મહારાજને ઘણો ખેદ થયો હતો, એટલુજ નહિ પણ તે બહાદુર સરદારે પ્રમાણિકપણે અને શૌર્યપૂર્વક તેમની સેવા બજાવેલી હોવાથી તેની કદર કરવા મહારાજે પ્રતાપરાવના નિકટના સગા અને તેના તાબાના મનુષ્યોને ઉચી પદવીએ ચઢાવ્યા, તેની એક પુત્રી સાથે પોતાના પુત્ર રાજારામનુ લગ્ન કરી, પ્રતાપરાવના કુટુબ સાથે પોતાનો સગાઇનો સબધ જોડયો.

આ હબીરરાવને મહારાજે એવી આજ્ઞા કરી કે શત્રુઓનો સપૂર્ણ પરાભવ કર્યા વગર જીવતા પાછા ફરવુ નહિ આવી મહારાજની સખ્ત આજ્ઞા થતાજ તે પોતાની ઘોડેસ્વાર સેના લઇને વિજાપુરસરકારના મુલકમા દાખલ થયો અને બહિલોલખાનની પૂઠ પકડી આ બાજુ મરાઠાઓએ બહિલોલખાનની પૂઠ પકડી છે એવા સમાચાર મળતાજ મોગલસરદાર દિલેરખાન પોતાનુ સૈન્ય લઇને તેની મદદે ગયો, પણ આ ઉભય સરદારો સાથે યુદ્ધ કરવામા આપણે ફાવીશું નહિ એવું હબીરરાવને લાગવાથી તેમને ભૂલથાપ આપીને તેણે કાનડા પ્રાંતભણી કૂચ

[1] પ્રો સરકાર એનુ નામ આનંદરાવ જણાવે છે.

કરી આ ઉભય યવનસરદારોએ તેની પૂઠ પકડવાના પ્રયત્ન કર્યા, પરંતુ તે દિવસની પીસ્તાળીસ માઈલની મજલ કરતો હોવાથી તેમનું કંઈ વળ્યું નહિ આથી નિરાશ થઈને દિલેરખાન પોતાના થાણાપર પાછો આવ્યો અને બહિલોલખાન કોલ્હાપુર ગયો હંબીરરાવે કાનડા પ્રાંતમાં પ્રવેશ કરીને બહિલોલખાનની જાગીરમાં પેચ નામનું શહેર હતું તે લૂટયું આ લૂટમાં તેને દોઢ લાખ હોનનો અવેજ મળ્યો હતો એમ કહેવાય છે આ લૂટ લઇને તે પાછો ફરતો હતો તે સમયે બહિલોલખાને અને ખિજરખાને તેને બંકાપુર આગળ અટકાવ્યો ત્યાં આગળ સખ્ત યુદ્ધ થયું, તેમાં મુસલમાનોનો સંપૂર્ણ પરાભવ થયો અને તેઓ નાસી છૂટયા. આ યુદ્ધમાં હંબીરરાવને પાંચસો અશ્વ, બે હાથી અને બીજો પુષ્કળ યુદ્ધનો સામાન મળ્યો [1] આ યુદ્ધ સને ૧૬૭૪ ના માર્ચ માસમાં થયું આ પરાજયથી બહિલોલખાનને ઘણોજ ખેદ થયો અને તેથી બીજા માણસો લઇને હંબીરરાવ ઉપર તેણે હલ્લો કર્યો, પરંતુ તેની સાથે યુદ્ધ ન કરતાં પોતે પ્રાપ્ત કરેલી લૂટ જેમ તેમ કરીને હંબીરરાવે મહારાજના રાજ્યમાં પહોંચતી કરી મુસલમાનોએ પૂઠ પકડેલી હોવાથી તેને ઘણુંજ નુકસાન થયું ઉપર જણાવેલી લૂટ સુરક્ષિત સ્થાનમાં પહોંચતી કર્યા પછી તેણે બાલાઘાટ તરફ દરોડો પાડ્યો આ વખતે તેણે ખાનદેશ, બાગલાણ, બરહાનપુર, વરાડ, ગુજરાત વગેરે મોગલોના પ્રાંતપર સ્વારી કરીને ત્યાંના શહેરો લૂટયાં મોગલોના સૈન્યે તેની પૂઠ પકડી, પરંતુ તેનો વેગ એવો હતો કે મોગલસૈન્યને તે હમેશાં ત્રીસ ચાળીસ માઇલ પાછળ મૂકી દેતો હતો. આથી તે સૈન્ય નિરાશ થઇ પાછું ફર્યું

ઉપર જણાવ્યા પ્રમાણે મરાઠાઓ વિજાપુરસરકાર સાથે યુદ્ધ કરવામાં રોકાયા છે, એ તકનો લાભ લઇને દિલેરખાને મહારાજના કોંકણપ્રાંતમાં ઉતરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ મહારાજે જૂદા જૂદા ઘાટ ઉપર પોતાના માણસો મૂકીને તેને અટકાવવાનો બંદોબસ્ત કર્યો હતો આ લોકોએ એક ઠેકાણે તેની સાથે યુદ્ધ કરીને તેનો સંપૂર્ણ પરાજય કર્યો આ રીતે પરાજય પામીને તે પોતાના થાણાપર પાછો ચાલ્યો ગયો એ અરસામાં ઉત્તરમાં ખૈબરના પઠાણો વગેરેએ બંડ કરવાથી ઔરંગઝેબને તે તરફ ધ્યાન આપવું પડ્યું અને દક્ષિણમાથી દિલેરખાન વગેરે સરદારોને બોલાવી લેવા પડ્યા ઔરંગાબાદના થાણાપર માત્ર એકલો બહાદુરખાન થોડુંક સૈન્ય લઇને રહ્યો આથી કેટલાક માસપર્યંત મહારાજને મોગલો તરફથી ઉપદ્રવ થવાનો ભય રહ્યો નહિ અને વિજાપુરસરકારની પણ ઠીકઠીક ખબર લેવાયેલી હોવાથી તે એકાએક યુદ્ધ કરવાને તૈયાર થાય એમ હતું નહિ આ અનુકૂળ સંધિનો લાભ લઇને મહારાજે મોટા ઠાઠમાઠથી પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો એની હકીકત

[1] સભાસદ જણાવે છે કે, હંબીરરાવે મોટા સૈન્ય સાથે સંપગામપર ચઢાઇ કરી ત્યારે વિજાપુરસરકારે હુસેનખાન મીઆનાને પાંચહજાર પઠાણ આપી તેની સામે મોકલ્યો. એ લોકો સાથે દોઢ દિવસપર્યંત યુદ્ધ ચાલ્યું તેમાં હુસેનખાનનો પરાભવ થયો અને તે કેદ પકડાયો આ યુદ્ધમાં ચાર હજાર અશ્વ, બાર હાથી અને પુષ્કળ ઉંટો હંબીરરાવના હાથમાં આવ્યા

આગળના ભાગમા સવિસ્તર આપેલી છે.

એ સમયે મહારાજનો બાજાજી સેનદેવ નામક એક બીજો શૂરવીર સરદાર મરણ પામ્યો. સમચદ્રપત નામક તેનો પુત્ર પ્રથમથીજ મહારાજની નોકરીમા હતો. તે બુદ્ધિમાન હોવાથી મહારાજે તેને તેના પિતાનો હોદ્દો આપ્યો મહારાજનો સાધારણ નિયમ હતો કે, કોઇને કોઇ પણ હોદ્દો વશપરપરા આપવો નહિ, પરતુ કોઇ અમલદારનો પુત્ર તેના પિતાના જેવો કર્તવ્યદક્ષ જણાય તો તેઓ તેનુ સન્માન કરી તેને તેના પિતાનો હોદ્દો આપવા ચૂકતા નહિ એ નીતિથી મનુષ્યના ગુણની કદર થઇ તાબાના નોકરોને ઉત્સાહપૂર્વક સ્વામિસેવા કરવાનો ઉમગ થાય છે.

મહારાજે ફોડાને ઘેરો નાખ્યો હતો તે ઉપર લખવામા આવ્યુ છે તેમણે એ ઘેરો ઘણા દિવસપર્યંત મજબૂત ચાલુ રાખ્યો હતો, પરતુ કોઇ પણ રીતે કિલ્લો કબજે લઇ શકાતો નહોતો, તેથી એકજ કિલ્લાને ઘેરો નાખી ત્યા લાબા દિવસ વીતાવવાનુ અને લશ્કર રોકી રાખવાનુ ઉચિત નહિ જણાયાથી મહારાજે ઘેરો ઉઠાવી લીધો ઘેરો ઉઠાવતી વખત મહારાજે કિલ્લાના સુબેદાર સાથે કરાર કરાવી લીધો કે –" વિજાપુરસરકારનુ સૈન્ય પર્વતપરથી ઉતરી શકે નહિ તે માટે ચોક્કસ સ્થળે અમે અમારૂ લશ્કર રાખીએ તેને તમારે અડચણ કરવી નહિ એ કરાર પ્રમાણે વર્તવાથી અમે તમારા કિલ્લાને કિવા તમારા તાબાના પ્રાતોને ઉપદ્રવ કરીશુ નહિ " કહેવામા આવે છે કે, એ કિલ્લાને મહારાજે ઘેરો નાખ્યો તે વખતે તેમણે સુરતના ફ્રેચ લોકો પાસેથી પુષ્કળ દારૂગોળો અને ૮૦ તોપો વેચાતી લઇ એ યુદ્ધસામગ્રી રાજાપુરમા રાખી મૂકી હતી એ ચઢાઇમા મહારાજે રાજાપુરથી બારદેશપર્યંતનો સર્વ તટપ્રદેશ પોતાના કબજામા લીધો હતો અને તેનો બદોબસ્ત કરવા માટે ત્યા પોતાના કેટલાક નોકરો રાખી તેઓ રાયગઢ પાછા ફર્યા એ વર્ષે અનાવૃષ્ટિને લીધે લશ્કરને અન્નજળ મળતું નહિ હોવાથી તેમને ઘણી અડચણ પડતી હતી, તેથી મહારાજે પોતાની ઘોડેસ્વારસેના ચિપલુણમા રાખી હતી

ફોડાના કિલ્લાને ઘેરો નાખી મહારાજ ત્યાજ ગુથાઇ રહ્યા તે સમયે મોગલ અને સીદીએ પોતાના લશ્કરી વહાણો એકત્ર કરી, તેમણે મહારાજના તાબાના કોકણકિનારા ઉપર પુન ઉપદ્રવ કરવાની શરૂઆત કરી મહારાજનાં અને તેઓના દરિયાઇ લશ્કર વચ્ચે સખ્ત યુદ્ધ થયુ, તેમા મહારાજના લશ્કરને વિશેષ યશ મળ્યો નહિ શત્રુઓ તેમના ઘણા વહાણો પકડી ગયા મોગલ અને સીદીના એકત્ર લશ્કરે અગ્રેજોની પરવાનગી વગર મુબઇબદરમા પ્રવેશ કર્યો તે લશ્કરે મહારાજના કુરલા પ્રાતમા પ્રવેશ કરી તેમના ઘણા ગામ લૂટી પાયમાલ કર્યાં તેઓએ પ્રજાનો મોટો ભાગ કાપી નાખ્યો અને પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોને કેદ કરી તેમને ગુલામતરીકે વેચ્યા. તેમનું એ કૃત્ય મુબઇના ગવર્નર મિ આગિયરને બિલકુલ પસદ પડ્યુ નહિ ગવર્નરે લશ્કરના સેનાપતિ સાથે એ કૃત્યસબધી તકરાર કરતા કહ્યુ કે'–' તમારા એ કૃત્યથી શિવાજીમહારાજ નાહક અમારા ઉપર કોપિ ભરાશે ' ગવર્નરની તકરારનું શુભ પરિણામ આવ્યું નહિ. સીદીએ ગવર્નરની ઇતરાજી તરફ લક્ષ્ય નહિં આપતા પોતાના વહાણો મુબઇ બંદરમાં લાવી

કુરલા પ્રાત ઉપર વારવાર હુમલા કર્યા સીદીનો પરાજય કરવા માટે મહારાજે રાયગઢથી ત્રણ હજાર માવળા લશ્કર મોકલ્યુ તેઓએ સીદીના લશ્કર સાથે યુદ્ધ કરી તેનો પરાજય કર્યો અને ત્યાથી સીદીને હાકી કહાડયો મરાઠાઓનો સખ્ત માર પડવાથી સીદીના ઘણા સૈનિકો મૃત્યુ પામ્યા પોતાના વહાણ શત્રુઓદ્વારા બળી ભસ્મ થવાની બીક લાગ્યાથી સીદી મુબઈના બારામાથી પોતાના વહાણ હકારી ગયો ઇ૦ સ૦ ૧૬૭૪ મા સીદી સબળે મહારાજનુ આરમાર સાતવલીની ખાડીમા હતું તેપર હલ્લો કર્યો મહારાજના આરમારપર દૌલતખાન નામનો નૈકાપતિ હતો. ઉભય પક્ષવચ્ચે ભયકર યુદ્ધ થયુ અને સીદી સબળને તેમજ દૌલતખાનને ઘણા જખમો પડયા, પરતુ આખરે મહારાજના આરમારને વિજય મળ્યો અને શત્રુને નાસી જવુ પડયુ, પરતુ કારવારથી પાછા ફર્યાં પછી મહારાજે એવો નિશ્ચય કર્યો કે ગમે તેટલા સૈનિકો અને ખરચને ભોગે પણ દડરાજપુરી કબજે કરીને સીદીની ખો ભૂલાવવી જોઇએ આ ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે સને ૧૬૭૪ ના મે માસથી તે તરફ તોપો, દારૂગોળો, સૈન્ય વગેરે એકસરખીરીતે તેઓ મોકલતા રહ્યા



# प्रकरण २३ मुं—राज्याभिषेक

હંબીરરાવ મોહિતેએ બહિલોલખાનનો પરાજય કર્યો તે સમયે વિજાપુરસરકારનું ઘણુ લશ્કર કેદ પકડાયુ હતુ, તેથી શિવાજીમહારાજ સાથે પુન યુદ્ધ કરવા જેટલુ લશ્કર ભેગુ કરવાની તેનામા શક્તિ નહોતી, તેમજ બીજા કોઈ પણ સરદારમા મરાઠાપર સ્વારી કરવાની હિમત નહોતી એવી સ્થિતિ હોવાથી વિજાપુરસરકારના મુખ્ય વજીર ખવાસખાને, મહારાજપર તત્કાળ સ્વારી નહિ કરવાનો તથા ભવિષ્યમા વિશેષ સૈનિક બળ પ્રાપ્ત કરી પુન તેમનાપર સ્વારી કરવાનો વિચાર કર્યો એ સમાચાર મળવાથી મહારાજ વિજાપુરસરકાર સબધી તદ્દન નિશ્ચિત રહ્યા હતા ઔરગાબાદના મોગલ સુબેદારને તેમણે સખ્ત ત્રાસ આપ્યો હોવાથી તે સુબેદાર પોતાના સ્થળમાજ સ્વસ્થ રહ્યો હતો તેના પ્રાતપર મહારાજ સ્વારીઓ નહિ કરતા હોવાથી તે પોતાને ભાગ્યશાળી સમજી મહારાજની સલાહ પ્રમાણે વર્તતો હતો ઔરગઝેબ દક્ષિણમા કઇ પ્રવૃત્તિ કરે તેમ હતુ, પરતુ ઉત્તરમા તોફાન જાગ્યાથી તે ત્યા બદોબસ્ત કરવામા ગુથાઈ રહ્યો હતો એ ઉપરાત તેને મહારાજની સખ્ત બીક લાગવી જોઇએ, એમ માનવાને અડચણ નથી બાદશાહ સ્વાભિમાની હોવાથી સ્વત દક્ષિણમા સ્વારી કરી મહારાજનો પરાજય કરવા જતા તેમા યશ મળે તો ઠીક, નહિ તો પરાજય થતા એના જેવી બીજી ફજેતી નથી, એમ પણ તે માનતા હતા એ સિવાય તેમણે વિચાર કર્યો હતો કે, શિવાજી મહારાજ સાથે આપણે અનેક વખત વિશ્વાસઘાતી વર્તન ચલાવેલુ હોવાથી દક્ષિણમા જતા તેમના સપાટામા સપડાયાથી તેઓ પાછલા અપકારનો બદલો લેવા કદિ પણ ચૂકશે નહિ વળી બાદશાહે મહારાજના તાબાના એકેએક પ્રમાણિક સરદારોના પરાક્રમની વાતો સાભળી હોવાથી તે આશ્ચર્ય પામ્યા હતા, તેમજ એવા શૂરવીર સરદારોના બાહુબળ આગળ પોતાના રડતી સુરત જેવા—નકામા—ઘોડેસ્વાર થનારા સેનાપતિનુ બળ ચાલશે નહિ, એ પણ તેમને જણાયુ હતુ ભાગાનગરની અને વિજાપુરસરકારની લશ્કરી સહાયતાવડે શિવાજીમહારાજનો પરાજય કરવાની તેમને આશા નહોતી; કારણ કે મોગલ બાદશાહે એ બાદશાહીનો નાશ કરવાનો સકલ્પ કર્યો હોવાથી એ બન્ને રાજ્યોપર તેમની હમેશા દાઢ હતી. ઔરગઝેબે તો એ બન્ને રાજ્યોને અતિશય ગભરાવી નાખ્યા હતા, તેથી એ મુસલમાન રાજાઓ મોગલોપર પોતાનું વેર વાળવાની હમેશા સંધિ જોતા હતા. શિવાજીમહારાજ-

ઉક્ત બન્ને બાદશાહીની સત્તા ધીમે ધીમે ઓછી કરતા હોવાથી ઔરંગઝેબને તે કાર્યમા અનુકૂળતાજ જણાતી હતી. ઔરંગઝેબે ધાર્યું હતું કે, યોગ્ય સાધ પ્રાપ્ત થતાજ પ્રચંડ સૈન્યસહિત ચઢાઇ લઇ જઇ, પ્રથમ બન્ને મુસલમાની બાદશાહી કબજે કરવી અને ત્યાર પછી મરાઠાઓની ખબર લેવી એ કારણને લીધેજ ઔરંગઝેબે પોતાના દક્ષિણના સુબેદારને મહારાજ સાથે કોઇ પ્રકારનો વિરોધ નહિ કરવાની આજ્ઞા ફરમાવી હતી અને તેજ કારણને લીધે બાદશાહે તેને વિશેષ લશ્કરની મદદ પણ મોકલી નહોતી. દક્ષિણના સુબેદારે મહારાજની એક અરજી બાદશાહને મોકલી હતી, તે પણ ઔરંગઝેબે પડી રહેવા દીધી હતી વાસ્તવિકરીતે જોતા ધૂર્ત બાદશાહને, મહારાજની અરજી માત્ર પ્રપંચભરેલી જણાઇ હતી. મોગલબાદશાહની એવી સ્થિતિ હોવાથી મહારાજસંબંધી તેઓ નિશ્ચિંતજ રહ્યા હતા મહારાજે પણ દક્ષિણના મોગલાઈ પ્રાંતમા સ્વારીઓ કરવાનુ બંધ રાખ્યું હોવાથી બાદશાહને ગુસ્સો કરવાનુ ખાસ કારણ ઉપસ્થિત થયુ નહોતુ મોગલો સ્વસ્થ હોવાથી મહારાજની એ સંબંધી ખાત્રી થઇ હતી ભાગાનગરના કુતુબશાહનો પણ મહારાજને ભય લાગતો નહોતો તે સરકાર તરફથી મહારાજને નિયમિત ખંડણી મળતી હતી, તેમજ ત્યાનો મુખ્ય પ્રધાન માદણ્ણા મહારાજની ઇચ્છાનુસાર વર્તતો હતો

સર્વ યવન બાદશાહને તેમના રાજ્યમા સ્વસ્થ રાખ્યા પછી મહારાજે પોતાનો રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો શાહજીરાજાના મૃત્યુ પછી મહારાજે "રાજા"નો ખિતાબ ધારણ કર્યો હતો, તેમજ તેમણે પોતાના નામના સિક્કા પણ પ્રવર્તાવ્યા હતા, પરંતુ મહારાજે વિચાર કર્યો કે, 'શાસ્ત્રવિધિ પ્રમાણે રાજ્યાભિષેક થઈ છત્ર સિંહાસન વગેરે રાજચિન્હો ધારણ કર્યા સિવાય મારાપ્રત્યે પ્રજાનો પૂજ્યભાવ ઉત્પન્ન થશે નહિ, શત્રુઓ મારી બળવાખોર લૂંટારામા ગણના કરશે, ઇતર રાજા અને બાદશાહ મને યોગ્ય સન્માન આપશે નહિ અને મારા રાજ્યમા નિવાસ કરતા પરદેશી મનુષ્યો મને લૂંટારો સમજી મારો તિરસ્કાર કરશે એ ઉપરાંત જે મરાઠા સરદારો અદ્યાપિપર્યંત યવન બાદશાહના આશ્રયમા નોકરી કરે છે અને જે મરાઠા સરદાર સ્વતંત્રપણે બંડ ઉઠાવે છે; તેઓના અંતઃકરણમાં મારા ઉપર આદરબુદ્ધિ ઉત્પન્ન થશે નહિ તેમજ મારી સત્તા સ્થાયી નથી એમ જાણી મને પણ તેમના જેવોજ લૂંટારાનો એક મોટો સરદાર સમજી તેઓ મારા પક્ષમા આવી મળશે નહિ અને મહારાષ્ટ્રમા સ્વરાજ્યસંસ્થાપન કરી, સર્વ મરાઠાઓને એકત્ર કરી તેઓને સ્વરાજ્ય તથા સ્વાતંત્ર્યની કિંમત સમજાવી તે તરફ તેમને લલચાવવાના મારા ત્રીસ વર્ષના સંકલ્પને જોઇએ તેવો યશ મળશે નહિ' આવા વિચારો મહારાજના અંતઃકરણમા હમેશા ઘોળાયા કરતા હતા

સ્વરાજ્ય સ્થાપવા માટે મહારાજે ત્રીસ વર્ષ સુધી સતત જીવતોડ મહેનત કરી ઉત્તમ પ્રકારનો યશ સંપાદન કર્યો અને આસપાસની યવન બાદશાહીઓને સારી રીતે નિર્બળ બનાવી તેઓના પર મહારાજે પોતાનો પ્રભાવ બેસાડ્યો હતો; છતાં તેમના અંતઃકરણમા શાસ્ત્રવિધિ પ્રમાણે રાજચિન્હો ધારણ કરવાનો વિચાર ઉ-

ત્યાંના થશે નહિ તેથી આશ્ચર્ય પામ્યા વિના રહેશે નહિ' પરન્તુ શાહજીરાજા-ના જીવતા રાજચિન્હો ધારણ કરવાનુ મહારાજને ઉચિત જણાયુ નહોતું તેઓ મહારાષ્ટ્રમા આવ્યા તે વખતે સ્વદેશમાજ રહ્યા હોત તો મહારાજે સર્વ રાજ્ય-કારભાર તેમનેજ સોપ્યો હોત અને તેમનેજ નામે રાજગાદી સ્થાપી હોત શાહ-જીરાજાના મૃત્યુ પછી મહારાજે દશ વર્ષ મોગલ તથા મુસલમાનો સાથે યુદ્ધ કર-વામા તેમજ પોતાના પ્રચડ સૈન્યનો તથા કબજે કરેલા સેકડો કિલ્લા દુરસ્ત કરાવી તેમને મજબૂત રાખવાનો આડળક ખર્ચ ચલાવવા માટે પુષ્કળ દ્રવ્ય મેળ-વવાના ઉદ્યોગમા તેઓ ગુથાયા હતા, તે વાચકો સારી પેઠે જાણે છે મહારાજના અત:કરણમા સિહાસનારૂઢ થવાની વારવાર કલ્પના આવવા છતા અવ્યાપિપર્યંત સર્વત્ર સ્વસ્થતા થતા સુધી એ કલ્પના દબાવી રાખવાની તેમને ફરજ પડી; પરતુ પ્રથમ લખ્યા પ્રમાણે સર્વત્ર સ્વસ્થતા અને નિર્ભયતા જણાતાજ તેમણે પોતાનો અતુલ ઉદ્દેશ પરિપૂર્ણ કરવાનો સકલ્પ કર્યો

એ ઉદ્દેશ સત્વર સિદ્ધ કરવાનુ એક બીજુ પણ કારણ હતુ એક સમયે મહારાજના મહાલયમા કાઇ પ્રયોજન નિમિત્તે મહારાજે પોતાના સર્વ માનકરી અને સરદારોને આમંત્રણ કર્યું હતુ ભોજન સમારભની વ્યવસ્થા થતા કારભારી-ઓએ દિવાનખાનામા એક ઉંચા બાજઠ ઉપર ગાદી પાથરી મહારાજને બેસવા માટે આસન બનાવ્યુ હતુ મહારાજની આસપાસ ચઢતા ઉતરતા હોદ્દેદાર બેસે એવી વ્યવસ્થા કરવામા આવી હતી સમારભમા મોહિતે, મહાદીક, શિરકે, નિબાળકર, ઘાડગે, જાધવ વગેરે મરાઠા સરદાર આવ્યા હતા મહારાજને બેસવાનું ઉચ્ચ આ-સન જોતાજ તેમને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ તેઓ કહેવા લાગ્યા કે—'શિવાજી મહારાજ હવે સૌથી શ્રેષ્ઠ થયા કે શુ? અમે વશપરપરાથી શ્રીમત સરદાર છીએ અમે છત્રચામરના અધિકારી છીએ મહારાજના પિતાને એવો ઉચ્ચ અધિકાર પ્રાપ્ત થયો નહોતો અમારૂ માનખડન કરી મહારાજ ઉચ્ચ ગાદીપર બેસે અને અમે નીચી ગાદીપર બેસીએ તો અમારૂ માનખડન થઇ અમને હતગૌરવ કર્યા જેવુ થશે. અમે અપમાન સહન કરીએ તે કરતા અહિ બેસીએ નહિ એજ ઉત્તમ ' એટલું કહી તેઓ ત્યાથી ઉઠી ઉભા થયા કાર્યભારીઓએ તેઓને સમજાવ્યુ કે—' એ સબધી તમે મહારાજને કહો હમણા તેઓને ગુસ્સો ઉત્પન્ન કરવાનુ કારણ નથી ' મહારાજે એ વાત સાભળી ત્યારે તે ઉંડા વિચારમા પડ્યા કેટલાક સામા-ન્ય પદવીના મરાઠા સરદારોને એકાતમા બોલાવી ભોજન કરવા બેસાડ્યા ત્યાર પછી ઘોરપડે, નિબાળકર વગેરે મોટા મોટા સરદારોને એકાતમા બોલાવી મહા-રાજે તેમની અડચણનુ કારણ પૂછ્યુ. સ્વાભિમાની સરદારોએ ઉત્તર આપ્યો કે—' અમે યવન બાદશાહના જૂના નોકર છીએ, અમે અંમારા પૂર્વજોથી—બારસો બાયસો વર્ષથી—સરદારી ભોગવીએ છીએ અમને પૃથ્વીપર બેસાડી અમારૂ માન-ખડન કરવામા આવે છે તે અમે સહન કરીશુ નહિ. આપેજ એમો ન્યાય કરશો.' એ સાભળી મહારાજે તેમને પ્રત્યુત્તરમા જણાવ્યું કે,"જેઓને પોતાના અભિજાત-પણા માટે એટલું બધું અભિમાન હોય તેમણે મારી બરોબરીમા આવવું નહિ

જરૂર પડશે તે વખતે તેઓને બોલાવી મંગાવવામાં આવશે નિરર્થક તકરાર ઉત્પન્ન કરવાનું કારણ નથી જેઓને એ વ્યવસ્થા પસંદ ન હોય તઓએ હમણાંજ અહીં-થી ચાલ્યા જવું " એટલું કહી તોફાની અને અભિમાની સરદારોને પાનના બીડાં આપી મહારાજે કચેરી બરખાસ્ત કરી એ ઉપરથી મહારાજે વિચાર્યું કે, મારા તાબાના મરાઠા સરદારોને પણ મારા ઉપર આદરબુદ્ધિ નથી તેનું કારણ હું અભિ-ષિક્ત થયો નથી એજ છે

રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કરી તેજ વિચારો કરતા મહારાજ નિદ્રાવશ થયા સ્વપ્નમા ભવાનીદેવીએ કહ્યું કે–" તે સ્વધર્મના રક્ષણ માટે આટલો બધો ઉદ્યોગ કર્યો છે તેથી તું સિંહાસનાધીશ થવાને યોગ્ય છે મારી કૃપાથી તારો સંકલ્પ પરિપૂર્ણ થશે " દેવી તરફથી આશ્વાસન મળ્યાથી મહારાજે પ્રથમ પોતા-ના માતુશ્રીને સ્વપ્નની વાત કહી જીજાબાઇને મહારાજનો ઉદ્દેશ પસંદ પડયો. ત્યાર પછી મહારાજે રામદાસ સ્વામી પાસે કારકુન મોકલી તેમને પોતાનો ઉદ્દેશ જણાવ્યો તેમણે પણ મહારાજના કાર્યમાં સંમતિ જણાવી એજ પ્રમાણે ચિંચ-વડમા દેવ વગેરે સ્વરાજ્યસ્થિત સાધુસંતો પાસે કારકુનો મોકલી તેમના અભિ-પ્રાય પૂછાવ્યા એ પછી સ્વરાજ્યના વિદ્વાન પંડિત અને પ્રતિષ્ઠિત બ્રાહ્મણોને પાલખી મોકલી મહારાજે અતિ સન્માનપૂર્વક બોલાવી મંગાવ્યા મુખ્ય કાર્યભારી-ઓ અને સરદારોને તેમણે એકઠા કર્યા, તેમજ પોતાના ઇષ્ટમિત્રો અને સ્વજન-સંબંધીઓને આમંત્રણ કર્યા સર્વની સભા ભરી મહારાજે તેમને પોતાનો ઉદ્દેશ કહી સંભળાવ્યો અને તેમની સલાહ પૂછી એ સાંભળતાજ સર્વને અતિશય આ-નંદ થયો સર્વાનુમતે નિશ્ચય થયો કે, મહારાજે શાસ્ત્રવિધિ પ્રમાણે ક્રિયા કરી રાજા-ને ઉચિત એવા છત્રસિંહાસનાદિ રાજચિન્હો ધારણ કરવા

સશાસ્ત્ર રાજ્યાભિષેક કરવામાટે કયા પ્રકારની અનુકૂળતા અને સિદ્ધતા હોવી જોઇએ તે સંબંધી વિદ્વજ્જનોને પૂછતા મહારાજને જણાયું કે–' જેને ઉપનયન-સંસ્કાર થયો હોય તેનેજ શાસ્ત્રાનુસાર રાજ્યાભિષેક થઈ શકે ' મહારાજે શાસ્ત્રો-ક્ત રીતે ઉપવીત ધારણ કરેલું નહિ હોવાથી વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે તેમની શૂદ્રમા ગણના થતી હતી, તેથી મહારાષ્ટ્રના વિદ્વાનો મહારાજનો ઉદ્દેશ પરિપૂર્ણ થવો કઠિન ધારતા હતા મહારાજનું વય હમણા છેતાળીસ વર્ષનું હતું તેમણે એ વખત લગ્ન કર્યું હતું અને પુત્રસંતતિ પણ થઇ હતી પંડિતોએ અભિપ્રાય દર્શાવ્યો હતો કે, એવા વયોજ્યેષ્ઠ પુરુષને હવે શાસ્ત્રોક્ત રીતે ઉપવીતસંસ્કાર થવો અશક્ય છે પંડિતોના અભિપ્રાયથી મહારાજના ઉદ્દેશમા નવીન પ્રસવાય ઉપસ્થિત થયો, ત્યારે તેઓ તેમાથી વિજય પ્રાપ્ત કરવાનો માર્ગ શોધવા લાગ્યા

એ સમયે મહારાજના તાબાના એક અસંત બુદ્ધિમાન, પ્રમાણિક અને સ્વામિ-નિષ્ઠ સેવકે તેમને પંડિતોના દાવપેચમાથી મુક્ત થવાનો માર્ગ દર્શાવ્યો એ સેવકનું નામ બાલાજી આવજી ચિટણીસ હતું તેણે મહારાજને સલાહ આપી કે– ' મહારાષ્ટ્રના પંડિતોના અભિપ્રાયથી આપને નિરુત્સાહ થવાનું પ્રયોજન નથી. આપે આજપર્યંત જે જે દુર્ઘટ કાર્યો કરવાની કલ્પના કરી હતી તે કાર્યો ઈષ્ટ-

કૃપાથી પરિપૂર્ણ થયા છે તો પછી રાજ્યાભિષેકનું કાર્ય અપૂર્ણ કેમ રહેશે? કાશીક્ષેત્રમા ગાગાભટ્ટ નામક એક મહાન પડિત રહે છે તેઓએ ચાર વેદ, છ શાસ્ત્ર અને સ્મૃતિ વગેરે શાસ્ત્રગ્રથોનુ યથાસાગ અધ્યયન કરી સર્વત્ર પ્રશસા મેળવી છે દેશદેશાતરના વિદ્વાન પડિત તેમનો શાસ્ત્રાર્થ માન્ય કરે છે શાસ્ત્રાર્થ માટે તેઓ મહાન અધિકારી ગણાય છે ઉપસ્થિત થયેલા વિવાદસબધી તેમને શાસ્ત્રાર્થ પૂછવો ઉચિત છે એ પડિત હમણા પૈઠણ આવ્યા છે તેમને તથા પૈઠણના ઇતર મહાન પડિતોને રામદાસ સ્વામીએ બોલાવી મગાવવા જોઇએ. સ્વામીજીની ઉજ્જ્વળ કીર્તિ તેઓને વિદિત હોવાથી તેમનુ આમત્રણ તેઓ સ્વીકારશે ' એ સાભળી મહારાજને ધૈર્ય આવ્યુ ઇતર કારભારીઓને પણ ચિટણીસની સલાહ પસદ આવી પડિત ગાગાભટ્ટને તેડી લાવવાનુ કાર્ય બાલાજી આવજીને સોપવામા આવ્યુ કેશવ પડિત, ભાલચદ્રભટ્ટ પુરોહિત અને સોમનાથ કાત્રેને તેની સાથે મોકલવામા આવ્યા ગાગાભટ્ટ અને પૈઠણના મહાન પડિતોને તેડી લાવવાના ખર્ચ માટે બાલાજીને દશ હજાર રૂપિયા તથા પાલખી અને મ્યાના વગેરે સામગ્રી આપવામા આવી હતી [1]

બાલાજી આવજી પૈઠણ ગયો અને ગાગાભટ્ટને મળ્યો તેણે તેમને મહારાજનો ઉદ્દેશ અને ઉપસ્થિત થયેલો વિવાદ નિવેદન કર્યો બાલાજીએ પૈઠણના પડિતોની સભા ભરી સભામા મહારાજના પ્રશ્નસબધી ચર્ચા ચાલી અતે સર્વાનુમતે ઠરાવવામા આવ્યુ કે, જયપુર, ઉદેપુર વગેરે સ્થળે રાજપૂત રાજાઓના જે વિધિપૂર્વક રાજ્યાભિષેક થાય છે તેજ વિધિ પ્રમાણે શિવાજી મહારાજનો રાજ્યાભિષેક થવામા અડચણ નથી પડિતોની અનુમતિ મળતાજ બાલાજી સર્વ પડિતોસહિત રાયગઢ ગયો પડિતોના આગમનની વાર્તા જાણી મહારાજ સામૈયુ લઈ તેમની સામા ગયા અને તેમનો અતિશય આદરસત્કાર કરી વાજતેગાજતે રાયગઢપર

[1] સભાસદ અને ચિત્રગુપ્ત લખે છે કે, ગાગાભટ્ટને કોઈ તેડવા ગયુ નહોતુ. મહારાજની કીર્તિ સાભળી તે પોતાની મેળેજ મહારાજને મળવા આવ્યા હતા મહારાજે તેનો યોગ્ય આદરસત્કાર કર્યો, તેથી ખુશી થઈ પડિતે મહારાજની પુષ્કળ સ્તુતિ કરતા કહ્યુ કે, 'કલિયુગમા ક્ષાત્રધર્મ તદ્દન નાશ પામ્યો છે સપૂર્ણ પૃથ્વી યવનમય થઇ, યવનો સિહાસનારૂઢ થયા છે સૂર્યવશ કિવા ચદ્રવશમા ક્ષત્રિ શુદ્ધત્વ રહ્યુ નથી. યજ્ઞયાગ બધ પડયા છે સર્વત્ર અનાચાર પ્રવર્તી રહ્યો છે બ્રાહ્મણધર્મ તદ્દન લોપ પામ્યો છે તીર્થક્ષેત્રો બધ પડ્યા છે તમે સ્વપરાક્રમવડે દક્ષિણના બાદશાહનો પરાજય કર્યો છે દિલ્હીના ઔરગઝેબ બાદશાહને નિર્બળ બનાવ્યો છે તેના મોટા મોટા સુબેદારો ચઢી આવ્યા તેમને તમે હરાવ્યા છે તમે વિશાળ રાજ્ય સપાદન કર્યુ છે એક લાખ ઘોડા અને ત્રણસો સાઠ કિલ્લા તમારા તાબામા હોવા સાથે તમે અઢળક ધનસપત્તિ પ્રાપ્ત કરી છે તેમ છતા તમારે રાજસિહાસન નથી, તેથી મારી અને ઇતર હિદુજનોની ઇચ્છા થઇ છે કે, તમને સિહાસનારૂઢ કરી સર્વ રાજ્યાધિપતિ પાસે તમને છત્રપતિ કબૂલ કરાવવા સિહાસનારૂઢ થયા સિવાય જગતમા રાજાનુ ભૂષણ નથી. તમે સિંહાસનારૂઢ થતા ઔરગઝેબ આદિ યવન બાદશાહને નાકે ચુનો ચોપડયા જેવુ થશે. અમારો ઉદ્દેશ તમારે પરિપૂર્ણ કરવો.' ગાગાભટ્ટના ભાષણથી મહારાજને પોતાનો રાજ્યાભિષેક કરાવવાની ઇચ્છા થઇ હતી.

તેડી લાવ્યા. મહારાજે તેમનું અતિ સન્માન કરી સર્વને રહેવાના ઉત્તમ સ્થળો આપ્યા, અને તેમની ઉત્કૃષ્ટ પ્રકારે બરદાસ્ત કરી.

મહારાજે પોતાના તાબાના કાર્યભારીઓ, સ્વરાજ્યના પંડિતો તથા ઇતર શિષ્ટજનોની પુન સભા ભરી ત્યા ગાગાભટ્ટ તથા પૈઠણના પંડિતોને બોલાવ્યા, અને ભરસભામા પોતાના રાજ્યાભિષેકસબધી પ્રશ્ન ઉપર ચર્ચા ચલાવી. પંડિતો વચ્ચે વાદવિવાદ થયા. ગાગાભટ્ટે સર્વની શકાનુ નિવારણ કરી નિર્ણય કર્યો કે—'શિવાજી મહારાજ સિસોદિયાના રાજવશમા ઉત્પન્ન થયા છે તેઓ ક્ષત્રિય છે. તેમના પૂર્વજો નર્મદા નદીના દક્ષિણ પ્રદેશમા નિવાસ કરી પોતાને મરાઠા કહેવડાવવા લાગ્યા છે ઉપવીત આદિ કેટલાક સસ્કારો તેમણે પાળ્યા નહિ હોવા છતા તેમનુ ક્ષત્રિયત્વ નષ્ટ થતુ નથી ઉદેપુર, જયપુર આદિ સ્થળોના રાજપૂત રાજાઓને જેમ ઉપવીત ધારણ કરાવી રાજ્યાભિષેક થાય છે તેમ શિવાજી મહારાજનો રાજ્યાભિષેક થવામા અડચણ નથી એ કાર્યને શાસ્ત્ર કિંવા રૂઢિનો પ્રત્યવાય નથી ઉદેપુરના તેમના વશજોને અદ્યાપિપર્યંત છત્રસિહાસનનો અધિકાર છે, ત્યારે મહારાજના તે અધિકારમા પ્રતિરોધ શામાટે થવો જોઇએ તે સમજાતુ નથી હમણા મહારાજનુ વિશેષ વય થયુ છે તેમના બે વખત લગ્ન થયા છે તેમને પુત્રસતતિ પણ થઈ છે તેમનાથી શી રીતે ઉપવીત ધારણ કરી શકાય? એ પ્રશ્નનુ નિરાકારણ એટલુજ થઈ શકે કે,—સામ્પ્રત પ્રસગે આપદ્ધર્મ અવલબન કરી, ઉપવીતસસ્કારને રાજ્યાભિષેકવિધિનુ એક અગ સમજી, મુખ્ય વિધિ કરતા પહેલા મહારાજને ઉપવીતસસ્કાર કરાવવો' પૈઠણના અને મહારાષ્ટ્રના પંડિતોએ ગાગાભટ્ટનો નિર્ણય કબૂલ કર્યો મહારાજને ઉપવીત ધારણ કરાવી રાજ્યાભિષેક કરાવવાનો સભામા નિશ્ચય થયો

પોતાની ઇચ્છાનુસાર શાસ્ત્રનિર્ણય મળ્યાથી મહારાજને પરમ સતોષ થયો. ઉપવીતસસ્કારવિધ માટે ગાગાભટ્ટ વગેરે પંડિતોએ જે સામગ્રી મગાવી તે મહારાજે સત્વર એકઠી કરાવી મહા નદીઓના પવિત્ર જળ, સમુદ્રનુ જળ, સુલક્ષણો અશ્વ અને હાથી, વ્યાઘ્રચર્મ, મૃગચર્મ આદિ મગાવ્યા સિહાસન અને સુવર્ણ આદિના કળશ વગેરે પાત્રો તૈયાર કરાવ્યા મોટા મોટા વિદ્વાન જ્યોતિષીઓ પાસે સશાસ્ત્ર સુમુહૂર્ત જોવડાવ્યુ તેઓના અભિપ્રાય પ્રમાણે (આનદ નામ સવત્સરે) જ્યેષ્ઠ શુકલા ત્રયોદશી તિથિએ રાજ્યાભિષેક કરવાનુ ઠરાવ્યુ

મહારાજે સપૂર્ણ તીર્થક્ષેત્રોના અને ઇતર સ્થળોના પ્રતિષ્ઠિત અને વિદ્વાન બ્રાહ્મણ, સર્વ માડલિક આદિ રાજા, સર્વ સ્નેહીસગા, સ્વરાજ્યના સર્વ શ્રીમત અને સેવક વગેરેને આમત્રણપત્રિકાઓ મોકલી જે સ્થળે સિહાસન સ્થાપવાનુ હોય તે રાજધાનીનુ સ્થળ પુણ્યભૂમિ હોવા સાથે તેની આસપાસ પુણ્યક્ષેત્રો અને મહા નદી હોવી જોઇએ ત્યા વિપુલ જળ અને કૂવા, વાવ, તળાવ આદિ અનેક કૃત્રિમ જળાશયો હોવા જોઇએ રાજધાનીના આસપાસના પ્રદેશમા નાના પ્રકારના ધાન્યો ઉત્પન્ન થવા જોઇએ તે સ્થળ શત્રુઓને દુ:સાધ્ય થાય એવુ હોવુ જોઇએ શિષ્ટજનોની એવી સૂચનાનુસાર રાયગડનો કિલ્લો ઉપરોક્ત ઘણા લક્ષણોથી

સુપ્રત જણાયો હશે. એ સિવાય સ્વરાજ્યમા શત્રુઓને માટે દુ:સાધ્ય સ્થળ બીજુ કોઇ જણાયુ નહિ. એ ગઢ ઉપરજ રાજ્યાભિષેકનો સમારભ કરવાનો નિશ્ચય થયો

ગઢ ઉપર નિવાસ કરવા માટે મહારાજે એક ઉત્તમ મહાલય બધાવ્યુ હતુ. કારખાના માટે અઢાર સ્થળો અને પ્રધાન, સરકારકુન વગેરે અધિકારીઓને રહેવા માટે અનેક મકાનો બધાવ્યા હતા સિહાસન માટે એક વિશાળ ગૃહ બનાવ્યુ હતુ.[1] એ ગૃહમા હજારો મનુષ્ય બેસી શકે એટલી વિશાળ જગ્યા હતી તેની રચના એવી ઉત્તમ હતી કે, અદર બેઠેલા મનુષ્યોને શીતોષ્ણથી એકાએક અડચણ પડે નહિ. રાયગઢ ઉપરની વ્યવસ્થા જોતા જણાય છે કે, એ ગઢ ઉપર ગાદી સ્થાપવાનો મહારાજનો પ્રથમથીજ વિચાર હતો પડિતોની સમ્મતિ મળતાજ મહારાજે ગઢ ઉપરના મહાલયની ભીતો વિવિધ પ્રકારના રગવડે રગાવી, તે પર સુદર આકર્ષક ચિત્રો કઢાવી મહાલયને પરમ રમણીય બનાવ્યુ જે સભાગૃહમા સિહાસન સ્થાપવાનું હતું ત્યાની છત ઉપર વસ્ત્રના ચદરવા, પડદા વગેરે બધાવી તેને અતિ મનોહર બનાવ્યુ જે સ્થળે સિહ ગોઠવવાનુ હતું તે સ્થળે સોનાના પતરા મઢેલા ચાર સ્થભ રોપી તે પર અનુપમ જરીકસબનો ચદરવો બધાવ્યો ચદરવાની કિનારપર મુકતાફળના ઝુમખાવાળા તોરણો લટકાવ્યા ગઢ ઉપરના ઇતર સ્થાનો તથા મકાનો રગાવી સુશોભિત કરાવ્યા હતા રાજ્યાભિષેકને પ્રસગે આવનાર વિદ્વાન બ્રાહ્મણુ અને માડલિક રાજાઓને ઉતરવા માટે સગવડવાળી જગ્યાઓ રાખી ત્યા ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરી હતી ભોજનપક્તિ બેસાડવા માટે અને સભાઓ ભરવા માટે જૂદે જૂદે સ્થળે વિસ્તીર્ણ મડપો ઉભા કર્યા હતા સ્વરાજ્યના ગુણીજનો, ગવૈયા, બજવૈયા, અને રામજણીઓ વગેરેને બોલાવી પરોણાઓને ગમ્મત–આનદ આપવાની વ્યવસ્થા કરવામા આવી હતી બ્રાહ્મણભોજનમાટે એકજ સ્થળે પાચ હજાર બ્રાહ્મણુની પક્તિ બેસે એવા પાચ દશ સ્થળો નિર્માણ કર્યા હતા એ પ્રત્યેક સ્થળે ભોજન તૈયાર કરવામાટે કેળવાયલા પાકશાસ્ત્રીઓ, પિરસનાર અને પત્રાવળી ઉપાડી લેનાર મનુષ્યો નિમી સર્વ પ્રકારની ઉત્તમ તૈયારી રાખી હતી નિત્ય જેટલા બ્રાહ્મણો આવે તેમને માટે નિત્ય નૂતન પકવાન્ન તૈયાર કરવાની પાકશાસ્ત્રીઓને સૂચના અપાઇ હતી. આપ્ત, સુહૃદ અને સેવકજનો માટે રહેવાના મકાનની સગવડ થાય અને તેમને કોઇ પણ વસ્તુની ઉણપ ન પડે એવી પોતાના મનુષ્યોને સખ્ત તાકીદ આપી હતી તેમને જમવા બેસવામાટે પણ મોટા મોટા મડપો બધાવી તૈયાર કર્યા હતા

એ પ્રમાણે કિલ્લા ઉપર અને કિલ્લા નીચેની માચી ઉપર સ્થળે સ્થળે મડપ,

---

1 સભાગૃહ સિવાય મહાલયમા વિવેકસભા (જ્યા પડિતોની સભા ભરાતી), ન્યાયસભા (જ્યા મજાની ફરિયાદોનો ન્યાય થતો), મગઠસભા (જ્યા ગરિબગુરબાની ફરિયાદ સાભળવામા આવતી), પ્રબોધસભા (જ્યા પુરાણની કથા અને કીર્તન થતાં), રત્નાગરસભા (જ્યા અલંકારવસ્ત્ર વગેરેની કિમ્મત અકાતી), નીતિસભા (જ્યા પરદેશી લોકો આદરસત્કાર અને મુલાકાત થતી), વગેરે [illegible] તેમજ લેખા અતર્ગૃહ, દેવાલય, ભોજનગૃહ આદિ સ્થાનો બનાવ્યા હતા. ([illegible])

તણુ અને રાવટીઓ બાંધવામા આવી હતી. સમારંભમા આવનાર નાના મોટા સર્વ મનુષ્યોને કોઇ પણ પ્રકારની ન્યૂનતા પડે નહિ માટે ધાન્ય વગેરેના ઉચ્ચ પર્યંત જેવા કોઠાર ભરાવી તે ઉપર દેખરેખ રાખવા અધિકારીઓ નિમવામા આવ્યા હતા અને સર્વ અધિકારીપર દેખરેખ રાખવા એક અધ્યક્ષ નિમ્યો હતો. પ્રત્યેક પદાર્થો જૂદા જૂદા અધિકારીના તાબામા સોપ્યા હતા અને તેમના હાથ નીચે કારકૂનો તથા નોકરો નિમ્યા હતા જે વસ્તુની જરૂર પડે તે તત્કાળ પૂરી પાડવાનો અને કાઇ પણ વસ્તુની કોઇને ઉણપ પડે નહિ તેમજ કોઇને કદિ પણ નકાર કહેવો નહિ એવો મહારાજે સખ્ત હુકમ ફેરવ્યો હતો સમારંભમા આવેલા સર્વ દરજ્જાના મનુષ્યોની તેમની યોગ્યતા પ્રમાણે બરદાસ્ત થાય છે કે કેમ તેની દેખરેખ રાખવા અધિકારીઓ નિમ્યા હતા મહારાજે સર્વ નોકરોને સખ્ત આજ્ઞા ફરમાવી હતી કે નાના મોટા અતિથિઓનો યથોચિત આદરસત્કાર કરવામા યત્કિંચિત્ પણ ભૂલ કરવી નહિ આ કાર્ય ઉપર પ્રમાણિક અને સ્વામિકાર્યનિષ્ઠ અમલદારો નિમી સમારંભના પહેલા દિવસથી છેલ્લા દિવસ સુધી–પ્રત્યેક દિવસે –નિત્ય પ્રાત કાળથી સાય કાળપર્યંત. પ્રત્યેક અમલદારે કયા કયા કામ કરવા, કયી કયી સામગ્રી ભેગી કરવી અને તે તૈયાર કરવી તથા કયા અમલદારના તાબામા કયી વસ્તુઓ સોપવી તેના નિયમો લખી પ્રત્યેક અમલદારોને આપવામા આવ્યા વારંવાર તેમને માગણી કરવાની કિંવા આપવા જવાની જરૂર ન પડે અને સર્વ વ્યવહાર શાત અને વ્યવસ્થિતપણે ચાલ્યા કરે એવો બંદોબસ્ત કરવામા આવ્યો હતો. તેથી ગઢ ઉપર અને ગઢ નીચે હજારો મનુષ્યોની મેદની થવા છતા અમલદારોએ સર્વની બરદાસ્ત ઉત્તમ પ્રકારે રાખી હતી સર્વ અમલદારોએ પોતાને સોપેલા કાર્ય નિયમાનુસાર, ઉત્સાહપૂર્વક અને ચપળતાથી બજાવ્યા હતા

સમારંભને માટે જોઇતી સર્વ તૈયારીઓ થયા પછી અને પરોણાઓ માટે યથાસ્થિત સગવડ કર્યા પછી જ્યેષ્ઠશુક્લા ચતુર્થીને દિવસે મહારાજને પ્રથમ ઉપવીતસંસ્કાર કરવામા આવ્યો પંડિતોએ એ વિધિ એ દિવસમા પરિપૂર્ણ કરી એ દિવસે એક લક્ષ બ્રાહ્મણભોજન કરાવવામા આવ્યુ અને સર્વને એક એક રૂપિયો દક્ષિણા આપવામા આવી પંડિત, વૈદિક અને ઇતર શિષ્ટ બ્રાહ્મણોનુ યોગ્ય સન્માન કર્યું એકલા ગાગાભટ્ટનેજ તે દિવસે સાતહજાર હોન મળ્યા હતા અને બીજા બ્રાહ્મણોને ૧૭૦૦૦ હોન મળ્યા છઠને દિવસે પ્રથમ પટબંધનવિધિ કરીને પુણ્યાહવાચનપૂર્વક યજ્ઞનો આરંભ થયો ગણપતિશાતિ, નક્ષત્રશાતિ અને ગ્રહશાતિ આદિ કર્માન્તર કરાવ્યા પછી રાજ્યાભિષેકને લગતી સર્વ શાસ્ત્રવિધિ કરવામા આવી. ઋત્વિજ અને યજમાન ( મહારાજ ) એટલા દિવસ પર્યંત દૂધ, ફળ આદિનો આહાર કરી વ્રતસ્થ રહ્યા હતા એ ક્રિયા કરતા છ સાત દિવસ વીત્યા હતા એટલા દિવસ સુધી નિત્ય પચાસ હજાર બ્રાહ્મણભોજન થતુ હતું સમારંભમા આવેલા પરોણાઓને નિત્ય નૂતન પ્રકારના મિષ્ટાન્ન ભોજન મળતા હતા. તેમને આનંદ આપવામાટે સ્થળે સ્થળે ગાયનવાદન થતા હતા, નાના પ્રકારના માંગલિક વાદ્યો વાગતા હોવાથી સમસ્ત ગઢ જાણે ગાજી રહ્યો હતો

અંતે ત્રયોદશીનો મંગલમય દિવસ આવી પહોચ્યો ઇષ્ટ મિત્રોના અને સ્વામિનિષ્ઠ સેવકજનોના અંતઃકરણમા આનંદની લહરો ઉછળવા લાગી સર્વને અભિષેકના દર્શન કરવાની ઉત્કંઠા થઇ રહી હતી મહારાજે અષ્ટ પ્રધાનોની યોજના કરી, એક પત્રલેખક અને એક હિસાબલેખક એવા બે લેખકો નિમ્યા દ્વાદશ કોષ (બાર મહાલ), અષ્ટાદશ શાળા (અઢાર કારખાના) ઇત્યાદિ ઉપર અધિકારી, દેશાધિકારી, નગરાધિકારી એવી પૃથક્ પૃથક્ નિમણુક કરી, એ સર્વને મંગલસ્નાન કરવાનુ કહી મહારાજે સ્વત મંગલસ્નાન કર્યું તેમણે વિધિપૂર્વક મૃત્તિકા સ્નાન, પંચગવ્યસ્નાન, ગંગાઆદિ પુણ્યતીર્થોદકસ્નાન અને પંચામૃતસ્નાન કર્યું સર્વેએ શ્વેત વસ્ત્રો, ગંધપુષ્પ અને અલંકાર ધારણ કર્યા ક્ષીરવૃક્ષનુ સવા હાથ ઉંચુ અને સવા હાથ પહોળુ આસન બનાવી તેને સુવર્ણથી મઢી લેવામા આવ્યુ હતુ મહારાજે તે આસનપર આરોહણ કર્યું મહારાજ અને પટ્ટરાણીના છેડા ગાંઠયા હતા તેઓ એકબીજાની પાસે પાસે બેઠા સંભાજી પણ તેમની સામે બેઠા મહારાજની પૂર્વ દિશામા મુખ્ય પ્રધાન મોરોપંત પિંગળે હાથમા ઘી ભરેલો સુવર્ણકળશ લઇને, દક્ષિણમા સેનાપતિ હંબીરરાવ મોહિતે દૂધભરેલો રૌપ્યકળશ લઇને, પશ્ચિમમાં અમાત્ય રામચંદ્ર નીલકંઠ પંડિત[1] દહિ ભરેલો તામ્રકળશ લઇને અને ઉત્તરમા છંદોગામાત્ય પ્રધાન રઘુનાથ પંડિતરાવ મધભરેલો સુવર્ણકળશ લઇને ઉભો હતા એમની પાસે માટીના કુંભમા સમુદ્રનુ જળ અને મહા નદીઓનુ[2] જળ ભરી રાખ્યુ હતુ ઉપદિશાની જગ્યાએ અગ્નિ ખૂણામા સચિવ અણ્ણાજી દત્તો પંડિત છત્ર લઇને, નૈઋત્ય ખુણામા સામંત જનાર્દન પંડિત હનમંતે[3] વિંઝણો લઇને, વાયવ્યખૂણામા મંત્રી[4] દત્તાજી પંડિત ચામર લઇને અને ઇશાન ખૂણામાં ન્યાયાધીશ બાળાજી પંડિત બીજુ ચામર લઇને ઉભા હતા સામે જમણી તરફ પત્રલેખક બાળાજી આવજી અને ડાબી તરફ હિસાબલેખક ચિમનાજી આવજી હાથમા લેખનપાત્ર લઇને ઉભા હતા મહારાજની આસપાસ સર્વ કોશાધ્યક્ષ અને શાળાધ્યક્ષ અધિકારીઓ ઉભા હતા સુહૃજ્જનો અને માંડલિક રાજાઓ મહારાજની આસપાસ ઉભા હતા સર્વ મનુષ્યો યોગ્યતા પ્રમાણે ઉભા રહ્યા પછી અભિષેક આરંભ કરવામા આવ્યો સો છિદ્રવાળા સુવર્ણ પાત્રમા જળ રેડી તેવડે અને પ્રધાનો કળશો લઇ ઉભા હતા તેમાના દ્રવ્યવડે, મહારાજને યથાશાસ્ત્ર મંત્રોચ્ચારપૂર્વક અભિષેક કર્યો એ સમયે સર્વ મધુર વાજીંત્રોના, રામજણીઓના અને ગવૈયાઓ વગેરેના મંગલમય નૃત્યગાનની પ્રચંડ ગર્જના થઇ રહી એ વિધિ પરિપૂર્ણ થયા પછી મહારાજને પુન મંગલસ્નાન કરાવી સૌભાગ્યવતી સ્ત્રીઓએ તેમની આરતી ઉતારી. કાંસાના વાસણમા ઘી ભરીને તેમા તથા દર્પણમા મહારાજે પોતાનુ મુખ જોયુ એ સમયે બ્રાહ્મણોને દક્ષિણા આપવામા આવી ત્યાર પછી મહારાજ શ્વેત

૧ સભાસદ એનુ નામ નારો નીલકંઠ લખે છે ૨ એ મહા નદીઓના નામ કૃષ્ણા, ગોદાવરી, યમુના અને ગંગા ૩ ચિટણીસ એનુ નામ ત્રિબંક સોનદેવ લખે છે અને સભાસદ. ત્ર્યંબક સોનદેવનો પુત્ર રામચંદ્રપંત લખે છે ૪ સભાસદ એનુ નામ નિરાજીપંત લખે છે ચિટણીસ એનુ નામ નિરાજી રાવજી લખે છે.

વસ્ત્રો ધારણ કરી સિંહાસનપર બેસવાના શુભ મુહૂર્તની વાટ જોવા લાગ્યા.

મહારાજે શાસ્ત્રોક્તવિધિપ્રમાણે સિંહાસન તૈયાર કરાવ્યુ હતું પ્રથમ ક્ષીર-વૃક્ષ અને ઔદુંબર નામક વૃક્ષોના લાકડાની વેદી બનાવી તેને સુવર્ણના પતરાથી મઢાવી સર્વત્ર રત્નો જડાવ્યા હતા સિંહાસન ઉપર ચારે બાજુએ બળદ, બિલાડી, તરસ, સિંહ અને વાઘના ચિત્રો કોતરાવ્યા હતા, સિંહાસનની આસપાસ સોનાના આઠ સ્તંભ હતા, તે પ્રત્યેક ઉપર સોનાનો એક એક સિંહ બેસાડયો હતો અને તેના પર ચિત્રવિચિત્ર વૃક્ષ, ફળ, પુષ્પ, વેલ, પક્ષી, મત્સ્ય, કાચબો આદિ જળચર પ્રાણીઓના તેમજ કંચનીઓ હાથમા તંબુવાદ્ય લઈ નૃત્ય કરતી હોય એવા ચિત્રો કોતરાવ્યા હતા [1] શાસ્ત્રવિધિ પ્રમાણે તૈયાર કરાવેલા મહારાજના સિંહાસન ઉપર પ્રથમ મૃગચર્મ બિછાવી તેપર થોડુંક સુવર્ણદ્રવ્ય પાથર્યું હતુ. તેનાપર વ્યાઘ્રચર્મ બિછાવી રૂની નરમ ગાદી બનાવી હતી ગાદાપર મખમલ જડયુ હતું ગાદીતકીઆપર જરીકસબ ભરેલા આચ્છાદન પાથર્યા હતા સિંહાસનની પાછળ છત્ર બનાવ્યુ હતુ, તે જવાહીર જડેલુ અને મોતીની ઝાલરોવાળુ હતુ તે ઉપર મંડપ બનાવી તેને સુવર્ણમય વસ્ત્રનો ચંદરવો બાંધ્યો હતો ચંદરવાની આસ-પાસ મોતીની કલગીઓનુ તોરણુ વીંટાળ્યુ હતુ સિંહાસનની ઉત્તમ રચના કર્યા પછી ઉત્તમલક્ષણા ઘોડા અને હાથીને સુવર્ણાદિના સુંદર શૃંગારવડે સુશોભિત કરી સભામંડપ સમક્ષ ઉભા કર્યા હતા સિંહાસનપર આરોહણ કરવાનુ શુભ મુહૂર્ત આવી પહોચ્યુ તે સમયે શ્રીવિષ્ણુની સુવર્ણમય પ્રતિમા તૈયાર કરાવી હતી તેનુ મહારાજે ષોડશોપચાર પૂજન કર્યું, અને તે પ્રતિમા પોતાના જમણા હાથમા ધારણ કરી, મુહૂર્તઘટિકા સંપૂર્ણ થતાજ મહારાજે સર્વ બ્રાહ્મણવૃંદને નમસ્કાર કરી વેદમંત્રોચ્ચારપૂર્વક તેમના આશીર્વાદ લીધા પછી માતુશ્રી જીજા-બાઇને નમસ્કાર કરી તેમનો પ્રેમપુરઃસર આશીર્વાદ લીધો, અને વિષ્ણુભગવાનની મૂર્તિ હાથમા લઇનેજ તેઓ સિંહાસન આગળ ગયા મહારાજે પ્રથમ સિંહાસનના જમણા સ્થાન આગળ જઇ જમણે પગે ઘુંટણીએ પડી સિંહાસનને નમસ્કાર કર્યા ત્યાર પછી સિંહાસનને પગસ્પર્શ નહિ કરતા પૂર્વાભિમુખ રાખી મહારાજ સિંહાસનપર બેઠા એ સમયે સિંહાસનના અષ્ટસ્તંભ પાસે અષ્ટપ્રધાન ઉભા રહ્યા પ્રથમ જમણી બાજુએ ધર્માધ્યક્ષ પંડિતરાવ, ડાબી બાજુએ મુખ્ય પ્રધાન (પેશ્વા), તેની પાછળ જમણી બાજુએ સેનાપતિ (સરનૌબત), ડાબી બાજુએ અમાત્ય (મજુમદાર), તેની પાછળ જમણી બાજુએ સામંત (ડબીર), ડાબી બાજુએ સચિવ (સુરનીસ), તેની પાછળ જમણી બાજુએ મંત્રી (વાકનીસ) અને ડાબી બાજુએ ન્યાયાધીશ ઉભા હતા યુવરાજ સંભાજી, મહોપાધ્યાય ગાગાભટ્ટ અને મુખ્ય પ્રધાન મોરો ત્રિંબક પિંગળે એ લોકો સિંહાસનની પાસે ઉચ્ચ આસનપર બેઠા અને બીજા દરબાર-ના લોકો તથા આમંત્રિત મહાજન પોતપોતાની યોગ્યતા પ્રમાણે નક્કી કરી આપેલા સ્થાનપર ઉભા રહ્યા મહારાજ સિંહાસન ઉપર બિરાજ્યા તેજ ક્ષણે નોબત,

૧ કેટલાક બખરકર્તા લખે છે કે, સિંહાસનના સર્વ કાર્યમા ત્રણ ખાંડી, બત્રીશ શેર અને બત્રીશ માસા સોનું વપરાયું હતુ

ચોઘડિયાં વગેરે સર્વ મંગલવાદ્યોની ગર્જના થઇ રહી નૃત્ય, ગાયન આદિ શરૂ થયાં સર્વ પ્રેક્ષકોએ એકીવખતે જયઘોષ કર્યો એ નાદથી સર્વ દિશાઓ કંપાયમાન થઇ સર્વ બ્રાહ્મણવૃંદે દીર્ઘસ્વરે આશીર્વચનો ઉચ્ચાર્યાં મહોપાધ્યાય ગાગાભટ્ટે આગળ આવીને સોનામોતીની ઝાલરવાળુ છત્ર પોતાને હાથે ઉંચકીને મહારાજના માથાપર ધર્યું અને દીર્ઘસ્વરે કહ્યુ કે –“શિવ છત્રપતિ સદા વિજયી થાઓ” સલામતી માટે તોપો ફૂટી સ્વરાજ્યના પ્રત્યેક કિલ્લેદારોને સૂચના કરવામા આવી હતી કે, એક કિલ્લાપર તોપ ફૂટવાનો અવાજ સંભળાતાજ બીજાપર તોપ ફોડવાનું શરૂ કરવુ તેથી રાજ્યના પ્રત્યેક કિલ્લાપરથી તોપોની ગર્જના થઇ રહી

સિંહાસન ઉપર આરોહણ કર્યા પછી મહારાજે પોતાના શ્વેત વસ્ત્રો બદલી લાલ વસ્ત્રો ધારણ કર્યાં શરીર ઉપર સુવર્ણના કડા, મોતીની માળાઓ, હીરાના હાર, શિરપેચ, તુરો, પાયજામો, પહોંચી વગેરે અલંકારો પહેર્યા ધનુષ્યબાણ અને તલવારનું મંત્રવિધિપૂર્વક પૂજન કરી તે શસ્ત્રો હાથમા લીધા એ સમયે પ્રજાજનોએ તેમનાપર સોનારૂપાના પુષ્પની વૃષ્ટિ કરી સોળ સૌભાગ્યવતી બ્રાહ્મણ-લલનાઓએ મહારાજની આરતી ઉતારી તેઓને મહારાજે વસ્ત્રાભૂષણ આપ્યા. સિંહાસન ઉપર બિરાજ્યા પછી જે જે મંત્રવિધિ કરવાની હતી તે તે સંપૂર્ણ કરી મહારાજે બ્રાહ્મણોનો આશીર્વાદ લીધો ઋત્વિજ, આચાર્ય અને બ્રાહ્મણોની પૂજા કરી મહારાજે તેમને પુષ્કળ દક્ષિણા આપી આ સમયે ગાગાભટ્ટને દક્ષિણામા એક લાખ રૂપિયા અને ભારે કિંમતના વસ્ત્રાભૂષણો અર્પણ કરી તેમનું સન્માન કર્યું સર્વ ઋત્વિજોને દક્ષિણામા પાચ પાચ હજાર રૂપિયા આપ્યા પુરોહિતને ચોવીશહજાર રૂપિયા આપ્યા બીજા વિદ્વાન બ્રાહ્મણોને દક્ષિણામા તેમની યોગ્યતા પ્રમાણે હજાર, પાચસો, બસો રૂપિયા આપ્યા બાકીના તમામ બ્રાહ્મણોને પચીસ પચીસ રૂપિયા આપ્યા એ સિવાય ગોસાઈ, સાધુ, ગરિબગુરબા, ભિખારી વગેરેને પાચ પાચ, ચાર ચાર અને બબ્બે રૂપિયા વહેચ્યા ભગવત્પરાયણ સાધુસંતોને અને ધર્મપરાયણ બ્રાહ્મણોને ગામ અને વતનોના ઈનામ આપ્યા એ સમયે મહારાજે પોતાની સુવર્ણતુલા કરી તેમા સોળહજાર હોન થયા હતા તે બ્રાહ્મણોને વહેચી આપવામા આવ્યા [1]

એ પછી આઠ પ્રધાન, સુબેદાર, દરખદાર, મહાલદાર, કારખાનાદાર અને ઇતર અધિકારીઓને મહારાજે તેમના અધિકારના વસ્ત્રો આપ્યા. મુખ્ય પ્રધાન અને સેનાપતિને જરીકસબભરેલા પાચ પોષાક, પાયજામો, શિરપેચ, મોતીનો તુરો, સોનાના કડા, કંઠીઓ, મંદિલ, કટાર, ઢાલતલવાર, ચોઘડિયા, નોબત, જરીફેટા, હાથી, ઘોડા, સોનાના હાથાના ચામર વગેરે અર્પણ કરી કરારપત્ર લખી ખિતાબ

૧ એ સોળહજાર હોનનું વજન એકસો ચાળીસ રતલ એટલે મુંબઇના પાચ મણ થયા. માત્ર આ સુવર્ણતુલા કરીનેજ બ્રાહ્મણોને સંતોષ થયો નહિ, પણ સર્વે સાત ધાતુઓ-વડે મહારાજની તુલા કરી તેમજ રેશમ, કપૂર, લસણ, જાયફળ, ઘૃત, સાકર, ફળ, પાન વગેરે ખાદ્ય પદાર્થો તેમજ અન્ય પદાર્થોવડે મહારાજની તુલા કરીને તે સર્વ બ્રાહ્મણોને વહેંચી દેવામા આવ્યું.

આપ્યા અમાત્યને જરીકસબભરેલો પોષાક, ઢાલતલવાર, સોનાના કડા, કંઠી, તુરા, શિરપેચ, કટાર, રૂપાની કલમદાની, ચામર, હાથી અને ઘોડા આપ્યા એજ પ્રમાણે સચિવ, સામંત, મંત્રી, પંડિતરાવ અને ન્યાયાધીશને મહારાજે વસ્ત્રાલંકારો અર્પણ કર્યા અર્પણ કરેલા વસ્ત્રાલંકાર આદિ સન્માનપૂર્વક ગ્રહણ કરી અષ્ટ પ્રધાનોએ મહારાજને નજરાણુ ભેટ કર્યું મહારાજે પ્રત્યેક પ્રધાનને એક લક્ષ હોન બક્ષીસ આપ્યા, બાળાજી આવજીને ચિટણીસના વસ્ત્રો આપ્યા. તેને મંડિલ, જરીકસબી દુપટ્ટો, પાયજામો, ઈજાર, મોતીની કંઠી, શિરપેચ, સોનાના કડા, રૂપાની કલમદાની, ચામર અને ઘોડા બક્ષિસ આપ્યા તેજ પ્રમાણે ચિમણાજી આવજીને તેના હોદ્દાનો પોષાક આપ્યો તેમણે મહારાજને નજરાણુ કરી મુજરો કર્યો અષ્ટપ્રધાનોના હાથ નીચે અધિકારીઓ નિમ્યા તેમને પણ અધિકાર પ્રમાણે વસ્ત્રો આપ્યા શંકરાજી નીલકંઠ મહાગાવકરને રાજાજ્ઞાપદ આપ્યુ. શામજી નાયક પુંડેને લશ્કરની બક્ષિગિરીના વસ્ત્રો તથા ઢાલતલવાર અને એક કલમદાની આપી મુખ્ય સુબેદાર, મહાલદાર, કારખાનાદાર, લશ્કરના સરદાર અને માનકરીઓને મહારાજે તેમની પદવીના વસ્ત્રો આપ્યા

સર્વ અધિકારીઓને વસ્ત્ર આદિ અર્પણ કરીને અને તેમના નજરાણા સ્વીકારીને મહારાજ સુવર્ણ અને જવાહીરના સામાનસહિત તૈયાર રાખેલા એક સુલક્ષણા અશ્વ ઉપર સ્વાર થઈ રાજમહાલયના આગણામા આવ્યા અને ત્યાથી થોડે વેગળે સુવર્ણની અંબાડી, મોતીના અલંકાર તથા સુવર્ણની ઘુઘરીઓ જડેલા જરીકસબના વસ્ત્રોવડે સજ્જ કરેલા ગજરાજ ઉપર આરૂઢ થયા એક હાથમા મોરપીછનુ ચામર અને એક હાથમા અંકુશ લઇ સેનાપતિ હાથીના માથાપર બેઠો મહારાજની પીઠ પાછળ મુખ્ય પ્રધાન મોરપીછ—ચામર લઇને બેઠો, નાનામોટા પ્રધાન અને મુતાલિક બીજા હાથીપર આરૂઢ થયા મહારાજની પાછલી હારમા ચાલનાર કેટલાક સરદારો હાથી ઉપર અને કેટલાક ઘોડા ઉપર બેઠા મહારાજની સ્વારી દેવદર્શન કરવા ચાલી સ્વારીની રચના જોવા જેવી હતી. સાથી આગળ જરીપટકાના અને ભગવા નિશાન ધારણ કરેલા બે હાથી ચાલતા હતા તેની પાછળ પ્રધાન અને સેનાપતિનો જરીપટકાના નિશાન સાથેનો હાથી અને સર્વ લશ્કર નિશાનસહિત ચાલતુ હતુ એ નિશાન સાથે હુઝુર પાયગાના અને કરોલી સૈન્યના અમલદારો ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરી, સોનાચાદીના સામાનથી પોતાના ઘોડા શૃગારી હાથમા બંદુકો લઈ પોતપોતાના લશ્કરની ટુકડીને મોખરે ચાલતા હતા. તેઓની પાછળ ગાડામા તોપો અને તેની પાછળ ઘોડાગાડીઓ ચાલતી હતી. તેની પાછળ કોઇ ઘોડેસ્વાર થઇને અને કોઈ હાથીની અંબાડીમા બેસીને શૂરવીર યોદ્ધા ચાલતા હતા તેની પાછળ તલવારથી પટ્ટા રમનાર, સાગબર્છીવાળા, બાણુ મારનાર, મલ્લયુદ્ધ કરનાર અને બીજા પાયદળ સિપાઇઓ ચાલતા હતા એની પાછળ તલવારધારી અને બંદુકધારી ઘોડેસ્વાર લશ્કર અને તેઓની પાછળ ઢોલ, નગારા, રણશિંગાં વગેરે રણવાદ્યો વગાડનારા મનુષ્યો ચાલતા હતા તેમની પાછળ પચાસ હાથી ઉપર કોટવાળ, એકસો સાઢણી સ્વાર અને ઉંટસ્વાર ચાલતા હતા.

તેમની પાછળ પચાસ કોટવાળ ઘોડેસ્વાર, તેમની પાછળ તુરાઈ અને શરણાઇ વગાડનાર, ઘોડા ઉપર નગારા, સરણાઇ અને તુરાઇ વગાડનાર વગેરે મડળ વાજા વગાડતા ચાલતા હતા તેમની પાછળ વહીવચા, ભાટ અને બદીજનો મહારાજના અપૂર્વ પ્રતાપનુ વર્ણન કરતા ચાલતા હતા તેની પાછળ નિશાન, ભાલા અને ધારવાળી ફરસી ધારણ કરેલા તથા ચોપદાર અને લાકડી ધારણ કરેલા સિપાઇઓ ચાલતા હતા તેમની પાછળના હાથીઓપર મોટા મોટા શૂરવીર મલ્લ અને પહેલવાનો બેઠા હતા અને તેમની પાછળ શિવાજીમહારાજનો હાથી ચાલતો હતો માવળા સરદારો કિમતી વસ્ત્રાલકાર ધારણ કરી મહારાજની આસપાસ ચાલતા હતા તેમની પાછળ પ્રધાન મુત્સદ્દી તથા છતર મોટા મોટા અધિકારીઓના હાથી ચાલતા હતા, એ સર્વની પાછળ કેટલુક લશ્કર ચાલતુ હતુ આ પ્રમાણે મહારાજની સ્વારી અતિશય ઠાઠમાઠથી દેવદર્શને ગઇ

સર્વ રસ્તા સ્વચ્છ કરી શણગારવામા આવ્યા હતા માર્ગમા સ્થળે સ્થળે મડપો બાધી રાગોળી પૂરી હતી સર્વ ઘરો રગાવી સુશોભિત કર્યા હતા સર્વ સ્થળે ધ્વજા, પતાકા અને તોરણો બાધ્યા હતા સર્વ નગરદેવતાની યથાયોગ્ય પૂજા કરાવી તેમને નૈવદ્ય ધરાવ્યા હતા મહારાજની સ્વારી ધીમે ધીમે દેવદર્શન કરી, દેવને વસ્ત્રાલકાર અર્પણ કરી અને બ્રાહ્મણોને દક્ષિણા વગેરેથી સતુષ્ટ કરી પાછી ફરી પાછા ફરતી વખતે સૌભાગ્યવતી સ્ત્રીઓએ મહારાજની મગળ આરતી ઉતારી અને તેમના માથાપરથી દહી, પુષ્પ અને દુર્વાદલની વૃષ્ટિ વરસાવી સ્વારી પાછી ફરી રાજદ્વાર આગળ આવી પહોચ્યા પછી મહારાજ રથમા બેસી રાજમહાલય નજીક જઇ પહોચ્યા અને ત્યાથી પાલખીમા બેસી સભાગૃહદ્વાર આગળ આવ્યા એ સ્થળે પહોચતાજ તેમના માથા ઉપરથી પાણી ભરેલો કળશ અને મીઠાનુ ઓવારણુ ઉતારી વેગળુ ફેકી દેવામા આવ્યુ એ વિધિ કરનારને મહારાજે વસ્ત્રાલકાર આપ્યા પછી તેમણે ગૃહપ્રવેશ કર્યો

રાજમહાલયમા આવતાજ મહારાજે પ્રથમ કુલદેવતાના અને ત્યાર પછી પ્રિય માતુશ્રી જીજાબાઇના દર્શન કર્યા રાણીઓએ આરતીઓ ઉતારી મહારાજે તેમને અમૂલ્ય વસ્ત્રાલકાર આપ્યા ત્યાથી આવી મહારાજ પુન સિહાસન ઉપર બિરાજ્યા ત્યા સર્વના નજરાણા અને મુજરા લઈ તેઓને પાન, ગુલાબ, અત્તર વગેરે આપી સ્વગૃહે જવાની આજ્ઞા ફરમાવી ત્યાર પછી બ્રાહ્મણભોજન કરાવ્યુ મહારાજે સર્વ સુહૃદજનો અને ઇષ્ટમિત્રસહિત ભોજન કર્યું માડલિક રાજાઓ અને આપ્તજનોનુ અતિ સન્માન કરી તેઓને વસ્ત્રાલકાર આપી સતુષ્ટ કર્યા ગુણીજનો આવ્યા હતા તેમને વિદાયગીરીમા મોટી બક્ષિસો આપીને સતુષ્ટ કર્યા રાજ્યાભિષેકનો સમારભ મોટા ઠાઠમાઠથી નિર્વિઘ્નપણે પરિપૂર્ણ થયો. સમારભમાં આવેલા સર્વ મનુષ્યો સતોષ પામી મહારાજની ઐશ્વર્યસપત્તિની અને ઔદાર્યની સ્તુતિ કરતા સ્વસ્થાને ગયા કહેવામા આવે છે કે, એ સમારભ વખતે એક કરોડ બેંતાળીસ લાખ હોન ખર્ચાયા હતા. ૫૬૯

મહારાજે ક્ષત્રિયકુલાવતંસ શ્રી રાજા શિવછત્રપતિનો બિતાબ ધારણ કર્યો.

રાજ્યાભિષેક થયા પછી તેઓ કાગળપત્રમાં નવો શક લખવા લાગ્યા અને સ્વરાજ્યમા એ શક પ્રવર્તાવવાની તેઓએ સખ્ત આજ્ઞા ફરમાવી શકે ૧૫૯૬ ના જ્યેષ્ઠશુક્લા ત્રયોદશીને દિવસે મહારાજને રાજ્યાભિષેક કરવામા આવ્યો હતો; અંગ્રેજી તારીખ ૬ ઠ્ઠી જુન ઈ સ ૧૬૭૪ મહારાજે અતિ બાલ્યાવસ્થાથી પોતાના અતઃકરણમા અસત સ્તુત્ય ઉદ્દેશ ધારણ કરી તેની સિદ્ધિ માટે અવ્યાહત પરિશ્રમ કર્યો હતો તેમનો ઉદ્દેશ પરિપૂર્ણ થયો સ્વરાજ્ય સ્થાપી સશાસ્ત્ર સિહાસનારોહણ કરી મહારાજે નૂતન શક પ્રવર્તાવ્યો

મહારાજનો અભિષેકસમારંભ અતિશય ઠાઠમાઠથી થયાના સમાચાર યવન બાદશાહે સાભળ્યા તે સમયે તેમને કેટલી દિલગીરી થઈ હશે એ કહેવાની અગત્ય નથી અત્યાર સુધી બાદશાહ એવુજ જાણતા હતા કે, ગમે તેમ પણ શિવાજી મહારાજને એક જબરદસ્ત લૂટારા કિવા બળવાખોરજ કહી શકાશે તેઓ આપણા જેવા રાજપદાધિકારી બાદશાહ નથી, તેથી તેમના પર ભાવિ પ્રજાજનોના હૃદયમા વાસ્તવિક પૂજ્યભાવ ઉત્પન્ન થશે નહિ તેમની ચળવળ બધ પાડવાથી તેઓ હતા ન હતા થઇ જશે અને પૃથ્વીના હૃદયપટ ઉપરથી તેમનુ નામ ભુસાઈ જશે, એટલુજ નહિ પણ પછી તેમને કોઇ યાદ સુદ્ધા કરશે નહિ, પરતુ બાદશાહ પોતાની ગણત્રીમા ભૂલ્યા ' જે મહાવીર્યશાળી પુરુષે પ્રથમથીજ સ્વરાજ્ય સ્થાપવાનો દૃઢ સકલ્પ કર્યો હતો તે વીર પુરુષ માત્ર યવનોના પ્રાત અને કિલ્લા કબજે કરીને સ્વસ્થ થાય અને સશાસ્ત્ર રાજ્યાભિષેકવિધિ કરીને, સર્વ પ્રજાના હૃદયમા સ્વત સબધી વાસ્તવિક પૂજ્યત્વબુદ્ધિ ઉત્પન્ન કરવા જેવુ મહત્ત્વનુ કાર્ય કર્યા વગર રહે એ ત્રણ કાળમા બને તેમ નહોતુ મહારાજના વિચારને મહારાષ્ટ્રના બ્રાહ્મણોએ શાસ્ત્રની અડચણ બતાવી છતા તેઓ કિચિત્ પણ નિરુત્સાહ કે નિરાશ નહિ થતા તેમણે કાશી અને પૈઠણના મહાન પડિતોની સહાયતાવડે રાજ્યાભિષેકનો વિધિ યથાયોગ્ય રીતે પરિપૂર્ણ કર્યો

મહારાજ ક્ષત્રિયકુળમા ઉત્પન્ન થયા હતા તે સબધી સત્ય કહીએ તો તે સમયના કોઇ પણ બ્રાહ્મણને અથવા પંડિતોને સંશય નહોતો, પરતુ મહારાજે ક્ષત્રિય સસ્કારનો લોપ કર્યાથી તેમને શૂદ્ર ઠરાવવાનો કેટલાકનો પ્રયત્ન હતો એવા ઈર્ષ્યાખોર પડિતોના મો બધ કરવા માટે મહારાજને ગાગાભટ્ટ વગેરે પરદેશી વિદ્વાનોની સહાયતા લેવી પડી હતી ગમે તેમ હો, પરતુ એક સાચા ક્ષત્રિયને શોભે એવા ઉત્તમ પ્રકારના મહાપરાક્રમો કરી જે મહાપુરુષે મહારાષ્ટ્રને યવનોની તાબેદારીમાથી મુક્ત કરી, સ્વરાજ્ય અને સ્વાતત્ર્યનો અનુભવ બતાવ્યો, તે પુરુષનું ક્ષત્રિયત્વ તે સમયના સર્વ બુદ્ધિમાન અને કૃતજ્ઞ પુરુષો અમાન્ય કરે તેમ નહોતું. સપાદન કરેલુ સ્વરાજ્ય ચિરકાળપર્યત ટકાવી રાખવા અને હિદુબાદશાહીનો ઉડો પાયો નાખવા માટે, સાપ્રતનો રાજ્યાભિષેક જેવો મહાન ઉપાય યોજવામાં મહારાજે અતિશય દીર્ઘદૃષ્ટિ દર્શાવી હતી, એમા કઈ પણ શંકા નથી. એ સમય પછી સર્વ રાજપૂત રાજા, અગ્રેજ, ફ્રેંચ અને ફિરંગી વગેરે પરદેશી[૧]

૧ મહારાજના એ સમારંભ વખતે અંગ્રેજોનો પ્રતિનિધિ પણ મહારાજને નજરાણું

મનુષ્યો શિવાજીમહારાજને વિશેષ માન આપતા હતા, એ સુવિદિતજ છે; પરતુ આદિલશાહ અને મોગલબાદશાહ પણ મહારાજને પોતાના જેટલુંજ માન આપવા લાગ્યા અત્યાર પહેલા સર્વ રાજાઓને મહારાજની અતિશય બીક લાગતી હતી; પરતુ હવે તેઓના અ ત કરણમા બીક સાથે માનવૃત્તિ ઉત્પન્ન થઇ .

રાજ્યારોહણનિમિત્ત મહારાજના રાજ્યમા સર્વત્ર આનંદોત્સવ થઇ રહ્યો હતો તે સમયે એક અત્યત ખેદજનક બનાવ બન્યો હતો એ સમયે માતુશ્રી જીજાબાઇનુ અવસાન થવાથી મહારાજ અને પ્રજાજનો અત્યત શોકનિમગ્ન થયા હતા જે પરમપૂજ્ય અને અત્યત પ્રેમાળ માતાના શિક્ષણથી, ઉપદેશથી અને સતત પ્રોત્સાહનથી મહારાજે પ્રચ ડ ઉદ્યોગ આરભ્યો અને તેમા યશ પ્રાપ્ત કર્યો, તથા જેમને પોતાનો પુત્ર સર્વત્ર વિજય મેળવી રાજસિહાસનપર આરૂઢ થઇ નૂતન શકપ્રવર્તક થવાથી આન દનો પાર રહ્યો નહોતો, તેજ પવિત્ર માતા આનદોત્સવ જોવા વિશેષ દિવસ જીવ્યા નહિ. રાજ્યાભિષેકનો સમારભ સપૂર્ણ થતાજ દશ બાર દિવસે માતુશ્રીને એકાએક કઇ વ્યાધિ થયો અને તેમાજ તેમનુ અવસાન થયુ સાપ્રતના જેવા અતિ આનંદોત્સવ પ્રસગે અકસ્માત્ માતુશ્રીનો વિયોગ થવાથી મહારાજના હૃદયમા અત્યંત દુખ થયુ. પોતાની ઐશ્વર્યવૃદ્ધિ જોઇ જેને વાસ્તવિક સતોષ અને ઉત્સાહ થતો તેજ અત્યત પ્રિયજનની પોતાનો ત્યાગ કરી ગયેલા હોવાથી મહારાજને સર્વ ઐશ્વર્ય શૂન્યવત્ જણાવા લાગ્યુ મહારાજ કેવા નિ સીમ માતૃભક્ત હતા, તે એ સમયે સર્વ મનુષ્યોએ ઉત્તમ પ્રકારે જાણ્યુ. લાખો રૂપિયા ખર્ચી મહારાજે માતાની ઉત્તરક્રિયા કરી અને વર્ષાઋતુના ચાર મહિના રાયગઢ ઉપર નિવાસ કરી માતૃશોક પાળ્યો[1] મહારાજ એટલા દિવસ સિહાસન ઉપર બેઠા નહિ આશ્વિન શુકલા પચમીને દિવસે શુભ મુહૂર્ત જોઇ પુન સભા ભરી સિહાસન ઉપર બેઠા ત્યાર પછી અષ્ટપ્રધાન તથા મોટુ લશ્કર લઇ પ્રતાપગઢ ઉપર દેવીના દર્શન કરવા ગયા, ત્યાથી રામદાસસ્વામીના દર્શન કરવા ગયા અને ત્યાર પછી શિખરપરના મહાદેવ તથા જેજુરીના ખ ડોબાના દર્શન કરી મહારાજ પુન રાયગઢ ઉપર આવ્યા

---

આપવાને ગયો હતો નજરાણાતરીકે તેણે પોતાની પાસે એક હીરાની વીંટી રાખી હતી. સિહાસનારૂઢ થઇને મહારાજ જ્યારે લોકોનુ નજરાણું લેવા લાગ્યા ત્યારે અંગ્રેજ પ્રતિનિધિ ઓક્ઝેન્ડન અને તેના દુભાષિયા નારાયણ શેણવીને નારોજીપંત મહારાજ પાસે લઈ ગયો તે લોકોએ દૂરથીજ મસ્તક નમાવીને મહારાજને મુજરો કર્યો અને નજરાણું આપ્યુ મહારાજે તે નજરાણું સ્વીકારીને તેમને બક્ષિસ આપી વિદાય કર્યા.

૧. જીજાબાઇએ ઈ સ ૧૬૭૪ તા૦ ૧૮મી જુનને દિવસે સ્વર્ગવાસ કર્યો. પાચલાખ હોનની તેમની ખાનગી મિલ્કત હતી તે સર્વ તેમણે મહારાજને સ્વાધીન કરી.



# प्रकरण २४ मुं—राज्यव्यवस्था

રાજ્યાભિષેકની ક્રિયા કરીને મહારાજે સ્વરાજ્ય સ્થાપવાની પૂર્ણતા કરી. સુદૃઢ પાયાપર હિંદુબાદશાહીની ઇમારત રચી અને સતત ત્રીસ વર્ષપર્યંત કરેલા અવિશ્રાંત પરિશ્રમનું તેમણે સાર્થક્ય કર્યું. એ બાદશાહીને સુવ્યવસ્થિત અને ચિરાયુ કરવા માટે તેમણે જે ઉત્કૃષ્ટ નિયમો રચ્યા હતા, તેનું ઉપલબ્ધ વર્ણન પ્રસ્તુત પ્રકરણમા લખ્યા પછી, સિંહાસન ઉપર બેઠા પછીના ચરિત્રવિભાગનું વર્ણન લખવું અમને ઇષ્ટ જણાય છે એ રાજ્યવ્યવસ્થા તેમણે રાજ્યારોહણવિધિ થયા પછી કરી હતી, એમ કોઇએ સમજવાનું નથી મહારાજે સૈન્ય એકઠું કરી કિલ્લા અને પ્રાંત કબજે કરવા માંડ્યા તે વખતથીજ રાજ્યમા સુવ્યવસ્થાનો આરંભ કર્યો હતો

તે સમયે પ્રચલિત થયેલી હિંદુ અને યવનરાજ્યપદ્ધતિની મહારાજને ઉત્કૃષ્ટ માહિતી હતી એ સિવાય મહારાજે અવકાશ મળતાજ આર્યગ્રંથોમાથી મળી આવતું પ્રાચીન રાજ્યપદ્ધતિનું અવલોકન કર્યું હતું તેમણે દીર્ઘકાળપર્યંત સર્વ રાજ્યપદ્ધતિના ગુણદોષનું મનન કરી, દેશ, કાળ અને વર્તમાન સમયને અનુકૂળ થાય અને પ્રજાને અત્યંત સુખપ્રદ થઈ પડે, એવી રાજ્યપદ્ધતિ નક્કી કરી, પ્રસંગને અનુસરતી રાજ્યપદ્ધતિ સ્થાપી હતી એ રાજ્યપદ્ધતિથી મહારાજે જે ઉદ્દેશ અને બુદ્ધિમત્તા પ્રકટ કરી છે, તેવી કલ્પના અર્વાચીન કિંવા પ્રાચીન કાળના ઇતિહાસમાથી મળી આવતી નથી, એમ કહેવામા અતિશયોક્તિ નથી રાજ્યસંપાદન કરવામા વીર્ય, શૌર્ય, યુક્તામત્તા ઇત્યાદિ ગુણો હોવા જોઇએ મહારાજ તે સર્વ સદ્ગુણોથી અલંકૃત હતા તેજ પ્રમાણે મેળવેલા રાજ્યની સુવ્યવસ્થા કરવાને રાજ્યવ્યવહાર, ચાતુર્ય, પ્રજાપાલન, પટુત્વ ઇત્યાદિ ગુણો હોવા જોઇએ, તે સર્વ અપ્રતિમ સદ્ગુણો પણ મહારાજમા વિદ્યમાન હતા, તે તેમની રાજ્યકાર્યદક્ષતા ઉપરથી સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે

રાજા પોતાના એકાદ દિવાનની સલાહથી કિંવા પોતાનીજ બુદ્ધિથી રાજ્યકાર્યભાર ચલાવે તો તેનાથી યથાયોગ્ય ન્યાય અને યથાયોગ્ય સર્વ વ્યવસ્થા થઇ શકે નહિ, અને પ્રજાજનોને સુખ પણ મળે નહિ, એનું કારણ સ્પષ્ટજ છે કે, ગમે તેવો બુદ્ધિમાન પુરુષ હોય તોપણ તેને એકલાને રાજ્યમા બનતી પ્રત્યેક ઉથલપાથલનું સંપૂર્ણ જ્ઞાન થવું અશક્ય છે તેજ પ્રમાણે કોઇ પુરુષ ગમે તેવો નીતિ-

માન હોય તોપણ તે સર્વ કાર્યભાર નિષ્પક્ષપાતપણે અને નિરપેક્ષ બુદ્ધિપૂર્વક ચલાવે એ પણ સહસા શકય નથી વળી જૂદા જૂદા ખાતાની વ્યવસ્થા કરતી વખતે એક ખાતાથી બીજા ખાતાને કયા પ્રકારની અડચણ થાય છે, તે એક મનુષ્યના લક્ષમા આવવા જેવુ નથી, તેમજ પ્રજાજનો નારાજ થવાથી રાજ્યની દઢતામા અતરાય પડે છે, વગેરે તત્ત્વો મહારાજના લક્ષમા સપૂર્ણરીતે આવતાજ તેમણે સર્વ રાજ્યસૂત્ર પોતાના સ્વાધીનમા નહિ રાખતા રાજકાર્ય ચલાવવાને અષ્ટપ્રધાનની સહાયતા લીધી તે સમયના કોઈ પણ રાજ્યમા અષ્ટપ્રધાનમડળની સસ્થા નહોતી, તેમજ મહારાજના રાજ્ય પછી કોઇ પણ રાજાએ એ રાજ-નીતિનુ જોઇએ તેવુ અવલબન કર્યું નહિ સર્વ રાજ્યસૂત્ર પેશ્વાના તાબામા જતા તેઓ કેવળ નામધારી રાજા થયા તે સમયથી ઉપરોક્ત સસ્થાનો સર્વથા લોપ થયો સાપ્રત ખરદેશી રાજાની સુધરેલી રાજ્યપદ્ધતિમાથી માત્ર એ પ્રધાનમડળનુ તત્ત્વ જણાઇ આવે છે

રાજ્યાભિષેક સમય કયા અષ્ટપ્રધાન હતા તે પાછલા પ્રકરણુમા લખવામા આવ્યું છે આ સ્થળે તેમના કાર્યસબધી થોડુ દિગ્દર્શન કરાવવામા આવે છે

૧–મુખ્ય પ્રધાન એટલે પેશ્વા એ પદવી રાજાથી બરોબર ઉતરતી પક્તિની હતી તેઓ મુલ્કી અને લશ્કરી બન્ને ખાતાપર દેખરેખ રાખતા હતા રાજ્યની એકદર વ્યવસ્થા બરોબર ચાલે છે કે નહિ, તેની સભાળ તેણે રાખવાની હતી અને રાજાની ગેરહાજરીમા સર્વ કાર્યની જવાબદારી તેને માથે હતી દરેક હુકમો ઉપર રાજાના સહીસિક્કા પછીથી એનો સહીસિક્કો પણ આવતો હતો

૨–સેનાપતિ એટલે સરનૌબત સર્વ લશ્કર ઉપર તેમનુ આધિપત્ય હોવાથી તેમને લશ્કરી વ્યવસ્થા તપાસવાનો અધિકાર હતો એવા બે સેનાપતિ રાખવામા આવતા એક ઘોડેસ્વારલશ્કર ઉપર અને બીજો પાયદળ લશ્કર ઉપર દેખરેખ રાખતો ઘોડેસ્વારલશ્કરના સેનાપતિની પદવી આધક હોવાથી પાયદળલશ્કરનો સેનાપતિ તેના હાથ નીચે મદદનીશ ગણાતો, કારણ કે પાયદળલશ્કરના સેનાપતિ-ને પ્રધાનમડળમા જગ્યા મળતી નહોતી

૩–પત અમાત્ય એટલે મુજુમદાર એ સ્વરાજ્યના સર્વ હિસાબ ઉપર દેખ-રેખ રાખતો રાજ્યના સર્વ લશ્કરી અને મુલ્કી ખાતાનો તથા કિલ્લાનો હિસાબ તેને તપાસવો પડતો હતો સર્વ પ્રાતના આવકજાવકના સરવૈયા એ અધિકારીની પાસે તપાસાવા આવતા હોવાથી સર્વ અધિકારીઓના જમાખર્ચ ઉપર એમનો દાબ રહેતો, તેમજ કઈ ભૂલચૂક કિવા ગોટાળો થતાજ તે કાર્ય તરત પ્રસિદ્ધિમા આવતું વધારાના ખર્ચની મજુરી કિવા કોઈ પ્રાતનો ખર્ચ ઓછો કરવા હુજુર હુકમ મેળવવાની જરૂર પડતી તો તે કાર્ય આ પ્રધાનની અનુમતિથી કિવા સલામણથી થતુ; તેથીજ એ પ્રધાનના તાબામા આધક કારકુનો રહેતા અને જૂદા જૂદા પ્રાતનો, લશ્કરનો અને કિલ્લાનો હિસાબ તપાસવા માટે જૂદા જૂદા સરકારકુન નિમવામા આવતા.

૪–પંત સચિવ એટલે સુરનીસ. એ અધિકારી સરકારી દફતર ઉપર દેખરેખ

રાખતો રાજ્યના જૂદા જૂદા પ્રાતના અધિકારી, લશ્કરી અમલદાર અને કિલ્લેદાર તરફથી આવતા પત્રો અને સરકાર તરફથી રવાના થતા ખરિતા તપાસી તેનો ભાવાર્થ નોધી રાખવાનુ કામ એ અધિકારીના તાબામા હતુ કિલ્લેદારોને અપાતા હવાલાપત્રો, ઈનામપત્રો, સનદો ઇત્યાદિ લેખોની નોધ રાખવાનું કામ એ અધિકારીની સત્તામા હતુ સર્વ સરકારી ખાતાના દફતરોની વ્યવસ્થા નિયમસર રાખવામા આવે છે કે કેમ, તે એ અધિકારીએ તપાસવુ પડતુ એ પ્રધાનના હાથ નીચે પુષ્કળ કારકુનો હતા એ અધિકારીના સિક્કા વગર કોઇ પણ સરકારી કાગળ કિવા ખરિતો મુલ્કી અથવા લશ્કરી અમલદારને રવાના થતો નહિ પત અમાત્ય અને પત સચિવ, એ બન્ને અધિકારીઓ પોતાના તરફથી પોતાના તાબાના કારકુનોને પ્રત્યેક પ્રાતના અધિકારીઓના અને કિલ્લેદારોના હિસાબની અને દફતરોની વ્યવસ્થા બરોબર છે કે નહિ, તે તપાસવા પ્રતિવર્ષે મોકલતા હિસાબના મરવૈયા વગેરે બરાબર તપાસતા કઇ ભૂલચૂક જણાતી તો તે કારકુનોને શિક્ષા કરવાનો તેમને અધિકાર હતો કોઇ કોઈ વખતે એ અધિકારીઓ સ્વત જઇને કોઇ કોઈ ખાતાની તપાસણી કરતા

૫–મત્રી એટલે વાકનીસ (પ્રાઇવેટ સેક્રેટરી) એ અધિકારી ખાનગી ખાતાની વ્યવસ્થા રાખતો અઢાર કારખાના, બાર મહાલ, હુઝુરપાયગા અને કેળવાયલા પાયદળ લશ્કરનો બદોબસ્ત સુવ્યવસ્થિત રહે છે કે કેમ, તે એ અધિકારીને તપાસવુ પડતુ ખાનગી ખાતાના દફતરો અને પત્રવ્યવહાર ઉપર પણ એ પ્રધાનની દેખરેખ રહેતી તે ઉપરાત રાજાના રોજના કાર્યક્રમની અને રાજ્યમા થતા બનાવોની તેને નોધ રાખવી પડતી વળી રાજાના આમત્રિત મહેમાનો અથવા તો મુલાકાતે આવનાર માણસો ઉપર તેની સખ્ત દેખરેખ રહેતી હતી કે જેથી મહારાજનો ઓચિતો ઘાત કરવાની કોઇને તક મળે નહિ

૬–સુમત એટલે દબીર એ અધિકારી પરદેશી પ્રાતો સાથે ચાલતા સર્વ વ્યવહાર ઉપર દેખરેખ રાખતો અન્ય રાજાઓ તરફથી આવતા ખરિતા અને જાસુસ તથા તેઓને સરકાર તરફથી મોકલવામા આવતા ખરિતા તથા જાસુસની વ્યવસ્થા રાખવાનુ કામ એ અધિકારીને કરવુ પડતુ

૭–ન્યાયશાસ્ત્રી કિવા પડિતરાવ એ અધિકારીએ રાજાને પ્રસગોપાત શાસ્ત્રાર્થ કહેવો પડતો દેવસ્થાનો અને સત્પુરુષોને આપેલી બક્ષિસ–વર્ષાસનોની વ્યવસ્થા રાખવી પડતી, તેમજ સરકાર તરફથી થતા ધર્માદા કાર્યોની અને ધર્મવિધિની વ્યવસ્થા તેને તપાસવી પડતી તથા ફોજદારી મુકદ્દમાઓમા પ્રજાને ધર્મશાસ્ત્રાનુસાર ન્યાય મળે છે કે કેમ, તેની તેને દેખરેખ રાખવી પડતી

૮–ન્યાયાધીશ. પ્રત્યેક મુલ્કી અને દિવાની મુકદ્દમાસબધી પ્રજાને યોગ્ય ન્યાય મળે છે કે કેમ, તે એ અધિકારીએ તપાસવુ પડતુ પચ કિવા મુલ્કી અધિકારીઓદ્વારા મળેલો ન્યાય કોઇને યોગ્ય નહિ જણાયાથી તેઓને હુઝુરમા અપીલ કરવી પડતી અને એ પ્રધાન પૂરાવા તપાસીને તેનો ફેસલો આપતો. જમીનનો હક્ક, ગ્રામાધ્યક્ષનો હક્ક વગેરે બાબતનો નિકાલ આ પ્રધાનની સહીથી

પ્રસિદ્ધ કરવામા આવતો હતો

શિવાજીમહારાજે પોતાના રાજ્યમા સર્વ ખાતાની વ્યવસ્થા જૂદા જૂદા પ્રધાનોને સોપી હતી [1] તેથી તેઓ પોતપોતાનુ કાર્ય બુદ્ધિપૂર્વક કરતા હતા. એકાદ ગુચવણભરેલો વિષય આવી પડે તો પ્રધાનો તે સબધી પ્રથમ મહારાજને એકાતમા સર્વ હકીકત નિવેદન કરતા તે વિષય જે અધિકારીને સોપવામા આવ્યો હોય તેને મહારાજ પોતાની પાસે બોલાવતા એકાતમા તેની સાથે મસલત ચાલ્યા પછી યોગ્ય જણાતા તેજ વિષયની પુન પ્રધાનમડળ સમક્ષ ચર્ચા થતી સર્વ રાજ્ય સાથે સબધ ધરાવનારા વિષયસબધી પ્રધાનમડળમા ચર્ચા થયા પછી મહારાજ સર્વાનુમતે એક નિશ્ચય ઉપર આવતા મહારાજે તેમના ઉપર એટલો બધો વિશ્વાસ રાખેલો હોવાથી અને તેમની સલાહને યોગ્ય માન આપેલુ હોવાથી પ્રત્યેક પ્રધાન બુદ્ધિપૂર્વક અને દક્ષતાપૂર્વક પોતાનુ કર્તવ્ય બજાવતા, તેમજ તેઓ સ્વરાજ્યનુ અને છત્રપતિ મહારાજનુ અતકરણપૂર્વક હિત અને ઉત્કર્ષ ઇચ્છતા.

એ પ્રધાનમડળમા પડિતરાવ અને ન્યાયાધીશ પ્રધાનો સિવાય બીજા છ પ્રધાનોએ લશ્કરી નોકરીમા કુશળતા મેળવવી પડતી તે ધામધૂમને સમયે સતત યુદ્ધ થતા હોવાથી સર્વેએ યુદ્ધકળામા નિપુણ હોવાની જરૂર હતી પ્રસગ પ્રાપ્ત થતા એ સરદારોએ તલવાર બાધી યુદ્ધમા જવુ પડતુ સર્વ પ્રધાનોના તાબામા એક એક મુતાલિક ( મદદનીશ ) અધિકારી નિમવામા આવ્યો હતો મુખ્ય પ્રધાન ચઢાઇમા જતો તે સમયે તેમના સર્વ કાર્યોની વ્યવસ્થા મુતાલિકને તપાસવી પડતી, મુખ્ય પ્રધાનના સિક્કામહોર મુતાલિકના તાબામા રહેતા, પરતુ એકાદ મહત્ત્વનુ કાર્ય આવી પડતા તેનો ન્યાય પોતાના મુખ્ય પ્રધાનની આજ્ઞા સિવાય મુતાલિક કરી શકતા નહિ, એવી ગોઠવણ રાખવામા આવી હતી મુતાલિક અધિકારીઓના હાથ નીચે બીજા સાત સાત અધિકારીઓ નિમ્યા હતા, તેમના નામ –૧ મુજુમદાર–એ અધિકારી પાસે જમાખર્ચનુ કામ રહેતુ ૨ ફડનવીસ–એ મુજુમદારનો મદદનીશ અધિકારી ગણાતો ૩ સબનીસ કિંવા દફતરદાર–એ અધિકારી પાસે દફતરનુ સર્વ કામ રહેતુ ૪ ચિટણીસ–એ અધિકારી સર્વ પત્રવ્યવહારનુ કામ કરતો ૫ કારખાનનીસ–એ અધિકારીના તાબામા સર્વ કોઠીઓની અને અનાજના કોઠારોની વ્યવસ્થા તપાસવાનુ કામ રહેતું ૬ જામદાર–એ અધિકારી પાસે રોકડ નાણા સિવાય અન્ય સર્વ વસ્તુઓનો સગ્રહ કરવાનુ કામ હતું અને ૭ પોતનીસ–એ અધિકારીના તાબામા સર્વ રોકડ સીલીક રહેતી એ સર્વ અધિકારીઓના તાબામા કામના પ્રમાણમા ઓછાવત્તા કારકુનો નિમ્યા હતા. એક ચિટણીસ, એક ફડનવીસ, એક પારસનીસ અને પોતનીસ હુઝુરની તહેનાતમા રહેતા પાછળ લખવામા આવ્યુ છે કે, ચિટણીસ બાલાજી આવજી એ પ્રભુજાતિનો વિશ્વાસુ ગૃહસ્થ હતો ફડનવીસતરીકે બાળકૃષ્ણ પતને નિમવામા આવ્યો

૧ આ પ્રધાનોનો વાર્ષિક પગાર નીચે પ્રમાણે હતો –મુખ્ય પ્રધાન પત અમાત્ય અને પત સચિવને પદર હજાર હોન મળતા હતા, અને બાકીના બીજાઓને દશ દશહજાર હોન મળતા હતા.

હતો એ અધિકારી શાહજીરાજાના મુખ્ય કાર્યભારી હનુમંતેનો નજીકનો સગો થતો હતો પારસનીસતરીકે કોની નિમણુક કરવામા આવી હતી તે નક્કી જાણી શકાતું નથી, તેમ છતા એ આધકારી ફારસી ભાષામા લખાયલા પત્રો અને ખરિતા વાચી તેના અર્થ કરવા માટે અને તે ભાષામા પત્રો વગેરે લખી મોકલવા માટે નિમ્યો હતો તેના હાથ નીચેનો પોતનીસ આધકારી એ શ્રીગોદાના શેશાવા નાયક પુડેનો જ્યેષ્ઠ પુત્ર હતો માલોજીરાજાને સાપના દરમાથી જે દ્રવ્ય પ્રાપ્ત થયુ હતુ, તે તેમણે એજ શેશાવા નાયકને ઘેર મૂકયુ હતુ અને તે વખતે તેમણે શેશાવાને વચન આપ્યુ હતુ કે –" મને રાજ્ય મળશે તે વખતે તમને પોતનીસ નિમવામા આવશે " મહારાજે તેના પુત્રને પોતનીસ બનાવી માલોજીની પ્રતિજ્ઞા સંપૂર્ણ કરી

રાજ્યના સર્વ ખાતાની વ્યવસ્થા જૂદા જૂદા પ્રધાનોના તાબામા સોપ્યા પછી પોતાની ખાનગી ( પ્રાઇવેટ ) સંપત્તિની સુવ્યવસ્થા કરવા માટે મહારાજે દ્વાદશ કોશ ( બાર મહાલય ) અને અષ્ટાદશ શાળા ( અઢાર કારખાના ) સ્થાપ્યા હતા. દ્વાદશ કોશના નામ –અંતપુર, દ્રવ્યભંડાર, ધાન્યાગાર, અશ્વધન, ગોધન, આરામક્ષેત્ર, ટંકશાળમહાલ, શિબિકા આદિ યાનમહાલ, મહાલ ઇમારત ( મકાનો બાધવાસબંધી કામ કરવાનુ ખાતુ ), મહાલ સૌદાગિરી ( માલ ખરીદ કરનાર અધિકારીઓનુ ખાતુ ), મહાલ છબિના ( અશ્વપાળ ઉપર દેખરેખ રાખનાર અધિકારીઓનુ ખાતુ ) અને વસનાગાર ( જામદારખાનુ ) અષ્ટાદશ શાળાના નામ — ગજશાળા ( પીલખાનુ ), મલ્લશાળા ( તાલીમખાનુ–કસરતશાળા ), ધાન્યસંગ્રહ ( અંબારખાનુ ), ભેરિદુંદુભિશાળા ( નગારખાનુ ), યંત્રશાળા ( તોપખાનુ ), વૈદ્યશાળા ( શરબતખાનુ ), પાનીયશાળા ( આબદારખાનુ ), ઉષ્ટ્રશાળા ( સુતરખાનુ ), શિબિરશાળા ( ફરાસખાનુ ), ખટકશાળા ( શિકારખાનુ ), રત્નશાળા ( જવાહીરખાનુ ), પાકશાળા ( રસોઇખાનુ ), શસ્ત્રશાળા ( હથીઆરખાનુ ), તામ્બૂલશાળા ( શરાફખાનુ ), રથશાળા (ગાડીખાનુ), લેખનશાળા ( દફતરખાનુ ), નાટકશાળા ( નટખાનુ ) અને જણસખાનુ, એ સર્વ કોશ ઉપર અને શાળા ઉપર દરોગા, કારકુન અને હવાલદાર ઇત્યાદિ યોગ્ય અધિકારીઓ નિમવામા આવ્યા હતા

મહારાજે પોતાની ખાનગી સંપત્તિની સુવ્યવસ્થા પ્રમાણેજ માતુશ્રી જીજાબાઇસબંધી પણ સુવ્યવસ્થા કરી હતી તેમની સેવામા બુદ્ધિમાન પુરુષો અને સ્ત્રીઓ નિમવામા આવ્યા હતા ચોકીપહેરા માટે સિપાઇ, પ્યાદા અને સ્ત્રીનોકર રાખ્યા હતા તેમને માટે પૂજારી, પુરાણી વગેરે બ્રાહ્મણો જૂદા નિમ્યા હતા તેઓ દેવપૂજા, પુરાણપઠન, અનુષ્ઠાનો વગેરે ધાર્મિક કાર્યો કરતા હતા માતુશ્રીને દાનધર્મ કરવા માટે પુષ્કળ દ્રવ્યનુ વર્ષાસન આપવામાં આવતું હતુ તેમની સર્વ વ્યવસ્થા યોગ્ય રીતે ચલાવવા માટે એક ચિટણીસ, એક ફડનવીસ અને એક પોતનીસ તથા ઇતર કારકુનો રાખવામા આવ્યા હતા માતુશ્રીને કઇ પણ વસ્તુની ઉણપ ન પડે અને તેમના સુખમા યત્કિંચિત્ પણ અંતરાય ન પડે તે માટે મહારાજ અંતકરણપૂર્વક કાળજી રાખતા હતા

સાથે સાથે આ સ્થળે મહારાજના દરબારની રચનાનુ પણ વર્ણન આપી દઈશુ. દરબારના મધ્યભાગમા મૂકેલા સિહાસનપર મહારાજ પોતે બેસતા હતા તેમના બેઠા પછી તેમની પાછળ હજુરીઆઓ ચામરછત્ર વગેરે લઇને ઉભા રહેતા હતા તેમની બાજુમા અત્યત વિશ્વાસુ એવા આપ્તજનો ઉભા રહેતા હતા સિહાસનની નીચે જમણી બાજુએ મુખ્ય પ્રધાન, પત અમાત્ય, પત સચિવ, મત્રી, ચિટ-ણીસ અને પરરાજ્યોના વકીલ અનુક્રમે બેસતા હતા ડાબી બાજુએ સેનાપતિ, સુમત, ન્યાયાધીશ, પડિતરાવ, ફડનવીસ, સેનાધિકારી, સરદાર વગેરે નામાકિત શૂર-વીર પુરુષો બેસતા હતા અને સિહાસનની પાછળ બને બાજુએ મહારાજના બાર-કોશના અને અઢાર કારખાનાના અધિકારીઓ ઉભા રહેતા હતા પ્રધાનમડળના મુતાલિકો અને કારકુનો પોતપોતાના માલિકની પાછળ બેસતા હતા બીજા કારભા-રીઓ, તાલુકદારો, મામલતદારો અને કિલ્લેદારોના સ્થાન દરબારમા નિશ્ચિત કરી આપેલા હતા મહારાજના દર્શન કરવાને માટે કોઇને દરબારમા જવુ હોય તો અદર ખબર આપવાને માટે અને તેને યોગ્ય સ્થાને બેસાડવાને માટે દરવાજા આગળ બે ચોપદારો ઉભા રહેતા હતા

મહારાજે પોતાના લશ્કરની કેવી વ્યવસ્થા રાખી હતી તે તપાસીએ પાયદળ લશ્કરમા તેમણે બે પ્રકારના મનુષ્યો રાખ્યા હતા એક ડુગરાળ પ્રદેશ ઉપર રહે-નારા માવળા અને બીજા પ્રદેશના નીચલા ભાગમા રહેનારા હેટકરી હતા માવ-ળાઓ તલવારબહાદુર હતા અને હેટકરીઓ અચૂક નેમ તાકી શસ્ત્ર મારવામા કુશળ હતા. પ્રત્યેક મનુષ્યોને ઢાલતલવાર અને બદુકો આપવામા આવી હતી હથિયારો તેઓએ પોતેજ ખરીદી પોતાની પાસે રાખવાનો ઘણો ખરો નિયમ હતો. શસ્ત્રના ઉપયોગમાટે તેમને જોઇતો દારૂગોળો માત્ર સરકાર તરફથી મળતો તેમના મુખ્ય પોષાકમા એક બદન અને ટુકુ ધોતીયુ પહેરી તેનો કાછડો વાળતા હતા. કમ્મરે એક દુપટ્ટો વિટાળતા હતા કેટલાક શરીરે અગરખો અને માથે પાઘડી પહેરતા માવળા અને હેટકરીઓ સર્વદા ડુગરાળ પ્રદેશમા રહેનારા હોવાથી તેઓ ડુગરોના વિકટ ચઢાણપર અને ખીણમા જવાઆવવામા કુશળ હતા એવા ચપળ મનુષ્યો કોઇ પણ બીજા પ્રાતમા કિવા દેશમા મળી આવતા નથી, એમ કહેવું અત્યુક્તિભરેલુ નથી

પાયદળ લશ્કરમા દશ દશ સિપાઇઓની ટુકડીઓ બનાવવામા આવી હતી; તેમા નવ સિપાઈ અને એક નાયક મળી દશ સિપાઇ થતા એવી પાંચ ટુકડીઓ ઉપર એક હવાલદાર અને બે હવાલદારોપર એક જુમલેદાર નિમ્યો હતો દશ જુ-મલેદાર ઉપર એકહજારી સરદારની નિમણુક કરવામા આવતી[1] એ સિવાય કેટ-લાક પાચહજારી[2] સરદાર નિમવામા આવતા એક હજારી અને પાચહજારી

[1] ચિટણીસ લખે છે કે, માવળાના પાયદળમા પાચ હવાલદાર ઉપર એક જુમલેદાર અને પાચ જુમલેદાર ઉપર એકહજારી સરદાર નિમવામા આવતો

[2] કેટલાકનુ કહેવુ એવુ છે કે, મહારાજના સૈન્યમા કોઈ પાચહજારી ન હતા, પરતુ માત્ર સાત હજારીજ હતા

સરદારો સરનોબત અધિકારીની આજ્ઞામા રહેતા પાયદળમા કેટલાક સિપાઇઓને તીરકામઠા, તલવાર, લાઠી, બરછી અને ફરસીઓ આપવામા આવતી અને કેટલાક પાસે બદુકો પણ રહેતી હતી આ હથિયારો તેમને પોતાને ખરચે લાવવા પડતા સરકાર તરફથી માત્ર દારૂગોળો પૂરો પાડવામા આવતો હતો જે સિપાઇઓ જે શસ્ત્ર વાપરવામા કુશળ હોય તેમને તે શસ્ત્ર વાપરવા દેવામા આવતા. સિપાઇઓને અને નાયકોને દર મહિને એક, બે કે ત્રણ હોન પગાર મળતો જુમલેદારોને પ્રતિવર્ષે સો હોન અને હજારી સરદારોને પાચસો હોન પગાર મળતો પાચહજારીને વરસ દિવસે અઢીહજાર હોન પગાર મળતો હતો અને સરકાર તરફથી પાલખી તેમજ છત્રીની નિમણુક કરી આપવામા આવતી

ઘોડેસ્વાર લશ્કરમા બે પ્રકારના સિપાઇઓ હતા એક બારગીર અને બીજા શિલેદાર બારગીરોના ઘોડેસ્વારલશ્કરને "પાગા" કહેવામા આવતી પાગામા સઘળા ઘોડા સરકારી હતા અને તેમની સભાળ સરકાર તરફથી રાખવામા આવતી હતી શિલેદાર લશ્કરના પ્રત્યેક સિપાઇઓ પોતાને ખર્ચે ઘોડો ખરીદ કરી સરકારી નોકરી કરતા અને તેમનેજ પોતાના ઘોડાની બરદાસ્ત રાખવી પડતી તેના બદલાતરીકે સરકારમાથી શિલેદાર સિપાઇઓને વધારાનો પગાર મળતો શિલેદાર લશ્કર રાખવામા મહારાજે યવનબાદશાહીનુ અનુકરણ કર્યુ હતુ, પરતુ મહારાજને એ પદ્ધતિ પસદ નહોતી એ પદ્ધતિથી ઘોડા જોઇએ તેવા ચપળ થઈ શકતા નહિ નોકરીથી કટાળેલો શિલેદાર ઘોડાસહિત નાસી જવાનો સભવ હતો, તેથી મહારાજ હમેશા શિલેદાર સિપાઇઓની સખ્યા ઓછી કર્યા જતા એ સમયે શિલેદારી કરીને ઉદરનિર્વાહ કરનારા મનુષ્યોની સખ્યા અતિશય હોવાથી એજ શરત પ્રમાણે તેઓને નોકરીમા રાખવાની મહારાજને ફરજ પડતી કોઇ શિલેદારને પોતાનો ઘોડો વેચવાની ઇચ્છા થતી તો સરકારમાથી તેની યોગ્ય કિમત લઇ શિલેદાર તે ઘોડો પાગામા બાધી આવતો અને એવા શિલેદારને સરકારી પાગામા નોકરીએ રાખતા સરકારી ઘોડાના પાછલા પગને થાપે સરકારી ઓળખાણુ માટે શિક્કો મારવામા આવતો ઘોડેસ્વાર પોતાના પગમા તગીઓ અને પટ્ટા વિટાળતા, શરીર ઉપર લાબો અગરખો પહેરતા, કમ્મરે શેલુ વિટાળતા અને માથે પાઘડી (ફેટો) બાધતા દોડતી વખત પાઘડી પડી જાય નહિ તેથી તેનો એક છેડો ડોક સાથે વિટાળવામા આવતો કમ્મરે શેલામા તલવાર ખોસવામા આવતી અને ઢાલ પીઠ પાછળ લટકાવવામા આવતી સર્વના હાથમા ભાલા અને કેટલાકના હાથમા ભાલા તથા બદુકો રહેતી એ શસ્ત્રો સિપાઈઓને ઘણુખરૂ પોતાને ખર્ચે ખરીદવાનો નિયમ હતો બારગીર સિપાઇઓને સરકારી ખર્ચે દારૂગોળો આપવામા આવતો પણ શિલેદારોને તે પોતાને ખર્ચે લાવવો પડતો

પચીસ બારગીર ઉપર એક શિલેદાર કિવા એક હવાલદાર, પાચ હવાલદાર ઉપર એક જુમલેદાર અને પાચ જુમલેદાર ઉપર એક સુબેદાર નિમવામા આવતો [1]

1 કેટલાક લેખકો લખે છે કે, દશ જુમલેદાર ઉપર એક હજારી અને એવા પાચ

એવા દશ સુબેદાર ઉપર એક પાચહજારી ( સરદાર ) ની નિમણુક થતી સર્વ સુબેદાર અને પાચહજારી સરદાર, સરનૌબતની આજ્ઞામા રહેતા ઘોડેસ્વાર લશ્કર-નો સરનૌબત જૂદોજ નિમવામા આવતો પચીસ ઘોડા પાછળ એક પખાલી અને એક નાળબધ રાખવામા આવતા હવાલદારે પોતાના તાબાના ઘોડાને ઘાસ-ચદી વગેરે બરોબર મળે છે કેમ તથા તેમની બરદાસ્ત બરોબર થાય છે કે કેમ તેની તપાસ અને તેમના સામાનનો બદોબસ્ત રાખવો પડતો પ્રત્યેક ઘોડેસ્વાર બારગીરને તેમના દરજ્જા પ્રમાણે બેથી પાચ હોનપર્યંત અને શિલેદારને છથી બાર હોનપર્યંત પગાર મળતો જુમલેદારને વીસ હોનપર્યંત પગાર મળતો[1] સુબેદારોને વાર્ષિક એક હજાર હોન અને એક પાલખી આપવામા આવતી પાચ-હજારી સરદારોને વાર્ષિક બે હજાર હોન અને આબદાગીરી ( છત્રી ) આપવામા આવતી શિલેદારોનો સુબેદાર સ્વતત્રજ નિમવામા આવતો અને તેઓ સર્વ સર-નૌબતની આજ્ઞા પ્રમાણે વર્તતા પ્રત્યેક સુબેદાર, પાચહજારી અને સરનૌબત અમલદારો પાસે જાસુસ અને હલકારા ( સિપાઇઓ ) રાખવામા આવતા

એ લશ્કર સિવાય મહારાજે પોતાની સ્વારીમા પાચ હજાર કેળવાયલા સિપાઈ-ઓ રાખ્યા હતા મહારાજને સ્વતત્ર લશ્કર રાખવાનુ કારણ એ હતુ કે, તેમને યવન બાદશાહ સાથે શત્રુવટ હોવાથી અચાનક યુદ્ધપ્રસગ પ્રાપ્ત થાય તેમ હતુ; તેથી મહારાજના રક્ષણ માટે પાચ હજાર સિપાઇઓ હમેશા તૈયાર રાખવાની અગત્ય હતી મહારાજે ચુટણી કરીને માવળાઓના લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ બનાવી હતી તેમણે ત્રીસ, ચાળીસ, સાઠ અને સો માવળા સિપાઇઓની ટુકડીઓ બનાવી તે ઉપર શૂરા, બહાદૂર અને પ્રમાણિક સરદાર નિમ્યા હતા કેળવાયલા પાયદળ સિપાઇઓને સરકારમાથી ઉંચો પોષાક આપવામા આવતો અને તે તેઓ-એ સ્વારી વખતે ધારણ કરવાનો નિયમ હતો તેમને માથે મડીલ, શરીરે લાબો અગરખો અને ઓઢવા મીણકપડુ અથવા પૈઠણી ધાબળી આપવામા આવતી શરીરે પહેરવા માટે કોઇને સોનાના કડા, કોઇને રૂપાની સાકળીઓ અને કોઇને કઠી વગેરે અલકાર આપવામા આવતા તેમના શસ્ત્રની મૂઠ, મ્યાનનો ઉપલોનીચલો ભાગ તેમજ કમરપટાનો આગલો ભાગ સોનાનો બનાવી આપ-વામા આવતો હુઝુર પાયદળ સિપાઇઓ પ્રમાણેજ હુઝુર પાગા બનાવવામા આવી હતી તેમા પાચ હજાર ઘોડા રાખવામા આવતા તે ઘોડાનુ જીન અને સામાન સોનારૂપાના બનાવવામા આવતા એ પાગામા ચાલાક અને શૂરવીર બારગીરોને ઘોડેસ્વારતરીકે નિમવામા આવતા હતા એ ઉપરાત હુઝુરને માટે બસો ઉત્કૃષ્ટ પ્રકારના ઘોડા જૂદાજ રાખવામા આવતા એ ઘોડા ઉપરના જીન અને સામાન વિશેષ ઉત્કૃષ્ટ પ્રકારના રાખવામા આવતા મહારાજની હુઝુર સ્વારી વખતે એ ઉભય પ્રકારની હુઝુર સેનામાથી નિમવામા આવેલા સિપાઇઓ આગળ પાછળ અને

---

હજારી જુમલેદારો ઉપર એક પાચહજારી સરદાર નિમવામા આવતો

[1] સભાસદ લખે છે કે, જુમલેદારને પાચસો હોનનુ વર્ષાસન અને પાલખી આપ-વામા આવતી

એ બાજુએ–થોડે વેગળે–ચાલવાનો નિયમ હતો

મહારાજ સ્વત ઘોડેસ્વાર કિવા પાયદળ લશ્કરના પ્રત્યેક સિપાઇની પરીક્ષા કરી નોકરીએ રાખતા લશ્કરમા નવી નોકરી ગ્રહણ કરનાર મનુષ્યે, જૂના સિપાઇની ઓળખાણ આપવી પડતી અને ઓળખાણ આપનાર સિપાઇ પાસેથી જામીનપત્ર લખાવી લેવામા આવતુ જુમલેદાર, સુબેદાર, હજારી અને પાચ હજારી સરદારની નિમણુક વખતે પણ શૂરવીર, સાહસિક, બળવાન, કુલીન અને યુદ્ધકાર્યમા પૂરેપૂરા કસાયલા મરાઠાનેજ મહારાજ નોકરીમા રાખતા પ્રત્યેક સુબેદાર અને હજારી સરદારના તાબામા એક બ્રાહ્મણ સબનીસ અને પ્રભુ કારખાનનીસ કિવા બ્રાહ્મણ મુજુમદાર અને પ્રભુ સબનીસ અમલદાર નિમવામા આવતા પાચ હજારી સરદારના તાબામા એક દિવાન, એક સબનીસ અને એક કારખાનનીસ અમલદારની નિમણુક થતી એ અમલદારોના તાબામા ઓછાવત્તા કારકુનો નિમવામા આવતા તે ઉપરાત તેમને જરૂર પડે તેટલા કારકુન અને સરદાર તેઓ પોતાને ખર્ચે રાખતા સુબેદારોને અને હજારી સરદારોને મહારાજે સખ્ત આજ્ઞા ફરમાવી હતી કે, પોતાના તાબાના મનુષ્યોને વખતસર પગાર મળે છે કે નહિ તેની તેઓએ તપાસ રાખવી

હવે મહારાજે કિલ્લાનો બદોબસ્ત કેવા પ્રકારે રાખ્યો હતો તે તપાસીએ. બખરકર્તાએ પ્રકટ કરેલી યાદીઓને આધારે જાણી શકાય છે કે, મહારાજના તાબામા આશરે ૨૮૦ કિલ્લા હતા[1] તેમને એ કિલ્લાઓનુ અને ખાસ કરીને ડુગરપર આવેલા કિલ્લા કે જેને ગઢ કહેવામા આવતા તેનુ વિશેષ મહત્ત્વ જણાતુ હતુ કબજે કરેલા પ્રાતનુ યથાસ્થિત રક્ષણ થવા માટે એવા તોફાનને સમયે કિલ્લાઓની અતિશય આવશ્યકતા હતી ગમે તેવો પ્રબળ શત્રુ ચઢી આવવા છતા તેની પરવા નહિ રાખતા, વર્ષોના વર્ષો સુધી એ કિલ્લાના આશ્રયમા રહી યુદ્ધ થઈ શકે એમ હતુ, કારણ કે ઘણાખરા કિલ્લાઓ ડુગરપરજ બાધવામા આવેલા હતા અને તેપર જવાનો માત્ર એકજ માર્ગ રહેતો હતો જો કોઇ કિલ્લાનો ચઢાવ સહેલો હોય તો ત્યા સુરગો લગાડીને એવી ઉંડી ખીણો પાડવામા આવતી હતી કે, તે રસ્તે થઇને જવુ તદ્દન અશક્ય થઇ પડતુ હતુ શત્રુ ઉપર હુમલો કરી તેનો પરાજય કરી શકાય નહિ તોપણ તેમના તાબામાથી મુક્ત થઇ કિલ્લામા સુરક્ષિત રહેવાની ઉત્તમ સગવડ હતી મહારાજના કિલ્લાની આસપાસના પ્રાતો ઉપર શત્રુની કઇપણ સત્તા સ્થપાવાનો સભવ નહોતો, કારણ કે કિલ્લાના આશ્રયથી શત્રુ ઉપર ઇચ્છામા આવે તે પ્રમાણે હુમલા કરી, તેને ત્રાસ આપી નસાડવાની સારી સગવડ હતી, એટલુજ નહિ પણ એ કિલ્લાના આશ્રયથી થોડુ લશ્કર હોવા છતા શત્રુના પ્રચડ લશ્કર સાથે ટક્કર ઝીલવાનુ સામર્થ્ય હતુ સારાશ કે, સર્વ કિલ્લા મહારાજને સ્વરાજ્યના જીવન પ્રાણ જેવા લાગે એ સ્વાભાવિકજ છે. તેથીજ કિલ્લાઓ દુરસ્ત કરાવવામા અને યોગ્ય સ્થળે નવા કિલ્લા બાધવામા મહારાજ ગમે તેટલા પૈસા ખર્ચવા સર્વદા તૈયારજ રહેતા એક વખતે તેમની પાસેના

૧ એ યાદી એકત્રીસમા પ્રકરણમા પ્રકટ કરી છે.

માણસોએ મહારાજને કહ્યું કે—" કિલ્લાઓ બહુ થયા છે અને તે પાછળ પૈસાનો વિનાકારણે ખર્ચ થાય છે " આ સાભળી મહારાજે જવાબ દીધો કે, " જે પ્રમાણે ખેડુત માળાઓ બાધીને ખેતરનુ રક્ષણ કરે છે તે પ્રમાણે કિલ્લાથી રાજ્યનું રક્ષણ થાય છે જે પ્રમાણે વહાણના પાટીઆઓને ખીલા મારી વહાણને મજબૂત કરવામા આવે છે તે પ્રમાણે કિલ્લાથી રાજ્યને મજબૂતાઈ મળે છે "

પ્રત્યેક કિલ્લાપર શૂરવીર અને પ્રમાણિક, ઓળખીતો અને કુલીન, જ્ઞાની અને સાહસિક મરાઠો હવાલદાર નિમવામા આવતો તેના તાબામા એક શૂરવીર અને સાહસિક મરાઠો સરનૌબત અને એક કિવા અનેક મરાઠા તટસરનૌબત અમલદાર નિમવામા આવતા [1] તે ઉપરાત વળી એક સુબેદાર, એક સબનીસ, એક ફડનવીસ અને એક કારખાનનીસ અમલદારો નિમવામા આવતા સુબેદાર ફડનવીસ અને સબનીસ એ ઘણુ કરીને બ્રાહ્મણ અને કારખાનનીસ એ પ્રભુ જાતિના હતા. જે અમલદારો શૂરવીર, વિશ્વાસુ, બુદ્ધિમાન અને સ્વામિસેવામા તત્પર હોય તેમનેજ એ જગ્યા ઉપર નિમવામા આવતા હુઝુરના કારભારીઓ કિવા મોટા હોદ્દેદાર સરદારો તે અમલદારોની ખાત્રી કરતા હતા કિલ્લાનો સર્વ કાર્યભાર હવાલદારના તાબામા રહેતો અને બીજા સર્વ અમલદારો તેની આજ્ઞામા રહેતા કિલ્લાના દરવાજાની કુચીઓ પણ હવાલદારના તાબામાજ રહેતી કિલ્લામા જોઇતો સામાન, દારૂગોળો અને અનાજ, ઘાસ વગેરે હવાલદારની હાજરીમાજ કિલ્લામા લાવવામા આવતું હવાલદારના નામનાજ સિક્કામોહોર રાખવામા આવતા કિલ્લાપરના લશ્કરનો સર્વ પ્રકારનો બદોબસ્ત હવાલદારનેજ રાખવો પડતો સરકારી ખરિતા તેના નામથીજ આવતા અને સરકારી લખોટાની રસીદ પણ તેજ આપતો. સુબેદાર મુલ્કી વ્યવસ્થા રાખતો આસપાસના ગામોની વસુલાત આવતા તેની વ્યવસ્થા સુબેદાર રાખતો હવાલદારની આજ્ઞા લઇનેજ સુબેદાર સર્વ વ્યવસ્થા ચલાવતો કિલ્લાસબધી પત્રવ્યવહાર ચલાવવાનુ કામ સબનીસના તાબામા હતુ કિલ્લાપરના સિપાઇઓ વગેરેનુ હાજરીપત્રક લખવાનુ તથા તપાસ રાખવાનું કામ તેનાજ તાબામા હતુ કારખાનનીસના તાબામા કોઠારની અને દારૂગોળાની વ્યવસ્થા રાખવાનુ કામ હતુ અને તેનો હિસાબ પણ તેજ રાખતો, તે નોકરોને રોજના પૈસા વહેચતો અને કિલ્લાની દેખરેખ રાખી દુરસ્ત કરાવતો એ પ્રમાણે મહારાજે પ્રત્યેક કિલ્લાસબધી કાર્યો જૂદી જૂદી મુખ્ય જાતિના અમલદારોના તાબામા સોપેલા હોવાથી વિશ્વાસઘાત કે કપટ થવાની તેમને વિશેષ બીક નહોતી કિલ્લાનુ મહત્ત્વ જોઇ તે ઉપર વત્તુઓછુ લશ્કર રાખવામા આવતુ. એ સિવાય કિલ્લાપર કાયમની વસ્તી પણ રહેતી હતી દરેક કિલ્લાને આ પ્રમાણે એક નાનો સ્વતત્ર રાજ્યવિભાગ માનવામા આવતો હતો કિલ્લાપરનુ સૈન્ય યુદ્ધ કરવા બહાર જતું કે તરતજ સુબેદાર અને કારખાનનીસ કિલ્લાની દેખરેખ રાખવામા, મરામત કરવામા અને અન્નસામગ્રી તેમજ પૈસાનો સચય કરવાના કાર્યમા લાગતા.

[1] પુરદર, સિહગઢ, પ્રતાપગઢ વગેરે કેટલાક કિલ્લાની પ્રત્યેક બાજુએ એક એક તટસરનૌબત નિમ્યો હતો અને કિલ્લાની આસપાસ કોટ ચણી લેવામા આવ્યા હતા

કારણ કે ક્યારે અને ક્યા કિલ્લાને મદદની આવશ્યકતા પડશે તે કહી શકાય એમ હતું નહિ એકંદર કિલ્લાની સર્વ વ્યવસ્થા ઘણીજ બારીકાઇથી કરવામાં આવી હતી અને દરેક અમલદારને તે વ્યવસ્થા પ્રમાણેજ વર્તવાની સખ્ત આજ્ઞા હતી કિલ્લાના બદોબસ્ત પાછળનો સર્વ ખરચ ઘણીજ કરકસરથી કરવામા આવતો હતો દરેક કિલ્લામા દારૂગોળો, અન્નસામગ્રી વગેરેની વ્યવસ્થા જરૂરીઆત પ્રમાણે છે કે નહિ તેની વારવાર તપાસણી થતી હતી

મહારાજે એ પ્રમાણે કિલ્લાનો બંદોબસ્ત રાખ્યો હતો હવે કિલ્લાના કોટ નીચેના ડુગર ઉપર અને છેક નીચે કેવા પ્રકારનો બદોબસ્ત રાખ્યો હતો, તે તપાસીએ કોટ નીચેની માચીઓ ઉપર ચોકીઓ બાધી હતી અને તેપર સ્થળે સ્થળે ચોકીદારો નિમ્યા હતા ચોકીદારો પોતપોતાની ચોકીપર રાતદિવસ રહેતા તેમને આસપાસ શત્રુની હિલચાલ સબધી તપાસ રાખવી પડતી તથા સાવચેતી રાખી હુશિયાર રહેવુ પડતુ કિલ્લાની માચીઓ આગળના રસ્તાપરના પ્રત્યેક ચોકી ઉપર રામોશી, પરવારી, મહાર, માગ, બેરડ વગેરે જાતિના મનુષ્યો ચોકીદારતરીકે રાખવામા આવતા તેઓ દરેક પ્રકારની સાવચેતી રાખી, જાણવા જેવી હકીકત તત્કાળ કિલ્લેદારને જણાવી સાવધ બનાવતા કિલ્લાસબધી કોઈ જાસુસ માહિતી મેળવવા આવે તો તેને તેઓ જૂઠી હકીકત કહી ભરમાવી દેતા અને કિલ્લાની આસપાસમા શત્રુના મનુષ્યો જણાતાજ તેઓ થોડા હોય તો તેમના ઉપર અકસ્માત હુમલો કરી તેમને કાપી નાખતા

સધ્યાસમય થતાજ કિલ્લાના દરવાજા બધ કરી તાળુ મારવામા આવતુ હવાલદાર સ્વત દરવાજાનુ તાળુ ખખડાવી જોઈ ચોકસી કરતો અને કુચીઓ લઈ જઇ પોતાના ઓશિકા નીચે દબાવી સૂતો કિલ્લાપરના અમલદારો રાત્રિના સમયે વારા પ્રમાણે કિલ્લાની આસપાસ ચોકીપહેરાની વ્યવસ્થા રાખતા ઠેકઠેકાણે ચોકીપહેરો બરોબર છે કે નહિ તે સબધી હવાલદાર રાતમા એક બે વખત સ્વત જઇને તપાસ કરતો સરનોબત એ ચોકીપહેરાની વ્યવસ્થા કરનાર અમલદારો ઉપર દેખરેખ રાખતો તટસરનૌબત એ કિલ્લાના બે ચાર અગત્યના થાણા કે જ્યાથી શત્રુ કઇ દગો કરી શકે એવો સભવ હોય ત્યાના રખેવાળો ઉપર દેખરેખ રાખતો હવાલદારે પોતાની કચેરીમા રાતદિવસ હથિયારબધ સિપાઇઓસહિત જાગૃત રહેવુ પડતુ તે રાત્રિને સમયે સહજ પણ અસાવધપણુ રાખતો નહિ સર્વ હોદ્દેદાર અને અમલદારોને વર્તવા માટે કાયદા ઠરાવ્યા હતા કાયદા પ્રમાણે વર્તવામા કોઇએ બિલકુલ ભૂલ કરવી નહિ, એવી મહારાજની સખ્ત આજ્ઞા હતી કોઈ અમલદારે એકબીજાના કાર્યમા એકાએક હાથ નાખવો નહિ અને જે અમલદારને જે કાર્ય કરવાનુ હોય તે તેણે દક્ષતાપૂર્વક અને બુદ્ધિપૂર્વક કરવુ, એવો સખ્ત નિયમ હતો. કોઇ અમલદાર પોતાના કાર્યમા ઢીલ કરતો કિવા આનાકાની કરતો તો તેને જબરદસ્ત શિક્ષા થતી

કિલ્લાપરના મનુષ્યોને નિયમિત રીતે પગાર મળે અને કોઈ પણ રીતે તેઓ -નારાજ થાય નહિ તે માટે સખ્ત બંદોબસ્ત રાખ્યો હતો. કિલ્લામા દાણાના કોઠાર,

લાકડા, દારૂગોળો, સીમેંટ–ચૂનો વગેરે હમેશની ઉપયોગી વસ્તુઓ બે ચાર વર્ષ સુધી ચાલે એટલી ભરી રાખવામા આવતી પ્રત્યેક કિલ્લામા જરૂર જેટલો સામાન પહોચાડવાની યાદીઓ કરી તેના નિયમો ઠરાવ્યા હતા કિલ્લાપર ચઢવાના સહેલા માર્ગમા ખાડાટેકરા, અથવા સુરગફોડી ઉડી ખાડી બનાવી કિંવા તે સ્થળે મકાન બંધાવી ઉપર ચઢી શકાય નહિ તેવા બનાવ્યા હતા આ બાબતમા નીચે પ્રમાણેની એક કથા પ્રચલિત છે–"પોતાની રાજધાની સુરક્ષિત થાય અને શત્રુનો તેપર સહસા હલ્લો થાય નહિ તે માટે મહારાજે રાયગઢ કિલ્લાની બરોબર મજબૂતી કરી અને પોતાનુ નિવાસસ્થાન ત્યા બનાવ્યુ આ કિલ્લાપર જવાનો માત્ર એકજ માર્ગ ખુલ્લો રાખી બીજી સર્વ બાજુએથી કિલ્લાપર જવાનુ અશક્ય કરી નાખ્યુ પછી મહારાજે એવુ જાહેર કર્યું કે, આ એક માર્ગ સિવાય બીજા કોઈ માર્ગપરથી જે કોઇ કિલ્લાપર જઈ નિશાન ચઢાવશે તેને એકસો હોન અને એક સોનાનુ કડુ ઇનામ આપવામા આવશે આ જાહેરખબરપરથી એક ઢેડાએ અતિ અશક્ય એવા માર્ગેથી કિલ્લાપર જઇ નિશાન ચઢાવ્યુ, આથી તે માણસને ઠેરવેલુ ઈનામ આપ્યુ, પણ તેના પગ ભાગી નાખવામા આવ્યા અને તે રસ્તાને તદ્દન નાબુદ કરી નાખવામા આવ્યો" કિલ્લાપરના હવાલદાર, સુબેદાર અને તટસરનોબત વગેરે અમલદારોને શું વર્ષાસન મળતું તે જાણવાનુ સાધન નથી હવાલદારને પાલખીમશાલનુ માન મળતું હતુ કિલ્લાપરના લશ્કરને બીજા લશ્કરના જેટલોજ પગાર મળતો પ્રત્યેક કિલ્લાના રક્ષણ માટે લશ્કર ઉપરાત રામોશી, પરવારી, મહાર, માગ, બેરડ વગેરે જાતિના મનુષ્યો નિમ્યા હતા તેમને પગાર મળતો નહોતો તેઓને કિલ્લાની આસપાસની જમીનો આપી હતી તે જમીનમા ખેતી કરી તેઓએ ઉદરનિર્વાહ કરવો અને તેજ સ્થળે ઘર બાધી રહેવાનુ ઠરાવ્યુ હતું. એવી દીર્ઘદૃષ્ટિભરેલી યોજના હોવાથી ચોકીદારો પ્રમાણિકપણે ગઢનુ રક્ષણ કરતા અને તેને દૂધાળી ગાય સમજી, શત્રુને હાથ જતા પોતાના નિર્વાહનો નાશ થશે એમ જાણતા ચોકીદારો એમ સમજતા હોવાથી પ્રત્યેક ગઢ ઉપર પ્રમાણિક અને શૂરવીર પુરુષો વધવા લાગ્યા અને ગઢનો મજબૂત બંદોબસ્ત રહેવા લાગ્યો વૃદ્ધ સિપાઇઓને તેમની સારી નોકરીથી ખુશી થઇ ઈનામ આપવાની મહારાજની ઇચ્છા થતી તે સમયે તેમને ગઢ ઉપર હોદ્દેદાર નિમવાનો તેમણે નિયમ રાખ્યો હતો.

પ્રત્યેક કિલ્લો આસપાસના તાલુકામા સીમા સાથે જોડી દીધેલો હોવાથી તાલુકદારો કિંવા મામલતદારો સુબેદારની સલાહ લઇ, જરૂરની વસ્તુઓ કિલ્લામા પૂરી પાડતા હુઝુરના આજ્ઞાપત્રથી કિલ્લાપરના નોકરો પૈકી કોઈની નિમણુક, બદલી કિંવા રજા આપવામા આવતી એ સબંધી વ્યવસ્થા મહારાજ સિવાય બીજા કોઇની સત્તામા નહોતી

હવે તોપખાનાની વ્યવસ્થા તપાસીએ એના બંદોબસ્તને માટે મહારાજે મુખ્ય અમલદારો નિમ્યા હતા તેમના નામનો કિંવ દરજ્જાનો ઉલ્લેખ કોઇ પણ સ્થળેથી મળતો નથી જુદા જુદા કિલ્લાઓપર યોગ્ય સ્થળે તોપો ગોઠવી હતી. લશ્કર સાથે લઇ જવાની તોપો માટે મોટા ગાડા અને દારૂગોળો લઈ જવા માટે

-છકડા ગાડા તૈયાર કરાવ્યા હતા ગાડા ખેચી જવા માટે સરકારે બળદો પાળ્યા હતા પ્રસગોપાત વિઘ્ન આવી પડે નહિ તે માટે ગાડાની સાથે જોડેલા બળદો ઉપરાત એવડા બળદો ચલાવવામા આવતા સુતાર, લુહાર, ચમાર, અશ્વપાળ, ગોલદાજ વગે પુષ્કળ નોકરો રાખ્યા હતા કેટલીક વિશેષ વજનદાર તોપો ખેચી જવા માટે હાથીઓ રાખ્યા હતા પ્રત્યેક તોપ માટે પાયદળ લશ્કરની સખ્યા નક્કી કરવામા આવી હતી તોપખાનાના અધિકારીઓ તોપના દારૂગોળા વગેરે સામાન તરફ હમેશા કાળજી રાખતા હતા તોપમા ગોળા ભરવા અને તેને ફોડવાનુ કામ વિશેષ શૂરવીર પુરુષોનું હોવાથી તે કામના સપૂર્ણ અનુભવી પુરુષોનેજ મહારાજે તોપખાનાની નોકરીએ રાખ્યા હતા જૂદા જૂદા કિલ્લાપર ગોઠવેલી તોપો ઉપરાત લશ્કર સાથે લઇ જવા માટે આશરે બસો તોપો ગાડીમા ગોઠવેલી તૈયાર રહેતી. એ તોપો ફિરગી, ફ્રેંચ, અગ્રેજ વગેરે પરદેશી વ્યાપારીઓ પાસેથી વેચાતી કિંવા તહનામાને બહાને લઇ મહારાજે તેનો સગ્રહ કર્યો હતો

આ સિવાય મહારાજે આરમાર પણ તૈયાર કર્યું હતુ નાના મોટા સેકડો લડાયક વહાણો બાધીને તેપર યુદ્ધસામગ્રીનો ઉત્તમ બદોબસ્ત કર્યો હતો મહારાજને મનથી આ આરમાર એક અગત્યની વસ્તુ હતી, પરતુ તેની વ્યવસ્થા કેવે પ્રકારે રાખવામા આવતી હતી, એ બાબત કોઈ પણ બખરમા કશી વિગત આપેલી નથી બારદેશથી તે અલિબાગ સુધીના પશ્ચિમ કિનારા ઉપર તેમણે અનેક કિલ્લા તેમજ જજીરા પણ હસ્તગત કરી બીજા નવા કિલ્લા પણ બાધ્યા હતા. સીદી, મોગલ, ડચ, પોર્ટુગીઝ અને અગ્રેજ લોકોના વહાણો ઉપર પોતાનો દાબ રહે અને તેમના તરફથી પોતાની સત્તા તળેના પ્રદેશને કશો ઉપદ્રવ થાય નહિ તે માટે તેમણે આ નૌકાસૈન્ય ( આરમાર ) તૈયાર કર્યું હતુ તે ઉપરાત દરિયાપારના વ્યાપારીઓ પ્રમાણે પોતાનો પણ વ્યાપાર દરિયાપારના દૂર પ્રદેશો જોડે ચાલે એવી તેમની ઇચ્છા હતી અને તે પ્રમાણે તેમણે થોડીક શરૂઆત પણ કરી હતી

જેટલી માહિતી મળી તેપરથી મહારાજના લશ્કરની, આરમારની ( નૌકાસૈન્ય ) અને કિલ્લાની વ્યવસ્થાનુ વર્ણન કર્યું હવે મહારાજે કબજે કરેલા દેશનો બદોબસ્ત કયા પ્રકારે રાખ્યો હતો તે જોઇએ મહારાજે સ્વરાજ્યમાના દેશના મહાલ ( તાલુકા ) અને પ્રાત એવા બે વિભાગ કર્યા હતા સવા લાખ કિંવા પોણો લાખ રૂપિયા ઉપજે તેટલા ગામો એક મહાલમા સમાતા એવા બે કિંવા ત્રણ મહાલ મળીને એક પ્રાત કિંવા સુબો ઠરાવતા પ્રત્યેક મહાલ ઉપર એક મહાલકરી અમલદાર રહેતો તેનેજ તરફદાર કિંવા તાલુકદાર કહેતા એ હોદ્દો બ્રાહ્મણ કિંવા પ્રભુજાતિને મળતો પ્રત્યેક મહાલમા એક મરાઠો હવાલદાર નિમતા પ્રત્યેક પ્રાત કિંવા સુબા ઉપર એક સુબેદાર નિમતા એ અમલદારને મામલતદાર કહેતા સુબેદારના તાબામા એક બે કિલ્લા રાખતા બે કિંવા ત્રણ ગામપર એક કમાવીસદાર ( તલાટી ) નિમતા હતા મહાલકરી કિંવા તાલુકદારની સમતિવડે સરકારી મહેસુલ એકઠુ કરી, તેણે સુબેદારની કચેરીમા હિસાબ આપવાનો નિયમ હતો હુઝુર તરફથી સુબેદારના તાબામા એક મુજુમદાર, એક ચિટણીસ, એક ફડણીસ અને એક

દફતરદાર નિમવામા આવતો એ ઉપરાત પ્રત્યેક અમલદારના તાબામા કામના પ્રમાણમા ઓછાવત્તા કારકુનો નિમવામા આવતા મહાલકરીએ કમાવીસદાર (તલાટી) ના કામ ઉપર દેખરેખ રાખવી અને સુબેદારે મહાલકરી ઉપર હકુમત ચલાવવી એવો નિયમ હતો ઉભય વચ્ચે તકરાર ઉત્પન્ન થતા સુબેદાર તેનો નિકાલ કરતો ફોજદારી ગુન્હા તપાસવા, ગામના પચદ્વારા દિવાની ફરીઆદનો નિકાલ કરાવવો અને પચના ફેસલા પ્રમાણે પ્રજાને ચલાવવી એ સુબેદારની સત્તામા હતુ સરહદના પ્રદેશમા હમેશા તોફાન થવાનો સભવ હતો, તેથી તે પ્રદેશના મહાલકરી અને સુબેદારોના તાબામા પાયદળ અને ઘોડેસ્વાર લશ્કર સોપ્યુ હતુ. વસુલ કરેલુ અન્ન અને રોકડનાણુ સુબેદારે પોતાની હદના એક કિલ્લામા સુરક્ષિત રાખવુ પડતુ સુબેદારને વાર્ષિક ચારસો હોન ઉપરાત પાલખી અને છત્રીનુ માન મળતુ તેના હાથ નીચેના મુજુમદારને વાર્ષિક સો સવાસો હોન મળતા એ નિયમ પ્રમાણે બીજા હોદ્દેદારોને ઓછોવત્તો પગાર મળતો મહાલકરી અને કમાવીસદાર (તલાટી) ને કેટલો પગાર મળતો તે જાણવાનુ સાધન મળતુ નથી

સ્વરાજની સર્વ જમીનની મોજણી (માપણી) કરી, ખેતી કરનારના નામ ઉપર ચઢાવી દીધી હતી મહાલકરીના દફતરમા ખેડુતોની નોધ રહેતી જમીન માપવા માટે પાચ હાથ ને પાચ મૂઠ લાબી લાકડીઓ બનાવી હતી એક હાથની લબાઇ ચૌદ તસુ અને એક લાકડીની લબાઇ ૮૨ તસુ ગણતા વીસ લાકડીનુ એક વિઘુ અને એકસો વીસ વિઘાનુ એક ચાવર એવુ મોજણીનુ પ્રમાણ રાખ્યુ હતુ. ખેતરમા ઉભો પાક જોઇ પ્રત્યેક વિઘામા પાકની ઉત્પત્તિ ઠરાવવાનો નિયમ હતો ઉત્પત્તિના પાચ ભાગ કરી તેમાથી ત્રણ ભાગ જમીન ખેડનાર ખેડુત લેતો અને બે ભાગ સરકાર વસુલાતમા ભરાતા ખેડુતો અનાજ કિવા રોકડ રૂપિયા આપી સરકારી મહેસુલ ભરતા મહેસુલ ભરવા માટે પ્રતિવર્ષે ખેડુતો પાસેથી સરકાર કબૂલત લેતી અનાવૃષ્ટિ જેવા સકટસમયે સરકાર ખેડુતોને મોકળે હાથે તગાવી આપતી તગાવીની રકમ ખેડુતોએ કટકે કટકે ચાર પાચ વર્ષે પૂરી કરવી પડતી ખેતી વગરની જમીન નવા ખેડૂતને આપતી વખતે તેને જરૂર પડતા બળદ, બીને માટે અનાજ અને પાક થતા સુધી તેનુ પોષણ કરવા જેટલું અનાજ સરકારમાથી મળતુ એ રકમ ખેડુત પાસેથી બે ચાર વર્ષે સરકારવસુલ કરવામા આવતી એ પ્રમાણે મહારાજ પ્રજા પાસે ગણોતપટ્ટા લખાવી લઈ જમીન ખેડવા આપતા ઘણીખરી ફળદ્રૂપ જમીન ઉપર ખેતી કરાવી હતી ઉપજનો બરોબર આશરો જોઇ રૈયત ઉપર કર નાખતા કોઇ ઉપર જુલમ કરવો નહિ, એવી મહારાજે સર્વ અધિકારીઓને સખ્ત આજ્ઞા ફરમાવી હતી

જમીનમહેસુલના બદોબસ્ત માટે શિવાજીમહારાજે રૈયતના હિતનો એક નિયમ ઠરાવ્યો હતો તે આ સ્થળે અવશ્ય લખવો જોઇએ મહારાજે કબજે કરેલા યવન પ્રદેશમા એવો પુરાતન રિવાજ હતો કે, મહાલમા અને ગામોમા દેશમુખ, દેશપાડે, દેસાઇ, પાટીલ (મુખી), કુળકરણી (ઉઘરાતદાર), ખોત (તલાટી), મિરાસદાર (ઇનામદાર), જમીનદાર વગેરે નિમવામા આવતા. મહાલ અને પ્રાંત

તેમના તાબામા રહેતો અને તેઓ જમીનનુ મહેસુલ ઉઘરાવતા. સરકારી અધિકારીઓ પ્રજા પાસેથી રૂબરૂ મહેસુલ લેતા નહોતા દેશમુખ વગેરે જમીનદારો ઉપર મહેસુલની સર્વ જવાબદારી રહેતી એમ હોવાથી સર્વ પ્રજા ઉઘરાતદાર અને ઇનામદારના તાબામા સપડાઇ રહેતી તેઓ પોતાની ઇચ્છામા આવે તેવો ત્રાસ આપી પ્રજા પાસેથી મહેસુલ વસુલ કરતા એક ગામનુ મહેસુલ બસો ત્રણુસો રૂપિયા ભરવાનુ હોય ત્યારે ઉઘરાતદાર અને ઇનામદાર તે ગામમાથી ત્રણહજાર રૂપિયા મહેસુલ ઉઘરાવતા પોતાની ત્રિજોરી તર કરવા તેઓ પ્રજાને નાહક ત્રાસ આપતા અને સરકારને પણ ઠગતા હતા પોતાના ગામોમા તેઓ કિલ્લા, કોટ અને મોટા મોટા મકાનો બધાવતા તેમજ સિપાઇ, પ્યાદા અને તલવારબદુકોનો સગ્રહ કરતા તેમની ગેરકાયદેસર વર્તણુક સરકારી અધિકારીઓના જાણવામા આવતા તેઓ તેમની પાસે વિશેષ મહેસુલ માગતા; પરતુ કેટલાક દેશમુખ વગેરે પ્રબળ જમીનદારો અધિકારીઓને દાદ આપતા નહોતા પ્રસગ આવ્યે જમીનદારો તેમની સાથે તકરાર કરવાને પણ ચૂકતા નહિ એવી અવસ્થા હોવાથી દેશમા જ્યા ત્યા બળવાખોર તોફાનીઓનુ જોર વધી પડ્યુ હતુ

શિવાજીમહારાજે એ અવ્યવસ્થા એકદમ બધ પાડી દીધી પ્રજા પાસેથી મહેસુલ ઉઘરાવવા માટે તેમણે સર્વત્ર પગારદાર નોકરોની નિમણુક કરી કોઇ પણ ઇનામદારે કિવા જમીનદારે પ્રજાને કોઇ પણ પ્રકારનો ત્રાસ નહિ આપવાની તથા તેઓને પ્રથમના રાજ્યઅમલમા જે વતન મળતુ હતુ, તે તેમણે ખેડુતો પાસેથી વસુલ નહિ કરતા સરકારી અમલદારો પાસેથી યોગ્ય પ્રમાણમા મેળવવાની સખ્ત આજ્ઞા ફરમાવી સરકારી મહેસુલની ઉપજમાટે તેઓને કઇપણ જોખમ નહિ હોવા છતા જે અશ મળતો તે માટે પ્રતિવર્ષે સરકારી મજુરી મેળવવી પડતી એવી વ્યવસ્થા થવાથી તેઓપર સરકારનો દાબ બેઠો અને ખેડુત પ્રજા તેમના ત્રાસમાથી મુક્ત થઇ, તેમજ ખેડુતો સુખી અને સ્વતત્ર થયા પ્રથમ તેઓ જમીનદારોના અને રખેવાળોના પૂર્ણરીતે ગુલામ જેવા બન્યા હતા દેશમુખ, દેસાઇ, દેશપાડે વગેરે ગ્રામ્યાધિકારીઓએ મોટા મકાનો, કોટ અને થાણા બધાવ્યા હતા તે મહારાજે પાડી નખાવી જમીનદોસ્ત બનાવી દીધા તેઓને પુન એવુ તોફાન નહિ કરવાની અને બીજી પ્રજાની પેઠે સાદા ઘર બાધી રહેવાની મહારાજે આજ્ઞા ફરમાવી કમાવીસદાર (તલાટી), મહાલકારી અને સુબેદારોને તેઓના પર કરડી નજર રાખવાનુ ફરમાવ્યુ એમ થવાથી જમીનદારોનો ત્રાસ બધ થયો તેથી તેઓ મહારાજના રાજ્યઅમલથી ત્રાસ પામે એ સ્વાભાવિકજ હતુ, પરતુ એવા મનુષ્યો લશ્કરી અને મુલ્કી ખાતામા નોકરીઓ મળ્યાથી અને ઉંચી પદવીએ ચઢવા લાગ્યાથી સ્વપરાક્રમ બતાવવા લાગ્યા તેમનો અસતોષ અલ્પ સમયમાજ બધ પડયો. તેમને નોકરીના બદલામા વતનો મળવા લાગ્યા અને વશપર પરાગત ચાલતા આવેલા હક્ક વ્યવસ્થિત ઠરાવી આપવામા આવ્યા તેથી તેમને વધારાની ઉપજ સરળ રીતે મળતી હતી એ પ્રમાણે મહારાજે પ્રજાને હમેશની સુખી બનાવી, તે ઉપરાત રખેવાળોને પણ સતોષ પમાડયો.

જમીન મહેસુલની બાબતમા એક મહત્ત્વની વાત જણાવવી આવશ્યક છે તે ઉપરથી મહારાજનું ધોરણ કેવુ ઉત્તમ હતુ, તે જણાઇ આવશે પ્રત્યેક પ્રાતની જે કંઇ ઉપજ આવે તે સર્વે ખરચી ન નાખતા તેમાની કઇક રકમ સીલક ખાતે બાકી રાખવાનો તેમણે નિયમ કર્યો હતો જ્યારે કોઇ એવો જરૂરનો પ્રસગ ઉભો થાય ત્યારેજ આ ખજાનાને હાથ લગાડવો, નહિ તો તેમા ઉમેરોજ કર્યા કરવો. મોગલોનો હલ્લો થાય અને જો વધારે ખરચ કરવો પડે તો તે બને ત્યાસુધી બારોબારજ કાઢવો અને ન છૂટકેજ આ ખજાનામાથી તે ખરચ ભોગવવો. કોઇ પણ સબબસર વધારે ખરચ કરવાની આવશ્યકતા ઉભી થાય તો તે માટે અગાઉથી મજુરી મેળવવી દરેક પ્રાતના સુબેદાર પાસે આ પ્રમાણે અમુક રકમ સીલક રાખવામા આવતી હતી કયા પ્રાતમા કેટલી સીલક રાખવી તે તે પ્રાતની યોગ્યતા જોઇને ઠરાવેલુ હતુ આ પ્રમાણે મહારાજના તાબાના પ્રદેશની એકદર સીલક આશરે સવાલાખ હોનની હતી

મહારાજે લૂટફાટ કરવા માટે કેવા નિયમો ઠરાવ્યા હતા તે તપાસીએ આસપાસ યવનોનો પ્રદેશ હતો તેમાથી જીતી લીધેલા પ્રદેશ હમેશા પોતાના કબજામા રાખવા માટે મહારાજને તે સમયે પ્રચડ લશ્કર રાખવાની અગત્ય હતી લશ્કરના વાસ્તવિક ખર્ચમા તેઓ અતિશય કરકસરથી કામ લેતા હતા, તેમ છતા હમેશા લશ્કરની સખ્યા વધારવાથીજ સ્વરાજ્યનુ સરક્ષણ અને વૃદ્ધિ થવાનો સભવ હતો વળી પ્રત્યેક કિલ્લા ઉપર હમેશા લશ્કર રાખવામા આવતુ તેનો ખર્ચ આસપાસના ગામોની ઉપજ ઉપર નિભાવવો પડતો, પણ જમીનમહેસુલ ઉપર એટલા મોટા લશ્કરનુ પોષણ થવુ અશકય હતુ મોગલ અને વિજાપુરસરકાર જેવા ધનવાન બાદશાહની વિશાળ સેના સાથે સતત યુદ્ધ કરવુ પડતુ હોવાથી મહારાજને અઢળક દ્રવ્ય ખર્ચવુ પડતુ એમ હોવાથી મહારાજને પોતાનું કેટલુક લશ્કર લૂટફાટ કરવા મોકલવુ પડતુ તેમા મહારાજના બે હેતુ હતા એક હેતુ એ હતો કે, લૂટફાટ કરવાથી બારોબાર લશ્કરનુ ઉદરપોષણ થતુ અને ખજાનામા પણ કઇક ઉમેરો થતો, અને બીજો મહત્ત્વનો હેતુ એ હતો કે, યવનરાજ્યઅમલમા સર્વદા ત્રાસ આપવાથી ધીમે ધીમે તેઓ નિર્બળ થાય અને ભારતભૂમિને યવનોની સત્તામાથી છોડાવવાનો પોતાનો ઇષ્ટ ઉદ્દેશ પણ સુસાધ્ય થાય

મહારાજે ઠરાવ્યુ હતુ કે, સરનૌબતે પોતાના ઘોડેસ્વાર લશ્કરસહિત પ્રતિવર્ષે આઠ મહિના લૂટફાટ કરવા જવુ મોગલોના અને વિજાપુરસરકારના પ્રાતોમા જઇ ચોથાઇ (ઉપજનો ચોથો ભાગ) અને સરદેશમુખીનો હક્ક વસુલ કરવો અને શત્રુના તાબાના ધનાઢ્ય શહેરોમા લૂટ કરવી સ્વારીમા જતી વખતે પ્રત્યેક સિપાઇના સામાનની વિગત યાદીમા નોધ્યા પછી તેની કિમત લખવી. મહારાજે ઠરાવ્યુ હતુ કે, સ્વારીમાથી આવ્યા પછી તેમની પાસેનો સામાન યાદી પ્રમાણે તપાસી લેવો અને વિશેષ માલ મળતા તે માલ કયાથી લાવવામા આવ્યો, તે સબધી પૂછપરછ કરવી માલ લૂટનો ઠરતા સરકારમા જમે કરવો અથવા તેટલા માલની કિમત ઠરાવી તેના પગારમાથી વસુલ કરવી; પરતુ તેના માલમા-

થી જો કઇ ગુમ થયો હોય તો તેટલા માલની કિમત સરકારમાથી ભરી આપવી સરકારી નોકરી બજાવતા કોઇ શિલેદારને ઘોડો અનિવાર્ય કારણને લીધે મરણ પામે અથવા નિરુપયોગી થઇ પડે તો યાદીમા લખેલી કિમત તેને તત્કાળ આપવી ચઢાઇમા જતા કોઇ પણ સૈનિકે પોતાની પત્ની કિવા વેશ્યા આેને પોતાની સાથે લઇ જવી નહિ, તેમજ ચઢાઇ સાથે દારૂના પીઠા રાખનાર કલાલ હોવા જોઇએ નહિ, એવો સખ્ત નિયમ હતો નિયમનુ ઉલ્લઘન કરનાર મનુષ્યને દેહાતદડની શિક્ષા થતી એવો કાયદો ઘડવાનુ કારણ, પ્રત્યેક મનુષ્ય નિર્વ્યસની થયા સિવાય હુશિયારીથી અને જુસ્સાથી સરકારી નોકરી બજાવી શકે નહિ, એવુ મહારાજ સારી પેઠે જાણતા હતા તે હતુ

વળી લૂટ કરતી વખતે લૂટારાઓએ બ્રાહ્મણોને અને દેવસ્થાનોને ઉપદ્રવ કરવો નહિ, ગાયોને પકડવી નહિ, અગત્ય જણાતા ભારવહન કરવા જેટલાજ બળદો પકડવા, ખેડુતો અને સ્ત્રીઓને કદિ પણ લૂટવી નહિ, શ્રીમત મુસલમાન કિવા તેના તાબાના શ્રીમત હિદુઓમા ખડણી ભરવાનુ સામર્થ્ય જણાતા તેમનેજ ફક્ત પકડવા અને ખડણી આપતાજ તેમને મુક્ત કરવા અન્ય પ્રજાને એકાએક ત્રાસ આપવો નહિ, એ પકડાપકડીમા બાળકો અને સ્ત્રીઓને કદિપણ પકડવા નહિ, બ્રાહ્મણો ઉપર ખડણી બેસાડવી નહિ અને યવનો ઉપર ખડણી બેસાડવા ચૂકવુ નહિ લૂટમા જનારાઓને મહારાજ તરફથી એવી સખ્ત તાકીદ આપવામા આવતી હતી

ચોમાસુ શરૂ થતા નદીઓ અને નાળામા પાણી ભરાઈ જાય તે પહેલા ચઢાઇમા ગયેલા સર્વ લશ્કરી સિપાઇઓએ સ્વદેશની છાવણીમા પાછા આવવુ પડતુ સ્વદેશની સરહદ નજીક આવતાજ સૈનિકોની જડતી લેવામા આવતી પૂર્વે લખેલી યાદી પ્રમાણે તેમનો સામાન મેળવી લેતા કોઈ સૈનિક પાસે વિશેષ માલ મળતાજ તેની યાદી થતી કિવા માલ જપ્ત થતો કોઇ ભારે કિમતનો માલ મળતાજ તેને સરકારી લૂટના માલમા સામેલ કરતા સર્વ લૂટની તપસીલવાર યાદી થતી સરકારી લૂટમાથી કોઇ માલ સતાડતા નહિ, તેમ કરવાથી તેને સખ્ત શિક્ષા થતી સ્વરાજ્યમા આવ્યા પછી સનિકો છાવણીમા નિમેલી જગ્યાએ પાયગાને લઈ જતા. બે ત્રણ ઠેકાણે છાવણીઓ રાખવામા આવી હતી એ સ્થળે ઘોડાઓ માટે તબેલા અને સ્વારોને રહેવા માટે મકાનો બાધવામા આવ્યા હતા છાવણીમા ગયા પછી સુબેદારોએ પોતપોતાના તાબાના ઘોડાની ઘાસચદી તથા ઔષધની વ્યવસ્થા કરવી અને સ્વારોની હાજરી લખવી તથા તેમના પગારનો હિસાબ નક્કી કરવો એવી ગોઠવણુ રાખવામા આવી હતી

સરકારી લૂટની યાદી તૈયાર થતાજ સરનૌબત સઘળી લૂટ મહારાજ પાસે લઈ જતો અને ત્યા સઘળો હિસાબ બતાવી લૂટ સરકારી તિજોરીમા જમે કરાવતો. વસ્ત્ર અને ઘરેણા ધોવડાવી દુરસ્ત કરાવી તેની આશરે કિમત લખતા. કોઈ સિપાઇને કિંવા અમલદારને લૂટમાની કોઇ વસ્તુ જોઇતી હોય તો તે તેને આપી તેની કિમત પગારમાથી વસુલ કરતા. ચઢાઈમા જે સૈનિકે વિશેષ બહાદુરી

બતાવી હોય તેને સુબેદારની આજ્ઞાથી, સરનૌબત મહારાજ પાસે લઇ જઇ તેને માટે ભલામણ કરી ઇનામ અપાવતા કિંવા ઉંચે હોદ્દે ચઢાવતા લડાઇમા મરણ પામેલા સૈનિકોની સ્ત્રી તથા બાળકોને સરકારમાથી વતન મળતું લડાઇમા ઘાયલ થયેલા કિંવા વ્યાધિગ્રસ્ત થયેલા સૈનિકને ઔષધ માટે સરકારમાથી પૈસા મળતા ઘાયલ થયેલા સૈનિકની તપાસ કરી જખમના પ્રમાણમા તેને નુકશાન મળતુ કિંવા ઉચ્ચ પદવી મળતી જે નોકર જે જે કામ ઉપર નિમાયો હોય તે તે કામને માટે નાલાયક ઠરતા બીજુ કામ મળતુ કિંવા તેને લશ્કરમાથી કમી કરી બીજા ખાતામા નોકરી અપાતી. સરકારી નોકરીમાથી તેને એકાએક કાઢી મૂકતા નહિ ચઢાઇમા કોઇએ નિયમવિરુદ્ધ વર્તન કર્યું હોય કિંવા નિર્બળપણુ બતાવ્યુ હોય તેની તપાસ થઈ શિક્ષા થતી અને વારવાર એવો અપરાધ થતા તેને નોકરીમાથી કાઢી મૂકવામા આવતો લૂટના માલમાથી કોઇ વસ્તુ ઉચાપત કરનારને સખ્ત શિક્ષા થતી. સગનૌબતે એ કામ હુઝુરની આજ્ઞાવડે કરવુ પડતુ પોતાની ઇચ્છાનુસાર નહિ વર્તવાનો નિયમ હતો

ચોમાસુ પૂરૂ થતાજ દશરાનુ શુભ મુહૂર્ત જોઇ ચઢાઇમા જવાની ઘોડેસ્વારોને આજ્ઞા થતી ચોમાસુ પૂરૂ થતાજ દશરાનો મહોત્સવ આવે છે શિવાજી મહારાજ એ દિવસે મોટો ઉત્સવ ઉજવતા હતા શિલેદારોને, બારગિરોને કિંવા સિપાઇઓને નોકરીમા રહેવુ હોય તો તેઓ વિજયાદશમીને દિવસે મહારાજસમક્ષ આવી પોતાની કાર્યકુશળતા અને બળ બતાવતા મહારાજ તેમની યોગ્ય પરીક્ષા કરતા અને જે મનુષ્ય જે કાર્યમા કુશળ જણાતો તેની તેવા કાર્ય ઉપર નિમણૂક કરતા લૂટ કરવા માટે નિમવામા આવેલા પ્રત્યેક સિપાઇઓને અને પ્રત્યેક ઘોડાને મહારાજ સ્વત પસદ કરતા ત્યાર પછી લશ્કરની સરસામાનની પુન યાદી કરવામા આવતી એ સમયે સરનૌબત અને ઇતર સરદારો મહારાજના દર્શન કરવા આવતા અને જે પ્રદેશમા જવાની તેમને આજ્ઞા મળતી ત્યા તેઓ પોતાના તાબાના લશ્કરસહિત ચઢાઈ લઈ જતા

ચઢાઇમા જનારા સરદારોને અને બીજા મોટા અમલદારોને તેમનો પગાર અગાઉથી મળતો લશ્કરી સિપાઇઓને અને બીજા સાધારણ નોકરોને ચઢાઇમાથી પાછા આવ્યા પછી પગાર મળતો એકસાથે મળેલા પગારમાથી તેઓ પોતાના કુટુબના વાર્ષિક નિર્વાહની વ્યવસ્થા કરતા ચોમાસાના ચાર મહિનાનો પગાર તેમને દશરાને દિવસે મળતો હશે એમ જણાય છે ચઢાઇમા ગયા પછી આઠ મહિના સુધી તેમને એકાએક પોતાના પગારમાથી ખર્ચ કરવો પડતો નહોતો. તેઓ બારોબારજ પોતાનો ઉદરનિર્વાહ ચલાવતા. મહારાજ લશ્કરના પ્રત્યેક નોકરને ખુશી રાખવાની કાળજી રાખતા હોવાથી તેમના સૈન્યમા રાજદ્રોહ કિંવા અસતોષ બિલકુલ ઉત્પન્ન થતો નહિ. પ્રત્યેક નોકર બહાદુરી બતાવીને મહારાજ પાસેથી ઉચ્ચ પદવી અને શાબાશી મેળવવા અત કરણપૂર્વક યત્ન કરતો લશ્કરના સિપાઇઓ એ સબધી પરસ્પર ઇર્ષ્યા કરતા અને એકબીજા કરતા ઉચ્ચ પદવી મેળવવા યત્ન કરતા.

રાજ્યના બીજા ખાતાંના નોકરોના પગાર, વતન અને વર્ષાસન તેમને વખતસર મળવાની વ્યવસ્થા મહારાજ વિશેષ દક્ષતાથી રાખતા હતા પ્રતિવર્ષે સર્વના વેતનનો હિસાબ તેમને ચૂકતે મળી જાય અને કોઇનુ દેવુ રહે નહિ, એવી તેમણે અમલદારોને સૂચના આપી હતી નોકરોને વખતસર પગાર મળવાથી તેઓ રાજી રહે છે અને તેમના કુટુબને વિપત્તિ ભોગવવી પડતી નથી તેમજ તેઓ દેવાદાર થતા નથી, નોકરો દિલગીર રહે તો રાજ્યમા ફાટફુટ થઇ રાજ્યને નુકશાન થાય, રાજ્યકાર્યમા તેઓ આળસ કરે, તેમજ સોપેલુ કામ તેઓ હુશિયારીથી તથા પ્રમાણિકપણે બજાવે નહિ, એ સર્વ મહારાજ સારી પેઠે સમજતા હતા પોતાના લશ્કરી કિવા મુલ્કી ખાતાના નોકરો દેવુ કરે નહિ તે માટે મહારાજ ઘણીજ સાવચેતી રાખતા હતા દેવુ કરવાથી મનુષ્ય નિરાધાર અને નિરુત્સાહી થાય છે અને અઘટિત કર્મ કરવા પ્રવૃત્ત થાય છે, એ જાણી મહારાજે કાયદો રચ્યો હતો કે કોઇએ દેવુ કરવુ નહિ લગ્ન આદિ પ્રસગો ઉપર ગરીબ તેમજ શ્રીમત મનુષ્યોને પણ દેવુ કરવુ પડે છે, પરતુ કાર્યપ્રસગે જેને આર્થિક સહાયતાની અગત્ય જણાય તેને મહારાજ તરફથી યોગ્ય આશ્રય મળતો એમ છતા પણ જે મનુષ્ય ઉપજ કરતા વિશેષ ખર્ચ કરીને કિવા અન્ય પ્રકારે ઉડાઉપણુ કરી દેવાદાર થતો તેને સરકારી નોકરીમાથી કાઢી મૂકવાનો નિયમ હતો

ઉચ્ચ અધિકારીઓને રોકડા પગાર મળતો કિવા તેમને વસુલાતી અધિકારીઓને નામે મહેસુલી ત્રિજોરી ઉપર ચિઠ્ઠી મળતી અધિકારીઓ સરકારી ચિઠ્ઠી પ્રમાણે નોકરોને ત્રિજોરીમાથી નાણુ ઉપાડી વખતસર પગાર કિવા અનાજ આપતા સરકારી પગાર–ચિઠ્ઠી પ્રમાણે નોકરોને જે પગાર મળતો તે સર્વ ચિઠ્ઠી અને પગારનો હિસાબ વર્ષોવર્ષ નક્કી કરવામા આવતો કોઇનુ સરકાર પાસે બાકી લહેણુ રાખવામા આવતુજ નહિ કોઇ પગારદાર નોકર ખેડુત હોય તો તેના તાબાની જમીનનુ મહેસુલ બીજા ખેડુતો પ્રમાણે નક્કી કરી તેના પગારમાથી બાદ કરવામા આવતુ હતુ તેમ થવાથી નોકરનુ જે કાંઇ લહેણુ નીકળતુ તેની ત્રિજોરી ઉપર ચિઠ્ઠી લખી આપીને અનાજ કિવા રોકડ નાણુ અપાવી હિસાબ ચૂકતે થતો કોઇ પણ લશ્કરી અમલદારને કિવા બીજા ખાતાના હોદ્દેદારને વર્ષાસન તરીકે કોઈ ગામની ઉપજ આપતા નહોતા એ ધોરણને મોકાસ (ઇનામ) કહે છે યવનબાદશાહી વખતે ગામના ઇનામ આપવાનો રિવાજ ઘણો પ્રચલિત હતો એ રિવાજથી મોકાસદાર (ઇનામદાર) લોકો પોતાના તાબાની પ્રજાને ઇચ્છાનુસાર ત્રાસ આપતા જમીનદાર અને ઇનામદાર એકસપ કરી પ્રજાને ઠગતા સરકારીસત્તાના જોરથી તેઓ રૈયત પાસેથી જોઇએ તેવા કામો કઢાવી લેતા પ્રજાની એવી સ્થિતિ જોઇને મહારાજે ગામોની ઉપજ ઉપર સરકારી કારકુનો નિમ્યા અને ઇનામદાર તથા જમીનદારોને જે કાઇ આપવુ પડતુ તે વસુલાતી અધિકારીએ સરકારી ઉપજમાથી આપતા જેઓને ઇનામ મળતા તેઓના તાબામા કોઇ ગામ કે મહાલ સોપતા નહિ એ સબધી મહારાજે સખ્ત કાયદા ઠરાવ્યા હતા.

એજ પ્રમાણે મહારાજે જાગીર આપવાની પદ્ધતિ પણ તદ્દન બધ કરી હતી

યવનબાદશાહી સમયે ઉચ્ચ સરદારોને અને હોદ્દેદારોને સરકારી નોકરીમા વિશેષ બહાદુરી બતાવવાથી જાગીરો મળતી જાગીરદારો પોતાના નોકરોદ્વારા ગામની ઉપજ એકઠી કરતા અને તેમાથી અમુક ભાગ સરકારને ખડણી ભરવાનો કિવા યુદ્ધ આદિ પ્રસગે સરકારને અમુક સખ્યાના સૈન્યની સહાયતા આપવાનો નિયમ હતો એવો નિયમ હોવાથી જાગીરદાર એક માડલિક રાજા જેવો થઇ પડતો. પોતાની જાગીરની પ્રજા ઉપર જાગીરદાર સર્વ પ્રકારની સત્તા ચલાવતા તેથી પ્રજા તેમનેજ પોતાના રાજા ગણુતી જાગીરદારો લશ્કર રાખતા અને પોતાની જાગીરમા કોટ, કિલ્લા બાધીને ઘણી ખબરદારીથી રહેતા તેમજ એ જાગીર વશપરપરાને માટે મળતી, તેથી જેઓએ પ્રથમ જાગીર મેળવી હોય તેમના વશજોમા પૂર્વજોના જેવી સરકાર તરફ રાજ્યભક્તિ અને પ્રમાણિકપણુ કાયમ રહેવાનો તેમજ પૂર્વજ પુરુષોના જેવી કર્તવ્યદક્ષતા હોવાનો સભવ પણ નહોતો એવા જાગીરદારો વહી સરકાર સાથે નિષ્કાળજીથી વર્તવા અને તેમના વિરુદ્ધ બળવો કરવા તૈયાર થાય છે અન્ય રાજ્યોના હુમલાથી મુખ્ય સરકારની સત્તા નિર્બળ થવાનો અને કવચિત્ નષ્ટ થવાનો સમય આવતા જાગીરદારોદ્વારા સહાયતા મળવી તો બાજુએ રહી; પણ ઉલટા તેઓ સ્વતત્ર થઇ બેસે છે અથવા શત્રુપક્ષમા ભળી જાય છે, એમ જાણી મહારાજે એ અનિષ્ટકારક વ્યવસ્થા પોતાના રાજ્યમા નિર્મૂળ કરી હતી કબજે કરેલા દેશોમા જાગીરદારો જણાતા પૂર્વપદ્ધતિ પ્રમાણે તેમની પાસે માલેકીના હક્કથી જાગીરો રહેવા દેતા નહિ ઘણુ તો તેમને હક્કના બદલામા તેના તાબાના ગામોની ઉપજનો અમુક અશ મળવાનુ ઠરાવતા અને તે ગામની પ્રજા પાસેથી મહેસુલ વસુલ કરવાનુ કામ સરકારી કારકુનોદ્વારા કરાવતા મહારાજ જાગીરદારની કોઇ પ્રકારની સત્તામા પ્રજાને રહેવા દેતા નહિ હુશિયાર અને કર્તવ્યદક્ષ જાગીરદાર સરદારોને મહારાજ તેમની યોગ્યતા પ્રમાણે પોતાના લશ્કરમા કિવા બીજા ખાતામા નોકરી આપતા ખાલસા કરેલી જાગીરમા જાગીરદારોએ ભવ્ય મકાનો, કોટ, કિલ્લા, થાણા વગેરે બધાવ્યા હતા તે મહારાજે તોડી નખાવ્યા; અને સામાન્ય પ્રજાના જેવાજ ઘરો બાધી રહેવાની તેમને આજ્ઞા ફરમાવી જે કિલ્લા મજબૂત જણાતા તે ઉપર મહારાજ પોતાના થાણા બેસાડી તેને પોતાના કબજામા લેતા.

મહારાજે એ પ્રમાણે પાટીલ, કુળકરણી, ખોત, દેશમુખ, દેસાઇ, દેશપાડે, જમીનદાર, મોકાસદાર, મિરાસદાર અને જાગીરદાર વગેરેના તાબામાથી પ્રજાને મુક્ત કરી તેમને સુખી કર્યા તે હક્કદારોને પણ મહારાજે બનતે ઉપાયે ખુશી રાખવા જેવુ વર્તન ચલાવ્યુ હતુ મહારાજના રાજ્યમા જાગીરની પદ્ધતિને આશ્રય —ઉત્તેજન મળતું નહોતુ, તેથી તેમના રાજ્યઅમલમાજ વિશેષ પરાક્રમવડે પ્રસિદ્ધ થયેલા સરદારો અને અધિકારીઓના ઘણાખરા વશજોના નામનિશાન પણ સાભળવામા આવતા નથી મહારાજે જાગીર બક્ષવાની પદ્ધતિ ચાલુ રાખી હોત, તો મોરોપત પિગળે, આબાજી સોનદેવે, તાનાજી માલુસરે, યેસાજી કક, બાજી ફસલકર, બાજી પ્રભુ, નેતાજી પાલકર, પ્રતાપરાવ ગુજર, હબીરરાવ મોહિતે વગેરે સરદારોના વશ આજે પણ ક્વચિત્ અસ્તિત્વમા હોત.

મહારાજે બીજા એક વિશેષ મહત્ત્વના કાર્યનો નિયમ ઠરાવ્યો હતો તેનું આ સ્થળે દિગ્દર્શન કરાવવુ ઉચિત છે તેમણે ઠરાવ્યુ હતુ કે, કોઇ પણ હોદ્દેદારના કુળમા કોઇ પણ સરકારી હોદ્દો વશપરપરા માટે આપવો નહિ પિતા ગમે તેટલો હુશિયાર અને કર્તવ્યદક્ષ હોય તોપણ તેની કર્તવ્યદક્ષતાને બદલે તેના પુત્રને નોકરી આપતી વખત મહારાજ તેની વાસ્તવિક યોગ્યતા તપાસીનેજ તેને નોકરી આપતા માત્ર "ઉચ્ચ હોદ્દેદારનો પુત્ર" જાણીને પુત્રમા કર્તવ્યદક્ષતા ન હોય તો તેને તે નોકરી આપવી નહિ, એટલુજ નહિ પણ યોગ્યતા ન હોય તો બીજો ઉચ્ચ હોદ્દો પણ તેને આપવો નહિ, એવો મહારાજે નિયમ રાખ્યો હતો એ નિયમથી પ્રત્યેક હોદ્દેદારના ગુણની કદર થતી અને તેઓ સરકારી કામ પૂરતી હુશિયારીથી બજાવતા મહારાજના તાબામા પેશ્વા, સેનાપતિ વગેરે પ્રધાન, સુબેદાર અને હવાલદાર વગેરે હોદ્દેદારો હુશિયાર અને કર્તવ્યદક્ષ હતા, તેમજ સ્વરાજ્ય પ્રાપ્ત કરવામા તેમણે વિશેષ સહાયતા કરવા છતા તેમનો હોદ્દો મહારાજે વશપરપરા માટે ચાલુ રાખવાનો અવિચાર કોઇના સબધમા કર્યો નહોતો; એટલુજ નહિ પણ ગમે તેવા ઉચ્ચ હોદ્દેદારે રાજકાર્યમા ગફલત કરતા કિવા તેનુ અન્યાયી વર્તન જણાતા શિવાજીમહારાજ તે હોદ્દેદારને નોકરીપરથી કાઢી મૂકવાનુ ભૂલતા નહોતા હોદ્દેદારોને કિવા સરદારોને જાગીરો આપેલી નહિ હોવાથી ઇચ્છામા આવે તે સમયે નોકરીપરથી રજા આપવામા અડચણ પડતી નહોતી એ પદ્ધતિ તદ્દન નવીન હતી, કારણ કે એમા પુરાતન કિવા બાદશાહી રાજ્યપદ્ધતિથી વિરુદ્ધ નિયમો જોવામા આવે છે શાહુરાજાના સમયથી પેશ્વાઇ સત્તા પ્રસરતા સુધીમા જાગીર બક્ષવાની પદ્ધતિ નિર્મૂળ થવાથી મરાઠાસામ્રાજ્યની વિજયપતાકા કેવી ફરકી રહી હતી તે સર્વને સુવિદિતજ છે

મહારાજે પોતાના લશ્કરી અને મુલ્કી ખાતાની કેવી વ્યવસ્થા રાખી હતી તેનુ દિગ્દર્શન કર્યું હવે સ્વરાજ્યના અધિકારીઓ ઠરાવેલા નિયમ પ્રમાણે પોતપોતાના કામ વખતસર અને પ્રમાણિકપણે કરતા હતા કે નહિ તે જોઇએ તેમના પર પ્રધાનમડળ અને મહારાજ સ્વત ફુરસદ પ્રમાણે દેખરેખ રાખતા હતા પ્રત્યેક કિલ્લો, પ્રત્યેક મહાલ, પ્રત્યેક સુબો અને પ્રત્યેક છાવણી અને ચઢાઇમાના અધિકારીઓની હીલચાલ ઉપર વખતોવખત દૃષ્ટિ રાખવાનુ કામ પ્રમુખ અધિકારીઓથી બની શકે નહિ તેથી તે કામમાટે મહારાજે ગુપ્તચર અને બાતમીદારો રાખ્યા હતા બહિરજી નામક પુરુષ એ સર્વનો નાયક હતો તેના પર મહારાજને સપૂર્ણ વિશ્વાસ હતો લૂટ કરવા મોકલેલા લશ્કરના અમલદારો મેળવેલી લૂટનો કિવા ખડણીનો બરોબર હિસાબ આપે છે કે નહિ કિવા કઈ ગડબડાધ્યાય કરે છે, કે કેમ તેની તપાસ રાખવા પ્રત્યેક ચઢાઇ સાથે મહારાજ ગુપ્તચર મોકલતા પ્રત્યેક કિલ્લાપરના અમલદારો નિયમ પ્રમાણે પોતાના કામ કરે છે કે કેમ કિવા તેઓ શત્રુ જોડે મળી જઇ કઇ પ્રપચ રચે છે કે કેમ, તેની તપાસ કરવા સઘળે સ્થળે મહારાજના ગુપ્તચર ફરતા હતા તેજ પ્રમાણે મહાલકરી, સુબેદાર વગેરે મુલ્કી ખાતાના અધિકારીઓ પ્રજાને ત્રાસ આપે છે કિવા વસુલ કરેલી રકમ તેઓ પ્ર-

પ્રાણિકપણે સરકારમા જમે કરાવે છે કે કેમ, તેની તપાસ રાખવા પ્રત્યેક પ્રાંત અને મહાલમા મહારાજના ગુપ્તચર ફરતા હતા ગુપ્તચર અને જાસુસો એટલુજ કામ કરતા નહોતા પણ પારકા પ્રદેશોની કેવી સ્થિતિ છે, શત્રુ કેવી હીલચાલ કરે છે, આદિલશાહી, કુતુબશાહી, મોગલાઇ વગેરે દરબારમા કેવી મસલત ચાલે છે, તેની તેઓ વખતોવખત માહિતી મેળવતા મહારાજના ગુપ્તચર વેશ બદલી જ્યા ત્યા ફરતા રહેતા અને તેમને જે કોઇ બાતમી મળતી તે વિગતવાર લખી રાખી મહારાજને તત્ક્ષણજ પહોચાડતા ગુપ્ત જાસુસો માર્ફત આવેલા પત્રો મહારાજ બાલાજી આવજી ચિટણીસ પાસે વચાવતા ગુપ્ત જાસુસદ્વારા સ્વરાજ્યમાના કોઇ અમલદારનુ ગેરકાયદેસર વર્તન જણાતા મહારાજ તેની બરોબર તપાસ કરતા અને અમલદાર અપરાધી જણાતો તો તેને તેઓ તરત શિક્ષા કરતા એમ થવાથી સર્વ નોકરો ઉપર મહારાજનો સખ્ત કરપ બેસતો અને સર્વ પોતાના કાર્યમા દક્ષ રહેતા.

મહારાજને એ સમયે ન્યાયખાતુ જૂદુ સ્થાપવાની અગત્ય જણાઈ નહોતી. જમીનસબધી કિવા લેવડદેવડસબધી મુકદ્દમા ઉપસ્થિત થતા તેનો ન્યાય કરવાનું કાર્ય, પ્રાંતના કિવા મહાલના અધિકારીઓએ ગ્રામ્યપચાયતને સોપી દેવાનો નિયમ હતો તે સમયે ગ્રામ્યપચાયતની પદ્ધતિ સર્વત્ર ચાલુ હતી એ પદ્ધતિ પ્રજાને વિશેષ અનુકૂળ જણાયાથી મહારાજે તેને કાયમ કરી હતી મુકદ્દમાને માટે પ્રજાને વેગળે સુધી જવુ પડે નહિ, તેમને પોતાનાજ ગામમા વગર ખર્ચે ન્યાય મળે તથા પચના સભ્યો વસ્તુસ્થિતિ નિહાળી સત્વર ન્યાય આપે, એ સર્વ મહારાજને વિશેષ હિતકર જણાયુ હતુ પચના સભ્યોએ કરેલો ફેસલો મહાલકરી અને સુબેદાર માન્ય કરી તે ઉપર અમલ બજાવણી કરતા હતા પચનો ફેસલો જેઓને પસદ ન પડે તેઓએ હુઝુરમા અરજ કરવી અને ન્યાયાધીશ તેનો ફેસલો આપે એવી ગોઠવણ હતી ફોજદારી ગુન્હા ઉપસ્થિત થતા પ્રાંતના સુબેદાર તેનો ફેસલો આપતા સુબેદારના ફેસલા ઉપર હુઝુરમા અરજ થતી અને તે ફેસલાની તપાસ પડિતરાવે કરવી એવુ ઠરાવ્યુ હતુ લશ્કરમા તોફાન કિવા ગુન્હો થતા લશ્કરી સુબેદાર કિવા બીજા વરિષ્ઠ અધિકારીદ્વારા તેની તપાસ થતી તેમના વિરુદ્ધ પણ હુઝુરમા અરજ થતી અને સરનૌબતે તેની તપાસ ચલાવવી એવો નિયમ હતો

સ્વરાજ્યમા ચોરનો ભય વિશેષ હતો, તે મહારાજે એકદમ બધ પાડયો. સ્થળે સ્થળે ચોર અને ધાડપાડુ લૂટારા ફરતા હતા, તેમને પકડી મગાવી કેટલાકનો શિરચ્છેદ કરાવ્યો તથા કેટલાકને ખેતરો ખેડવા આપી કિલ્લાના આશ્રયમા રાખ્યા કિલ્લાનુ રક્ષણ કરનાર સિપાઇઓને તેમનાપર સખ્ત દેખરેખ રાખવાનો મહારાજે હુકમ કર્યો હતો કેટલાક મનુષ્યને કિલ્લાપર અને કિલ્લાની આસપાસ રખેવાળની નોકરી આપી તેમની ઉપજીવિકા ચાલે એવી ગોઠવણ કરી જે ગામમા ચોરોનો ઘણો ઉપદ્રવ જણાતો ત્યા કોઇ બીજા ગામના ચોરનેજ રખેવાળની નોકરીએ મોકલતા, પણ જો તે ચોરરખેવાળ ચોરી કરતો તો તત્કાળ તેનો શિરચ્છેદ કરાવવામા આવતો, અથવા તેના ગામમા ચોરી થતા તેજ મનુષ્યે ચોરનો પત્તો મેળવવો પડતો કિવા તેણે ચોરીની રકમ ભરી આપવી પડતી એવા નિયમો

ઠરાવ્યા હતા

સ્વરાજ્યમા મોટા દેવસ્થાનો અને તીર્થસ્થાનો હતા તેને પ્રાચીન સમયથી ધ-ર્માદાવર્ષાસન મળતા હતા તે મહારાજે યથાસ્થિત પુન શરૂ કર્યા કેટલાક દેવ-સ્થાનોને ખર્ચ જેટલા વર્ષાસન મળતા નહોતા તે મહારાજે સપૂર્ણ કરી આપ્યા. કેટલાક નવા દેવસ્થાનોને બિલકુલ વર્ષાસન મળતા નહોતા ત્યા પૂજા, નૈવેદ્ય, ઉ-ત્સવ, અભિષેક, નદાદીપ વગેરે યથાસ્થિત થવા માટે મહારાજે તે દેવસ્થાનો માટે ઇનામી જમીનો અર્પણ કરી એ સર્વ દેવસ્થાનોની યોગ્ય વ્યવસ્થા થવા માટે મ-હારાજે દેવસ્થાન-ધર્માદા-અધિકારી નિમ્યા દેવસ્થાનોને મળતી ઉપજમાથી બ્રા-હ્મણો કિવા પૂજારીઓ ઇચ્છાનુસાર ખર્ચે કરે નહિ તે માટે તેઓને ખર્ચનો વિગત-વાર હિસાબ રાખવા ઠરાવ્યુ હતુ સરકારી અધિકારીઓ પ્રતિવર્ષે હિસાબ તપા-સતા મોટા મોટા ક્ષેત્રના કેટલાક સત્પાત્ર બ્રાહ્મણોને વર્ષાસનો આપી, તેઓ સ્નાન-સધ્યા કરવામા સમય વ્યતીત કરે એવી ગોઠવણ કરી હતી તેજ પ્રમાણે મોટા મોટા સત્પુરુષોનુ યથાસ્થિત ગુજરાન ચાલે અને તેમનો ઉત્સવ વગેરે સારી પેઠે ઉજવાય તે માટે મહારાજે તેમને ગામ અને જમીનની બક્ષિસો આપી હતી

મહારાજ ફક્ત હિદુધર્મના દેવસ્થાનોને વર્ષાસન આપતા હતા એમ નહોતું; પરતુ સ્વરાજ્યમા મુસલમાનની કબરો, મસ્જીદો, પીર વગેરેને યવનબાદશાહીને સમયે જે વર્ષાસન વગેરે મળતા તે મહારાજે પણ ચાલુ રાખ્યા હતા તે ખાલસા કર્યા નહોતા, એટલુજ નહિ પણ કેટલાકને ખર્ચ કરતા ઓછા વર્ષાસનો મળતા હતા તેની તપાસ કરાવી મહારાજે ભરપૂર વર્ષાસન બાધી આપ્યા હતા એ ઉપરથી સિદ્ધ થાય છે કે, તેમના અતકરણમા યવનોના પૂજ્યસ્થાનસબધી કિચિત્ પણ તિરસ્કાર કિવા દ્વેષ નહોતો મહારાજે તેમજ તેમના સરદારોએ આટલી બધી સ્વારીઓ-લઢાઇઓ કરી છતા એક પણ પ્રસગે તેમણે મુસલમાનોના પવિત્ર સ્થળે ઉપદ્રવ કર્યો હોય એવુ જણાતુ નથી ખરૂ જોતા જેમ યવનો વખતોવખત હિદુના દેવસ્થાનોનો નાશ કરતા હતા તેમ મહારાજે યવનોની મસ્જીદ વગેરે પૂજ્યસ્થાનોનો નાશ કર્યો હોત તો તેઓને કોઇ કલક ચઢાવત નહિ, પરતુ ધર્મસબધે મહા-રાજ ઉદાર બુદ્ધિના હતા, તેઓમા ધર્માધપણુ કિચિત્ પણ નહોતુ

યવનઅમલ સર્વત્ર સ્થપાયા પછી મહારાષ્ટ્રમાથી વેદશાસ્ત્રનુ અધ્યયન તદ્દન લોપ થયા જેવુ હતુ તેને ઉત્તેજન આપવાના હેતુથી મહારાજે એવી વ્યવસ્થા કરી હતી કે, વિદ્વાન બ્રાહ્મણોએ પ્રતિવર્ષે શ્રાવણ માસમા શિવાજી મહારાજ સમક્ષ આવવુ અને પડિતરાવે તેઓની પરીક્ષા લેવી જે બ્રાહ્મણે એક ગ્રથનુ અધ્યયન કર્યું હોય તેને એક મણ, બે ગ્રથનુ અધ્યયન કર્યું હોય તેને બે મણ, પાચ કે દશ ગ્રથોનુ અધ્યય કર્યું હોય તેને પાચ કે દશ મણ અન્ન પ્રતિવર્ષે આપવામા આવતુ. મહાન વિદ્વાન પડિત, વૈદિક, જ્યોતિષી, વગેરે આવતા તેમનો યોગ્યતા પ્રમાણે સત્કાર કરી સો કે પચાસ રૂપિયા દક્ષિણા આપવામા આવતી પરરાજ્યના બ્રાહ્મણ-ને દ્રવ્ય આપી તેનુ સન્માન કરાતુ અને સ્વરાજ્યના બ્રાહ્મણને તેના ગામના મહેસુલી અધિકારી ઉપર ચિઠ્ઠી લખી આપી ધાન્ય અપાવવાનો બદોબસ્ત થતો.

સંસ્કૃત ધર્મગ્રંથોના અધ્યયનને મહારાજે એ પ્રમાણે ઉત્તેજન આપી મહારાષ્ટ્રમાં કિંબહુના સર્વત્ર આર્યધર્મનો ઉદ્ધાર કર્યો હતો જે બ્રાહ્મણો અગ્નિહોત્ર લેવા તૈયાર થતા કિંવા જેઓ યજ્ઞ, અનુષ્ઠાન આદિ ધર્મકાર્યો કરવા તત્પર થતા તેને મહારાજ દ્રવ્યની યથોચિત સહાયતા આપતા પોતાના રાજ્યના સત્પાત્ર બ્રાહ્મણોને અને સત્પુરુષોને અન્ય સ્થળે યાચના કરવી પડે નહિ તેમજ તેમના પોષણકાર્યમા અડચણ પડે નહિ તે સંબંધી મહારાજ સર્વદા વિશેષ કાળજી રાખતા હતા

મહારાજે રાજ્યમા સર્વત્ર અન્નક્ષેત્રો સ્થાપી ગરિબગુરબાના નિર્વાહની સગવડ કરી હતી અને મોટા મોટા દેવસ્થાનોમા વખતો વખત બ્રાહ્મણભોજન કરાવવાની વ્યવસ્થા કરી હતી એ ઉપરાંત નિત્ય નિયમિતરીતે પુષ્કળ દાનધર્મ કરવાનો મહારાજે નિયમ રાખ્યો હતો

મહારાજે ઘાસના મેદાનો જોઇને માનદેશ, ભીમપઠી વગેરે સ્થળે ગૌશાળાઓ સ્થાપી હતી ત્યા પુષ્કળ ગાયો રાખવામા આવતી ગાયોનુ રક્ષણ કરવા માટે ગવલી ( રબારી ) અને બીજા નોકરો નિમ્યા હતા એ ગૌશાળાઓમા લશ્કરમા ગાડે જોડવાના બળદો તૈયાર થતા કોઇ ખેડુતને સરકારમાથી બળદ આપવાનુ ઠરતુ તો એજ ગૌશાળાઓમાથી બળદો મંગાવી આપતા ગાયોની પેઠે ભેંસોને માટે પણ સ્થળે સ્થળે મહિષીશાળાઓ સ્થાપવામા આવી હતી ભેંસોના રક્ષણ માટે પણ રબારી અને બીજા નોકરો નિમ્યા હતા તેઓ ગામમા કે પર્વત આગળની ઘાસચારાની જગ્યામા નિવાસ કરતા હતા એ શાળાઓનો હિસાબ વર્ષોવર્ષ તપાસવામા આવતો તેમજ પ્રત્યેક શાળા તરફથી ચોક્કસ પ્રમાણમા ઘી કિંવા માખણ આવવુ જોઇએ તેમજ પ્રત્યેક શાળા તરફથી બ્રાહ્મણભોજન માટે વપરાતું દૂધ ચોક્કસ પ્રમાણમા પૂરૂ પાડવુ જોઇએ, એવી વ્યવસ્થા રાખી હતી એજ પ્રમાણે વીસ પચીસહજાર બકરાઘેટા ભરવાડોને સોંપી તેનુ રક્ષણ કરવામા આવતું હતુ વર્ષોવર્ષ તેમનો હિસાબ તપાસવામા આવતો અને પ્રત્યેક રબારીએ ઘેટાની ચોક્કસ સંખ્યા દશરા વગેરે દિવસે તેમજ સરકારી કાર્યના ઉપયોગ માટે મોકલવાનો નિયમ ઠરાવ્યો હતો

મહારાજે રાજ્યની સર્વ ધન-સંપત્તિનો સુદૃઢ બંદોબસ્ત કરી તેને માટે યોગ્ય નિયમો ઠરાવી દીધા હતા તેઓએ પોતાની દિનચર્યાના પણ નિયમો ઠરાવ્યા હતા તેઓ મોટા પરોઢિયામા જાગૃત થતા પરોઢિયામા નોબત વાગતી અને ગાયકો વીણા, મૃદંગ આદિ મંજુલ વાજિંત્રોસહિત ભગવાનની સ્તુતિ ગાતા એ નાદ સાંભળતાજ ઉઠીને તેઓ થોડો વખત સુધી પ્રાતઃસ્મરણ કરતા ત્યાર પછી શૌચાદિ વિધિ સમાપ્ત કરી ગોદર્શન અને તુલસીદર્શન કરતા ગંગા આદિ પવિત્ર નદીઓના જળસહિત સ્નાન કરીને જપ તથા દેવાર્ચન કરતા ત્યારપછી થોડો વખત પુરાણશ્રવણ કરતા ચાર ઘડી દહાડો ચડે નહિ તે પહેલા મહારાજ એ સર્વ કામથી પરવારી જતા ત્યાર પછી વસ્ત્રાલંકાર ધારણ કરી તિરંબાજી અને નિશાન મારવાનો એક કલાક વ્યાયામ કરી સભામા જતા ત્યા કાર્યભારીઓ પોતપોતાના કામની સુનાવણી કરી મહારાજ પાસેથી હુકમ કિંવા મંજુરી મેળવતા. કોઈ તેમની

મુલાકાત કરવા આવતુ તેનો મુજરો લેતા અને તેના તરફ કૃપાદૃષ્ટિથી જોતા કોઇના સામુ જોઇ માત્ર અવલોકન કરી સ્મિતહાસ્ય કરતા. કોઇ સાથે થોડી વાતચિત કરતા અને કોઇને કાઇ કામ સોપતા એ પ્રમાણે સર્વના અત કરણમા પોતાનો પ્રતાપ પાડતા એ ઉપરથી સર્વને મહારાજની પોતાના ઉપર કૃપા જણાતી સભામા કોઈ ગુણીજન આવતા, તેના ગુણના પ્રમાણમા મહારાજ તેનુ ગૌરવ કરી ઇનામ વગેરે આપી તેને ખુશી કરતા દશ ઘડી દિવસ ચઢે ત્યાસુધી સભામા બેઠા પછી મહારાજ કોઇ સાથે એકાત–મસલત ચલાવવાનુ ઉચિત જણાય તો જૂદે જૂદે સ્થળે બેસી મસલત ચલાવતા બાર ઘડી દિવસ ચઢતાજ મહારાજ બ્રાહ્મણભોજનનો સકલ્પ મૂકી દેવને નૈવેદ્ય કરી પંક્તિભોજન કરનાર મનુષ્યોને સાથે લઇ ભોજન કરવા બેસતા તામ્બૂલસેવન કર્યા પછી મહારાજ પુન મત્રણાસભામા બેસતા અને પત્રો આવ્યા હોય તે ચિટણીસ પાસે વચાવી તેમને પત્રોના જવાબ લખવાની સમજણ આપતા રાજ્યમાથી રવાના કરવાના પત્રોના ખરડા ચિટણીસ વાચી સભળાવતા ત્યાર પછી કોઈ કાર્યની યોજના કરવાની હોય તો તે કરતા અને પાછલે દિવસે થયેલી આવકજાવકનો અને આગલે દિવસે ખર્ચ થવાનો હોય તેનો હિસાબ તપાસતા એટલુ કામ કર્યા પછી મહારાજ અતપુરમા જઇ બે ત્રણ ઘડી સુધી આરામ લેતા ત્યાર પછી તેઓ મુખપ્રક્ષાલન કરી સભામા જતા અને કારખાના તથા મહાલની વ્યવસ્થા કેવે પ્રકારે રાખવામા આવે છે તેની સ્વત તપાસ કરતા અધિકારીઓએ ન્યાય કર્યો હોય તે તપાસતા અને તેને યથોચિત મજુરી આપતા કોઇની અરજ હોય તો મહારાજ સાભળી લેતા ચાર ઘડી દિવસ રહેતા મહારાજની સ્વારી બહાર ફરવા નીકળતી કારખાના, મહાલ વગેરે તેઓ સ્વતં જઇને જોતા અને દેવદર્શન કરતા ત્યાર પછી બાગબગિચા કિંવા આરામવાટિકામા જઈ મગદળ ફેરવવા, જજીર ફેરવવી વગેરે કસરત કરી સાયકાળ થતાજ પુન મહાલયમા પાછા આવી સભામા બેસતા ત્યા લોકોના મુજરા અને મુલાકાત લઈ બે ઘડી રાત વીતતા સુધી જપધ્યાન કરી પુરાણ આદિ શાસ્ત્રનુ શ્રવણ કરતા. ત્યાર પછી ભોજન કરી તામ્બૂલસેવન કર્યા પછી મહારાજ પુન મહાલયના વિશાળ દિવાનખાનામા આવી બે કાર્યભારીસહિત રાજ્યકાર્યભારસબધી એકાત સ્થળે વિચાર ચલાવતા ત્યાર પછી ગુપ્તચરદ્વારા મળેલી બાતમી, ગુપ્ત કાર્યો અને ગુપ્ત પત્રો તપાસી અન્નાદિ પાકસબધી પૂછપરછ કરી અતપુરમાં જતા મહારાજે એ પ્રમાણે પોતાની દિનચર્યાના નિયમો નક્કી કરી જે ઘડીએ જે કામ કરવાનુ ઠરાવ્યુ હોય તેજ ઘડીએ તેઓ તે કાર્ય કરતા જે વખતે જે કાર્ય કરવાનું ઠરાવ્યુ હોય તે તેઓ બીજા વખત ઉપર કદિ પણ મુલ્તવી રાખતા નહિ એ સબધી તેઓ વિશેષ કાળજી રાખતા પોતે પોતાનુ કામ વખતસર કરવાથી નોકરો પણ તેઓનુ કામ વખતસર કરે છે અને તેઓ વખતસર કામ કરે નહિ તો આપણે તેને ઠપકો આપવા શક્તિમાન થઇએ છીએ, એ તત્ત્વ મહારાજ સારી પેઠે જાણતા હતા કામ નિયમિત વખતેજ કરવુ, આજનુ કાલ ઉપર મુલ્તવી રાખવું નહિ અને તેમા યત્કિચિત્ પણ આળસ રાખવુ નહિ; એ તત્ત્વ મહારાજ પોતાના-

જ વર્તનથી પોતાના સેવકોના અંતઃકરણમા ઠસાવવાનો હમેશા યત્ન કરતા હતા.

પોતાના આયુષ્યની એક ક્ષણ પણ વ્યર્થ જાય નહિ એવી મહારાજની હમેશા ઉત્કટ ઇચ્છા હતી પોતાના સેવકોએ પણ પોતપોતાના કામ આળસ વગર અને દક્ષતાપૂર્વક-વખતસર પરિપૂર્ણ કરવા એવી મહારાજની તીવ્ર ઇચ્છા હતી જે મનુષ્ય મહેનતુ અને હુશિયાર તથા પોતાના કામમા દક્ષ જણાતો તેનેજ મહારાજ પસંદ કરતા કોઇ નોકરને ઉચ્ચ પદવી કિંવા માન આપતી વખત મહારાજ તેનામા એજ બન્ને ગુણોની મુખ્ય તપાસ કરતા ગુણની બરોબર પરીક્ષા કર્યા પછી અને હુશિયારી જોયા પછી મહારાજ પોતાના નોકરોને ઉચ્ચ પદવી આપતા. માત્ર કોઇ નોકર સ્નેહીસબંધી હોય, કે કોઇની ભલામણ લાવ્યો હોય કિંવા કોઇ ઉપર મહારાજની વિશેષ મહેરબાની હોય તેને તેઓ કોઇ ઉચ્ચ હોદ્દો આપતા નહોતા પ્રત્યેક નોકરના વાસ્તવિક ગુણ જોયા પછીજ અમલદારોએ તેની ભલામણ કરવાનો રિવાજ હતો તેમ થવાથી ખરા ગુણવાન પુરુષોની કદર થતી અને સર્વ સમક્ષ લાયકાત જણાઈ આવવાથી રાજ્યના નોકરોને ઉત્તેજન મળતુ. આળસુ, ગપાટા હાકનાર, કિંવા માત્ર હાજીહા કરનાર સગાસ્નેહી કે ઇતર કોઈ પણ મનુષ્યને મહારાજ સરકારી નોકરીમા રાખતા નહોતા

મહારાજ સભામા બેઠા હોય તે સમયે કોઇએ હાસ્યવિનોદ વગેરે નિરર્થક વાતો નહિ કરવાનો સખ્ત નિયમ હતો મશ્કરા, વિવિધ પ્રકારના મનુષ્ય કિંવા જાનવરોની બોલીની નકલ કરનારા અને ખુશામદખોર ઉપર મહારાજને સપૂર્ણ તિરસ્કાર હતો બીભત્સ અને અશ્લીલ વાતો તેમને બિલકુલ પસંદ નહોતી, વ્યસની અથવા કુચ્છંદી મનુષ્યોને મહારાજ પોતાની પાસેજ આવવા દેતા નહિ સર્વદા યુદ્ધવાર્તા, અશ્વ, શસ્ત્ર અને પરરાજ્ય પ્રાપ્ત કરવાની ચર્ચામાજ તેમનો કાળ નિર્ગમન થતો હતો આનંદ મેળવવા માટે સમય પ્રાપ્ત થતા તેઓ ક્વચિત્ બેચાર નિર્વ્યસની અને નિષ્કપટી કૃપાપાત્ર મનુષ્યો સાથે એકાતમા બેસી હાસ્યવિનોદ કરવો અથવા ભૂષણકવિ જેવા કવિના કાવ્યરત્નોનુ શ્રવણ કરી મનને રીઝવવુ; એવો તેમનો નિયમ હતો ઉત્તમ ગાયક અથવા વિદ્વાન પુરુષ આવે તો તેનુ ગાયન કિંવા વાક્ચાતુર્ય શ્રવણ કરી તેને યથોચિત ઇનામ આપી વિદાયગીરી આપતા. નૃત્ય, ગાયન આદિ કળાઓ ઉપર મહારાજને કંટાળો કે તિરસ્કાર ઉત્પન્ન થતો નહોતો તેનુ શ્રવણ અવલોકન વગેરે કરી મહારાજ ક્વચિત્ પોતાનુ મન રંજન કરતા, પરંતુ તેઓ તેમા અતિ આસક્ત થઇ જતા નહોતા તેમને શિકાર કરવાની વિશેષ લત નહોતી, પરંતુ મૃગયા રમવામા હિંસક પશુનો સંહાર કરવાના મુખ્ય ઉદ્દેશને, ક્ષાત્રધર્મને અનુસરતો જાણી ફુરસદ મળતા મહારાજ એક બે મહિને શિકાર કરવા જતા તે સમયે તેઓ હરિણ આદિ ગરીબ પશુનો સહસાવધ કરતા નહિ શ્રાદ્ધ આદિ વિધિમા જરૂર પડતા ક્વચિત્ પ્રસંગેજ મહારાજ એવા પશુનો શિકાર કરતા હતા

રાજ્યના નોકરોએ એકબીજા સાથે સલાહસંપથી વર્તવુ જોઇએ, કોઇએ કોઇપર ક્રોધ-દ્વેષ કરવો નહિ એવી મહારાજની સખ્ત આજ્ઞા હતી. પ્રત્યેક નોકરે પોતાનુ

કામ કરવુ, બીજાના કાર્યમા હસ્તક્ષેપ કરવો નહિ અને કોઇ પણ કામમા આગ્રહ કરી એકબીજા સાથે સ્પર્ધા કિવા દ્વેષ કરવો નહિ એવો તેમણે નિયમ ઠરાવ્યો હતો એક નોકર બીજા નોકરની બદનક્ષી કરવા જતો તે વખત મહારાજ તેની વાત સાભળતાજ નહિ, એક અધિકારીએ બીજા અધિકારીનો દ્વેષ કર્યાથી પરસ્પર વચ્ચે વૈરભાવ ઉત્પન્ન થતા મહારાજ તેમના મધ્યસ્થ થઈ તેઓનુ વૈમનસ્ય દૂર કરતા તેમ છતા તે બન્ને અધિકારીઓ વચ્ચેનો વૈરાગ્નિ શાત ન થાય તો તેઓ જો એકજ જાતિના અધિકારીઓ હોય તો, મહારાજ તેમના પુત્રપુત્રીનો લગ્ન-સબધ જોડી આપી બન્ને વચ્ચે હમેશની મિત્રતા બાધી આપતા નાના હોદ્દેદારે મોટા હોદ્દેદારનુ એકાએક અપમાન કરવુ નહિ, મહારાજની હુઝુરમા રહેતા મનુષ્યો ઉપર મહારાજની ગમે તેટલી કૃપાદૃષ્ટિ હોય તેમ છતા કૃપાના બળવડે તેમણે ઉચ્ચ હોદ્દેદારોનુ માનખડન કિવા અપમાન કરવુ નહિ, તેમણે રાજ્યકાર્યભારસબધી કઇ પણ બોલવુ નહિ, તેમણે મહારાજ પાસે એકાત જઇ પોતાના સબધી અથવા પોતાના ઇષ્ટ મિત્રોસબધી કઇ પણ વાતચિત કરવી નહિ, જે કઇ નિવેદન કરવુ હોય તે યોગ્ય અધિકારીદ્વારા કહેવુ, શિવાજીમહારાજના અતિ નિકટના સગાસબધીજનોએ અથવા કૃપાપાત્ર સરદારોએ પણ મહારાજને કઈ વિનતિ કરવી હોય તો યોગ્ય અધિકારીદ્વારા નિવેદન કરવુ, એવો સખ્ત નિયમ હોવા છતા કોઇ મનુષ્ય મહારાજને પ્રત્યક્ષ જઇ વિનતિ કરતો તે સમયે તેઓ અમુક કાર્યભારીને ઉત્તર આપવાનુ કહી તેને રજા આપતા કોઇ અધિકારીવિરુદ્ધ કોઈ મનુષ્ય ફરિયાદ કરવા જતુ તો મહારાજ તે તરફ વિશેષ લક્ષ આપતા નહિ કોઈ અધિકારીનો અપરાધ થયાનુ લક્ષમા આવતા મહારાજ તેસબધી સપૂર્ણ તપાસ કરી ખાત્રી કર્યા સિવાય તેને ઠપકો કિવા શિક્ષા કરતા નહોતા રાજા કાચા કાનનો કિવા ચલિત બુદ્ધિનો હોય છે તેથી ઇર્ષ્યાખોર કિવા પ્રપચી મનુષ્યો તેની કાનભભેરણી કરી અધિકારીપ્રત્યે રાજાનુ મન કલુષિત કરવા ચૂકતા નથી એમ થવાથી પ્રમાણિક સેવકની વર્તણુકસબધી સદેહ ઉત્પન્ન થઈ રાજા સેવકને અન્યાય-પૂર્વક નુકશાન કરે છે મહારાજ એ સર્વ નીતિ સારી પેઠે જાણતા હતા પ્રપચી અને ઈર્ષ્યાખોર મનુષ્યોના પગલા તેઓ તરત ઓળખી જતા સેવકજનો મહારાજની વૃત્તિ સારી પેઠે જાણતા હોવાથી, પોતાને હાથે અપરાધ થયા સિવાય કિવા પોતા-ના કાર્યમા ભૂલ થયા સિવાય મહારાજની પોતાપર ઇતરાજી થશે નહિ એવી તેમને સપૂર્ણ ખાત્રી હતી

મહારાજે દરબાર ભરવાસબધી અને સ્વારી કાઢવા સબધી કેવા નિયમો રચ્યા હતા, તેનુ દિગ્દર્શન કરવુ ઉચિત છે પ્રથમ દરબાર ભરવાની યોજના લખ-વામા આવે છે દરબારસ્થળના મધ્ય ભાગમા સિહાસન ગોઠવ્યુ હતુ તે ઉપર છત્રપતિ શિવાજીમહારાજ બિરાજતા હતા સિહાસન પાછળ હજુરીઆ મોરપિછ, ચામર, પખા, પાનદાન વગેરે લઈ ઉભા રહેતા સિહાસનની બન્ને બાજુએ દશ બાર આપ્ત અને વિશ્વાસુ માનકરી ઉભા રહેતા સિહાસનની જમણી બાજુએ આદીતકીયાપર મુખ્ય પ્રધાન, પતઅમાત્ય, પતસચિવ, મત્રી, ચિટણીસ, પર-

રાજ્યના વકીલ, મામલતદાર અને કિલ્લેદાર અનુક્રમે પોતાની યોગ્યતા પ્રમાણે બેસતા હતા પ્રધાનના, સરદારના અને બીજા અધિકારીઓના મદદનીશ તથા કારકુનો પોતપોતાના ઉપરિઅધિકારીઓની પાછળ બેસતા તેમની પાછળ બન્ને બાજુએ કારખાનાના અને મહાલના દરોગા બેસતા તથા હવાલદાર, નાયક વગેરે ઉભા રહેતા અગ્રભાગ ઉપર બે ચોપદાર ઉભા રહેતા સભાસદોને મુજરો કરાવવો, તેમને યોગ્યતા પ્રમાણે બેસાડવા અને કોઈ પરકીય મનુષ્ય આવતા તેની મહારાજને વર્ધી આપવાનુ કાર્ય ચોપદારો બજાવતા ચોપદારો દરબારની દેવડીની ચોકી કરતા કોઇ મનુષ્યને દરબારમા બોલાવવાની જરૂર પડતા, દેવડીપરના ચોપદાર પોતાના તાબાના સિપાઇને કિવા ઘોડેસ્વારને રવાના કરતા

સ્વારી માટે કેવા નિયમો રાખ્યા હતા તે જોઇએ મહારાજની સ્વારી નીકળતી તે વખતે પ્રથમજ એક જરીના નિશાનવાળો અને એક ભગવા નિશાનવાળો એવા બે હાથી ચાલતા તેની પાછળ મુખ્ય પ્રધાન અને સેનાપતિનો એક જરીકસબના નિશાનવાળો અને એક ભગવા નિશાનવાળો એવા બે હાથી ચાલતા. તેની પાછળ લશ્કરના સર્વ નિશાનો અને તેની સાથેજ પાયગાના અને શિલેદારના સરદારો પોતાના થોડાક સૈનિકસહિત, ટુકડીઓને મોખરે ચાલતા હતા તેની પાછળ તોપખાનુ અને દારૂગોળાના છકડા ગાડા ચાલતા તેની પાછળ શૂરવીર સરદારો હાથી ઉપર અને ઘોડેસ્વાર થઇ ચાલતા, તેની પાછળ પાયદળ લશ્કરના ઉઘાડી તલવાર, સાગ, બરછી, ધનુષ્યબાણ,, બદુક અને ભાલા ધારણ કરનાર સિપાઇઓ હારબધ ચાલતા તેની પાછળ નગારા, ઢોલ રણશિગા, તુરાઇ, ભેરી વગેરે રણવાદ્ય ચાલતા તેની પાછળ કોટવાળનો હાથી અને તેની પાછળ ઉટ ઉપર ભાલા ધારણ કરેલા સિપાઇઓ ચાલતા હતા તેની પાછળ હુઝુરપાયગાના ઘોડેસ્વાર અને કોટવાળઘોડેસ્વાર ચાલતા હતા તેમની પાછળ શરણાઇ અને રણઢોલ જેવા મગલવાદ્યો અને ઘોડા ઉપર નગારા વાગતા હતા તેમની પાછળ ભાટ અને બદીજનો ચાલતા તેમની પાછળ જૂદી જૂદી જાતના નિશાન, જજીર અને ભાલા ધારણ કરનાર બાણદાર, ચોપદાર તથા લાકી ધારણ કરનાર મનુષ્યો અને તેની પાછળ કસરતબાજ મલ્લ ચાલતા હતા એટલા મનુષ્યો સ્વારીની આગળ ચાલતા હતાં તેમની પાછળ શિવાજીમહારાજ હાથીપર સુદર અબાડીમા બિરાજતા એ હાથીની પાછળ અતપુરની સ્ત્રીઓ મ્યાનામા બિરાજતી તેમની પાછળ અષ્ટપ્રધાન, જે ક્રમ પ્રમાણે દરબારમા બિરાજતા તેજ પ્રમાણે હાથીપર બેસી ચાલતા તેમની પાછળ ચિટણીસ, કોટણીસ, માનકરી અને અન્ય સરદારો ઘોડેસ્વાર થઇ ચાલતા એ સર્વની પાછળ દરબારી નોબત અને તેની સાથે સરલશ્કર અને અન્ય સરદારો ચાલતા

મહારાજ ગુણીજનોની સલાહ લેવામા અને તેમનો સગ્રહ કરવામા તત્પર રહેતા તે સબધી ઇતિહાસપ્રસિદ્ધ એક ઉદાહરણ બખરોમાથી મળી આવે છે તે સબધી અત્રે ઉલ્લેખ કરી આ લબાણ પ્રકરણની સમાપ્તિ કરવામા આવશે.

દિલ્હીના બાદશાહી દરબારમા ચિંતામણિ નામક કવિ હતો [1] તે પોતાના કાવ્યો સભળાવી બાદશાહનુ મન રજન કરતો હતો એ કવિનો ભૂષણ નામક એક બધુ હતો તે પણ વિદ્વાન કવિ હતો, છતા તેને કઇ પ્રાપ્ત થતી નહોતી કવિ પોતાના બધુના આશ્રયવડે જીવનનિર્વાહ કરતો હતો તેને ઘરમાજ બેસી રહેવાનુ કોઇએ મેણુ માર્યાથી ઘણો ગુસ્સો ચઢયો, તેથી યવનનુ અન્ન ભક્ષણ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી તેઓ દિલ્હી બહાર નીકળ્યા અને ફરતા ફરતા કમાઉ પહાડના એક રાજા પાસે જઇ પહોચ્યા [2] રાજાએ તેમને પોતાની પાસે રાખી લીધા ત્યા કેટલાક વર્ષ રહ્યા પછી કવિને સ્વદેશ જવાની ઇચ્છા થઇ રાજાએ તેમને સ્વદેશ જવાની રજા આપતા એક લાખ રૂપિયા બક્ષિસ આપ્યા રજા આપતી વખતે રાજાએ કવિને કહ્યુ કે—'મારા જેવો અન્નદાતા તમને પૃથ્વી ઉપર મળવો દુર્લભ છે'' રાજાના અહકારભરેલા શબ્દો સ્વાભિમાની કવિને રુચ્યા નહિ કવિએ તત્ક્ષણ રાજાને ઉત્તર આપ્યો કે—'આપના જેવા તો શુ પણ આપનાથી અધિક ઉદાર દાતા રાજા પૃથ્વી ઉપર હજારો પડ્યા હશે, પરતુ આપના અહકારી શબ્દો સાભળી લાખ રૂપિયાને ઠોકર મારનાર મારા જેવા યાચકો નહિ હશે' એટલુ કહી નિસ્પૃહ કવિ રાજાના લાખ રૂપિયાને સ્પર્શ નહિ કરતા ત્યાથી ચાલ્યા ગયા કવિ પુન ફરતા ફરતા શિવાજીમહારાજની કીર્તિ સાભળી દક્ષિણમા આવી પહોચ્યા મહારાજના દર્શન કરી કવિએ કહ્યુ કે—'જે રાજા યવનોનો દુશ્મન હોય તેમના આશ્રયમા રહેવાની મારી ઇચ્છા છે' એ સાભળી શિવાજીમહારાજે કવિને સારૂ વર્ષાસન નિમી આપી પોતાની પાસે રાખી લીધા કવિ જૂદા જૂદા વિષયો ઉપર વ્રજભાષામા હૃદયસ્પર્શી, મધુર કવિતાઓ બનાવી વખતોવખત મહારાજનુ મનરજન કરતા તેમણે કાવ્યમા શિવાજીમહારાજના પ્રતાપનુ વર્ણન કર્યુ છે અને તે ગ્રથનુ નામ 'શિવરાજભૂષણ' પાડ્યુ છે [3] તેમા રસાત્મક કાવ્યરચના જોઈ મહારાજ ઘણાજ ખુશી થયા હતા કવિ મહારાજ પાસે ઘણા વર્ષ રહ્યા પછી સ્વદેશ જવા તૈયાર થયા તે સમયે મહારાજે તેમને પુષ્કળ દ્રવ્ય અર્પણ કરી સન્માન કર્યુ હતુ અને તેમને પાછા આવવા માટે આગ્રહ કર્યાથી પાછા આવવાનુ કબૂલ કર્યુ હતુ

ભૂષણ કવિ શિવાજીમહારાજ પાસેથી પુષ્કળ દ્રવ્ય અને સન્માન મેળવી દિલ્હી

૧ એ કવિ નાગપુરના રાજા મકરદશાહ ભોસલેના દરબારમા પ્રથમ ઘણા વર્ષપર્યંત હતો એમ કહેવાય છે

૨ એ કવિ પ્રથમ પન્નાના રાજા છત્રસાલના દરબારમા છ માસપર્યંત હતો, અને ત્યાથી ઈ૦ સ૦ ૧૬૬૪ મા મહારાજના આશ્રયમા આવ્યો એવુ 'કાવ્યેતિહાસસગ્રહ' નામક મરાઠી માસિક પુસ્તકમા લખ્યુ છે

૩ એ કાવ્ય "કાવ્યેતિહાસસગ્રહ" નામક મરાઠી ભાષામા પ્રકટ થતા માસિક પત્રમા પ્રકટ થયુ છે રાજ્યાભિષેક પછી એક વર્ષે કાવ્યગ્રથ રચાયો હતો કવિએ કાવ્યમા અલકારોનું વર્ણન કર્યું છે, અને ઉદાહરણ માટે જે પદ્યો રચ્યા છે તેમા તેણે શિવાજીમહારાજનુ વર્ણન કર્યું છે.

આવ્યાના સમાચાર સાભળી, ઔરગઝેબ બાદશાહે તેમને પોતાની મુલાકાતે બોલાવવાની ઇચ્છા ચિતામણિ કવિને જણાવી બાદશાહની ઇચ્છા કવિએ પોતાના બધુ ભૂષણ કવિને નિવેદન કરી ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે –" બાદશાહ મારા સ્વામી શિવાજીમહારાજના શત્રુ છે, મારે શામાટે તેમના દર્શન કરવા જવુ ? કારણ કે મારા મુખમાથી શિવાજીમહારાજના પ્રતાપ સિવાય અન્ય કાવ્યો ગવાશે નહિ અને તેમ થવાથી બાદશાહને માત્ર ક્રોધ ઉત્પન્ન થશે " ચિતામણિ કવિએ પોતાના બધુને અત્યાગ્રહ કર્યાથી તેઓ બાદશાહના દરબારમા જવા કબૂલ થયા, પરતુ કવિએ શરત કરી કે –' મને દરબારમા કવિતા ગાવાનુ કહેવામા આવશે તો હુ ફક્ત શિવાજીમહારાજના પ્રતાપનુજ વર્ણન ગાઇશ એ શરત બાદશાહને કબૂલ હોય તો હુ દરબારમા આવીશ ' ચિતામણિ કવિએ બાદશાહને પોતાના બધુની શરત નિવેદન કરતા તેમણે તે શરત કબૂલ કરી ભૂષણ કવિ દરબારમા ગયા બાદશાહે તેમને કઇ વર્ણન કરવાનુ કહ્યુ કવિએ કહ્યુ કે — "આપ નામદાર હાથ ધોઇ સ્વચ્છ કરો, કારણ કે મારો બધુ શૃગારરસપૂર્ણ કવિતા કરી આપનુ મન રીઝવે છે તે સમયે આપ વારવાર દાઢી ઉપર હાથ ફેરવો છો; પણ હુ વીરરસપૂર્ણ કવિતા કહીશ તે સમયે આપ વારવાર મૂછ ઉપર હાથ ફેરવશો " એ સાભળી બાદશાહે કહ્યુ –' તમારૂ કાવ્ય સાભળી મારો હાથ મૂછ ઉપર જશે નહિ તો તમારો શિરચ્છેદ કરાવીશ ' એમ કહી કવિરાજને કાવ્ય સભળાવવાની આજ્ઞા ફરમાવી કવિએ શિવાજીમહારાજના પ્રબળ પ્રતાપનુ વર્ણન કરવા માડયુ કાવ્યો સાભળી બાદશાહે કવિને કહ્યુ કે –' હુ સાર્વભૌમ બાદશાહ છુ. બીજા રાજા અમને ખડણી આપે છે તે સબધી વર્ણન કરો ' કવિએ કાવ્યમા સર્વ રાજાને વૃક્ષની અને ઔરગઝેબ બાદશાહને ભ્રમરની ઉપમા આપી અને બાદશાહ સર્વ વૃક્ષોના પુષ્પોમાથી મધુસેવન કરે છે એવુ વર્ણન કર્યુ એ વર્ણનમા તેમણે શિવાજીમહારાજને ચપકવૃક્ષની ઉપમા આપી એનુ કારણ સ્પષ્ટજ છે કે –'જેમ ભ્રમર ચપકપુષ્પને સ્પર્શ કરતો નથી તેમ પ્રબળ પ્રતાપી ઔરગઝેબ બાદશાહ માત્ર શિવાજીમહારાજનો પરાજય કરી શકતા નથી ' એવો ભાવ વ્યક્ત કર્યો હતો ત્યારપછી બાદશાહે કહ્યુ કે, મને હાથ ધોઈ સ્વચ્છ કરવાનુ કહ્યુ છે તેનુ કેમ ? તે સમયે કવિએ બીજા છ કાવ્યો સભળાવ્યા તેમા કેટલુક એવુ ઉત્કૃષ્ટ વર્ણન હતુ કે છઠ્ઠુ કાવ્ય ગવાતા કવિના હોકારાની સાથેજ બાદશાહને સપૂર્ણ આવેશ ચઢયો અને અકસ્માત્ મૂછે તાલ દીધો એટલે કવિએ પોતાનુ કવન બધ કર્યુ કવિનુ ચાતુર્ય અને કાવ્યશક્તિ જોઇ બાદશાહ અતિશય ખુશી થયા અને તેમનું યથોચિત સન્માન કરી સારી બક્ષિસ આપી બાદશાહના દરબારમા શિવાજીમહારાજનો વકીલ રહેતો હતો તેણે સર્વ હકીકત મહારાજને લખી મોકલી. એ વાચી મહારાજને પરમ સતોષ થયો અને કવિને સત્વર મોકલી દેવા વકીલને પત્ર લખ્યો પત્ર મળતાજ ભૂષણ કવિ પુન શિવાજીમહારાજ પાસે જઇ રહ્યા હતા. એવુ કહેવામા આવે છે



# प्रकरण २५ मुं–मोगल अने विजापुरसरकार साथे पुनः कलह



મોગલબાદશાહના સુબેદાર ખાનજહાન સાથે શિવાજીમહારાજે સલાહ કરી તેની મારફતેજ ઔરંગઝેબ બાદશાહને એક અરજી મોકલી શિવાજીમહારાજે તેમને ઘીના કુપ્પામા હાથ મૂકાવવાનો પ્રયત્ન કર્યો હતો અને મોગલસૈન્ય તેમના વિરુદ્ધ કઇ પ્રવૃત્તિ કરે નહિ એવી ગોઠવણ કરી હતી, એ સબધી પાછળ લખવામા આવ્યુ છે, પરતુ એ સલાહ ઘણા દિવસ ટકી નહિ મહારાજે મોટા ઠાઠમાઠથી પોતાનો અભિષેક કરી ચિરવાઞ્છિત હિંદુ બાદશાહીની પુન સ્થાપના કર્યાના સમાચાર સાભળતાજ બાદશાહને મહારાજ ઉપર અતિશય ક્રોધ ચઢયો પોતાનો દક્ષિણનો સુબો મહારાજ સાથે મળી ગયાનો બાદશાહને વહેમ આવ્યો અને તે શાત બેસી રહ્યો હોવાથી તેને તેમણે સખ્ત ઠપકો આપ્યો આ વખતે ખાન પેડગામમા પોતાની છાવણીમા મોજ કરતો હતો રાજ્યાભિષેક પૂરો થતાજ બીજા માસમા તેની છાવણી લૂટવાનો મહારાજે નિર્ણય કર્યો અને બે હજાર ઘોડેસ્વારો મોકલીને તે તરફના મોગલોના પ્રાત લૂટવાની યોજના કરી, એટલે ખાન એ લોકોને હાકી કાઢવાને માટે પોતાનુ સૈન્ય લઇને ગયો મહારાજની ઘોડેસ્વારસેના ખાનને છેતરીને ઘણેજ દૂર લઇ ગઇ એટલે મહારાજે સાતહજારનુ સૈન્ય લઇ ખાનની છાવણીપર અકસ્માત્ હલ્લો કરી તેના લોકોનો પરાજય કર્યો અને છાવણી યથેષ્ટ લૂટી આ લૂટમા તેમને એક કરોડ રૂપિયા અને બીજી અનેક વસ્તુઓ પ્રાપ્ત થઇ બાદશાહને ભેટ કરવાને માટે ખાને ઉચી જાતના બસો ઘોડા એકઠા કર્યા હતા, તે ઘોડા પણ મહારાજને હાથ આવ્યા. મોગલસેનાના તબુઓને બાળી નાખવામા આવ્યા એ પરથી દિલેરખાને સૈન્ય સહિત મહારાજના પ્રાતમા પ્રવેશ કરી તેમની સાથે યુદ્ધ શરૂ કર્યું મહારાજે તેનાપર મોરોપતને ચઢાઇ લઇ મોકલ્યો તેમણે ખાન સાથે સામે મોઢે યુદ્ધ કરવાનુ સાહસ નહિ કરતા મોગલોના પ્રાતમા પ્રવેશ કરી તેમના થાણા સર કરવા માડ્યા. મોગલોએ જીતી લીધેલા ઔધ અને પટ્ટાના થાણા પતે પુન તાબે કરી લીધા. એ સમયે પતે શિવનેરીનો કિલ્લો પાછો મેળવવા ઘણા પ્રયત્ન કર્યા પણ તેમા ફાવ્યો નહિ મોરોપત એ સ્થળે ગુથાયો હતો, તે સમયે હબીરરાવ સેનાપતિ

સુરત નજીકના કિનારા ઉપર થઇને ઉપલા પ્રદેશ તરફ ગયો તેણે પોતાના લશ્કરની અનેક ટુકડીઓ બનાવી ચારે દિશામા મોકલી દીધી તેઓએ તે તરફના મોગલો-ના તાબાના પ્રાત લૂટી પાયમાલ કરી નાખ્યા મરાઠા લશ્કરની એક ટુકડીએ નર્મદા નદી ઓળગી ભરૂચ પ્રાતમા પ્રવેશ કર્યો અને તેઓએ એ પ્રાતની પ્રજા ઉપર જબરદસ્ત ખ ડણી બેસાડી મરાઠા લશ્કરે એવુ તોફાન મચાવ્યાથી દિલેર-ખાને પોતાની સુબેદારી નીચેના પ્રદેશનો મજબૂત બદોબસ્ત રાખવા માટે મહા-રાજના પ્રદેશમાથી પોતાનુ લશ્કર પાછુ બોલાવી લીધુ

દિલેરખાન પાછો ફર્યાથી મોરોપત તે દશહજાર સૈનિકસહિત કલ્યાણ નજીક છાવણી નાખી અને વસઇના ફિરગીઓ પાસે પોતાનો વકીલ મોકલી તેમના તાબાના સઘળા પ્રાતની ઉપજનો ચોથો હીસ્સો માગ્યો મહારાજે ફિરગીઓ પાસે અગાઉ ચોથા ભાગની માગણી કરી હોય એમ જણાય છે ફિરગીઓએ અગાઉ તહનામુ કરી મહારાજને પ્રતિવર્ષે તોપ, દારૂગોળા વગેરે પૂરૂ પાડવાનુ કબૂલ કર્યુ હતુ અને શરત પ્રમાણે તેઓ વર્તતા પણ હતા સાપ્રત સમયે તેમના પ્રાતમાથી ચોથ-ભાગનો હક્ક માગવાનુ કારણ એ હતુ કે, પોતાના પ્રાતના ઘણા હિદુ કુટુબોપર ખ્રિસ્તીધર્મ સ્વીકારવા માટે તેમણે જુલમ ગુજારવા માડયો હતો અને જેઓ તે ધર્મ સ્વીકારવા તૈયાર થયા નહોતા તેમને તેઓ ભયકર રીતે સતાવતા હતા ફિરગીઓના એ જુલમની વાત સાભળતા મહારાજના અ ત કરણમા અત્ય ત દુ ખ થવાથી તેમના પ્રાત ઉપર ચોથ-ભાગની ખ ડણી નાખવાનો તેમણે સ કલ્પ કર્યો હતો મોરોપ તે મોકલેલા વકીલને ફિરગીઓએ ઘણુ કરીને ના પાડી નહોતી; કારણ કે તેઓએ મોરોપત સાથે યુદ્ધ કર્યાનુ કોઇ પણ સ્થળે જણાતુ નથી ફીરગી-ઓએ કોઇ પણ રીતે મોરોપત સાથે નિકાલ કરી તેમના સપાટામાથી મુક્ત થવા-ની વ્યવસ્થા કરેલી હોવી જોઇએ મરાઠા સાથે યુદ્ધ કરવાનુ તેમનામા બિલકુલ સામર્થ્ય નહોતુ મોરોપ તે પણ તેમના પ્રાતમા ઉપદ્રવ કર્યો હોય એમ જણાતુ નથી.

સાષ્ટી બેટ આગળ મોરોપતની છાવણી પડી હતી તે ત્યા ઘણા દિવસ સુધી રહ્યો હતો, તેથી સીદીને તેની ઘણી બીક લાગી વળી મહારાજના ઘણા સૈનિકો કિનારા ઉપરથી નીચે ઉતરવાના તેને સમાચાર મળ્યા હતા એ સમયે સીદીના વહાણો મુબઈ બ દર નજીક હતા મરાઠાઓ તે વહાણને આગ લગાડતા પાછા હઠશે નહિ, એવી સીદીને બીક લાગે એ પણ સ્વાભાવિક હતુ, તેથી સીદીએ પોતાના વહાણો ત્યાથી સત્વર વેગળા ખસેડી લીધા મોરોપત સૈન્યસહિત કિનારે ઉતરી કલ્યાણ આગળ છાવણી નાખી પડ્યાના સમાચાર સુરત પહોચતાજ ત્યાની પ્રજા ગભરાઈ ગઇ સેનાપતિ હબીરરાવે ભરૂચ સુધી જઇ પહોચી તે તરફના પ્રદેશમા તોફાન મચાવ્યુ હતુ, તેથી પોતાના શહેર ઉપર એ દિશામાથી હુમલો આવતા પ્રજાની દુર્દશા થવાની પ્રજાજનોને ચિ તા થાય એ સ્વાભાવિક હતુ

બે પ્રધાન બે પ્રાતોમા લૂટફાટ કરતા હતા તે સમયે શિવાજીમહારાજ સ્વસ્થ બેઠા નહોતા કિનારા ઉપરથી ઉતરતુ સર્વ લશ્કર મોરોપતની છાવણીમા એકઠુ થતુ હતુ એ પ્રચ ડ લશ્કર એકજ સ્થળે ભેગુ થવાનું કારણ ઘણા દિવસ સુધી

કોઈની કલ્પનામા આવ્યુ નહિ મોરોપત પાસે પચીશહજાર સૈનિક એકઠા થયા પછી તેમની છાવણીનો બદોબસ્ત તપાસવાને બહાને શિવાજીમહારાજ રાયગઢથી નીકળી કોકણમા આવ્યા એટલી બધી ઉતાવળથી જવાનો મહારાજનો હેતુ કોઇ જાણી શકયુ નહિ એ સમયે જુન્નરમા મોગલોનુ મોટુ થાણુ હોવાથી ત્યા મોગલોના આશરે ચાળીસહજાર સિપાઇઓ એકઠા થયા હતા તેઓ મહારાજના પ્રાતમા પ્રવેશી યુદ્ધ કરવાની તૈયારીમા હતા મહારાજે એ સમાચાર જાણ્યા હતા તેથી તેમણે શત્રુને જાણવા નહિ દેતા વિશાળ લશ્કર ભેગુ કર્યુ હતુ મહારાજ સ્વત પ્રચડ સૈન્ય લઇને વેગપૂર્વક જુન્નર તરફ ગયા અને મોગલોના મોટા લશ્કર ઉપર અકસ્માત્ હુમલો કર્યો ઉભય પક્ષ વચ્ચે ઘનઘોર યુદ્ધ જામ્યુ તેમા મોગલ લશ્કરનો પરાજય થયો અને તેઓ આસપાસ નાસી છૂટયા એ યુદ્ધમા મહારાજ કરતા મોગલોને દશગણુ નુકશાન થયુ શત્રુનુ સૈન્ય ચારે દિશામા નાસતુ હતુ મહારાજના લશ્કરની ટુકડીઓએ તેમની પૂઠ પકડી તેમા શત્રુના ઘણા ઘોડા અને પુષ્કળ યુદ્ધોપયોગી સામાન મહારાજને પ્રાપ્ત થયો શત્રુના નાસી જતા સૈન્યની પૂઠે પડેલા મહારાજના સૈન્યે તેમને ઘણે વેગળે સુધી નસાડી મૂકયા માર્ગમા આવતા મોગલોના પ્રદેશ તેમણે લૂટી ઉજ્જડ કર્યા મરાઠા લશ્કરની એક ટુકડીએ તો શત્રુના સૈન્યને બ્રહ્મપુરીપર્યંત નસાડી મૂકયુ અને ત્યાના સર્વ બજારો લૂટી પુષ્કળ માલ લઇ આવ્યા એજ પ્રમાણે સુરત શહેરમા માલ જવાના માર્ગમા મહારાજના સૈનિકો ઉભા રહ્યા અને હાથમા આવ્યો તેટલો માલ તેઓ લૂટી લાવ્યા

મહારાજે જુન્નરનુ થાણુ કબજે લેવાનો નિશ્ચય કરી તે કિલ્લાને ઘેરો નાખ્યો અને તે પર તોપોનો મારો ચલાવ્યો તેમ છતા કિલ્લો કેમે કર્યો તેમના તાબામા આવ્યો નહિ મહારાજના બે શૂરવીર પુરષોએ કિલ્લાપર ચઢી તેના દરવાજા ઉઘાડવાનો યત્ન કર્યો, પરતુ કિલ્લાપરના સિપાઇઓએ તેમને ઉપર ચઢતા જોઈ તેમના તરફ મોટી શિલાઓ ફેકયાથી તેઓનો નાશ થયો મોટી શિલાઓ નીચે ફેકી મરાઠા લશ્કરનો નાશ કરવાની યુક્તિમા ફાવવાથી તેઓએ કિલ્લા ઉપરથી મોટી મોટી શિલાઓ ફેકી મરાઠા લશ્કરનો નાશ કરવા માડયો પોતાનો નાશ થતો જોઇ મરાઠા લશ્કરને હિમત રહી નહિ, તેથી તેઓ નાસવા લાગ્યા મરાઠા લશ્કરને નાસતુ જોઈ મોગલ લશ્કર તેમની પૂઠે પડયુ, પરતુ તેમ થવાથી મોગલ લશ્કરનો ઉલટો કચ્ચરઘાણ નીકળી ગયો, કારણ કે શત્રુઓની આગળ નાસવાની મરાઠા લશ્કરની યોજના ઘણી વિલક્ષણ હતી તેઓ નાસીને ઘણે વેગળે જતા પણ પુન: એકત્ર થઇ શત્રુ સામા ધસી જતા શત્રુઓ એ સમયે પણ પ્રબળ હોય અને પુન: પણ પોતાનો પરાજય થાય, તો મરાઠાઓ નાસી જતા અને વળી પાછા એકત્ર થઈ શત્રુઓ ઉપર તૂટી પડતા મરાઠા લશ્કરની એવી યુક્તિને લીધે તેની પૂઠે પડી પરાજય પમાડવાની ઇચ્છા રાખનાર લશ્કરનોજ ઉલટો પરાજય થતો એજ યુક્તિથી આ સમયે મોગલોના પુષ્કળ લશ્કરનો નાશ થયો, પરતુ જુન્નરને પુન ઘેરો નાખવામા લાભ નહિ જણાયાથી મહારાજ પોતાના લશ્કરસહિત રાયગઢ ગયા.

ફોંડના સુબેદારે મહારાજને જુન્નર તરફ ગુંથાયલા જાણી તેમની સાથે કરેલા તહનામાનો ભગ કરી, પુન વિજાપુરસરકારની તાબેદારી સ્વીકારી હતી અને મહારાજના તટપ્રદેશના થાણામા ત્રાસ વર્તાવવા માડયો હતો રાયગઢપર જતાજ મહારાજને એ સમાચાર મળ્યાથી તેમણે તેનો પરાજય કરવાનો નિશ્ચય કર્યો અને કિલ્લાપર સ્વારી કરવા વિશાળ સૈન્ય તૈયાર કર્યું સ્વારીમા મહારાજ પોતે પણ ગયા હતા આ સ્વારીમા પદર હજાર ઘોડેસ્વારો, ચૌદ હજાર પાયદળ અને બીજા દશહજાર માણસો હતા ગજાપુરમા ત્રણ દિવસ કામ કરીને ચાળીસ વહાણો તૈયાર કરાવ્યા અને તેમને બેગલુરના બદરમા જઇને રહેવાનુ કહ્યુ તેમજ પોતે ત્યાથી કુડાળા તરફ જઇ, ફોંડ પહોચ્યા અને કિલ્લાને મજબૂત રીતે ઘેરો નાખ્યો કિલ્લો અતિશય મજબૂત હતો અને અદરના સૈનિકો ઘણી હિમતથી લડયા કિલ્લો કેમે કર્યો તાબામા આવતો નહોતો, એટલે મહારાજે કિલ્લા તરફ જતી અન્નસામગ્રી અટકાવીને અદરના માણસોને ભૂખે મારી કિલ્લો તાબે કરવાનો ઇરાદો કર્યો કિલ્લાના સુબેદાર મહમદખાન પાસે માત્ર ચાર મહિના ચાલે એટલીજ સામગ્રી હતી વિજાપુરસરકાર તરફથી મદદ મળવાની તેને મુદ્દલે આશા ન હતી પોર્ટુગીઝ લોકો તરફથી પણ મદદ મળે એમ હતુ નહિ, કારણ કે મહારાજ સાથે ઉઘાડે વિરોધ કરીને પોતાના ગોવા પ્રાતનુ રક્ષણ કરવાની તેમનામા તાકાત હતી નહિ ત્યાનો સુબેદાર રૂસ્તમજમાન પણ દ્રવ્ય અને માણસની તગીને લીધે કઇ મદદ કરી શકે એમ હતુ નહિ મિરજમા આ વખતે બહિલોલખાન પોતાના પદરહજાર સૈનિકો લઇ પડેલો હતો, તેના મનમા કિલ્લેદારને મદદ કરવાની ઇચ્છા હતી, પરતુ તેના માર્ગમા મહારાજે ઝાડ વગેરે કાપીને કોટ ઉભો કરી તે પર પોતાના માણસો મૂકી દીધા એ મુશ્કેલીમાથી પાર પડવુ અશકય લાગવાથી બહિલોલખાન ફોંડના કિલ્લેદારને મદદ ન કરતા પોતાના સ્થાનમાજ બેસી રહ્યો, તેથી દરબારના લોકો તેના પર એવો આરોપ મૂકવા લાગ્યા કે તેણે શિવાજી મહારાજ પાસેથી લાચ લીધી છે મહમદખાનને આમ ચારે બાજુથી નિરાશા મળી છતા પણ ઘણીજ શૂરવીરતાથી તેણે પુષ્કળ દિવસો સુધી ઘેરો ટકાવી રાખ્યો મહારાજે પણ ઘણીજ કાળજીથી ઘેરાનુ કામ ચાલુ રાખ્યુ બહારનો કોટ હસ્તગત કરીને તેની તળેની ખાઇ પૂરી દીધી અને પાચપો સીડીઓ તથા અર્ધો અર્ધો શેર સોનાની પાચસો કડીઓ તૈયાર કરી અને પોતાના માણસોને કહ્યુ કે, જે કોઇ સીડી લગાવીને કિલ્લાપર ચઢી જશે તેને આ કડી ઇનામ આપવામા આવશે આ લડાઇમા મહારાજના પુષ્કળ માણસો મરાયા પછી મહારાજે કિલ્લાને મોટી મોટી સુરગ લગાડી આથી કિલ્લામા બાકોરૂ પડયુ અને કિલ્લાપરના ઘણા માણસો સુરગ ફૂટવાથી મરણ પામ્યા એ રીતે કિલ્લાપરના માણસોનો પરાભવ થયો અને કિલ્લો મહારાજને હાથ આવ્યો કિલ્લામાના માણસોમાથી માત્ર મહમદખાન અને બીજા પાચ માણસોજ બચવા પામ્યા આ પાચ માણસો પણ એજ કારણથી બચી શકયા કે તે બાજુના વિજાપુરસરકારના સર્વ કિલ્લાઓ અને પ્રાતો મહારાજને તાબે કરવાનુ મહમદખાને વચન આપ્યુ અને તે બાજુના સર્વ કિલ્લાઓ મહારાજને સ્વાધીન કરી દેવાના પત્રો લખ્યા,

પણ તે તેમણે ગણકાર્યું નહિ આથી મહારાજે મહમદખાનને કેદમા રાખ્યો. અકોલાના ફોજદાર ઇનામતખાને મહમદખાનનો સર્વ પ્રદેશ પોતાને તાબે કર્યો અને તેમાના કિલ્લાઓપર પોતાના માણસો મૂકયા, પરંતુ મહારાજ સામે તે ટકી નહિ શકવાથી તેણે થોડાક પૈસા લઇને તે કિલ્લાઓ તેમજ તેના તાબાનો સર્વ પ્રદેશ મહારાજને સ્વાધીન કરી દીધો પછી મહારાજે અકોલા, શિવેશ્વર અને કાદ્રા શહેરો પોતાને તાબે કર્યા અને દક્ષિણમા ગંગાવતી નદીપર્યંતનો વિજાપુરસરકારનો સઘળો પ્રદેશ પોતાને સ્વાધીન કર્યો

ચઢાઇમા મહારાજના લશ્કરમાના ઇબ્રાહીમ નામક એક શૂરવીર સરદારે અતિશય પરાક્રમ બતાવ્યાથી મહારાજે તેની પ્રશંસા કરી તેને સારૂ ઇનામ આપ્યુ અને તેનેજ કિલ્લાનો હવાલદાર નિમ્યો કિલ્લાની હવાલદારી એક મુસલમાનને આપવાનો આ પહેલોજ બનાવ હતો મરાઠા સિવાય કોઇને કિલ્લાની હવાલદારી આપવાનો મહારાજનો રિવાજ નહોતો એ ઉપરથી જણાય છે કે, મુસલમાનસરદારના પ્રમાણિકપણાસંબંધી મહારાજની સંપૂર્ણ ખાત્રી થઈ હતી, નહિ તો સરહદ ઉપરના કિલ્લાપર તેને હવાલદાર નિમવાનુ મહારાજ સાહસ કરત નહિ

કોડના કિલ્લાપર થાણુ બેસાડ્યા પછી મહારાજે આસપાસનો પ્રાંત કબજે કર્યો અને તેને પોતાના તાબામા રાખવા માટે ત્યા ભીમગઢ અને પારગઢ નામક બે નવીન કિલ્લા બંધાવ્યા ત્યાર પછી મહારાજે સુંદ પ્રાંતમા પ્રવેશ કરી ત્યાના ઘણા કિલ્લા કબજે કર્યા કારવારના કિલ્લાપરનો હવાલદાર સામોપચારપૂર્વક મહારાજને તે કિલ્લો સોપતો નહોતો, તેથી મહારાજે પોતાના લશ્કરને તે શહેરમા આગ લગાડવાની આજ્ઞા આપી શહેરમા અંગ્રેજ વ્યાપારીઓ નિવાસ કરતા હતા, તેમની સાથે મહારાજે સારી વર્તણુક ચલાવી હતી તેમની વખારોને ઉપદ્રવ કરવામા આવ્યો નહોતો એ સમયે કોકણ અને કાનડા પ્રાંતની ઉત્તર સીમાપર્યંતનો સઘળો પ્રદેશ મહારાજે કબજે કર્યો હતો બેદનૂર પ્રાંતમા એક સ્ત્રી[1] રાજ્ય ચલાવતી હોવાથી એ પ્રાંતમા ઉપદ્રવ કરવાનુ મહારાજને યોગ્ય લાગ્યુ નહિ એ પ્રાંતની રાણીએ તેમને ઘણુ નજરાણુ ભેટ મોકલી વિનતિ કરી કે –'મારા કેટલાક કાર્યભારી અને સગાઓ મારા વિરુદ્ધ થયા છે, તેઓનો પરાજય કરવા માટે આપે મને મદદ કરવી ' મહારાજે સંતોષપૂર્વક માન આપી તેની વિનતિ સ્વીકારી અને પોતાનુ થોડુ લશ્કર રાણીની મદદે મોકલી તેનુ સંકટ નિવારણ કર્યું

મહારાજને કોડ પ્રાંત તરફ ચઢાઇમા ગયેલા જાણી ફલટણના નિંબાળકર અને મલવડીના ઘાટગે નામક વિજાપુરસરકારના બે જાગીરદારોએ પન્હાળા અને તાતોરાના કિલ્લા અને મધ્યસ્થના સર્વ થાણા મહારાજના અમલદારો પાસેથી કબજે કર્યા તથા ત્યાથી તેમના લશ્કરને હાકી કાઢયુ બન્ને કિલ્લાની આસપાસનો સર્વ પ્રદેશ તેઓએ કબજે કરી વિજાપુરસરકારને સોપી દીધો, પરંતુ દક્ષિણની ચડાઇમા વિજય પ્રાપ્ત કરી મહારાજ કિનારા ઉપરના પ્રદેશમા આવતાજ તેમણે પોતાના થાણા અને

૧ આ સ્ત્રી વિધવા હતી અને પોતાનો પુત્ર નાનો હોવાથી તેના વતી રાજ્યકારભાર ચલાવતી હતી

પ્રાંત પુનઃ કબજે કરી લીધા, તેમજ ભવિષ્યમાં એ કિલ્લા અને પ્રાંત પુનઃ વિજાપુરસરકારના જાગીરદારોના હાથમાં એકાએક જાય નહિ તે માટે તાતોરા અને પન્હાળાના કિલ્લાની વચમાં મહારાજે હારબંધ બીજા કિલ્લા બંધાવ્યા. એ કિલ્લાના નામ વર્ધનગઢ, ભૂપણગઢ અને સદાશિવગઢ વગેરે પાડયાં હતાં. નવીન બાંધેલા કિલ્લા ઘણા મજબૂત નહોતા, પરંતુ તેને લીધે આસપાસના પ્રદેશનું રક્ષણ થતું હતું.

મહારાજે જ્યારે ફોંડના કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે મોગલો પોતાના પ્રાંતમાં કશો ઉપદ્રવ કરે નહિ, તે માટે મહારાજે તેમની સાથે તહની વાતો ચલાવી હતી એવું કહેવાય છે. તેમાંની મુખ્ય કલમ એવી હતી કે –'મહારાજે ઔરંગઝેબને સત્તર કિલ્લા આપવા અને મોગલસુબેદારને મદદ કરવા માટે સંભાજીને કેટલાક માણસો સાથે ઔરંગાબાદ મોકલવો.' ઔરંગઝેબને આ તહ કરવાનું ઠીક લાગવાથી ફરમાન મોકલીને તહ કબૂલ કર્યો અને શિવાજીમહારાજના પૂર્વ અપરાધો ક્ષમા કર્યા છે, એવું તેમાં જણાવ્યું. આથી બહાદૂરખાને મહારાજને સંદેશો કહાવ્યો કે બાદશાહના આ ફરમાનને માન આપીને સત્તર કિલ્લા અમારે સ્વાધીન કરી દો, પરંતુ એટલા સમયમાં તો મહારાજ ફોંડના ઘેરામાંથી મોકળા થયા હતા. એટલે તેમણે ખાનના માણસ જોડે એવો સંદેશો કહેવડાવ્યો કે –" તમે તે અમને એવી કયી મુશ્કેલીમાં લાવી નાખ્યા છે કે જેથી તમારી સાથે અમારે તહ કરવો પડે ? " આ જવાબથી બહાદૂરખાનને ઘણુંજ આશ્ચર્ય થયું અને શિવાજીમહારાજે ખોટો પ્રપંચ રચીને તેને ફસાવ્યો તે બદલ તેને ખોટું લાગ્યું. આથી તેનો બદલો લેવાને માટે વિજાપુરસરકારના વજીર જોડે તેણે મસલત ચલાવી મહારાજપર એક સાથે હુમલો કરવાનું નક્કી કર્યું. ઔરંગઝેબને પણ આ વાત પસંદ પડી અને આ મદદ કરવા માટે વિજાપુરસરકારની એક વરસની ખંડણી માફ કરવાનું તેણે વચન આપ્યું, પરંતુ એટલામાંજ વિજાપુરદરબારમાં ઉથલપાથલ થવાથી ખવાસખાનના હાથમાંથી સર્વ સત્તા જતી રહી અને મોગલોનો એ ઉદ્દેશ અસિદ્ધ રહ્યો.

હંબીરરાવ સેનાપતિ ગુજરાતમાં સર્વત્ર એકસરખું તોફાન મચાવી રહ્યો હતો. તે મોગલોના પ્રાંતમાં યથેષ્ટ લૂટફાટ કરીને સ્વદેશ આવવા નીકળ્યો હતો. દિલેરખાન તેની હિલચાલપર સંપૂર્ણ લક્ષ રાખતો હતો. હંબીરરાવને લૂટફાટના માલસહિત પોતાની હદ પસાર કરી જતો જોઇ ખાન તેની પૂઠે પડયો. તેમ છતાં તેના હાથમાંથી છૂટી જઇ મહારાજનો એ મહાપ્રતાપી સેનાપતિ લૂટના માલસહિત રાયગઢ જઇ પહોચ્યો અને દિલેરખાનને ડોળા એંચતો રહેવા દીધો. ચોમાસું વીતતાંજ હંબીરરાવે પુનઃ મોગલોના પ્રદેશમાં પ્રવેશ કરી તેમની પાયમાલી કરી. છતાં કોઇ પણ મોગલસરદારે તેને અડચણ કરી નહિ, કારણ કે એ સમયે મોગલ અને વિજાપુરસરકાર વચ્ચે કંઈ કારણસર યુદ્ધ જામ્યું હોવાથી દિલેરખાન વગેરે સરદારો તેમાં ગુંથાઈ રહ્યા હતા, તેથી હંબીરરાવને સારો લાગ મળ્યો હતો.

એ સમયે ખવાસખાન વિજાપુરસરકારના કાર્યભાર ઉપર દેખરેખ રાખતો હતો. તેમણે મોગલોનો સખ્ત ત્રાસ જોઇ ખાનજહાન સાથે સંધિ કરી તેમાં ઠરાવ્યું હતું કે, વિજાપુરસરકારે પોતાને મોગલબાદશાહના માંડલિક સમજી વર્તવું અને બાળ-

રાજાની ભગિની શાહજાદી ઔરગઝેબના એક પુત્ર સાથે પરણાવવી, પરતુ એ તહનામુ દરબારના અન્ય સરદારોને પસદ નહિ આવવાથી તેમણે ખવાસખાનનુ ખૂન કરાવ્યુ અબ્દુલકરીમ સરદારમડળનો પ્રમુખ હતો તેણે સર્વ રાજ્યકાર્યભાર પોતાના હાથમા લઇ મોગલો સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી બહાદૂરખાન પોતાના સૈન્યસહિત વિજાપુર ઉપર ચઢાઇ લઇ ગયો ઉભય પક્ષ વચ્ચે સખ્ત ઝપાઝપી થઇ, તેમા વિજાપુરસરકારને વિજય મળ્યો મોગલસૈન્યનો પરાજય થવાનો રગ જોઇ દિલેરખાને અધવચથીજ લડાઇ બધ પાડી ઉભય પક્ષ વચ્ચે તહનામુ થયુ–સલાહ થઇ.

મોગલોએ વિજાપુરસરકારપર ચઢાઇ કરી ત્યારે એ નવા વજીરે ગોવળકોંડાના દિવાન માદણ્ણાની મધ્યસ્થીથી શિવાજીમહારાજ સાથે તહ કર્યો એમા એવુ ઠરાવ્યુ કે, વિજાપુરસરકારે મહારાજને ત્રણ લાખ હોન આપવા મોગલોના ઉપસર્ગમાથી બચાવ કરવા માટે દર વર્ષ એક લાખ હોન આપવા પૂર્વમા કૃષ્ણા નદી પાસેનો પશ્ચિમ તરફનો સઘળો મુલક મહારાજના તાબામા ગયો છે ને તેમની પાસે રાખવો. તેમા કોલ્હાપુર પ્રાતનો પણ સમાવેશ કરવો, પરતુ આ તહ વધારે દિવસ ટક્યો નહિ અને તે ન ટકવા બદલ મહારાજને પણ કશી ચિતા થઇ નહિ, કારણ કે તે વખતે વિજાપુરદરબારમા અધેર જામ્યુ હતુ અને કોઇ પણ માણસના હાથમા કાયમની સત્તા રહે એ અશક્ય હતુ

તટપ્રદેશ નીચે કોકણના ઘણા પ્રાતો ઉપર મહારાજની સત્તા સ્થપાઇ હતી સીદીના અને મોગલોના વહાણ અને સૈન્ય તેમને વારવાર ત્રાસ આપતા હતા; પરતુ એ પ્રાતો તેમના તાબામાથી કબજે લેવાની તેઓમા શક્તિ નહોતી વિશેષત- મોગલ અને ફિરગીઓની સરહદ નજીકના કલ્યાણ અને કુર્લા પ્રાત મહારાજના તાબામા હતા તેપર મોગલોની વિશેષ દૃષ્ટિ હતી એ પ્રાતો કબજે કરવાનો વિચાર કરી ખાનજહાન કોકણમા ઉતરી તોફાન કરવા લાગ્યો હતો, પરતુ તેનો ત્રાસ બધ પાડવા મહારાજે સરળ યુક્તિ શોધી કહાડી ખાનજહાનને દશહજાર હોન આપી પાછો કાઢયો ખાનને એ બહાનુ મળતાજ પોતાની કોકણની ચઢાઇ રદ કરી પાછો કિનારાના પ્રદેશપર ગયો, પરતુ સીદી કઇ નિરર્થક બેસી રહ્યો નહોતો તેણે પોતાના લશ્કરી વહાણો તૈયાર કરી મહારાજના તાબાના કોકણ કિનારાપરના ગામોમા ત્રાસ આપવાનો તડાકો શરૂ કર્યો હતો તેણે વેગુર્લામા જઇ ત્યાની પ્રજામા લૂટફાટ ચલાવી તેમના ઘરબાર બાળી મૂકવા માડ્યા હતા એ સમયે એ શહેરમા ડચ લોકોની એક વખાર હતી તેમના પર સીદીએ હુમલો કરવાથી ડચ લોકોએ તેની સાથે વિશેષ શૌર્યપૂર્વક યુદ્ધ કરી પોતાનો બચાવ કર્યો હતો એમ કહેવાય છે વિજયદુર્ગ અને રાજપુર આગળ મહારાજના લશ્કરી વહાણો તૈયાર હતા તે સીદીની પૂઠે નીકળ્યા, પરતુ તે તેમને પકડી શક્યા નહિ અતે મરાઠાના સામુદ્રિક સૈન્યે સીદીના સામુદ્રિક જજિરા કિલ્લાને ઘેરો નાખ્યો તે સમયે સીદી પોતાના કિલ્લાના રક્ષણ માટે આવતાજ ઉભય સૈન્ય વચ્ચે યુદ્ધ જામ્યુ યુદ્ધમા મરાઠા સૈન્યને વિજય પ્રાપ્ત નહિ થવાથી તેઓ ઘેરો ઉઠાવી ચાલ્યા ગયા

મોગલસુબેદારને કોંકણ પ્રાંતમાંથી હાંકી કાઢ્યા પછી મહારાજે વિચાર કર્યો કે, 'ફિરંગીઓપર સપ્ત કરપ રાખવા માટે સાષ્ટી પ્રાંતમાં આપણું થાણું નથી. ત્યાં થાણું બાંધવાથી તેમનાપર અને તે તરફના બીજા શત્રુઓની હિલચાલપર તીવ્ર નજર રાખી શકાશે' એ ઇચ્છાથી તેમણે વસઇ નજીક ડસબોન નામક ફિરંગીના તાબાના કિલ્લાની સામે એક નવો કિલ્લો બાંધવાનું શરૂ કર્યું ફિરંગીઓએ તે કામ બંધ પાડવાની ઘણી ખટપટ કરી, પરંતુ તેમાં તેમનું કંઇ વળ્યું નહિ કિલ્લાનું કામ મરાઠાઓએ સપાટાબંધ પૂરું કર્યું

એ અરસામાં મહારાજની પ્રકૃતિ બગડવાથી તેઓ સતારામાં સાત આઠ મહિના પર્યંત અટકી પડ્યા, તેથી સર્વત્ર અફવા ઉઠી કે, 'શિવાજીમહારાજ વ્યાધિગ્રસ્ત થયા હતા, તેમના પુત્ર સંભાજીએ તેમને વિષ ખવડાવ્યાથી તેઓ મૃત્યુ પામ્યા છે,' પરંતુ પૂર્વે ઘણી વખત એવી ખોટી ગપો ઉડેલી હોવાથી ઘણાખરા મનુષ્યોએ એ વદંતી સત્ય માની નહિ પોતાના ત્રીશ બત્રીશ વર્ષના આયુષ્યમાં મહારાજ આ વખતે પ્રથમજ વ્યાધિગ્રસ્ત થયા હતા એમ જણાય છે, કારણ કે પૂર્વે તેમની પ્રકૃતિ બગડવાનો ઉલ્લેખ બીજે કોઇ સ્થળે જણાતો નથી આટલા બધા વર્ષ પર્યંત સતત પરિશ્રમ કરી અને અનેક યુદ્ધ પ્રસંગોમાં જઇ સ્વરાજસિદ્ધિ મેળવ્યા પછી મહારાજને થોડો સમય વિશ્રાંતિ લેવાની આવશ્યકતા હતી, પણ તેમને વિશ્રાંતિ લેવાનો અવકાશ મળતો નહોતો, કારણ કે મહારાજપર પ્રબળ શત્રુઓની દૃષ્ટિ હોવાથી વારવાર તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર રહ્યા સિવાય તેઓનો છૂટકોજ નહોતો અતિશય પરિશ્રમ કર્યાથી તેમની પ્રકૃતિ બગડી અને તેજ કારણથી તેમને ઘણા દિવસપર્યંત સતારામાં નિવાસ કરવો પડ્યો હતો, પરંતુ વ્યાધિગ્રસ્ત અવસ્થામાં પણ તેમણે એક મોટી ચઢાઇ લઇ જવાનો વિચાર કર્યો અને પ્રકૃતિ સ્વસ્થ થતાજ મહારાજ સ્વતઃ તે ચઢાઇ લઇ ગયા એ ચઢાઇ કર્ણાટકની ચઢાઇને નામે ઇતિહાસમાં વિખ્યાત છે તેનું વર્ણન આગલા પ્રકરણમાં લખવામાં આવશે

સતારામાં મહારાજ કર્ણાટક ઉપર ચઢાઇ લઇ જવાનો વિચાર કરતા હતા તે સમયે મોરોપંત પિંગળેએ દશ હજાર સૈનિકસહિત કલ્યાણ જઇ ત્યાંથી તેણે કેટલાક સિપાઇ અને મજુરો પારનેલના તૂટી પડતા કિલ્લા તરફ મોકલ્યા તેઓએ પારનેલનો કિલ્લો કબજે લઇ દુરસ્ત કરાવી તેને મજબૂત બનાવવાનું કામ શરૂ કર્યું. કિલ્લો મહારાજે કબજે લેવાનું કારણ એ હતું કે, 'દમણના ફિરંગીઓ ઉપર સપ્ત દાબ બેસે અને સુરત જવાના રસ્તામાં તે કિલ્લો હોવાથી મોગલોની તે તરફની હીલચાલ ઉપર પણ બરોબર દેખરેખ રાખી શકાય' ફિરંગીઓએ મહારાજના એ કામમાં કંઇ પણ અડચણ કરી નહિ કિલ્લો દુરસ્ત થયા પછી તેની મજબૂતીસંબંધી તપાસ કરવા પ્રકૃતિ સ્વસ્થ થતાજ મહારાજ પહેલા તે કિલ્લાપર ગયા અને ત્યાંથી આવ્યા પછી કર્ણાટકની ચઢાઇ લઇ ગયા



# प्रकरण २६ मुं--कर्णाटकपर चढाइ

મહારાજની પ્રકૃતિ બગડયાથી તેઓ સતારામા નિવાસ કરતા હતા, તે સમયે વ્યકોજી રાજાનો મુખ્ય કાર્યભારી રઘુનાથ નારાયણ હનમતે તેમની મુલાકાતે આવ્યો રઘુનાથપત એ શાહજીરાજાના મુખ્ય કાર્યભારી નારો ત્રિમળ હનમતેનો પુત્ર હતો પિતાના મરણ પછી શાહજીરાજાનો કાર્યભાર રઘુનાથપતના હાથમા હતો શાહજીરાજાના મૃત્યુ પછી વ્યકોજીરાજા કર્ણાટકની જાગીરના માલિક થયા અને રઘુનાથપતના હાથમાજ તેમનો સર્વ કાર્યભાર રહ્યો હતો, પરતુ કેટલાક વર્ષ પછી વ્યકોજીરાજાના અતકરણમા સઘળો કાર્યભાર સ્વબુદ્ધિવડે ચલાવવાની અને કોઇ પણ કાર્યમા પિતાના સમયના એ કાર્યભારીની સલાહ લેવાની ઇચ્છા થઇ નહિ, તેથી વ્યકોજીરાજાએ કાર્યભાર પોતાના હાથમા લીધો, રઘુનાથપતનુ ચલણ રહ્યુ નહિ વ્યકોજીરાજા અધમ મનુષ્યોના સહવાસમા રહેવા લાગ્યા અને તેમનીજ સલાહ પ્રમાણે વર્તવા લાગ્યા પગલે પગલે રઘુનાથપતનુ માન ખડન કરવા લાગ્યા, તેથી ત્યા રહી પોતાનુ વજન ગુમાવવાનુ તેને યોગ્ય લાગ્યુ નહિ શાહજીરાજાએ મેળવેલી કીર્તિ જળવાઈ રહે એવુ પણ તેને જણાયુ નહિ વળી વ્યકોજીરાજા પાસે રહેવા છતા તેમની સપત્તિની સુવ્યવસ્થા નહિ રાખવાનુ શિવાજીમહારાજ તરફથી કલક આરોપણુ ન થાય તે માટે કાર્યભારમાથી મુક્ત થઇ કોઇ તીર્થક્ષેત્રમા જઇ સ્નાનસધ્યામા અવશેષ આયુષ્ય વ્યતીત કરવાની રઘુનાથપતની ઇચ્છા થઇ, પરતુ તેમણે પુન વિચાર કર્યો કે, 'આપણી હયાતીમા આપણા સ્વામીની ધન-સપત્તિનો નાશ થતો જોવો એ યોગ્ય નહિ હમણા કાર્યભાર છોડી ચાલ્યા જવુ ઇષ્ટજનક નથી બનતેયત્ને એમની સપત્તિનુ રક્ષણ કરવુ અને રાજાને સદ્બુદ્ધિ ઉત્પન્ન થઇ અધમ સલાહકારોનો ત્યાગ કરી મારી સલાહ પ્રમાણે વર્તે છે કે નહિ તે જોવુ' રઘુનાથપતે એવા અનેક વિચારો કર્યા પછી સ્વામીના રક્ષણ માટે તેમની પાસેજ રહેવાનુ પસદ કર્યુ

રઘુનાથપતે એક દિવસ વ્યકોજીરાજાને શિખામણ આપતા કહ્યુ કે, 'પ્રભો! અમે વશપરપરાથી આપની સેવા બજાવીએ છીએ આપનુ હિત કરવુ શ્રેયસ્કર જાણી અમે આપની સેવા કરીએ છીએ, તે આપને રુચતુ નથી આપ અધમ મનુષ્યોના સહવાસમા રહી તેમની સલાહ પ્રમાણે વર્તો છો એ યોગ્ય નથી આપના પિતાની કીર્તિ અને આપના બધુ શિવાજીમહારાજે સ્વરાજ્ય સ્થાપી જે દિગત-

વ્યાપી યશ પ્રાપ્ત કર્યો છે તે સબંધી વિચાર કરો આપ પણ તેમની પેઠે પરાક્રમ કરી કીર્તિ મેળવો એવી અમારી અંતઃકરણપૂર્વક ઇચ્છા છે અમારા જેવા આપની પાસે સેવક હોવા છતા આપને હાથે વિશેષ પરાક્રમ નહિ થવાથી શિવાજીમહારાજ અમારાપર કલંક ચઢાવશે આપે અમને ઇચ્છાનુસાર સેવાકાર્ય સોંપવું જોઇએ અને અમારે તે કાર્ય જીવતોડ શ્રમ કરીને પરિપૂર્ણ કરવુ જોઇએ, એજ અમારે માટે ઉચિત છે આપની પાસે ઘણા નોકરો અને વિપુલ દ્રવ્ય હોવા છતા તેનો સદુપયોગ થતો નથી અધમ મનુષ્યોના સહવાસમા રહી આપ ફક્ત દ્રવ્યનો વિનાશજ કરો છો પિતા કરતા અધિક કીર્તિ મેળવવી એમાજ પિતૃકુળમા જન્મ્યાનુ સાર્થક્ય છે ' વિશ્વાસુ સેવક રઘુનાથપંતે વ્યંકોજીરાજાને અનેક વાર શિખામણ દીધી હતી, તેમ છતા તેઓ સુધર્યા નહિ તેની શિખામણ વ્યંકોજીરાજાને વિષતુલ્ય લાગી તેનાથી તેમને કંટાળો ઉપજવા લાગ્યો અને તેઓ રઘુનાથપંતનું ખુલ્લીરીતે અપમાન કરવા લાગ્યા

તેમની ઉચ્છૃંખલ વૃત્તિ જોઈ રઘુનાથપંતે તે સબંધી શિવાજીમહારાજને એક પત્ર લખ્યો પત્ર વાચી મહારાજે વ્યંકોજીરાજાને એક બોધપ્રદ પત્ર લખ્યો. તેમા લખ્યુ હતુ કે—"મારા સાભળવામા આવ્યુ છે કે, તમે નિરર્થક બેસી રહી ક્ષુદ્ર મનુષ્યોની સલાહ પ્રમાણે વર્તો છો આળસુ અને નિરુદ્યમી મનુષ્યોને પાસે રાખી તેમને પુષ્કળ દ્રવ્ય ખવડાવી અમીર બનાવો છો પિતાશ્રીએ જે કુલીન, વિશ્વાસુ અને બુદ્ધિમાન પુરુષોને નોકરીમા રાખ્યા છે તેમનો અનાદર કરી તમારી ઇચ્છા પ્રમાણે વર્તો છો એ ઉચિત નથી તમારૂ વર્તન સુધારી ભવિષ્યમા રઘુનાથપંત જેવા કુલીન, અનુભવી અને વિશ્વાસુ કાર્યભારીઓની સલાહ પ્રમાણે વર્તી સ્વહિત સાધશો અને સ્વસત્તાની વૃદ્ધિ કરશો એવી મને સપૂર્ણ આશા છે" એ પત્ર મળવા છતા પણ વ્યંકોજીરાજાની વર્તણુક સુધરી નહિ અને તેમણે પોતાની પ્રથમની વર્તણુક લજી નહિ, હમેશા તેમની પાસે રહેનારા દુષ્ટ મનુષ્યોએ તેમની બુદ્ધિ ભ્રમિષ્ટ કરેલી હોવાથી તેઓ પોતાનુ વાસ્તવિક હિત સમજી શકતા નહોતા. રઘુનાથપંતે પોતાના જ્યેષ્ઠ બંધુને ફરિયાદ લખેલી હોવાથી તેઓ તેમનાપર પ્રથમ કરતા અધિક ગુસ્સે થયા અને વારવાર તેમનુ અપમાન કરવા લાગ્યા સ્વામિનિષ્ઠ અને પ્રમાણિક સેવકથી તે સહન થયુ નહિ તેણે સલાહસંપથી વ્યંકોજીરાજાની નોકરી છોડી શિવાજીમહારાજ પાસે જવાનો સંકલ્પ કર્યો પોતાના કુટુબને સાજ રહેવા દઇ રઘુનાથપંત મહારાજની મુલાકાતે જવા નીકળ્યો

શિવાજીમહારાજને નૂતન રાજ્ય સપાદન કરવાનો અમર્યાદ ઉમંગ હોવાનુ જાણી રઘુનાથપંતે કર્ણાટકથી નીકળતી વખતે તે તરફના કેટલાક સંસ્થાનિકો સાથે રાજકીય સલાહ કરી હતી, અને વ્યંકોજીરાજાના પરાજય માટે શિવાજીમહારાજને કર્ણાટક લાવવાનો તેનો નિશ્ચય હોવાથી માર્ગમા કોઇ પ્રકારની અડચણ પડે નહિ એમ જાણી કુતુબશાહ સાથે રાજકીય સલાહ કરવાનો વિચાર કરી તેઓ ભાગાનગર ગયા

એ સમયે કુતુબશાહી રાજ્યમા આકણ્ણા અને માદણ્ણા નામક બે બંધુ

મુખ્ય વજીર હતા બાદશાહીનો સર્વ કાર્યભાર તેમનીજ સત્તામા હતો રઘુનાથપતે વજીરોને મળવાનો વિચાર કર્યો, પરતુ તેઓને પોતાની એકદમ ઓળખાણ આપી રાજકીય સલાહમસલત કરવી ઉચિત નહિ જણાતા તેમણે પ્રથમ પડિતતરીકે પોતાની ઓળખાણ આપવાનો નિશ્ચય કર્યો બન્ને વજીર અતિ ધર્મશીલ અને દાનશૂર હતા તેમણે ઘણા અન્નક્ષેત્રો સ્થાપ્યા હતા રઘુનાથપતે પોતાના નોકરો તથા સરસામાન વેગળે એક ગામમા રાખ્યા અને તેણે એકલાએ તેમની રાજધાનીમા પ્રવેશ કર્યો વજીરને સધ્યાસ્નાન કરવાને સમયે રઘુનાથપત તેમની મુલાકાત કરવા નીકળ્યો એ સમયે તેમને કોઇ પડિત મળવા આવતા તેનુ સારૂ સન્માન કરવાનો તેમનો નિયમ હતો રઘુનાથપત મળવા આવતા તેનુ તેમણે ઉત્તમ પ્રકારે આદરાતિથ્ય કર્યું તે સમયે તેમના મહાલયમા બીજા પણ કેટલાક પડિતો આવ્યા હતા પડિતોમા શિવ અને વિષ્ણુની સર્વોત્તમતાસબધી વાદવિવાદ ઉપસ્થિત થયો હતો રઘુનાથપત પણ એ વાદવિવાદમા સામેલ થયો તેઓ વૈષ્ણવ હોવા છતા પ્રથમત તેમણે શિવની સર્વોત્તમતા પ્રતિપાદન કરી પ્રતિપક્ષને નિરુત્તર કર્યો વિષ્ણુપક્ષ નિર્બળ થવાથી રઘુનાથપતે પુન વિષ્ણુપક્ષનુ સમર્થન કરી શિવપક્ષને નિરુત્તર કર્યો તેમની અપ્રતિમ વિવાદશક્તિ જોઈ માદણ્ણા વિશેષ આશ્ચર્યચકિત થયો અને તે અતિશય વિદ્વાન હોવાની તેની ખાત્રી થઇ તેણે રઘુનાથપતને કહ્યુ –'સ્વામીજીમહારાજ ' આપ વિદ્વાન અને સત્પાત્ર છો આપ કયાથી પધાર્યા અને આપની શી ઇચ્છા છે તે નિવેદન કરો ' એ સાભળી રઘુનાથપતે કહ્યુ –'મને દ્રવ્યની કિવા ભૂમિ, ગ્રામ આદિ જીવિકાની અપેક્ષા નથી આપ સુજ્ઞ અને ધર્મનિષ્ઠ છો આપની સાથે એકાતમા બે ઘડી વાતચિત કરવાની ઇચ્છા છે ' વજીર માદણ્ણા રઘુનાથપતને એકાત સ્થળે લઇ ગયો તેને તેમણે કહ્યુ –'હુ યાચક પડિત નથી, હૂં શિવાજીમહારાજનો સેવક છુ મારૂ નામ રઘુનાથપત રાજદ્વારી કારણસર કર્ણાટકથી મહારાજ તરફ જાઉ છુ એ કાર્ય પરિપૂર્ણ કરવા માટે મહારાજને કર્ણાટક જવું પડશે, પરતુ ચઢાઇ વખતે તેમને આપની સહાયતાની અગત્ય પડશે તે સમયે આપના તરફથી અને આપના બાદશાહ તરફથી મહારાજને સહાયતા મળે અને તેમના તરફથી આપને સહાયતા મળે એ ઇચ્છાથી બાદશાહ સાથે તેઓનો સ્નેહસબધ સાધવાની મને આજ્ઞા ફરમાવી છે, તેથીજ હું આપના દર્શન કરવા આવ્યો છું આપ ધર્મશીલ છો, શિવાજીમહારાજ સ્વધર્મનુ રક્ષણ કરવાનો પરિશ્રમ કરે છે, આપ તેમને અવશ્ય સહાયતા કરશો એ પ્રમાણે વર્તવામા આપના બાદશાહનો દ્રોહ કરવાની મારી ભલામણ નથી, પરતુ તેમના અતકરણમા શિવાજીમહારાજ ઉપર સ્નેહ ઉત્પન્ન કરશો, એજ મારી પ્રાર્થના છે ' પતની પ્રાર્થના સાભળી વજીરને ઘણોજ આનદ થયો, તેના અતકરણમા મહારાજસબધી પ્રથમથીજ આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી અને તેમના અતુલ પરાક્રમની વાર્તા તેમણે લાગલાગટ સાભળી હતી એ ઉપરાત કુતુબશાહ પાસેથી મહારાજને ખડણી અપાવવાના કાર્યમા તેણે ઘણી ખટપટ કરી હતી રઘુનાથપતની મિત્રભાવયુક્ત પ્રાર્થના

વજીરે માન્ય કરી તેમને કુતુબશાહ બાદશાહની મુલાકાતે લઇ ગયા અને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવાનુ તેઓએ કબૂલ કર્યું શિવાજીમહારાજે કર્ણાટક જતી વખત ભાગાનગર થઇને જવુ અને તે સમયે પરસ્પર મુલાકાત કરવી એવુ નક્કી થયુ વજીરે રઘુનાથપતને મોટા ઠાઠમાઠથી મિજબાની આપી તેમને વસ્ત્રાલકાર આપી ગૌરવ કર્યું અને સ્નેહપૂર્વક વિદાય કર્યા તેમજ બાદશાહ પાસેથી શિવાજીમહારાજ ઉપર એક પત્ર લખાવી આપ્યો

ભાગાનગર જઇ રાજકીય સલાહમસલતમા વિજય પ્રાપ્ત કર્યા પછી, પ્રથમ લખ્યા પ્રમાણે રઘુનાથપત સતારે જઇ શિવાજીમહારાજને મળ્યો પિતાનો વિશ્વાસુ અને બુદ્ધિમાન કાર્યભારી પોતાને મળવા આવવાના સમાચાર જાણી મહારાજ સ્વત-તેની સામા ગયા અને તેનુ વિશેષ સન્માન કરી સ્વસ્થાને લઇ આવ્યા [1] રઘુનાથપત કર્ણાટકથી અનેક વિચિત્ર વસ્તુઓ અને ઘણુ કિમતી ઝવેરાત મહારાજને માટે લાવ્યો હતો તે તેમને સમર્પણ કર્યા તેનુ નજરાણુ અને સ્વામીનિષ્ઠા જોઇ મહારાજને અતિ સતોષ થયો પોતાના પિતાનો જૂનો, અનુભવી, બુદ્ધિમાન અને પ્રમાણિક કાર્યભારી મળવાથી પોતાનુજ હિત સમજી તેનુ ગૌરવ કર્યું અને તેને અમાત્ય પ્રધાનનો હોદ્દો આપી પોતાનીજ પાસે રાખવાનો વિચાર કર્યો એ હોદ્દા ઉપર તે સમયે રામચદ્રપત હતા તેને બદલે રઘુનાથપતને નિમ્યો [2]

રઘુનાથપત મહારાજ પાસે આવ્યા તે વખતે મહારાજની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેઓ સતારામાજ નિવાસ કરતા હતા, એ પાછળ લખવામા આવ્યુ છે તેમા વળી વર્ષાઋતુના દિવસો હોવાથી મહારાજે ત્યાજ ચાતુર્માસ વીતાવ્યા એ વિશ્રાન્તિને સમયે રઘુનાથપતે મહારાજને બ્યકોજીરાજાસબધી સર્વ હકીકત કહી સભળાવી અને કર્ણાટકપર ચઢાઇ કરી શાહજીરાજાની ધનસપત્તિનો યોગ્ય બદોબસ્ત કરવાનો વિચાર ઉત્પન્ન કર્યો ચઢાઇમા વિજય પ્રાપ્ત થવા માટે તે તરફના સસ્થાનિક રાજાઓ જોડે સર્વ પ્રકારનો બદોબસ્ત કર્યાનુ પણ રઘુનાથપતે મહારાજને વિદિત કર્યું, અને ભાગાનગરના કુતુબશાહ સાથે બાધેલા રાજકીય મિત્રભાવસબધી પણ તેમને કહી સભળાવ્યુ રઘુનાથપતની વાતચીત ઉપરથી મહારાજે બ્યકોજીરાજા પાસે પિતાની કર્ણાટકની સપત્તિમા હિદુશાસ્ત્ર પ્રમાણે અર્ધો ભાગ માગવાને બહાને ચઢાઇ લઇ જવાનો નિશ્ચય કર્યો એ ઉપરાત

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, રઘુનાથપત કર્ણાટકથી આવતા વિજાપુર ગયો તે સમયે આદિલશાહે તેને પોતાની પાસે રાખી વજીર બનાવવાનુ કર્યું એ સમાચાર સાભળતાજ મહારાજે તેને કહાવ્યુ કે, મારા જીવનપર્યંત મારા પિતાના વિશ્વાસુ સેવકે યવનોની નોકરી સ્વીકારવી ઉચિત નથી તમે ખુશીથી મારી પાસે આવો હુ તમારુ અપમાન કરીશ નહિ

૨ ચિટણીસ લખે છે કે, રઘુનાથપતે મહારાજને વિનતિ કરી કે –' હુ વશપરપરાથી મજમુદારનો હોદ્દો ભોગવુ છુ તેથી તેજ હોદ્દો મને આપવો ' તે ઉપરથી મહારાજે તેને એ હોદ્દો આપ્યો રાયરીની બખરમા લખ્યુ છે કે, નિળો સોનદેવ મજુમદાર એ અરસામા મરણ પામ્યો હતો મહારાજે તેનો હોદ્દો રઘુનાથપતને આપ્યો.

કર્ણાટક જવાથી વખતે કોઇ નવીન પ્રાત પોતાના કબજામા આવવાનો અને છેવટે પિતાની સપત્તિની સુવ્યવસ્થા કરવાનો સભવ જણાયો એ સમયે ચઢાઇ લઈ જવાની અનેક પ્રકારે અનુકૂળતા હતી કુતુબશાહના રાજ્યમા થઇને કર્ણાટક જવાની અડચણ રહી નહોતી એ રાજ્યમાથી મહારાજને ખડણી મળવા ઉપરાત વજીર માદણ્ણા અને આકણ્ણા તેમના પક્ષમા હતા તેમા વળી રઘુનાથપત મહારાષ્ટ્રમા આવ્યો તે સમયે તેમની સાથે સ્નેહસબધ બાધ્યો હતો એ સમયે વિજાપુરસરકાર અને મોગલો વચ્ચે સ્નેહસબધ બધાયા જેવુ થયુ હતું, તે કુતુબશાહને પસદ નહોતું વિજાપુરસરકારના મુખ્ય વજીર અને દિલેરખાન વચ્ચે સગપણનો સબધ હોવાથી તેઓ વચ્ચે મૈત્રી થઇ હતી દિલેરખાન ગોવળકોંડાની કુતુબશાહીનો કટ્ટો શત્રુ હતો અને ખાન શિવાજીમહારાજનો પરાજય કરવાનો લાગ જોતો બન્નેનો વૈરી એકજ હોવાથી તેઓ વચ્ચે પરસ્પર સ્નેહ બધાવામા અડચણ પડી નહિ [1]

કર્ણાટક જેટલે વેગળે ગયા પછી પોતાની પાછળ મોગલો તોફાન કરે નહિ અને પોતાના તાબાના પ્રદેશને નુકસાન થાય નહિ તે માટે શવાજીમહારાજે નિરાજી-પંત ન્યાયાધીશને મોગલસુબેદાર ખાનજહાન બહાદૂર પાસે સ્નેહસબધ બાધવા મોકલ્યો ખાનને લાચ આપી તાબે કરી શકાય એમ હોવાથી મહારાજે તેને પુષ્કળ દ્રવ્ય અને ઝવેરાત નજરાણારૂપે મોકલ્યુ નજરાણાથી લોભાઇને ખાને મહા-રાજના પ્રદેશમા કોઇ પ્રકારનો ત્રાસ નહિ આપવાનુ ન્યાયાધીશને વચન આપ્યુ ખાનને પુષ્કળ દ્રવ્ય આપ્યા પછી મહારાજે બીજો પણ પ્રપચ રચ્યો કે, મોગલ-બાદશાહના ખડિયા રાજાતરીકે તેમણે તેમને પુષ્કળ દ્રવ્ય આપ્યુ કહેવામા આવે છે કે, મહારાજે મોગલ બાદશાહને ખડિયા રાજાતરીકે ચાર લાખ હોન ખડણી ભરી અને ખાનને પાચહજાર ઘોડેસ્વારસહિત મદદ કરવાનુ વચન આપ્યુ હતુ ખડણી આપતી વખતે મહારાજે કહ્યુ હતુ કે—' દુઝણી ગાયને હું ઘાસ આપુ છુ ' આરગઝેબે મહારાજ સાથે તહનામુ કર્યુ બાદશાહ સિધુ નદીને કિનારે પઠાણો સાથે યુદ્ધ કરવામા ગુથાયા હતા તેમણે પોતાના પુત્રને લખી જણાવ્યુ કે—' શિવાજીમહારાજ સાથે યુદ્ધ કરવાનુ બધ રાખી તેમની સાથે તહનામુ કરવુ એજ ઇષ્ટપ્રદ છે તેમ કરવાથી આપણી મહત્તા ઓછી થવાનુ ધારવુ નહિ '

મહારાજે મોગલસુબેદારનુ ગજવુ ભરી પોતાના પ્રદેશમા તોફાન થાય નહિ

---

૧ પ્રો. સરકાર જણાવે છે કે, વિજાપુરના દરબારમા આ વખતે બે પક્ષ પડેલા હતા એક અફ્ઘાન અને એક દક્ષિણી અફ્ઘાનપક્ષના આગેવાન બહિલોલખાને ગાદીપર સિકન્દર નામના એક બાળકને બેસાડયો હતો અને તેના નામથી પોતે સત્તા પચાવી પડયો હતો પ્રથમના વજીર ખવાસખાનનુ તેણે ખૂન કરાવ્યુ હતુ ખીજરખાન નામનો તેનો એક ઘણોજ હુશિયાર મદદગાર હતો દક્ષિણીપક્ષે તે મદદગારનુ ખૂન કરાવ્યુ ઉભય પક્ષમા ભારે કલહ જાગ્યો હતો બહિલોલખાને મોગલ સુબેદાર બહાદુરખાનને પોતાના પક્ષમા લીધો હતો અને તે મોગલ સુબેદાર વિજાપુરસરકારપર ચઢાઇ કરવાની તૈયારી કરતો હતો આવું અધેર જામેલુ હોવાથી મહારાજના કાર્યમા કાઈ હરકત આવે એમ નહોતુ

એવો બંદોબસ્ત કર્યો મહારાજે પોતાની દક્ષિણની સરહદ ઉપર કિલ્લા બાંધવા માંડ્યા હતા તે કામ સંપૂર્ણ થતાજ ત્યા લશ્કરી બંદોબસ્ત કર્યો નિંબાળકર, ઘાટગે, વગેરે આદિલશાહી જાગીરદારોના તે તરફ હુમલા થતા તેમનુ કંઇ વળે નહિ એવી વ્યવસ્થા કરી મહારાજને પોતાના કોકણ પ્રદેશની વિશેષ ચિંતા હતી, એ પ્રાંત ઉપર સીદીનો ડોળો હોવાથી હમેશા ત્રાસ આપતો હતો પોતાની પાછળ સીદી તોફાન મચાવે તો તત્ક્ષણાત તેનો પરાજય કરવાનુ કામ મહારાજે અણ્ણાજી દત્તોપંત સચિવને સોંપ્યુ તેમણે એ પ્રધાનના તાબામા પ્રચંડ સૈન્ય આપ્યુ હતુ. કલ્યાણથી ફોંડાના કિલ્લા સુધીના કિલ્લાની અને પ્રાંતની વ્યવસ્થા એજ સરદારને સોંપી હતી કિલ્લાપર પણ મહારાજે મજબૂત બંદોબસ્ત રાખ્યો હતો કોઇપણ કિલ્લાપર શત્રુ હુમલો કરે તો તેમને આસપાસથી સત્વર સહાયતા મળે અને એકાએક કિલ્લો શત્રુના તાબામા જાય નહિ તેમજ ઘણા દિવસ સુધી તેમની સાથે યુદ્ધ થઈ શકે એવી ગોઠવણ કરી હતી સર્વ પ્રદેશનો ઉત્કૃષ્ટ બંદોબસ્ત કર્યા પછી મહારાજે રાજ્યનો કાર્યભાર મોરોપંતને સોંપ્યો ઇતર પ્રધાનોએ અને સરદારોએ તેની આજ્ઞા પાલન કરવાનો અને તેને વખતસર સહાયતા કરવાનો મહારાજે સર્વને હુકમ કર્યો [1]

રાજ્યમા સર્વ પ્રકારની વ્યવસ્થા કર્યા પછી ઇ૦ સ૦ ૧૬૭૬ ની આખરે મહારાજ કર્ણાટકપર ચઢાઇ લઇ જવા તૈયાર થયા તેમણે પોતાની સાથે ત્રીશ હજાર ઘોડેસ્વાર અને ચાળીસહજાર પાયદળ લશ્કર રાખ્યુ હતુ એટલા બધા વિશાળ લશ્કરને વેગળે પરદેશમા લઈ જતા અઢળક ખર્ચ થાય એમ હતુ તે ખર્ચ ખજાનામાથી નહિ કરતા બારોબાર કાઢવાનો મહારાજે વિચાર કર્યો ભાગાનગર રાજ્યમા વિપુલ દ્રવ્ય હોવાથી તેમણે ત્યાના રાજા પાસે દ્રવ્યની સહાયતા માગવાનુ ઉચિત ધાર્યું રાજા પાસેથી ખંડણી મળતી હોવાથી તેનાપર દ્રવ્ય માટે જુલમ ગુજારવાનુ મહારાજને યોગ્ય લાગ્યુ નહિ વળી રઘુનાથપંતે માદણ્ણા અને આકણ્ણાને મહારાજના પક્ષમા લીધા હતા મહારાજે આસપાસની પરિસ્થિતિ લક્ષમા લઈ કુતુબશાહી દરબારના પોતાના વકીલ પ્રલ્હાદ નિરાજીને[2] પત્ર લખ્યો કે —' કર્ણાટકપર ચઢાઈ લઇ જવાનો અમારો વિચાર છે તમારે બાદશાહ પાસેથી ચઢાઇના ખર્ચ માટે થોડા દ્રવ્યની સહાયતા માગવી કર્ણાટક જતીવખતે બાદશાહની મુલાકાત લેવાની અમારી ઇચ્છા છે ' વકીલે મહારાજનો પત્ર વાચી સંભળાવતા બાદશાહ ગભરાયો શિવાજીમહારાજ સૈન્યસહિત મળવા આવે તે તેમને ભયંકર જણાયુ એ પાપ બારોબાર ચાલ્યુ જાય તે માટે બાદશાહે તેમને જોઇએ તેટલું

૧ તે સમયના અંગ્રેજોના લેખપરથી પ્રો સરકાર જણાવે છે કે નેતાજી પાલકર કે જે મહારાજ સાથે રિસાઈને મોગલોને જઈ મળી ગયો હતો અને યવનધર્મનો સ્વીકાર કરી દિલ્હીમા દશ વરસ સુધી રહ્યો હતો, તે આ વખતે દક્ષિણમા પાછો આવ્યો હતો મહારાજે તેને હિંદુધર્મમા લઈને કંઈક કામગીરી સોંપેલી હતી, પરંતુ આ વાતનો ઉલ્લેખ બીજી કોઇ બખરમાથી મળી આવતો નથી.

૨ એ નિરાજીરાવનો પુત્ર હતો નિરાજીરાવનુ મૃત્યુ થતા મહારાજે એને કુતુબશાહીમા વકીલ નિમ્યો હતો

દ્રવ્ય આપવા કબૂલ કર્યું બાદશાહે વકીલને જણાવ્યુ કે –' શિવાજી મહારાજે મળવા આવવાની તસ્દી લેવાની અગત્ય નથી ' પ્રલ્હાદજી નિરાજીએ મહારાજને બાદશાહની ઇચ્છા પત્રદ્વારા લખી જણાવી

તેમ છતા રઘુનાથપતે માદણ્ણા તથા આકણ્ણા સાથે પ્રથમ ઠરાવ્યા પ્રમાણે મહારાજ તો પોતાના લશ્કરસહિત ભાગાનગર તરફ જવા નીકળ્યા બાદશાહની મુલાકાત લેવાની ઇચ્છાથી મહારાજ તેમના રાજ્ય નજીક ગયાના સમાચાર આપવા માટે તેમણે રઘુનાથપત અને નિરાજી રાવજીને અગાઉથી બાદશાહ પાસે મોકલ્યા. મહારાજને પોતાના રાજ્ય નજીક આવેલા જાણી બાદશાહ અત્યત ગભરાયા રાજ્ય-ની પ્રજાને પણ ઘણી બીક લાગી, પરતુ રઘુનાથપતે અને પ્રલ્હાદજી નિરાજીએ તેમની પાસે પ્રતિજ્ઞા લઇ કહ્યુ કે –'શિવાજીમહારાજ ફક્ત સ્નેહભાવપૂર્વકજ આપના પ્રદેશમા આવ્યા છે તેમનો બીજો કઇ ઉદ્દેશ નથી ' માદણ્ણા અને આકણ્ણાને તેમનુ કહેવુ સત્ય જણાયુ તેમણે બાદશાહને સમજાવ્યુ કે –' શિવાજીમહારાજ સાથે સ્નેહસબધ થવાથી આપનુ કલ્યાણ થશે ' પોતાના વજીરો તરફથી ખાત્રી મળતા બાદશાહની બીક ઓછી થઈ

મહારાજે પોતાના લશ્કરમા સખ્ત હુકમ ફેરવ્યો હતો કે –' કુતુબશાહી રાજ્યની સરહદમા પગ મૂકયા પછી તે પ્રાતની પ્રજાનુ કિંચિત્ પણ નુકશાન કરવુ નહિ. જ્યા છાવણી નાખવામા આવે ત્યા અનાજ, લાકડા વગેરે સામાન વેચાતો લેવો. પ્રજાને જરાપણ ત્રાસ આપવો નહિ હુકમવિરુદ્ધ વર્તનારને સખ્ત શિક્ષા થશે ' એ હુકમ તરફ દુર્લક્ષ કરી જે સિપાઇએ કુતુબશાહીની પ્રજાને ત્રાસ આપ્યો, તેના હાથના આગળા મહારાજે કાપી નખાવ્યા, કેટલાકના હાથજ કાપી નખાવ્યા અને મોટો ગુન્હો કરનારનો શિરચ્છેદ કરાવ્યો તેમ થવાથી લશ્કરમા મહારાજની સખ્ત ધાક બેઠી પ્રજાનુ સહજ પણ નુકશાન થયુ નહિ એ હકીકત બાદશાહને કાને જતા તેમને પણ સતોષ થયો

મહારાજને તદ્દન નજીક આવી પહોચ્યા જાણી કુતુબશાહે તેમને સામે લેવા જવાની તૈયારી કરવા માડી જ્યારે આ સમાચાર મહારાજને મળ્યા ત્યારે મહારાજે એવો સદેશો કહાવ્યો કે –' તમે મારા મોટા ભાઇ બરોબર છો મોટા ભાઇએ નાના ભાઇને આટલુ બધુ માન આપવુ યોગ્ય નથી " આ પરથી કુતુબશાહે પોતે જવાનો વિચાર માડી વાળી પોતાના વજીર માદણ્ણા અને આકણ્ણાને તેમજ નગરના બીજા મોટા મોટા લોકોને કેટલાક માઇલ સુધી મહારાજનુ સામૈયુ કરવાને મોકલ્યા ઉભયપક્ષ વચ્ચે અતિ સ્નેહપૂર્વક ભેટ થઇ બીજે દિવસે કુતુબશાહ સાથે મુલાકાત લેવાની ગોઠવણ થઇ. મુલાકાતે જતી વખતે મહારાજે પોતાના અમલદારોને કિંમતી વસ્ત્રાલકાર ધારણ કરવાની આજ્ઞા ફરમાવી અને હાથી, ઘોડા વગેરે શૃગારી ઠાઠમાઠથી સ્વારી તૈયાર કરી કુતુબશાહે પણ સમસ્ત નગર શૃગારવાનો હુકમ ફેરવ્યો નગરમા સ્થળે સ્થળે કમાનો બનાવી, ધ્વજાતોરણ લટકાવ્યા હતા તથા વાજીંત્રના મધુર નાદ થતા હતા. મહારાજની સ્વારી નગરમા વાજતેગાજતે ફરવા લાગી નગરની હિંદુપ્રજા શિવાજી

મહારાજના દર્શન કરવા અત્યત ઉત્કંઠિત થઈ હતી સર્વ રસ્તા ખીચોખીચ ભરાઇ ગયા હતા તેઓ મહારાજને વારવાર પુષ્પહાર પહેરાવવા લાગ્યા ઘરની બારીઓ માથી મહારાજપર પુષ્પની વૃષ્ટિ થવા લાગી સૌભાગ્યવતી સ્ત્રીઓ બારીમા ઉભી ઉભી આનદ પામતી મહારાજના ઓવારણા લેવા લાગી મહારાજે તે દિવસે નગરના ગરીબ તથા ફકીરોને પુષ્કળ દાનધર્મ કર્યું માર્ગમા જેઓએ મહારાજનુ સન્માન કર્યું તેમને તેઓએ વસ્ત્રાલકાર અર્પણ કર્યા

બાદશાહે દાદમહાલમા મહારાજની મુલાકાત લેવાની ગોઠવણ કરી હતી ભવ્ય દિવાનખાનામા સુદર બેઠકો બનાવી હતી મહારાજની સ્વારી મહાલ નજીક પહોચતાજ પોતાનુ લશ્કર બહારજ ઉભુ રાખી મહારાજ થોડાક કાર્યભારીઓસહિત કુતુબશાહના મહેલમા ગયા બાદશાહ તેમને લેવા દિવાનખાનાપરથી નીચે ઉતરતા હતા, તેમને મહારાજે કહાવ્યુ કે –' આપે મહેલ નીચે ઉતરવાની તસ્દી લેવી નહિ ' મહારાજ મહેલપર ગયા ત્યા પરસ્પર એકબીજાએ આલિગન કર્યું અને બન્ને એક આસનપર બેઠા માદણ્ણા અને આકણ્ણા તેમની પાસે બેઠા. બીજા અમીરઉમરાવો ઉભા રહ્યા મહારાજ સાથે આવેલા કારભારી બાબારાવ સરનોબત, રઘુનાથપત, નિરાજીપત, દત્તોપત વાકનીસ અને બાલાજી આવજી ચિટણીસને બેસવાની આજ્ઞા ફરમાવી કુતુબશાહના જનાનખાનાની સ્ત્રીઓને પણ મહારાજને જોવાની ઇચ્છા થયેલી હોવાથી પડદાઓ નાખી તેમને માટે પણ વ્યવસ્થા કરેલી હતી થોડા વખત સુધી મહારાજ અને બાદશાહ વચ્ચે સ્નેહસભાષણ થયુ બાદશાહે મહારાજના સરદારોની મુલાકાત લઈ તેમને યથોચિત સન્માન આપ્યુ તેમની સૈન્યનીતિ અને વસ્ત્રાલકાર જોઇ બાદશાહ ઘણા ખુશ થયા ત્યાર પછી મહારાજને અને તેમના સઘળા મનુષ્યોને પાનબીડા અને અત્તરગુલાબ આપ્યા બાદશાહે મહારાજને બહુમૂલ્ય ઝવેરાત, હાથીઘોડા વગેરે માનપૂર્વક સમર્પણ કર્યું કહેવામા આવે છે કે, બાદશાહે પોતાને હાથે મહારાજના શરીરે અત્તર ચોપડી પાનનુ બીડુ આપ્યુ હતુ લગભગ એક પ્રહર સુધી દાદમહાલમા રહી બાદશાહનુ પ્રેમપૂર્વક આદરાતિથ્ય સ્વીકારી મહારાજ પોતાના મનુષ્યોસહિત તબુમા પાછા આવ્યા. મહારાજ જ્યારે જવાને નીકળ્યા ત્યારે કુતુબશાહ તેમને વિદાય કરવાને માટે ઠેઠ મેડાપરથી નીચે સુધી આવ્યો હતો

કહેવામા આવે છે કે, મહારાજે ભાગાનગરમા એક મહિના સુધી પડાવ નાખ્યો હતો બાદશાહ સાથે માદણ્ણાની હાજરીમા મહારાજને ઘણી રાજદ્વારી વાતો થઇ હતી માદણ્ણાપતે મહારાજને પોતાને ઘેર મીજબાની આપી હતી તેમની સાથે આવેલા સરદાર અને કારભારીઓને તેણે પોષાક આપ્યા અને મહારાજને વસ્ત્રાલકાર તથા હાથીઘોડા નજરાણુ આપ્યુ આ મીજબાની વખતે માદણ્ણાની વૃદ્ધ માતાએ પોતાને હાથેજ રસોઇ કરી હતી અને મહારાજને પોતાને હાથે પીરસ્યુ હતુ જ્યાસુધી મહારાજ જમતા હતા ત્યાસુધી એ બને ભાઇઓ બહુજ અદબથી બેઠા હતા, એવુ કહેવાય છે મહારાજે પણ બધુદ્વયને મિજબાની આપી અને તેમને હાથીઘોડા આપી તેમની સાથેના મનુષ્યોને પોષાક અર્પણ

કરી માન આપ્યુ બાદશાહ અને તેમના અમીરઉમરાવોને મહારાજે એક ભવ્ય મિજબાની તથા સર્વને બહુમૂલ્ય વસ્ત્ર, ઝવેરાત આપી સંતોષ પમાડયો નગરના સર્વ અમીર અને મનસબદારની મુલાકાત લઇ મહારાજે તેમનો સ્નેહ સંપાદન કર્યો

મુલાકાત સમયે એક આનંદજનક બનાવનુ વર્ણન એક બખરમાથી મળી આવે છે[૧] કુતુબશાહે એક સમયે વાતચિત કરતા રઘુનાથપતને કહ્યુ કે –"શિવાજી મહારાજના મનુષ્યોની બહાદુરીસબધી મે ઘણી પ્રશસા સાભળી છે તેમની બહાદુરી પ્રત્યક્ષ જોવા ઇચ્છા છે" રઘુનાથપતે ઉત્તર દીધો –'તેમના તાબાના પ્રત્યેક સિપાઇ એક એક હાથી બરોબર છે' બાદશાહે પૂછ્યુ –"તેઓ હાથી સાથે યુદ્ધ કરી શકશે કે ?" રઘુનાથપતે કહ્યુ –"તેમા શકા શી ? તેઓ હાથીની પરવા રાખતા નથી" કુતુબશાહે કહ્યુ –"તેઓ હાથી સાથે કેવુ યુદ્ધ કરે છે તે આજે નજરે જોવાની ઇચ્છા છે એક સિપાઇ લઇ આવજો" પંતે બાદશાહની ઇચ્છા મહારાજને નિવેદન કરી, તેમની આજ્ઞાથી યેસાજીકકને દશ બળવાન શૂરવીર સિપાઇ પસદ કરી કુતુબશાહ પાસે લઇ જવાનુ કહ્યુ રઘુનાથપત દશ સિપાઇસહિત યેસાજીકકને લઇ બાદશાહ પાસે ગયા તેમણે સિપાઇઓને પોષાક ભેટ આપ્યો ત્યાર પછી તેમના સમક્ષ એક મદોન્મત્ત હાથી છોડી મૂકાવ્યો હાથી સીધો યેસાજીકકના શરીર તરફ ધસી આવ્યો યેસાજી જરા પણ ડગ્યો નહિ તેણે પોતાની તલવાર ઉગામી ચપળતાપૂર્વક હાથીના મો ઉપર સખ્ત ઘા કર્યો ઘા વાગતાજ હાથીના દાત આગળથી થડ કપાઇ પૃથ્વીપર પડી એ દસ્ય જોઇ બાદશાહ આશ્ચર્ય પામ્યા બાદશાહે યેસાજીને પોતાની પાસે બોલાવી તેની ઘણી પ્રશસા કરી અને તેમને સોનાના કડા, પગના તોડા અને ગળાનો ગોપ બક્ષિસ આપ્યા બાદશાહ એટલેથીજ સતોષ પામ્યા નહિ તેમણે યેસાજીને પાચહજાર રૂપિયાની ઉત્પત્તિનુ ગામ બક્ષિસ આપવાની ઇચ્છા દર્શાવી એ જોઇ યેસાજીએ બાદશાહને મુજરો કરતા કહ્યુ –'હુઝુર ! હુ મહારાજના અન્નવડે ઉદરપોષણ કરૂ છુ તે આપનુ જ છે તેમની આજ્ઞાથી હુ અહિ આવ્યો અને આપે મારા બુદ્ધિબળની પરીક્ષા કરી સતોષ બતાવ્યો છે આપની એ બક્ષિસ લેવી ઇષ્ટપ્રદ નથી મહારાજે મને શુ ઓછુ આપ્યુ છે કે જેથી આપની બક્ષિસવડે મારે નિર્વાહ ચલાવવો ? આપની બક્ષિસ લઇ ઓશિયાળા થવાથી મારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ મહારાજની સેવામા અતર પડે બક્ષિસ આપવાની ઇચ્છા થાય તો મહારાજને આપવી તે મારા અન્નદાતા સ્વામી છે તેમની સેવા બજાવવી એ મારો ધર્મ છે' પ્રમાણિક યેસાજીની નિસ્પૃહતા અને નિસીમ સ્વામિનિષ્ઠા જોઇ બાદશાહને કેવુ

૧ શિવદિગ્વિજયમા પ્રો સરકાર જણાવે છે કે, હૈદ્રાબાદના અમીરઉમરાવોને મહારાજે જ્યારે મિજબાની આપી, ત્યારે આ હકીકત બની હતી એક બખરમા એવુ છે કે, કુતુબશાહે મહારાજને પૂછ્યુ કે –"તમારી પાસે નામાંકિત હાથી કેટલા છે ?" ત્યારે મહારાજે પોતાના હજારો વીર માવળા સૈનિકો તરફ આગળી બતાવી કહ્યુ કે "આ સૌ મારા હાથી છે"

આશ્ચર્ય થયુ હશે, તે અત્ર લખવાની અગત્ય નથી

કુતુબશાહનુ અને તેના વજીરોનુ આદરાતિથ્ય ગ્રહણ કર્યા પછી મહારાજે ભાગાનગરથી છાવણી ઉપાડવાનો સંકલ્પ કરી, બાદશાહ પાસે રજા માગી તે સમયે બાદશાહે પુન દરબાર ભરી સર્વની મુલાકાત લીધી તેમણે મહારાજને વિદાયગીરીમા પાચ હાથી, પાચ ઘોડા તથા પાચ પોષાક અર્પણ કર્યા તેમના સરદારોને તથા કારભારીઓને વસ્ત્રાભૂષણ આપી સંતોષ પમાડયો પરસ્પરે પ્રત્યેક પ્રસંગે એકબીજાને સહાયતા આપવાની ઉભય પક્ષે પ્રતિજ્ઞા કરી[1] સ્વારીના ખર્ચ માટે માગેલુ દ્રવ્ય બાદશાહે પ્રફુલ્લચિત્તે મહારાજને સ્વાધીન કર્યું[2] ઉભય પક્ષ વચ્ચે શરત થઇ કે, કર્ણાટકની શાહજીરાજાની જાગીર સિવાય બીજો પ્રદેશ જીતવામા આવે તેનો અર્ધો ભાગ કુતુબશાહને આપવો કુતુબશાહે મહારાજના લશ્કર સાથે પોતાનુ તોપખાનુ મોકલવુ કુતુબશાહે પોતાના થોડાક લશ્કરની સહાયતા આપવાનુ કહ્યુ, પરંતુ મહારાજે ના પાડી ઉભય પક્ષના ઠરાવની એક કલમમા લખ્યુ હતુ કે, કર્ણાટકમાનો વિજાપુરસરકારનો જે પ્રાંત શિવાજીમહારાજ હસ્તગત કરે, તેમાનો કેટલોક પ્રાંત તેજ સરકારને એવી શરતે પાછો આપવો કે, અબ્દુલકરીમને આદિલશાહીના રાજ્યકાર્યભાર ઉપરથી કાઢી મૂકી તે જગ્યાએ આકણ્ણાને નિમવો[3]

અઢળક દ્રવ્ય અને મજબૂત તોપખાનુ મેળવી મહારાજ કર્ણાટક તરફ જવા નીકળ્યા માર્ગમા તુગભદ્રાને કિનારે કરનાળાકડપ્પા નામક એક સંસ્થાનના સંસ્થાનિકે[4] મહારાજને પાચ લાખ હોન ખંડણી આપવાનુ કબૂલ કર્યું, તેથી તેના પ્રાંતને ઉપદ્રવ નહિ કરતા તેમણે આગળ પ્રયાણ કર્યું એ શહેરથી પચીસ માઇલ વેગળે નિવૃત્તિસંગમ નામક ક્ષેત્ર આવે છે ત્યા સ્નાન કરી મહારાજ કૃષ્ણાનદીને પેલે પાર ગયા અને પાયદળ લશ્કરને કડપ્પાને માર્ગે આગળ રવાના કરી થોડાક ઘોડેસ્વારસહિત તેઓ શ્રી શૈલમલ્લિકાર્જુનના દેવાલયમા[5] દર્શન કરવા ગયા દેવાલયના વિશાળ ચોગાનમા લશ્કર રાખી થોડા મનુષ્યોસહિત મહારાજ ગંગાસ્નાન કરવા ગયા ત્યાના પર્વતના દેખાવ અને વનશ્રી અત્યુત્તમ હતા કૃષ્ણાનદીના પ્રશસ્ત પટમા થઇને પૂર્વસમુદ્ર તરફ જતા ત્યાના રમણીય અને પરમપૂજ્ય સ્થાન જોઇ મહારાજને અત્યાનંદ થયો અને જાણે બીજુ કૈલાસસ્થાન હોય એવો તેમને ભાસ થયો દેવદર્શન કરવા ગયા તે વખતે મહારાજના હૃદયમા વિલક્ષણ

---

૧ મુલાકાત વખતે મહારાજે કહ્યુ કે, આદિલશાહ અને તમે મને મદદ કરશો તો હુ તમને સમસ્ત હિંદુસ્તાન જીતી આપીશ (રાયરીની બખર)

૨ વિલ્કિસ લખે છે કે, કુતુબશાહે મહારાજને દશ લાખ હોન અને કેટલુંક ઝવેરાત આપ્યુ હતુ. રાયરીની બખરમા લખ્યુ છે કે, પાચ લાખ હોન આપ્યા હતા પ્રો. સરકાર જણાવે છે કે, દરરોજ ત્રણ હજાર હોન મહારાજને મળતા હતા

૩ શિવદિગ્વિજય

૪ વિલ્કિસ એનુ નામ આનંદરાવ દેશમુખ લખે છે.

૫ ગ્રાન્ટ ડફ અને વિલ્કિસ એનુ નામ પર્વતમ અને સભાસદ શૈલપર્વત લખે છે.

ભક્તિભાવ પ્રજ્વલિત થયો અને દેવસ્થાનમા પોતાનો દેહ સમર્પણ કરી જીવનનુ સાર્થક્ય કરવાની ઇચ્છા થઇ તેજ ક્ષણે અદશ્ય જુસ્સો આવતા મહારાજ તલવાર ઉગામી દેવને પોતાનુ શિરકમળ અર્પણ કરવા તૈયાર થયા, પરતુ જુસ્સાના આવેશમાજ મહારાજના શરીરમા ભવાનીદેવીએ પ્રવેશ કરી કહ્યુ –" વત્સ ! દેહાર્પણ કરવાથી તને મોક્ષ પ્રાપ્ત થશે નહિ તારે હાથે હજુ વિશેષ મહત્ત્વના કર્તવ્ય થશે ધર્મસરક્ષણ માટે તારો દેહ નિર્માણ થયો છે, માટે આવુ સાહસ કરવુ ઉચિત નથી " મહારાજ સાવધ થયા પછી નજીકના મનુષ્યોએ ભવાનીદેવીની આજ્ઞા નિવેદન કરી તે સાભળી મહારાજે આત્મયજ્ઞ કરવાનો વિચાર બધ રાખ્યો એવા પૂજ્ય અને રમ્ય સ્થાનમા રહી તપસ્વીવૃત્તિ ધારણ કરવાની અને મરણપર્યંત તપશ્ચર્યા કરી અવશેષ જીવન આત્મકલ્યાણમાજ વીતાવવાની ઇચ્છા થઇ તેમણે કાર્યભારી અને સરદારોને કહ્યુ કે –' શ્રીજગદબાના કૃપાપ્રસાદવડે મારા સર્વ મનોરથ પરિપૂર્ણ થયા છે, હવે સસારમાથી નિવૃત્ત થઇ આવા પવિત્ર સ્થાનમા રહેવુ અને શેષ જીવન મોક્ષસાધનમા વીતાવવુ એવી મારી સપૂર્ણ ઇચ્છા છે આ ચઢાઇનો આ સ્થળેજ અત લાવી તમે પુન સ્વદેશ જાઓ અને મારા પુત્રને રાજગાદીપર બેસાડી તેમના નામથી રાજ્યકાર્યભાર ચલાવજો ' એ સાભળી સાથેના મનુષ્યોને દિલગીરી ઉત્પન્ન થઇ તેઓએ મહારાજને અનેક પ્રકારે સમજાવ્યા અને ભવાનીદેવીની આજ્ઞા પ્રમાણે વર્તવામાજ જીવનનુ સાર્થક્ય છે એમ પણ કહ્યુ, છતા તેમણે કોઇનુ માન્યુ નહિ મહારાજે તપસ્વીના વસ્ત્રો પહેરી સર્વ અગે ભસ્મલેપન કર્યું તેઓ ધ્યાનમગ્ન થઈ એકજ આસન વાળી બેસવા લાગ્યા પરમહસની પેઠે તેમનુ દેહભાન નષ્ટ થતુ મહારાજ કેવળ ઇશ્વરચિત્વનમાજ સમય વ્યતીત કરવા લાગ્યા મહારાજની એ વૃત્તિ જોઇ સાથેના મનુષ્યોને ઘણી ચિતા થઇ તેઓ મહારાજ પાસે પહેરો રાખી તેઓની ચેષ્ટા જોવા લાગ્યા ધ્યાનભગ થતા મહારાજને દેહભાન થતુ તે સમયે રઘુનાથપત તેમની પાસે જતા અને ધર્મશાસ્ત્રના અનેક વચનોનો આધાર બતાવી એ વૃત્તિ ક્ષત્રિયને માટે ઉચિત નથી, એવુ સિદ્ધ કરતા મહારાજને નવ દિવસપર્યંત વિરક્તાવસ્થા રહી હતી[૧] રઘુનાથપતના સમયોચિત બોધને લીધે મહારાજને પોતાનુ જીવન એ પ્રકારે ક્ષય કરવાનુ ઉચિત જણાયુ નહિ તેઓએ તપસ્વી વેષ ત્યાગ કર્યો અને સસારી સ્વાગ ધારણ કરી પુન રાજકાર્યમા પ્રવૃત્ત થયા દેવસ્થાનમા ઘણા બ્રહ્મભોજન કરાવ્યા અઢળક લક્ષ્મી ખર્ચી દાનધર્મ કર્યું એક ઉત્તમ ઓવારો બધાવ્યો અને તપસ્વીજનોને માટે તપશ્ચર્યા કરવા માટે અનેક ગુહાઓ તૈયાર કરાવી બીજા આઠ દશ દિવસ નિવાસ કર્યો પછી મહારાજે આગળ પ્રયાણ કર્યું

મહારાજનુ પાયદળ લશ્કર વ્યકટગિરીની ખીણમા થઇને પેનના ડુગરો ઓળગી કર્ણાટક જઇ પહોચ્યુ હતુ મહારાજ તેમને જઇ મળ્યા તેમને વજનદાર સામાન સહિત નાની મજલો કરી પાછળ આવવાની આજ્ઞા કરી અને પોતાની સાથે થોડા માવળા અને ઘોડેસ્વાર લઇ તેઓ આગળ ગયા મહારાજે મદ્રાસથી સાત માઇલના

૧ વિલ્કિક્રુત મૈસુરનો ઇતિહાસ જુઓ

અંતરપર આવેલા એક ગામ આગળ મુકામ કર્યો સને ૧૬૭૭ ના મે માસની ૧૪મી તારીખે મદ્રાસના અંગ્રેજ વ્યાપારીઓ પાસે મહારાજે કેટલીક ઔષધિની માગણી કરી, એટલે તે લોકોએ આશરે ૬૦ હોનની કિંમતની ઔષધિ અને કેટલુક ઉંચી જાતનુ કાપડ મહારાજને ભેટ કર્યું મહારાજે તા ૨૫ મીએ તે બાબત એક આભારદર્શક પત્ર લખ્યો અને તેજ જાતનો બીજો કેટલોક માલ વેચાતો આપવાનુ જણાવ્યુ આ પરથી તે અંગ્રેજોએ મહારાજને બીજો કેટલોક માલ નજરાણાતરીકે આપ્યો એવુ કહેવાય છે કે, તેની કિંમત બાવન હોન હતી આ પ્રમાણે સ્નેહભાવ પ્રગટ થયેલો હોવા છતા મહારાજના માણસોએ વ્યંકોજીરાજાના તાબાના પ્રદેશમા તિમરી નામના ગામમા અંગ્રેજોની વખાર હતી તે લૂટી ત્યાથી આગળ વધીને મહારાજ રઘુનાથપંતની મદદથી કર્ણાટકના કેટલાક નાના મોટા સરદારોનો પ્રદેશ હસ્તગત કરવા લાગ્યા રઘુનાથપંતની યુક્તિ અને ખટપટથી મહારાજને કોઇની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો નહિ ચંદીનો મજબૂત કિલ્લો પણ એજ રીતે કશી ધાંધલ વગર તેમને હાથ આવ્યો એ કિલ્લો વિજાપુરસરકારના તાબાનો હતો અને અંબરખાનના પુત્ર રૂપખાન[1] તેમજ નાસરખાનને હવાલે હતો રઘુનાથપંતે તેમની સાથે પ્રથમથીજ સલાહમસલત કરી રાખી હતી મહારાજે કિલ્લાને મોરચાબંધી કરવા માડી કે તરતજ કિલ્લેદારોએ એ કિલ્લો તેમને સ્વાધીન કરી દીધો [2]કિલ્લો કબજે આવ્યા પછી મહારાજે તે પર રામજી નલગે નામક એક અત્યંત

---

૧ કેટલાક મરાઠી બખરકાર એનુ નામ ખાનખાન લખે છે

૨ એ કિલ્લો કબજે લેવાની હકિકતસબધી રાયરીની બખરમા લખ્યુ છે કે, મહારાજે કિલ્લેદાર અબરખાનને કહાવ્યુ કે, વિજાપુરસરકાર અને ભાગાનગરની સરકાર સાથે તહનામુ કરી અમે અહી આવ્યા છીએ તેથી તમારે અમારી મુલાકાતે આવવુ મહારાજનુ કહેવુ સત્ય લાગવાથી કિલ્લેદાર પોતાના આઠ પુત્રોસહિત મહારાજને મળવા ગયો મહારાજે તેને પકડી કેદ કર્યો અને કિલ્લો કબજે લીધો શિવદિગ્વિજયકાર લખે છે કે, અબરખાન નજરાણા લઈ મહારાજની મુલાકાતે આવ્યો, તે સમયે મહારાજે તેને કહ્યુ કે, ‘ તમારા માલનુ સરક્ષણ કરવાની ઈચ્છા હોય તો ચદીનો કિલ્લો અમને સોપી દેવો, નહિ તો તમે અમારા લશ્કરમા નિવાસ કરો, ચદી જશો નહિ અમે કોઇપણ યત્ને કિલ્લો કબજે લઈશુ ’ તેણે કિલ્લો કબજે સોપવાનુ કબૂલ કર્યું અને પરવાનગીપત્રો લખી આપ્યા મહારાજ સાથે સલાહસપ રાખવામાજ તેને પોતાનુ શ્રેય જણાયુ, પરતુ તેના આઠ પુત્રો કિલ્લાપર હતા, તેઓ કિલ્લો કબજે આપવા ખુશી નહોતા તેઓ મહારાજ સાથે યુદ્ધ કરવા તૈયાર થયા, પરતુ રઘુનાથપતે અબરખાનેથી સલાહ કરેલી હોવાથી તેમના પક્ષમા થોડુક લશ્કર રહ્યુ હતુ પોતાનો પક્ષ દુર્બળ જાણી તેઓ ગભરાયા અને કિલ્લો મહારાજને સોપવાનુ કબૂલ કર્યું મહારાજે તેમને કેટલાક ગામનુ વતન આપી પોતાની નોકરી કરવાનુ ઠરાવ્યુ વિલ્કિક્સ લખે છે કે, જીજીના કિલ્લા તરફ જતા માર્ગમા આવેલા ગામોની પ્રજાને મહારાજે ત્રાસ આપ્યો નહોતો પોતે વિજાપુરસરકારના મિત્ર હોય એવી ત્યાની પ્રજાની ખાત્રી કરી આપી હતી, એથી અબરખાને તેમની પાસે વકીલ મોકલ્યો હતો તેને મહારાજે ઉત્તર આપ્યો કે, ‘ વિજાપુરસરકાર સાથે અમારે કલહ ઉત્પન્ન થયો હતો તે શાંત થયો છે અમે તે સરકારના તાબેદાર થયા છીએ ’ એવુ ખોટુ બહાનું કહાડી મહારાજે

પ્રમાણિક માવળા સરદારને કિલ્લેદાર, તિમાજી કેશવને સબનીસ અને રુદ્રાજી સાવળીને કારખાનનીસ નિમ્યો તેમણે પોતાના મહારાષ્ટ્રના કિલ્લા જેવીજ એ કિલ્લાની વ્યવસ્થા ગોઠવી હતી મદુરામા તે વખતે જેસ્યુઇટ પથનો એક પાદરી હતો તેણે એવુ લખ્યુ છે કે, શિવાજીમહારાજે આ કિલ્લામા એવો સુધારોવધારો કર્યો કે જે જોઇને યુરોપના મોટા મોટા કારીગરોને પણ નીચુ જોવુ પડે કિલ્લાની આસપાસનો સઘળો પ્રાત કબજે કરી વિઠ્ઠલ પિળદેવ ગોરાડકરને[1] ત્યાનો સુબેદાર બનાવ્યો અને સ્વરાજ્યના જેવીજ જમાબધીની પદ્ધતિ શરૂ કરવાની તેને આજ્ઞા કરી રૂપખાન અને નાસરમહમદને વર્ષાસન બાધી આપી સતુષ્ટ કર્યા

ચઢાઇ વખતે મહારાજે પ્રથમ બહાનુ કર્યું હતુ કે—'અમે ગોવળકોંડાના કુતુબશાહના પક્ષ તરફથી ચઢાઈ કરીએ છીએ ' તેમને એ સરકાર તરફથી પુષ્કળ પૈસાની સહાયતા મળી હતી અને હજુ પણ બીજી સહાયતા મળવાની આશા હતી તેથી મહારાજે એવુ બહાનુ કાઢ્યુ હતુ, પરતુ કિલ્લો કબજે આવ્યા પછી તેમણે એ બહાનુ સજી દઇ થાણાપર પોતાના મનુષ્યો નિમી પોતાનાજ નામથી વ્યવસ્થા કરવા માડી મહારાજનુ એ કૃત્ય જોઇ કુતુબશાહની આખ ઉઘડી ગઇ તેમણે મહારાજને વિશેષ સહાયતા આપવાનુ બધ કર્યું ચઢાઇમા થતો ખર્ચ મળવાનુ બધ થયાથી મહારાજે લૂટ કરી પૈસા મેળવવાની શરૂઆત કરી તેમણે એ પ્રાતમા તોફાન મચાવ્યુ તે વખતે પ્રજાની કેવી દુર્દશા થઇ હતી, તેનુ વર્ણન તે પ્રાતના અગ્રેજ વ્યાપારીઓએ લખી રાખ્યુ છે, તે પરથી જણાય છે કે, શિવાજીમહારાજે દ્રવિડ પ્રાતમા પ્રવેશ કર્યાના સમાચાર ચારે દિશામા પ્રસરતા ત્યાની પ્રજા અતિશય ગભરાઇ તેઓ એક ભયકર પુરુષ છે, તેમણે પશ્ચિમ કિનારાપરના પ્રાત લૂટી બાળી ઉજ્જડ કર્યા છે અને યવનબાદશાહને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી છે, એવી સર્વત્ર ખ્યાતિ ફેલાઇ હોવાથી દ્રવિડ પ્રજાને મહારાજની અતિશય બીક લાગી સર્વને પોતાનુ સરક્ષણ કરવાની ચિતા થઈ તેઓને ખાત્રી હતી કે, શિવાજી મહારાજ કોઇક દૈવી શક્તિવડે દ્રવ્યનુ સ્થાન તથા દ્રવ્ય પ્રાપ્ત થાય એવા શ્રીમતોને જાણી જાય છે

ચદીનો કિલ્લો કબજે કર્યા પછી મહારાજ ત્રિનમલ્લી[2] પ્રાતમા ગયા એ પ્રાત વિજાપુરસરકારના અકિત શેરખાન નામક પાચહજારી સરદારની સત્તામા હતો. મહારાજને પોતાના પ્રાતમા પેઠેલા જાણી શેરખાને લશ્કરસહિત તેમના ઉપર સખ્ત હુમલો કર્યો ઉભય પક્ષ વચ્ચે યુદ્ધ થયુ તેમા એ સરદારનો પરાજય થયો અને પ્રાત મહારાજના તાબામા આવ્યો એ પ્રાતમાથી તેમને પુષ્કળ દ્રવ્ય અને હાથી ઘોડા મળ્યા હતા

મહારાજને એટલે સુધી આવેલા જાણી શાહજીરાજાએ સ્થાપેલી નૃત્યશાળાનો

તે વૃદ્ધ કિલ્લેદારને તેના પુત્ર અને સગાસહિત પોતાના તબુમા બોલાવ્યો કિલ્લેદારને કબજામા આવેલો જાણી મહારાજે તેને કેદ પકડયો અને કિલ્લો તાબે કર્યો

[1] શિવદિગ્વિજયકાર એનુ ઉપનામ ગરુડ લખે છે

[2] ચિટણીસ એ પ્રાતનુ નામ ત્રિમલ્લી અને સભાસદ ત્રિવાઇ લખે છે

સતાજીરાજા નામક એક પુરુષ તેમની પાસે આવ્યો તે પ્રથમ વ્યંકોજીરાજાના આશ્રયમા હતો, પરંતુ તેમનુ વર્તન તેને અયોગ્ય જણાયાથી તેમજ મહારાજને નજીક આવેલા જાણીને તેમને આવી મળ્યો હતો મહારાજે તેનુ યોગ્ય સન્માન કરી તેને પોતાની પાસે ગખ્યો અને આગળ જતા એ પુરુષ શૂરવીર, બુદ્ધિમાન અને વિશ્વાસપાત્ર જણાતા મહારાજે તેને ચદીના કિલ્લાનો કિલ્લેદાર નિમ્યો

આ પ્રાતમા વેલૂર, ત્રિવાદી અને આર્ની વગેરે કિલ્લાઓ આવેલા હતા તે પરના કિલ્લેદારોએ સામોપચારથી કિલ્લા મહારાજને સ્વાધીન કર્યા નહિ આથી પાછળ આવતા મહારાજના પાયદળ સૈન્યે સને ૧૬૭૭ ના મે માસમા વેલૂરના કિલ્લાને ઘેરો નાખ્યો આ કિલ્લો ઘણોજ મજબૂત હતો તેની આસપાસ વિશાળ ખાઇ આવેલી હતી તે એટલી મોટી હતી કે તેમા મોટા મોટા મગરો પણ રહેતા હતા એ કિલ્લાની દિવાલ એટલી પહોળી હતી કે તે પરથી બે ગાડા સાથે જઇ શકે આ કિલ્લાના ઘેરાનુ કામ નરહરિ બલ્લાળે ઘણીજ સફાઇથી ચલાવ્યુ કિલ્લાની આજુબાજુ બે ટેકરીઓ હતી, તેને સાજરા અને ગોજરા નામ આપી તે પર મોરચા બાધી તોપો ચઢાવી એવો મારો ચલાવ્યો કે જેથી કિલ્લાના માણસોથી તેનો બચાવ કરી શકાયો નહિ અને કિલ્લો મરાઠાઓને સ્વાધીન કર્યો [1]

આજ વખતે આર્ની અને ત્રિવાદીને મહારાજના લોકોએ ઘેરો ઘાલ્યો અને અકટોબર માસમા એ કિલ્લા પોતાને હસ્તગત કર્યા શેરખાન નાસી જઇને ત્રિવાદીમા રહેલો હતો તેણે એ કિલ્લાનુ કેટલોક સમય રક્ષણ કર્યું, પરતુ મરાઠાઓ આગળ તેનો નિભાવ થયો નહિ અને રાત્રિના સમયે પોતાના માણસો લઇને તે કિલ્લામાથી નાસી છૂટયો મરાઠાઓએ તરતજ તેની પૂઠ પકડી, તેના માણસોની કતલ કરી શેરખાન જેમતેમ કરીને તેમના હાથમાથી માત્ર સો ઘોડેસ્વારો સાથે છટકી જઇ ભવનગિરિમા જઇને રહ્યો, પરતુ તેના નાસી જવા છતા કિલ્લા મહારાજના હાથમા સહેલાઇથી આવ્યા નહિ ખાનનો સસરો પોતાના માણસો સાથે આ કિલ્લાનુ રક્ષણ કરતો હતો, તેથી ઘેરો ચલાવવાનુ કામ પોતાના બે મુસલમાન સરદારોને સોપીને મહારાજ પોતાની ઘોડેસ્વાર સેના સાથે ભવનગિરિ તરફ ગયા આ સ્થાનમા મદ્રાસના અગ્રેજોએ પોતાના નેલૂર રમણ્ણા નામના વકીલ સાથે મહારાજે માગેલી વસ્તુઓ પહોચતી કરી વરસાદને લીધે કાવેરીનદીના કિનારાપર આરદી પાસે ત્રિવાદી નામના સ્થાનમા મહારાજે પોતાના ઘોડેસ્વાર સૈન્યની છાવણી નાખી આ વખતે મદુરાના રાજાનો વકીલ તેમની પાસે આવ્યો મહારાજે પોતાની સ્વારીના ખરચ માટે આ રાજા પાસે એક કરોડ રૂપિયાની માગણી કરી હતી આ રાજા વ્યંકોજીનો મિત્ર હતો અને તેની પાસે પુષ્કળ ધન હતુ, એ વાતની મહારાજને

૧ મુસલમાન બખરકાર જણાવે છે કે, કિલ્લાના હવાલદાર અબ્દુલખાને મહારાજ પાસેથી ૫૦ હજાર હોનની લાચ લઇને કિલ્લો મહારાજને સ્વાધીન કર્યો હતો જેધેની શકાવલીમા જણાવ્યુ છે કે, ઘેરાનુ કામ ચૌદ માસપર્યંત ચાલ્યુ હતુ સેંટ જ્યોર્જના અમેલો જણાવે છે કે, અબ્દુલખાને પોતાનુ ચાલ્યુ ત્યાસુધી કિલ્લાનુ રક્ષણ કર્યું પછીથી ૩૦ હજાર હોન લાચ લઇને કિલ્લો મહારાજને સ્વાધીન કર્યો

ખબર હતી તે વકીલે મહારાજને કહ્યુ કે, મૈસુરના નાયકે અને વ્યકોજીરાજાએ મારા માલિકનો કેટલોક મુલક પચાવી પાડયો છે તે જો તમે અમને અપાવો તો અમે તમને સાતલાખ રૂપિયા આપવાને તૈયાર છીએ આ બાજુ એ રાજા ત્રિચીનાપલ્લીમા રહેતો હતો, ત્યાથી પોતાના કુટુબપરિવાર સાથે મદુરામા આવી બરોબર બદોબસ્ત કરી રહેવા લાગ્યો મહારાજે તે વકીલ જોડે રઘુનાથપતને મોકલી ખડણીની રકમ નક્કી કરી, તેમા સાતલાખ હોન આપવાનુ નક્કી થયુ અને તેમાથી દોઢ લાખ હોન તરતજ ગણી આપ્યા, એટલે મહારાજે તેના મુલકમા કશો ઉપદ્રવ કર્યો નહિ.

એ સ્થળેથી તેમણે વ્યકોજીરાજાને કહાવ્યુ કે –" તમારી સાથે સલાહસપથી મસલત ચલાવવા માટે તમારા કારભારી ગોવિદભટ્ટ ગોસાઇ, કાકાજીપત અને નિળો નાયકને[1] અમારી પાસે મોકલવા " એ પરથી વ્યકોજીરાજાએ ઉક્ત ત્રણે ગૃહસ્થોને મહારાજ તરફ રવાના કર્યા મહારાજે તેમને કહ્યુ કે –' આજ તેર વર્ષ થયા પિતાશ્રીએ કૈલાસવાસ કર્યો છે મહારાજની સર્વ ધનસપત્તિ રઘુનાથપતે વ્યકોજીરાજાને સોપી દઈ તેમને સત્તાધીશ બનાવ્યા છે, પરતુ તે સપત્તિ પિતૃધન છે મારો તેમા અર્ધો ભાગ છે આજપર્યત તેમણે મારા અર્ધા ભાગનો ઉપભોગ કર્યો છે મારો ભાગ મે કયારનોએ માગ્યો હોત, પરતુ હુ ઘણે વેગળે હોવાથી મને મારો ભાગ લેવાની સગવડ મળી નથી તેઓ પણ પિતા શાહજીરાજાના પુત્ર છે, સપત્તિના માલિકજ છે તેઓની ઇચ્છામા આવે ત્યાસુધી ભલે તેનો ઉપભોગ કરે મારી ઇચ્છામા આવે તે વખતે તેમાથી અર્ધો ભાગ લઇ શકાશે, એમ ધારી મે આજ તેર વર્ષસુધી સબૂરી રાખી રાજદ્વારી કાર્યનિમિત્તે કુતુબશાહની મુલાકાત લેવા આવ્યો અને ત્યાથી કર્ણાટક આવવાની અગત્ય જણાતા અહી આવ્યો છુ દ્રવિડમા અત્યારસુધી મે કયા કયા પ્રાત કબજે કર્યા છે તે તમને વિદિત છે માગ્યો અર્ધો ભાગ મને આપવાની તેમની ઇચ્છા છે કે કેમ, એ સબધી મને સત્વર જણાવશો મારે તેમની સાથે કલહ કરવો પડે, ચાર સારા મનુષ્ય તેમને સમજાવવા જાય ત્યારે તેઓ મને મારો ભાગ આપે અને પરસ્પર કલેશ થાય એ યોગ્ય નહિ અમે એક લોહીના બધુ છીએ તીર્થસ્વરૂપ પિતાશ્રીનો કૈલાસવાસ થયા પછી અમારે એકસપથી વર્તવુ જોઇએ. અમારે એકબીજાના સુખદુખમા ભાગ લેવો જોઇએ વ્યર્થ કલહ ઉપસ્થિત કરવાથી કોઇનુ કલ્યાણ થયુ નથી અને થશે પણ નહિ ' મહારાજે ત્રણે કાર્યભારીને ભલામણ કરી તેમને પોતાના કેટલાક કાર્યભારીસહિત વ્યકોજીરાજા તરફ મોકલ્યા તેઓએ વ્યકોજીરાજા પાસે જઇ શિવાજીમહારાજની ઇચ્છા નિવેદન કરી.

વ્યકોજીરાજાના સલાહકારોએ તેમને સલાહ આપી કે –' શિવાજીમહારાજને તેમનો અર્ધો ભાગ શાતરીતે આપવો નહિ તમે શૂરવીર છો તેમની સાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ ' મહારાજ સાથે યુદ્ધ કરવામા મદુરાના અને મૈસૂરના રાજાઓએ તેમને સહાયતા આપવાનુ કબૂલ કર્યુ હતુ વ્યકોજીરાજાએ કાર્યભારીઓને મહારાજના ઉક્ત પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ, તેથી તેઓ પાછા ચાલ્યા ગયા.

[1] શિવદિગ્વિજયકાર, રગો નાયક અને તિમાજી નાયકના નામો પણ લખે છે.

વ્યંકોજીરાજાએ યુદ્ધ માટે થોડીક તૈયારી પણ કરી, પરતુ જે રાજાઓએ તેમને સહાયતા આપવાનુ અભિવચન આપ્યુ હતુ તેઓએ છેલ્લી ઘડીએ ના કહ્યાથી વ્યંકોજીરાજા નિરાશ થયા તેઓ એકલા મહારાજ સાથે યુદ્ધ કરવા શક્તિમાન નહોતા કહેવામા આવે છે કે, રઘુનાથપતે મદુરાના નાયક સાથે ગુપ્ત મસલત કરેલી હોવાથી તેણે છેલ્લી ઘડીએ વ્યંકોજીરાજાનો પક્ષ છોડી દીધો હતો વ્યંકોજી નિરાશ થતા મહારાજની મુલાકાતે આવ્યા [૧]

મહારાજે તેમની ઉત્તમ પ્રકારે બરદાસ્ત કરી વ્યંકોજીરાજાની સાથે શાહજી-રાજાની નૃત્યશાળાના બીજા ત્રણ રાજપુત્ર ભિવજી રાજા, પ્રતાપજી રાજા અને રાયભાન રાજા મહારાજાની મુલાકાતે આવ્યા હતા, તેમને પણ મહારાજે યથોચિત આદરમાન આપ્યુ તેઓને કોઇ રીતે ઓછુ આવે નહિ અને તેમને જોઇતી વસ્તુ તરતજ પ્રાપ્ત થાય તે માટે મહારાજે કારકુનોને સખ્ત તાકીદ આપી હતી. વ્યંકોજીરાજા પદર વીસ દિવસ સુધી મહારાજની છાવણીમા પરોણા રહ્યા; પણ એટલા દિવસમા તેઓએ મહારાજના અર્ધા ભાગસબધી વાત કહાડી નહિ. ત્યારે મહારાજજ તે વાત કાઢવાનો વિચાર કરી વ્યંકોજીરાજાને એકાત સ્થળે લઈ ગયા અને કહ્યુ –'આપણે બને બધુ છીએ, તેર વર્ષ થયા પિતાશ્રીનુ મૃત્યુ થયુ છે; તેમની સર્વ સપત્તિ તમે એકલાજ ભોગવો છો, વડિલોપાર્જિત સપત્તિના આપણે ઉભય સરખા ભાગીદાર છીએ મારી સલાહ નહિ લેતા પિતાની સપત્તિનો તમારી ઇચ્છાનુસાર વ્યવહાર કરો છો, જે સપત્તિમાથી હુ ભાગ માગુ છુ તે તમે સ્વપરાક્રમવડે સપાદન કરેલી નથી, તમને ઈશ્વિર નવીન સપત્તિ મેળવવાનુ સામર્થ્ય અને બુદ્ધિ આપે અને હુ તે જોઉ એવીજ મારી ઉત્કટ ઇચ્છા છે. મારી સલાહ સિવાય પિતાશ્રીએ સપાદન કરેલી સપત્તિનો તમારે વહિવટ કરવો એ યોગ્ય નથી પિતાની સપત્તિના કાગળપત્રો મને બતાવવા આપણે બને એકસપથી વર્તીએ કઠિન જણાતા કાર્યોમા હુ તમને અવશ્ય સહાયતા કરીશ તમે જરા પણ ગભરાશો નહિ ' મહારાજે વ્યંકોજીરાજાને અનેક પ્રકારે સમજાવ્યા તેમણે માત્ર "હા, હા" કહ્યા કર્યું, પરતુ કોઇ પ્રકારનો સ્પષ્ટ ઉત્તર આપ્યો નહિ મહારાજે પ્રસગોપાત પુન એજ પ્રશ્નો પૂછ્યા અને તેમની ઇચ્છા જાણવાનો પ્રયત્ન કર્યો પણ તેમણે મૌનજ ધારણ કર્યું હતુ તેમણે પોતાના અતકરણની ઇચ્છા મહારાજને કિંવા બીજા કોઈને જાણવા દીધી નહિ મહારાજે કારભારીઓ અને સરદારોને પણ એ સબધી વ્યંકોજીરાજાને સમજાવવાનુ કહ્યુ, પરતુ એ ઉદ્યોગમા તેમને યશ મળ્યો નહિ કહે છે કે, વ્યંકોજીરાજાએ ઉત્તરમા કહ્યુ હતુ કે –'મહારાજે પ્રાપ્ત કરેલા પ્રદેશનો અર્ધો ભાગ મને મળે તો

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, મહારાજે પ્રથમ વ્યંકોજીરાજાને સદેશો કહાવ્યો કે, ઘણા વર્ષ થયા આપણે મળ્યા નથી હુ આટલે વેગળે સુધી આવ્યો છુ ત્યારે તમારે મારી મુલાકાત લઈ મને આનદ આપવો એ સાભળી વ્યંકોજીરાજા પોતાના લશ્કર-સહિત મહારાજને મળવા આવ્યા બન્ને બધુ મહાદેવના દેવળમા મળ્યા અને એક થાળીમા બન્નેએ ભોજન કર્યું

હું તેમને મારા તાબાની સંપત્તિનો અર્ધો ભાગ આપવા તૈયાર છું ' શિવાજીમહારાજે તેમને પ્રત્યુત્તર આપ્યો કે, 'મારા તાબાનો ઘણો પ્રદેશ મેં સ્વત મેળવ્યો છે તમારા તાબાનો સર્વ પ્રદેશ આપણા પિતાએ મેળવ્યો છે તેમાં તમે વધારો કર્યો નથી હિંદુશાસ્ત્ર પ્રમાણે પિતાની સંપત્તિનો અર્ધો ભાગ મને મળવો જોઇએ '

મહારાજે પંદર વીસ દિવસ સુધી વ્યંકોજીરાજા સાથે વાતચીત ચલાવી, પરંતુ તે સઘળું વ્યર્થ થયું તેમનો દુરાગ્રહ જોઇ મહારાજને ક્રોધ ચઢયો અને તેમને કેદ પકડી પિતાની સંપત્તિમાથી જોરજુલમથી અર્ધો ભાગ લેવાનો વિચાર કર્યો, પરંતુ પુન તેમણે ઉદાર વૃત્તિપૂર્વક વિચાર કર્યો કે–'એ મારો કનિષ્ઠ બંધુ છે, તેમની સાથે કઠોરપણે વર્તવુ ઉચિત નથી એવી વર્તણુક મારી પ્રતિષ્ઠાને છાજે નહિ તેઓ સરળરીતે કબૂલ થાય એવો યત્ન કરવો જોઇએ ' વ્યંકોજીરાજા પોતાની ઇચ્છાનુસાર વર્તતા નહિ હોવાથી તેમને પોતાની છાવણીમાથી જવાની રજા આપી તેમને તંજાવર[1] સુધી પહોચાડવાને બહીરરાવ મોહીતે, રૂપાજી ભોસલે, માનસિંહ મોરે અને અપ્પાજી રંગનાથ કેળકરને તેમની સાથે મોકલ્યા[2] તંજાવર સુધી પહોચ્યા પછી વ્યંકોજીરાજાએ પોતાની સાથે આવેલા મહારાજના મનુષ્યોને વસ્ત્રાભૂષણો આપી તેમનો સત્કાર કર્યો અને પાછા મોકલ્યા મહારાજે પુન પોતાના કારકુનો સાથે વ્યંકોજીરાજાને કહાવ્યું કે–' તંજાવર પ્રાંતનો અર્ધો ભાગ અને એક બે કિલ્લા મને આપશો તો હુ સંતોષ માનીશ આપણે બંને સલાહસંપથી રહીએ એજ ઉત્તમ છે ગૃહકલહ વધારવાથી આપણુને બંનેને નુકશાનજ છે તેમ કરવાથી માત્ર વ્યર્થ કષ્ટ ભોગવવુ પડશે કૌરવપાંડવને કેવું કષ્ટ ભોગવવું પડયું હતું તેનો વિચાર કરશો અને વ્યર્થ કલહ વધારશો નહિ આજપર્યંત તમે મારા ભાગનો ઉપભોગ કર્યો છે તેની ચિન્તા નથી, પણ હવે તેવી અભિલાષા રાખશો નહિ મારો ભાગ હુ છોડીશ નહિ, તમારે તે આપવોજ પડશે તમે વિચાર કરીને મારી વાત કબૂલ કરશો તો મારા ભાગમાથી હુ કઇ ઓછું પણ લઇશ ' પણ વ્યંકોજીરાજા પાસેના કેટલાક યવન અધિકારીઓએ તેમને સલાહ આપી કે–'શિવાજીમહારાજ તમારા જ્યેષ્ઠબંધુ છે એ ખરૂ પણ તેમણે તમારા માલિક આદિલશાહ વિરુદ્ધ બળવો કર્યો છે તેમણે એ સરકારનો ઘણો પ્રદેશ કબજે કર્યો છે એમના બળવાથી તમારા પિતાને ઘણુ કષ્ટ સહન કરવુ પડયુ છે એક વખત તો શાહજીરાજાના જીવપર વાત આવી હતી તમે એ સરકારના તાબામા રહ્યા તેથી તમારા પિતાના મરણ પછી આદિલશાહે શાહજીરાજાની સંપત્તિ તમારા તાબામા રહેવા દીધી છે, નહિ તો ક્યારની ખાલસા થઇ જાત તમારી પાસેની સંપત્તિ આદિલશાહની કૃપાને લીધેજ રહી છે,

૧ એ ગામનુ નામ ચદાવર અને ચજાવર પણ અન્યત્ર જણાય છે

૨ સભાસદ લખે છે કે, વ્યંકોજીરાજ મહારાજની છાવણીમાથી ભય પામીને નાસી ગયા હતા એ જાણી મહારાજે દિલગીર થઈ કહ્યુ કે, 'તેમણે નાસી જવાનુ કારણ નહોતુ.' મહારાજે તેમની સાથે આવેલા કારકુનોને વસ્ત્રાલંકાર આપી સત્કાર કર્યો અને પોતાના માલિક પાસે જવાની રજા આપી

તેમાથી શામાટે તે બળવાખોરને ભાગ આપવો ? વળી તમારા પિતાની પ્રમાણિક નોકરીને લીધે તેમને એ સપત્તિ મળી હતી, અને તમે આદિલશાહના તાબેદાર હોવાથી તમને એ સપત્તિ મળી છે તેની સાથે એ બળવાખોરને શો સબધ ?' આ પ્રમાણે સલાહ સાભળ્યા પછી વ્યકોજીરાજાએ મહારાજનો સદેશો લાવનાર કારકુનોને કહ્યુ કે ' પિતાના સમયના હાથી, ઘોડા, ઝવેરાત વગેરે જે કાંઈ હોય તેમાથી ભાગ લેવો હોય તો રઘુનાથપતે આવી કાગળપત્રો અને યાદીઓ ઉપર-થી સઘળુ મને બતાવી આપવુ તેઓ મહારાજનો ભાગ ઠરાવી આપે તે પ્રમાણે આપવા હુ તૈયાર છુ રઘુનાથપત શિરછત્રસ્વરૂપ છે તેઓ ઉચિત જણાય તેમ કરશે મહારાજનો ભાગ આપવાની ઇચ્છાથીજ આટલા દિવસ મે તેમને ઉત્તર આપ્યો નહોતો ' એમ કહાવી વ્યકોજીરાજાએ કારકુનોને વસ્ત્રાભૂષણ આપી રવાના કર્યા

કહેવામા આવે છે કે, વ્યકોજીરાજાએ એ સમયે આદિલશાહને પત્ર લખી જણાવ્યુ કે –'જ્યેષ્ઠ બધુ મારી સપત્તિમાથી ભાગ માગે છે એ સપત્તિ આપની તાબેદારી સ્વીકારવાને લીધે પ્રાપ્ત થઇ છે તેમને ભાગ આપવો કે કેમ તે જણા-વશો ' બાદશાહે ઉત્તર આપ્યો કે –' શાહજીરાજાએ અમારી નોકરી પ્રમાણિકપણે બજાવી છે, તેથી અમે તેમને એ સપત્તિમાટે વશપરપરાગત સનદ આપી છે એ મુદ્દો ધ્યાનમા લઇ શિવાજીમહારાજ ભાગ માગે છે તેઓ બળવાખોર થયા છે પણ તેની અમે ખબર લઇશુ તમે ગૃહકલહ કરીને સરકાર સાથે મહારાજને શત્રુતા કરાવો છો તેનુ કારણ શુ ? તેમને ભાગ નહિ આપવાની અમે સલાહ આપીએ તો તેઓ અમારા પ્રદેશમા ઉપદ્રવ કરશે અને નિરર્થક અમારી વચ્ચે યુદ્ધ જામશે તમારી સપત્તિમાથી તેમને અવશ્ય ભાગ આપવો તેઓ હમણા અમારી સાથે શત્રુ-ભાવથી વર્તે છે, પણ તમારી સપત્તિમાથી ભાગ લઇ અમારા તાબામા રહી અમારી નોકરી કરે તો ઘણુ સારૂ તેમ કરવાથી અમારી સાથે મિત્રતા થશે તેઓ શાહજીરાજાના જ્યેષ્ઠ પુત્ર હોવાથી સપત્તિના માલિકજ છે ' આદિલશાહ તરફથી સ્પષ્ટ ઉત્તર મળવા છતા વ્યકોજીરાજાની પાસેના યવન અમલદારોએ તેમની કાનભભેરણી કરી કે –' શિવાજીરાજા ઉચ્છૃખલ હોવાથી બાદશાહ તેમનાથી બીએ છે તમે સપત્તિના સ્વતત્ર માલિક છો મહારાજ સાથે યુદ્ધ કરવામા પાછા હઠશો નહિ, જયપરાજયનો અનુભવ લેવો અમારા જીવનપર્યત તેમને ભાગ આપવા દઇશુ નહિ, તમને બીક કેવી ? શિવાજીમહારાજેજ માતાનુ દૂધ પીધુ છે કે શુ ?'

વ્યકોજીરાજા તરફથી ઉત્તર મળ્યા પછી યવન સરદારની ઉશ્કેરણીથી તેઓ વિરોધ કરવા તૈયાર થયા છે, એમ જાણી મહારાજને ઘણી દિલગીરી થઇ તેઓએ વ્યકોજીરાજાના પ્રાત ઉપર સ્વારી કરવાનો નિશ્ચય કર્યો, પરતુ મહારાજે પુનઃ વિચાર કર્યો કે, 'તેમનાપર સ્વારી કરી તાબે કરવામા પુરુષાર્થ શો ? ગમે તેમ પણ તે મારો બધુ છે પિતાની સપત્તિમા તોફાન મચાવવા કરતા બીજા પ્રાત કબજે કરવાની કયા ખોટ છે ? તે પ્રાતો સર કરી ત્યા આપણી સત્તા સ્થાપ્યાથી યવન-

સત્તામાથી એટલા પ્રાત ઓછા થશે ' એવુ ધારી મહારાજે વ્યંકોજીરાજાપર સ્વારી કરવાનો વિચાર બધ પાડ્યો

વ્યકોજીરાજાની મુલાકાત થયા પછી મહારાજ ત્રિવાદીથી વેલૂર આવ્યા ત્યાં પોતાના થાણા સ્થાપી મહારાજગઢ, જગદેવગઢ, કર્ણાટકગઢ વગેરે આસપાસના કિલ્લા તેમણે કબજે કર્યા ત્યાર પછી પર્વતો ઉપર થઈને આદિલશાહે પૂર્વે શાહજીરાજાને જાગીરમા આપેલા પ્રાતમા આવ્યા, અને કોલ્હાર, બાલાપુર, બેગલોર, શિરટા, વાસકોટ વગેરે તાલુકા શાહજીરાજાને પૂર્વે જાગીરમા મળ્યા હતા તે સર્વ મહારાજે કબજે કર્યા એ સિવાય તે તરફના બીજા ઘણા કોટ કિલ્લા કબજે કરી તેમણે ઉચ્ચ ટેકરીઓ ઉપર નવા કિલ્લા બધાવ્યા સ્થળે સ્થળે પોતાના થાણા સ્થાપ્યા અને તે તરફના બળવાખોર લૂટારાનો ઉચ્છેદ કરી સર્વ સ્થળે સ્વસ્થતા કરી જેઓએ પ્રતિવર્ષે ખડણી આપવાનુ કબૂલ કર્યું તેમને મહારાજે ત્રાસ આપ્યો નહિ

શાહજીરાજાએ વેદો ભાસ્કર નામક એક બ્રાહ્મણને આરણીનો કિલ્લો સોપ્યો હતો તે અદ્યાપિપર્યંત તેના પુત્રના તાબામા હતો તેણે મહારાજને શરણે આવી કિલ્લાની કુચીઓ સોપી દીધી તેની નમ્રતા જોઇ મહારાજ ઘણા પ્રસન્ન થયા, અને ત્રણ લાખ હોનની ઉપજવાળા આસપાસના પ્રદેશસહિત કિલ્લો તેનેજ સોપી દઇ પોતાનો ખડિયો બનાવ્યો પ્રાતનો મજબૂત બદોબસ્ત રાખવા માટે મહારાજે માનસિહ મોરે અને રગનાથ કેળકરને થોડા લશ્કરસહિત ત્યાજ નિમ્યા ત્યાર પછી મહારાજ શ્રીરગપટ્ટણ વગેરે પ્રાતમાથી ખડણી લેતા લેતા ગદગલક્ષ્મેશ્વર આવી પહોચ્યા અને ત્યાના બે કિલ્લા કબજે કર્યા તે પ્રાતનો અધિકારી ખાનગૌડ દેસાઈ ભય પામીને ગયો મહારાજે તેનો પ્રાત વગર અડચણે તાબે કર્યો

આ પ્રાતમા વૃદ્ધ ચાલમ નામનુ એક પ્રાચીન શિવાલય હતુ ત્યા મહારાજ દર્શનમાટે ગયા હતા તે વખતે ડચ વ્યાપારીઓના એક પ્રતિનિધિએ મહારાજની મુલાકાત લઇ તેમને રેશમી વસ્ત્રો, ચદન, લવીંગ, માલદિવી નાળીએર, તલવારનાં પાના વગેરે ચીજો નજરાણાતરિકે આપી ત્યાથી કૂચ કરીને મહારાજે વનિયમ વાડી નામના સ્થાનમા મુકામ કર્યો ત્યાથી તેમણે મદ્રાસના અગ્રેજ વ્યાપારીઓના અધ્યક્ષને નીચે પ્રમાણે પત્ર લખ્યો " કર્ણાટકના કેટલાક કિલ્લાઓમા બાધકામ કરવાનો મારો વિચાર છે, તેથી તોપોને માટે મોટા ગાડા બનાવવાનુ અને સુરગો ફોડવાનુ કામ જાણનારા માણસો તમારી પાસે હોય તો તેમને અહીં મોકલી આપજો તેમાયે સુરગો લગાડી કોટકિલ્લા તોડવાનુ કામ જેમને આવડતુ હોય એવા માણસોની તો અમને ઘણીજ જરૂર છે એવા વીસ પચીસ અથવા કઇ નહિ તો દસ માણસો અવશ્ય મોકલી આપશો હું ઘણોજ સારો પગાર આપીને કિલ્લાપર તેમની નિમણુક કરીશ " આનો અગ્રેજોએ એવો જવાબ આપ્યો કે —"કોઇ પણ પક્ષમા ભળી જવુ અમારે માટે ઠીક નથી, તેથી તમારી માગણી માન્ય કરી શકતા નથી " ત્યાથી મહારાજે કૂચ કરીને પોર્તોનોવો નામનુ શહેર લૂટયુ, તથા આર્કટના દક્ષિણ તરફના સર્વ પ્રાત અને ઉત્તરમાના કેટલાક પ્રાત પોતાને તાબે કર્યાં

મહારાજ વિજાપુરસરકારના કર્ણાટક પ્રાતમા તોફાન મચાવતા અને ખડણી લેતા હતા, તે સમયે દિલ્હીના શાહી દરબારના તેમના વકીલદ્વારા અને ગુપ્તચરદ્વારા પત્રો મળ્યા કે, ઔરગઝેબ બાદશાહ મોટા લશ્કરસહિત દક્ષિણ ઉપર ચઢાઇ લાવવાના વિચારમા છે અને તે કાર્ય માટે તેમણે દિલ્હીમા મોટુ લશ્કર તૈયાર કરવા માડ્યુ છે એ સમાચાર મળતાજ મહારાજે કર્ણાટકથી મહારાષ્ટ્રમા પાછા ફરવાનો વિચાર કર્યો ચદીનો કિલ્લો અને તેની આસપાસનો પ્રદેશ સતાજી રાજાના તાબામા સોપ્યો હતો તેની અને કબજે લીધેલા નવીન પ્રાતોની સુવ્યવસ્થા રાખવાની ઇચ્છાથી, સતાજીની સહાયતા માટે તેમણે રઘુનાથપત અને હબીરરાવ સેનાપતિને થોડા લશ્કરસહિત ત્યાજ રહેવા દીધા અને બાકી વધેલા લશ્કર સહિત મહારાજ સ્વદેશ આવવા નીકળ્યા એ ચઢાઇમા રામેશ્વરપર્યંતનો પ્રદેશ કબજે કરવાની તેમની ઇચ્છા હતી, પરતુ ઉપર લખ્યા પ્રમાણે પત્રો મળ્યાથી તે સકલ્પ અપૂર્ણ રહ્યો [૧]

આ ચઢાઇમા મહારાજે વીસબાવીસ લાખ હોનની ઉપજનો પ્રદેશ અને સો કિલ્લા તાબે કર્યા તે વખતના મદ્રાસના અગ્રેજ વ્યાપારીઓએ એવુ લખ્યુ છે કે — "જીજી અને બેલોર નામના બે મજબૂત કિલ્લાઓ અને તેની આસપાસનો બાવીસ લાખ હોનની ઉપજનો મુલક મહારાજે કબજે કર્યો, અને તેના રક્ષણને માટે મોટુ પાયદળ અને હયદળ (ઘોડેસ્વારસૈન્ય) ગોઠવ્યુ ૧૪ મોટા કિલ્લા અને ૭૨ મજબૂત ડુગરા હસ્તગત કર્યા કર્ણાટકના શ્રીમત લોકો પાસેથી અપાર દ્રવ્ય કઢાવ્યુ સ્વારીના ખરચને માટે શ્રીમત લોકો પાસેથી તેઓ કરજે રકમ માગતા હતા કિનારાપરના પ્રાતોમાથી તેમણે એ રીતે બે લાખ હોન પ્રાપ્ત કર્યા મદ્રાસ અને પાલિકતમાથી પણ પચાસ પચાસ હજાર હોન કઢાવ્યા બહુ લઢાઇઓ લડ્યા વગર તેમણે ઘણો પ્રદેશ હસ્તગત કર્યા આ પ્રદેશમાથી તેઓ કેટલુ જવાહીર, સોનુ, રૂપુ વગેરે લઇ ગયા તેની ગણત્રી થઇ શકે એમ નથી "

ઉત્તરમા વાસ્તવિકરીતે શુ બન્યુ હતુ, તે તપાસીએ ખાનજહાન બહાદુરે મહારાજ સાથે તહનામુ કર્યું હતુ તે ઔરગઝેબને યોગ્ય લાગ્યુ નહિ, તેમજ એ સરદારની વર્તણુકસબધી બાદશાહને વહેમ ઉપજ્યો હતો દિલેરખાને બાદશાહને સમજાવ્યુ કે —' વિજાપુરસરકારના મુખ્ય કાર્યભારી અબ્દુલકરીમને આપણા પક્ષમા લઈ તે સરકારની લશ્કરી મદદથી કુતુબશાહની રાજધાનીપર સ્વારી કરવી. તેમ કરવાથી શિવાજીમહારાજ દક્ષિણમાથી પાછા આવે તે પહેલા કુતુબશાહી ખાલસા કરી શકાશે ' બાદશાહને એ સલાહ પસદ પડી તેમણે લશ્કર તૈયાર કરવાનો હુકમ આપ્યો, અને ખાનજહાન બહાદુરને પાછો બોલાવી લીધો

શિવાજીમહારાજ અને કુતુબશાહ વચ્ચે દઢ સ્નેહબધન થયુ તેથી મોગલ અને વિજાપુરસરકારને ઘણુ ખોટુ લાગ્યુ હતું મોગલ અને વિજાપુરસરકારનુ સૈન્ય

૧ સ્વદેશ જતી વખતે તેમણે પોતાના એ સ્થળના સરદારોને કહ્યુ હતુ કે, ' તમારે પાલિયાકોટ, સદ્રાસ અને મદ્રાસના ડચ તથા અગ્રેજોના થાણા ઉપર છાપો મારી કબજે કરવા ' એ સમયે ફ્રેંચ લોકો પોડીચેરીમા રહેતા હતા, તેમનાપર ઉપદ્રવ કરવાની ના પાડી હતી.

એકત્ર થઇ કુતુબશાહીપર ચઢાઇ લાવવાના સમાચાર મળતાજ માદણ્ણાપંતે પોતાનુ લશ્કર તૈયાર કર્યું અને બન્ને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયુ તે સમયે માદણ્ણાએ શત્રુસૈન્યનો પરાજય કરી તેને પાછુ હઠાવ્યુ વિજાપુરસરકારનુ સૈન્ય તદ્દન પાયમાલ થઇ ગયુ અન્ન નહિ મળવાથી સિપાઇઓ ટપાટપ મરવા લાગ્યા તેમને પગાર નહિ મળવાથી લશ્કરમા ધાંધલ મચી ગયુ તેઓ નોકરી છોડી પોતાની ઇચ્છામા આવ્યુ ત્યા ચાલ્યા ગયા અમલદારો અને સરદારોને પણ સિપાઇઓ ગાઠતા નહિ તેમા વળી અબ્દુલકરીમ છેલ્લી ઘડીએ માદો પડી મરણ પામ્યો, તેથી કોઇ કોઇની દરકાર રાખતુ નહિ દિલેરખાને વિજાપુરદરબારની પુન સુવ્યવસ્થા કરી સિપાઇઓનો અસતોષ શાત પાડવાનો વિચાર કર્યો તેણે પ્રથમ અમીરઉમરાવો વચ્ચેનો અસતોષ શાત કર્યો અને સર્વની સમતિ લઈ મસાઉદખાન નામક એક ધનાઢ્ય જાગીરદારને આદિલશાહીનો મુખ્ય કાર્યભારી નિમ્યો મસાઉદખાન સીદીજોહારનો જમાઈ થતો હતો તેની પાસે પુષ્કળ દ્રવ્ય હતુ તેણે દિલેરખાન સાથે શરતો કરી કે –' હુ આદિલશાહીમા ઉત્તમ બદોબસ્ત રાખી સર્વત્ર શાતિ પ્રસરે એવો યત્ન કરીશ તમારૂ દેવુ વાળીશ શિવાજીમહારાજ સાથે કોઇ પ્રકારનો સબધ રાખીશ નહિ, અને અસતોષ પામેલા લશ્કરનો પગાર ચૂકવી આપી તેઓ સરકારની નોકરીમા રહે એવી વ્યવસ્થા કરીશ ' એમાની તેણે માત્ર છેલ્લી શરત પાળી નહિ લશ્કરમાથી ઘણા ઘોડેસ્વારોને રજા આપી તેથી તેઓ દેશમા ચારે તરફ જઈ પ્રજાને ત્રાસ આપવા લાગ્યા કગાલ થએલા ઘોડેસ્વારોને મોરોપત પિગળેએ પોતાના લશ્કરમા નોકરીએ રાખી લીધા

મહારાજને વખતોવખત સર્વ સમાચાર મળતા હતા વિજાપુરસરકાર અને મોગલસરકાર એકત્ર થઈ કુતુબશાહ ઉપર ચઢાઈ લઈ ગયા હતા પોતાના રાજ્ય ઉપર પણ તેઓનો હુમલો થવાની બીકે મહારાજ ઉતાવળે સ્વદેશ આવવા નીકળ્યા તેઓ મદ્રાસ પ્રાત છોડીને સને ૧૬૭૭ના ડીસેબર માસમા મૈસુર પ્રાતમા દાખલ થયા આ પ્રાતનો પૂર્વ અને મધ્ય ભાગ તેમણે કબજે કર્યો અને ત્યાથી તેઓ કોપલ પ્રાતમા આવ્યા ત્યાના કિલ્લાને ઘેરો ઘાલી તે પદર દિવસમા સર કરી તેની આજુબાજુનો સઘળો પ્રદેશ પોતાને તાબે કર્યો લક્ષ્મેશ્વરનો કોટ પણ પોતાને હસ્તગત કર્યો અને ચોર લૂટારાને વશ કરી સા પોતાની સત્તા સ્થાપી એજ પ્રમાણે ગદગ, માલગુડ વગેરે થાણા પણ તેમને હાથ આવ્યા તે પ્રદેશમા પોતાની સત્તા કાયમ કરવાને માટે જનાર્દનપત સુમતને થોડી સેના સાથે ત્યા મૂકયો ત્યાથી મહારાજ સપાટાબધ કૂચ કરતા હતા તે સમયે વિજાપુરસરકારના હુસેનખાન માયણા અને કાસીખાન નામના બે સરદારે દસહજાર સૈનિકો સાથે મહારાજપર હલ્લો કર્યો મહારાજે તેમનો પરાભવ કર્યો મહારાજે કબજે કરેલા કોલ્હાપુર અને તારળ વગેરે પ્રાતમા બાવલીખાન નામનો એક પઠાણ સરદાર ઉપદ્રવ કરતો હતો, તેનો પરાભવ કરવાને મહારાજે નિબાજી કાટકરને મોકલ્યો તેણે તુરબા નામના સ્થાન આગળ પઠાણ સાથે યુદ્ધ કરીને તેની સેનાનો પરાભવ કર્યો આ યુદ્ધમા જેમણે શૌર્ય બતાવ્યુ

હતું તે સર્વને મહારાજે ઇનામો આપ્યા નિંબાજી કાટકરને કસબી વસ્ત્રો, સુવર્ણપદક, મોતીનો તોગે, કડી, એક હાથી, બે ઘોડા વગેરેનુ ઇનામ આપ્યુ. ત્યાથી મહારાજ સપગામ તરફ કૂચ કરતા હતા તે વખતે સાવિત્રીબાઈ દેસણુ[1] નામક એક વિધવા સ્ત્રી બેલવાડી[2] કિલ્લાની માલિક હતી તેણે મહારાજના લશ્કરને ઘણુ જ હેરાન કર્યું, તેથી તેમણે બેલવાડી કલ્લાની આસપાસ મોર્ચો સ્થાપ્યો દેસણે મહારાજના સૈન્ય સાથે સત્તાવીસ દિવસ સુધી યુદ્ધ કરી કિલ્લો બચાવ્યો અને અન્નસામગ્રી અને દારૂગોળો ખૂટી પડવાથી પોતાના માણસો લઇને તે મહારાજની સેના પર તૂટી પડી આખો દિવસ બહુજ શૌર્યથી લડીને તેણે મહારાજની સેનામા ઘણુ જ નુકસાન કર્યું અને તેનો પરાજય થયો અને કિલ્લો મહારાજને કબજે આવ્યો, દેસણને પકડી મહારાજ સમક્ષ લાવ્યા, પરતુ સ્ત્રીજાતિને શિક્ષા નહિ કરવાનો મહારાજનો નિયમ હોવાથી તેને વસ્ત્રાભૂષણ આપી સન્માન કર્યું અને ઇનામમા બે ગામ આપી તેને મુક્ત કરી[3]

મહારાજે ત્યાથી કૂચ કરી તોરગલ આગળ છાવણી નાખી તે સમયે તેમને રઘુનાથપતનો પત્ર મળ્યો તેમા મહારાજના વિદાય થયા પછી પાછળથી વ્યકોજી રાજાએ ગડબડ મચાવ્યાનુ લખ્યુ હતું, તેથી મહારાજને એ સ્થળેજ મુકામ કરવો પડયો વ્યકોજીરાજાએ કેવી ગડબડ મચાવી હતી તે જોઇએ મહારાજ કર્ણાટકથી સ્વદેશ જવા નીકળ્યાના સમાચાર મળતાજ વ્યકોજીરાજાએ કેટલાક મુસલમાન સરદારો સાથે સલાહમસલત ચલાવી તેમની સહાયતાવડે સતાજી ભોસલે, રઘુનાથપત અને હબીરરાવ સરનૌબત ઉપર લશ્કરસહિત ચઢાઇ કરી[4] મહારાજની છાવણીમાથી નાસી ગયા પછી મૈસુર અને મદુરાના નાયકો સાથે સલાહમસલત કરવાનો તેમણે પ્રયત્ન કર્યો, પણ મદુરાનો રાજા તેમા સામેલ થયો નહિ વ્યકોજી-એ વિજાપુરસરકાર પાસે પણ મદદ માગી હતી, પણ તે સરકારે મદદ કરવાની ના પાડી કેટલાક મુસલમાન જાગીરદાર અને બડખોરોએજ માત્ર વ્યકોજીને મદદ કરી હતી વ્યકોજીના પોતાનાજ સૈન્યમા આ વખતે દશહજાર પાયદળ અને ચારહજાર ઘોડેસ્વાર હતા તે ઉપરાત મુસલમાન સરદારોની તેમજ બડખોર માણસોની પણ તેને ઘણીજ મદદ મળી હતી તેમનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે, જયેષ્ઠ બધુએ તેમના તાબાનો જે પ્રાત કબજે કર્યો હતો તે પાછો જીતી લેવો વ્યકોજીરાજાને

૧ સભાસદ એ સ્ત્રીનુ નામ લાલબી લખે છે કેટલાક મલબાઈ પણ જણાવે છે

૨ એ કિલ્લાનુ નામ બલવેડ, બલવાડા અને બલેરી પણ જોવામા આવે છે

૩ તવારીખ–ઈ–શિવાજી નામની બખરમા લખ્યુ છે કે,સખુજી ગાયકવાડ નામના મહારાજના એક સરદારે તે બાઈને પકડીને ઘણુંજ ખરાબ વર્તન ચલાવ્યુ હતુ આથી શિવાજીએ તે સરદારની બને આખો ફોડાવીનાખી કેદ કર્યો અગ્રેજ વ્યાપારીઓ લખે છે કે, શિવાજી-મહારાજને એ બાઇએ સત્તાવીસ દિવસ હફાવ્યાથી તેમની જેવી ફજેતી થઇ તેવી પ્રથમ કોઈવાર થઈ નહોતી

૪ રાયરીની બખરમા લખ્યુ છે કે, વ્યકોજી રાજા સ્વત લશ્કર લઈને આવ્યા હતા, પરતુ તેમણે પોતાના દિવાન જગન્નાથપત અને અન્ય સરદારોને રઘુનાથપત અને સરનોબત ઉપર ચઢાઈ કરવા મોકલ્યા હતા

ચઢી આવતા જાણી રઘુનાથપત, સતાજી ભોસલે અને હબીરરાવે યુદ્ધ કરવાની ઇચ્છાથી પોતાનુ સૈન્ય તૈયાર કર્યુ અને બાળગોડાપુર નજીક તેમની સામા થયા રઘુનાથપતે એકદમ યુદ્ધ નહિ કરતા તેમને શિખામણ દીધી, પરતુ વ્યકોજી રાજાએ પોતાનો દુરાગ્રહ છોડયો નહિ તેમજ તેમના પક્ષના મુસલમાન સરદારોએ ઉતાવળ કરી યુદ્ધ શરૂ કર્યુ અતે બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ, તેમા વ્યંકોજીરાજાના પક્ષનો પરાજય થયો [1] એ સમયે શાહજીરાજાના નૃત્યશાળાના પુત્ર પ્રતાપજી અને ભિવજીને કેદ પકડ્યા વ્યંકોજીરાજા સો બસો સિપાઇઓસહિત નાસી છૂટયા તેઓને પણ મહારાજના સિપાઇઓ કેદ પકડી શકત, પરતુ તેમ કરવાથી પોતાનાજ સ્વામીનુ અપમાન કરવા જેવુ થાત અને કવચિત્ શિવાજીમહારાજને પણ ખોટુ લાગત એ વિચારથી રઘુનાથપતે તેમને નાસી જવા દીધા

એ સમાચાર સાભળી મહારાજે રઘુનાથપતને પત્ર લખી જણાવ્યુ કે –' વ્યંકોજી મારા કનિષ્ઠ બધુ છે તેમણે બાળકબુદ્ધિ ચલાવી છતા પણ અમારો બધુસ્નેહ જશે નહિ, તેમનુ રક્ષણ કરવુ ઉચિત છે તેમનુ રાજ્ય પાયમાલ કરવુ નહિ' વ્યકોજીરાજાને પણ મહારાજે એક પત્ર લખ્યો –' તમે મુસલમાન સરદારોની સલાહથી મારા સરદારો સાથે યુદ્ધ કર્યાનુ જાણ્યુ છે, તેમા તમનેજ નુકશાન થયુ છે પ્રતાપજી રાજા તથા ભિવજી રાજાને મારા સરદારોએ કેદ પકડ્યા છે તમારા ઘણા સરદાર ઘાયલ થયા છે એ જાણી મને ઘણી દિલગીરી થઈ છે આપણે બધુ છીએ તમને નુકસાન થયુ તે મને થવા બરોબરજ છે તમારૂ અપમાન થયુ તે મારૂ થવા બરોબરજ હુ સમજુ છુ અવિચારી કૃત્ય કરી તમે સર્વત્ર અપકીર્તિ સપાદન કરી એ યોગ્ય કર્યું નહિ તમે તમારી બુદ્ધિથી કાઇ કર્યુ નથી જે મનુષ્યોની સલાહથી એ કૃત્ય કર્યું, તેમને ઇશ્વરેચ્છાથી યોગ્ય શિક્ષા મળી છે તમારા અતકરણમા અમારાસબધી અનિષ્ટ વિચારો ઉત્પન્ન થતા એ કાર્ય બન્યુ છે યવનોની સલાહ પ્રમાણે નહિ વર્તતા તમે મારા ઉપર વિશ્વાસ રાખ્યો હોત તો તમારૂ હિતજ થાત હવે તમારી વિશેષ અપકીર્તિ થશે અને મારો ભાગ મને આપવો પડશે પિતાએ નોકરીના બદલામા સપત્તિ મેળવેલી હોવાથી મને ભાગ નહિ આપવાની તમારી ઇચ્છા યોગ્ય નથી મારો ભાગ મળ્યા પછી હુ છુ અને

---

૧ વિલ્કિસ લખે છે કે, યુદ્ધમા સતાજીનો પ્રથમ પરાજય થયો અને તેનુ સૈન્ય પાછુ હઠયુ ત્યારે તેને ઘણી દિલગીરી થઇ સમરભૂમિમાથી પાછા ફરેલા સર્વ સિપાઈઓને રાત્રિને સમયે એકત્ર કરી ઠરાવ્યુ કે, 'આ પ્રમાણે પરાજય પામી પાછા નાસી જવુ તે કરતા શત્રુ ઉપર પુન એક વખત અકસ્માત્ હુમલો લઈ જઇ મારવુ કે મરવુ એજ યોગ્ય છે એમ કરવાથી સ્વામિકાર્યમા પ્રાણ અર્પણ કરવાનુ શ્રેય મળશે અને આપણા ઉપરનુ કલક ટળશે' સતાજીના વીરત્વ ભરેલા સભાષણથી સર્વને જુસ્સો ચઢયો અને આખો દિવસ યુદ્ધ કરી થાકેલા હોવા છતા શત્રુપર પુન હુમલો કરવાનુ નક્કી કર્યુ થોડો વખત વિશ્રાતિ લીધા પછી તેઓએ શત્રુના સૈન્ય ઉપર અકસ્માત્ હુમલો કર્યો તેમનુ સૈન્ય એ સમયે યુદ્ધમા વિજય પ્રાપ્ત થવાથી આનદોત્સવ કર્યા પછી વિશ્રાતિ લેતુ હતુ મહારાજના સૈન્ય અકસ્માત્ હુમલો કર્યાથી તેમનો પરાજય થયો સતાજીના લશ્કરે તેમનો ઉચ્છેદ કર્યો.

વિજાપુરસરકાર છે તે સબધી તમારે વિચારવાનુ નથી તમે બાળકબુદ્ધિ ચલાવો છો. હજુ પણ પિતાના નિયમ પ્રમાણે સન્માર્ગે વર્તો, અનીતિનો ત્યાગ કરો પ્રત્યેક કાર્ય કરતા પહેલા વિચાર કરો દુષ્ટ મનુષ્યોનો સહાર કરી પ્રજાજનોને સુખી કરો તમે શાહજીના પુત્ર છો, કુલીન છો, તેમ છતા તમારા હૃદયમા ધર્માધર્મનો વિચાર ઉત્પન્ન થતો નથી, પરતુ તમે દુખી થશો, આજપર્યંત તમે એકલાએજ સર્વ સપત્તિનો ઉપભોગ કર્યો છે હવે મને અર્ધો ભાગ આપો મારો ભાગ મને આપ્યા પછી તમારી ઇચ્છા પ્રમાણે વર્તજો મારાપર તુળજાપુરના ભવાનીદેવીની કૃપા હોવાથી મને સદોદિત વિજય પ્રાપ્ત થશે એ લક્ષમા રાખી યવન સરદારોની સલાહ પ્રમાણે મારી સાથે યુદ્ધ કરવાનુ સાહસ કરવુ ઉચિત નહોતુ દુર્યોધન જેવી દુષ્ટ બુદ્ધિ ધારણ કરી વિનાકારણ તમારા શૂરવીર યોદ્ધાનો સહાર કરાવવો નહોતો મારા સેવકોને હાથે પરાજય પામ્યાથી સર્વત્ર તમને કલકજ મળ્યુ છે યુદ્ધમા તમને જે નુકસાન થયુ તે મનેજ થયુ છે, એમ હુ સમજુ છુ પુન એવો પ્રસગ આવવા દેશો નહિ જૂના, અનુભવી અને પ્રમાણિક નોકરોનુ અપમાન કરી નવા, સ્વાર્થી, અજ્ઞાન નોકરોની સલાહ પ્રમાણે વર્તશો નહિ પિતાના હાથ નીચે કેળવાયેલા મનુષ્યોને તમારે પિતાના જેટલુજ માન આપવુ જોઇએ તેમનો અનાદર કરી ઇચ્છા પ્રમાણે વર્તવાનુ ફળ તમને મળ્યુ છે અને ભવિષ્યમા પણ મળશે રઘુનાથપત મારી પાસે આવ્યાથી આપણા વચ્ચે કલહ ઉત્પન્ન થયો છે એમ સમજશો નહિ બધુત્વ હોવા છતા એકબીજાને ભાગ લેવો–આપવો જોઇએ, તેમા મિનમેષ નહિ એ કાર્યમા બીજાની શિખવણીનો સબધ નથી, તમારા હિતની વાત તમને વિપરીત જણાઇ તેથીજ આટલે સુધી વાત આવી પહોચી છે જૂના મનુષ્યોને પિતા સમાન માની તેમની પાસેથી કામ લેશો તો તમને યશ મળશે અને તમારી સપત્તિમા પણ વધારો થશે એ સર્વ લક્ષમા લઈ ઇચ્છાનુસાર વર્તશો અરણી, બેગરૂલ (બેગલોર), કોલાહ, વાસકોટ, શિરટા, વગેરે તાલુકા મારા તાબામા આવ્યાજ છે ચદાવર પણ મારા મનુષ્યોને સ્વાધીન કરજો રોકડ અને જરઝવેરાત વગેરે પિતાની સપત્તિમાથી અર્ધો ભાગ મને આપો મારી સાથે સલાહસપથી વર્તશો તો તુગભદ્રાની પેલી બાજુનો અમારા તાબાનો પન્હાળા પ્રાત જેની ઉપજ ત્રણ લાખ હોન છે, તે તમને આપીશ તે પ્રાત લેવાની ઇચ્છા નહિ હશે તો કુતુબશાહને ભલામણ કરી તેમની પાસેથી એટલીજ ઉપજનો બીજો પ્રાત અપાવીશ વિનાકારણ ગૃહકલહ ઉત્પન્ન કરી આપણે બન્નેએ નુકશાન ભોગવવુ ઇષ્ટપ્રદ નથી આપણ બન્ને વચ્ચે બધુભાવજ રહેવો જોઇએ જ્યેષ્ઠ બધુતરીકે તમને જે શિખામણ આપુ છુ તે તરફ લક્ષ આપશો તો તમારૂ કલ્યાણજ થશે મારી સાથે વિરોધ કરવાથી તમનેજ નુકશાન થશે '

વ્યકોજીરાજાને પત્ર લખ્યા પછી મહારાજે રઘુનાથપતને પત્ર લખી જણાવ્યું કે –' હવે પછી વ્યકોજી રાજા સાથે કલહ કરી તેમનુ નુકસાન કરશો નહિ, અને તેમનુ અપમાન થાય એવુ પગલુ ભરશો નહિ તેઓ મારા પિતાના પુત્ર હોવાથી સર્વ સપત્તિનો ઉપભોગ કરશે તો અડચણ નથી. તેમની સાથે તહનામું કરી સ-

લાહ કરશો' મહારાજ તરફથી ખરિતો મળતાજ રઘુનાથપતે વ્યકોજીરાજા પાછળ લશ્કર મોકલ્યુ હતુ તે પાછુ બોલાવી લીધુ વ્યકોજીરાજાને પત્ર મળતાજ વિચારમા પડ્યા, તેઓ વિચારવા લાગ્યા કે—'મારા લશ્કરનો પરાજય થયો અને તે ચોતરફ નાસી ગયુ હાથી, ઘોડા, ઉટ વગેરે મહારાજના લશ્કરના તાબામા ગયા મારા ઘણા સિપાઇઓ કપાઈ ગયા તેમની વિધવા સ્ત્રીઓ અને બાળકો મારી પાસે આવી આક્રદ કરે છે ઘણા શિલેદારોના ઘોડા પકડાયલા હોવાથી તેઓ મારી પાસે પાછા માગે છે ઘાયલ થયલા સિપાઇઓ અન્નવિના ટળવળે છે એ સર્વને શી રીતે સમજાવવા ? જ્યેષ્ઠ બધુ ભાગ લીધા સિવાય છોડશે નહિ સપત્તિના અનુભવી રઘુનાથપત મહારાજ પાસે છે શી રીતે નિકાલ કરવો ? કયી બાબતનો વિચાર કરવો ? તેમની સાથે પુન યુદ્ધ કરવાથી મારૂજ વિશેષ નુકશાન થશે અને સપત્તિ નાશ પામશે તેમની સાથે પ્રથમથી વિરોધ કર્યો એજ મારી મૂર્ખતા થઈ જ્યેષ્ઠ બધુની મુલાકાતે ગયો તેજ સમયે નમ્ર થઇ તેમની સલાહ પ્રમાણે વર્ત્યો હોત તો આજે મારી અવદશા થાત નહિ જ્યેષ્ઠ બધુ ભાગ્યશાળી છે દુષ્ટ અને સ્વાર્થી મનુષ્યોની સલાહથી મે તેમની સાથે વિરોધ કર્યો એ ઘણુ ખોટુ થયુ'

વ્યકોજીરાજાને અત્યત પશ્ચાત્તાપ થયો તેમને અતિશય ચિતા થવા લાગી ભોજન અને શયન કરવાનુ સૂઝતુ નહોતુ આખો દિવસ વિચાર કરવામાજ વીતાડયો એ જોઇ વ્યકોજીની પત્ની દિપાબાઇએ ચિતાનુ કારણ પૂછયુ તેમણે ઉત્તર દીધો—'જ્યેષ્ઠ બધુના કાર્યભારી દક્ષિણમા રહે છે, તેમણે ઉચ્છૃખલ બડખોર મનુષ્યોનો પરાજય કરી બાદશાહી સત્તાના કેટલાક કોટકિલ્લા કબજે કર્યા છે તેઓ દરરોજ યુદ્ધ કરે છે, પરતુ તેમને કયાય પણ અપયશ મળતો નથી બાદશાહથી તેમનો પરાજય થતો નથી તો પછી તેમના બળ સામે આપણી શી વિસાત ! તેમની સાથે યુદ્ધ કરવાથી આપણુને ફળ શુ ? આપણે યુદ્ધ કર્યુ તેમા માત્ર આપણુનેજ નુકશાન થયુ' દિપાબાઇએ કહ્યુ—"શાહજીરાજાના મૃત્યુ પછી શિવાજીમહારાજ આપણા પિતાસમાન છે સ્વાર્થી મનુષ્યોની સલાહ પ્રમાણે વર્તી આપે અપકીર્તિ વહોરી લીધી છે બધુત્વમા વિરોધ કર્યા પછી હવે તે સબધી ખેદ થાય છે, પરતુ પ્રથમથીજ વિચાર કરીને પગલુ ભર્યુ હોત તો આ દશા થાત નહિ આપના વડિલ બધુ પુણ્યશ્લોક ધર્માવતાર પુરુષ છે આપ સરળરીતે વર્તશો તો આપનુ અપમાન કરશે નહિ આપની અયોગ્ય વર્તણુકને લીધેજ તેમનો ભય લાગે છે તેમને આપની સપત્તિમાથી ભાગ લેવાની દરકાર નથી, આપને સારે માર્ગે ચઢાવવાનીજ માત્ર તેમને ચિતા છે તેઓએ એવી ઘણીએ સપત્તિ મેળવી હશે ! અને આપના જેવા કેટલાએ શ્રીમત સરદારો તેમના તાબામા નોકરી કરતા હશે ! આપ તેમની સાથે નિરર્થક કલહ કરો છો; તેમને શરણે જવામા શી હાનિ ? શામાટે વડિલ બધુને ભાગ ના આપવો ? આપે નવીન સપત્તિ તો મેળવી નથી ને ? આપની કમાણીમાથી તો તેઓ ભાગ માગતા નથી ને ? તેમના તરફથી આપનુ અપમાન શુ થયુ ? ભ્રાતૃસ્નેહમા શિવાજીમહારાજ પ્રલવાય નાખત નહિ, પણ આપેજ જાણીજોઇને તેમની સાથે વિરોધ કર્યો છે. આપે

તેમનુ અપમાન કર્યુ છે એ સર્વનુ કારણ આપના સ્વાર્થી અને દુષ્ટ સલાહકારો છે રઘુનાથપત પિતાના વખતના જૂના, પ્રમાણિક અને અનુભવી નોકર હતા, તેઓ આપના પિતા જેવા હતા, તેમ છતા આપે તેમનુ અપમાન કરી તેમને દિલગીર કર્યા તેઓ સુવ્યવસ્થા રાખત અને આપણે સુખાનદમા દિવસ નિર્ગમન કરી શકત, પરતુ દુષ્ટ મનુષ્યોએ અનિષ્ટકારક સલાહ આપી તે પ્રમાણે વર્તી આપે અપયશ મેળવ્યો હજુ પણ ચિતા નથી આપ રઘુનાથપતને શરણે જઇ તેમની સલાહ પ્રમાણે વર્તશો તો આપને કિચિત્ પણ નુકશાન થશે નહિ આપ અભિમાન રાખી અનુચિત રીતે વર્તશો તો નાહક આપની ફજેતી થશે રઘુનાથપત સાથે આપને વિરોધ થવાથી તેમને શરણે જવુ ઇષ્ટ ન જણાય તો આપના વડીલ બધુ પાસેજ જઇ પહોચવુ તેમની સાથે નમ્રતાથી વર્તશો તો હજુ પણ તેઓ આપનુ સરક્ષણ કરશે મને તો એજ ઇષ્ટપ્રદ જણાય છે તેમને શરણે ગયા સિવાય છૂટકો નથી ''

દીપાબાઇની સલાહ વ્યકોજીરાજાને પસદ આવ્યાથી તેમણે મહારાજ સાથે સલાહ કરવાનો વિચાર કર્યો અને તહનામાની શરતો નક્કી કરવા માટે રઘુનાથપતને પોતાની મુલાકાતે આવવા આમત્રણ કર્યું રઘુનાથપતે તેમને ઉત્તર લખ્યો કે— ''એ કાર્યમા મહારાજની આજ્ઞા પ્રમાણે વર્તવાનુ હોવાથી તેમની પરવાનગી મળ્યા સિવાય મારાથી આપની મુલાકાતે આવી શકાશે નહિ ' પતે મહારાજની પરવાનગી મેળવી અને વ્યકોજીરાજાની મુલાકાતે જવા તૈયાર થયા તેમણે વ્યકોજીરાજાને જણાવ્યુ કે—' હુ શિવાજીમહારાજનો સેવક છુ તમે તેમના કનિષ્ઠ બધુ છો, તેથી આપણી મુલાકાત સમાન મનુષ્યો કરતા વિશેષ સન્માનપૂર્વક થવી જોઇએ. નાના બધુએ મોટા બધુને વિશેષ માન આપવુ જોઇએ ' વ્યકોજીરાજાએ તે પ્રમાણે વર્તવાનુ કબૂલ કર્યું મુલાકાતનુ સ્થળ નક્કી કરી ત્યા તબુ નાખવામા આવ્યા બન્ને જણ બે દિશામાથી હાથીપર બેસી તબુ નજીક આવ્યા [1] વ્યકોજીરાજા હાથીપરથી નીચે ઉતર્યા પછી રઘુનાથપત ઉતર્યા પરસ્પર એકબીજાનો હાથ પકડી તબુમા ગયા ત્યા બે ઉચ્ચ ગાદી તૈયાર કરાવી હતી ત્યા જતાજ રઘુનાથપતે વ્યકોજીમહારાજનો હાથ છોડી દઇ એક બાજુપર જઇ ઉભા અને કહ્યુ —'મહારાજ ' હું એ ગાદીનો સેવક છુ આપ ગાદીપર બિરાજવા યોગ્ય છો ' રઘુનાથપતે તેમને ગાદીપર બેસાડી માન આપ્યુ અને મુજરો કરી પોતાની મર્યાદા પ્રમાણે વેગળા ઉભા રહી કહ્યુ —'' મહારાજ ' તમે અને શિવાજીમહારાજ એ બન્ને મારે મનથી સરખાજ છો તમારી પાસેથી રજા લેતી વખતે મે કહ્યુ હતુ કે —' હું તમારી સાથે એક આસનપર બેસવા યોગ્ય સેવક છુ, અર્થાત્ મારી સલાહ

[1] શિવદિગ્વિજયકાર લખે છે કે, એ મુલાકાત ચદાવર આગળજ થઇ હતી વ્યકોજીરાજાએ અને દીપાબાઇએ રઘુનાથપતને અત્યાગ્રહ કરવાથી મહારાજની આજ્ઞા માટે નહિ થોભતા તે ચદાવર ગયો તેઓએ તેમને પ્રથમ એકાતમા લઇ જઇ ઉભયે તેમના ચરણમાં માથુ મૂકી કહ્યુ કે —'અમારૂ શિર તમારા હાથમા છે, તારો કે મારો ' તેમની નમ્રતા અને પશ્ચાત્તાપ જોઇ રઘુનાથપતે તેમની સાથે તહનામુ કર્યું

પ્રમાણે તમારે વર્તવુ જોઇએ' એ વાક્યની ખાત્રી કરી આપવા માટેજ મારે આટલુ બધુ કરવુ પડયુ છે, નવા સેવકો જેવો હુ અલ્પજ્ઞ નહિ હોવાથીજ શિવાજી મહારાજે મારો સ્વીકાર કર્યો છે, તમારે પણ તે પ્રમાણે કરવુ ઉચિત છે. પ્રાણ જતા સુધી તમારૂ અહિત કરીશ નહિ એજ મારો પણ સકલ્પ છે સ્વામી અયોગ્ય કાર્ય કરે તો તેમને યોગ્ય સલાહ આપવાની મારી ફરજ સમજુ છુ સ્વરાજ્ય અને સ્વસત્તા વધારવા માટેજ મે આપને વારવાર વિનતિ કરી હતી; પરતુ ક્ષુદ્ર મનુષ્યોની સલાહ માની આપે મારૂ અપમાનજ કર્યું, તેથી શિવાજીમહારાજ પાસે જઇ કર્ણાટકનુ રાજ્ય કબજે લેવા યોગ્ય જણાવ્યુ મહારાજ પ્રબળ પરાક્રમી છે તેઓ સ્વસત્તા અને સ્વધર્મની સ્થાપના કરવા અને હિદુધર્મોચ્છેદક દુષ્ટ મ્લેચ્છોનો સહાર કરવા પ્રવૃત્ત થયલા હોવાથી મારી સૂચના તેમણે પસદ કરી કર્ણાટક જેટલે ઘણે વેગળે સુધી આવી પહોચ્યા અને આ દેશમા ત્રણ ચાર કરોડ રૂપિયાના નવા રાજ્ય સપાદન કર્યા, તેમ છતા તમારા ઉપર તેમનો અતિશય પ્રેમ અને મમતા છે મારા ઉપર તેમના એ આશયનાજ પત્રો આવ્યા છે હવે પછીથી આપ તેમની સાથે નિર્મળ અતકરણથી વર્તશો લક્ષ્મણ રામચદ્રની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા તેજ પ્રમાણે મહારાજ સાથે વર્તવાનો આપનો ધર્મ છે એ પ્રમાણે વર્તવાથીજ આપનો ઉત્કર્ષ થશે કઠિન પ્રસગે મને આજ્ઞા કરવાથી હુ સૈન્યસહિત આપને સહાયતા કરીશ શિવાજીમહારાજ પેઠે આપને હાથે પણ પરાક્રમ થાય અને આપની કીર્તિ વધે એજ મારી ઇચ્છા છે" વ્યકોજીરાજાને અનેક પ્રકારનો બોધ આપી રઘુનાથપતે તેમની પાસે લખાવી લીધુ કે, પિતાની જાગીરની ઉપજમાથી પ્રતિવર્ષે શિવાજીમહારાજને અર્ધો ભાગ આપવામા આવશે વડિલોપાર્જિત જરઝવેરાતમાથી તત્કાળ અર્ધોભાગ તથા સ્વારીના ખર્ચ માટે ચોક્કસ રકમ આપીશ વ્યકોજી રાજાએ તે સમયે કિચિત્ પણ આનાકાની કરી નહિ તેથી મહારાજે તજાવર પ્રાત તેમનાજ તાબામા રહેવા દીધો અને પિતાની જાગીરમાના તાલુકા જપ્ત કર્યા હતા તે પણ પાછા આપ્યા [૧]

રઘુનાથપત તરફથી એ સબધી મહારાજને પત્ર મળ્યો ત્યારે તેમણે ઉત્તરમા રઘુનાથપતને લખ્યુ કે—"ચિરજીવી વ્યકોજીરાજાને સૌભાગ્યવતી દીપાબાઇએ બોધ આપી તમારી સાથે મેળવી તહનામુ કરાવ્યુ તે યોગ્યજ થયુ છે ચિરજીવીને હુ રૂબરૂમા કહેતો હતો તે તેમણે ધ્યાનમા લીધુ નહિ તે સમયે તેમના મનમા અભિમાન હતુ જેઓની કાનભભેરણીથી તેમણે મારી શિખામણ માની નહિ તેઓનો પ્રપચ હવે સ્પષ્ટ જણાઈ આવ્યો અને તેમના નેત્રો ઉઘડી ગયા એ સારૂ થયુ છે તેઓ જે શુદ્ધબુદ્ધિથી કહે છે તે પ્રમાણે વર્તવાનો તેમની પાસે દઢ નિશ્ચય કરાવજો તમારી ઇચ્છા હોય તો તેમના સસ્થાનની સુવ્યવસ્થા કરવા માટે તમે તેમની પાસે રહેજો અમારા તાબાના ચદી વગેરે પ્રાતોનુ કામ જના-

૧ રાયરીની બખરમા લખ્યુ છે કે, વ્યકોજીરાજાએ કોલ્હાર, બાલાપુર, મહારાજગઢ, જગદેવગઢ અને કર્ણાટકગઢ નામક કિલ્લા મહારાજના તાબામા સોપ્યા એ સ્થળો મહારાજે અગાઉથી કબજે કર્યા હતા, એમ પ્રથમ લખ્યુ છે

ર્દનપતને સોપજો અને કામના પ્રમાણમા તમે વખતોવખત બદોબસ્ત રાખજો વ્યકોજીરાજા પાસે રહેવાનો તમારો નિશ્ચય થાય તો અગાઉની પેઠે તેમના સસ્થાનની વ્યવસ્થા રાખી તે સબધી મને વખતોવખત સમાચાર આપતા રહેજો બદોબસ્તની કલમો નીચે પ્રમાણે –

૧ સગા અને માનકરી સેવકોનો યોગ્ય બદોબસ્ત રાખવો તેમનુ અપમાન થવા દેવુ નહિ તેમને ખાનગી કામ સોપી ત્રાસ આપવો નહિ

૨ દરખદાર અને કામદારની સલાહ સિવાય કોઈ પણ કામકાજ થવા દેવુ નહિ પ્રત્યેક કાર્યમા તેમની સલાહ પૂછવી વિશ્વાસુ સેવકોનેજ રાજકાર્ય સોપવા. દરખદાર સેવકો સાથે તકરાર કરવી નહિ, યોગ્યતા પ્રમાણે તેમને ઉચ્ચ હોદ્દા આપવા

૩ શાગીર્દ સેવકો ઉચ્ચ કુલીન, પ્રમાણિક અને વિશ્વાસુ હોવા જોઇએ તેમની ઓળખાણ લઇને નોકરીએ રાખવા તેમનાપર કૃપા રાખવી સર્વ સ્થળની બાતમી મેળવવી અમુક મનુષ્યનીજ ભલામણ કિવા કાનભભેરણી ચાલે છે એવુ કોઇને જણાય નહિ સર્વ ઉપર કરપ રાખવો

૪ આસપાસના મિત્ર કિવા શત્રુ સસ્થાનિકના રાજ્યમા આપણા વકીલ અને બાતમીદાર રાખવા તેમને ખબર પડે નહિ તે પ્રમાણે સર્વ સ્થળની મુખ્ય ખબર આપણને મળે એવી ગોઠવણ કરવી

૫ પાયગા, શિલેદાર અને ઘોડેસ્વારના કામ નિત્ય તપાસવા અને સર્વ સારી સ્થિતિમા રાખવુ ઘોડા અને સ્વાર હમેશા તૈયારજ રાખવા શિલેદાર સેવકોના ઘોડા વેચાતા લઇ પાયગામા રાખવા અને તેમને પાયગામા નોકરીએ રાખવા લશ્કરને હમેશા નિયમિતરીતે કસરત કરાવવી, તેથી તેઓ સર્વદા હુશિયાર રહે છે; નહિ તો તેમનામા આળસ વધી જશે અને પરરાજ્યનો હુમલો આવતા પરાજય થશે પાયગા અને તોપખાનુ હમેશા તૈયારજ રાખવુ

૬ દુષ્ટ, દુરાત્મા, હિદુદ્વેષ્ટા, ચોર, ચાડીઆ, ભામટા, ખુશામદખોર, લૂટારા અને દારૂ પીનાર વગેરે નઠારી ટેવવાળા મનુષ્યોને આપણા રાજ્યમા આશ્રય આપવો નહિ તેઓ રાજ્યમા રહે તો જામીન લેવા કિવા દડ કરવો તેઓ પ્રજાને ત્રાસ ન આપે એવી ખબરદારી રાખવી તેમને માટે મજબૂત બદોબસ્ત રાખવો એ કામમા બેદરકારી કરવી નહિ

૭ નાના મોટા મનુષ્યો સાથે હદનામા કિવા તહનામા વગેરે કરાર થયા હોય તે સબધી તકરાર ઉપસ્થિત થવા દેવી નહિ ગરીબ અનાથ મનુષ્યોની યોગ્ય બરદાસ્ત રાખવી અને તેમને યથોચિત સહાયતા કરવી તેમને કોઇ વિનાકારણે ઠગે કિવા ત્રાસ આપે તો તે સબધી તાબડતોબ બદોબસ્ત કરવો

૮ ધર્માદા, દેવસ્થાનના વર્ષાસન, બ્રાહ્મણના ઇનામી ગામ વગેરે પૂર્વ પ્રમાણે-જ ચાલુ રાખવા તેમનો ઉચ્છેદ થવા દેવો નહિ, પણ યોગ્ય બંદોબસ્ત રાખવો.

૯ લેવડદેવડસબધી કિવા મિત્ર આદિ જનસમાજમા ફરિયાદ, તકરાર ઉભી થાય તો તેનો ન્યાય કરવા માટે લાયક મનુષ્યોને પચ નિમી તરતજ ફેસલો કરાવવો પ્રજાને યોગ્ય ન્યાય મળે એવો યત્ન કરવો લાચવગર ઇન્સાફ મળે

એવી વ્યવસ્થા રાખવી સરકાર એ ગરિબગુરબાના ધર્મના માબાપ છે એમ સમજી કોઇ પાસેથી એક પાઇ પણ નહિ લેતા તેમને નિર્મળ ન્યાય આપવો

૧૦ કોઇને અભયવચન આપી તેનુ રક્ષણ કરવાનુ સ્વીકાર્યા પછી તેની સાથે ઉદ્ધતાઈથી વર્તવા જેવુ નીચ કાર્ય આપણા કુળમા થયુ નથી અને હવે પછી થવુ જોઇએ નહિ

૧૧ અરણીના કિલ્લાનો મહાલ વેદોભાસ્કરને પિતાશ્રી શાહજીરાજાએ બક્ષિસ આપ્યો છે વેદોભાસ્કરને હમણા આઠ પુત્ર છે તે કિલ્લો તેમના તાબામાજ રહેવા દેવો તેઓ સરકારી સેવા બજાવે તો ઠીક નહિ તો તેમના મહાલમા ઉપદ્રવ કરવો નહિ

૧૨ વિજાપુરસરકાર તરફથી કેટલાક ઈનામી ગામ મળ્યા છે, તેજ પ્રમાણે પિતાશ્રી મહારાષ્ટ્રમા આવતા હતા તે વખતે દોલતાબાદસરકાર તરફથી કેટલાક ઈનામી ગામ મળ્યા છે તે સિવાય કેટલાક બડખોર લોકોને કબજે લઈ કેટલાક ગામો મેળવ્યા છે, એ સર્વ પ્રદેશની આવકનો હિસાબ જમે કર્યો નથી, તે ઉપજ બરોબર જમે કરવી એ ઉપજના બદલામા શાહજીરાજાના સમયથી અત્યાર સુધી વિજાપુરસરકારની પાચ હજાર સૈનિકસહિત નોકરી બજાવવી પડતી હતી એ સરકાર સાથે અમે તહનામુ કર્યુ છે તે વખતે નોકરીની શરત બધ કરી એવુ ઠરાવ્યુ છે કે, હુ તેમને પ્રસગોપાત મદદ કરીશ પિતા જીવતા હતા તે સમયે એ શરત થઇ હતી, તેથી હવે તમારે તેમની નોકરી કરવાની જરૂર નથી નોકરીના બદલામા પ્રસગોપાત જરૂર પડે તો તમારે તમારા સૈન્યસહિત તેમને મદદ કરવી તે પ્રમાણે નહિ વર્તશો તો તમારો જવાબ લેવામા આવશે મારે એવી મદદ કરવી પડશે તો સ્વારીનો ખર્ચ તમારે આપવો પડશે

૧૩ હિગણી, બેરડી, દેઉળગાવ વગેરે ગામની પટેલાઇ, દેશમુખી વગેરે વડિલોપાર્જિત વતનો છે તેનો તમારે વહીવટ કરવો નહિ હુ તેનો વહિવટ કરીશ

૧૪ પ્રસગોપાત અમારા તરફનુ કોઈ મનુષ્ય તમારા તરફ આવે કિવા તમારા તરફથી અમારા તરફ આવે તો તેની યોગ્ય તપાસ રાખવી કોઇને કઇ સમજાવવુ હોય કિવા ખુલાસો પૂછવો હોય તો તે લઇ જનાર સેવકોને તત્ક્ષણાત રવાના કરવા, તે સબધી હરકત કરવી નહિ

૧૫ અમે પ્રાપ્ત કરેલા પ્રાતમાના બેગરૂળ, બાસકોટ અને સિલકોટ નામક ત્રણ મહાલની ઉપજ ત્રણ લાખ વરાઇ છે જમાબધીની સુવ્યવસ્થા થતા ત્યાની ઉપજ પાચલાખ વરાઇ સુધી થશે એ મહાલ મે મારા તરફથી ચિરજીવી સૌભાગ્યવતી દીપાબાઇને વસ્ત્રાભૂષણના ખર્ચ માટે બક્ષિસ કર્યા છે તેના ઉપર વ્યકોજીરાજાનો કિવા તેમના વશજોનો હક્ક નથી તેમણે તેની ઉપજ લેવી નહિ દીપાબાઇએ પોતાના ખાનગી ખર્ચ માટે એ ઉપજ પોતાનીપાસે રાખવી એ પ્રાતનો બદોબસ્ત માત્ર વ્યકોજીરાજાએ રાખવો

૧૬ ચદી પ્રાત નજીકનો જે પ્રાત અમે મેળવ્યો છે તેમાનો સાત લાખ હોનની ઉપજવાળો મહાલ ચિરજીવી રાજશ્રી વ્યકોજીરાજાને અમે દૂધભાત

ખાવાને ઇનામ આપ્યો છે, તેનો તેમના વંશજોએ પરંપરાગત ઉપભોગ કરવો એ મહાલની યાદી કરી તમારે અમારા તરફ મોકલવી, એટલે અમે તે મંજુર કરી સનદ મોકલીશું

૧૭ તમે (રઘુનાથપંત) વંશપરંપરાથી વિશ્વાસુ સેવક છો તમારૂં કુળ ઉચ્ચ અને સત્પાત્ર છે, એમ સમજી તંજાવર પ્રાંતમાના એક લાખ વગાઇની ઉત્પન્નવાળા ગામ તમને બક્ષિસ આપવાના છે એ ગામોની યાદી અમને મોકલવી જેથી તેની સનદો મોકલવામા આવશે તેની ઉપજ તમો વંશપરંપરાગત ભોગવી શકશો

૧૮ તમારા સંસ્થાનમાનો કોઇ ચોર વગેરે ગુન્હેગાર અમારા રાજ્યમા આવે કિવા અમારા તરફથી તમારા સંસ્થાનમા આવે તો આપણે પરસ્પર એકબીજાને સ્વાધીન કરવો તે કામમા અટકાવ કરવો નહિ કિંવા તેને મદદ કરવી નહિ

૧૯ તીર્થસ્વરૂપ શાહજીરાજાની છત્રી પાસે ચોઘડિયા વગેરેનો માસિક પગાર તમારે આપવો ત્યા હાથી, ઘોડા, કારકુન, સિપાઇ, પ્યાદા વગેરે નિમવા જોઇએ એ કામમા ઢીલ કરવી નહિ

ચિરંજીવી વ્યંકોજીરાજા ઉપરોક્ત ઓગણીસ કલમો પ્રમાણે વર્તવા કબૂલ થાય તો તેમના હાથનો પત્ર લખાવી મોકલવો જેથી મને સંતોષ થશે" રઘુનાથપંતે એ પત્ર વ્યંકોજીરાજાને વાચી સંભળાવ્યો મહારાજે વ્યંકોજીરાજાને પણ જૂદો પત્ર લખી આશ્વાસન આપ્યુ હતુ પરસ્પર સલાહમસલત ચાલ્યા પછી એવુ ઠર્યું કે, રઘુનાથપંતે વ્યંકોજીરાજાની જાગીરની વ્યવસ્થા કરવી અને મહારાજે નવીન સંપાદન કરેલા પ્રાંત ઉપર પણ દેખરેખ રાખવી વ્યંકોજીરાજા સાથે સલાહ કર્યા પછી કર્ણાટક પ્રાંત નિર્વિઘ્ન થયેલો જોઇ મહારાજ તોરગલથી આગળ કૂચ કરી ગયા અને હંબીરરાવ સરનૌબતને સૈન્યસહિત સ્વદેશ પાછા ફરવાની આજ્ઞા કરી

એ સમયે નિંબાળકર અને ઘાટગે પન્હાળા પ્રાંતમા પ્રવેશ કરી, તે પ્રાંત ઉજ્જડ કરી, લૂંટ ચલાવતા કરાડ પ્રાંત સુધી ગયા હતા મહારાજને તોરગલની છાવણીમા એ સમાચાર મળતાજ તેમણે નિળાજી કાટકરને કેટલુંક સૈન્ય આપી તે સરદારો ઉપર હુમલો કરવા મોકલ્યો નિળાજીએ કુર્લીસ્થાન આગળ યુદ્ધ કરી તેમનો પરાજય કર્યો અને તેમણે મેળવેલી લૂંટનો ઘણો માલ પાછો મેળવ્યો પ્રજાની લૂંટનો માલ જેનો હોય તેને પાછો આપવાની ફરજ જાણી મહારાજે તેમને પાછો આપવાની વ્યવસ્થા કરી લૂંટના માલમાથી મહારાજે એક પાઇનો માલ પણ પોતાના ખજાનામા રાખ્યો નહિ

મહારાજે કોપલ પ્રાંત કબજે કરી તેની વ્યવસ્થા કરવા જનાર્દનપંતને નિમ્યો હતો તે પ્રાંતપર વિજાપુરસરકારનુ લશ્કર હુમલો લઇ જવાની તૈયારી કરતુ જોઇ મહારાજે જનાર્દનપંતની સહાયતા માટે કેટલુંક લશ્કર રવાના કર્યું અને થોડા લશ્કર સહિત તેઓ રાયગઢ આવી પહોચ્યા (માર્ચ સ૦ ૧૬૭૮)

કર્ણાટકમાથી સ્વદેશ પાછા ફરતી વખતે વિજાપુરનો કિલ્લો હસ્તગત કરીને ત્યાનો બધો કારભાર પોતાને હાથ લેવાનો મહારાજે વિચાર કર્યો હતો. બહિલોલ-

ખાનના મૃત્યુ પછી જમશીદખાન નામના એક સરદારે કારભાર પેતાના હાથમા લીધો હતો, પરતુ તેને ઘણા દુશ્મનો હતા અને તે લોકોની સામે ટકી શકે એમ હતુ નહિ આથી તેણે મહારાજ સાથે સલાહમસલત કરી કે મહારાજ જો તેને છ લાખ હોન આપે તો પોતે વિજાપુરનો કિલ્લો અને બધો કારભાર મહારાજને સ્વાધીન કરે મહારાજને આ વાત પસદ પડવાથી તેમણે તે કબૂલ કરી અને પોતાની સ્વારીનો મોરચો વિજાપુર તરફ ફેરવ્યો, પરતુ એમને તરતજ સમાચાર મળ્યા કે આ જમશીદખાનને દગાથી કેદ કરીને મસાઉદખાને સઘળો કારભાર પોતાને હાથ કર્યો છે, આથી નિરાશ થઇને તેઓ પન્હાળગઢ તરફ ગયા

મહારાજની આજ્ઞા પ્રમાણે હબીરરાવ સ્વદેશ આવવા નીકળ્યા હતા, એ ઉપર લખવામા આવ્યુ છે હબીરરાવને આવી પહોચેલો જાણી જનાર્દનપતે તેની સહાયતાવડે વિજાપુરસરકારના સૈન્ય ઉપર હુમલો કરવાનો વિચાર કર્યો હબીરરાવે પણ તે પ્રમાણે વર્તવાનુ કબૂલ કર્યુ તેઓએ લશ્કરસહિત તુગભદ્રા અને કૃષ્ણા નદીના મધ્ય પ્રદેશમા જઈ શત્રુના સૈન્ય સાથે યુદ્ધ કરી તેનો પરાજય કરી નસાડી મૂકયુ શત્રુના પાચસો ઘોડા, પાચ હાથી અને એક સરદાર પકડી તે તરફનો સઘળો પ્રાત કબજે કરી પોતાની સત્તા સ્થાપી કોપલ અને બેલવાડી પ્રાતના દેશમુખીઓ વિજાપુરસરકારને મહેસુલ નહિ આપતા બડખોર થઇ સઘળો પ્રાત કબજે કરી બેઠા હતા, તે સર્વને તાબે કરી જર્નાદનપતે તેમની પાસે શિવાજીમહારાજનુ ઉપરિપણુ કબૂલ કરાવ્યુ શિવાજીમહારાજે વિજાપુરસરકારના જે પ્રાતો કબજે કર્યા હતા તે પાછા લેવાને પુન તેમણે કદિપણ યત્ન કર્યો નહોતો, કારણ કે તેમના ઘોડેસ્વાર લશ્કરનો મોટો ભાગ નાશ પામ્યો હતો અને મોગલો તથા કુતુબશાહ સાથે યુદ્ધ કરવાથી તેમની વિશેષ પાયમાલી થઈ હતી એ અરસામા ચોમાસુ શરૂ થવાથી નદીનાળામા જળ ભરાઇ ગયુ, તેથી તે તરફ લશ્કર મોકલી શકાય તેમ નહોતુ જર્નાદનપતને અને રઘુનાથપતને એ સમયે સારો લાગ મળ્યાથી તેઓએ પોતાના કબજાના પ્રાતમા મજબૂત બદોબસ્ત કર્યો

જનાર્દનપતને સહાયતા કરી તેને નિર્ભય કર્યા પછી હબીરરાવ પુન સ્વદેશ તરફ આવવા નીકળ્યો માર્ગમા દેઉરનો કિલ્લો જણાતા તેનાપર તેણે હુમલો કર્યો વિજાપુરસરકારને સમાચાર મળતાજ તેમણે હુસેનખાન[1] નામક સરદારને દશહજાર સિપાઇનુ લશ્કર આપી કિલ્લાનુ રક્ષણ કરવા મોકલ્યો હબીરરાવે તેને હરાવી કેદ પકડયો અને કિલ્લો સર કર્યો એ જાણી વિજાપુરસરકારે લોદીખાનને મોકલ્યો તેને પણ હબીરરાવે હરાવી કેદ પકડયો હબીરરાવે આગળ ચાલતા ગોડલ અને બહાદૂરબધ નામક કિલ્લાપર છાપો મારી કબજે કર્યા માર્ગમા શત્રુના જેટલા કિલ્લા જણાયા તે સર કરતો કરતો હબીરરાવ મહારાજ પાસે જઇ

૧ એ સરદાર ઘણોજ શૂરવીર હતો તુગભદ્રા અને કૃષ્ણા નદી વચ્ચેના પ્રદેશનો એ સુબેદાર હતો હબીરરાવ તેને કેદ કરીને મહારાજ પાસે લઈ ગયા મહારાજે તેને આદરસત્કાર આપી મુક્ત કર્યો, પરતુ આ પરાજયથી તે સરદારને એટલુ બધુ ખરાબ લાગ્યુ કે તેણે ઝેર ખાઇને પ્રાણત્યાગ કર્યો

પહોચ્યો તેની ઉત્કૃષ્ટ સેવા અને બહાદુરી જોઇ મહારાજે તેને ઘણી શાબાશી આપી અને બહુમૂલ્ય ઇનામ આપ્યુ એ ચઢાઇમા ધનાજી જાધવ અને બયાજી ઘોરપડે પણ હતા તેમણે ઉત્તમ પરાક્રમ કર્યાથી મહારાજે તેમની પ્રશસા કરી તેમને ઇનામ અને ઉચ્ચ હોદ્દા આપ્યા કર્ણાટકની ચઢાઇમા જે જે હોદ્દેદાર અને અમલદારે ઉત્તમ પરાક્રમ બતાવ્યુ હતુ તેમને મહારાજે યોગ્યતા પ્રમાણે પારિતોષિક આપી સતુષ્ટ કર્યા એ ચઢાઇમા ગયા પછી મહારાજ અઢાર મહિને સ્વદેશ પાછા ફર્યા હતા

કેટલાક દિવસ વીત્યા પછી રઘુનાથપતે મહારાજને પત્ર લખ્યો કે —'વ્યકોજી રાજાની વૃત્તિ ઉદાસીન જણાય છે તેઓ નેત્ર બધ કરીને બેસી રહે છે કોઇ સાથે વાતચીત કરતા નથી અન્નજળ તરફ દુર્લક્ષ કરે છે સદૈવ એકાતસ્થળમા બેસી શુ કરે છે તે જણાતું નથી અમે તેમની પાસે જઇએ છીએ ત્યારે કોઇક વખતજ વાતચીત કરે છે બ્રાહ્મણો જે માગે છે તે તેમને ખુશીથી આપે છે. એમની ઉદાસીન વૃત્તિ વર્ષે છ મહિને બદલાશે જાણી વાટ જોઇ, પરતુ તેમ થયુ નથી તેમની વૃત્તિ હજુ તેવીજ હોવાથી આપને ખબર આપી છે મહારાજસબધી સમાચાર નહિ આપ્યાનો મારા ઉપર દોષારોપ થાય નહિ આપનું કર્તવ્ય આપ બજાવશો ' એ પરથી મહારાજે વ્યકોજીરાજાને પત્ર લખ્યો તેમા લખ્યુ કે —'રઘુનાથપત તરફથી પત્ર મળ્યો છે તમારી ઉદાસીનતાના વર્તમાન જાણી ઘણો દિલગીર થયો છુ આપણે ઉભય એક પિતાશ્રીના પુત્ર હોવાથી આપણને એકબીજાનો આધાર છે, પરતુ તમે ઉદાસીન થઈ બેઠા છો એ જાણી મારા અતકરણને ઘણો ખેદ થયો છે ઉદાસીન વૃત્તિ ધારણ કરવાનુ કારણ મને જણાવશો તો તે નિવારણ કરવાનો યત્ન કરવામા આવશે મને કોઇ પણ વિષય લખવામા શકા કરશો નહિ તમારો જે મનોરથ હશે તે તત્કાળ પૂર્ણ થશે તમને સતુષ્ટ રાખવામા હુ જરાપણ આળસ કરીશ નહિ એવી ખાત્રી રાખશો તમારા મનની વિકૃતિ થવાનુ કારણ અવશ્ય લખશો તે નિવારણ થઇ શકશે હવે પછી ઉદાસીનપણે વર્તશો નહિ, તેમ કરશો તો તમને મારી પાસે રાખવા પડશે પછી અહિથી પાછા જઇ શકશો નહિ એ લક્ષમા રાખી સરળરીતે વર્તશો રઘુનાથપતની સલાહ પ્રમાણે હમેશા વર્તજો તેમાજ તમારૂ હિત છે પછી તમારી ઇચ્છા ' એ પત્ર વાચતાજ વ્યકોજીરાજાની ઉદાસીનતા નિવૃત્ત થઇ તેઓ પ્રથમની પેઠે સર્વ કાર્ય કરવા લાગ્યા





# प्रकरण २७मुं—मोगलो साथे अंतिम युद्ध

કર્ણાટકની ચઢાઇમા વિજય મેળવીને અને તે પ્રદેશના ઘણા પ્રાતોમા પોતાની સત્તા સ્થાપીને વિજયી શિવાજીમહારાજ સ્વદેશ પાછા આવ્યાના સમાચાર સાભળતા ઔરગઝેબ બાદશાહને અતિશય ખેદ થયો બહાદૂરખાનને દ્રવ્યની લાલચ આપીને અને મોગલ બાદશાહને ખડણી ભરવાનુ કબૂલ ગીને મહારાજે તેઓદ્વારા સ્વરાજ્યમા ઉપદ્રવ ન થાય એવી યુક્તિ રચી હતી બાદશાહને તેમની એ સધિનુ રહસ્ય પ્રથમ જણાયુ નહિ અને એવી સધિની તેમને તે સમયે અગત્ય પણ જણાઇ હતી તેનુ કારણ એ હતુ કે, બાદશાહ ઉત્તરમા પઠાણો સાથે યુદ્ધમા ગુથાયલા હોવાથી પોતાના દક્ષિણના સુબેદારને લશ્કરની મદદ કરવા શક્તિવાન નહોતા આગળ જતા એ સધિ રુચિકર નહિ થવાથી તેમણે દિલેરખાનને દોષ દીધો ખરો, પરતુ દિલેરખાનની સૂચનાપરથી મહારાજના પ્રાતમા તોફાન મચાવવાની આજ્ઞા નહિ ફરમાવતા તેને કુતુબશાહ સાથે યુદ્ધ કરવાની પરવાનગી આપી તેમા ખાનને યશ મળ્યો નહિ યુદ્ધમા બાદશાહનુ પુષ્કળ લશ્કર નાશ પામ્યુ, તેથી મહારાજના પ્રદેશમા તોફાન મચાવવાની તેમનામા શક્તિ રહી નહિ ઔરગઝેબની એવી ધારણા હતી કે, કર્ણાટક જેવા વિકટ, વગરઓળખાણવાળા અને ઘણા દૂરના પ્રાતમા સ્વારી લઈ જવાથી શિવાજીમહારાજનુ સૈન્યબળ ઘણુ ઓછુ થશે, તેમજ દુર્બળ થયા પછી તેમનો પરાજય કરવામા વિશેષ પ્રયાસ કરવો પડશે નહિ, પરતુ બાદશાહની કલ્પના ખોટી પડી મહારાજે એ સ્વારીમા કર્ણાટકના ઘણા પ્રાત ઉપર પોતાની સ્થાયી સત્તા સ્થાપી હતી અને વિજાપુરસરકારની તે પ્રાતમાની સત્તા ઘણી ઓછી કરી હતી, એટલુજ નહિ પણ તે તરફના વિજાપુરસરકારના પ્રાતો ઉપર પુન ચઢાઇ લઇ જવા માર્ગ મોકળો કર્યો હતો એ જોઇ ઔરગઝેબને વિચાર થયો કે—‘ હવે શિવાજીમહારાજ વિજાપુરસરકારના બચેલા પ્રાતો ઉપર ચારે તરફથી હુમલા કરી આદિલશાહી ડૂબાવી દેશે અને ઠેઠ રામેશ્વરપર્યંત પોતાની સત્તા સ્થાપશે તેમજ દક્ષિણની બન્ને મુસલમાની બાદશાહી પાયમાલ કરી દક્ષિણ સમુદ્રપર્યંત એકછત્રી સત્તા સ્થાપવાની આપણી ધારણા નિષ્ફળ થશે ’ તેથીજ દિલેરખાનની સલાહથી તેમણે શિવાજીમહારાજ કર્ણાટકની સ્વારીમાથી પાછા ફરે તે પહેલા આદિલશાહી પાયમાલ કરવાનો વિચાર રાખ્યો હતો, પરતુ તેમા બાદશાહને યશ મળ્યો નહિ ત્યારે

તેમણે બહાદુરખાનને દક્ષિણની સુબેદારીપરથી છૂટો કરી પોતાના પુત્ર મોઆઝિમને દક્ષિણની સુબેદારીપર મોકલ્યો

પાછલા પ્રકરણમા લખ્યા પ્રમાણે વિજાપુરસરકારનો કાર્યભાર મસાઉદખાનના તાબામા સોપી દિલેરખાને તેની સાથે તહનામુ કર્યા પછી મોરોપતે પોતાના પ્રત્યેક થાણાની વ્યવસ્થા તપાસી સર્વ પ્રકારનો મજબૂત બંદોબસ્ત રાખ્યો હતો અને સ્થળે સ્થળે પોતાનુ લશ્કર તૈયાર રાખ્યુ હતુ મોગલ અને વિજાપુરસરકાર એકસપ કરી પોતાના પ્રાત ઉપર ચઢાઇ કરશે એવી તેને બીક હતી એ સમયે કોકણમા સીદીએ પણ તોફાનની શરૂઆત કરી હતી તેની સાથે મોરોપતને યુદ્ધ કરવુ પડયુ હતુ, તે સબધી આગલા પ્રકરણમા લખવામા આવશે

મસાઉદખાન સાથે દિલેરખાને કરેલુ તહનામુ ઔરગઝેબને પસદ આવ્યુ નહિ તેથી તેમણે સરદારને સખ્ત ઠપકો દીધો અને આજ્ઞા ફરમાવી કે –'વિજાપુરસરકારના લશ્કરનો બાકી રહેલા પગાર અદ્યાપિપર્યંત ચૂકવી આપ્યો નથી તે અપાવવો, તે દરબારના બને તેટલા સરદાર આપણા પક્ષમા લઇ લેવા, સર્વ કાર્યભાર આપણી સલાહથી ચાલે એવી ગોઠવણ કરવી, અર્થાત્ સર્વ રાજ્ય આપણા આશ્રયથી ચાલે એવો યત્ન કરવો ' એ હુકમ પ્રમાણે દિલેરખાને વિજાપુરદરબારના ઘણા ખરા અફઘાન સરદારોને પોતાના પક્ષમા મેળવી લીધા, પરતુ બીજા કેટલાક સરદારોને મોગલો ઉપર તિરસ્કાર હોવાથી તેઓ કેમે કર્યા વશ થયા નહિ બાળરાજાની ભગિની બાદશાહબેગમ સાથે આરગઝેબના પુત્રનો વિવાહ કરવાનુ ઠર્યું હતુ, પણ બાદશાહના મનુષ્યો વિવાહની માગણી કરવા આવ્યા તે સમયે કેટલાક સરદારો વિરુદ્ધ પડ્યા મોગલબાદશાહ સાથે સગપણનો સબધ જોડવાની તેમની ઇચ્છા નહોતી તેઓ વિરુદ્ધ પક્ષના સરદારો સાથે યુદ્ધ કરવા તૈયાર થયા બીજો પક્ષ પણ મોગલશાહજાદા સાથે બાદશાહબેગમનુ લગ્ન કરાવવાની હઠ લઇ બેઠો ગૃહકલહ ઉપસ્થિત થવાથી પોતાના બધુના રાજ્યની પાયમાલી નહિ થવા દેવાની ઇચ્છાથી બાદશાહબેગમ જનાનખાનામાથી બહાર નીકળી અને તેણે કહ્યુ કે – હુ મોગલોને ત્યા જવા ખુશી છુ ' તેની સ્વતત્રી ઇચ્છા જાણી વિરુદ્ધ પક્ષે તકરાર કરવાનુ છોડી દીધુ અને તેઓ શાત થયા બાદશાહબેગમે દિલેરખાનની છાવણીમા પ્રવેશ કર્યો, એટલે ખાને તેને પૂર દાદમાદથી દિલ્હી મોકલાવી દીધી

દિલેરખાનને એટલેથીજ સતોષ થયો નહિ મસાઉદખાને તહનામા પ્રમાણે વર્તન નહિ કર્યાથી તેનો પરાજય કરવા માટે ખાને વિજાપુર તરફ ધસારો કર્યો મસાઉદખાનને એ અરિષ્ટ ટાળવાની ચિતા થતા આ ભયકર પ્રસગે શિવાજીમહારાજ તરફથી સહાયતા મળે તો યત્ન કરી જોવાની તેને ઇચ્છા થઇ તેણે વિચાર કર્યો કે – "આપણી સરકારસબધી શિવાજીમહારાજનુ અતકરણ શુદ્ધ નથી તેમજ તેમની પાસે મદદ માગતા તેઓ વખતે આપે કે ના આપે તેમ છતા તેઓ શાહજીરાજાના પુત્ર છે, તેમના પિતા આ રાજ્યના આશ્રયથી ઉચ્ચ હોદ્દે ચઢ્યા હતા તે ધ્યાનમા લઈ આ પ્રસગે પોતાનો આગલો સબધ યાદ કરે છે કે નહિ તે જોવુ જોઇએ એમાજ એમની કુલીનતા જણાઇ આવશે મોગલો સાથે તો તેમને વિરો-

ધજ છે - તેમની સાથે યુદ્ધ કરવાની સંધિ સાધવા કવચિત્ તૈયાર પણ થાય '' તેણે મહારાજને પત્ર લખ્યો તેમા લખ્યુ કે -'પ્રચંડ સૈન્યસહિત મોગલો વિજાપુર આવી પહોચ્યા છે એ બાદશાહી તમારીજ છે સત્વર આવી સહાયતા આપવી જોઇએ '

આ સ્થાને એક વાતનો ઉલ્લેખ કરવો આવશ્યક છે આ વખતે શિવાજીમહારાજ તરફ કુતુબશાહના મનમા મોટુ વૈમનસ્ય ઉત્પન્ન થયુ હતુ તેના દિવાન માદણ્ણાએ શિવાજી જોડે સ્નેહસંબંધ કરાવીને કર્ણાટકની ચઢાઇમા મહારાજને પુષ્કળ સૈન્ય, તોપો અને પૈસાની મદદ કરી હતી, પરંતુ મહારાજે ત્યા આટલા બધા કિલ્લા સર કર્યા અને આટલી બધી લૂટ દેશમા આણી છતા તેમણે કુતુબશાહને એક પણ કિલ્લો આપ્યો નહિ અને ચઢાઇના ખરચ માટે જે રકમ લીધી હતી તેમાથી એક પાઇ પણ પાછી વાળી નહિ મહારાજની આ ઠગબાજીનો બદલો લેવાને માટે તેણે વિજાપુરસરકાર જોડે મસલત કરી મસાઉદખાન અને તેના સામા પક્ષના સારજાખાન વગેરે જોડે સલાહ કરી તેણે એવુ નક્કી કર્યુ કે મહારાજને કર્ણાટકમાથી નીકળવાજ ન દેવા વિજાપુરસરકાર પાસે પોતાના સૈન્યને આપવાના પગારના પૈસા પણ હતા નહિ, તે કુતુબશાહે જોઇએ તેટલા પ્રમાણમા આપ્યા આવી રીતે સલાહમસલત કરી તેમણે એક મોટી સેના તૈયાર કરી; પરંતુ ઉપર જણાવ્યુ તે પ્રમાણે દિલેરખાને વિજાપુરપર ચઢાઈ કરી તેથી તેમનો એ સંકલ્પ અધુરો રહ્યો અને મસાઉદખાનને ઉલટી મહારાજ પાસે મદદ માગવી પડી મસાઉદખાને મહારાજની મદદ માગી તેથી દિલેરખાન ઉલટો વધારે ગુસ્સે થયો.

મસાઉદખાનના વિનતિપત્રનુ મહારાજે સન્માન કર્યું પોતાનુ ઘોડેસ્વાર લશ્કર તેમણે પન્હાળામા એકત્ર કર્યું અને સાત હજાર ઘોડેસ્વાર વિજાપુર રવાના કર્યા સૈન્યને મહારાજે આજ્ઞા કરી હતી કે -'તમારે વિજાપુરના કિલ્લાનો કબજો મેળવી ઘણી હુશિયારીથી રહેવુ હુ મારા લશ્કરસહિત શત્રુના સૈન્ય ઉપર પાછળથી હુમલો કરી તેમને સપાટામા લઇશ ' મહારાજનુ લશ્કર વિજાપુર ગયુ ત્યારે મસાઉદખાને તેમને અટગ નદીને કિનારે છાવણી નાખી શત્રુના લશ્કર સાથે યુદ્ધ કરવા તૈયાર રહેવાનુ કહ્યુ મહારાજના સરદારે તેનુ કહેવુ સાભળ્યુ નહિ તેઓએ ખાનાપુર અને ખુસરૂપુર નજીક જઇ છાવણી નાખી અને ખાનને કહાવ્યુ કે -'કિલ્લાનો એક દરવાજો તથા એક બુરજ અમારે કબજે સોપવો અમે કિલ્લાનુ રક્ષણ કરીશુ ' મસાઉદખાને તેમની માગણી સ્વીકારી નહિ અને મરાઠા લશ્કરના મુખ્ય સરદારો સિવાય બીજા કોઇને શહેરમા પેસવા દીધા નહિ તેમ થવાથી મરાઠા લશ્કરે કિલ્લા નજીક જોહારપુરના મેદાનમા જઇ છાવણી નાખી, ત્યાથી મહારાજના સિપાઇઓ વ્યાપારનુ બહાનુ કહાડી શહેરમા જવા નીકળ્યા બળદો ઉપર અનાજની ગુણો લાદી તેમા તલવાર અને બીજા હથિયારો સંતાડી પ્રત્યેક બળદ પાછળ એક એક સ્વાર શહેરમા પ્રવેશ કરવા લાગ્યો શહેરમા જૂદે જૂદે સ્થળે તેઓની ટોળી બંધાઇ એ ભેદ સત્વર ઉઘાડો પડ્યાથી તેમને શહેરમા પેસતા અટકાવ્યા મહારાજના કેટલાક સરદાર મસાઉદખાનની પાસે જઇ કહેવા લાગ્યા કે -'અમે તમારી મદદે આવ્યા છીએ છતા તમે અમારા સૈન્યને કિલ્લામા

આવવા દેતા નથી અમને શત્રુના સપાટામા સપડાવાનો સભવ છે, તે સમયે અમારૂ રક્ષણ થવુ કઠિન છે અણીને પ્રસગે તમે અમને કિલ્લામા સ્થાન આપશો નહિ એમ જણાય છે' મસાઉદખાને તેમના કહેવાની પરવા કરી નહિ; કારણ કે તેને મહારાજપર વિશ્વાસ નહોતો મહારાજના અતકરણમા એ સમયે લાગ ફાવે તો વિજાપુર શહેર તાબે લેવાની ઇચ્છા હતી મસાઉદખાને મરાઠા લશ્કરને શહેરમા પેસવા દીધુ નહિ ત્યારે તેઓએ પ્રકટરીતે વૈરભાવ બતાવી શહેર ઉપર હુમલો કર્યો દૌલતપુર અને ખુસરુપુર લૂટી લઇ ત્યાના શ્રીમત લોકોને કેદ પકડ્યા જોહારપુર ઉપર પણ હુમલો કર્યો કેટલાક મનુષ્યો તેમની સામે લડવા આવ્યા તેમને ઘાયલ કરી પાછા હઠાવ્યા એ હુમલામા કેટલાક સરદારો મરણ પામ્યા, એટલામા કિલ્લાપરથી તેમનાપર તોપોનો મારો ચાલવાથી તેઓ પાછા હટ્યા કિલ્લો તાબે લેવા તેમણે કેટલાક દિવસ પ્રયત્ન કર્યો, પરતુ તે સહજરીતે તાબે કરી શકાય તેમ હતુ નહિ અને દિલેરખાન પોતાના મોટા સૈન્ય સાથે વિજાપુર તરફ આવતો હતો, તેથી તે લોકો પાછા ગયા [1]

આ બાજુ દિલેરખાન પોતાની સેના સાથે વિજાપુર આવી પહોચ્યો મહારાજ તેની હિલચાલ ઉપર સખ્ત દેખરેખ રાખતા હતા વિજાપુર નજીક તેની છાવણી પડયા પછી તેનાપર પાછળથી હુમલો કરવાની ઇચ્છાથી મહારાજે સાત આઠ ગાઉ વેગળે છાવણી નાખી તેમને દિલેરખાનના લશ્કરમા પઠાણ સિપાઇઓની સખ્યા વિશેષ હોવાના સમાચાર મળ્યા તે ઉપરથી તેમણે વિચાર કર્યો કે, એટલા મોટા લશ્કર સાથે યુદ્ધ કરી વિનાકારણ આપણા લશ્કરનો નાશ કરવો તેના કરતા ખાન યુદ્ધમા ગુથાય તે સમયે તેના શહેરમા પ્રવેશ કરી લૂટ ચલાવવી એજ ઠીક છે મહારાજે ત્યાથી છાવણી ઉપાડી ભીમા નદી ઓળગી પોતાના લશ્કરસહિત મોગલના પ્રાતમા પ્રવેશ કર્યો ત્યા તેમણે જુલમ વર્તાવ્યો છતા દિલેરખાને વિજાપુરનો ઘેરો ઉઠાવ્યો નહિ કિવા તેમનો પરાજય કરવા લશ્કર પણ મોકલ્યુ નહિ [2] તેથી મહારાજે ભીમા નદીથી ગોદાવરી નદીપર્યતનો મોગલોનો સર્વ પ્રદેશ લૂટી લીધો ધરમગામ, ચોપ્રા વગેરે મોટા મોટા વ્યાપારી શહેરો લૂટીને પછી ગોદાવરી નદી ઓળગીને તેઓ જાલના શહેરમા પેઠા અને ત્રણ દિવસપર્યત તે શહેર લૂટયુ શહેર નજીક ઔરગાબાદમા મોઆઝિમ હતો

---

૧ કેટલાક બખરકારનુ કહેવુ એવુ છે કે, મરાઠાઓએ કિલ્લેદારને ૫૦ હજાર હોનની લાચ આપીને કિલ્લો હસ્તગત કર્યો અને મસાઉદખાન કિલ્લેદાર પાસે એ પૈસા માગવા લાગ્યો ત્યારે સરજાખાનને તેણે ૧૦ હજાર હોન આપ્યા અને તેની મદદ લીધી

૨ પ્રો સરકાર જણાવે છે કે, મસાઉદખાને આ વખતે દિલેરખાન સાથે સલાહ કરીને શહેરમા બોલાવી તેનો ઘણોજ સત્કાર કર્યો તેની મદદ લઇને તેણે મહારાજનાં માણસોપર ચઢાઈ કરી એવામા તેને સમાચાર મળ્યા કે મહારાજ પોતે સાત હજારની સેના લઈને પોતાના માણસોને મદદ કરવાને આવે છે વળી એજ અરસામા મસાઉદખાન અને સરજાખાન વચ્ચે પાછો અણબનાવ શરૂ થયો આથી મરાઠાઓપર ચઢાઈ કરવાનો વિચાર જતો કરવો પડયો

તેની તેમણે કિંચિત્ પણ બીક રાખી નહિ દ્રવ્ય અને ઝવેરાત પ્રજા કયા સતાડી રાખતી હતી તેની તેમને માહિતી હોવાથી પોતાના સિપાઇઓને દ્રવ્યના સ્થાનો મહારાજ બતાવી આપતા હતા કહેવામા આવે છે કે, મરાઠાલશ્કરે એ સમયે મુસલમાન ફકિરોના ઘર પણ લૂટયા હતા એ બનાવ મહારાજના હમેશના નિયમથી વિરુદ્ધ બન્યો હતો ધર્મપરાયણ મનુષ્યોને ત્રાસ નહિ આપવાનો મહારાજે પોતાના લશ્કરને હમેશનો હુકમ કર્યો હતો, છતા એ નિયમનો ભગ કરનાર અપરાધી સિપાઇઓને તેમણે શિક્ષા કર્યાનુ જણાતુ નથી [૧]

લૂટમા મેળવેલો સામાન રાયગઢ ઉપર પહોચાડતી વખતે મહારાજને માગ-માજ પકડી તે સામાન પાછો મેળવવા માટે શાહજાદાએ રણુમસ્તખાનને દશહજાર ઘોડેસ્વાર લશ્કરસહિત રવાના કર્યો ખાન અને મહારાજ સગમનેર નજીક સામસામા થઇ ગયા ઉભય પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયુ સતાજી ઘોરપડેને જુસ્સો ચડવાથી વિચાર કર્યા વગરજ તે રણસગ્રામમા પેઠો, તેથી તેના તાબાના સૈન્યમા થોડોક ગોટાળો થયો એ ધાધલમા સિધોજી નિબાળકર મરણ પામ્યો, છતા મહારાજ ગભરાયા નહિ પ્રાણની દરકાર નહિ કરતા પોતાના લશ્કરને ઉત્તેજન આપતા આગળ ધસ્યા પોતાના સ્વામીને હાથમા શસ્ત્ર લઇ સર્વથી આગળ ધસેલો જોઇ મરાઠાસિપાઇઓમા વિશેષ જુસ્સો આવ્યો તેઓ શત્રુપર એકદમ તૂટી પડયાથી મોગલ લશ્કરનો પરાજય થયો અને તેઓ આસપાસ નાસી ગયા આ પ્રમાણે મહારાજને વિજય પ્રાપ્ત થયો અને લૂટનો સઘળો સામાન લઈ તેઓ આગળ વધ્યા

રણુમસ્તખાનના લશ્કરની પાયમાલી થવાથી તેને મદદ કરવા શાહજાદાએ કિશનાસહ[૨] ને લશ્કરસહિત મોકલ્યો મદદ મળવાથી આસપાસ વિખરાઇ ગયેલા મોગલસૈન્યમા પુન ધૈર્ય આવ્યુ તેઓ એકત્ર થયા અને એક ખીણુ આગળ ભરાઇ રહ્યા મહારાજ ખીણુ આગળથી પસાર થાય તેજ વખતે તેમનાપર અચાનક હલ્લો કરવાનો તેમણે સકલ્પ કર્યો હતો મોગલોના નવા લશ્કર સાથે યુદ્ધ કરવાની મરાઠાલશ્કરમા શક્તિ નહોતી,એ મહારાજ જાણી શકયા હતા તેથી તેમને

૧ મુસલમાન બખરકાર લખે છે કે, મહારાજે મુસલમાન ફકીરોને લૂટયા તેથીજ તેમનુ સત્વર મરણ થયુ પ્રો સરકાર જણાવે છે કે તે શહેરમા સૈયદ જાનમહમ્મદ નામનો એક સાધુ રહેતો હતો શહેરના શ્રીમત લોકો પોતાનુ જરઝવાહીર લઇ એ સાધુના મઠમા સતાઈ ગયા હતા મહારાજને એ વાતની બાતમી મળતાજ તેઓ ત્યા આવ્યા અને સાધુની વિનતિપર ધ્યાન ન આપતા તે શ્રીમત લોકોને મારફાડ કરીને સર્વ દ્રવ્ય લઈ લીધુ આથી તે સાધુએ મહારાજને શાપ દીધો અને તે દિવસ પછી પાચ મહીને શિવાજીમહારાજ મૃત્યુ પામ્યા મુસલમાન લોકોનુ કહેવુ એવુ છે કે, આ શાપને લીધેજ મહારાજનુ મરણ થયુ

૨ એ જયસિહ રાજાનો જ્યેષ્ઠ પુત્ર હતો સભાસદ એનુ નામ કેશરસિહ લખે છે ચિત્રગુપ્ત લખે છે કે, કેશરસિહે ત્રણ મૈલ વેગળે છાવણી નાખી મહારાજને ગુપ્ત સદેશો કહાવ્યો કે, 'આપણા વચ્ચે બધુત્વ સબધ છે અમારો મેળાપ થાય તે પહેલા તમે કૂચ કરી ચાલ્યા જાઓ'

ચિન્તા થઈ તેમની પાસે હીરજી નાયક નામક એક ગુપ્તચર હતો તેણે સ્વામીનુ સંકટ જોઈ હિંમત રાખી મહારાજને કહ્યુ કે –'લૂટનો માલ મોગલોના જાણવામા આવે નહિ એવી ખુબીથી હુ ખીણની પેલી બાજુએ લઇ જઇશ ' મહારાજે તેને તે કામ સોપ્યુ હીરજીએ મરાઠાલશ્કરસહિત બીજીજ એક ખીણ ઉપરથી રાતોરાત કૂચ કરી મોગલોને તેની ખબર પડી નહિ મોગલોએ પ્રાતઃકાળમા તપાસ કરી પણ મરાઠાલશ્કરનો પત્તો લાગ્યો નહિ ત્યારે તેઓને આશ્ચર્ય થયુ મરાઠાલશ્કર જે ખીણ ઉપરથી નીચે ઉતરી ગયુ હતુ તે ખીણનોજ તેમને પત્તો લાગ્યો નહિ છેવટે તેઓ ખીણ નીચે ઉતરી ગયા મહારાજ લશ્કરસહિત સુરક્ષિતપણે પટ્ટા આગળ[1] જઈ પહોચ્યા શત્રુના સપાટામાથી સહિસલામત ગઢ ઉપર આવી વિશ્રાંતિ લીધી તેથી મહારાજે તેનુ નામ વિશ્રામગઢ પાડયુ મરાઠા લશ્કરે પટ્ટામા જઈ મજબૂત બંદોબસ્ત રાખ્યો છે જાણી મોગલસૈન્ય નિરાશ થઇ ઔરંગાબાદ પાછુ વળ્યુ અણીને પ્રસંગે હીરજી નાયકે ઘણી સહાયતા કરી હતી, તેથી મહારાજે તેને પુષ્કળ ઈનામ આપ્યુ' મહારાજ પટ્ટામા કેટલાક દિવસ વિશ્રાંતિ લેવા રહ્યા તે સમયે તેમણે ગઢની આસપાસના કિલ્લા કબજે લેવાનો વિચાર કર્યો દિલેરખાન વિજાપુર તરફ ગુંથાયો હતો તે દરમ્યાનજ તેમણે પોતાના સંકલ્પની સિદ્ધિ કરવાનો નિશ્ચય કર્યો મહારાજે એ કાર્ય મોરોપંતને સોપ્યુ તેની સહાયતા માટે કોકણમાથી પાયદળ લશ્કર મંગાવ્યુ તે સિવાય તેના તાબામા ઘણા ઘોડેસ્વાર સોપ્યા મોરોપંતે મહારાજની આજ્ઞા પ્રમાણે એક પછી એક કિલ્લા સર કરવા માડયા

આ વખતે તેણે મુંગીપટ્ટણ શહેર કબજે કરીને મોગલોના હાથમાથી શિવનેરી કિલ્લો પાછો લેવાને સૈન્ય મોકલ્યુ મરાઠાઓએ જુન્નર શહેરમા દાખલ થઇ રાત્રિને સમયે નીસરણી મૂકી કિલ્લામા પોતાના ત્રણસો માણસો દાખલ કર્યા, પરંતુ કિલ્લેદારે તેમની કતલ કરી નાખી અને સવારે કિલ્લાની આસપાસ ઝાડી, ઝાખરા અને ગુફાઓમા મરાઠા સંતાઇ રહ્યા હતા તેમને હાકી કાઢયા અને મહારાજને સંદેશો કહાવ્યો કે –"જ્યાસુધી હુ આ કિલ્લાપર કિલ્લેદાર છુ ત્યાસુધી એ કિલ્લો હાથ કરવાની આશા કરશો નહિ "

મહારાજ પટ્ટામા નિવાસ કરતા હતા તે સમયે મસાઉદખાન તરફથી એક જાસુસે તેમને પત્ર આપ્યો તેમા લખ્યુ હતુ કે –'તમે અમારા સંકટસમયે દરબાર સાથે પ્રમાણિકપણે વર્ત્યા છો શાહજીરાજાના યોગ્ય પુત્રની તમે સાબિતી કરી આપી છે શાહજીરાજાએ દરબારનુ નિમક ખાધુ હતુ તેની તમે સાર્થકતા કરી છે અમારા દરબાર સાથે તમારે વૈમનસ્ય હોવા છતા અણીને પ્રસંગે તમે સહાયતા કરી છે. તમે તમારા તરફથી હદ કરી નાખી છે તમે સલાહ આપી હતી કે, શત્રુઓના પ્રદેશમા ઉપદ્રવ મચાવી તેને અમારા રાજ્યમાથી હાકી કહાડવા અને પછી ચારે દિશામાથી ઘેરી વળી પાયમાલ કરવા તે યુક્તિ ઉત્તમ હતી તેમના પ્રદેશની તમે પાયમાલી કરી છે અને એક બે સ્થળે તેમનો પરાજય કર્યો અમારી રાજધાની

[1] સભાસદ લખે છે કે, મહારાજ પાવનગઢ ઉપર આવ્યા હતા

ના કિલ્લાને પણ તમારા લશ્કરે સારી મદદ કરી છે દિલેરખાન દુરાગ્રહી થયો છે મોગલોની સર્વ સંપત્તિ નાશ પામે તોપણ વિજાપુર કબજે લીધા સિવાય અહિંથી નહિ જવાનો તેનો નિશ્ચય જણાય છે તે અહિંથી ઘેરો ઉઠાવતો નથી તેનું લશ્કર કોટની નજીક છાવણી નાખી પડ્યુ છે, તેથી આપની મદદ મળ્યા સિવાય અમારો છૂટકો થશેજ નહિ આપે ભૂતવર્તમાનનો કઈ પણ વિચાર કર્યા વગર સત્વર આવી પહોંચી આદિલશાહીનુ રક્ષણ કરવુ એજ અમારી પ્રાર્થના છે ' પત્ર વાચી મહારાજ પુન વિજાપુર જવા તૈયાર થયા, એટલામા તેમને સંભાજી નાસી જઈને દિલેરખાન સાથે મળી ગયાના સમાચાર મળ્યા તેથી હંબીરરાવને લશ્કર-સહિત વિજાપુરસરકારની મદદે મોકલી મહારાજ પન્હાળા ગયા અને સંભાજીને શત્રુની છાવણીમાથી પાછો લાવવાનો વિચાર કરવા લાગ્યા

સંભાજીમહારાજને પોતાના તીર્થસ્વરૂપ પિતા સાથે રીસાવાનુ કારણ અત્રે લખવુ ઉચિત છે સંભાજીને સુશિક્ષણ આપવા માટે મહારાજે ઘણી સારી વ્યવસ્થા કરી હતી તેમને વિદ્યાભ્યાસ કરાવવા માટે અને સદાચાર વૃત્તિ ઉત્પન્ન કરાવવા માટે મહારાજે તેમની પાસે વિદ્વાન પુરુષો રાખ્યા હતા પરંતુ એ વ્યવસ્થાથી કઇ સુફળ પ્રાપ્ત થયુ નહિ તેઓનુ વર્તન હમેશા ઉચ્છૃખલજ થતુ ગયુ રાજ્યાધિકાર ચલાવવા જેવા આવશ્યકીય સદ્ગુણનો તેમનામા વિકાસ થવાની ઇચ્છાથી મહારાજ સદોદિત અનેક પ્રયત્નો કરતા હતા, પરંતુ તેનુ ઇષ્ટપ્રદ પરિણામ આવ્યુ નહિ યોગ્ય સમયે યુવરાજ્યાભિષેક કરવાની ઇચ્છાથી મહારાજે તેમને ઉપવીતસંસ્કાર કર્યો હતો, પરંતુ સંભાજીમહારાજને સર્વદા ઉન્મત્તપણે વર્તતા જોઈ મહારાજને પરમ ખેદ થતો હતો એક દિવસ શિતળગૌરીના ઉત્સવનિમિત્તે રાજમહાલયમા હળદકુમકુમનો સમારંભ કરવામા આવ્યો હતો કિલ્લાપરની સર્વ સૌભાગ્યવતી મહિલાઓ રાજમહાલયમા એકત્ર થઇ હતી તેમા એક અત્યંત લાવણ્યસંપન્ન બ્રાહ્મણ યુવતી પણ હતી, તેને જોઇ સંભાજી મોહિત થયા બ્રાહ્મણયુવતિને મહાલયમા લઇ જઈ તેના ઉપર તેમણે બળાત્કાર કર્યો મહારાજને એ ખબર પડતા તેઓ અત્યંત દિલગીર થયા તેમણે કહ્યુ કે–'સંભાજી રાજ્યના ઉત્તરાધિકારી છતા વ્યભિચાર કરે છે, એ શ્રેષ્ઠ વર્ણનો ઉચ્છેદ કરવા જેવુ છે તેમનુ કૃત્ય અતિ નિંદાજનક છે, વ્યભિચાર એ અતિ નીચ કર્મ છે રાજાએ પ્રજાને પોતાના કુટુબ જેવી જાણવી જોઇએ સંભાજીને તેના દુષ્ટ કર્મ માટે અવશ્ય શિક્ષા કરવી જોઇએ રાજપુત્ર છે તેથી શુ થયુ ? દુષ્ટ કર્મ કરનાર પુત્રનો હુ ત્યાગ કરીશ ? ' મહારાજે સંભાજીને સખ્ત કેદની શિક્ષા કરી પન્હાળાના કિલ્લામા મોકલી દીધા થોડા દિવસ પછી સખ્ત કેદમાથી તેમને તેજ કિલ્લામા નજરકેદ રાખ્યા સંભાજીને કેદની શિક્ષા અસહ્ય થઈ પડી હતી પિતાને મોગલો સાથે વેગળે યુદ્ધ કરવામા ગુંથાયલા જાણી તેમણે પન્હાળાપરથી નાસી જવાનો વિચાર કર્યો તેમણે દિલેરખાનને અગાઉથી સૂચના-

૩ કેટલાક લેખમા લખ્યુ છે કે, પિતાના ક્રોધોદ્ગાર સાંભળી સંભાજી ગભરાયા અને પત્નીસહિત રાતોરાત નાસી ગયા.

પત્ર લખી મોકલ્યો હતો મહારાજના ઘરમાજ ફાટફૂટ થયેલી જાણી ખાનને અત્યંત આનંદ થયો. સંભાજીનો આદરસત્કાર કરવા ખાને એખલાસખાનને અને ઘૈરાતખાનને ત્રણ ચાર હજાર ઘોડેસ્વારલશ્કરસહિત સામૈયુ લઈ તેડવા મોકલ્યો હતો

સંભાજીને નાસી ગયેલા જાણી મહારાજે તેમની પાછળ લશ્કર મોકલ્યુ, પણ સુપાથી ચાર માઈલ છેટે સંભાજી અને એખલાસખાનની મુલાકાત થવાથી તેમને મોગલાનો આશ્રય મળ્યો પાછળ ગયેલા સિપાઇઓએ જોયુ કે શત્રુનુ લશ્કર વિશેષ હોવાથી તેમનાપર હુમલો કરતા સારૂ પરિણામ આવશે નહિ, તેથી તેઓ નિરાશ થઈ પાછા ચાલ્યા ગયા આ બાજુ દિલેરખાન સંભાજીને મળવાને એટલો બધો આતુર થઇ ગયો હતો કે પોતે જાતે કેટલાક માણસો લઇને તેની સામે ગયો સંભાજી તેના પક્ષમા ભળ્યાથી દક્ષિણ જીત્યા જેટલો તેને આનંદ થયો અને મુકામે પહોચ્યા પછી રણવાદ્યો વગેરે વગાડવાની તેણે આજ્ઞા કરી સંભાજીને સાત હજારી સરદાર બનાવી રાજાનો ખિતાબ આપ્યો અને એક હાથી ભેટ આપ્યો

દિલેરખાને સંભાજીનો સારો આદરસત્કાર કર્યો તે સંબધી ઔરંગઝેબને સૂચના આપી અને લખ્યુ કે –'સંભાજી આપણા પક્ષમા આવ્યા એ ઘણુજ સારૂ થયુ શિવાજીમહારાજના તાબાના કેટલાક સરદાર સંભાજીના પક્ષમા આવી મળવાનો સંભવ છે એવી ઘરફુટ થવાથી તેઓ સત્વર દુર્બળ થશે અને અનાયાસે આપણો લાગ ફાવશે સંભાજીને આપણા સૈન્યની એક ટુકડીના સેનાપતિ નિમી તેમના પિતા સામે યુદ્ધ કરવા મોકલ્યા હોય તો તેમના તાબાના પ્રાંત અને કિલ્લા કબજે લેવામા વિલંબ લાગશે નહિ' બાદશાહને એ સૂચના યોગ્ય લાગી નહિ બાદશાહને એ સંબધી વહેમ આવ્યો કે –'એ કારસ્થાન શિવાજીમહારાજનુજ છે તેમણેજ પોતાના પુત્રને આપણા લશ્કરનો ગુપ્ત ભેદ કાઢવા કિંવા વિશ્વાસપાત્ર થઇ દગો કરવા મોકલ્યો છે' ઔરંગઝેબ તરફથી નિષેધપત્ર આવે તે પહેલા દિલેરખાને સંભાજીને કેટલુક લશ્કર આપી ભૂપાળગઢને ઘેરો ઘાલી હુમલો કરવા મોકલ્યા હતા. એ ગઢપર મહારાજનુ સૌથી જૂનુ થાણુ હતુ ત્યા ઘણો મજબૂત બંદોબસ્ત હતો. ગઢ ઉપરના લશ્કરે અત્યંત જુસ્સાભેર લઢવાની તૈયારી કરી તેઓ મોગલોના ઘેરાથી પાછા હટત નહિ, પરંતુ મહારાજના પુત્ર સંભાજીને કિલ્લાના દરવાજા પાસે ઉભેલા જોઈ તેમના ઉપર ગોળા મારતા પાછા હટ્યા સંભાજીએ કિલ્લાના હવાલદારને દમ ભરાવ્યો કે, દરવાજો નહિ ઉઘાડે તો તારો શિરચ્છેદ કરીશ એ સાભળી કિલ્લાપરના મનુષ્યોને બીક લાગી તેઓ આસપાસ નાસી ગયા કિલ્લાની હવાલદારી ફિરંગોજી નરસાલાના તાબામા હતી શાહિસ્તખાને ચાકણના કિલ્લાને ઘેરો નાખ્યો તે વખતે અતિશય શૂરવીરપણાથી કિલ્લાનુ રક્ષણ કરનાર એજ વીરપુરુષ હતો, પરંતુ આ પ્રસંગે તેના સિપાઇઓનુ ધૈર્ય રહ્યુ નહિ તેઓ વીર ફિરંગોજીને છોડી નાસી ગયા તેથી તેને હિંમત રહી નહિ શત્રુ ઉપર તોપોનો મારો ચલાવવામા આવે તો સંભાજી દરવાજા આગળજ ઉભા હતા પોતાના સ્વામીપુત્ર ઉપર ગોળા છોડી શકાય તેમ નહોતું ફિરંગોજી ઉંડા વિચારમા પડયો અને અંતે રાત્રિને સમયે કિલ્લામાથી નાસી ગયો આથી કિલ્લો દિલેરખાનના

હાથમા આવ્યો કિલ્લાપર કેટલાક માણુસો હતા તે મોગલોના હાથમા આવ્યા તેમાથી સાતસો શૂરવીર યોદ્ધાઓના ડાબા હાથ તેણે ભાગી નાખ્યા અને બીજા માણુસોને ગુલામ બનાવ્યા સભાજીને આ ક્રૂર કર્મ પસદ પડયુ નહિ આવુ ક્રૂર કર્મ કરવાનુ કારણુ એટલુજ કે એથી બીજા માણુસોને દહેશત લાગે એ કિલ્લા- માથી પુષ્કળ લૂટ તેના હાથમા આવી જે જે ચીજો તેનાથી લઇ જવાય તેમ હતુ નહિ તે સર્વ તેણે બાળી નાખી અને કિલ્લો તોડી નાખીને સાફ મેદાન કરી દીધુ મહારાજે કિલ્લાપરની ચઢાઇના સમાચાર સાભળ્યા કે તરતજ તેના રક્ષણુને માટે તેમણે સોળ હજારની ઘોડેસ્વાર સેના મોકલી, પરતુ તેમના ત્યા પહોચતા પહેલા કિલ્લો મોગલોના હાથમા ગયો હતો મહારાજના સૈન્યે તેમનાપર છાપા મારીને બહુ હેરાન કર્યા મોગલસરદાર ઈરિજખાન અને બજાજી નિબાળકર દિલે- રખાનના સૈન્યમાટે અન્નસામગ્રી લઇ જતા હતા તે તેમણે લૂટી લીધી સર્વ હકીકત મહારાજને મળતા તેમણે પોતાના તાબાના બીજા કિલ્લેદારોને કહાવી મોકલ્યુ કે –' સભાજી રાજદ્રોહી થઈ મોગલો પાસે નાસી ગયા છે મોગલોના સૈન્યસહિત આપણા કિલ્લાપર ચઢી આવે તો તેમની શરમ નહિ રાખતા યુદ્ધ ક- રવુ, કિલ્લો તેમને સોપવો નહિ '

મહારાજે સભાજી પાસે વિશ્વાસુ કારકુન મોકલી બોધ કરાવ્યો કે –' તમારી વર્તણુક યોગ્ય નથી મે અથાગ શ્રમ કરીને સ્વરાજ્ય સ્થાપ્યુ છે તે તમારે માટે કે કોઇ બીજાને માટે ? યવનો સાથે મળી જઇ આપણુ રાજ્ય પુન તેમના તાબા- મા સોપવાની દુર્બુદ્ધિ તમને કયાથી સૂઝી ? તમારા એ વર્તનથી નુકશાન કોને થશે ? તમને કે મને ? મારે માટે હવે કઇ કર્તવ્ય અવશેષ રહ્યુ નથી એકાદ તીર્થક્ષેત્ર- મા જઇ રહેવુ કિવા ગુરુ રામદાસમહારાજના ચરણુ આગળ બેસી પ્રભુભજન કરવુ એવી મારી ઈચ્છા છે આપણુ રાજ્ય નષ્ટ થશે તો તેમા તમનેજ નુકશાન છે જે થયુ તે ખરૂ મનમા શકા નહિ રાખતા એકદમ ચાલ્યા આવજો શત્રુના તાબામા રહેશો નહિ તમારા ખાનગી ખર્ચને માટે તાલુકો આપવામા આવશે પછી તમારી ઇચ્છામા આવે ત્યા રહેજો અને વ્યવસ્થા થાય તેટલી કરજો ' કારકુને એવા અનેક બોધપ્રદ વાકયો કહ્યા, છતા સભાજીની બુદ્ધિ ઠેકાણે આવી નહિ

હબીરરાવ મોહિતે સરનૌબત મહારાજની આજ્ઞા પ્રમાણે સૈન્ય લઇને વિજાપુર- સરકારની સહાયતા માટે જતો હતો તેને રણુમસ્તખાને આઠ નવ હજાર ઘોડેસ્વાર- સહિત રસ્તામાજ પકડયો બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ તેમા મોગલસરદારનો પરાજય થયો અને તેઓ નાસી ગયા હબીરરાવ દિલેરખાનની છાવણી નજીક જઈ તેમનાપર વખતોવખત છાપા મારવા લાગ્યો મોગલલશ્કરને અન્નઘાસ વગેરે મળે નહિ એવી ગોઠવણુ કરી મોગલલશ્કરને કડાકા થવાથી તેઓ હાથી- ઘોડાસહિત ટપાટપ મરણુ પામવા લાગ્યા અતે ખાનને છાવણી ઉપાડવાની ફરજ પડી તે મરાઠાઓના સપાટામાથી નાસી છૂટી લશ્કરસહિત ઔરગાબાદ જઇ પહોચ્યો હબીરરાવ પાસે વધારે લશ્કર નહિ હોવાથી મોગલલશ્કર સાથે યુદ્ધ કરવાની હિમત નહોતી તેમ છતા તે વીર પુરુષ–સિહ ઔરગાબાદ સુધી મોગ-

લોની પૂંઠે ધસ્યો હતો

એટલુ થવા છતા દિલેરખાન નરમ પડયો નહોતો વર્ષાઋતુ પૂરી થતાજ તેણે પોતાનુ લશ્કર તૈયાર કર્યું અને વિજાપુરસરકારના પ્રાતોમા પ્રવેશ કરી લૂટફાટ કરવા માડી હિંદુ તેમજ ,મુસલમાન સ્ત્રીઓ તેના પંજામાથી બચવાને માટે તળાવ વગેરેમા પડીને પોતાનો પ્રાણત્યાગ કરવા લાગી કેટલાએ ગામોના ગામ તેણે બાળી નાખીને ઉજ્જડ કર્યા એક મોટા ગામમાથી ત્રણહજાર હિંદુ રહેવાસીઓને પકડીને તેણે ગુલામ બનાવ્યા અથની નામનુ એક વ્યાપારનુ મોટુ મથક હતુ તે તેણે લૂટીને બાળી નાખ્યુ અને તેમા પકડાયલા દરેક હિંદુને ગુલામ બનાવ્યા સંભાજી આ વખતે ખાનની સાથે હતો, તેને આ ભયંકર કૃત્ય મુદ્દલ ગમ્યુ નહિ અને તેણે ખાનને વાર્યો પણ તેણે તેનું કહ્યુ જરા પણ માન્યુ નહિ ખાનના આ ઘોર કૃત્યથી સંભાજીની આખો ઉઘડી અને પોતે લીધેલા પગલા બદલ તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો હટી નામક એક મોટુ શહેર લૂટયુ અને કૃષ્ણા નદીને પેલેપાર જઇ કર્ણાટકમા લૂટફાટ ચલાવી તેણે પોતાના સૈન્યની બે ટુકડી બનાવી બે દિશામા રવાના કરી એક ટુકડી ઉપર દિલેરખાન પોતે સેનાપતિ થયો હતો જનાર્દનપંતને એ લૂટફાટના સમાચાર મળતાજ તેણે છ હજાર ઘોડેસ્વારસહિત તેનાપર હુમલો કર્યો અને તેની સાથે યુદ્ધ કરી તેમનો પરાજય કર્યો દિલેરખાન અને તેનુ લશ્કર મરાઠાઓના મારથી નિર્બળ થઈ નાસી ગયુ જનાર્દનપંતે મોગલોની એક ટુકડીને હરાવ્યા પછી બીજી ટુકડી ઉપર ધસી જઇ તેમને પણ કાપી નાખી અને ખાનનો પરાજય થવાથી તે પણ શરમિંદો થઇ નાસી ગયો એમ કહેવાય છે કે મહારાજે ફરીથી ભૂપાળગઢ પોતાને હસ્તગત કર્યો હતો અને તેની દુરસ્તી કરાવી તે પર પોતાનુ થાણુ બેસાડયુ હતુ

દિલેરખાનની દુર્દશાના સમાચાર જાણી ઔરંગઝેબને ખાન ઉપર અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો ખાનનુ કૃત્ય તેમને પસંદ આવ્યુ નહિ, પોતાના પ્રાતનો બંદોબસ્ત રાખવાને બદલે વિજાપુરસરકાર સાથે યુદ્ધ કરવા જવાથી બાદશાહે ખાનને સખ્ત ઠપકો આપ્યો અને આજ્ઞા ફરમાવી કે –' શિવાજીમહારાજના પુત્ર સંભાજી તમારી પાસે આવ્યા છે તેમને સરદારી આપી આપણા લશ્કરમા રાખવા ઉચિત નથી તે મોગલલશ્કરમા દ્રોહ ઉત્પન્ન કરી આપણો નાશ કરવા ચૂકશે નહિ, તેમને કેદ કરી દિલ્હી મોકલવા ' દિલેરખાનને બાદશાહનો હુકમ યોગ્ય લાગ્યો નહિ તેણે સંભાજીને પોતાની છાવણીમાથી નાસી જવાની ભલામણ કરી સંભાજી ત્યાથી નીકળી નાઠા અને મહારાજ પન્હાળા ઉપર હતા તેમને જઈ મળ્યા [1] આ વ-

૧ સરકાર જણાવે છે કે દિલેરખાનનુ ઘાતકીપણુ જોઇને સંભાજીને તેનાપર કંટાળો આવ્યો, તેથી તેની છાવણીમાથી રાતોરાત તે વિજાપુર તરફ નાસી ગયો તેની સાથે તેની સ્ત્રી યેસુબાઈ પણ હતી તેને પુરુષનો પોષાક પહેરાવેલો હતો. વિજાપુરમા મસાઉદખાને આદરસત્કાર કરી તેમને આશ્રય આપ્યો, પરતુ દિલેરખાને મસાઉદખાનને લાચ આપીને સંભાજીને પકડવાનું તરકટ રચ્યુ એ વાતની બાતમી સંભાજીને મળતાજ ત્યાથી રાતોરાત નાસીને, મહારાજ પન્હાળગઢપર હતા ત્યા તે આવ્યો

અતે મહારાજે પન્હાળા કિલ્લાની ઘણીજ મજબૂતી કરી હતી અને ફ્રેંચ લોકો પાસેથી લીધેલી પચાસ તોપો તેમણે કિલ્લાપર ચઢાવી હતી, કારણ કે તેમને એવા સમાચાર મળ્યા હતા કે આ વખતે સભાજી અને દિલેરખાન બને મળીને કિલ્લાપર હલ્લો કરવાના છે

સભાજી પાછા આવ્યા પછી મહારાજે તેમને શિખામણ દેતા કહ્યુ કે –'તમે અમને છોડી મોગલોમા જઇ મળ્યા એ સારૂ કર્યુ નહિ ઔરંગઝેબ સાથે આપણે વૈર હોવાથી દિલેરખાન સાથે પણ આપણને શત્રુતા છે એવી સ્થિતિ છતા તેમના તાબામા જઈ પડવુ એ સાહસકર્મ કહેવાય તેઓ તમારો વિશ્વાસઘાત કરત; પરંતુ જગદબાની કૃપાથી તમે તેના તાબામાથી જીવતા મુક્ત થયા એમા દિલેરખાનનો અમારાપર ઉપકારજ થયો છે તમે હિંદુરાજ્યના ઉત્તરાધિકારી છો ઉચ્ચકુળમા જન્મ્યા છો તમે કંઇ સામાન્ય પુરુષ નથી મારી કમાણી તમારે માટેજ છે, તેમ છતા દિલેરખાન જેવા એક નિર્જીવ સરદારના આશ્રયમા જઇ પોતાનુ અપમાન અને ઘાત વહોરી લેવા, એ તમારા જેવા બુદ્ધિમાન, અભિમાની અને હોશિયાર પુરુષને શોભે નહિ મારી પાછળ તમે રાજગાદીના માલિક થનાર છો સર્વ પ્રજાને તમારે પુત્રવત્ જાણવી જોઇએ તેમની સંપત્તિ, જીવન અને આબરૂનુ રક્ષણ કરવુ એજ તમારૂ પરમ પવિત્ર કર્તવ્ય છે તેમ છતા તમે અયોગ્ય કૃત્યો કરી પ્રજાને દુખ આપશો તો પછી શી રીતે તેનુ પાલન થશે? વેશ્યાગમન કિંવા પરસ્ત્રીગમન એ મનુષ્યના યશનો ક્ષય કરી નાશ કરનાર છે. રાવણાદિ રાજાઓએ પરસ્ત્રીગમન જેવા દુષ્કર્મ કર્યાથી તેમના રાજ્ય નાશ પામ્યા અને કુળનો ક્ષય થયો હતો એ તમારે લક્ષમા લેવુ જોઇએ તમારૂ એ મહાન દુર્લક્ષણ નાશ પામે તેથીજ મે તમને પુત્રવાત્સલ્યભાવથી થોડી શિક્ષા કરી હતી; તેથી તમને ક્રોધ ઉપજ્યો અને તમે અનિષ્ટ વિચાર કર્યો, પરંતુ તમારા એ કૃત્યને લીધે જગદબાની કૃપાથી કંઇ અનિષ્ટ પરિણામ આવ્યુ નહિ એજ તેની કૃપા સમજુ છુ પુન એવા દુષ્કૃત્યો કરશો નહિ દુરાચરણ એ મનુષ્યનુ અધપતન થવાનુ મોટામા મોટુ લક્ષણ છે આપણા ઘરમા ફાટફુટ થવાથી શત્રુને આનંદ થાય છે અને આપણો નાશ કરવાની તેમનામા હિંમત આવે છે યવનોની તાબેદારીમાથી છૂટવાનો મે દીર્ઘ પરિશ્રમ કરીને સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય સંપાદન કર્યુ, છતા તેની દરકાર નહિ કરતા પુન યવનોના આશ્રયમા જવાની તમને દુર્બુદ્ધિ સૂઝે, એ હુ તમારૂ મોટુ દુર્ભાગ્યજ સમજુ છુ તમને રાજ્યાધિકાર ભોગવવાની ઇચ્છા હોય તો હું રાજ્યના બે વિભાગ પાડી તુંગભદ્રાથી કાવેરીપર્યંતનો પ્રદેશ તમને અને નર્મદા નદીથી તુંગભદ્રા સુધીનો પ્રદેશ રાજારામને સોપવા તૈયાર છુ હું કોઈ પુણ્યક્ષેત્રમા જઇશ કિંવા રામદાસસ્વામીના ચરણાશ્રયમા જઇ અવશેષ જીવન પરમેશ્વરની ભક્તિમા પૂરૂ કરીશ, પરંતુ એ વ્યવસ્થા કરતા સુધી તમને પન્હાળામા નજરકેદ રાખવા પડશે, કારણ કે તમારાપર હવે મને વિશ્વાસ ઉત્પન્ન થતો નથી રાયગઢ જઈ રાજારામના લગ્ન કરી આવીશ,ત્યાર પછી યોગ્ય જણાશે તે પ્રમાણે વ્યવસ્થા કરીશ' મહારાજે સભાજીને બોધવચનો કહી તેમને પન્હાળા ઉપર

નજરકેદ રાખ્યા અને ખર્ચ માટે તે પ્રાતનો ત્રણ લાખ રૂપિયાની ઉપજનો તાલુકો તેમને નામે ચઢાવી આપ્યો તેમના કાર્યભારીતરીકે વિઠ્ઠલ ત્રિબક દેશપાડેને[1] ખાસનીસનો હોદ્દો આપ્યો તેમની પાસે બદોબસ્ત રાખવા માટે સોમાજી નાયક બકી, બાવાજી નાયક સમશેર બહાદુર અને બાવાજી ઢમઢેરે નામક ત્રણ પરમ વિશ્વાસુ સરદારો નિમવામા આવ્યા તેઓને મહારાજે હુકમ કર્યો હતો કે –'સભાજીને નિત્ય સારી શિખામણ આપી સારે માર્ગે ચઢાવવાનો યત્ન કરવો તેમની સાથે હોશિયારીથી વર્તવુ મારી આજ્ઞા સિવાય તેમને ગઢ ઉપરથી નીચે ઉતરવા દેવા નહિ કિલ્લાનો સર્વ બદોબસ્ત ત્યાના હવાલદારના તાબામા રાખવો. તેમા સભાજીએ અડચણ કરવી નહિ' સભાજીના ખર્ચ માટે નક્કી કરવામા આવેલા પ્રાતની વ્યવસ્થા જનાર્દન નારાયણ સુમતને સોપી તેને પણ સભાજીમહારાજ ઉપર દેખરેખ રાખવાનુ કહ્યુ

મોગલ સૈન્યની પાયમાલી થવાથી તેને પાછુ જવુ પડયુ હતુ અને વિજાપુરસરકાર તેના ત્રાસમાથી મુકત થઇ હતી, એ ઉપર લખવામા આવ્યુ છે શિવાજી મહારાજની સહાયતાવડે તેમનુ સકટ નિવારણ થયુ હતુ એમ જાણી વિજાપુરસરકાર તરફથી મહારાજને એક પત્ર મોકલવામા આવ્યો હતો પત્રમા લખ્યુ હતુ કે, 'તમે અમને યોગ્ય પ્રસગે સારી મદદ કરી શત્રુના તાબામાથી મુક્ત કર્યા એ તમારી કુલીનતા અને ઉદારતા છે તમે શાહજીરાજાના પુત્ર છો તેમના ઋણમાથી તમે આજ મુકત થયા છો અમારી સરકાર સાથે તમે વિરોધ કર્યાથી આટલા દિવસ તમારી સાથે વૈર ચાલતુ હતુ તમારા વર્તનને લીધેજ શાહજીરાજાને અમારી સરકારે ઘણોજ ત્રાસ આપ્યો હતો, તેમ છતા અમારી સરકારના અપકાર તરફ લક્ષ નહિ આપતા અમારી વિનતિને માન આપી અમને યોગ્ય પ્રસગે સહાયતા આપવાથી સર્વત્ર આપની કીર્તિ પ્રસરી રહી છે' વિજાપુરસરકારે મહારાજને વકીલ સાથે પત્ર અને પોષાક, ઝવેરાત, હાથી, ઘોડા વગેરે નજરાણુ મોકલ્યુ હતુ મહારાજે પત્રના ઉત્તરમા લખી જણાવ્યુ કે, "મે આપની બાદશાહીના ઘણા પ્રાત કબજે કરવા છતા મારા તીર્થસ્વરૂપ પિતાજી મારા કાર્યમા સહાયભૂત નહિ હોવાની આપની ખાત્રી થયા પછી તેમને અર્પણ કરેલી જાગીર અદ્યાપિપર્યંત આપે કાયમ રાખીને તેમનુ અને તેમની પાછળ તેમના દ્વિતીય પુત્રનુ સન્માન કર્યું છે, તેથી અમારા કુટુબ ઉપર આપનો મોટો ઉપકારજ થયો છે આજપર્યંત આપનાજ આશ્રયથી મારી ઉન્નતિ થઇ છે મારી સપત્તિ અને લશ્કર આપના ઉપયોગમા આવશે તો મારા જીવનને ધન્ય માનીશ આપની સરકારનુ લશ્કરી બળ વિશેષ હોવાથી આપને વિજય પ્રાપ્ત થયો છે મે બનતી મદદ કરી છે ભવિષ્યમા સકટસમયે સહાયતાની જરૂર જણાતા અવશ્ય લખશો, મનમા જુદાઇ રાખશો નહિ" વકીલને ઉત્તરપત્ર આપ્યા પછી આદિલશાહને યથોચિત નજરાણુ મોકલ્યુ તથા તેને તહનામાની શરતોની યાદી આપી યાદીમા લખ્યુ હતુ કે, (૧) કોપલ અને બેલવાડી (બીલારી)ની

૧ એ ઇતિહાસપ્રસિદ્ધ મુરારબાજી દેસપાડેનો જ્યેષ્ઠ પુત્ર હતો

આસપાસનો પ્રાંત અમારે સ્વાધીન કરવો (૨) દ્રવિડ દેશમાં અમે કબજે કરેલા પ્રાંત ઉપર આદિલશાહે પોતાનો હક્ક રાખવો નહિ (૩) શાહજીરાજાની જાગીરને નુકશાન કરે એવા તંજાવર વગેરે પ્રાંત ઉપર આદિલશાહે કોઇ પ્રકારની સત્તા રાખવી નહિ તેના ઉપર અમારી સંપૂર્ણ સત્તા કબૂલ કરવી અને (૪) પ્રસંગોપાત એકબીજાને પરસ્પર સહાયતા આપવી મસાઉદખાને તહનામાની શરતો કબૂલ કરી તહનામું મંજુર થયા પછી મહારાજ મસાઉદખાનની મુલાકાત લેવા વિજાપુર તરફ ગયા તેઓ વચ્ચે બીજી પણ કેટલીક ગુપ્ત સલાહમસલત ચાલી હતી આ વખતે મહારાજના મનમાં એવું આવ્યું કે વિજાપુર શહેરમાં જઇ આદિલશાહની મુલાકાત લેવી મસાઉદખાને પણ આ વાતને અનુમોદન આપી પાંચસો માણસો સાથે મુલાકાત માટે આવવા મહારાજને સંદેશો કહાવ્યો, પરંતુ મોરોપંત પિંગળેએ આવું સાહસ કરવાની મહારાજને ના પાડી તેથી મહારાજે એ વિચાર માંડી વાળ્યો

કર્ણાટકના અને દ્રવિડ દેશના પ્રાંત ઉપર વિજાપુરસરકારે શિવાજીમહારાજનું પ્રભુત્વ કબૂલ કર્યાના સમાચાર જાણ્યાથી વ્યંકોજીરાજાને અતિશય વિષાદ થયો અને તેમને પોતાનું સ્વાતંત્ર્ય તદ્દન નષ્ટ થયા જેવું જણાયું મહારાજે રઘુનાથપંતદ્વારા તેમના ઉપર દાબ બેસાડી પ્રથમથીજ તેમની જાગીરની ઘણીખરી વ્યવસ્થા પોતાના તાબામાં લીધી હતી તેમાં વળી વિજાપુરસરકારે તહનામું કરી, તેમની જાગીર ઉપરનો હક્ક ઉઠાવી લીધો હોવાથી ભવિષ્યમાં તે સરકાર પાસેથી મદદ મેળવી પોતાના બંધુના દાબમાંથી મુક્ત થવાની વ્યંકોજીને આશા હતી તે પણ હવે નિર્મૂળ થઈ વ્યંકોજીરાજાએ અત્યંત ઉદાસીનભાવ ધારણ કર્યો પોતાના નિત્ય વ્યવહારના કાર્યોપ્રત્યે દુર્લક્ષ કરી વિરક્ત પુરુષપેઠે વિચરવા લાગ્યા રઘુનાથપંતે તેમની ઉદાસીન વૃત્તિસંબંધી મહારાજને પત્રદ્વારા જણાવ્યું ત્યારે મહારાજે વ્યંકોજીને પત્ર લખ્યો કે—"ઘણા દિવસથી તમારા તરફથી પત્ર નહિ આવવાથી તમારા તરફના સમાચાર જાણી શકાતા નથી અને અંતઃકરણમાં ચિન્તા થાય છે રઘુનાથપંતે લખ્યું છે કે, તમે ઉદાસ અને ખિન્ન રહો છો શરીરની બરદાસ્ત રાખતા નથી તમને જીંદગીપર કંટાળો આવ્યો છે કોઇ તહેવાર કિંવા ઉત્સવ ઉજવતા નથી સૈન્ય સ્વસ્થ બેસી રહ્યું છે દરબારના કામકાજમાં લક્ષ પરોવતા નથી તમે સંપૂર્ણ સાધુ બની કોઇક પવિત્ર સ્થાનમાં બેસી કાળ નિર્ગમન કરો છો તમારાસંબંધી એવી ઘણી બાબત પંતે લખી છે, એ વાંચી અમને ઘણી દિલગીરી થાય છે આપણા પિતાશ્રીનું ઉદાહરણ તમારી દૃષ્ટિ સમક્ષ હોવા છતાં તમારી એવી વૃત્તિ થાય એ મને નવાઇભરેલું લાગે છે સંકટપ્રસંગે પિતા કેવી રીતે વર્તતા હતા, સંકટપ્રસંગનું નિવારણ તેમણે કેવી હોશિયારીથી, ધૈર્યથી અને દૃઢ નિશ્ચયથી કર્યું તથા અતિશય કીર્તિ અને માન સંપાદન કરી મરણપર્યંત તે કેવી રીતે જાળવી રાખ્યું તેનો વિચાર કરો તમારી નજર સામેજ તેમનું ઉજ્જ્વળ ચરિત્ર રચાયું છે પિતાનો તમને નિત્ય સમાગમ હતો તેમની હોશિયારી અને વ્યવહારકુશળતાનું તમે નિત્ય નિરીક્ષણ કર્યું

હોવાથી તમને અત્યત લાભ થવો જોઇએ મે અનુકૂળ સ્થિતિ પ્રમાણે સ્વરક્ષણ કરી કેવી રીતે સ્વરાજ્ય સપાદન કર્યું છે, તે તમને વિદિતજ છે તમને સાપ્રત અનુકૂળ સધિ મળવા છતા સાસારિક વ્યવહારનો ત્યાગ કરી સાધુ થવુ એ ઉચિત છે કે? તમારો કાર્યભાર અન્યના તાબામા આપો અને તે તમારૂ સસ્થાન પચાવી પડે એ યોગ્ય જણાય છે કે? તમારી સપત્તિનો નાશ થવા દઇ તમારૂજ નુકશાન કરવુ એ યોગ્ય જણાતુ નથી એમા તમારૂ ડહાપણ શુ? એનુ અતિમ પરિણામ શુ આવશે? હું તમારો વડીલ બધુ તમારૂ સરક્ષણ કરવા સર્વદા તત્પર છુ મારી કિચિત્ પણ ભીતિ રાખવાનુ કારણ નથી ઉદાસીન વૃત્તિનો ત્યાગ કરો વિરક્ત થશો નહિ સાધુભાવ દૂર કરો સુખપૂર્વક કાળક્રમણ કરો વ્રતઉદ્યાપન, તહેવાર, ઉત્સવ અને અન્ય વ્યવહાર પાલન કરો તમારા જીવને સુખ થાય તેવા કાર્યો કરો તમારા તાબાના સૈન્યને નિરર્થક બેસી રહેવા દેશો નહિ લશ્કરની સુવ્યવસ્થા રાખો મહત્ત્વના રાજદ્વારી કાર્યોપ્રત્યે લક્ષ રાખો તાબાના નોકરો પાસેથી બરોબર કામ લ્યો તેમને કામ સોપી તે કામ બરોબર થાય છે કે નહિ તે દક્ષતાપૂર્વક અવલોકન કરો યોગ્ય રીતે વર્તી કીર્તિ સપાદન કરો તમે મારા કનિષ્ઠ બધુ છો તમારી કીર્તિ અને ઉત્કર્ષ સાભળી મને વિશેષ સતોષ થશે તમારી પાસે રઘુનાથ પડિત છે તે પારકા મનુષ્ય નથી તેઓ આપણા આપ્તજ છે તેમની સલાહથી પ્રસગોપાત ઉચિત જણાતા કાર્યે નક્કી કરતા જાઓ તે તમને મારા જેટલુજ સન્માન આપી વર્તશે મને તેમનાપર સપૂર્ણ વિશ્વાસ છે તેજ પ્રમાણે તમે પણ તેમનાપર સપૂર્ણ વિશ્વાસ રાખજો તેમનો ત્યાગ કરશો નહિ તમને પરસ્પર એકબીજાના પૂર્ણ આશ્રયની જરૂર છે તેમ થવાથીજ તમારી ખ્યાતિ થશે વધારામા કહેવાનુ એજ છે કે, આળસ કરશો નહિ અનુકૂળ સધિ પ્રાપ્ત થતા તેને વ્યર્થ જવા દેવી નહિ તમારા લશ્કર પાસેથી કઇક કામ લેતા જાઓ પરાક્રમ કરવા જેવુ તમારૂ વય છે વૃદ્ધાવસ્થામા સાધુ થવુ જોઇએ ચાલો ઉઠો, ઉદાસીનતા કાઢી નાખો, આળસનો ત્યાગ કરો અને કઇક પરાક્રમ કરી બતાવો તમે સુજ્ઞ છો તમને વિશેષ શુ લખવુ?"

મહારાજે વ્યકોજીરાજાને એ છેલ્લોજ પત્ર લખેલો હોવો જોઇએ ત્યાર પછીથી તેમની પ્રકૃતિ બગડતી ગઇ અને તેમાજ તેમનુ અવસાન થયુ હતુ





# प्रकरण २८ मुं–अंग्रेज अने सीदी

મહારાજે ઇ સ ૧૬૬૧ મા રાજાપુર શહેર લૂટયુ ઇ સ ૧૬૬૪ મા સુરત શહેર પ્રથમ લૂટયુ ઇ સ ૧૬૬૫ મા કારવાર શહેર ઉપર હુમલો કરી ત્યા ખડણી બેસાડી ઇ સ ૧૬૭૦ મા સુરત શહેર પુન લૂટયુ અને ઇ સ ૧૬૭૩ મા હુબલી શહેર લૂટયુ એ સર્વ સ્થળે અગ્રેજોની વખારો હોવાથી તેમને તે પ્રસગે ઘણુ નુકશાન સહન કરવુ પડયુ હતુ, એ પાછળ લખવામા આવ્યુ છે રાજાપુર શહેર શિવાજીમહારાજના તાબામા આવ્યા પછી અગ્રેજોએ ત્યાથી પોતાની વખારો બધ કરી હતી ઇ સ ૧૬૬૮ મા સુરતના અગ્રેજ વ્યાપારીઓએ મુબઇ બેટમા[1] વખાર ઉઘાડી ત્યા પોતાનુ કાયમનુ થાણુ સ્થાપ્યુ અને આસપાસના પ્રદેશમા વ્યાપાર શરૂ કર્યો હતો

એ બેટને લગના સાષ્ટી પ્રાતમા ફિરગી (પોર્ટુગીઝ) લોકોની સત્તા હતી. મુબઇ બેટમાથી તેમની સત્તા બધ પડવાથી તેમને ઘણો ખેદ થયો તેઓ અગ્રેજ વ્યાપારીઓ ઉપર દ્વેષ કરવા લાગ્યા તેઓ તેમને પોતાના તાબાના કોઇ પણ પ્રાતમા કોઇ પણ પ્રકારનો વ્યાપાર કરવા દેતા નહોતા મુબઇના અગ્રેજોને સાષ્ટિ પ્રાતમાથી કિચિત્ પણ અનાજ પૂરૂ પાડવામા આવતુ નહિ હોવાથી તેઓને અન્ય પ્રાતોમાથી અનાજ વગેરે લાવવુ પડતુ સાષ્ટી પ્રાત સિવાય મુબઇની આસપાસના ઇતર પ્રાતો ઉપર શિવાજીમહારાજની સત્તા હોવાથી તેમની સાથે સલાહસપ રાખવાની અગ્રેજોને અગત્ય જણાતી હતી મહારાજને તેમનાપર વક્રદષ્ટિ રાખવાનુ કારણ નહોતુ તેઓ તેમને કુશળ વ્યાપારી અને હુશિયાર દરિયાવર્દીતરીકે જાણતા હતા તેમના વ્યાપારમાજ પોતાના પ્રાતનુ હિત સમજતા હતા. વળી સીદી સાથે મહારાજને વારવાર યુદ્ધ કરવુ પડતુ હોવાથી તેમની પાસેથી લશ્કરી વહાણો વગેરેની મદદ મળવાની મહારાજને આશા હતી તેમના વહાણો મજબૂત અને મોટા હતા તેમના તરફથી વહાણો મળવાની તથા બદુકો, તોપો અને દારૂગોળો મળવાની મહારાજને આશા હતી મોગલોની સહાયતાવડે સીદી અગ્રેજોના બદરમા પ્રવેશ કરી પોતાના કુર્લા વગેરે પ્રાતમા ઉપદ્રવ કરવાની તેમને

[1] પોર્ટુગાલના રાજાની પુત્રી સાથે લગ્ન કરતી વખતે એ બેટ ઇગ્લેડના દ્વિતીય ચાર્લ્સ રાજાને પહેરામણીમા મળ્યો હતો ચાર્લ્સ રાજાએ પ્રતિવર્ષે દશ પોન્ડ લેવાની શરતે તે બેટ ઈસ્ટ ઇડિયા કપનીને આપ્યો હતો

હમેશા બીક હતી, તેથી અગ્રેજોને પોતાના સ્નેહી બનાવી એ બીકનુ નિવારણ કરવાની મહારાજની ધારણા હતી સત્ય કહીએ તો અગ્રેજોને એ બેટમાથી હાકી કહાડી ત્યા પોતાના થાણા બેસાડવાનુ મહારાજને કઠિન જણાતુ નહોતુ, પરતુ પરદેશના વ્યાપારીઓને વિનાકારણે ત્રાસ આપવો અને પોતાના પ્રાતમા ચાલતો તેમનો વ્યાપાર બધ પાડવો એ મહારાજને યોગ્ય જણાતુ નહોતુ સઘળા પશ્ચિમ કિનારા તરફ પોતાની સત્તા સ્થાપવાનો તેમનો દૃઢ સકલ્પ હતો, પરતુ તે સિદ્ધ કરવા માટે પોતાની પાસે સુદૃઢ લશ્કરી વહાણુ તૈયાર કરવા જોઇએ એવુ જણાતું હતુ અને તે તૈયાર કરવાના કામમા જેમના તરફથી સહાયતા મળવાનો સભવ હતો તેમને બનતેપ્રયત્ને ત્રાસ નહિ આપવાનો મહારાજ પ્રયત્ન કરતા હતા એ કારણથીજ તેઓ ફ્રેચ, ડચ વગેરે પરદેશી વ્યાપારીઓ સાથે મિત્રભાવથી વર્તતા હતા પોર્ટુગીઝ લોકો સાથે પ્રથમ બધુત્વ હતુ, પરતુ તેમનામા ધર્મઘેલાપણું વિશેષ વધવાથી તેઓ હિદુપ્રજાને છળવા લાગ્યા તેમની એ વૃત્તિ યોગ્ય નહિ જણાયાથી મહારાજે છેવટે તેમની સાથે વૈર કર્યું તેમ છતા પણ તેઓ તહનામાની શરત પ્રમાણે પ્રતિવર્ષે બદૂકો, તોપો અને દારૂગોળો પૂરો પાડતા, તેથી મહારાજ થોડો વખત સ્વસ્થ રહ્યા તેઓ બીજા થોડા વર્ષ જીવ્યા હોત તો આ દેશમાથી પોર્ટુગીઝ લોકોનુ જડમૂળ ઉખેડી નાખત

અંગ્રેજ વ્યાપારીઓ સુરતના મોગલોના આશ્રયમા રહ્યા ત્યારે તેમના તરફથી વિશેષ સહાયતા મળવાની મહારાજને આશા રહી નહિ, તેથી તેઓએ વારવાર તેમની વખારો લૂટવા માડી; પરતુ અગ્રેજ વ્યાપારીઓ જ્યારથી મુબઇ આવી નિવાસ કરવા લાગ્યા ત્યારથી તેઓ મહારાજ સાથે ઘણા નિકટ સબધમા જોડાયા અગ્રેજ વ્યાપારીઓને મુબઇ બેટ મળ્યા પછી ચાર વર્ષે એટલે ઇ સ. ૧૬૭૨ મા, ત્યાની વખારો ઉપર આગિયર નામક એક ઠરેલ અને બુદ્ધિમાન ગવર્નર આવ્યો તેણે શિવાજીમહારાજ સાથે સ્થાયી મૈત્રી બાધવાનો વિચાર કર્યો અને તે તેવાજ યત્ન કરવા લાગ્યો સીદીએ પણ અગ્રેજોને પોતાના પક્ષમા લઇ તેમના તાબાના મુબઇ બદરમા પોતાના વહાણો લઇ જવાનો અને ત્યાથી શિવાજીમહારાજના કુર્લા વગેરે પ્રાતમા ઉપદ્રવ કરવાનો વિચાર કર્યો હતો સીદી મોગલોનો ખડિયો બનવાથી તે સરકારના વહાણો તેની સત્તામા આવ્યા હતા અને તેમના વગવસીલાથી મુબઇ બદરમા પ્રવેશ કરવાનો લાગ જોતો હતો, પરતુ આગિયર તેને તેમ કરવા દેતો નહિ સુરતનો મોગલસુબેદાર તેમને વારવાર સદેશા કહાવતો કે, સીદીને તમારા બદરમા પ્રવેશ કરવા દેજો, પરતુ શિવાજીમહારાજની બીકે આગિયર તેની માગણી કબૂલ કરતો નહિ મહારાજને ગવર્નર સાહેબનુ મધ્યસ્થપણુ પસદ પડ્યુ હોવાથી તેમના સબધી મહારાજનો અભિપ્રાય ઘણો સારો બધાયો હતો

મહારાજના લશ્કરે ફિરગીઓ (પોર્ટુગીઝ લોકો) ના વસઇ પ્રાત નજીક કિલ્લા બાધવાનું શરૂ કર્યું તે વખતે તેઓદ્વારા પોતાને પણ કદાચિત્ ઉપદ્રવ થવાની બીક લાગવાથી આગિયર સાહેબે ઉસ્કિટ સાહેબને મહારાજ સાથે તહનામુ કરવા

માટે તેમના તરફ મોકલ્યો, પરતુ તેણે રાજાપુર અને હુબલીમા થયેલુ બત્રીસ હજાર હોનનુ નુકસાન ભરી લેવાની તહમા કલમ લખેલી હોવાથી મહારાજે તે સમયે અગ્રેજો સાથે તહનામુ કર્યું નહિ આગિયરે પુન બીજે વર્ષે નિકલ્સ નામક વકીલને સભાજીમારફતે તહનામુ કરવા મહારાજ પાસે મોકલ્યો હતો

આ સમયે પણ ઉભય પક્ષની શરતો નક્કી થઇ નહિ મહારાજ કહેતા હતા કે—'રાજાપુરમા તમને જે નુકશાન થયુ હોય તે ભરી આપવા અમે તૈયાર છીએ, પરતુ હુબલીમા તમે કહો છો તેટલુ તમને અમારાથી નુકશાન થયુ નથી ' એ સબધી તેમની ખાત્રી કરી આપવા માટે મહારાજે હુબલીમા કરેલી લૂટની યાદીઓ પણ તેમને બતાવી હતી એ સબધી પાછળ લખવામા આવ્યુ છે, અર્થાત્ ઉભય પક્ષ વચ્ચે વાધો પડયો હતો તેમજ મહારાજ અગ્રેજો પાસે તોપોની માગણી કરતા હતા, તે તેઓ મોગલ અને સીદીની બીકે આપવા રાજી નહોતા

કેટલાક દિવસ પછી અગ્રેજોની પરવાનગીની દરકાર નહિ કરતા સીદીએ મુબઇ બદરમા પોતાના વહાણો લઇ જઇ મહારાજના પ્રાતમા તોફાન મચાવ્યુ આગિયરને તે યોગ્ય લાગ્યુ નહિ તેથી તેમણે તેને મનાઈ કરી અને તેના વહાણો કાઢી મૂકયા એ સમાચાર મળતાજ મહારાજ અગ્રેજો ઉપર ઘણા ખુશી થયા અને તેમને કહાવી મોકલ્યુ કે, આપણા વચ્ચેનો વાધો કહાડી નાખી તમારા વકીલને તહ કરવા મોકલો, પરતુ એ સમયે સુરતના મોગલસુબેદાર પાસેથી વારવાર તેમને પત્રો મળવા લાગ્યા કે, આવતા ચોમાસામા સીદીના વહાણ તમારા બદરમા રહેવા દેવા, એથી અગ્રેજ ગવર્નર ગુચવણમા પડ્યા મોગલોને દુભવવાથી સુરતમાથી અગ્રેજ વખારો ઉઠાવી લેવાની તેમને બીક લાગે એ સ્વાભાવિકજ હતુ મહારાજે એ પત્રવ્યવહારસબધી જાણ્યુ ત્યારે તેમણે અગ્રેજોને ધમકીભરેલો સદેશો કહાવ્યો કે—'તમે મોગલ સુબેદારની ભલામણ માની સીદીને તમારા બદરમા આવવા દેશો, તો તમારા બેટ ઉપર હુમલો કરવા આવતા ડચ લોકોના વહાણના સરદાર અમારી સહાયતા માગે છે, તેમને દશહજાર સિપાઇઓસહિત સહાયતા આપી અમે તમારો બેટ સર કરીશુ ' સીદીએ તો પોતાના વહાણ મુબઈ બદર નજીક લાવી ગોઠવ્યા હતા આગિયરે તેને ત્યાથી ચાલ્યા જવાનુ કહ્યુ સીદીએ તેમનુ કહ્યુ માન્યુ નહિ તેણે પોતાના વહાણોમાના કેટલાક પડાઉ ખાડીમા હકાર્યા અને સિવના ઉત્તર કિનારા ઉપર પોતાનુ પુષ્કળ લશ્કર ઉતાર્યું સિપાઈઓએ ત્યાના રહેવાસીઓને હાકી કહાડી ચોમાસામા પોતાની છાવણી ત્યાજ રાખવાની ગોઠવણ કરી, પરતુ અગ્રેજ સિપાઇઓએ તેમને ત્યાથી હાકી કહાડ્યા ત્યારપછી સીદીના પાચસો હથિયારબધ સિપાઇઓ પડાઉમા બેસી પુન મજગામ નજીકના કિનારાપર ઉતરવા લાગ્યાથી અગ્રેજોએ તેમનાપર તોપોનો મારો શરૂ કર્યો, તેથી સીદીના લશ્કરને ત્યાથી નાસી જવુ પડયુ એ સમયે ડચ લોકોના વહાણો ઉત્તર તરફ આવતા હતા તે વેગુર્લાથી છૂટા પડી થોડા સુરત તરફ, થોડા ઇરાન તરફ અને બાકીના ખાલી વહાણ સિહલદ્વીપ તરફ વળ્યા મુબઈના અગ્રેજોને એ સમાચાર મળતાજ તેમને ધૈર્ય આવ્યુ અને શિવાજીમહારાજની ધમકી તેમને

તદ્દન નિરર્થક જણાઈ સીદીના લશ્કરે એ વખત જમીન ઉપર ઉતરવા કરેલો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો, છતાં સીદી મુંબઈબંદર પાસેથી પોતાનાં વહાણ કેમે કર્યો પાછાં ફેરવતો નહોતો તેણે ઘણુંજ તોફાન મચાવ્યું ત્યારે અંગ્રેજોએ તેની સાથે એવી શરત કરી કે, તેમણે ત્રણસોથી વધારે સિપાઈઓ બંદરમાં લાવવા નહિ, તેઓ પર અંગ્રેજોનો પહેરો હોવો જોઈએ, શિવાજીમહારાજના પ્રાંતમાં ઉપદ્રવ મચાવશે તેઓને અંગ્રેજો એકદમ હાંકી કહાડશે અને પુનઃ બંદરમાં આવવા દેશે નહિ

મહારાજનો વકીલ તહની શરતો નક્કી કરવા મુંબઈ આવ્યો હતો, તેણે ઉપલી હકીકત મહારાજને લખી જણાવી. અંગ્રેજોના એ વર્તનથી મહારાજને સંતોષ થયો તેમણે અંગ્રેજોને પોતાનો વકીલ રાયગઢપર મોકલી તહનામાની શરતો નક્કી કરવાનું લખ્યું મિ. આગિયરે પોતાના વકીલને થોડા લશ્કરસહિત રાયગઢ મોકલ્યો અંગ્રેજોનો વકીલ રાયગઢ નજીક ગયો ત્યારે તેને કિલ્લામાં પ્રવેશ કરવાની મનાઈ કરવામાં આવી, કારણ કે મહારાજ તે સમયે કિલ્લામાં નહોતા તેઓ રાજ્યાભિષેક કરવાની ગડબડમાં હોવાથી દેવીનાં દર્શન કરવા પ્રતાપગઢ ઉપર ગયા હતા, [1] મહારાજના અધિકારીઓએ અંગ્રેજી વકીલને મહારાજ રાયગઢ ઉપર આવ્યા પછી તેમની પરવાનગીથી કિલ્લામાં પ્રવેશ કરવા દેવાનું કહાવ્યાથી તેણે કિલ્લાની તળેટીમાં પાચડા નામના ગામમાં પોતાનો તંબુ ઠોકાવી નિવાસ કર્યો હતો અંગ્રેજી વકીલે નારાયણજી [2] પંડિતને પોતાના આવવાનું પ્રયોજન જણાવ્યાથી તે તેમને મળવા ગયો વકીલે તેને આગિયરનો પત્ર વંચાવ્યો અને મહારાજ તથા ઇતર કાર્યભારીઓ માટે ગવર્નર સાહેબે મોકલેલું નજરાણું બતાવ્યું એ જોઈ પંડિત ખુશી થયો મહારાજ પ્રતાપગઢથી આવતાજ તેણે તેની મુલાકાત કરાવી આપવાનું વચન આપ્યું વકીલે પંડિતને તહનામાની શરતો વંચાવી અને તેમનો અભિપ્રાય પૂછ્યો એ તહનામામાં મહારાજે સીદી સાથે તહનામું કરવા સંબંધી એક કલમ લખી હતી તે વાંચી નારાયણજી પંડિતે કહ્યું કે—' આ કલમ તમે તદ્દન કાઢી નાખો મહારાજ એ કલમ કબૂલ કરશે નહિ સીદીને પાયમાલ કરી તેનો જંજીરા કબજે કરવાનો મહારાજનો વિચાર આજકાલનો નથી ઇ૦ સ૦ ૧૬૪૮ થી તેઓ સીદીની પાછળ પડ્યા છે તેમાં મહારાજને પુષ્કળ નુકસાન સહન કરવું પડ્યું છે તેને પાયમાલ કર્યા સિવાય અમારો કોકણ કિનારો સુરક્ષિત થશે નહિ, મહારાજે ગમે તે યત્ને પણ તેનો નાશ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે, મનુષ્યોની અને પૈસાની ગમે તેટલી ખરાબી થશે તોપણ મહારાજ પાછા હઠવાના નથી સાંપ્રત જંજીરાને અમે ઘેરો નાખ્યો છે અને તે સર થવાનો સંભવ છે પ્રતિદિવસ અમે તોપો, દારૂગોળા, લશ્કર અને પૈસા મોકલીએ છીએ મહારાજને તમારી એ શરત રુચશે નહિ, તેથી એ કલમ કાઢી નાખશો તો સારૂ થશે ' પંડિતની ભલામણથી અંગ્રેજી વકીલે તે કલમ કાઢી નાખ્યા પછી કહ્યું કે ' ચોતરફ-

૧ ડૅાકટર ફ્રીઅર પોતાના પ્રવાસવૃત્તાન્તમાં લખે છે કે, મહારાજે એ સમયે દેવીને સવામણ સોનાની ભેટ કરી હતી

૨ એ નામ ડૉ ફ્રીઅરે જણાવ્યું છે

ના વ્યાપારીઓને પોતાના રાજ્યમાથી જવાઆવવાનો માર્ગ મહારાજે મોકળો રાખવો બાલેઘાટનો રસ્તો બધ છે તે ખુલ્લો મૂકવો એમ થવાથી વ્યાપારીઓને પોતાનો માલ બદરપર લઇ જવાની સગવડ થશે અને મહારાજની પ્રજાને તથા અમને પુષ્કળ લાભ થશે મહારાજની જીદગી સિપાઇગીરીમા વ્યતીત થયેલી હોવાથી એ વાત તેમના લક્ષમા આવી નથી તમે તેમને એ સબધી સ્પષ્ટ રીતે સમજાવશો ' નારાયણજીએ કહ્યુ –'એ વ્યવસ્થા સત્વર કરવામા આવશે, કારણ કે મહારાજ સાથે વૈર રાખી લાગલાગટ યુદ્ધ કરવાથી વિજાપુરસરકારને ત્રાસ ઉપજ્યો છે અને હવે યુદ્ધ કરવાની તેનામા શક્તિ પણ રહી નથી તે સરકાર મહારાજ સાથે તહનામુ કરી સલાહ કરવાના વિચારમા છે એ ઉદ્દેશથી તેમણે અનેક વખત વકીલ પણ મોકલ્યો હતો બે ત્રણ મહિનામા તહનામુ થઇ સર્વત્ર શાતતા પ્રસરશે, વ્યાપારીઓ માટે સઘળા માર્ગ ખુલ્લા થશે અને તેઓને પોતાનો માલ ઇચ્છાનુસાર સુરક્ષિતપણે લઇ જવાની સગવડ થશે મહારાજ રાજસિહાસનપર અભિષિક્ત થયા પછી રાજપદને યોગ્ય એવુ પ્રજાપાલન કરવામા પોતાનુ લક્ષ પરોવશે અને દક્ષતાપૂર્વક પોતાના રાજ્યનો વ્યાપાર વધારવાના પ્રત્યેક પ્રયત્ન કરશે અત્યારસુધી તેમને વિજાપુરસરકાર સાથે અને મોગલો સાથે યુદ્ધ કરવુ પડ્યાથી એ વાત તરફ લક્ષ આપવાની યોગ્ય સ્વસ્થતા મળી નથી ' અગ્રેજ વકીલ અને નારાયણજી પડિત વચ્ચે આ પ્રમાણે સવાદ ચાલ્યા પછી વકીલે તેને એક હીરાની વીંટી આપી, તેમજ તેના જ્યેષ્ઠ પુત્રને પણ ઇનામ આપ્યુ, અને મહારાજ સાથે સત્વર મુલાકાત કરાવી આપવા માટે તેને વિનતિ કરી

મહારાજ પ્રતાપગઢથી આવ્યા પછી અગ્રેજ વકીલને ગઢ ઉપર આવવાની પરવાનગી મળી તેને રહેવા માટે એક બગલો આપવામા આવ્યો નારાયણજી પડિતે મહારાજ પાસે જઇ અગ્રેજ વકીલ તરફથી ઘણીજ પ્રાર્થના કર્યાથી તેમણે ચાર દિવસ પછી વકીલને પોતાની મુલાકાતે લાવવાની પરવાનગી આપી અગ્રેજ વકીલે મહારાજ પાસે જઇ તહનામાની કલમો વાચી સભળાવી મહારાજને એ કલમો યોગ્ય જણાઇ તેમણે વકીલને આશ્વાસન આપતા કહ્યુ કે –' અમારા રાજ્યમા વેપાર કરતા તમને કોઇ પ્રકારની અડચણ પડશે નહિ તેમજ તમને અને તમારા માલને અમારા તરફથી ઉપદ્રવ થશે નહિ પ્રસ્તુત તહનામાપ્રત્યે અમારી પૂર્ણ સહાનુભૂતિ છે ' વકીલે ઉત્તર દીધો કે –' અમારી કૌન્સીલના અધ્યક્ષે મને એજ ઉદ્દેશથી આપની પાસે મોકલ્યો છે હિદુસ્થાનના અને ઇરાનના બાદશાહ તરફથી અમને જેવી સગવડ મળી છે તેવીજ આપના તરફથી પણ મળે એવી અમારી વિનતિ છે ' મહારાજે "બહુ સારૂ" કહી વકીલ પાસેથી તહનામાની યાદી લઇ બરોબર તપાસી જોઇ યોગ્ય સુધારો કરવા માટે મોરોપતને આજ્ઞા ફરમાવી અને પછી સત્વર દરબારમાથી ઉઠી રાજ્યાભિષેકની તૈયારી કરવા તેઓ ચાલ્યા ગયા

વકીલના જાણવામા આવ્યુ કે રાજ્યાભિષેકવિધિ પૂર્ણ થતા સુધી પોતાના કાર્યનો નિકાલ થશે નહિ તેથી તેણે નારાયણજી પડિત પાસે જઇ બીજા કાર-

ભારીઓને માટે આણેલું નજરાણું ભેટ આપવા સબંધી સલાહ પૂછી તેણે વકીલને સલાહ આપી કે મોરોપંતને તમારે સ્વત જઈને નજરાણું આપવું બીજા કારભારીઓને કારકુનદ્વારા નજરાણું મોકલવામા આવશે તો ચાલશે તમારૂ કામ સત્વર અને સરળ થાય તે માટે તમારે કારભારીઓને કિંમતી નજરાણા આપવા જોઇએ હમણા તમે જે વસ્તુઓ લાવ્યા છો તે યોગ્ય નથી તેમને બીજી ભારે વસ્તુઓ આપવી જોઇએ એ સલાહ વકીલને યોગ્ય જણાયાથી તેણે મુબઇથી તાબડતોબ બીજી કિંમતી વસ્તુઓ મગાવી રાજ્યના કારભારીઓને ખુશી કરવા માટે અધિક પૈસા ખર્ચાયા તે સહન કર્યા, પણ ચોમાસાના ત્રણ ચાર મહિનાપર્યંત રાયગઢ ઉપર અટકી પડવાનુ તેણે પસદ કર્યું નહિ

કહેવામા આવે છે કે અગ્રેજી વકીલે મહારાજ સમક્ષ વીસ શરતો રજુ કરી હતી તેમાથી અઢાર શરતો તેમણે કબૂલ કરી એ શરતોમાની કેટલીક આ પ્રમાણે છે—'રાજાપુરમા અગ્રેજોને થયેલા નુકશાનના બદલામા મહારાજે તેમને દશહજાર હોન આપવા રાજાપુર, દાભોળ, ચેઉલ અને કલ્યાણમા અગ્રેજો પોતાની વખારો સ્થાપી શકે મહારાજના રાજ્યમા સર્વત્ર અગ્રેજોને વ્યાપાર કરવાની પરવાનગી હોવી જોઇએ તેમણે ઇચ્છાનુસાર કિંમતે માલ લેવોવેચવો માલની ચોક્કસ કિંમત મુકરર કરવામા આવશે નહિ આયાત માલ ઉપર માલની કિંમત પ્રમાણે અગ્રેજોએ અઢી ટકા જકાત આપવી'

મહારાજે બે શરતો નાપસદ કરી હતી તેમાની એક એ હતી કે—'મહારાજના રાજ્યમા અગ્રેજી નાણુ ચાલવુ જોઇએ' એ સબધી મહારાજે ઉત્તર આપ્યો કે—'તહનામામા એ શરત લખવાની આવશ્યકતા નથી કોઇ પણ નાણુ અમારા રાજ્યમા ચલાવા સબધી અમારા તરફથી બિલકુલ પ્રતિબધ થતો નથી જે નાણુ લેવાથી અમારી પ્રજાને નુકશાન થવાનો સભવ હોય છે તે લેવા માટે અમારા તરફથી તેમનાપર જુલમ થાય, એ ઉચિત નથી તમારૂ નાણુ મોગલોના નાણા જેવુ વજનદાર અને લાભજનક હશે તો તે ચાલવા દેવામા અમારા તરફથી તમને હરકત થશે નહિ એ તો પ્રજાની ખુશીનો સોદો છે' બીજી શરત એ હતી કે—'સમુદ્રમા તોફાન થવાથી કે કોઈ બીજા કારણથી અગ્રેજોના વહાણ ભાગી જતા તેમાનો જે માલ કિનારે આવે તે કિવા જે વહાણો કિનારે અથડાઇ ભાગી જાય તે અગ્રેજોને પાછા આપવા' મહારાજે એ સબધી ઉત્તર આપ્યો કે, કોકણના કિનારાને અથડાઇ ભાગી ગયેલા વહાણ કિવા માલ પાછો આપવાનો રિવાજ નથી તેના ઉપર ત્યાના રાજાનો પ્રાચીન કાળથી હક્ક છે એ હક્ક છોડી દેવાનુ અમને ઉચિત જણાતુ નથી અગ્રેજોને એવી સગવડ કરી આપવાથી ફ્રેચ વગેરે ઇતર વ્યાપારીઓ પણ તે પ્રમાણે માગણી કરશે તેથી એ શરત માટે આગ્રહ કરવો નહિ મહારાજની ઇચ્છાનુસાર અગ્રેજી વકીલે એ શરત સબધી આગ્રહ કર્યો નહિ, પરતુ નારાયણજી પડિતે તેને સમજાવ્યુ કે, એ શરત મજુર થવામા અડચણ પડશે નહિ મોગલ બાદશાહ તરફથી અને આદિલશાહ બાદશાહ તરફથી તમને એવી સગવડ મળી છે, તેથી અમારા રાજ્યમાથી પણ

તમને તેવી સગવડ મળવી જોઇએ એ વાત મહારાજના લક્ષમા ઉતારવા જેવી છે

તહનામાસબધી વાદવિવાદ થયા પછી અતે સર્વ શરતો મજુર થઇ[1] રાજ્યાભિષેક થયા પછી થોડા દિવસ પછી તહનામા ઉપર મહારાજની તથા સર્વ પ્રધાનોની તેનાપર સહીઓ થઈ એ તહનામા પ્રમાણે અગ્રેજોને રાજાપુરમા થએલા નુકશાનીના દશહજાર હોન રોકડા નહિ આપતા ગોઠવણ કરવામા આવી કે –' અગ્રેજોએ મહારાજ પાસેથી લાગલાગટ ત્રણ વર્ષ સુધી પાચ પાચ હજાર હોનની કિમતનો માલ ખરીદવો તેના બદલામા તેઓએ તેમને અર્ધી કિમત આપવી, અર્થાત્ ત્રણ વર્ષમા અગ્રેજોને સાડાસાત હજાર હોનની કિમતનો માલ મળે બાકી રહેલા અઢી હજાર હોનસબધી એવી ગોઠવણ કરવામા આવી કે, અગ્રેજોએ રાજાપુરમા વખાર ઉઘાડયા પછી ત્યાના બદરમા જે માલ આવે તેની જકાતના અઢી હજાર હોન થાય ત્યાસુધી તે રકમ લેવી નહિ ' તહનામુ નક્કી કર્યા પછી સર્વની સહી થઇ નારાયણજી પડિતે તહનામુ અગ્રેજ વકીલના હાથમા સોપ્યુ તેણે તેને મહારાજનો સદેશો કહ્યો કે –' અમારા રાજ્ય નજીક તમારી વસ્તી થવાથી અમારા રાજ્યમા તમારો સારો વ્યાપાર ચાલશે અને અમારી પ્રજાનુ ઘણુ કલ્યાણ થશે, એમ જાણીનેજ તમારી સાથે સધિ કરવામા આવી છે તમારી સાથેનો સ્નેહસબધ હમેશા કાયમ રહે એજ અમારી ઇચ્છા છે '

મહારાજનો રાજ્યાભિષેક થયો તે વખતે મુબઇના ગવર્નરના પ્રતિનિધિ-તરીકે એજ વકીલ દરબારમા ગયો હતો તેણે એ સમયે મહારાજને હીરાની વીટી ભેટ આપી હતી એ વકીલને મહારાજના સિહાસનપર્યત જવાનો યોગ પ્રાપ્ત થયો હતો તેની રચના જોઈ તેણે લખ્યુ છે કે, સિહાસનની બે બાજુએ સોનાના ભાલાની અણી ઉપર સત્તાપ્રદર્શક પુષ્કળ સાકેતિક ચિત્રો હતા જમણી બાજુના ભાલાપર બે મોટા મત્સ્ય હતા, તેમનુ મોઢુ વિકરાળ જણાતુ હતુ ડાબી બાજુના ભાલાપર ઘોડાના પુચ્છ જણાતા હતા અને એ ઉચ્ચ ભાલાની અણીપર સોનાનુ ત્રાજવુ સમતોલ ગોઠવ્યુ હતુ

મત્સ્ય ગોઠવ્યા હતા તે ઉપરથી મહારાજની સમુદ્ર ઉપરની સત્તા જણાતી હતી, અને ઘોડાના પુચ્છ ગોઠવ્યા હતા તે ઉપરથી મહારાજની પૃથ્વી ઉપરની

---

૧ ઑર્મ લખે છે કે, જે બે કલમસબધી મહારાજે વાધો કહાડયો હતો તે બે કલમ મજુર થઈ નહોતી ડૉ ફ્રિયર લખે છે કે, નાણાસબધીની કલમ બાદ કરી બાકીની સર્વ કલમો મજૂર થઇ હતી ગ્રાન્ટ ડફના ઇતિહાસમાથી મૂળ વિષય અત્ર પ્રકટ કર્યો છે રાજવાડેએ પોતાના આઠમા ભાગમા નીચે પ્રમાણે કાગળ છાપેલો છે. અગ્રેજોએ શિવાજીમહારાજ જોડે ચાર સગવડ માગી હતી. (૧) મહારાજના રાજ્યમા અગ્રેજોના વેપારપર જકાત લેવી નહિ (૨) મહારાજના બદરોપર અગ્રેજોના માલપર જકાત લેવી નહિ (૩) અગ્રેજોનુ નાણુ મહારાજના રાજ્યમા ચાલવા દેવુ (૪) અગ્રેજોના જે વહાણો દરિયામા ભાગી જાય અને તે મહારાજના તાબાના કિનારાપર હાથ લાગે તો તે માલ અને તે વહાણો અગ્રેજોને મહારાજે પાછા આપવા મહારાજે પ્રથમની બે કલમો મજુર કરી પાછળની બે કલમો નામજુર કરી હતી આ તહનામાપર તા ૧૨ જૂન ૧૬૭૪ ના દિવસે મહારાજે સહી કરી

સત્તાનુ સૂચન થતુ હતુ ત્રાજવુ ગોઠવવાની મતલબ એ હતી કે, આ રાજ્યની સર્વ પ્રજાને એકસરખી ગણી યોગ્ય ન્યાય આપવામા આવે છે, એવુ આશ્વાસન મળે

કહેવામા આવે છે કે, અગ્રેજોનો વકીલ એક મહિનાપર્યંત રાયગઢ ઉપર રહ્યો હતો તેણે રાયગઢનુ, ત્યાની ઇમારતોનુ તથા રાજમદિરનુ વર્ણન કર્યુ છે અને તે ડૉ ફ્રિયર નામક તે સમયના એક પ્રવાસીએ પોતાના પ્રવાસવૃત્તાતમા પ્રકટ કર્યુ છે વિસ્તારભયથી તે વર્ણન અત્રે લખવામા આવતુ નથી[1] અગ્રેજ વકીલે તે સમયે દરબારમા ઠરેલપણુ બતાવી જે વર્તન ચલાવ્યુ હતુ તે પરથી મહારાજના અગ્રેજસબધી ઉચ્ચ વિચારો બધાયા તહનામાની શરત પ્રમાણે અગ્રેજોએ રાજાપુરમા વખાર સ્થાપી, પરતુ તે ઘણા દિવસ ટકી નહિ તેથી તહનામાની શરત પ્રમાણે નક્કી થયેલી દશહજાર હોનની રકમ અગ્રેજોને મળી કે નહિ તેસબધી શકા થાય છે એ તહનામા પછી બે વર્ષે આગિયરનુ મૃત્યુ થયુ તેમની પછી નિમાયલા ગવર્નર તેમના જેવા બુદ્ધિમાન અને ઠરેલ નહોતા

સીદીએ મુબઇની ખાડીમા પ્રવેશ કરી મહારાજના કુલાં પ્રાતમા ઉપદ્રવ મચાવ્યો હતો એ પાછળ લખવામા આવ્યુ છે તેણે મહારાજના પ્રાતની નિરપરાધી પ્રજાને પકડી ત્રાસ આપવા માડયો હતો તે પુરુષોને કાપી નખાવતો તથા સ્ત્રીઓ અને બાળકોને ગુલામતરીકે વેચી દેતો તેણે ઇ સ ૧૬૭૩ મા એવો કેર વર્તાવવા માડયો હતો, એ પણ ઉપર લખવામા આવ્યુ છે તેનુ તોફાન અગ્રેજોને પસદ પડયુ નહિ તેઓ સીદીના દુષ્ટ કાર્યોમા પોતાનાથી બનતો પ્રતિબધ કરતા, પરતુ કોઈ કોઈ વખત તેઓ નિષ્ફળ થતા મોગલોની બીકને લીધે સીદી સાથે ખુલ્લીરીતે યુદ્ધ કરવાનુ તેમનામા ધૈર્ય નહોતુ સીદીનો જજીરા કબજે કરી ત્યા પોતાની વખાર સ્થાપવાના અને મુબઈનુ થાણુ ઉઠાવી નાખવાના વિચારથી તેમણે કપનીના ડાયરેકટરો પાસે પરવાનગી માગી, પણ તેઓએ આપી નહિ મહારાજની બીકથી તેમને જણાતુ હતુ કે સીદીના ઘોર કૃત્યનુ પરિણામ એકાદ વખત પોતાને પણ ભોગવવુ પડશે સીદીવિરુદ્ધ વર્તન કર્યાથી મોગલો ગુસ્સે ભરાશે અને તેના રાજ્યમા આશ્રય મળશે નહિ એવી પણ અગ્રેજોને બીક હતી અગ્રેજ વ્યાપારીઓને એક તરફથી શિવાજીમહારાજની અને બીજી તરફથી ઔરગઝેબની, એમ બેવડી બીક હોવાથી સીદીને નહિ દુભાવતા બનતે પ્રયત્ને તટસ્થ રહેવામાજ તેમને પોતાનુ શ્રેય જણાતુ હતુ

સીદીને સખ્ત શિક્ષા કરવાનો નિશ્ચય કરીને શિવાજીમહારાજે પોતાનુ લશ્કર અને વહાણો તૈયાર કરી તેની સાથે યુદ્ધ શરૂ કર્યુ પૂર્વે દડારાજપુરી મોગલોની મદદથી તેણે પાછુ મેળવ્યુ હતુ તે મહારાજે પુન કબજે કર્યુ જજીરાથી ગોવા-

૧ ડૉ ફ્રિયરે પોતાના વર્ણનમા એક રમુજી વાત આપેલી છે તે વાત આ પ્રમાણે છે –એક ખાટકી કિલ્લાપરના માણસોને માસ આપતો હતો તે અગ્રેજોના વકીલને ખાસ જોવાને માટે કિલ્લાપર આવ્યો તેનુ કારણ એ હતુ કે કિલ્લાપરના માણસોએ આખા વરસમા જેટલુ માસ નહોતુ ખાધુ તેટલુ માસ એ અગ્રેજોએ એક માસમા ખાધુ તેથી તેને જોવાનુ મન થયુ કે એટલુ માસ ખાનાર માણસો કેવાયે હશે ?

પર્યંતનો સઘળો કોંકણ કિનારો તેમના તાબામા આવ્યો સીદી મોગલોની મદદથી મહારાજના કોંકણકિનારાપરના ગામો લૂટતો લૂટતો ઠેઠ બેંગલૂરસુધી ગયો; પરંતુ વિજયદુર્ગ આગળના મહારાજના આરમારે તેને હરાવીને સુરત સુધી હાકી મૂક્યો આ બાજુ મહારાજના માણસોએ જંજીરાને જમીનમાર્ગે અને જળમાર્ગે ઘેરો ઘાલ્યો પાણીમા મોરચા બાંધીને કિલ્લાપર તોપોનો મારો શરૂ કર્યો, પરંતુ એટલામાજ સુરતથી સીદી સંબળ મોટું આરમાર લઇને આવી પહોચ્યો તેથી મહારાજના માણસોને ઘેરો ઉઠાવી લેવો પડયો, પણ ફરીથી વ્ંકોજી દત્તોજી સીદીની સાથે યુદ્ધ કરતો હતો તેને મદદ કરવાને માટે ઇ સ ૧૬૭૬ મા મહારાજે મોરોપંત પિંગળેને દશહજારની સેના લઇને મોકલ્યો આ વખતે એ કિલ્લો મરાઠાઓના હાથમા આવવાનો પૂરેપૂરો સંભવ હતો, પરંતુ એટલામા સીદી કાસીમ મોગલ આરમાર લઇને આવી પહોચવાથી મરાઠાઓને પાછું જવુ પડયુ એ સમયે સીદીના હજારો સૈનિકોનો નાશ થવાથી તે અત્યંત નિર્બળ થયો, પરંતુ મોગલોની સહાયતા મળવાથી પાછો પુન ટટાર થયો

મહારાજને કર્ણાટકની ચઢાઇમા ગયાના સમાચાર સાભળી સીદીએ કોંકણ કિનારાપર પુન તોફાન શરૂ કર્યું એ તોફાન વખતે તેને મોગલોના ઘણા સામુદ્રિક વહાણોની સહાયતા મળી હતી તેણે પ્રતાપપુર શહેર ઉપર હુમલો કરી તેને આગ લગાડી દીધી, પરંતુ ત્યાના થાણા ઉપરના સિપાઇઓએ સીદી સાથે જુસ્સાભેર યુદ્ધ ચલાવ્યાથી ત્યાની ખાડીમાથી તે આગળ વધી શકયો નહિ મહારાજનુ સામુદ્રિક લશ્કર તેની પૂઠે પડયુ, પણ તેને નહિ ગણકારતા સીદી પોતાના વહાણો લઇ મુંબઇના બંદરમા પેસી ગયો અને મજગામમા ઉતરી ત્યા છાવણી નાખી. સીદી ત્યા નિવાસ કરતો હતો તે સમયે મહારાજના તાબાના કુર્લા પ્રાંતના એક દુષ્ટ બ્રાહ્મણે તેની પાસે જઇ કહ્યુ કે –'તમે મને મદદ કરશો તો મરાઠાના તાબાના કેટલાક સંભાવિત બ્રાહ્મણો તમને પકડી આપીશ' સીદીએ તે માગણી સ્વીકારી અને તેને થોડાક સૈનિક તથા એક હોડીસહિત ગુપ્તરીતે રવાના કર્યો એ કાળા કર્મમા સીદીએ પોતાની સહાનુભૂતિ અંગ્રેજોને જાણવા દીધી નહિ તે દુષ્ટ બ્રાહ્મણે લશ્કરની મદદથી ચાર બ્રાહ્મણને પકડી સીદીના તાબામા સોપ્યા સીદીએ કોઇને જાણવા ન દેતા તેમને પોતાના વહાણોમા કેદ કર્યા ચેઉલના સુબેદારને એ સમાચાર મળતાજ તેણે મુંબઇના અંગ્રેજોને ધમકીભરેલો પત્ર લખ્યો કે, તમારા બેટમા અમારા પ્રાંતના બ્રાહ્મણોને પકડી લઇ જવામા આવ્યા છે, તેમને છોડવી એકદમ અત્રે મોકલી દેવા, નહિ તો અમારા પ્રાંતમાથી તમારા તરફ અન્નકાષ્ઠ આદિ રવાના કરવામા આવે છે તે બંધ કરવામા આવશે, એટલુજ નહિ પણ એથી ભયંકર પરિણામ તમારે સહન કરવુ પડશે અંગ્રેજોને પત્ર પહોચતાજ તેઓએ એ સંબંધી સીદી પાસે તપાસ કરી સીદી પ્રથમ તો નામુક્કર ગયો; પરંતુ અંગ્રેજોએ સખ્ત તાપ બતાવ્યો ત્યારે તેણે કહ્યુ કે –'એ કામમા હુ કાઈ જાણતો નહોતો' અંતે તેણે બ્રાહ્મણોને મુક્ત કર્યા જે હોડીમા બેસાડી બ્રાહ્મણોને પકડી લાવ્યા હતા તે ઉપરના અગીઆર ખલાસીઓને અંગ્રેજોએ કેદ કર્યા અને

તેમાના ત્રણ ખલાસીઓને દેહાતશિક્ષા કરી તથા બાકીના ખલાસીઓને સેન્ટ હેલીના ટાપુમા દેશનિકાલ કર્યા આ ઘટના મુબઇના ગવર્નર જોન પેટિટની કારકીર્દીમા સન ૧૬૭૭ મા બની

મહારાજ કર્ણાટકમાથી પાછા આવ્યા પછી મોરોપત પેશ્વા વગેરે બ્રાહ્મણ કાર્યભારીઓએ તેમને ફરિયાદ કરી કે –' સીદીએ આપણા રાજ્યના બ્રાહ્મણોને પકડી ત્રાસ આપ્યો છે તેથી તેનો પરાજય કરવો જોઇએ હમણા તેના વહાણ મુબઇબેટમા છે મોગલોના આગ્રહને લીધે, અગ્રેજોએ ચોમાસુ હોવાથી, તેને મજગામમા છાવણી નાખવા દીધી છે તેના વહાણોને આગ લગાડવા માટે આપણા લશ્કરને મોકલવુ જોઇએ ' મહારાજે તેમની માગણી સ્વીકારી પોતાના સામુદ્રિક સરદાર દરિયાસારગ અને દૌલતખાનને ચાર હજાર સૈનિક સાથે જુલાઇ મહિનામા પનવેલ રવાના કર્યા, પરતુ તેમને સામે કિનારે લઈ જવા માટે જોઇતી હોડીઓ મળતી નહોતી ચોમાસુ હોવાથી બીજી તરફથી હોડીઓ લાવવાની પણ સગવડ નહોતી, તેથી તેમને નિરાશ થઇ મજગામ જવાનો વિચાર બધ રાખવો પડયો દૌલતખાને ત્યાથી કલ્યાણ તરફ કૂચ કરી અને તેણે ફિરગીઓ પાસે થાણા પ્રાતમા પ્રવેશ કરવાની પરવાનગી માગી તેની ધારણા એ હતી કે, થાણે થઇને માહીમની ખાડી ઓળગી મુબઇ બેટમા પ્રવેશ કરવો અને સીદીની છાવણી ઉપર તથા કિનારા નજીકના તેના વહાણો ઉપર હુમલો કરવો, તેમજ ત્યાથી હોડી મેળવી નજીકજ ભેગા થયેલા સીદીના વહાણોમા આગ લગાડી દેવી

મહારાજનુ લશ્કર પનવેલ સુધી આવી પહોચ્યાના સમાચાર જાણી અગ્રેજો અતિશય ગભરાયા તેમણે બેટના રક્ષણ માટે ગોઠવેલા ઘણા સિપાઇઓને મજગામ નજીક ગોઠવ્યા દૌલતખાનને લશ્કરસહિત કલ્યાણ આગળ આવેલો જાણી તેઓએ માહીમમા પોતાનુ લશ્કર ગોઠવ્યુ અને માહીમની ખાડીમા એક સામરિક નૌકા (ફ્રિગેટ) ગોઠવી, પરતુ એ સાવચેતીનો ઉપયોગ થયો નહિ, કારણ કે મહારાજના લશ્કરને નજીક આવતુ જાણી વસઇના ફિરગીઓને પણ બીક લાગી, તેમજ પોતાના સાષ્ટી પ્રાતનુ રક્ષણ કરવાનો વિચાર થઈ પડયો ફિરગીઓનો સુબેદાર પોતાના બહાદૂર સૈન્યસહિત થાણે આવી પહોચ્યો અને તેણે ત્યાની ખાડીમા ચાળીસ પડાઉ સજ્જ કરી રાખ્યા એમ થવાથી દૌલતખાનનો થાણેથી આવવાનો માર્ગ બધ થયો એ જોઈ દૌલતખાન નિરાશ થયો અને આટલા બધા લશ્કરસહિત આટલે બધે દૂર સુધી આવવાનુ સાર્થક કરવાના વિચારથી તેણે ફિરગીઓના પ્રાતમા પ્રવેશ કરી ગામેગામ લૂટ ચલાવી તે પ્રાત ઉજ્જડ કર્યો ત્યાર પછી તેણે પોતાનુ થોડુ લશ્કર દમણ તથા સુરત તરફ લૂટ ચલાવવા મોકલ્યુ, એટલામા રાયગઢપરથી પાછા ફરવાનો હુકમ મળ્યાથી તેને લશ્કરસહિત પાછુ ફરવુ પડયુ

સીદીને અગ્રેજના આશ્રયમા રહી પોતાના પ્રાતોમા ઉપદ્રવ કરતો જોઇ મહારાજના અત કરણમા ક્રોધ ભરાય એ સ્વાભાવિક હતુ અગ્રેજો તેને આશ્રય આપે એ પણ તેમની સાથે કરેલા સ્નેહમય તહનામાથી તદ્દન વિરુદ્ધ હતુ. તેઓ

પૂર્વે જેમ તટસ્થપણે વર્તતા હતા તેમ તેમણે હમેશા વર્તવુ જોઇતુ હતું, પરતુ આગિયર સાહેબના મૃત્યુ પછી મોગલોની બીકને લીધે તેઓએ પોતાની તટસ્થ વૃત્તિ તદ્દન છોડી દીધી હતી, તેથીજ આ વખતે ચોમાસામા સીદીને પોતાના બદરમા આશ્રય આપ્યો હતો અગ્રેજોને તેમના એ કૃત્ય માટે મહારાજે શિક્ષા આપવાનુ ધાર્યું હોત તો તેમા કઇ અન્યાય કહેવાત નહિ, પરતુ તેમના વિચારો જૂદાજ હતા અગ્રેજો મોગલો સાથે પોતાની ઇચ્છાવિરુદ્ધ વર્તન ચલાવતા હતા તે મહારાજ જાણી ચૂકયા હતા, પરતુ અનિવાર્ય કારણને લીધે ચલાવવામા આવતા વર્તનને માટે મહારાજને તેમના ઉપર શસ્ત્ર ઉગામવાનુ ઉચિત જણાયુ નહિ અગ્રેજોને લીધેજ તેમના રાજ્યમા વ્યાપાર વધતો હતો અને પ્રજાના હાથમા પૈસા ઉછળવા લાગ્યા હતા, એ મહારાજ સારી પેઠે જાણતા હતા તે ઉપરાત મોગલોના સુરત વગેરે થાણા સર કરીને સીદીનો જજીરા હસ્તગત કર્યાથી અગ્રેજોનો જુસ્સો નરમ પડશે અને ત્યાર પછી તેમની સહાયતાવડે પોતાના વહાણો સુધારી શકાશે એવી મહારાજને ઉમેદ હતી અગ્રેજ લોકોને બનતા સુધી ત્રાસ નહિ આપવા માટે મહારાજ કેટલા યત્ન કરતા હતા, તે સબધી એ ઉદાહરણ અત્રે પ્રકટ કરવામા આવે છે ચેઉલનો સુબેદાર પેટિટ નામક એક અગ્રેજ વ્યાપારી પાસે વ્યાપારસબધી લહેણાની રકમ માગતો હતો, તેજ પ્રમાણે સુરતના અગ્રેજોના એક મુનીમના બધુ પાસે એવાજ લહેણા માટે તેણે લાગલાગટ તગાદો કરવા માડયો હતો તેમણે લહેણી રકમ આપવા માટે ઘણી લાબી મુદતનો વાયદો કર્યો તેથી સુબેદારે તેમના ઉપર વૈર વાળવાનો વિચાર કર્યો હતો એ સમયે સીદીના વહાણને આગ લગાડવાનો પ્રયત્ન નિષ્ફળ જવાથી મહારાજને દીલગીરી થઈ હતી, તેથી અગ્રેજો ઉપર કોઈ પણ રીતે વૈર લેવાથી મહારાજ નાખુશ થશે નહિ, એવુ તેને લાગ્યુ મુબઈના વહાણ ચેઉલના સુબેદારના તાબાના બદરોમા વ્યાપાર કરવા આવ્યા હતા તે સર્વ તેણે પકડ્યા મુબઇના અગ્રેજોને ખબર પડતા તેમણે કાઉન્સિલના ચાર વહાણો ઉપર સાઠ યૂરોપિયનની નિમણુક કરી તેમને પોતાના પકડાયલા વહાણ છોડવવા મોકલ્યા અગ્રેજોના કેદ પકડેલા વહાણ ઉપર દેખરેખ રાખવા સુબેદારે પોતાના સિપાઇઓ ગોઠવ્યા હતા તેમના ઉપર અગ્રેજ સિપાઇઓએ હુમલો કરી પોતાના કેટલાક વહાણ છોડાવ્યા અગ્રેજોના એ કૃત્યસબધી સુબેદારે મહારાજની પાસે અરજ કરી લખ્યુ કે, મહારાજની સત્તાનુ અપમાન કર્યાથી તેમને અવશ્ય શિક્ષા થવી જોઇએ તેમણે ઉત્તર લખ્યો કે–'અગ્રેજોએ જે કઇ કર્યું છે તે યોગ્યજ છે તેમના વહાણ અને માલ તમે કબજે લીધેલ હોય તો તે તેમને સ્વાધીન કરવા' સુબેદારને એ હુકમ પ્રમાણે વર્તવુ પડ્યુ

મહારાજે પોતાના વહાણો તૈયાર કરી ઇ૦ સ૦ ૧૬૭૮ ની આખરે જજીરાને જરમાર્ગે ઘેરો નાખ્યો અને તેનાપર તોપોનો મારો ચલાવ્યો એ સમયે સીદી કાસીમ મુબઇના બદરમા હતો તેના સિપાઇઓને પગાર નહિ મળ્યાથી તેઓમા અસતોષ ફેલાયો હતો સીદી પાસે પૈસા પણ નહોતા સુરતના સુબેદાર પાસે તેણે થોડુ દ્રવ્ય માગ્યુ હતુ, પણ તે વખતસર આવી પહોચ્યુ નહિ, તેથી

સીદી ત્યાથી આગળ જઇ શકયો નહિ સીદી ત્યા અટકી પડયો હતો છતા તેનો જજીરા કિલ્લો મહારાજ તાબે લઇ શકયા નહિ આ સમયે પણ મહારાજને ઘેરો ઉઠાવી પાછુ જવુ પડયુ

મહારાજે વિચાર કર્યો કે, સીદી સાથે આજપર્યંત કરેલા યુદ્ધમા આપણને યશ મળ્યો નહિ તેનુ મુખ્ય કારણ એ છે કે, તે પોતાની ઇચ્છામા આવે તે સમયે મુબઇના બદરમા નાસી ભરાઇ શકે છે અગ્રેજો વચમા ના હોય તે સીદી આપણા પ્રાંતોમા ઉપદ્રવ કરી શકે નહિ અગ્રેજોનો આશ્રય મળવાથી તે આપણા રાજ્યમા ઇચ્છાનુસાર તોફાન મચાવી શકે છે, તેથી સીદીની અને મોગલોની મુબઇ બદર નજીકની હીલચાલ બને તેટલી ઓછી કરવાનો અને અગ્રેજોને બીક બતાવવાનો યત્ન કરવો જોઇએ મહારાજે આ સમયે એક નવીન યુક્તિ શોધી મુબઇબદરથી બાર મૈલ વેગળે ખદેરી અને ઉદેરી નામક બે નાના બેટ છે ત્યાથી બે ત્રણ મૈલ દૂર સામેનો કિનારો છે બેટમા વસ્તી નથી ત્યા તદ્દન જગલ છે અગ્રેજોને એ બેટમાથી કોઇ કોઇ વખત લાકડા પ્રાપ્ત થતા હતા તે સિવાય તેનો વિશેષ ઉપયોગ કરવાનુ કોઇની કલ્પનામા નહોતુ એ બેટમાથી મુબઇબદરમા જતા-આવતા પ્રત્યેક વહાણો ઉપર દેખરેખ રાખી શકાશે અને ત્યાના શત્રુની હીલચાલ ઇચ્છાનુસાર જાણી શકાશે, એવુ મહારાજના લક્ષમા આવ્યાથી એ બન્ને બેટ કબજામા લઇ તેમા મજબૂત કિલ્લા બાધવાનો તેમણે નિશ્ચય કર્યો તેઓએ પોતાના ત્રણસો સિપાઇ અને તેટલાજ મજૂરોને શસ્ત્ર તથા ઓજારોસહિત પ્રથમ ખદેરી બેટમા મોકલ્યા અને ત્યા તટબધી કરવાનુ કામ ઝપાટાબધ શરૂ કરાવ્યુ અગ્રેજોને એ સમાચાર મળતાજ તેઓ ચિંતા કરવા લાગ્યા. ખદેરી બેટ ઉપર મહારાજનુ થાણુ સ્થપાવાથી પોતાને કેટલો મોટો ધક્કો પહોચશે તે તેમણે તેજ સમયે જાણ્યુ તેઓ કહેવા લાગ્યા કે –' એ બન્ને બેટ ઉપર અમારો હક્ક છે, ફિરગીઓએ મુબઇબેટ સાથેજ એ બેટ અમને આપ્યા છે ' બીજી તરફથી વસઇના ફિરગીઓ પણ પોતાનો હક્ક બતાવવા લાગ્યા તેઓ કહેવા લાગ્યા કે –' એ બેટ ઉપર અગ્રેજોનો બિલકુલ હક્ક નથી ઘણા વર્ષ થયા તે અમારા કબજામા છે અમે ત્યા વસ્તી વસાવવાના હતા, પરતુ તેમા કૂવા ખોદતા મીઠુ પાણી નહિ જણાયાથી તે કામ બધ રાખ્યુ છે ' મહારાજે તેમના કહેવા તરફ લક્ષજ આપ્યુ નહિ તેમણે પોતાનુ કામ આગળ ચલાવવાનોજ નિશ્ચય કર્યો

અગ્રેજોએ મહારાજને અડચણ કરવાનો નિશ્ચય કર્યો તેમણે ત્રણ વહાણ તૈયાર કરી તેપર ચાળીસ યૂરોપિયન નિમ્યા તેમને હુકમ ફરમાવ્યો કે –'શિવાજી મહારાજના વહાણ કે તરાપા ખદેરી બેટ નજીક આવવા દેવા નહિ અને તેમના અમલદારોને બેટમાથી ચાલ્યા જવાનુ કહેવુ 'અગ્રેજી વહાણ બેટ નજીક પહોચ્યા તેમાના અમલદારોએ બેટપરના મહારાજના અમલદારોને ત્યાથી નીકળી જવાનુ કહ્યુ, ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે, અમારા માલિકની આજ્ઞા સિવાય અમે અમારૂ કામ છોડી જઇશુ નહિ અગ્રેજી વહાણોએ દસ દિવસપર્યંત બેટ આગળ પડાવ નાખ્યો, પરતુ આકાશમા વરસાદના વાદળા જણાતા વહાણ પાછા મુબઈ લઇ જવામા આવ્યા મુબઇના

અંગ્રેજોએ રિવેન્જ નામક ફ્રિગેટસહિત પુન તેમને ખદેરી બેટ નજીક મોકલ્યા રિવેન્જ ઉપર સોળ તોપો ચઢાવી હતી અંગ્રેજોના વહાણુ પુન ખંદેરી બેટ નજીક ફરવા લાગ્યા એક વહાણુ ઉપરનો લેફ્ટેનન્ટ દારૂ પીને છાકટો થયો હતો, તેણે પોતાના તાબાનુ વહાણુ બેટને કિનારે થોભાવ્યુ અને પોતાના મનુષ્યોસહિત બેટપર ચઢયો એ સમયે તેના અને મહારાજનાં મનુષ્યો વચ્ચે લઢાઇ થઇ, તેમા લેફ્ટેનન્ટ અને છ અગ્રેજ સિપાઇઓ મરણુ પામ્યા તથા બીજા મનુષ્યો કેદ પકડાયા અને તેમના વહાણોને ખેચી લાવી કિનારે બાધ્યા પવન જોસમા ફુકાતો હોવાથી ભરતીનુ જોર વધ્યુ, તેથી બીજા અગ્રેજી વહાણુ તેમની મદદે આવી શકયા નહિ તેમનો બીજો ઉપાયજ નહોતો અનુકૂળ પવન ફુકાયા પછી પ્રચડ તરગોનુ જોર ઓછુ થયુ, તોપણુ અગ્રેજી વહાણુપરના અમલદારોમા ખદેરી નજીક જવાની હિમત નહોતી

મરાઠાઓના તરાપા ખંદેરી નજીક આવે તે સમયે તેને અટકાવવા માટે મુબઇના અગ્રેજોએ પોતાના વહાણુ ઉપરના સિપાઇઓને આજ્ઞા ફરમાવી હતી, પરતુ તે કાર્ય તેઓ બરાબર બજાવી શકતા નહોતા મરાઠાઓના તરાપા રાત્રિને સમયે સપાટાબધ બેટમા જઇ તટબધીને ઉપયોગી વસ્તુઓ તથા મનુષ્યોને ઉપયોગી અન્ન આદિ સામગ્રી પહોચાડી જતા અને તેવીજ ત્વરિત ગતિએ પાછા જતા હતા અગ્રેજી વહાણુ તેમની પૂઠ પકડી શકતા નહોતા, કારણુ કે મરાઠાઓના વહાણુના તળિયા અને સુકાનની બનાવટ એવી હતી કે, પવનનો સપાટો કિવા સમુદ્રના ઉછળતા તરગોની ગમે તેવી પ્રતિકૂળતા હોય તોપણુ ઉતાવળે ચાલી શકતા હતા અગ્રેજી વહાણુના તળિયા તેવી બનાવટના ન હોવાથી ઉતાવળે ચાલી શકતા નહોતા વળી તેઓની સખ્યા થોડી હોવાથી મરાઠાઓ ઉપર હુમલો કરવાની તેમનામા હિમત નહોતી અગ્રેજ અમલદારોએ પોતાના વરિષ્ટ અધિકારીઓ પાસે વધારે મદદ માગવાથી તેઓએ બીજા કેટલાક વહાણુ ભાડે લીધા અને તેના ઉપર સિપાઇઓ તથા અમલદારો નિમી તેમને ખદેરી તરફ રવાના કર્યાં કહેવામા આવે છે કે, બેટ નજીક અગ્રેજોના કુલ આઠ વહાણો હતા ( એક ફ્રિગેટ, બે જહાજ, ત્રણુ નાના વહાણુ અને બે મછવ ) વહાણોમા યૂરોપિયન અને બીજા સિપાઇઓ મળીને કુલ બસો મનુષ્યો હતા એ સિવાય કેટલાક ખલાસી લોકો પણુ હતા

દૌલતખાનના તાબાના વહાણો ખદેરી બેટ સામે ચેઉલ નજીક થોભ્યા હતા, ત્યાથી પ્રત્યેક રાત્રે કેટલાક વહાણુ બેટ નજીક મોકલવામા આવતા અને શત્રુ પૂઠે પડે તે પહેલા વહાણો પુન પોતાના કાફલામા આવી પહોચતા એક સમયે દૌલતખાને પોતાના વહાણો બેટ તરફ હકાર્યાં વહાણો એટલી ત્વરિત ગતિએ ચાલતા હતા કે અગ્રેજી વહાણો લગર ઉપાડી તૈયાર કરવામા આવે તે પહેલા તો દૌલતખાનના વહાણુ તેમની પાસે થઇને ઘણે દૂર નીકળી ગયા તે વખત તેઓ અગ્રેજોનુ એક વહાણુ પકડી લઇ ગયા એ જોઇ અગ્રેજ અમલદાર પોતાના બીજા વહાણુ લઇ નાસી ગયો માત્ર રિવેન્જપરનો અમલદાર ધૈર્યવાન

હોવાથી તે નાસી ગયો નહિ તેને મરાઠાના વહાણે ચારે દિશામાંથી ઘેરી લીધો. રિવેન્જ ઉપર મજબૂત તોપો હોવાથી તેમાંથી છૂટતા ગોળા આગળ મરાઠાના વહાણ ટકી શક્યા નહિ આ વખતે રિવેન્જપરના અંગ્રેજ કેપ્ટને દગાબાજી કરી પોતે હારી ગયો છે, એવો ડોળ કર્યો અને વહાણપરના વાવટા ઉતારી નાખી સુલેહ કરવાની નિશાની કરી દૌલતખાનને આ વાત ખરી લાગવાથી તે પોતાના ચોવીસ વહાણો લઇને નજીક આવ્યો અને અંગ્રેજોના વહાણપર પોતાના માણસો મોકલવા માટે પાણીમાં હોડીઓ ઉતારી, કે તરતજ અંગ્રેજોએ તોપોનો મારો શરૂ કર્યો એમ કહેવાય છે કે ફ્રિગેટપરથી તોપોનો સખ્ત મારો થવાથી મરાઠાના પાંચ વહાણો ભાગી જળમાં ડૂબી ગયા આ તરફ પરસ્પર યુદ્ધ ચાલતું હતું તે સમયે કેટલાક મનુષ્યો બેટ ઉપરના મનુષ્યોને અન્ન આદિ સામગ્રી તથા સરસામાન પહોંચાડી પાછા ચાલ્યા ગયા દૌલતખાને પોતાનું કાર્ય પરિપૂર્ણ થયેલું જોઇ પોતાના વહાણ નાગોઠણાના બંદર તરફ હંકાર્યા અંગ્રેજોએ પોતાનું ફ્રિગેટ તેની પાછળ છોડયું, પણ ખાનના વહાણો ઘણે વેગળે નીકળી ગયેલા જોઇ તેઓ પાછા વળ્યા દૌલતખાને નાગોઠણાની ખાડીમાંથી ખંદેરી બેટ ઉપર જોઇતો સરસામાન પૂરો પાડવા માંડયો હતો અંગ્રેજોના વહાણ ખાનને વિશેષ પ્રતિબંધ કરી શક્યા નહિ

ખંદેરી નજીક મરાઠી અને અંગ્રેજી વહાણોની દોડધામ ચાલતી હતી તે સમયે મહારાજે પોતાના પાંચ હજાર સિપાઇ કલ્યાણ મોકલ્યા તેમણે પહેલાની પેઠેજ વસઇના ફિરંગીઓ પાસે થાણે થઇને મુંબઇ જવાની પરવાનગી માગી પણ તે તેઓએ આપી નહિ મરાઠાઓનું સૈન્ય કલ્યાણમાં આવવાના સમાચાર જાણતાજ મુંબઇના અંગ્રેજોને ઘણી બીક લાગી ફિરંગીઓ મરાઠા લશ્કરને પોતાના પ્રાંતમાંથી પસાર થવાની પરવાનગી આપશે કિંવા તેમને જોઇતા વહાણો મળશે તો તેઓ આપણા બેટ ઉપર અવશ્ય ચઢાઇ કરશે, એવું તેઓ ધારવા લાગ્યા તે સમયે તેમના ઘણા સિપાઇ અને સર્વ વહાણ ખંદેરી નજીક રોકાયા હતા, તેથી મજગામ નજીક કિંવા માહિમ નજીક પૂર્વના જેવો બંદોબસ્ત કરવાની પણ તેમને અનુકૂળતા નહોતી અંગ્રેજો અતિશય ગભરાયા અને તેથી તેઓએ મહારાજ સાથે તહનામું કરવા માટે પોતાનો વકીલ રાયબક મોકલ્યો

ખંદેરી નજીક અંગ્રેજોના વહાણ એકઠા થઇ તેઓએ મરાઠાના વહાણ અટકાવવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો હતો, છતાં તેને નહિ ગણકારતા મરાઠી વહાણ બેટમાં સરસામાન અને અન્ન આદિ વસ્તુઓ પૂરી પાડયે જતા હતા બેટ ઉપર તોપો ગોઠવવાનું કામ સંપૂર્ણ થતાં મરાઠાઓએ અંગ્રેજી વહાણો ઉપર તોપના ગોળા છોડવા માંડયાથી અંગ્રેજોને પોતાના વહાણો વેગળે લઇ જવાની ફરજ પડી એટલામાં તેમની મદદે સુરતથી થોડા વહાણ આવી પહોંચ્યા તેમાં હંટર નામક એક ફ્રિગેટ હતું તે પર સોળ તોપ અને છત્રીસ યૂરોપિયનો હતા એ મદદથી અંગ્રેજોને કંઇક હિંમત આવી અને નાગોઠણાની ખાડીને મોખરે રહી મરાઠાના વહાણ બહાર નીકળતા અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેમનો એ પ્રયત્ન વ્યર્થ ગયો, કારણ કે ખાડીમાં બીજો માર્ગ હતો તે માર્ગે થઇને મરાઠા-

ના વહાણુ ખાડી બહાર નીકળી બેટમા આવ-જા કરતા હતા એ જોઇ અગ્રેજોએ વિચાર કર્યો કે, ખાડીમા ધસી જઇ મરાઠાના વહાણોને આગ લગાડવી; પરતુ તેમનો એ વિચાર મુબઈના ગવર્નરને તથા સુરતના અગ્રેજી પ્રતિનિધિને યોગ્ય જણાયો નહિ એમ કરવાથી શિવાજીમહારાજ અતિશય કોપાયમાન થઇ અગ્રેજોને પાયમાલ કરી નાખશે એવી તેઓને બીક લાગતી હતી રાયગઢ ઉપર મોકલેલા વકીલદ્વારા મહારાજ સાથે તહનામુ થશે તો પરસ્પર વચ્ચે ઉત્પન્ન થયેલો કલહ બધ પડવાની પણ તેમને આશા હતી

મહારાજે ખદેરી અને ઉદેરી બેટ ઉપર પોતાના થાણા સ્થાપવાનો ઉદ્યોગ ત્વરિત ગતિએ ચાલુ રાખ્યો હતો છતા અગ્રેજો તેનો અટકાવ કરી શકતા નહિ ફિરગી લોકો એ કામમા તટસ્થ રહ્યા છે, એ સમાચાર જાણી સુરતના મોગલ સુબેદારને વિશેષ ભય ઉત્પન્ન થયો આજપર્યંત શિવાજીમહારાજનુ પ્રાબલ્ય માત્ર પૃથ્વી ઉપરજ વિશેષ હતુ પણ હવે સમુદ્ર ઉપર પણ સ્થાપિત થવાથી તેને બે બાજુથી સપાટા વાગવાનો સમય નજીક આવેલો જણાયો સુરતનુ મહત્ત્વ માત્ર પરદેશી વ્યાપારને લીધેજ વધ્યુ હતુ, તે વ્યાપાર ઉપર અટકાવ પડવાનો અને સુરત શહેર તથા બીજા બદરો સત્વર મહારાજના તાબામા જવાનો તેને ભય ઉત્પન્ન થયો એ પ્રસગે સીદીને પણ પોતાનો જજીરા કિલ્લો મહારાજના તાબામા જવાની અને પોતાને પાયમાલ થવાની બીક લાગી

મહારાજના વહાણો અટકાવવાની સીદીની ઇચ્છા હતી, પરતુ તેના લશ્કરને પગાર નહિ મળવાથી તેઓમા અસતોષ ફેલાયો હતો તે મોગલો પાસેથી દ્રવ્યની સહાયતા માગતો હતો; પરતુ મોગલબાદશાહ સહાયતા આપવી કે નહિ તેજ વિચારોમા ગુચવાતો હતો એટલામા મહારાજે સમુદ્રમા નવીન થાણુ સ્થાપી સર્વને અટકાવવા જેવી યુક્તિ રચેલી જાણી બાદશાહે સીદીને નાણાની પૂરતી સહાયતા આપી અને પોતાના વહાણોની મદદસહિત તેને મરાઠાના વહાણ તરફ રવાના કર્યો સીદી પોતાના વહાણસહિત મુબઇના બદરમા આવી પહોચ્યો તેણે પ્રથમ ત્યાની અગ્રેજ કાઉન્સિલની મુલાકાત લીધી તેમની સાથે સલાહ-મસલત ચલાવ્યા પછી અગ્રેજોની મદદ લઇ સીદી ખદેરી બેટ નજીક ગયો તેણે બેટની આસપાસ ફરી વળી બારીકાઇથી તપાસ કર્યા પછી અગ્રેજ અમલદારોને કહ્યુ કે—'તમે મને મદદ કરશો તો મરાઠાઓનો એ કિલ્લો હુ કબજે લઇ શકીશ ' તેનુ કહેવુ અગ્રેજોને યોગ્ય જણાયુ નહિ તેઓ જાણતા હતા કે—'સીદી આપણી મદદથી બેટ સર કરી પચાવી બેઠા પછી તેના તરફથી આપણને અતિશય ત્રાસ સહન કરવો પડશે, તેના કરતા શિવાજીમહારાજ તરફથી થતો ત્રાસ વેઠી લેવો એજ ઠીક છે ' એ વિચારથીજ તેઓ સીદીને સહાયતા કરવામા ઢીલ કરવા લાગ્યા

સીદીને અગ્રેજોએ મદદ કરી નહિ ત્યારે તેણે પોતાના વહાણમાથી બેટ ઉપર તોપોના ગોળા છોડવા માડ્યા મરાઠાઓએ પણ બેટમાથી પોતાની તોપો ફોડવા માડી અગ્રેજો તટસ્થ રહીને બને વચ્ચેનુ યુદ્ધ જોવા લાગ્યા તેમનુ એ વર્તન જોઇ મરાઠાઓએ તેમને ઉપદ્રવ કરવાનુ બધ રાખી ફક્ત પોતાના કટ્ટા શત્રુ

સીદી ઉપરજ તોપોનો મારો ચાલુ રાખ્યો રાયગઢ ઉપર અંગ્રેજોનો વકીલ જઈ તહનામુ કરવાની મહારાજને પ્રાર્થના કરતો હોવાના સમાચાર સીદી જાણી ગયો હતો, તેથી તહનામુ નહિ થવા દેવાના હેતુથી તેણે થોડા વહાણસહિત મુબઇના બદરમા થઇને મહારાજના પ્રાતમા પ્રવેશ કર્યો અને ત્યાના ચાર ગામ બાળી ઉજ્જડ કરી પુષ્કળ મનુષ્યો કેદ પકડી લાવ્યો

સીદીના અને અંગ્રેજોના વહાણ ખદેરી બેટ નજીક ફરતા હતા પણ તેની દરકાર નહિ કરતા મરાઠાના પડાઉ નાગોઠણાની ખાડીમાથી બહાર નીકળી બેટ આગળ જઈ તેમાના મનુષ્યોને માટે અન્ન તથા દારૂગોળો વિગેરે વસ્તુઓ પૂરી પાડતા હતા પોતાના સર્વ વહાણોસહિત એક વખત શત્રુ સાથે યુદ્ધ કરવાનો વિચાર કરી દૌલતખાને નાગોઠણાની ખાડીના મુખ આગળ પોતાના થોડા વહાણ લાવી થોભાવ્યા સીદી અને અંગ્રેજોએ મરાઠાના વહાણોને બહાર આવતા જોઈ તેમને પ્રતિબધ કરવાની ધારણાથી તેઓએ પોતાના વહાણ ખાડીના મુખ તરફ હકાર્યા શત્રુઓના વહાણ આવતા જોઇ મરાઠાઓએ પોતાના વહાણ પાછા ફેરવ્યા અને શત્રુઓને ખાડીમા આવતા અટકાવવા માટે દૌલતખાને પોતાના થોડા વહાણ તેજ સ્થળે રહેવા દીધા મરાઠાના વહાણ ગત્રિને સમયે અકસ્માત્ નજીક આવી પોતાના વહાણ ઉપર આગ સળગાવી દે એવી બીકે સીદીએ પોતાનો કાફલો પાછો ફેરવ્યો અને તપાસ રાખવા માટે ફક્ત અંગ્રેજોના વહાણ તેજ સ્થળે રહેવા દીધા સીદી પુન બેટ તરફ વળ્યો અને તેપર તોપોનો મારો ચલાવવા લાગ્યો, પરતુ મરાઠાઓએ તેને કિચિત્ પણ દાદ આપી નહિ

ખદેરી ઉપર મરાઠાઓએ તોપો ગોઠવી ઉત્તમ બદોબસ્ત કર્યાથી તે બેટ કબજે લેવાનો સભવ નહિ જણાયાથી સીદીએ ઘણી મહેનતે પોતાની તોપો અને મનુષ્યો ઉદેરી બેટપર ચઢાવ્યા તેણે અંગ્રેજોને કહાવ્યુ કે –'આ બેટ હુ મારા તાબામા લઇશ ' સીદીનુ કૃત્ય જોઈ દૌલતખાન પોતાના વહાણસહિત ખાડીમાથી બહાર નીકળ્યો અને તેના વહાણો ઉપર હુમલો લઇ ગયો બને પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયુ તેમા કોઇનો જયપરાજય થયો નહિ અંગ્રેજ લોકોના વહાણ તે સ્થળે જઈ પહોચે તે પહેલા તેમનુ યુદ્ધ સમાપ્ત થયુ દૌલતખાન ખદેરી બેટને કિનારે ઉચ્ચસ્થળપર તોપો ગોઠવી ત્યાથી ઉદેરી બેટપર ગોળા મારવા લાગ્યો ઉદેરી બેટમાથી તેઓપર મારો શરૂ થયો ઉભયપક્ષ તરફથી કેટલાક દિવસ સુધી લાગ-લાગટ તોપોનો મારો ચાલવા લાગ્યો ત્યારપછી દૌલતખાન પોતાના વહાણસહિત પુન સીદીના વહાણ ઉપર તૂટી પડયો ઉભયપક્ષ વચ્ચે ચાર કલાક સુધી જુસ્સાબધ યુદ્ધ ચાલ્યુ એ યુદ્ધમા મરાઠાના ચાર મોટા વહાણ અને ચાર નાના વહાણ નાશ પામ્યા તેમા આશરે પાચસો સિપાઇઓ મરણ પામ્યા અને પુષ્કળ સિપાઇઓ સીદીના હાથમા કેદ પકડાયા, તેમજ દૌલતખાન ઘાયલ થયો કહેવામા આવે છે કે એ યુદ્ધમા સીદીને વિશેષ નુકશાન થયુ નહોતું યુદ્ધ થઇ રહ્યા પછી મરાઠા લશ્કર ઘાયલ થયેલા મરાઠા સરદારને પોતાના બચી ગયેલા વહાણમા લઈ રાજાપુર તરફ ચાલ્યુ ગયુ ત્યા ભાગેલા વહાણ દુરસ્ત કરી નવા સિપાઇઓ-

સહિત તેઓએ પુન શત્રુસાથે યુદ્ધ કરવાની તૈયારી કરી

અગ્રેજોનો વકીલ રાયગઢ ઉપર તહનામુ કરવા ગયો હતો તેને મહારાજે અનુકૂળ ઉત્તર આપી તહની કલમો નક્કી કરવા પોતાનો વકીલ પણ મુબઈ મોકલ્યો મહારાજની અનુકૂળતા જોઇ અગ્રેજોએ ખદેરી નજીકના પોતાના વહાણ પાછા મગાવી લીધા અને સીદીને વિજય મળ્યો હતો તે તરફ પોતાની નાપસદગી દર્શાવી મહારાજનો વકીલ મુબઇ જઈ તહનામુ કરતો હતો તે બધ પાડવાની ઇચ્છાથી સીદીએ મરાઠાના વહાણો પકડયા હતા, તે તેણે મુબઇ વેચવા મોકલ્યા અને પોતાના વહાણોસહિત મુબઈ બદરમા પ્રવેશ કરવાની તેણે અગ્રેજો પાસે પરવાનગી માગી અગ્રેજોએ તેને તેમ કરવાની પરવાનગી આપી નહિ, ત્યારે તે પેનની ખાડીમા પ્રવેશ કરી બને કિનારાપરના ગામ બાળી ઉજ્જડ કરવા લાગ્યો કહેવામા આવે છે કે એ તોફાનમા તેણે એક હજારથી વિશેષ મનુષ્યો પકડ્યા હતા

સીદીનુ આધાધલ ચાલુજ હતુ એટલામા ઇ સ ૧૬૮૦ ના માર્ચ મહિનામા મહારાજ અને અગ્રેજો વચ્ચે પુન તહનામુ થયુ તેમા ઇ૦ સ૦ ૧૬૭૪ મા થયેલુ તહનામુ કાયમ રાખવામા આવ્યુ, તેમજ અગ્રેજોએ ચોમાસામા પોતાના બદરમા સીદીના વહાણોને આશ્રય આપવો નહિ અને આશ્રય આપવાની જરૂર પડે તો તેઓએ તેની પાસેથી મહારાજના પ્રાતમા કિચિત્ પણ ઉપદ્રવ નહિ કરવાનો કરાર કરાવી લેવો, એવુ ઠર્યુ

તહનામુ થયા પછી ખદેરી અને ઉંદેરી બેટ મહારાજના તાબામા આવ્યા. મરાઠાઓને તે બેટમાથી કાઢી મૂકવાનુ એકલા સીદીમા સામર્થ્ય નહોતુ ઉંદેરીપર તેણે પોતાની તોપો ચઢાવી હતી, એ ઉપર લખવામા આવ્યુ છે, પરતુ બે બાજુથી મરાઠાઓનો મારો પડવાથી સીદી ટકી શકયો નહિ અને તેને ઉદેરી બેટને પોતાના કબજામા રાખવાનો વિચાર છોડી દેવો પડયો પોતાના બદર નજીકના બે બેટ મરાઠાઓના તાબામા જઇ તે પર તેમના થાણા સ્થપાયાથી અગ્રેજોને ભવિષ્યને માટે મોટી વિષમતા જણાવા લાગી એ બેટ પોતાના તાબામા રાખવાની તેમની ઘણી ઇચ્છા હોવાથી પાછા લેવા માટે તેઓએ મરાઠા સાથે તકરાર કરવાની કૉર્ટ ઑફ ડાયરેકટર પાસે પરવાનગી માગી, પરતુ તેમને પરવાનગી મળી નહિ કૉર્ટે અભિપ્રાય આપ્યો કે –'મરાઠા જેવા પ્રબળ મનુષ્યો સાથે વૈમનસ્ય કરીને આપણો ત્યાનો આશ્રય નાબૂદ કરવો એ ડહાપણભરેલુ નથી '

એ બેટ કબજે લીધા પછી ભવિષ્યમા જે કાર્ય કરવાનો મહારાજનો સકલ્પ હતો, તેની સિદ્ધિ કરવા મહારાજ જીવ્યા નહિ ખદેરી બેટ આગળનુ તોફાન બધ પડ્યા પછી થોડા દિવસમાજ મહારાજનુ દેહાવસાન થયુ



# प्रकरण २९ मुं—सज्जनसेवा

અહી સુધી આપણા મહાપ્રતાપી ચરિત્રનાયકનુ જીવનવૃત્ત કથન કરવામા આવ્યુ છે, તેમા અનેક પ્રસગે તેમનુ શૌર્ય, વીર્ય, ઔદાર્ય, રાજકાર્યનિપુણતા, પ્રજાપાલનપટુત્વ, યુક્તમત્તા, બુદ્ધિમત્તા, માતૃપિતૃભક્તિ, ઇત્યાદિ ઉજ્જ્વલ સદ્ગુણોનુ દિગ્દર્શન થયુ છે તેજ પ્રમાણે કેટલાક પ્રસગે તેમની ધર્મશીલતા પણ વ્યક્ત થઈ છે એ વૃત્તિ મહારાજમા કેટલી બધી નિસીમ હતી તે તેમનો સાધુસમાગમ અને સાધુસેવાસબધીની તેમની પ્રબળ ઉત્કઠાના દૃષ્ટાત પ્રકટ કરવાથીજ જાણી શકાશે, તેથી એ સબધી કેટલીક કથા પ્રકૃત પ્રકરણમા લખવામા આવે છે

સદાચારસપન્ન અને ધર્મશીલ માતાના સહવાસથી મહારાજના હૃદયમા અલ્પવયથીજ ધર્મભાવ જાગૃત થયો હતો અને કથાપુરાણ આદિના શ્રવણથી તે ધર્મભાવના ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી ગઇ હતી ત્યારપછી મહારાજે દાદાજી કોડદેવ જેવા ધર્મપરાયણ અને પાપભીરુ પુરુષની દેખરેખ નીચે કેટલુક વય વ્યતીત કરવાથી એ વૃત્તિને વિશેષ પોષણ મળ્યુ હતુ તેમના હૃદયમા તરુણ વયથીજ જે ધર્મભાવના બધાઇ હતી તે અવસાનપર્યત સુદૃઢ રહી હતી એ ઉજ્જ્વલ વૃત્તિને લીધેજ તેમને હમેશા એવાજ વિચારો થતા હતા કે, માત્ર ઐહિક ઐશ્વર્યપ્રાપ્તિથી જીવનસાફલ્ય થતુ નથી પરલોકસાધનમાજ ખરૂ જીવનસાર્થકય છે મહારાજના જીવનસમયે મહારાષ્ટ્રમા સર્વત્ર ભાગવતધર્મનો પ્રચાર થવાથી સર્વ જાતિના અને સર્વ દરજ્જાના મનુષ્યોને સતમડળના બોધામૃતવડે ભક્તિમાર્ગનુ સુલભ સાધન પ્રાપ્ત થયુ હતુ મહારાજ નિત્ય મુકુદરાજ, જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ વગેરે પૂર્વકાલીન સતમડળના ચરિત્રમહિમા અને બોધામૃતનુ શ્રવણ કરતા હતા તેજ પ્રમાણે મુક્તેશ્વર, રામદાસ સ્વામી, વામન પડિત, તુકારામ બાવા, જયરામ સ્વામી, રગનાથ સ્વામી, આનદમૂર્તિ, કેશવ સ્વામી ઇત્યાદિ મહાસાધુઓ અને ગ્રથકારો, મહારાજના સમકાલીન હોવાથી તેમની કીર્તિ અને કવનો પ્રસગોપાત મહારાજના સાભળવામા આવતા હતા તે સમયે પઢરપુરમા વર્ષમા બે વખત લાખો ભગવદ્ભક્તની મેદની ભરાતી હતી એ દિવસે ઘણુ કરીને પ્રત્યેક ગામોમાથી પારાવાર ભક્તો, જ્ઞાનદેવનામદેવ આદિના અભગ ગાતા અને 'વિઠ્ઠલ' નામનો ઘોષ કરતા પઢરપુર જતા હતા અર્થાત્ મહારાષ્ટ્રમા તે સમયે અત્યત ધર્મજાગૃતિ થવાથી

મહારાજના હૃદય ઉપર તેની સારી છાપ પડવામા વિલબ લાગ્યો નહિ, એ સ્પષ્ટ રીતે જાણી શકાય એમ છે

મહારાજે જે પ્રાંતમાથી સ્વરાજ્યસ્થાપનાનો આરભ કર્યો તેજ પ્રાંતમા મહાસાધુ જ્ઞાનદેવ અને તુકારામ બાવાના પગલા અને સમાધિમદિરના સ્થાનક છે મહારાજે બાલ્યાવસ્થાથીજ તેમનાસબધી કથાનક અને તેમણે રચેલા બોધદાયક કાવ્ય સાભળ્યા હતા તેમા તુકારામ બાવાના ઉત્કૃષ્ટ કીર્તનો મહારાજે ઉત્સાહપૂર્વક સાભળ્યા હોવાથી તેમને એ મહાસાધુ ઉપર અત્યત આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી તે સમયના કીર્તન કરનારાઓમા મુખ્ય તુકારામ બાવા અસત ભાવિક અને પ્રેમાળ ભગવદ્‌ભક્ત હોવાથી તેમની બોધવાણી અત્યત પ્રાસાદિક અને મનોવેધક હતી મહારાજને તેમના કીર્તન સાભળવાથી અતિશય ઉત્સાહ અને આનદ થતો તુકારામ બાવા પ્રસગોપાત પૂને આવી કીર્તન કરતા, તે સમયે મહારાજ સાભળવા જતા હતા ઉપરાત આસપાસના ગામોમા તેમના કીર્તન થવાની વાત જાણી મહારાજ રાત્રે તે ગામમા જઇ કીર્તન શ્રવણ કરવાનો અવશ્ય લાભ લેતા તુકારામબાવાના કીર્તન શ્રવણ કરવાનો મહારાજને કેટલો ઉત્સાહ હતો તેનુ એક દૃષ્ટાત અત્ર પ્રસિદ્ધ કરવામા આવે છે

એક સમયે તુકારામ બાવાને કેટલાક ભાવિક ભકતોએ પૂને બોલાવી ઘેરે ઘેર તેમના કીર્તન કરાવવાનુ શરૂ કર્યું તે સમયે શિવાજીમહારાજ સિહગઢ ઉપર નિવાસ કરતા હતા તેમને એ સમાચાર મળતાજ તેઓ દરરોજ રાત્રિને સમયે ગઢ ઉપરથી ઉતરી પૂને કીર્તન સાભળવા આવવા લાગ્યા[1] મહારાજને દરરોજ પૂને આવતા જાણી યવનોએ તેમને પકડવાની ગોઠવણ કરી એક દિવસ એક વણિકને ઘેર કીર્તન હતુ શિવાજીમહારાજ ત્યા સાભળવા આવવાના હતા ચાકણના યવન કિલ્લેદારને એ ખબર મળતાજ તેણે મહારાજને કેદ પકડવા બે હજાર પઠાણલશ્કર વણિકના ઘર આગળ મોકલ્યુ પઠાણલશ્કરે વણિકના ઘરની આસપાસ ઘેરો નાખ્યો લશ્કરના સરદારે મહારાજને પ્રથમ નજરે દીઠેલા નહિ હોવાથી તેણે કીર્તન સાભળવા બેઠેલા સર્વ મનુષ્યોને પકડવાનો નિશ્ચય કર્યો હતો લશ્કરી સિપાઇઓ જોતાજ કીર્તન શ્રવણ કરવા બેઠેલા મનુષ્યો ગભરાઇ જઇ ચિતા કરવા લાગ્યા તુકારામ બાવાએ ગડબડનુ કારણ પૂછતા સર્વેએ આવી પડેલુ સકટ નિવેદન કર્યું અને મહારાજને ત્યાથી નાસી જવાની રજા આપવાનુ કહ્યુ તુકારામ બાવાએ તેમને ઉત્તર આપ્યો કે કીર્તન ચાલતુ હોય તે સમયે વચમાજ ઉઠી જવુ યોગ્ય નથી આજે એકાદશી છે આજે હરિકથા શ્રવણ કરતા સર્વને મરણ પ્રાપ્ત થાય તો આપણુ મહદ્‌ભાગ્ય સમજવુ વિઠ્ઠલની ભક્તિમા તલ્લીન થતા મૃત્યુ પ્રાપ્ત થશે તો કૈવલ્યપ્રાપ્તિ થઇ જન્મમરણનો ફેરો ટળશે અહીથી કોઇએ ઉઠી જવુ નહિ એટલુ કહીને બાવાએ વિઠ્ઠલ નામોચ્ચારની ગર્જના કરી, પરમ ગદ્‌ગદ્ અતઃકરણપૂર્વક દેવનો જયઘોષ ચલાવ્યો મહારાજે પણ ધૈર્ય ધારણ કરી કીર્તનમાથી નહિ ઉઠવાનો નિશ્ચય કર્યો અને પોતે ભગવદ્‌ભક્તિમા તલ્લીન થઈ રહ્યા મહા-

[1] એક ગ્રથમા લખ્યુ છે કે, એ કીર્તનો લોહગામમા થતા હતા

રાજ સાથેના વિશ્વાસુ નોકરોમાના એક મનુષ્યે ઉપસ્થિત સકટ જોઇ પોતાના સ્વામીને મુક્ત કરવાની યુક્તિ શોધી કહાડી તે મહારાજનો શિરપેચ પહેરી એક ઘોડાપર બેસી યવનો તેને જોઈ શકે એવી રીતે ત્યાથી ચાલ્યો ગયો મરાઠા ઘોડેસ્વારને દોડતેઘોડે ગુપચુપ નાસતો જોઇ પઠાણ ઘોડેસ્વારોએ તેને શિવાજીમહારાજ જાણી તેની પાછળ પોતાના ઘોડા દોડાવ્યા ચાદની રાત હોવાથી તે ઘોડેસ્વાર જે દિશામા ગયો તે દિશામા પઠાણોએ પોતાના ઘોડા દોડાવ્યા ઘણે વેગળે સુધી જવા છતા તે પકડાયો નહિ અ તે ચદ્રનો અસ્ત થયો સર્વત્ર અ ધકાર છવાઇ ગયો ઘોડેસ્વાર આડેઅવળે રસ્તે થઇને ઘણો વેગળે ચાલ્યો ગયો વણિકના ઘર નજીક થોડા ઘોડેસ્વાર ઉભા રહ્યા હતા તેઓ પણ પોતાના આગળ ગયેલા સોબતીઓ પાછળ ગયા હતા કીર્તન સાભળવા બેઠેલા મનુષ્યોએ એ સ્થિતિ જોઈ ત્યારે નિર્ભય થયા અને સર્વ ખુશી થતા પોતાને ઘેર ચાલ્યા ગયા શિવાજીમહારાજ પણ તુકારામ બાવાની રજા લઇ રાતોરાત સિહગઢપર જઇ પહોચ્યા [૧]

મહારાજના અ ત કરણપર તુકારામ બાવાના બોધની કેવી છાપ પડી હતી તેનુ એક બીજુ દૃષ્ટાત પણ જોવામા આવે છે એક સમયે તુકારામ બાવા લોહગાવમા રાત્રિ-સમયે ઘેર ઘેર કીર્તન કરવા આવ્યા હતા એ સાભળી મહારાજ પોતાના મનુષ્યો-સહિત એક દિવસ કીર્તન સાભળવા ગયા કીર્તનનો આરભ થયો તેમા પહેલુ મ ગળાચરણજ એવી ખુબીથી ગાવામા આવ્યુ કે તે સાભળી મહારાજ તદ્દન સ્તબ્ધ થઇ ગયા ભાવિક શ્રોતાજનોના અ ત કરણમા પ્રેમપ્રવાહ રેલાઇ રહ્યો તેઓ દેહભાન ભૂલી જઇ તાળીઓ વગાડતા અને મુખથી વિઠ્ઠલ નામોચ્ચાર કરતા નાચવા લાગ્યા મહારાજને પ્રથમ એવો અદ્ભુત ભકિતરસનો અનુભવ થયો નહોતો મ ગળાચરણ થયા પછી વિષય પ્રતિપાદન કરવાનુ કામ શરૂ થયુ તેમા તુકારામ બાવાએ વૈરાગ્યવૃત્તિનુ મહત્ત્વ અને તેના લક્ષણનુ વર્ણન કરતા જણાવ્યુ કે, વિશ્વમા 'વિઠ્ઠલ' સિવાય કઇ વિશેષ નથી જેને જીવન સાર્થક કરવુ હોય તેણે 'વિઠ્ઠલ'ની ભક્તિ કરવાનો સહેલો માર્ગ સ્વીકારવો એ સબધી બાવાએ અનેક ઉદાહરણો સભળાવ્યા તથા વચમા વચમા તાત્કાલિક જુસ્સો આપતા પ્રાસાદિક અભગ કહી કીર્તન કર્યુ બાવાએ શ્રોતૃવૃદના અ ત કરણમા સપૂર્ણ રીતે ઠસી જાય એવી ખુબીથી અહિક વૈભવની અને ઐશ્વર્યની અસ્થિરતા, સુખ-વિષયની અનર્થતા તથા જીવનની ક્ષણભગુરતાનો બોધ કર્યો એ શ્રવણ કરી મહારાજની ચિત્તવૃત્તિમા વિલક્ષણ પ્રકારનો ફેરફાર થયો તેઓ પ્રથમથીજ ભાવિક અને સદ્વ્રત પાલન કરતા હતા તુકારામ બાવાનુ બોધામૃતભરેલુ વકતૃત્વ

૧ કેટલાક ભાવિક મનુષ્યો તેસમયે એવુ સમજ્યા હતા કે, પરમેશ્વરે શિવાજીમહારાજનું સ્વરૂપ ધારણ કરી પઠાણોને પોતાની પાછળ દોડાવી ઉપસ્થિત સકટ નિવારણ કર્યુ હતુ રા મહિપતિએ અને શ સભાસદે પોતાના ગ્રથમા એજ લોકકથા પ્રકટ કરી છે, પરતુ પોતાના સ્વામીનો જીવ બચાવવા માટે પોતાનો જીવ સકટમા નાખવાનુ સાહસ કરનાર સ્વામિભકતોની તે સમયે ખોટ નહોતી

શ્રવણ કરી તેમનુ ચિત્ત તલ્લીન થઇ ગયુ તેમના પ્રબળ અને ભાવિક અતઃકરણમા તત્કાળ ખાત્રી થઇ કે, બાવાના ઉપદેશ પ્રમાણે વર્તન કર્યાથી નિઃસશય કૈવલ્ય પ્રાપ્ત થશે

કીર્તન સપૂર્ણ થયા પછી મહારાજ તુકારામ બાવાની રજા લઇ પોતાને મુકામે ચાલ્યા ગયા અને ત્યાથી ઉઠી જગલમા એકાતસ્થળે જઈ તેમના બોધનુ મનન કરવા લાગ્યા મહારાજની એવી વૃત્તિ જોઇ કાર્યભારીઓએ તેમની પાસે જઇ તેમને સમજાવ્યુ કે, 'આ વયમા આપને ઉદાસીન દશા પ્રાપ્ત થાય એ ઉચિત નથી,' પરતુ તેમણે તેમના કહેવા તરફ લક્ષ આપ્યુ નહિ તેમણે તેમને કહ્યુ કે –'તમો કોઇ મારી પાસે આવશો નહિ, તમારી ઇચ્છા પ્રમાણે મારી ધનસપત્તિની વ્યવસ્થા કરજો હું હવે પછી એ તરફ ચિત્તવૃત્તિ રાખીશ નહિ આયુષ્ય ક્ષણભગુર છે. દેહ ક્યારે પડશે તેનો નિયમ નથી મારા જન્મનુ સાર્થકય મારે આ ક્ષણથીજ કરવુ જોઇએ રાજ્ય પ્રાપ્ત કરવાની જજાળમા ગુથાઇ રહી, મોક્ષસુખ પ્રાપ્ત કરવામા અતરાય નાખવો એ મને ઉચિત જણાતુ નથી' મહારાજનુ સભાષણ સાભળી કાર્યભારીમડળને મોટી ચિતા ઉત્પન્ન થઇ તેમણે એ સબધી જીજાબાઇ માતુશ્રીને પત્ર લખ્યો જીજાબાઇ શિબિકામા બેસી તરતજ લોહગાવ ગયા પ્રથમ તેમણે તુકારામ બાવાના દર્શન કરી, હાથ જોડી વિનતિ કરી કે – 'સ્વામિમહારાજ' આપનુ કીર્તન સાભળી મારો પુત્ર શિવાજી વિરક્ત થયો છે અને સસારનો ત્યાગ કરી જગલમા જઇ બેઠો છે તેણે સપાદન કરેલુ રાજ્ય હવે કોણ સભાળશે વારૂ? શિવાજી પુન યવનોને હાથે પકડાશે તો ગરીબ હિદુ પ્રજાને વિધર્મી લોકોનો પુન ત્રાસ સહન કરવો પડશે મારી વિનતિ સ્વીકારી તેને રાજ્ય મેળવવાનો ઉદ્યોગ નહિ છોડવાનો બોધ કરશો' જીજાબાઇની નમ્રતાભરેલી વિનતિ સાભળી તુકારામ બાવાએ તેમને આશ્વાસન આપતા કહ્યુ કે –'શિવાજી મહારાજ આજ રાત્રે કીર્તન સાભળવા આવશે તે સમયે હુ તેમને શિખામણ આપી તેમનુ મન પુન સસાર તરફ વળે એવી યોજના કરીશ'

જીજાબાઇ રાત્રે તુકારામ બાવાનુ કીર્તન સાભળવા ગયા મહારાજ પણ નિત્ય નિયમ પ્રમાણે કીર્તન સાભળવા આવ્યા એ પ્રસગે બાવાએ કર્મકાડનુ પ્રયોજન કહી, પ્રત્યેક મનુષ્યે પોતાના ધર્મ પ્રમાણે વર્તન કરવામાજ શ્રે છે એવુ પ્રતિપાદન કર્યું તેમણે કહ્યુ કે –'હરિભક્તિ માટે સસારનો ત્યાગ કરી જગલમા જઇ બેસવાનુ પ્રયોજન નથી જનસમાજમા નિવાસ કરી પ્રમાણિકપણે તથા માણુસાઇથી સસારનિર્વાહ કરી પોતાના બાધવોના સુખમા શક્તિ પ્રમાણે વધારો કરવા અહર્નિશ તત્પર રહેવુ એજ ખરૂ પુરુષત્વ છે આસપાસના જનમડળની કનિષ્ઠ સ્થિતિ પ્રતિક્ષણે દૃષ્ટિએ પડવા છતા એવા દુખીજનોનો ત્યાગ કરી કેવળ સ્વમોક્ષ માટે ગિરિગુહામા જઇ બેસવામા પુરુષાર્થ નથી સ્વજનનુ કલ્યાણ કરવા માટે સસારમા રહેવાની અગત્ય છે મનુષ્યને માટે ગૃહસ્થાશ્રમના જેવો બીજો આશ્રમ હિતપ્રદ નથી જગતથી કટાળીને જેઓ સ્રીપુત્રનો ત્યાગ કરે છે અને શરીરે ભસ્મ ચોળી જેઓ વિરક્ત થાય છે, તેઓથી ઇન્દ્રિયોનુ દમન થઇ

શકતુ નથી; પણ તેઓ પુન પુન મોહવશ થાય છે અને જનમ ડળના આક્ષેપને પાત્ર થાય છે એવી વિડબના મેળવનાર મનુષ્યને કોઈ સ્થળે માન મળતુ નથી અને તેને સાચુ મોક્ષસુખ પણ પ્રાપ્ત થતુ નથી તાત્પર્ય એ છે કે, ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સાધુ બની ગમે ત્યા ભટકતા ફરવુ તેના કરતા સસારમા રહીને નીતિ પ્રમાણે વર્તવુ અને પરોપકાર તથા હરિભક્તિ કરવામા આયુષ્ય વ્યતીત કરવુ એજ વિશેષ ઇષ્ટપ્રદ છે' તુકારામ બાવાએ એ પ્રમાણે સાર્વજનિક બોધ કર્યા પછી રાજાના કર્તવ્યસબધી થોડુ વિવેચન કર્યુ તેમા જણાવ્યુ કે–'રાજા સદાચાર ધારણ કરનાર અને પ્રજાપાલનદક્ષ હોય તો તેનાથી પુષ્કળ લોકકલ્યાણ થઇ શકે છે' પુરાણકથિત અબરીષ, જનક, ધર્મ આદિ રાજર્ષિના દૃષ્ટાત કહી સભળાવી પ્રતિપાદન કર્યુ કે–'હરિભક્ત અને સદ્વર્તન સાધ્ય કરવા માટે રાજાએ રાજ્ય ત્યાગ કરવાની આવશ્યકતા નથી' તુકારામ બાવાનો અનેક દૃષ્ટાતસહિત આગ્રહભરેલો સદ્બોધ સાભળી મહારાજની ચિત્તવૃત્તિ તદ્દન શાત થઇ તેમને બાવાનો બોધ સત્ય જણાયો અને તે પ્રમાણે વર્તવામાજ વાસ્તવિક હિત છે એવો નિશ્ચય થયો મહારાજ, તુકારામ બાવાના અને માતુશ્રી જીજાબાઇના ચરણોમા મસ્તક નમાવી સ્વસ્થાને ગયા તેઓએ પોતાનો રાજ્યકાર્યભાર પુન ચલાવવા માડયો

તુકારામ બાવાપર મહારાજની અતિશય શ્રદ્ધાભક્તિ હતી. તેમના હૃદયમા એ મહાસાધુના સમાગમમા સદોદિત રહેવાની અને તેમના બોધામૃતનુ સેવન કરવાની ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ તેમણે તેમને એજ આશયનો એક પત્ર લખ્યો અને તેમને પોતાની પાસે નિવાસ કરાવવાની ઇચ્છાથી એક કારકુનને પત્ર, ઘોડા, છત્રી વગેરે સરજામસહિત બોલાવવા મોકલ્યો તુકારામ બાવાએ પત્ર વાચી મહારાજને ઉત્તરમા કેટલાક અભગ લખી મોકલ્યા હતા બાવાએ તેમા લખ્યુ છે કે– "વિરચિએ સકળ બ્રહ્માડ રચ્યુ છે, તેમા નાનાપ્રકારના યુક્તાયુક્ત ખેલ રચ્યા છે એ ખેલની યુક્તના ચાલક તપોનિષ્ઠ જ્ઞાની પુરુષો છે ગુરુભક્તિ ઉપર વિશ્વાસ હોવો જોઇએ તારા પત્ર ઉપરથી તારો પ્રેમ તેવોજ જણાય છે તારૂ પવિત્ર નામ શિવાજી છે વિશ્વનુ સૂત્ર જે છત્રપતિ તે તને મળ્યુ છે વ્રત, નિયમ, તપ, ધ્યાન અને યોગકળાવડે તુ નિવૃત્ત થયો છે મને મળવાની તારી ઇચ્છા થઇ છે, તેથીજ મને પત્રમા પ્રેમભરેલી એવીજ વિનતિ કરી છે હે ભૂપતિ! તારા પત્રનો ઉત્તર સાભળ અમે અરણ્યવાસી, ઉદાસીન, ગમે ત્યા ફરનાર, અમારૂ દર્શન હીન અને અમગળ છે વસ્ત્રવગર અમારૂ શરીર મલિન થયુ છે અમે અન્ન વગરના ફળાહારી છીએ અમારા હાથપગ વાકાચુકા છે એવા દર્શનની તને અભિલાષા શી? મારી નમ્ર વિનતિ છે કે, મારી મુલાકાતની ઇચ્છા રાખવી નહિ તારી પાસે આવીને મારે શુ કરવુ? ભિક્ષા માગી અન્ન ગ્રહણ કરવુ એમાજ અમારી શ્રેષ્ઠતા છે વસ્ત્રમા ચીથરા પહેરવા એમાજ અમારી સુદરતા છે પાષાણ ઉપર નિદ્રા લેવી એજ ઉત્તમ છે ઓઢવાને માટે આકાશની ચાદર બનાવવી એજ યોગ્ય છે એવી સ્થિતિમા રહેવાની ઇચ્છા છે ત્યા અમારે બીજાની આશા શામાટે રાખવી? જેમતેમ કરીને આયુષ્ય વીતાડવુ. રાજગૃહમા માનની

અભિલાષાએ આવવુ કે બીજુ કઈ? ત્યા સતોષ અને આનદ કયા છે? રાજાને ઘેર ઉચ્ચ સન્માન છે ખરૂ પણ તે કઇ ઉચ્ચ પ્રકારનુ સન્માન નથી વસ્ત્રાભૂષણ ધારણ કરેલા મનુષ્યોને જોતા મને તત્કાળ મરણ આવે છે એકાતમા અમારૂ મન ઉદાસ થવા છતા પરમાત્મા અમારી ઉપેક્ષા કરશે નહિ તને એક કૌતુક-વાર્તા કહુ છુ કે, ભિક્ષા જેવુ અમને બીજુ સુખજ નથી મોટા મોટા મનુષ્યો તપ, વ્રત અને યાગ કરે છે પણ તેમા આશા સમાયલી છે તુકા કહે છે કે, અમે અમારા મનનાજ શ્રીમત છીએ પૂર્વના દૈવી હરિભક્ત છીએ [1]''

તુકારામ બાવા તરફથી નિસ્પૃહતાભરેલો પત્રોત્તર આવ્યાથી શિવાજી મહારાજની ઇચ્છા અતૃપ્ત રહી ગઈ, તેમ છતા વિષાદ નહિ થતા એ મહાસાધુપ્રત્યે મહારાજની આદરબુદ્ધિ અને પૂજ્યત્વ બુદ્ધિ વિશેષ વૃદ્ધિગત થઇ મહારાજ બાવાના અવસાનપર્યંત વખતોવખત તેમના દર્શન કરવા અને કીર્તન સાભળવા જતા બાવા પાસે પૈસા નહિ હોવાથી તેમને વર્ષાસન બાધી આપી તેમનો જીવન-નિર્વાહ સારી રીતે ચાલે એવી ગોઠવણ કરવાની મહારાજની ઇચ્છા હતી, પરતુ મહારાજનો ઉદ્દેશ પરિપૂર્ણ થતા પહેલાજ બાવાનુ અવસાન થયુ હતુ તેમના બોધામૃતનુ પાન કર્યાનો બદલો તેમને નહિ તો તેમના વશજોને આપવાની ઇચ્છાથી અને તેમણે જીવનપર્યંત જનસમાજમા સદાચાર અને ઈશ્વરભક્તિનો બોધ ફેલાવ્યો હતો તેનુ જ્વલત દૃષ્ટાત જગતમા કાયમ રાખવાની ઉત્કટતાથી, મહારાજે તુકારામ બાવાના પુત્રને ત્રણ ગામની સનદ બક્ષીસ આપી હતી, તે હજુ-સુધી તેમના વશજોના તાબામાજ છે [2]

તુકારામ બાવાને ગુરુપદે સ્થાપી તેમના સમાગમમાજ પોતાનુ આયુષ્ય વ્યતીત કરવાની મહારાજની ઉત્કટ ઇચ્છા હતી, તે તેમના અકાળ અવસાનને લીધેજ અપૂર્ણ રહી તે સમયે ઘણા સાધુસતો હતા, પરતુ તેઓ તુકારામ બાવા જેવા નિરપેક્ષ નહિ હોવાથી મહારાજે તેમાના કોઇને પોતાના ગુરુ કરવા યોગ્ય ધાર્યા નહિ હોય એમ જણાય છે મહારાજ એક દિવસ મહાડમા હતા ત્યારે ત્યા એક હરિદાસ બાવાનુ કીર્તન થતુ હતુ મહારાજ કીર્તન સાભળવા ગયા હરિદાસે ધ્રુવાખ્યાન શરૂ કર્યુ અને ઈશ્વરપ્રાપ્તિસબધી ધ્રુવના અચળ નિશ્ચયનુ સુરસ વર્ણન કહી સભળાવ્યુ તે સાભળી મહારાજના હૃદયમા વિચાર થયો કે—'ધ્રુવ-જીને નારદઋષિ જેવા સદ્‌ગુરુ મળ્યાથી તેઓ મોક્ષ પામ્યા હતા મને પણ એવોજ કોઇ સદ્‌ગુરુ મળવો જોઇએ ગુરુ વગર પરલોકસિદ્ધિ થતી નથી, પરતુ સાત્ત્વિક અને મોક્ષ પ્રાપ્ત કરાવે એવા ગુરુ હોવા જોઇએ ' મહારાજની એવી

૧ અભગના છ પત્રો છે, પરતુ કેટલાક અભગમા અષ્ટપ્રધાન અને રામદાસસ્વામી-સબધી ઉલ્લેખ છે એ સમયે અષ્ટપ્રધાનની યોજના કરવામા આવી નહોતી તેમજ મહારાજને રામદાસસ્વામીના દર્શન પણ થયા નહોતા. ઇ૦ સ૦ ૧૬૪૯ મા તુકારામ બાવાનુ અવસાન થયુ હતુ એ નિર્વિવાદ છે

૨ તુકારામ બાવાના ચરિત્રમા તેના લેખકે લખ્યું છે તેજ પ્રમાણે ઘણું ખરૂ અત્રે લખવામા આવ્યુ છે

ઇચ્છા હોવાથી તેમની કસોટીમા કોઇ સાધુ સાત્ત્વિક જણાતો નહિ તુકારામબાવા-નુ અલૌકિક સાધુત્વ અને ઇશ્વરનિષ્ઠાનુ અવલોકન કર્યા પછી તેઓ સાધુઓની ઉચ્ચ પ્રતિની કસોટી કરતા હતા સ્વરાજ્યસાધનની ખટપટમા અને સપાદન કરેલી ધન-સપત્તિનુ રક્ષણ કરવામા મહારાજનો ઘણો સમય વીતેલો હોવાથી અન્યત્ર જઇને સાધુની સેવાશુશ્રૂષા અને કીર્તનબોધ શ્રવણ કરવાનો તેમને અવકાશ મળતો નહોતો, તેથીજ તેમણે તુકારામ બાવાને પોતાની પાસે રહેવા પત્ર લખ્યો હતો, પરતુ બાવા અત્યત વિરક્ત હોવાથી તેઓ મહારાજના ઐશ્વર્યથી અને બહુ માનપુરસર કરેલા આમત્રણથી વિચલિત થયા નહિ એ જોઇ મહારાજની ખાત્રી થઇ હતી કે સાચા સાધુપુરષોના હ્રદયમા નિસીમ વૈરાગ્યવૃત્તિ હોવાથી તેઓ કોઈની દરકાર કરતા નથી અને તેમને કોઇના આશ્રયની કિચિત્ પણ પરવા રહેતી નથી નિસ્પૃહ સાધુ આપણી પાસે રહેવા તૈયાર થાય એ પણ કઠિનજ છે તેમ છતા સાત્ત્વિક સાધુનો સમાગમ થાય અને તેની કૃપાથી કૈવલ્ય પ્રાપ્ત કરી શકાય એવો પ્રયત્ન કરવો જોઇએ એ ઇચ્છાથી મહારાજ જ્યા ત્યા અહર્નિશ સાત્ત્વિક સાધુ શોધતા હતા સાધુસતની ખબર મળતા તેઓ અનુકૂળતા પ્રમાણે તેમના દર્શન કરતા અને તેમનો જીવનવ્યવહાર સુખરૂપ ચાલે એવી વ્યવસ્થા કરતા હતા.

રામદાસ સ્વામી, એ મહા સાધુપુરુષ હતા તેઓ અતિશય વિરક્ત અને સર્વદા અરણ્યભ્રમણ કરતા હતા તેઓ એક સ્થળે નિવાસ કરી રહેતા નહોતા તેઓ ચાફળની ટેકરી ઉપર રામચદ્રજીનુ મદિર અને મઠ બાધી ઘણુખરૂ ત્યાજ નિવાસ કરતા હતા એ જાણી મહારાજ તેમના દર્શન કરવા ગયા દેવાલયમા દેવના દર્શન કરી ચોકમા આવ્યા પછી મહારાજે રામદાસસ્વામીની તપાસ કરી ટેકરી ઉપર રહેતા મહારાજના અમલદાર નરસોમલનાથે ખબર આપી કે –'સ્વામી હમેશા મઠમા રહેતા નથી તેઓ ઘણુખરૂ અરણ્યમાજ રહે છે તેઓ હમણા કોડવણુના કિનારા નજીક ભૈરવગઢમા રહે છે ' મહારાજ નરસોમલનાથને રામદાસ સ્વામીસબધી સવિસ્તર પૂછપરછ કરતા હતા એટલામા વિઠ્ઠલગોસાઇ અને ભાનજીગોસાઇ નામક રામદાસ સ્વામીના બે શિષ્યોએ મહારાજને મહાફળ, ગધ અને પુષ્પમાળાનો પ્રસાદ આપ્યો મહારાજે પ્રસાદ લઇ તેમને નમસ્કાર કરી પૂછ્યુ કે –' આ દેવાલય કોણે બધાવ્યુ છે ? સમર્થ મહારાજ આટલા દિવસ થયા અહી રહે છે છતા હુ તેમની સેવા કરી શકયો નહિ એ શુ ? ' ગોસાઇએ ઉત્તર દીધો કે –'આપને સમર્થ મહારાજના દર્શન થયા નથી છતા આપના તરફથીજ દેવા-લય બાધવાના પૈસા આવ્યા છે ' મહારાજે કહ્યુ –'તમે ફક્ત મારી ઉદારતા બતા-વવાનેજ એ પ્રમાણે કહો છો તમારી વાત સત્ય હોય તો મારી તરફથી કેવી રીતે અને કયારે પૈસા આવ્યા તે કહો ' ગોસાઇએ ઉત્તર આપ્યો કે –'પૂનામા આપના ઉપાધ્યાયને ઘેર ગિરિગોસાઇ નાશિકકરનુ કીર્તન થયુ હતુ આપ ત્યા પધાર્યા હતા આપે કીર્તન સાભળી ખુશી થઇ ત્રણસો હોન આપવા માડ્યા તેમણે ઉત્તર દીધો કે, હુ નિવૃત્તિપરાયણ છુ મને દ્રવ્યની ઇચ્છા નથી આપે કહ્યુ હતુ કે, મેં જે દ્રવ્ય અર્પણ કર્યું તે પાછુ લઇ શકાય નહિ આપ ભગવદ્ભક્ત છો; આપની

ઇચ્છા પ્રમાણે એનો ઉપયોગ કરવો ગોસાઇએ આપને ઉત્તર દીધો હતો કે –'ચા' ળની ટેકરીપર રામદાસ સ્વામી રઘુપતિનુ દેવાલય બાધે છે ત્યા એ દ્રવ્ય પહોચ કરજો આપે તે કબૂલ કરી આપના તાબાના મામલતદાર નરસોમલનાથદ્વા ત્રણુસો હોન સ્વામીને પહોચાડ્યા હતા ' એ સાભળી મહારાજને પાછલી વા યાદ આવી મહારાજ દેવાલયની બહાર આસપાસ ફરવા લાગ્યા ત્યા તેમણે જો કે ટેકરીની ઉત્તર દિશા તરફ વહન થતા એક જળપ્રવાહના તરગોથી ટેકરી નુકશાન થાય છે મહારાજે નરસોમલનાથને આજ્ઞા ફરમાવી કે –'જળપ્રવાહ વેગ લઈ જવો અને તેનાપર એક પૂલ બાધવો ખર્ચને માટે આપણી ત્રીજોરીમાં પાચસો હોન લેવા ' એ વ્યવસ્થા કર્યા પછી મહારાજ કોડવણને કિનારે સમ મહારાજના દર્શન કરવા ગયા ત્યા તેમના દર્શન થયા નહિ મહારાજ નિરા થઈને પ્રતાપગઢ ઉપર ગયા ત્યાથી મહાબળેશ્વર જઇ ત્યાના દેવસ્થાનોમા દર્શ કરી પુન વાઇ આવ્યા ત્યા બ્રાહ્મણભોજન, દાનધર્મ વગેરે કર્યા પછી માહુલ મા આવ્યા ત્યા કૃષ્ણાવેણીના સગમમા સ્નાન કરી દાનધર્મ કરવામા અ બ્રાહ્મણભોજન કરાવવામા ગુથાયા હતા, એટલામા તેમને રામદાસ સ્વામીનં ઓવીબદ્ધ (પદબદ્ધ) પત્ર મળ્યો

એ પત્રમા મહારાજની કીર્તિના ગુણગાન લખ્યા હતા મહારાજે પત્ર અ પ્રેમપૂર્વક વાચ્યો અને પત્રવાહક શિષ્યનો આદરસત્કાર કરી ઉત્તર લખી આપ કે –'સ્વામી મહારાજ ' હુ અપરાધી છુ આપ ક્ષમાશીલ છો આશીર્વાદપ પ્રાપ્ત થતા પરમ આનદ થયો છે પત્રમા શુ લખુ આપે પત્રમા મારી સ્તુ લખી છે તેને હુ પાત્ર નથી આપના દર્શનની મને ઘણા દિવસથી તીવ્ર ઉત્ક થઇ રહી છે આપના દર્શને સત્વર આવીશ કૃપા કરીને મને દર્શનનો લા આપશો અને ઘણા દિવસની મારી ઇચ્છા તૃપ્ત કરશો ' મહારાજે શિષ્યને પ આપતા તેમનુ નિવાસસ્થાન પૂછ્યુ શિષ્યે ઉત્તર આપ્યો કે –'હમણા સ્વામી ચાફળમાજ છે, પરતુ તેમનો નિયમ નથી, કારણ કે ક્ષણવારમા તેઓ એ સ્થળેથી બીજે સ્થળે ચાલ્યા જાય છે ' શિષ્ય પત્રનો ઉત્તર લઇ ચાલ્યો ગયો

બીજે દિવસે મહારાજ સ્વારીના મનુષ્યોસહિત ચાફળ ગયા રઘુપતિના દર્શ કરી રામદાસ સ્વામીનુ નિવાસસ્થાન પૂછવા લાગ્યા શિષ્યમડળે ઉત્તર આપે કે –'સમર્થ સ્વામી હમણા શિગણવાડીના મારુતિમા છે કાલે સાજે શિષ્ય આપ નો પત્ર લાવ્યો હતો તે કલ્યાણ ગોસાઇએ આજેજ સ્વામીજીને પહોચાડ્યો કે આપ હમણાજ સ્વામી પાસે નહિ જતા અહી નૈવેદ્ય તૈયાર થાય છે તે દેવ સમર્પણ થયા પછી મડળીસહિત પ્રસાદ લઈ પછી જજો, એટલા વખતમા સ્વામ જીને આપના આગમનના સમાચાર મોકલી ઉત્તર મગાવુ છુ ' મહારાજે કહ્યુ 'આજે ગુરુવાર છે સ્વામી મહારાજના દર્શન કર્યા સિવાય અન્ન ગ્રહણ કર નહિ એવો મારો નિશ્ચય છે ' શિષ્યોએ કહ્યુ –' ઘણા મનુષ્યોસહિત જવાથ વખતે સમર્થ મહારાજના દર્શન થાય કે નહિ ' માટે એકલા જવુ યોગ્ય છે એ સાભળી મહારાજે દિવાકર ભટ્ટજી નામક એક શિષ્યને માર્ગ બતાવવા સા



શિવાજી મહારાજ સમર્થ રામદાસ પાસેથી ઉપદેશ લે છે.

Lakshmi Art, Bombay, 8

લીધો અને શિગણવાડીમા હનુમાનના દેવળમા આવ્યા ત્યા જતા રામદાસ સ્વામી ટેકરી નીચેના બગિચામા ગયાના સમાચાર મળ્યા મહારાજ તે સ્થળે ગયા સમર્થ સ્વામી બગિચામા ઔદુબરના વૃક્ષ નીચે બેસી કલ્યાણ ગોસાઇએ આપેલો પત્ર વાચી હસતા હતા, એટલામા આગળ દિવાકર ભટ્ટજી અને તેની પાછળ મહારાજ જઇ પહોચ્યા મહારાજે સ્વામીજીના ચરણ આગળ શ્રીફળ અર્પણ કરી સાષ્ટાગ પ્રણામ કર્યા રામદાસ સ્વામીએ આશ્ચર્ય પામી પૂછ્યુ કે –'શિવાજીરાજા ' તમે અને પત્ર એ બને એકજ સમયે આવી પહોચ્યા ' તમે ઘણીજ ત્વરા કરેલી જણાય છે તમારા દેશમા હુ ઘણા દિવસ થયા નિવાસ કરૂ છુ આજપર્યંત તમે મારી ઘણી સેવા કરી છે છતા આજેજ રૂબરૂ કેમ આવ્યા ?" મહારાજે કહ્યુ –"હુ ઘણા દિવસથી આપના દર્શનમાટે પ્રયત્ન કરતો હતો, પરતુ તે આજ-પર્યંત સફળ થયો નહિ એ માટે મને ક્ષમા આપવી આજે મને કૃપાપ્રસાદ આપવો એવી મારી ઉત્કટ ઇચ્છા છે મનોકામના પર્ણ કરનાર આપ સમર્થ છો" રામદાસ સ્વામીએ મહારાજની વિનતિ સ્વીકારી કલ્યાણ ગોસાઇના કહેવાથી મહારાજે પૂજાનુ સાહિત્ય ત્યાજ મગાવ્યુ. મહારાજે સ્નાન કર્યા પછી દિવાકર ભટ્ટજીએ તેમની પાસે ગુરુપૂજન કરાવ્યુ મહારાજે પૂજા કર્યા પછી સમર્થના ચરણમા પોતાનુ મસ્તક મૂકી સાષ્ટાગ પ્રણામ કર્યા સ્વામીજીએ મહારાજને ઉપા-સનામત્રની દીક્ષા આપી અને યથોચિત બોધ કર્યો દાસબોધ નામક પુસ્તકના તેરમા અધ્યાયના છઠ્ઠા સમાસમા "લઘુબોધ' નામક જે વિભાગ જોવામા આવે છે તેજ બોધ સ્વામીજીએ શિવાજીમહારાજને કહ્યો હતો એમ કહેવામા આવે છે

એ બોધ શ્રવણ કરતાજ શિવાજીમહારાજની વૃત્તિ બદલાઇ ગઈ તેમણે સ્વામીજીને વિનતિ કરી કે –'હવે રાજ્ય સપાદન કરવાની મારી ઇચ્છા પરિપૂર્ણ થઇ છે રાજ્ય છોડી આપના શિષ્યમડળ સાથે નિવાસ કરી અવશેષ આયુષ્ય આપની સેવામા વ્યતીત કરવાની મારી ઇચ્છા છે, તેથી આપના સમાગમમા રહેવાની મને આજ્ઞા આપશો ' તેમની વિનતિ સાભળી રામદાસ સ્વામીએ કહ્યુ કે –"એટલા માટેજ તમે મારે શરણે આવ્યા છો કે શુ ? તમારો ક્ષાત્રધર્મ છે ક્ષત્રિયે રાજ્યનુ રક્ષણ કરીને પ્રજાનુ પાલન કરવુ જોઇએ દેવબ્રાહ્મણની સેવા કરવી જોઇએ તમારે હાથે હજુ પુષ્કળ અલૌકિક પરાક્રમ થવાના અવશેષ રહ્યા છે પૃથ્વી ઘણા દિવસથી મ્લેચ્છમય થઇ છે તમારે હાથે તેમનો ઉચ્છેદ કરાવ-વાની રઘુપતિની ઇચ્છા છે ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણે અર્જુનને બોધ કર્યો છે તે તમને વિદિતજ છે એજ બોધ લક્ષમા લ્યો તમારે ક્ષાત્રધર્મ પ્રમાણે વર્તવુ જોઇએ પૂર્વે થઇ ગયેલા રાજાઓની કથા તમે પુરાણમાથી સાભળી છે તમારા પૂર્વજોએ કરેલા પરાક્રમો તમે સારી પેઠે જાણો છો તે સર્વ લક્ષમા લઈ ક્ષાત્ર-ધર્મ પ્રમાણે વર્તવુ એજ કલ્યાણપ્રદ છે એ પવિત્ર કાર્યનો ત્યાગ કરી નિરર્થક કાર્ય કરવાની ઇચ્છા રાખો છો તે યોગ્ય નથી." સ્વામીજીનો ઉપદેશ સાભળી મહારાજે પોતાનો ઉદ્દેશ બધ રાખ્યો અને પોતે સ્વસ્થાનમા ગયા.

મહારાજ અનુકૂળતા પ્રમાણે પ્રસગોપાત રામદાસ સ્વામી પાસે જતા હતા અને

તેમનો આધ્યાત્મિક બોધ એકચિત્તે શ્રવણ કરતા હતા એ સત્પુરુષ ઉપર મહારાજને અત્યંત શ્રદ્ધા હતી અતિશય કાર્યોને લીધે, તેમજ સ્વામીજી પોતાની ઇચ્છાનુસાર ભ્રમણ કરતા હોવાથી મહારાજને તેમના દર્શન કરવા માટે ઘણો પ્રયાસ કરવો પડતો હતો, તેથીજ તેઓ વારવાર તેમની પાસે જઈ દર્શનનો લાભ લઇ શકતા નહોતા પ્રથમ જાસુસોદ્વારા સ્વામીનુ સ્થાન શોધાવ્યા પછી તેમની મુલાકાત લેવાની ગોઠવણ કરવી પડતી સ્વામીજીના દર્શનની સધિ હમેશા અનિશ્ચિત હોવાથી મહારાજ તેમને પોતાની પાસે રાખવા આતુર હતા અને તે સબધી તેમણે તેમને વારવાર આગ્રહ પણ કર્યો હતો અતે રામદાસ સ્વામીએ મહારાજની ઇચ્છા પ્રમાણે પરળી જઇને રહેવાનુ કબૂલ કર્યું હતુ મહારાજ તેમને મોટા ઠાઠમાઠથી ગઢ ઉપર લઈ ગયા ત્યા એક ભવ્ય મકાન હતું, તેમા સમર્થ સ્વામીને રાખવાની મહારાજની ઇચ્છા હતી, પરતુ મકાન જોઇ સ્વામીજીએ કહ્યુ કે—'મકાન જીર્ણ થયુ છે, તેને નવુ બધાવવુ જોઇએ અને ત્યાસુધી કિલ્લાના દરવાજા નજીક ઉત્તર દિશામા ઓરડી છે તેમા હુ મુકામ કરીશ '

એ કિલ્લો થોડા વખત ઉપરજ મહારાજના તાબામા આવ્યો હતો તેથી ત્યાની વ્યવસ્થા સારી નહોતી મકાનો દુરસ્ત કરાવ્યા નહોતા સ્વામીજીની ઇચ્છાથી કિલ્લો દુરસ્ત કરાવ્યો કિલ્લાપરના જિજોજી કાટકર નામક હવાલદારને મહારાજે આજ્ઞા ફરમાવી કે તેણે હમેશા સમર્થ સ્વામીની આજ્ઞા પ્રમાણે વર્તવુ તેમજ કિલ્લાપરના અને કિલ્લાની નીચેના સર્વ મનુષ્યોને સ્વામીજીની આજ્ઞામા રહેવા સરકારી હુકમ ફેરવ્યો સ્વામીજીના ભોજનખર્ચ માટે મહારાજે વાવરદરા નામક ગામની ઉપજ આપવાનો સરકારી ઠરાવ કર્યો એ સબધી વ્યવસ્થા તેમણે કોડોપત નામક કારકુનને સોપી અને તેને હમેશા ગઢપર સ્વામીજીની પાસે રહેવાની આજ્ઞા કરી રામદાસ સ્વામી જ્યારે પરળી આવી નિવાસ કરવા લાગ્યા ત્યારે તે કિલ્લાનુ નામ સજ્જનગઢ રાખવામા આવ્યુ સ્વામીજીને મળવા માટે દેશદેશાતરના સાધુઓ ગઢ ઉપર આવતા હતા, તેથી મહારાજને અનાયાસે તેમના દર્શનનો લાભ મળવા લાગ્યો આગળ જતા સમર્થ સ્વામીજીનો શિષ્યસમુદાય વિશેષ વધ્યાથી ભોજનખર્ચમાટે વાવરદરા ગામની ઉપજ પૂરતી થઇ નહિ, તેથી મહારાજે વર્ષાસનની રકમમા ઘણો વધારો કર્યો વર્ષાસન વધાર્યુ તેજ વર્ષમા મહારાજે કર્ણાટકપર ચઢાઇ કરી હતી, એવુ સમર્થ સ્વામીના જીવનચરિત્રમા લખ્યુ છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે ઈ સ ૧૬૭૬ મા વર્ષાસનની રકમ વધારેલી હોવી જોઇએ

સમર્થ સ્વામીના જીવનચરિત્રમા મહારાજ અને સ્વામીજીની મુલાકાતના અનેક પ્રસગોનુ વર્ણન કરવામા આવ્યુ છે તેમા અદ્ભુત ચમત્કાર સમાયલા હોવાથી તે સપૂર્ણ વાચ્યા વિના આનદ પ્રાપ્ત થાય તેમ નથી એ સર્વ પ્રસગોનુ વર્ણન પ્રકૃત ગ્રથમા લખવુ ઉચિત જણાતુ નથી તેમ છતા એ પ્રસગોપરથી અનુમાન કરી શકાય છે કે, મહારાજના હૃદયમા ઉત્કૃષ્ટ પ્રકારની ગુરુભક્તિ, સ્વધર્મનિષ્ઠા અને સદાચારશીલતા જેવી સદ્વૃત્તિઓનો વિકાસ થયો હતો, તેથીજ તેઓ રામદાસ સ્વામી જેવા અત્યત નિસ્પૃહી સાધુના આદર અને પ્રીતિને પાત્ર થયા હતા અને



શિવાજી મહારાજે સમર્થ રામદાસને પોતાનું સમગ્ર રાજ્યપાટ
અર્પણ કર્યાનો લેખ ભિક્ષામાં આપવો.

akshmi Art, Bombay, 8

તેથી જનક, અંબરીષ, ધર્મ આદિ પુરાણપ્રસિદ્ધ સાધુ નૃપવરમાં તેમની ગણના કરીએ તો અત્યુક્તિ થશે નહિ

રામદાસ સ્વામીએ મહારાજને ત્રણ કાર્ય કરવાનો બોધ આપ્યો હતો એક કાર્ય એ હતુ કે, મહારાજ પ્રથમથીજ શંકરની ભક્તિ કરતા હોવાથી પ્રતિવર્ષે શ્રાવણ માસમા એક કરોડ પાર્થિવ શિવલિંગનુ પૂજન કરી બ્રાહ્મણભોજન કરાવવુ બીજુ, વિદ્વાન બ્રાહ્મણોનો પ્રસંગોપાત તેઓ સત્કાર કરતા હોવાથી પ્રતિવર્ષે શ્રાવણ માસમા સ્વરાજ્યના વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ કરી તેમનો સત્કાર કરવો રાજ્યવ્યવસ્થાના પ્રકરણમા પાછળ લખવામા આવ્યુ છે કે, શ્રાવણ માસમા વિદ્વાન બ્રાહ્મણોની પરીક્ષા લઈ તેમની વિદ્વત્તા પ્રમાણે તેમને દક્ષિણા આપવાનો રિવાજ ચાલુ હતો ત્રીજુ, મહારાજના રાજ્યની સર્વ હિંદુપ્રજાએ એકબીજાને જુહાર કરવાનુ બંધ કરી રામરામ કરવા અને પત્રવ્યવહારમા પરસ્પર રામરામ લખવા કેટલાકના અભિપ્રાય પ્રમાણે રામરામ કરવાની પદ્ધતિ અસલથીજ ચાલુ હતી એમ કહેવામા આવે છે આ સ્થળે મહારાજના ભગવા નિશાનસંબધી કથાનક લખવુ ઉચિત જણાય છે કહેવામા આવે છે કે, રામદાસ સ્વામીના શરીર ઉપરના વસ્ત્રોપરથી મહારાજે પોતાના નિશાનનો ભગવો રંગ રાખ્યો હતો એ સંબધી આખ્યાયિકા કહેવામા આવે છે કે--' એક સમય મહારાજની સ્વારી સતારામા હતી તે સમયે રામદાસ સ્વામી પોતાના શિષ્યમંડળસહિત તે શહેરમા ભિક્ષા માગવા ગયા મહારાજ શહેરમા હતા તે સ્વામીજી જાણતા નહિ હોવાથી ભિક્ષા માગતા માગતા મહારાજના મહાલય આગળ આવી પહોચ્યા મહારાજે એ સમાચાર જાણ્યા તેજ ક્ષણે બાલાજી આવજી ચિટણીસને સ્વામીજીપર એક ચિઠ્ઠી લખવાનુ કહ્યુ તેમા લખ્યુ હતુ કે–' આજપર્યંત મે જેટલુ રાજ્ય મેળવ્યુ છે તે આપને ભિક્ષામા અર્પણ થાઓ ' ચિઠ્ઠીપર મોહોર કરી મહારાજે સ્વામીજીની ઝોળીમા નાખી તેમને ભક્તિપુરસર નમસ્કાર કર્યા સમર્થ સ્વામીજીએ પૂછ્યુ –' શિવબા ' ભિક્ષામા અનાજ આપવુ જોઇએ તેના બદલામા તે ચિઠ્ઠી શામાટે નાખી ? ' મહારાજે કહ્યુ – ' પ્રભો ' ભિક્ષામા જે આપવુ જોઇએ તે આપ્યુ છે ' સ્વામીજીએ કલ્યાણગોસાઇ પાસે ચિઠ્ઠી વંચાવી તેમાનો લેખ સાંભળી સમર્થ સ્વામીએ કહ્યુ –' શિવબા ' તે સર્વ રાજ્ય ભિક્ષામા આપ્યુ છે હવે તુ શુ કરશે ? ' મહારાજે ઉત્તર દીધો –' દીનબંધુ ' આપના ઇતર શિષ્યોની પેઠે આપની સેવામા નિમગ્ન રહેવાની મને ઇચ્છા છે ' મહારાજની વૃત્તિ જોઇ સ્વામીજીએ તેમને રામ અને જનકવિદેહીની કથા સંભળાવી અને ધર્મનીતિઅનુસાર રાજ્ય ચલાવી પરોપકાર કરવામાજ પુરુષાર્થ છે એવો બોધ કર્યો ત્યાર પછી તેમને પોતાના તરફથી પૂર્વવત્ રાજ્યકાર્યભાર ચલાવવાની આજ્ઞા કરી મહારાજે સ્વામીજીની આજ્ઞા શિરસાવંદ્ય કરી તે પ્રમાણે વર્તવા માડ્યુ અને સર્વ રાજ્ય રામદાસ સ્વામીનુ છે એવુ જણાવવા માટે ભગવા રંગનુ નિશાન ચઢાવ્યુ ' [1]

આ સ્થળે એક મહત્ત્વના વિષયસંબધી થોડો ઉલ્લેખ કરવો યોગ્ય જણાય

૧ આ આખ્યાયિકા મહારાજની કોઇ પણ બખરમા જણાતી નથી.

છે રામદાસ સ્વામીને મહારાજે ગુરુપદે સ્થાપી તેમનાપર એટલી બધી ભક્તિ રાખવાથી કેટલાક લેખકો એવો તર્ક કરે છે કે, મહારાજ પ્રત્યેક રાજદ્વારી કાર્યોમા એ સાધુની સલાહ લેતા હતા સમર્થ સ્વામીજીનુ જીવનચરિત્ર પ્રકટ થયુ છે, તેમા સ્પષ્ટ લખ્યુ છે કે—"સ્વામીજીએ મહારાજને ઇ૦ સ૦ ૧૬૪૯મા શિષ્યદીક્ષા આપી હતી અને તે સમયથી તેઓ સ્વામીજીના ઉપદેશાનુસાર વર્તતા હતા," પરતુ એ ઇસ્વીસન સત્ય નથી ચરિત્રમા લખેલા ઇસ્વીસન વિશ્વસનીય જણાતા નથી તે ગ્રથમા મહારાજના ચરિત્રક્રમસબધી ઇસ્વીસન લખ્યા છે તેમા કેટલેક સ્થળે ભૂલ થયેલી જણાય છે રામદાસ સ્વામીનુ મહત્ત્વ વધારવાના ઉદ્દેશથીજ ગ્રથકારે સત્યનો લોપ કરેલો જણાય છે, કિવા પૂર્વપરપરાગત લખાયલી આખ્યાયિકાને સત્ય માની તેનો અનુવાદ ગ્રથકારે પોતાના ગ્રથમા પ્રકટ કરેલો જણાય છે પૂર્વકાલીન ચરિત્રકાર મહીપતિનુ અનુકરણ કરી સાપ્રત ગ્રથકારે પોતાના ગ્રથમા અદ્ભુત ચમત્કારના પ્રસગો વર્ણવ્યા છે તે ઉપરથી તેમની સત્યનિષ્ઠા જણાઇ આવે છે મહા સાધુપુરુષની લીલાનુ વર્ણન કરવામા અદ્ભુત ચમત્કારોનુ કથન અવશ્ય હોવુ જોઇએ, એવુ સામાન્ય મનુષ્યો સમજતા હોવાથી, ઐતિહાસિક નીતિ અનુસાર તેમના ગ્રથ પ્રમાણભૂત કહી શકાશે નહિ તેમ છતા એવા અદ્ભુત કથામય ગ્રથમા સત્યનો ઘણો અશ હોવાથી સત્યશોધક વાચકવર્ગે તે શોધી લેવુ જોઇએ કેટલાક આધુનિક વિદ્વાન વાચકો એ કર્તવ્ય ભૂલી જાય છે કિવા તેનાથી પરાઙ્મુખ થાય છે તેથીજ સામાન્ય મનુષ્યોનો ભ્રમ દૂર થતો નથી એ વિષયપરત્વે જે ભૂલ થઇ છે તે સબધી ટુકમા લખવામા આવે છે

રામદાસ સ્વામીના જીવનચરિત્રમા, મહારાજને સ્વામીના દર્શન પ્રથમ ચાફળની ખીણપર થયા તે સમયે ખીણવાળો પ્રદેશ મહારાજની સત્તામા હતો અને ત્યા એક મામલતદાર પણ રહેતો હતો તેમજ ચાફળ ગામથી પાછા જતી વખત મહારાજ કરાડ, વાઈ અને માહુલી ગામ આગળ થઇને ગયા હતા, તથા વાઇ અને માહુલીમા બ્રાહ્મણભોજન અને પુષ્કળ દાનધર્મ કરવાનો ઉલ્લેખ કર્યો છે એ પરથી સ્પષ્ટ જણાય છે કે, એ પ્રાતપર તે સમયે મહારાજની સત્તા હતી, પરતુ વાસ્તવિક ઇતિહાસ એવો છે કે, મહારાજે ઇ૦ સ૦ ૧૬૭૩મા એ પ્રાત પ્રથમ કબજે કર્યો [૧] તે તે પહેલા તેમના કબજામા આવ્યો નહોતો તેજ પ્રમાણે રામદાસ સ્વામીની શિષ્યદીક્ષા લીધા પછી એક બે વર્ષે તેમને પરળીના કિલ્લાપર લઇ જવામા આવ્યા હતા, અને સ્વરાજ્ય દાન કરવાનો પ્રસિદ્ધ પ્રસગ સતારામા બન્યો હતો એવુ લખવામા આવ્યુ છે, પરતુ મહારાજે એ બન્ને કિલ્લા ઇ૦ સ૦ ૧૬૭૩ માજ કબજે કર્યા હતા તે એકજ ઐતિહાસિક પ્રમાણ ઉપરથી રામદાસ સ્વામીના ભક્તમડળે લખેલો વાદગ્રસ્ત પ્રસગ તદ્દન નિરાધાર છે એમ કહેવામા અડચણ નથી

મહારાજના ચરિત્રની જે બખરો પ્રસિદ્ધ થઇ છે તેમા અદ્ભુત ચમત્કારિક પ્રસગનુ વર્ણન નથી પણ ઐતિહાસિક કથાનકજ વર્ણવ્યા છે તેથી એ સર્વ ગ્રથ ઉપર વિશ્વાસ રાખવામા અડચણ નથી મહારાજે કોઈ પણ પ્રસગે

૧ જુઓ પૃષ્ઠ ૨૬૮

રામદાસ સ્વામીની સલાહ લીધી હોય એવુ બખરોમા લખ્યુ નથી માત્ર એકજ પ્રસગે અર્થાત્ રાજ્યાભિષેકસમારભસમયે તેમણે તેમનો અભિપ્રાય પૂછ્યાનુ મળી આવે છે હવે પ્રશ્ન થશે કે, ચિટણીસકૃત બખરમા અને શ્રી શિવદિગ્વિજય ગ્રથમા મહારાજે રામદાસ સ્વામી પાસેથી ઇ૦ સ૦ ૧૬૪૯ મા દીક્ષા લીધી હતી એમ લખ્યુ છે તે પણ ખોટુ કે કેમ ? પ્રશ્નના ઉત્તરમા લખવુ જોઇએ કે, સમર્થ સ્વામીના ચરિત્રગ્રથમાથી ઉક્ત બખરકારોએ એ વિષયનો ઉતારો કર્યો હોય એવુ સ્પષ્ટ જણાય છે મહારાજસબધી ઇતર જૂના ચરિત્રગ્રથમા તેમની શિષ્યદીક્ષાસબધી ઉલ્લેખજ નથી રામદાસ સ્વામીના શિષ્ય દિવાકર ગોસાઇના વશજો પાસેથી મળેલા પત્રસગ્રહમાના કેટલાક અસલ પત્રોના ઉતારા પ્રસિદ્ધ થયા છે[1] તે ઉપરથી મહારાજની શિષ્યદીક્ષાના સમયનો નિર્ણય થઇ શકે છે તેમા જોતા જણાય છે કે, સ્વામીજી સાથે મહારાજની પ્રથમ મુલાકાત ઇ૦ સ૦ ૧૬૭૨ મા થઇ હતી તેજ પ્રમાણે ઇ૦ સ૦ ૧૬૭૬ પર્યંત સ્વામીજી પરળીપર કાયમ નિવાસ કરવા આવ્યા નહોતા આ સ્થળે પણ કોઇને શકા થશે કે, મહારાજ ઇ૦ સ૦ ૧૬૭૨ પર્યંત તેમને પ્રત્યક્ષ મળ્યા નહોતા, પરતુ તેમની માહિતી તો હોવીજ જોઇએ શકાનુ સમાધાન કરતા કહેવુ જોઇએ કે, મહારાજને ઇ૦ સ૦ ૧૬૫૮ પર્યંત સ્વામીની ખબરજ નહોતી[2] અને ત્યાર પછી પણ તેમને સમર્થ સ્વામીનુ સ્મરણ રહ્યુ હોય એવુ જણાતુ નથી, કારણ કે મહારાજ સમર્થ

૧ રા ગો કા ચાદોરકરે કેસરી પત્રના તા ૨૬ મી જૂન ઇ૦ સ૦ ૧૯૦૬ ના અકમા એક પત્ર પ્રસિદ્ધ કર્યો છે તેમા એ પત્રોસબધી ઉલ્લેખ કર્યો છે તેમાના બે ઉતારા અત્રે પ્રસિદ્ધ કરવામા આવે છે કેશવ ગોસાઇએ દિવાકર ગોસાઇને લખેલો ઉત્તર — "રાજેશ્રી શિવરાજા ભોસલે સમર્થની મુલાકાતે આવનાર છે **પ્રથમ ભેટ** તેમની ખર ફાસ્ત કરનાર કોઇ નથી, લખ્યુ છે તે જાણ્યુ દેવળના મનુષ્યો ઉપયોગમા લેજો ચૈત્ર વ ૧. શકે ૧૫૯૪ (ઇ૦ સ૦ ૧૬૭૨)" સજ્જનગઢના કિલ્લાપર રહેતા કારકુન જિજાજી કાટકર હવાલદારપર મહારાજનો પત્ર —" શ્રી રામદાસ ગોસાઈ શિવથરીમા રહે છે સાપ્રત કેટલાક દિવસ ગઢ ઉપર નિવાસ કરવા આવશે તેમને આવવા દેજો, રહે તેટલા દિવસ રહેવા દેજો, જાય તે વખત જવા દેજો ૭ ૮, જમાદિલાખર સન સબ સબૈન, ૧૦૭૭, શકે ૧૫૯૮ (ઇ૦ સ૦ ૧૬૭૬)"

૨ દિવાકર ગોસાઈપર ભાસ્કર ગોસાઇનો પત્ર —" શિવાજી રાજા પાસે ભિક્ષા માટે ગયો હતો તેમણે પૂછ્યુ કે, તમે કોણ છો? કયા નિવાસ છે ? મે ઉત્તર દીધો કે હુ રામદાસી શ્રી સમર્થનો શિષ્ય, ચાફળમા નિવાસ છે પછી તેમણે પૂછ્યુ કે, તેઓ કયા રહે છે ? તેમનુ મૂળ ગામ કયુ ? તેના ઉત્તરમા મે કહ્યુ કે, ગગાકિનારાપરના જાબાનિવાસી છે હમણા ચાફળમા મઠ બાધી તેમા દેવની સ્થાપના કરી ઉત્સવ ચાલુ કર્યો છે અને અમને સર્વને આજ્ઞા કરી છે કે, તમારે સર્વેએ ભિક્ષા માગી લાવી દેવસ્થાનમા ઉત્સવ કરવો, એટલુ કહી હુ ચાલ્યો ગયો રાજાશ્રીએ દત્તોજીપત બાકનવીસને દેવના ઉત્સવ માટે પ્રતિવર્ષે બસો હોન મોકલવાનો પત્ર લખ્યો એ હોન નિયમિત સમયે મળશે. ઉત્તર લખશો ફાલ્ગુન શુદ ૨, શકે ૧૫૮૦" (રા દેવે પ્રકટ કરેલા 'દાસબોધ' નામક ગ્રથની પ્રસ્તાવનામા ૪૬ મા પૃષ્ઠ ઉપર આ પત્ર પ્રકટ થયો છે ) સમર્થ સ્વામીના શિષ્યોને મહારાજ સાથે સભાષણ થયુ તેમા ઉક્ત વર્ષાસનસબધી લખ્યુ નથી એ લેખ સમર્થ સ્વામીની બખરમાથી પ્રકટ કર્યો છે રા ચાદોરકરે પોતાના પૂર્વોક્ત પત્રમા લખ્યુ છે

સ્વામીના પ્રથમ દર્શન કરવા ચાફળ ગયા તે સમયે સ્વામીજીના શિષ્યને તેમણે પ્રશ્ન કર્યો હતો કે–'આટલા દિવસ થયા મારાથી સ્વામીજીની સેવા થઇ નહિ એ શુ ?' એ સબધી રામદાસ સ્વામીની બખરમા લખ્યુ છે કે, રામદાસ સ્વામીના ઓવીબદ્ધ પત્રમાથી એ વિસ્મરણનુ પ્રબળ પ્રમાણ મળી આવે છે તેમા સ્વામીજીએ પોતાની ખબર નહિ લેવાનુ અને પોતાનુ વિસ્મરણ થયાનુ સ્પષ્ટરીતે લખ્યુ છે વળી એ પત્રમા મહારાજની સ્તુતિ કરી છે મહારાજ ઇ૦ સ૦ ૧૬૪૯ મા કિવા તે પછી પદર–વીસ વર્ષે એ સ્તુતિને લાયક થયા હતા એમ કહી શકાશે નહિ એ સર્વ ઉપરથી કહી શકાય છે કે, ઇ૦ સ૦ ૧૬૭૨ પર્યત સ્વામીજીની અને મહારાજની મુલાકાત થઇ નહોતી મુલાકાત થયા પછી મહારાજે તરતજ શિષ્યદીક્ષા લીધી હતી કે કેમ તે નિશ્ચયાત્મક કહી શકાતુ નથી સ્વામીજીની બખરમાથીજ ઉપરોક્ત હકીકત અક્ષરશ લખવામા આવી છે તે સત્ય માનવામા આવે તો મહારાજે વાઇ, કરાડ વગેરે પ્રાત ઇ૦ સ૦ ૧૬૭૨માજ અને પરળી તથા સતારાના કિલ્લા ઇ૦ સ૦ ૧૬૭૩મા કબજે કર્યા હશે એમ જણાય છે. સમર્થ સ્વામીના[1] શિષ્ય અનત ગોસાઇએ ભૈરવભટને એક પત્ર લખ્યો હતો તેમા લખ્યુ છે કે, 'શ્રી શિવાજી રાજા ભોસલેએ, પરિધાવી નામ સવત્સરે શિગણવાડીના મઠમા પરમાર્થ કર્યો' પરિધાવી નામ સવત્સર ઇ૦ સ૦ ૧૬૭૨ મા થાય છે તે સવત્સરને ઇ૦ સ૦ ૧૬૭૩ ના પ્રારભ સુધી માનવામા આવે તો ક્વચિત્ ઉપરોક્ત પ્રાત, મૂળ ગ્રથમા લખેલા પ્રથમ જણાવેલા વર્ષમાજ કબજે કરેલો હોવો જોઇએ

તુકારામ બાવાના સાન્નિધ્યમા રહેવાની ઇચ્છાથી મહારાજે તેમને સ્વારી-સહિત પત્ર મોકલ્યો હતો પ્રત્યુત્તરમા તે મહા વિરક્ત સાધુ પુરુષે મહારાજને એક અભગાત્મક પત્ર મોકલી રામદાસ સ્વામીની ભક્તિમા મન તલ્લીન કરવાની ભલામણ લખી છે એ પરથી કોઇ પ્રશ્ન કરશે કે, એ પત્રવ્યવહાર પહેલાજ મહારાજને રામદાસ સ્વામીના દર્શન અને દીક્ષા મળ્યા હશે, પરતુ પૂર્વોક્ત ઐતિહાસિક પ્રમાણ અસત્ય ઠર્યા સિવાય એ પ્રમાણપત્ર ઉપર આધાર રાખી શકાય નહિ વળી રામદાસ સ્વામીના ચરિત્રમા મહારાજને શિષ્ય બનાવ્યા તે સવતને સત્ય માનવામા આવે તો તુકારામ બાવાનુ દેહાવસાન થયુ તેજ વર્ષમા મહારાજને શિષ્ય બનાવ્યા એમ માનવુ પડશે એ જો સત્ય માનવામા આવે તો સ્વામીજીના શિષ્ય થયા પછી તુકારામ બાવા, રામદાસ સ્વામી અને શિવાજી મહારાજ એઓની પરસ્પર અનેક વખત મુલાકાત થઇ અને પરળીમા મોટો સમારભ થયો તે સમયે તુકારામ બાવા તે સ્થળે આવ્યા હતા વગેરે બાબત સ્વામીજીની

કે, શિવરાયે સમર્થ સ્વામીને જે સનદો આપી હતી તેમા શક ૧૫૯૪ (ઇ૦ સ૦ ૧૬૭૨) પહેલાની એક પણ સનદ નહોતી, અર્થાત્ ભાસ્કર ગોસાઇએ પોતાના પત્રમા લખેલી વાર્ષિક રકમ, પ્રતિવર્ષે નિયમિત રીતે મળતી નહિ હોય અને તે સબધી સનદદ્વારા ઠરાવ પણ થયો નહિ હોય

૧ એ પત્ર પણ રા ચાદોરકરના પૂર્વોક્ત પત્રના અશરૂપે અસલતરીકે પ્રકટ કરવામા આવ્યો છે

અખરમા લખી છે તે સત્ય માની, તુકારામબાવાનો દેહાવસાનકાળ ઘણોજ આગળ માનવો પડે, પરતુ શ૦ સ૦ ૧૬૪૯ પહેલા તેમનો અવસાનકાળ માની શકાયજ નહિ એ નિર્વિવાદ છે મહારાજે બાવાને પત્ર લખ્યો તે તેમના દેહાવસાન પહેલા કેટલાક દિવસ અગાઉજ મોકલેલો હોવો જોઇએ, પરતુ રામદાસ સ્વામીની બખરમા મહારાજ તેમના શિષ્ય થયા પછી ઘણે દિવસે પત્ર મોકલ્યાનુ લખ્યુ છે ચિટણીસકૃત બખરમા પણ એવોજ ઉલ્લેખ છે એ બખરમા તો એ સબધી કઇક કૃત્રિમ પ્રકાર જણાય છે, તેમા તુકારામબાવાના અભગરૂપ પત્રોત્તરના બે વિભાગ કર્યા છે રામદાસ સ્વામીના દર્શન થયા પહેલા મહારાજે તુકારામબાવાને નિમત્રણ મોકલ્યુ ત્યારે તેમણે જે ઉત્તર મોકલ્યો તેના બે અભગ પ્રકટ કર્યા છે; અને રામદાસ સ્વામીએ શિષ્ય બનાવ્યા પછી પુન મહારાજે બાવાને દર્શન આપવા માટે વિનતિપત્ર લખ્યો તેનો ઉત્તર બાવાએ મોકલ્યો તેના ચાર અભગ પ્રકટ કર્યા છે મહારાજને જ્યારે સમર્થ સ્વામીપર દઢભક્તિ ઉત્પન્ન થતા તેમનાજ દર્શન કરવાની ઉત્કટતા થઇ રહી હતી ત્યારે તુકારામ બાવા પાસે જવાનુ તેમને શુ પ્રયોજન હતુ? માત્ર દર્શન કરવાની ઇચ્છા હતી તો તેમને પત્ર લખી તેડાવવાનુ શુ પ્રયોજન હતુ? મહારાજ હમેશા પ્રવાસ કરતા હતા અને તેઓ વખતોવખત તુકારામ બાવાના કીર્તન સાભળવાની સાધ પ્રાપ્ત કરતા હતા, એવો બીજા ગ્રથમા સ્પષ્ટ ઉલ્લેખ છે શુ તે સમયે તેમને બાવાના દર્શન નહોતા થતા? તાત્પર્ય એ છે કે, ઉપરોક્ત વિવાદ ઉત્પન્ન કરનારા લેખકોએ તદ્દન બનાવટ કરી છે એમજ કહેવુ પડશે

હવે આપણે કહી શકીશુ કે, જે સમયે તુકારામબાવાપર મહારાજને દઢ શ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી તે સમયે સમર્થ સ્વામીનુ નામ પણ તેઓ જાણતા નહોતા આ સ્થળે શકા થશે કે, તુકારામબાવાએ પોતાના પત્રરૂપ અભગમા રામદાસ સ્વામીના નામનો ઉલ્લેખ કર્યો છે તેનુ કારણ શુ? એ શકાનુ સમાધાન કરતા કહેવુજ પડશે કે, એ અભગ પૈકી કેટલાક અભગ તુકારામબાવાના રચેલા નથી પણ બનાવટી છે, અને તે મહારાજનો રાજ્યાભિષેક થયા પછી રામદાસ સ્વામીના ભક્તોએ રચી તેમા દાખલ કર્યા છે, એમ તેમાના 'છત્રપતિ' વિશેષણ ઉપરથી તથા અષ્ટપ્રધાનસબધી લેખ ઉપરથી કહી શકાશે, કારણ કે તુકારામ બાવાની હયાતિમા મહારાજ છત્રપતિ થયા નહોતા, તેમજ અષ્ટપ્રધાનની યોજના પણ થઇ નહોતી બનાવટ કરનારાઓએ પોતાના ગુરુનુ મહત્ત્વ વધારવા માટે સત્યનો લોપ કર્યો ન હોત તો આજે મહારાજે મહારાષ્ટ્રમા હીનપણુ પ્રાપ્ત કરાવનાર પ્રવાદ પ્રચલિત થાત નહિ અર્થાત્ મહારાજે રામદાસ સ્વામીના ઉપદેશથીજ સ્વધર્મરક્ષણ અને સ્વરાજ્યસાધન કર્યુ હતુ એમ કહેવાય છે તે કહેવાત નહિ એ પ્રવાદનુ સત્યત્વ સ્થાપવા માટે કેટલાક મહારાષ્ટ્રીય ઇતિહાસશોધક ગૃહસ્થો પૂરાવા શોધવાનો પ્રયત્ન કરી રહ્યા છે એમ સભળાય છે, પરતુ ઉપર પ્રકટ કરેલા પત્રો ખોટા ઠરતા સુધી તેમનો એ પ્રયત્ન વ્યર્થ જશે અને તેમનુ એ સબધીનુ આજપર્યતનુ વાક્પાણ્ડિત્ય કેવળ નિરર્થક થશે

હવે અત્રે એક શકાનુ સમાધાન કરી પ્રસ્તુત પ્રકરણ પૂર્ણ કરવામા આવશે.

એ શકા એ છે કે, રામદાસ સ્વામી અને શિવાજીમહારાજની પ્રથમ મુલાકાત ઈ૦ સ૦ ૧૬૭૨ મા થઈ તે વર્ષે કિવા તે પછીના વર્ષના આરભમા તેમને શિષ્ય બનાવ્યા એ જ્યારે નિર્વિવાદ છે, ત્યારે સમર્થ સ્વામીના દાસબોધ નામક ગ્રથમા મહારાજને ઉપદેશ આપવા જેવા રાજનીતિ આદિ પ્રકરણો જણાય છે તે ક્યારે રચાયલા હોવા જોઇએ ? કારણ કે દિવાકર ગોસાઇએ બહરિ ભટને શકે ૧૫૭૬ મા લખેલા પત્ર ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્વામીજી શકે ૧૫૭૬ (ઈ૦ સ૦ ૧૬૫૪) પછીના દશ વર્ષપર્યંત દાસબોધ નામક ગ્રથ રચવાના ઉદ્યોગમા નિમગ્ન થયા હતા તેણે પત્રમા લખ્યુ છે કે –' શ્રી સમર્થ, ગ્રથ લખવા માટે દશ વર્ષનો સકલ્પ કરી, કલ્યાણ ગોસાઇ, ચિમણાબાઇ આકા અને અનત કવિને સાથે લઈ શિવથરના જગલમા ગયા છે ' [१] શકાનુ સમાધાન એ છે કે, દાસબોધના એકદર વીસ દશક આજપર્યંત ઉપલબ્ધ છે, તેમાના પહેલા આઠ દશક મૂળ હોવાથી તેટલોજ ગ્રથ દાસબોધ કહી શકાશે અને બાકીના દશક સમર્થ સ્વામીના કોઇ શિષ્યે પાછળથી બનાવી ગ્રથમા સામેલ કર્યા હશે કિવા સ્વામીજીએ આગળ ઉપર પ્રસગોપાત રચ્યા હશે રા શ શ્રી દેવે પ્રકટ કરેલા દાસબોધ ગ્રથની પ્રસ્તાવનામા એ સબધી પૂરાવો દર્શાવતા લખ્યુ છે કે –(૧) આઠ દશક પૂરા થતા સુધી ગ્રથરચનાનો પ્રવાહ એકસરખો છે, તેમા કોઇ પણ સ્થળે પુનરુક્તિ દોષ જણાતો નથી. આઠમા દશક પછી અનેક વખત પુનરુક્તિ દોષ જણાય છે શ્રી સમર્થને મુખ્યત અધ્યાત્મનિરૂપણ કરવુ હતુ આઠ દશક પૂર્ણ થતા સુધી તેમા અધ્યાત્મ સિવાય બીજો કોઇ વિષય નથી અને તેમા ' રાજકીય ' શબ્દ પણ નથી હજુ તેમને શિવાજીમહારાજનુ સ્મરણ થયુ નહોતુ 'રાજકીય' શબ્દ પ્રથમજ નવમા દશકમા અણચિતવ્યો આવી પડ્યો છે (૨) + + + જ્ઞાનદશક રચ્યા પછી ગ્રથ સપૂર્ણ કરવાના હતા (૩) નવમા દશકના છઠ્ઠા સમાસનુ બીજુ પદ્ય જોતા સિદ્ધ થાય છે કે, એ દશક દાસબોધમા લખ્યુ નથી નવમા દશકથી બીજા દશકની પણ એજ સ્થિતિ સમજવી અને બારમા દશકમા કોઈક સ્થળે શિવાજીમહારાજને ઉદ્દેશી બોધ લખ્યાનુ કહેવામા આવે છે, તે ઈ૦ સ૦ ૧૬૭૨ પછી રચેલા હોવા જોઇએ સર્વ વાદવિવાદ તપાસતા એવા નિર્ણય ઉપર આવી શકાય છે કે, સમર્થ સ્વામીના ભકતો તેમના બોધની જે મહત્તા ગાય છે તે મહારાજે સ્વરાજ્યસાધન અને સ્વાતત્ર્યસપાદન સબધી ઉદ્યોગ પરિપૂર્ણ કર્યા પછીજ તેની ઉત્પત્તિ થઇ છે કિબહુના મહારાજના અલૌકિક કર્તવ્ય ઉપરથીજ સ્વામીજીને એવો બોધ સૂઝ્યો હશે

દાદાજી કોડદેવે સ્વરાજ્ય સ્થાપવાનો આરભ કરી મહારાજને તે માર્ગ બતાવ્યો અર્થાત્ શાહજીરાજાના કારકુને મહારાજ સમક્ષ સ્તુત્ય ઉદ્યોગ શરૂ કર્યો હતો એવુ કહેનાર ઇતિહાસપડિત અમારા દેશમા ઝળકી રહ્યા છે, પરતુ પાછળ તેમની માન્યતા તદ્દન અસત્ય દર્શાવવાનો યત્ન કર્યો છે તેજ પ્રમાણે શિવાજીમહારાજે કરેલા સર્વ કર્તવ્યોનુ શ્રેય રામદાસ સ્વામીને આપવાનો પ્રયત્ન કરનારાઓ કેટલા અસત્યવાદી છે તે ઉપરોકત વિવેચન ઉપરથી વાચકવર્ગના લક્ષમા આવશે એવી આશા છે

---

१ રા આદોરકરના પૂર્વોક્ત પત્રમાથી એટલો વિભાગ મૂળ લેખતરીકે પ્રકટ કર્યો છે



શિવાજી મહારાજનો અવસાનસમય

Lakshmi Art, Bombay, 8



# प्रकरण ३० मुं—अंतकाळ

ખાંદેરી બેટ ઉપર થાણુ સ્થાપી મહારાજે અગ્રેજ અને સીદીને સ્વસ્થ કર્યાં હતા એ સબધી પાછળ લખવામા આવ્યુ છે. ત્યાર પછી મહારાજને સમાચાર મળ્યા કે, ઔરગાબાદના લશ્કરના ખર્ચ માટે દિલ્હીથી પુષ્કળ રૂપીઆ આવે છે મહારાજે તરતજ ગુપ્તરીતે પોતાના ઘોડેસ્વાર સહિત મોગલાઇ ત્રિજોરી લાવનાર મનુષ્યો ઉપર હુમલો કર્યો અને તમામ દ્રવ્ય કબજે લઇ શત્રુઓ અટકાવે તે પહેલા ત્વરિત ગતિએ રાયગઢ જઇ પહોચ્યા એ ઉતાવળમા મહારાજને ઘણો થાક લાગવાથી તેમની છાતીમા દુખાવો થયો થૂકમા લોહી પડવા લાગ્યુ અને શરીરમાથી ઝીણો તાવ ભરાવા લાગ્યો [1] મહારાજનો વ્યાધિ પ્રતિદિવસ વધવા માડ્યો કાર્યભારીઓએ વિદ્વાન વૈદ્યો તેડાવી તેમને ઔષધોપચાર કરવા માડ્યા અનેક દેવની બાધા રાખી, સર્વ પ્રકારના અનુષ્ઠાનો કર્યાં માત્રિક લોકોને બોલાવી અનેક પ્રકારના મત્રજત્ર કરાવ્યા, અર્થાત્ સર્વ પ્રકારના ઉપાય કરી જોતા મહારાજનો વ્યાધિ ઓછો થયો નહિ

મહારાજે પોતાના મદવાડની વાત પ્રકટ નહિ કરવાની સર્વને સખ્ત તાકીદ આપી હતી ક્વચિત્ તેમ થયુ હોત તોપણ કોઇ સાચુ માનત નહિ, કારણ કે એવી વાતો પ્રથમ ઘણી વખત પ્રસર્યા પછી મહારાજ અનેક ચઢાઇમા ગયેલા જણાયા હતા, એવુ મુસલમાન બખરકારો લખે છે સાપ્રત સમયે મહારાજના લશ્કરે સુરતના કિનારાપર્યંત જઇ પહોચી શહેર ઉપર સખ્ત રીતે હુમલો કર્યો હતો.

---

૧ સભાસદ અને ચિત્રગુપ્ત લખે છે કે, તેમના શરીરમા શીતજ્વર ઉત્પન્ન થયો હતો. ચિટણીસ અને રાયરીના બખરકર્તા લખે છે કે, તેમને જ્વરનો વ્યાધિ થયો હતો ગ્રાન્ટ ડફ લખે છે કે, તેમને ઢીંચણમા સધિવા થયો હતો બુદેલાની બખરમા મરણનુ કારણ જૂદુજ લખ્યુ છે તે લખે છે કે, મહારાજે જાલના શહેરપર હુમલો કર્યો તે વખતે તેમના સિપાઇઓએ ત્યાના ફકિરોને ત્રાસ આપતા તેમણે મહારાજને શાપ દીધો તેથી તેઓ માદા પડી મરણ પામ્યા! શિવદિગ્વિજયમા એથી પણ વધારે ચમત્કારિક કારણ લખ્યુ છે કે, મહારાજની દ્વિતીય પત્ની સોયરાબાઇએ તેમને વિષ ખવરાવ્યુ ! તેનુ કારણ એ હતુ કે, સભાજી પન્હાળામા કેદ હતા તે સધિ જોઇને પોતાના પુત્ર રાજારામને ગાદીપર બેસાડી શકાય. મૂળ હકીકત ડૉ ફ્રિયર અને પ્રસિદ્ધ ઇતિહાસકાર ઑર્મીના ગ્રથ ઉપરથી પ્રકટ કરી છે

શહેરમાના મનુષ્યોએ અનુમાન કર્યું હતુ કે, શિવાજીમહારાજ સ્વય સુરત શહેર-પર હુમલો કરવા આવ્યા છે શહેરના મનુષ્યોના જીવ ઉડી ગયા હતા અગ્રેજ વ્યાપારીઓએ પોતાના પૈસાટકા તાપી નદીને પેલે પાર સ્વાલી તરફ પોતાના વહાણુ ઉભા હતા તે પર મોકલી દીધા સુરતના મોગલ સુબેદારે આ સમયે પુષ્કળ ખડણી આપી મોરોપત પેશ્વાને પાછો વાળ્યો એ ચઢાઈમા મહારાજ સ્વત જવાના હતા, પરતુ શરીરમા દુખાવો થવાથી તેમનુ જવાનુ અટકી પડ્યુ હતુ ગુજરાત પ્રાતમા લૂટફાટ કરીને અને ખડણી વસૂલ કરીને મોરોપત રાયગઢપર આવ્યો તે સમયે મહારાજની પ્રકૃતિ અત્યત બગડી હતી

અત સમય સમીપ આવેલો જાણી મહારાજે પોતાના પ્રધાન કાર્યભારી વગેરે આપ્તમડળને પોતાની પાસે બોલાવ્યુ તે સમયે મહારાજ પાસે મોરોપત પેશ્વા, પ્રલ્હાદપત ન્યાયાધીશ, બાલાજી આવજી ચિટણીસ, રામચદ્રપત અમાત્ય, રાવજી સોમનાથ, સૂર્યાજી માલુસરે, બાજીકદમ, મહાદજી નાયક, પાન સબળ, વગેરે ગૃહસ્થ હતા મહારાજે તેમને કહ્યુ –"મારા આયુષ્યની મર્યાદા પૂરી થઇ છે હવે મારો અવસાનસમય જણાય છે હવે મારો દેહ ટકશે નહિ મારા પિતાની ચાળીસ હજાર હોનની જાગીર હતી, તે વધારી મે એક કરોડ હોનનુ રાજ્ય મેળવ્યુ છે એ શીહજારની પાયગા બનાવી છે મારૂ રાજ્ય શૂરવીરપણાથી, હિમતથી અને હુશિયારીથી ચલાવે એવો મારી પાછળ પુત્ર નથી રાજારામ નાની ઉમરનો છે તે જો જીવતો ર્હેશે તો મારૂ રાજ્ય સભાળી તેમા વધારો કરશે સભાજી જ્યેષ્ઠ પુત્ર છે તે રાજકાર્યનો માહિતગાર છે, પરતુ તેનામા બુદ્ધિ નથી બને પુત્રોને રાજ્ય વહેચી આપવાની મારી ઇચ્છા હતી પણ સભાજીએ તે માન્યુ નહિ તેમ છતા રાજ્યના વિભાગ કરવામા આવે તો મારા તાબાના ચાર શ્રીમત સરદારો એકબીજાથી વિરુદ્ધ થાય અને રાજ્યવૃદ્ધિ ન થતા માત્ર કલહજ ઉત્પન્ન થાય એમ છે, એથી એકબીજાની મર્યાદા જળવાશે નહિ જ્યેષ્ઠ પુત્રે રાજ્ય કરવુ અને કનિષ્ઠ પુત્રે તેની આજ્ઞા પાલન કરી સેવા કરવાનો રાજધર્મ છે, પરતુ મારા પુત્રો તે પ્રમાણે વર્તે એવો સભવ નથી સભાજી મારી પાછળ રાજ્ય ગુમાવશે સભાજી-ને જ્યેષ્ઠ પુત્ર જાણી લશ્કરના પ્રસિદ્ધ શૂરા સરદાર તેના પક્ષમા જશે રાજારામ-ને નાનો પુત્ર જાણી લશ્કર તેના પક્ષમા નહિ જવાથી તેનો પક્ષ દુર્બળ થશે કાર્યભારીઓ રાજારામના પક્ષમા ર્હેશે એમ થવાથી રાજ્યમા બે પક્ષ બધાશે સભાજી પ્રતિષ્ઠિત પુરુષોને કેદ પકડી દેહાતની શિક્ષા કરશે શ્રીમત સરદારોનુ માન ખડન કરી તેમના ખૂન કરશે ક્ષુદ્ર મનુષ્યોનુ જોર વધી જશે, નામાકિત અને આપ્ત જેવા જે પુરુષોએ શ્રમ અને સાહસ કરી આજપર્યત મને સહાયતા આપી છે તેમનુ અપમાન અને અપ્રતિષ્ઠા કરી રાજ્યપદ્ધતિ બગાડી નાખશે તે કેફી અને વ્યભિચારી હોવાથી તેની મતિ ભ્રષ્ટ થશે અને મદાધપણે વર્તશે રાજ્યમા નિર્દય, અવિચારી અને કૃતઘ્ન લોકોનુ ચલણુ થશે અને સર્વત્ર અરાજકતા પ્રસરી ર્હેશે સભાજીદ્વારા રાજ્યની ત્રિજોરી ખાલી થઈ જશે મે સદ્‌ગુણસપન્ન મનુષ્યો મેળવી સ્વરાજ્યનો પાયો નાખ્યો છે મારી પાછળ તેમની દુર્દશા અને અપમાન થવાથી

તેઓ રાજ્યમા રહેશે નહિ ' મારા રાજ્યમા એવો ગોટાળો થયેલો જાણી ઔરંગઝેબને લાગ મળશે તે આજપર્યંત મારી બીકે પોતાના સ્થળમાથી ડગી શકતો નથી, પણ મારા રાજ્યમા અવ્યવસ્થા જોઇ પ્રચંડ લશ્કરસહિત દક્ષિણમા સ્વારી કરશે આદિલશાહી અને કુતુબશાહી દુર્બળ થઇ છે તેનો પ્રથમ નાશ કર્યા પછી બાદશાહ આપણા રાજ્ય ઉપર ચઢાઇ લાવશે સંભાજી સ્વરાજ્યનુ રક્ષણ કરી શકશે નહિ ઔરંગઝેબ તેનો નાશ કરવા પ્રવૃત્ત થશે કેરી મનુષ્યોને દગો કરવામા વિલંબ લાગતો નથી રાજારામ જીવતો રહેશે તો મારા વિશ્વાસુ સરદારોની સહાયતાથી દુશ્મનના તાબામા ગયેલુ રાજ્ય પાછુ મેળવશે આમ ભવિષ્યમા મને આપણા રાજ્યની ઉત્કૃષ્ટતા જણાતી નથી ''

મહારાજનુ અંતકાળનુ નિરુત્સાહપ્રદ ભાષણ સાભળી નજીક ઉભેલા સર્વ મનુષ્યોના અંતકરણ ભરાઇ આવ્યા તેમના નેત્રોમાથી અશ્રુધારા વહેવા લાગી. તેમને અત્યંત દિલગીર થતા જોઈ મહારાજે કહ્યુ —''તમે અણુમાત્ર શોકાકિત થશો નહિ ઇશ્વરે માનવી દેહમાત્રને માટે મૃત્યુ નિર્માણ કર્યું છે આ મૃત્યુલોક છે. જેટલા જન્મ્યા છે તેટલા જવાના છે કોઇ ચિરજીવ રહેવાનુ નથી ધન, સુત, જાયા, વીરશ્રી, પરાક્રમ, અહંકાર એ સર્વ મિથ્યા છે અને સર્વ અહિનુ અહિજ રહેવાનુ છે તેમા લુબ્ધ રહી મોહવશ થવાથી માત્ર ચિત્તવૃત્તિ ચચળ થાય છે. તેમા કંઇ હિત નથી જે સમયે જે બને તેને ઉપભોગ્ય માની નિરપેક્ષ ચિત્તે વર્તવુ એમાજ કલ્યાણ છે તમે સર્વ પરાક્રમી છો બનતે પ્રયત્ને સ્વરાજ્યનુ રક્ષણ કરજો સર્વ મનુષ્યો એકસંપ કરી વર્તજો મારો વ્યાધિ મટાડવા તમે તમારાથી બનતો પ્રયત્ન કર્યો છે, પરંતુ સર્વ મનુષ્યોના પ્રયત્ન નિષ્ફળ થયા છે હવે પ્રયત્ન કરશો નહિ મારૂ આયુષ્ય પૂર્ણ થયુ છે હુ સ્વર્ગમા જવા તૈયાર થયો છુ હવે તમે સાવધ રહેજો મારી પાછળ યુક્તિપૂર્વક રાજ્યનુ રક્ષણ કરજો. સર્વ ભરતખંડ જીતવો, દિલ્હીનુ તખ્ત લેવુ, શ્રી ભાગીરથીને ત્રાસમુક્ત કરવી અને અટક જઇને પેલે પારના રાજ્ય ઉપર ચડાઇ લઇ જઇ ત્યા રાજ્ય ચલાવવુ, એવી મારી ઉત્કટ ઇચ્છા હતી તે અપૂર્ણ રહી મારૂ આયુષ્ય પૂર્ણ થયુ છે તમે એ વાતનો શોક કરશો નહિ વિવેકબુદ્ધિથી ચિત્તને સંતોષ આપજો '' મહારાજે ઉપરોક્ત શબ્દોવડે સાન્ત્વન કરી, સર્વને દિવાનખાનાની બહાર જવાની આજ્ઞા કરી

ત્યારપછી મહારાજે ગંગોદક મંગાવી પ્રાયશ્ચિત્તવિધિપૂર્વક સ્નાન કર્યુ સર્વાંગે અગ્નિહોત્રની ભસ્મલેપન કરી રુદ્રાક્ષની અને તુલસીની માળાઓ ધારણ કરી, દર્ભાસન ઉપર બેસી મહાન પંડિતોને અને સંન્યાસીઓને પોતાની પાસે બોલાવ્યા તેમની પાસેથી આત્માઅનાત્માસંબંધી ઉપદેશ સાભળી મહારાજ વિરક્તિ ધારણ કરી ભગવદ્ભજન કરવા લાગ્યા અને કથાકીર્તન આદિ શ્રવણ કરી સમય વ્યતીત કરવા લાગ્યા પોતાની સમક્ષ સો ગાયોનુ દાન કરાવ્યુ અને દ્રવ્યદ્વારા સહસ્ર ગોપ્રદાનનો સંકલ્પ કર્યો ભગવદ્ગીતા અને વિષ્ણુસહસ્ર નામના પાઠ વંચાવવા માડ્યા બ્રહ્મવૃંદની વેદવાણીનો ઘોષ ચાલતો હતો તે સમયે, શકે ૧૬-૦૨, રૌદ્રનામ સંવત્સરે, ઉત્તરાયણી ચૈત્ર શુદ્ધ પૂર્ણિમા અને રવિવારને દિવસે

મધ્યાહ્નને સમયે, (તા ૫ એપ્રિલ ઇ૦ સ૦ ૧૬૮૦) 'શ્રી રામ' શબ્દનો ઉચ્ચાર કરી મહારાજે અત્યત શાતચિત્તે, સ્વસ્થતાપૂર્વક પોતાનો દેહત્યાગ કર્યો મરણુ-પર્યંત અવિશ્રાત પરિશ્રમ અને પરાક્રમવડે સપાદન કરેલુ ઐશ્વર્ય અને રાજ્ય-સપત્તિનો ત્યાગ કરી જતા તેમને કિચિત્ પણ શોક થયો નહિ, એ કાઇ જેવુ તેવુ ધૈર્ય નહોતુ ધર્મપરાયણતાવડે મનોજય પ્રાપ્ત કરવાનુ તેમનામા કેટલુ સામર્થ્ય હતુ તે આ ઉપરથી સ્પષ્ટ વ્યક્ત થાય છે શાસ્ત્રમા વર્ણવેલા રાજર્ષિના રાજધર્મ પ્રમાણે વર્તન કરી, રાજ્ય પોતાના પુત્રોને સ્વાધીન કરી, સર્વનો સબધ ત્યાગ કરી ઇશ્વરપ્રાપ્તિના માર્ગનુ અખડ અવલબન કરવુ, એવા વિચાર મહારાજના અતઃકરણમા વારવાર ઉત્પન્ન થતા હતા, પરતુ ભારતભૂમિમાથી યવન-બાદશાહી સમૂળ ઉખેડી નાખી, હિંદુ રાજ્ય સ્થાપવાનો તેમનો સકલ્પ અપૂર્ણ હોવા છતા અને પોતાની પાછળ પોતાના પુત્ર સ્વરાજ્યનુ રક્ષણ કરી પ્રજાનું યથાન્યાય પાલન કરવા અશક્ત જણાયા છતા, રાજ્યત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમ સ્વીકારવાથી પ્રજાનુ અહિત થઇ રાજ્યનો નાશ થશે અને તેમ થવાથી સર્વત્ર પોતાની અપકીર્તિ થશે એમ જાણી મહારાજે સસારત્યાગ કરવાનો વિચાર બધ રાખ્યો હતો અતે તેમણે નિશ્ચય કર્યો હતો કે સસારમા રહીનેજ ધર્માચરણ કરવુ, સત્સમાગમ કરવો, વિષયસુખમા આસક્ત થવુ નહિ અને યથાયોગ્ય સ્વ-કર્તવ્ય કરી મોક્ષસાધન પ્રાપ્ત કરવામાજ ખરો પુરુષાર્થ છે સસારત્યાગ કરી ગિરિગુહામા નિવાસ કરવાથી સ્વકર્તવ્યથી પરાઙ્મુખ થવાનો દોષ પ્રાપ્ત થશે અને બીકણપણુ વ્યક્ત થશે એવુ તેમને જણાતુ હતુ

મહારાજનુ દેહાવસાન થયુ તે સમયે સર્વ કાર્યભારી, સરદાર અને આપ્તજનો-ને અત્યત દુખ થયુ આબાલવૃદ્ધ શોકસાગરમા નિમગ્ન થયા પ્રધાનમડળે કિલ્લાના દરવાજા બધ કરાવી મહારાજના અવસાનની વાર્તા બહાર પ્રસરે નહિ એવી સાવચેતી રાખી સર્વ રાજચિન્હસહિત મહારાજની પ્રેતયાત્રા કહાડી તેમના મૃતકશરીરને શાસ્ત્રવિધિપૂર્વક અગ્નિદાહ દીધો મહારાજની તૃતીય પત્ની પૂતળા-બાઇ તેમની સાથે સતી થઇ સાબાજી ભોસલે [1] શિગણાપુરકરદ્વારા રાજારામને હાથે ઉત્તરક્રિયા કરાવવામા આવી એ સમયે પુષ્કળ દાનધર્મ કરાવવામા આવ્યું.

મહારાજને સાત સ્ત્રીઓ હતી (૧) સઇબાઇ—એ ફલટણના પ્રખ્યાત કુટુબ-માની હતી [2] (૨) સોયરાબાઇ—એ શિર્કે કુટુબમાની હતી (૩) પુતળાબાઇ[3] (૪) સકવારબાઈ ગાયકવાડ કુટુબમાની અને (૫) સગુણાબાઇ શિર્કેના કુટુબમાની હતી. (૬) લક્ષ્મીબાઇ (૭) ગુણવતાબાઇ સઈબાઇને સભાજી, સખુબાઇ અને અબિકા-

૧ ગ્રાન્ટ ડફ એનુ શહાજી ભોસલે લખે છે

૨ પાછળ લખ્યુ છે કે એ શિર્કેના કુટુબમાની હતી તે ખોટુ છે મી કિકેડ જણાવે છે કે તે વિઠોજી મોહિતે નેવાસકરની કન્યા હતી

૩ એ જાધવ અથવા ઇંગળે કુટુબમાની હતી, એવુ ગ્રેમેની શકાવલીમા છે, પરતુ રા૦ રાજવાડે જણાવે છે કે તે પાલકરની છોકરી હતી

બાઇ એમ ત્રણ સતાનો હતા સખુબાઇને ફલટણના મહાદજી નાઇક નિબાળકર સાથે પરણાવેલી હતી તે મહારાજનો કઇક સગો થતો હતો અને કઇ કારણથી મુસલમાન થઇ ગયો હતો, તેને શુદ્ધ કરીને હિદુધર્મમા લેવાની જીજાબાઇની ઇચ્છા થવાથી બજાજીને તેણે પ્રાયશ્ચિત્ત કરાવ્યુ અને હિદુધર્મમા લીધો પોતાની જ્ઞાતિમા લીધા બદલ કોઈને શકા આવે નહિ માટે તેના પુત્ર મહાદજી સાથે જીજાબાઇએ સખુબાઇના લગ્ન કરી આપ્યા સઇબાઇની બીજી છોકરીને હરજીરાજા મહાડિક તારળેકરની સાથે પરણાવી હતી સોયરાબાઈને રાજારામ અને દીપાબાઇ નામના બે સતાન હતા દીપાબાઇનુ લગ્ન વિસાજીરાવ નામના એક સરદાર જોડે થયુ હતુ સકવારબાઇને કમળાબાઇ કરીને એક છોકરી હતી તને જાનોજી પાલકર સાથે પરણાવેલી હતી પુતળાબાઇને કઇ પણ સતાન હતું નહિ સગુણાબાઇને રાજકુવરબાઇ ( નાનીબાઇ ) કરીને પુત્રી હતી, તેને ગણોજી રાજે શિર્કે માલેકરની સાથે પરણાવી હતી બાકીની બે સ્ત્રીઓ ગુણવતાબાઇ અને લક્ષ્મીબાઇને કઈ સતાન હતા નહિ રામદાસના ચરિત્રાત્મક બખરમા સઇબાઇ, પુતળાબાઇ અને સગુણાબાઇ એ ત્રણ નામો આપેલા છે અને બે ઉપપત્નીઓ હોવાનુ જણાવેલુ છે આ ઉપસ્ત્રીઓ હોવાનુ બીજી કોઇ બખરમા જણાતુ નથી માટે એ વિશ્વસનીય નથી

ઇ સ ૧૬૬૪મા[1] સોયરાબાઇને પેટે રાજારામનો જન્મ થયો હતો, એનાં આચરણો સારા હોવાથી ભવિષ્યમા તે સારો નિવડશે એવો મહારાજનો અભિપ્રાય હતો પુતળાબાઇને સતતિ હતી કે નહિ તે જાણી શકાતુ નથી ઇ સ ૧૬૫૯ મા સઇબાઈ મરણ પામી હતી તે અતિ બુદ્ધિમાન અને પતિવ્રતા સ્ત્રી હતી તેનાપર મહારાજની અતિશય પ્રીતિ હતી તેના મરણ પછી મહારાજને યોગ્ય સસારસુખ પ્રાપ્ત થયુ નહોતુ કહેવામા આવે છે કે, સોયરાબાઇ ઘણી પ્રપચી હતી પોતાના પુત્ર રાજારામને રાજગાદી મળે એવી તેની ઉત્કટ ઇચ્છા હોવાથી, તેણે એ કાર્ય સિદ્ધ કરવા માટે મહારાજની હયાતીમાજ પ્રયત્ન શરૂ કર્યો હતો તેણે ઘણા પ્રધાનોને પોતાના ઉદ્દેશને અનુકૂળ કરી લીધા હતા મુખ્યત અણ્ણાજી દત્તોપત સચિવ તેના પક્ષમા હતો મહારાજ વારવાર કહેતા કે સભાજીના આચરણ સારા નથી અને અતસમયે પણ મહારાજે સભાજીસબધી નિરુત્સાહજનક ઉદ્ગાર દર્શાવ્યા હતા, તેથી કાર્યભારીમડળે સોયરાબાઇના પક્ષને અનુકૂળ થઇ રાજારામને ગાદીએ બેસાડી તેના તરફથી રાજ્યકાર્યભાર ચલાવવાનો સકલ્પ કર્યો એ સકલ્પ નિર્વિઘ્નપણે સિદ્ધ કરવા માટે તેમણે સભાજી પન્હાળાપર નજરકેદમા હતા તેમને મજબૂત બદોબસ્ત સાથે સખ્ત કેદમા રાખતાસુધી મહારાજના મરણસમાચાર કોઇને પણ નહિ જાણવા દેવાનો પ્રયત્ન કર્યો હતો એજ ઉદ્દેશથી તેઓએ જનાર્દનપત સુમતને લશ્કરસહિત પન્હાળાપર રવાનાં કર્યો, રાયગઢ ઉપર વધારાના સિપાઇઓ રાખી તે થાણુ મજબૂત બનાવ્યુ, પચ-

૧ કેટલાક બખરકાર રાજારામનો જન્મસવત ઈ૦ સ૦ ૧૬૬૧ લખે છે.

વડીમા દશહજાર ઘોડેસ્વાર રાખ્યા અને હબીરગવ સેનાપતિને કરાડમા મોટા લશ્કરસાથે તૈયાર રહેવાની આજ્ઞા ફરમાવી એટલુ કાર્ય પરિપૂર્ણ કરતા થોડો વખત લાગશે એમ જાણી તેમણે હીરોજી ફર્જદને સભાજીનો બદોબસ્ત રાખવા નિમ્યો હતો તેણે ભવિષ્યમા કેવી રીતે વર્તવુ તે સબધી તેને એક પત્ર લખી મોકલ્યો હતો પ્રધાનમડળે એટલી બધી સાવચેતી રાખવા છતા સભાજીને મહારાજના મરણસમાચાર અગાઉથીજ મળી ચૂકયા હતા અથવા તો છેવટે તેને એવો સશય ઉપજ્યો હતો, એવુ ધારવામા આવે છે, કારણ કે સભાજીએ પત્ર લઇ આવનાર જાસુસને જોતાજ તેને પકડી પત્ર પોતાને સ્વાધીન કરવાની અને તેમ નહિ કરવામા આવે તો તેને દેહાતશિક્ષા કરવાની ધમકી આપી હતી જાસુસે નિરુપાયે સભાજીને પત્ર આપ્યો પ્રધાનમડળ તરફથી મોકલવામા આવેલો ગુપ્ત પત્ર સભાજીના હાથમા ગયાનુ જાણી હિરોજી ફર્જદ કોકણમા નાસી ગયો સભાજીએ તરતજ કિલ્લાપરના સર્વ નોકરોને પોતાના તાબામા લીધા એક બે નોકરોએ આનાકાની કર્યાથી તેમને ઠાર માર્યા કિલ્લો પોતાના કબજે રાખવા માટે ચારે તરફ મજબૂત બદોબસ્ત કર્યો અને પ્રધાનમડળ ભવિષ્યમા કેવીરીતે વર્તે છે તેની વાટ જોતા બેઠા સભાજીએ પન્હાળાનો કિલ્લો પોતાના કબજામા લીધાથી તેપર સૈન્ય લઇ જવાનો લાગ નથી એમ જાણી જનાર્દનપત લશ્કરસહિત કિલ્લાને ઘેરો નાખ્યો અને લશ્કરસહિત થોડા દિવસ ત્યા રહ્યા પછી ઘેરો એમને એમ રહેવા દઇ પત કોલ્હાપુર ગયો

પ્રધાનમડળે રાજારામને ગાદીપર બેસાડી તેમના નામથી રાજ્યકાર્યભાર ચલાવવાનુ શરૂ કર્યુ, પરતુ પ્રધાનમડળમા ઐકય નહોતુ પેશ્વા અને સચિવ વચ્ચે પ્રથમથીજ ઈર્ષ્યા ચાલતી હતી, તે હમણા વધી પડી રાજારામને ગાદીએ બેસાડવાના કાર્યમા હબીરરાવની સલાહ નહિ લેવાથી તે પણ પ્રતિકૂળ થયો હતો જનાર્દનપત પન્હાળાનો ઘેરો પડતો રહેવા દઈ કોલ્હાપુર ચાલ્યો ગયો હતો તેનુ કારણ પણ ઘણુ કરીને એવુજ હોવુ જોઇએ તેણે પન્હાળાના ઘેરા માટે નિમેલા અમલદારોમાના ઘણાખરાને સભાજીએ પોતાને વશ કરી લીધા અને જનાર્દનપત ત્યા પાછો આવ્યો તે સમયે સભાજીએ કેટલાક માવળાઓ સહિતતેની છાવણીપર હુમલો કરી તેને કેદ પકડી પન્હાળામા રાખ્યો સભાજીનુ એ કૃત્ય જોઇ હબીરરાવ સેનાપતિએ જાણ્યુ કે–'સભાજી શિવાજીમહારાજના પુત્રને શોભે એવુ પરાક્રમ કરી શકે એવો હોવાથી તેના પક્ષમા જવુ એજ યોગ્ય છે'જનાર્દનપતને સભાજીએ કેદ પકડ્યાના સમાચાર રાયગઢપર પહોચતાજ મોરોપત પિગળે તેમને છોડવવાનુ બહાનુ કહાડી સૈન્યસહિત પન્હાળે ગયો, પરતુ સભાજી સાથે યુદ્ધ નહિ કરતા તે તેમને મળી ગયો એ જોઇ સભાજીએ તેનો હોદ્દો કાયમ રાખ્યો હબીરરાવ પણ પોતાના તાબાના સૈન્યસહિત પન્હાળે આવી સભાજીને મળી ગયો પોતાના પક્ષની સબળતા જોઇ સભાજી રાયગઢ ઉપર આવી પહોચ્યા; પણ કિલ્લાપરના પાયદળ સિપાઇઓએ તેમના આવતા પહેલાજ સભાજીના પક્ષમા ભળી જઇ તેમના વિરુદ્ધના સઘળા મનુષ્યોને કેદ પકડ્યા પચવડીમા રાખેલુ સૈન્ય

પણ સભાજીના પક્ષમા થઇ ગયુ હતુ ચારે તરફથી અનુકૂળતા જોતા તેઓને રાયગઢના કિલ્લામા પ્રવેશ કરતા અડચણ પડી નહિ કિલ્લામા જતાજ તેમણે પ્રથમ અનાજી દત્તોપત સચિવના પગમા બેડીઓ પહેરાવી અને તેની માલમત્તા જપ્ત કરી રાજારામને કેદ કર્યો સોયરાબાઇને પકડી મગાવી અતિશય કઠોર શબ્દોમા તેનો તિરસ્કાર કર્યો મહારાજને ઝેર આપવાનો તેનાપર આરોપ મૂક્યો અને તેને સખ્ત ત્રાસ આપી મારી નાખવાનો હુકમ કર્યો તેના પક્ષના મનુષ્યો-નો શિરચ્છેદ કર્યો એક મનુષ્યને તો ગઢ ઉપરથી નીચે ગબડાવી દીધો પ્રતિ-પક્ષના મનુષ્યોનો નાશ કર્યા પછી સભાજીએ ઑગસ્ટ મહિનામા પોતાનો રાજ્યા-ભિષેક કર્યો સભાજીના એ પછીના ઘોર કૃત્ય આ સ્થળે લખવા અપ્રસ્તુત છે





# प्रकरण ३१ मुं–शिवाजी महाराजनी धन–संपत्तिनो हिसाब



આપણા મહાતેજસ્વી અને પ્રૌઢપ્રતાપી ચરિત્રનાયકનુ જીવનવૃત્તાન્ત પાછલા પ્રકરણમા સમાપ્ત થયુ છે શિવાજીમહારાજે લાગલાગટ છત્રીસ વર્ષ સુધી અવ્યાહત પરિશ્રમ કરીને પ્રબળ યવન બાદશાહના તાબાની કેટલી ધનસપત્તિ કબજે લીધી હતી તેનો અડસટ્ટો પ્રસ્તુત પ્રકરણમા પ્રકટ કરવો ઉચિત જણાય છે આદિલશાહીમા નોકરી સ્વીકારી શાહજીરાજા કર્ણાટક જઈ રહ્યા તે સમયે મહારાષ્ટ્રમા તેમણે દાદાજી કોંડદેવના તાબામા જે જાગીર સોપી હતી તેમા પુના, સુપા, ઇંદાપુર, બારામતી અને માવળા પ્રાંતનો થોડો ભાગ, એટલા પરગણાનો સમાવેશ થતો હતો મહારાજના તાબામા વગર મહેનતે પિતાની એટલીજ સપત્તિ આવી હતી તે પણ આદિલશાહીની સપૂર્ણ માલિકીની અને બાદશાહની ઇચ્છાનુસાર ખાલસા થઇ શકે એવી હતી યવન-બાદશાહની કૃપાવડે પ્રાપ્ત થયેલી જાગીર પિતાની હયાતિમાજ મહારાજના તાબામા આવ્યા પછી તેમણે એ સપત્તિ સ્વતત્ર લઇ કેટલો વધારો કર્યો તેનુ સ્પષ્ટીકરણ કરીએ જો કે એ કાર્ય યથાયોગ્ય થઈ શકે એવુ નથી છતા જૂદી જૂદી બખરો-માથી જે યાદીઓ મળી આવે છે તેપરથી નીચેનો હિસાબ પ્રકટ કરવામા આવે છે મહારાજે પોતાની હયાતીમાજ એ હિસાબ નોધી રાખેલો હોય એવુ જણાય છે, કારણ કે સભાજી દુરાચરણી નીકળ્યો હતો અને એક વખત દુશ્મનોને જઇ મળ્યો હતો તે વહેલોમોડો સપત્તિનો નાશ કરશે એવી મહારાજને બીક લાગતી હતી, તેથી સભાજીને અને ગજારામને રાજ્યના ભાગ પાડી આપવાની તેમની ઇચ્છા હતી, એવુ કેટલીક બખરોપરથી જણાય છે

ચિટણીસકૃત બખરમા મહારાજના તાબાના મુલકના એકદર ચૌદ વિભાગ તથા પ્રત્યેક વિભાગમા કેટલા કિલ્લાનો સમાવેશ થાય છે, તે લખ્યુ છે તેની યથા-સ્થિત નોધ અત્રે પ્રકટ કરવામા આવે છે

૧ **પ્રાત માવળ સહ્યાદ્રિ**–એમા સાપ્રતના માવળ, સાસવડ, જુન્નર અને ખેડ તાલુકાનો સમાવેશ થાય છે એ પ્રાતમા એકદર અઢાર કિલ્લા હતા તેના નામ–રોહિડા, સિહગઢ, નારાયણગઢ, કુવારી, કેલના, પુરધર, દૌલતમગળ, મોર-

ગિરિ, લોહગઢ, રુદ્રમાળ, રાજગઢ, તુગ, તિકોના, રાજમાચી, તોરણા, દાતેગઢ, વિસાપુર, વાસોટા અને શિવનેરી

૨ **પ્રાંત સતારા** વાઈ–એમા અગીઆર કિલ્લા હતા તેના નામ –સતારા, વરાટગઢ, વર્ધનગઢ, પરળી (સજ્જનગઢ), પાડવગઢ, મહિમાનગઢ, કમળગઢ, વદનગઢ, તાથવડા, ચદનગઢ અને નાદગિરિ

૩ **પ્રાંત કરાડ**–એમા વસતગઢ, મચિદ્રગઢ, ભૂષણગઢ અને કમ્બા કરાડ નામક ચાર કિલ્લા હતા

૪ **પ્રાંત પન્હાળા**–એમા તેર કિલ્લા હતા તેના નામ –પન્હાળા, ખેળણા, વિશાળગઢ, પાવનગઢ, રાગણા ગજેન્દ્રગઢ, ભૂદરગઢ, પારગઢ, મદનગઢ, ભીમગઢ, ભૂપાળગઢ, ગગનગઢ અને બાવડા

૫ **પ્રાંત કોંકણ કિનારો અને** નલદુર્ગ–એમા એકદર અઠ્ઠાવન કિલ્લા હતા તેના નામ –માલવણ, સિધુદુર્ગ, વિજયદુર્ગ, જયદુર્ગ, રત્નાગિરિ, સુવર્ણદુર્ગ, અદેરી, ઉંદેરી, કોલાબા, રાજકોટ, અજનવેલ, રેવદડા, રાયગઢ, પાલી, કલાનિધિગઢ, અરનાળા, સુરગગઢ, માનગઢ, મહિપતગઢ, મહીમડણ, સુમારગઢ, રસાલગઢ, કર્નાળા, ભોરપ, બલ્લાળગઢ, સારગગઢ, માણિકગઢ, સિદગઢ, મડળગઢ, બાળગઢ, મહિમતગઢ, લિગાણા, પ્રચીતગઢ, સમાનગઢ, કાગોરી, પ્રતાપગઢ, તળાગઢ, ઘોસાળાગઢ, બિરવાડી, ભૈરવગઢ, અવચિતગઢ, કુભગઢ, સાગરગઢ, મનોહરગઢ, સુભાનગઢ, મિત્રગઢ, પ્રલ્હાદગઢ, મડનગઢ, સહનગઢ, શિકેરાગઢ, વીરગઢ, મહીધરગઢ, રણગઢ, સેદગાગઢ, મકરદગઢ, ભાસ્કરગઢ, માહુલી અને કાવન્હી

૬ **પ્રાંત ત્રિંબક**–એમા પચીસ કિલ્લા હતા તેના નામ –ત્રિબક, બાહુલા, મનોહરગઢ, ખળાગઢ, ચાવડસ, મૃગગઢ, કરોલા, રાજપેહર, રામસેન, માસણાગઢ, હર્ષણ, જવળાગઢ, ચાદવડ, સબળગઢ, આવઢા, કણકઇ, અડગડા, મનરજન, જીવધન, હડસર, હરીંદ્રગઢ, માર્કડેયગઢ, પટાગઢ, ટણકઇ અને સિદ્દગઢ

૭ **પ્રાંત બાગલાણ**–એમા સાત કિલ્લા હતા તેના નામ – સાલેરી, નાહાવા, હરસળ, મુલેરી, કણેરા, અહિવતગઢ અને ધોડપ

૮ **પ્રાંત વનગઢ વગેરે**–એમા ધારવાડ જિલ્લાના ઘણા ભાગનો સમાવેશ થાય છે તેમા એકદરે ચોવીસ કિલ્લા હતા તેના નામ –વનગઢ, ગહનગઢ, સિમદુર્ગ, નલદુર્ગ, મિરાગઢ, શ્રીમતદુર્ગ, શ્રીગદનગઢ, નરગુદ, મહતગઢ, કોપલગઢ, બાહદૂર બિડા, દથકટગઢ, ગધર્વગઢ, દાકાગઢ, સુપાગઢ, પરાક્રમગઢ, કનકાદ્રિગઢ, બ્રહ્મગઢ, ચિત્રદુર્ગ, પ્રસન્નગઢ, હડપસરગઢ, કાચનગઢ, અચલાગિરિગઢ અને મડનગઢ

૯ **પ્રાંત ફોડા, બિદનુર**–એમા બાર કિલ્લા હતા તેના નામ –કોટ ફોડા, કોટ કાદૂર, કોટ બકર, કોટ બ્રહ્મણાળ, કોટ કડવળ, કોટ આકોલા, કોટ કઠેર, કોટ કલખર્ગા, કોટ શિવેશ્વર, કોટ મગરળ, કોટ કડણાર અને કોટ કૃષ્ણગિરિ.

૧૦ **પ્રાંત કોલ્હાર, બાળાપુર**–એમા સત્તાવીસ કિલ્લા હતા તેના નામ – કોલ્હાર, બ્રહ્મગઢ, વડન્નગઢ, ભાસ્કરગઢ, મહીપાલગઢ, મૃગમદગઢ, આઐનિરાઇગઢ,

બુધલા કોટ, માણિકગઢ, નંદીગઢ, ગણેશગઢ, ખળગઢ, હાતમગળગઢ, મંચક પ્રકાશકગઢ, ભીમગઢ, પ્રૈઇવારગઢ, સોમસેખરગઢ, મેદગિરિ, ચેનગઢ, શ્રીવર્ધનગઢ, બિદનૂર કોટ, મલકોલ્હાર કોટ, ઠાકૂરગઢ, સરસગઢ, મલ્હારગઢ, ભૂમંડલગઢ અને બિરૂટ કોટ

૧૧ પ્રાંત શ્રીરંગપટ્ટણ—એમા બાવીસ કિલ્લા હતા તેના નામ—કોટ ધર્મપુરી, હરિહરગઢ, કોટ ગરુડ, પ્રમોદગઢ, મનોહરગઢ, ભવાનીદુર્ગ, કોટ અમરાપુર, કોટ કુસુર, કોટ તળેગિરિ, સુંદરગઢ, કોટ તળગોડા, કોટ આટનૂર, કોટ ત્રિપાદૂરે, કોટ દુટાનેટી, કોટ લખનૂર, કળપગઢ, મહિનદીગઢ, રંજનગઢ, કોટ આલૂર, કોટ શામલ, કોટ વિરાડે અને કોટ ચંદમાલ

૧૨ પ્રાંત કર્ણાટક—પ્રાંત જગદેવગઢ—એમા અઢાર કિલ્લા હતા તેના નામ—જગદેવગઢ, સુદર્શનગઢ, રમણગઢ, નંદીગઢ, પ્રબળગઢ, બહિરવગઢ, વારુણગઢ, મહારાજગઢ, સિદ્ધગઢ, જવાદિગઢ, મર્તંડગઢ, મંગળગઢ, ગગનગઢ, કૃષ્ણગિરિ, મલ્લિકાર્જુનગઢ, કસ્તુરીગઢ, દીર્ઘપલિગઢ અને રામગઢ

૧૩ પ્રાંત વેલૂર—એમા સાંપ્રતના આર્કોટ જિલ્લાનો સમાવેશ થાય છે તેમા પચીસ કિલ્લા હતા તેના નામ—કોટ આર્કોટ, કોટ લખનૂર, કોટ પળણાપટ્ટણ, કોટ ત્રિમલ, કોટ ત્રિવાદી, પાળે કોટ, કોટ ત્રિકોનદુર્ગ, કૈલાસગઢ, ચંજિબરા કોટ, કોટ વૃંદાવન, ચેતપાલ્હલ્લી, કોલબાળગઢ, રસાળગઢ, કર્મટગઢ, યશવંતગઢ, મુખ્યગઢ, ગર્જનગઢ, મડવિંડગઢ, મહીમંડણગઢ, પ્રાણગઢ, સામરગઢ, સાજરાગઢ, ગોજરાગઢ, દુર્ભેગઢ અને અનુરગઢ

૧૪ પ્રાંત ચંદી—એમા ૭ કિલ્લા હતા તેના નામ—રાજગઢ, ચેનગઢ, કૃષ્ણાગિરિ, મદોન્મત્તગઢ, આખલુગઢ અને કાળાકોટ

ઉપરોક્ત કિલ્લા સિવાય બીજી બખરોમાથી કેટલાક કિલ્લાના નામ મળી આવે છે તે આ પ્રમાણે છે—ધનગઢ, કોટ લાવડ, કોટ કેચર, વલ્લભગઢ, યેલબર્ગીગઢ, સાલોભગઢ, કોટ કુષ્ટગી, નોબતગઢ, કોટ હાલિયાળ, તાનવડા, દકરીગઢ, દરૂપગઢ, કુરડુ ઉર્ફે મંદરગઢ, કેદારકોટ, કોરાગઢ, કામેગઢ, કોલજાગઢ, કોહીમગઢ, કોઠારગઢ, કંકણીગઢ, કુલાગઢ, કૈહાતકોટ, કુડાળકોટ, કડવરીગઢ, કારડીગઢ, કોચનાગઢ, નાગિરિગઢ, તરુગઢ, દેવગઢ, ગુણવંતગઢ, ઢીલગઢ, ચંદ્રગઢ, ચતુરગઢ, રત્નગઢ, રાજહંસગઢ, સુધાકરગઢ, સુગાણાગઢ, સામત્રાગઢ, શેરગાગઢ, વ્યેદ્રગઢ, વરૂપગઢ, વિંદાવિંદગઢ, વિશ્વાસી ઇશ્વરકોટ, શરગાગઢ, શેવળગઢ, કાગરીગઢ, મહાનગઢ, માનાડગઢ, મત્તગઢ, મૃગગઢ, મહીગઢ, મહીતળાગઢ, મકરંદગઢ, ભોરગિરિ, ભિલવડી, ભદ્રગઢ, પારાશરગઢ, પહારગઢ, બીરકોટ, બળરાજ કોટ, પતાકાગઢ, પદ્માગઢ, કોથળાગઢ, કમરગઢ, મયોરગઢ ઉર્ફે નિવલગુંદ, પટગઢ, સોનગઢ, કુંજરગઢ, વારૂગઢ, સુબકરગઢ, નાકગઢ, લોણજાગઢ, કાચણાગઢ, સીદીગઢ, ખોલગઢ, પ્રૌઢગઢ, બાલેરાજા, સરગઢ, સુરગોડ, કોટયેલૂર, નાચણાગઢ, વલ્લભગઢ, સેવડાગઢ, સેવકગઢ, કોહજગઢ, કહેરગઢ, કોટ ખોટાગિરિ, કંબલગઢ, સ્વરૂપગઢ, ઢોલાગઢ, બહુલગઢ, મહીદ્રગઢ, બળવંતગઢ, શ્રીગલવડગઢ, પવિત્રગઢ, સુમનગઢ, ગંભીરગઢ, મંદરગઢ, દહીગઢ, મોહનગઢ, કપ-

લગઢ, હરિશ્ચંદ્રગઢ, વજ્રગઢ, પિપલા ઉર્ફે પ્રકાશગઢ, કોટ ઢમકુર, કોટ કોલાર કદીમ, દુર્ગમગઢ, મરસગઢ, અહિનિજયાદુર્ગ, કટ્ટરગઢ, મેજ કોલ્હારગઢ, મહીપાલગઢ, બુદીકોટ, અર્જુનગઢ, પડવીરગઢ, ભજનગઢ, મુખ્યણાગઢ, કોટવેલ, ભાતુરે, પતનગદનાગઢ, કેવળગઢ, મહારાજગઢ, શિદગઢ, મદગઢ, બિગેવાળુ ગઢ, બહિરવગઢ, કોટ સુભા, મનગઢ, વેટવલ ઉર્ફે કેમલ, લાસગઢ ચંદી, કોટ ત્રિચંદી, કોટ દેવણાપાટી, ચિતાહર કોટ, વૃદ્ધાચલ, ચવીકોટ, નિલસાજિતગઢ, કર્ણાટકગઢ, ચેલગઢ ચંદી, ગર્વગઢ, કોડાપુર કોટ, કાણુપુર, કામકોટ, ગોકાકકોટ, ભવાનીદુર્ગ, ધરાપુરકોટ, ત્રિચનાપુરકોટ, મૃગાકગઢ, બાગલકોટ, રાયદુર્ગ, વિરાટકોટ અને શિરોળકોટ [1] એ સર્વ કિલ્લા પૈકી એકસો અગીઆર કિલ્લા મહારાજે નવા બંધાવ્યા હતા એવું લખ્યું છે અને તેની યાદી પણ પ્રકટ કરી છે કેટલાક ગ્રંથકર્તાના અભિપ્રાય પ્રમાણે મહારાજે ફક્ત ચોરાશી નવા કિલ્લા બાંધ્યા હતા

હવે ખજાનો અને મૂલ્યવાન વસ્ત્રોના હિસાબની યાદી પ્રકટ કરવામાં આવે છે પ્રથમ સોનાનાણું કેટલું હતું તે જોઇએ—ગંબાર [2] (ગાદર અથવા ગબરા) એક લક્ષ, મોહોર [3] બે લક્ષ, પુતળીઓ [4] ત્રણ લક્ષ બાદશાહી હોન [5] આશરે સાડાતેર લક્ષ, સણુગિરિ હોન સુમારે પોણાતેર લક્ષ, અચ્યુતરાઇ હોન આશરે અઢી લક્ષ, દેવરાઇ હોન આશરે ત્રણ લક્ષ, રામચંદ્રરાઇ હોન આશરે એક લક્ષ, ગુતી હોન આશરે એક લક્ષ, ધારવાડી હોન આશરે બે લક્ષ, અને જૂદું જૂદું નાણું ત્રણ લક્ષ [6] સતલામી એક લક્ષ, ઇભિરામી એક લક્ષ, શિવરાઇ હોન ચાર લક્ષ, કાવેરી હોન (પાલા) પંદર લક્ષ, પ્રલખટી હોન બે લક્ષ, પામનાયકી હોન એક લક્ષ, આદવણી હોન ત્રણ લક્ષ, જડમાલ હોન પાંચ લક્ષ, લાડપત્રી હોન એક લક્ષ ચાળીસ હજાર, તુતીહોન એક લક્ષ, સૈલ્યાઘટી હોન બે લક્ષ, એલોરી હોન પચાસ હજાર, નિશાની હોન પાંચ લક્ષ અને સોનાના સાદા કટકા નંગ એક લક્ષ (વજન સાડાબાર ખાડી) હવે રૂપાનાણાની યાદી જોઇએ રૂપિયા પાંચ લક્ષ, અસરફી દશ લક્ષ, દાભોળી કોરી પચીસ લક્ષ, ચુલી કોરી દશ લક્ષ, બસરી કોરી પાંચ લક્ષ, ફક્ત રૂપાના કટકા અને રૂપાના વાસણો નંગ દશ લક્ષ (વજન પચાસ ખાડી).

એ સિવાય બે કરોડ હોનની કિંમતનું જરઝવેરાત હતું ઝવેરાતના નામ —

૧ કિલ્લાની યાદી ઘણા લંબાણ પૂર્વક લખવામાં આવી છે, પરંતુ શિવાજી મહારાજના ઐશ્વર્યનો કોઈ પણ અંશ આ પુસ્તકમાં અપૂર્ણ રહે નહિ તેથીજ જૂદી જૂદી બખરોમાંથી સંગ્રહ કરી એ યાદી પ્રગટ કરી છે

૨–૩–૪ તે સમયે ગંબાર, મોહોર અને પુતળીઓ, તથા સણુગિરિ, અચ્યુતરાઈ, દેવરાઈ, રામચંદ્રરાઈ, ગુતી અને ધારવાડી હોન નામક સોનાના સિક્કાનું ચલણ હતું

૫ બાદશાહી રાજ્ય વખતે હોન નામક સોનાના સિક્કાનું ચલણ હતું હજી પણ એવા અનેક પ્રાચીન સિક્કા કોઇ કોઇ સ્થળે જોવામાં આવે છે

૬ એમાં બાર પ્રકારના હોનના નામ આપ્યા છે તેના નામ - અકરજી, ત્રિવાપુરી, ત્રિશૂળી, ચંદાવરી, બિલધરી, ઉલફકરી, મહમદશાઇ, વેણુરી, કટેશાઈ, દેવજવળી, રામનાથપુરી અને કનગોટી

માણેક, પચિ, વૈડૂર્ય, નીલમ, પેરાજ (પોખરાજ) મોતી, પન્ના, પુષ્કરાજ અને હીરા નાના પ્રકારનુ કાપડ આશરે એક કરોડ હોનની કિંમતનુ હતુ

હવે લશ્કરનો હિસાબ જોઇએ મહારાજની ખાસ પાયગામા એશી હજાર સ્વાર હતા અને શિલેદાર પાયગામા પચીસહજાર સ્વાર હતા એકદર એક લાખ પાચ હજાર સ્વાર હતા ખાસ પાયગાના સરદારોના નામ આ પ્રમાણે હતા —હબીરરાવ સરનોબત, આનદરાવ સપ્તહજારી, નેતોજી પાલકર, માનાજી (માનસિહ) મોરે, સ્વરૂપજી (રૂપાજી) ભોસલે, ગોદજી જગતાપ, ખડોજી જગતાપ, સતાજી જગતાપ, ધનાજી જાધવ, નેતોજી કાટકર, દાદાજી કાકડે, નિળોજી કાઠે, સતાજી ઘોરપડે, તેલગરાવ પાગેસરદાર, તુકોજી નિબાળકર, વ્યકોજી ખાડેકર જુમલેદાર, નિબાજી પૂટોલા, શમણુખાન પણી, ગગાજી (ગણોજી) શિર્કે, માલોજી નિબાળકર, કૃષ્ણાજી પવાર, ધર્માજી નિગડે, અજ્નોજી ભાલેકર, ધનાજી શિગડા, સભાજી હબીરરાવ, ઘુવાજી (ઉદાજી) પોવાર, પરસોજી ભોસલે, કૃષ્ણાજી ઘાટગે, પરશરામ પવાર, બજાજી ભિર્જે, માલોજી મચાળે, કાનોજી દિવેકર, અપાજી તાબે, નિબાજી પાટોળે, બાળોજી કાટકર, શામરાવ, રાઘોજી શિર્કે, ભવાનરાવ, સાવજી મોહિતે, સાબાજી ભોસલે, શિગણાપુરકર, જયસિહ પાલકર, આનદરાવ નિબાળકર, બાજીમોહિતે, પદાજી કાટકર, રામોજી શિર્કે, હરજીરાજા મહાડિક, મહાદજી નાયક, નિબાળકર, ખડેરાવ દાભાડે, ખડોજી આટોળે, ગણોજી દગ્કર, કાન્હોજી, આગ્રે, બાજી નલગે, માલોજી નલગે, સભાજી કાવજી, ભુજબળરાવ, બહીરજી ઘોરપડ, સભાજી કાટકર, સૂર્યાજી કાટકર, રાયજી ગડધે, દેવજી ઉધડે, કેરોજી વવેર, ગોમાજી નાયક પાનસબળ, સતાજી ભોસલે, મહાદજી નાયક પાનસબળ, મકાજી આનદરાવ, પિલાજી શિર્કે, તાનાજી શિર્કે, સભાજી શિર્કે, જયસિહ પાલકર, અચલોજી રાજા મહાડીક, તુકોજી પાલકર, યેસાજી થોરાત, નેમાજી સિદે, મુધોજી ખાદણકર, સોમવશ, કાનોજી ભાડલકર, બહીરજી નાયક ઈગળે, કૃષ્ણજી ઘાટગે, કૃષ્ણાજી પવાર, હિરોજી સેલકે, ખાપણે, બહીરજી બાડગે, બળવતરાય દેવકાતે, પરસોજી શિતોળે, રાયજી નલગે, યેસાજી ખાડકર, અમદોજી પાઢરે, અમૃતરાવ નિબાળકર, ભવાનરાવ દેવકાતે, કાકડે, કકુ, કોકાટે, ઢમઢેરે, બાડે અને ઉચલે

માવળા અને હેટકરીનુ પાયદળ લશ્કર એકદર એક લક્ષ હતુ[૧] પાયદળ લશ્કરના સરદારોના નામ આ પ્રમાણે છે—યેસાજીકક સરનોબત, સૂર્યાજી માલુસરે, ગણોજી દરેકર, મુગ્બાજી એનમણ્ણા, માલસાવત, વિઠોજી લાડ, ઇદ્રોજી ગાવડે, જાવજી મહાનલાગ, નાગોજી પ્રલ્હાદ, પિલાજી ગોળે, દત્તાજી ઇડિલકર, પિલાજી સણુસ, જાવજી પાચે, ભિકજીદળવી, કોડાજી વડખલે, ત્રિબકજી પ્રભુ, કોડજી ફર્જદ, તાનાજી તુદુસકર, તાનાસાવત માવળે, મહાદજી ફર્જદ, મુધોજી સોનદેવ, કૃષ્ણાજી ભાસ્કર, કલઘોડે, હિરોજી મરાઠે, રામાજી મોરે, હિરોજી ભાલદાર, તુકોજી કકુ, રામદળવી, યેસાજી દરેકર, બાળાજીરાવ દળેકર, સોનદળવી, ચાગોજી કકુ, કોડાળકર,

૧ એ સિવાય પ્રત્યેક કિલ્લાના રક્ષણ માટે કિલ્લેદાર અને સિપાઇઓ રાખવામા આવતા હતા વાચકવર્ગ કિલ્લાની સખ્યા ઉપરથી તે લશ્કરની ગણત્રી સહેલાઇથી કરી શકશે.

દવળેકર, તાનસાવત ભોસલે, તાનાજી માલુસરે, જિવા મહાલા, સોન મહાલા, રાજપાટીલ યશવંતરાવ, રામાજી વિશ્વાસરાવ, કૃષ્ણાજી નાયક, તુકાજી લાડ, ડોળે, જાવજી પારલે, મુધોજી હુણકણે, વિઠોજી ઢકે, ઇદ્રાજી ગોરડ, જાવજી મોહને, હિરાજી ભાનજિરે, મુધોજી ખાનવેલકર, સુભાનજી નાયક, બાજીરાવ પાસલકર, બાજીપ્રભુ દેશપાંડે (માવલકર), બાજીમુરાર દેશપાંડે (મહાડકર), હિરોજી ફર્જંદ, નાગોજી ફર્જંદ નાયક, હરબાજી ફર્જંદ, પારડે, ઠાકૂર, ઢમાલે, દાદાજી બાપુજી દેશપાંડે, ચિમનાજી બાપુજી દેશપાંડે, બાગરાવ, દિનકરરાવ તુબાજી ફર્જંદ, કૃષ્ણાજી ભોસલે, રાણોજી દરેકર, હરજીનાયક જાસુસ, ખંડોજીનાઇક જાસુસ, ગણોજી કાવળે, સોમાજી નાયક બંકી, સૂર્યાજી કાળે અને બાપુજી માડરે

મહારાજના વહાણોનો હિસાબ એક બે બખરોમાથી મળી આવે છે તે આ પ્રમાણે છે—મોટા ફત્તેહમારી ત્રીસ, જહાજ એકસો, મહાગિરિ વહાણ દોઢસો, નાના વહાણ પચાસ, મોટી હોડી સાઠ, તરાપા હોડી પચીસ, મછવા પચાસ, જોડકા વહાણ પંદર, નાની હોડી દશ અને નાના મછવા દોઢસો એકંદર નાના મોટા છસોચાળીસ વહાણની નોધ મળી આવે છે તેમ છતા બીજા ગ્રથોમાથી જણાય છે કે મહારાજના તાબામા નાના મોટા મળીને એક હજાર ઉપર વહાણ હતા મહારાજે જળમા અને જળનજીક બાંધેલા જંજીરા (કિલ્લા)ના નામ પાછળ લખેલી કિલ્લાની નોધમા પ્રકટ કરવામા આવ્યા છે, પરંતુ આ સ્થળે પુનં તેના નામ લખવાનુ ઇષ્ટ જણાય છે તેના નામ આ પ્રમાણે હતા—કોલાબા, ખંદેરી, ઉંદેરી, અંજનવેલી, રત્નાગિરિ, પદ્મદુર્ગ, સરજાકોટ, વિજયદુર્ગ, ગહનદુર્ગ, ખાકેરી, સુવર્ણદુર્ગ, રાજકોટ અને સિંધુદુર્ગ એ કિલ્લાઓની આસપાસ હમેશા લડાયક વહાણો તૈયાર રાખવામા આવતા સામુદ્રિક લડાયક વહાણ ઉપરના સરદારના ત્રણ ચાર નામ બખરમાથી પ્રાપ્ત થાય છે, તેમના નામ—દરિયાસાગર, માયનાક ભંડારી, ઇબ્રાહીમખાન અને દૌલતખાન બીજા સરદારના નામ શામાટે પ્રકટ કરવામા આવ્યા નથી તે જાણી શકાતુ નથી, પરંતુ વહાણો ઉપરના સરદાર અને ટંડેલના સંબંધથી અનેક કોળી અને ભંડારી મનુષ્યોનો ભાગ્યોદય થવો જોઇએ; કારણ કે જંજીરાના આસપાસના સર્વ ગામોમા એ જાતિના પુષ્કળ શ્રીમંત વંશજો જોવામા આવે છે

મહારાજના સ્વરાજ્યસાધનના કાર્યમા જે જે બ્રાહ્મણ અને પ્રભુ મનુષ્યોએ સ્વામિનિષ્ઠાપૂર્વક પ્રમાણિકપણે બજાવત્તા મહત્ત્વના જૂદા જૂદા કાર્યો બજાવ્યા છે, તેમના નામ આ પ્રમાણે છે—મોરોત્રિમલ પિંગળે, રામચંદ્ર નીલકંઠ, રઘુનાથ નારાયણ, પંડિતરાવ, અન્નાજી દત્તો, બાળાજી રઘુનાથ, નરહર બલ્લાળ સબનીસ, રાવજી સોમનાથ સુબા, વ્યંકાજી દત્તો, જનાર્દનપંત હનમંતે, દત્તાજીપંત વાકનીસ, બાળાજી સોનદેવ, શામજી નાયક પુંડે પોતદાર, શંકાજી નીલકંઠ, રઘુનાથ બલ્લાળ કોરડે, કૃષ્ણજોશી, નરહરિ આનંદરાવ, નિરાજી રાવજી, પ્રલ્હાદ નિરાજી, ગંગો મંગાજી પાગે, પ્રભાકર ભટ્ટ ઉપાધ્યાય, દત્તાજી ગોપીનાથ બોકીલ, અન્નાજી રંગનાથ કેલકર, વિઠ્ઠલ પિલદેવ ગારુડકર, તિથાજી કેશવ સબનીસ, કાન્હેરપંત,

ત્રિબક ભાસ્કર, શિવાજી શકર, કૃષ્ણાજીપત મથુરે, કાશીપત મથુરે, વિશ્વાસરાવ, વિસાજીપત મથુરે, શિવભટ્ટ ઉપાધ્યાય, બાળભટ્ટ ગોસાઇ ઉપાધ્યે, કૃષ્ણાજી સખાજી, યેસાજી ગોવિદ, શામરાવ પદ્મનાભ, ગોવિદભટ્ટ, ગોસાઇ ઉપાધ્યાય, કૃષ્ણભટ્ટ ગોસાઇ ઉપાધ્યાય, રઘુનાથપત, નારો સદાશિવ, અન્નાજી મલ્હાર, દાજી આનદરાવ, શામજી સદાશિવ,[1] બાળાજી અનત, તિમાજીપત, અન્નાજી સોમનાથ, ધર્માજી નરહર, ઉધો રઘુનાથ, જયરામપત, નારો સભાજી, બાપુજીરામ, ગગાજી દપટશા, નરસો ગોપાળ, ભિખાજી ગોપાળ, કૃષ્ણાજી અનત, ભિમાજી ભગવત, પુરષોત્તમપત, લિગો નારાયણ, વ્યકટાદ્રિપત, જનાર્દન કોનેર, હોનો નરહર, વિસાજી રામચદ્ર, ગગાધર ત્રિબક, વિઠ્ઠલ કૃષ્ણ, દત્તાજી દામોદર, દાદો અનત, બાળાજી મોરેશ્વર અને સુદર દત્તાજી

કેટલાક પ્રભુ ગૃહસ્થના નામ એક બખરમાથી જૂદાજ મળી આવે છે તે આ પ્રમાણે છે—બાળાજી આવજી ચિટનીસ, ચિમનાજી આવજી દફતરદાર, શામજી આવજી કારખાનનીસ, ત્રિબક વિઠ્ઠલ ખાસનીસ, ચદોનારાયણ, ગણેશ શિવદેવ, કૃષ્ણાજી બહિરવ, રાયાજી જનાર્દન, નીલકઠ યેસાજી પારસનિવીસ, મહાદજી નારાયણ, બાપોજી નીલકઠ, ચદો બિરદેવ, સકાજીરામ, કાકાજી લક્ષ્મણ, જસાજી, રામાજી ભાસ્કર, રાયાજી ગોવિદ, નાગોજી બલ્લાળ, રાઘો બલ્લાળ અને દાદાજી

મહારાજે સપાદન કરેલી ઉપરોક્ત ધનસપત્તિનો હિસાબ જૂદી જૂદી બખરોમાથી મેળવી પ્રકટ કર્યો છે એ હિસાબ અપૂર્ણ છે, પરતુ તે સપૂર્ણ કરવાના બીજા સાધનો મળી આવતા નથી કોઇ ગ્રથકાર સપૂર્ણ હિસાબ પ્રકટ કરે સાસુધી એ હિસાબ ઉપર આધાર રાખવો ઉચિત છે તેજ પ્રમાણે શિવાજી મહારાજને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના કાર્યમા સહાયક થઇ પડેલા પુરુષોના નામ જૂદી જૂદી બખરમાથી મળ્યા તેટલા આ પ્રકરણમા પ્રકટ કરવામા આવ્યા છે. એ સિવાય બીજા પુષ્કળ ગૃહસ્થોના નામ અપ્રકટ રહી જતા હશે એ સ્પષ્ટજ છે મુખ્યત્વેકરીને ઘણા પ્રભુ અમલદારો અને કિલ્લાપરના હવાલદારોના નામ ઉપલી નોધમા પ્રકટ થયેલા જણાતા નથી



1 આટલા નામોમા કેટલાક પ્રભુ ગૃહસ્થોના નામ પણ હોવા જોઇએ હત્રે પછીનાં સઘળાં નામ બ્રાહ્મણનાજ છે, તેઓ જૂદા જૂદા મહાલના સુબેદાર હતા



# प्रकरण ३२ मुं-गुणदोषविवेचन

શિવાજીમહારાજના ઉજ્જવલ ચરિત્રનુ કથન ઉપલબ્ધ માહિતીને આધારે બનતેપ્રયત્ને અત્રપર્યંત સકલિત કરવામા આવ્યુ છે તે પરથી મહારાજમા કયા કયા પ્રશસાપાત્ર સદ્ગુણ હતા તથા શત્રુઓએ તેમના પર જે કલક ચઢાવવાનો પ્રયત્ન કર્યો છે તેમા કેટલુ સત્ય છે, તે અવલોકન કરનાર મનુષ્ય સહજરીતે સમજી શકે એમ છે તથાપિ અભિયુક્ત ગ્રથકારની પદ્ધતિને અનુસરી સામાન્ય વાચકોની અનુકૂળતા માટે મહારાજના ગુણદોષનુ સત્યાસત્ય સ્વરૂપ આ સ્થળે પ્રકટ કરવુ અમને ઉચિત જણાય છે આપણા ચરિત્ર-નાયકના જીવનમા બનેલા અનેક બનાવનુ વર્ણન લખાયુ છે, તેજ સ્થળે તેમના ગુણ અવગુણસબધી વિવેચન કરવામા આવે તો વાચનમા રસહાનિ થવાનો સભવ જાણી પ્રસ્તુત લેખકને તે તે સ્થળે મૂક રહેવુ પડ્યુ છે મહારાજના જીવનનો મુખ્ય કથાવિભાગ સપૂર્ણ થયેલો હોવાથી તેમનામા કયા કયા ગુણાવગુણ હતા અને પ્રસ્તુત ચરિત્રના વાચનશ્રવણથી વાચકવૃદને કેવો બોધ પ્રાપ્ત થાય છે તેનુ યથામતિ અવલોકન કરવાનો ચરિત્રકર્તાને અધિકાર છે, એમ જાણીનેજ તેમના ગુણદોષનુ નીચલુ વર્ણન વાચકવૃદ સન્મુખ પ્રદર્શિત કરવામા આવે છે, તેનો યથોચિત આદરસત્કાર કરી તેમા કઈ ભૂલચૂક જણાય તો લેખકને ક્ષમા કરવામા આવશે એવી આશા છે

કોઇ પણ મહાપુરુષનુ જીવનચરિત્ર જોતા જણાશે કે, તે સર્વ સદ્ગુણમડિત અને સર્વદોષવિવર્જિત હશે નહિ મનુષ્યને કદિ પણ સપૂર્ણત્વ પ્રાપ્ત થતું નથી એ દૃષ્ટિએ જોતા આપણા પ્રતાપશાળી શિવાજીમહારાજના ચરિત્રની ચિકિત્સા કરતા કઇ દોષ જણાય તો તે કેવળ ક્ષમ્ય છે જે મનુષ્યના કર્તૃત્વની વ્યાપ્તિ વિશાળ હોય અને જે મનુષ્યને પરસ્પર વિરુદ્ધ હિતસબધ ધરાવનારા મનુષ્યો સાથે સસારવ્યવહાર ચલાવવાનો હોય તેના ચરિત્રમાથી અનેક દોષાસ્પદ પ્રસગો જણાઈ આવે એ સ્વાભાવિક છે જ્યાસુધી કોઈ સત્યનિષ્ઠ પુરુષ એ પ્રસગોની વાસ્તવિક દોષાસ્પદતાનુ નિરીક્ષણ કરે નહિ ત્યાસુધી તે મહાપુરુષની ખરી યોગ્યતા સામાન્ય જનસમાજના લક્ષમા જોઇએ તેવી આવતી નથી તેમના કર્તવ્યથી જેઓનુ કલ્યાણ થયુ હોય છે તેઓ તેમની સર્વદા સ્તુતિજ કરે છે અને જેઓનુ અકલ્યાણ થયુ હોય છે તેઓ તેમની અનેક પ્રકારે નિદાજ કરે છે.

મનુષ્ય માત્રનો એવો નિયમજ છે, પરંતુ કોઈ નિરપેક્ષ મનુષ્ય એ બન્ને પક્ષની તકરાર જાણી લઇ, ન્યાયપૂર્વક અવલોકન કરી તે મહાપુરુષનું વાસ્તવિક સ્વરૂપ પ્રકટ કરે છે ત્યારે તેની ખરી યોગ્યતા સામાન્ય જનસમાજના લક્ષ્યમાં આવે છે

અમારા કથાનાયકના જીવનચરિત્રને પક્ષપાતરહિત બુદ્ધિથી અવલોકી સત્યાસત્યનો નિર્ણય કરનાર ગ્રંથલેખકનો સુયોગ આજપર્યંત પ્રાપ્ત થયો નહિ તે બહુશ્રુત વાચકવૃંદને કહેવાની અગત્ય નથી આ ગ્રંથનો મૂળ લેખક મહારાષ્ટ્રનિવાસી છે અને તે શિવાજીમહારાજસંબંધી સંપૂર્ણ અભિમાન ધરાવતો હોવાથી તેને હાથે એ કાર્ય યથાસ્થિત થઈ શકે નહિ એ સ્પષ્ટજ છે, પરંતુ શિવાજીમહારાજસંબંધી મહારાષ્ટ્રનિવાસીઓનો કેવો અભિપ્રાય છે અને તેમને વિજાતીય ગ્રંથકારોએ તથા તેજ ગ્રંથોના અનુવાદ કરનાર આંગ્લગ્રંથકારોએ જે દોષ લગાડ્યા છે તે સંબંધી ઉક્ત લેખકનો કેવો અભિપ્રાય છે તે અત્રે સવિસ્તર દર્શાવવું ઉચિત જણાય છે

## બંડખોરપણાનો આરોપ

તેમનો પ્રથમ દોષારોપ એવો છે કે, મહારાજે વિજાપુરસરકાર સાથે નિમકહરામી કરી તેમની વિરુદ્ધ બંડ ઉઠાવ્યું એ યોગ્ય કર્યું નહિ તેમના બંડખોરપણાને લીધેજ તેઓએ તેમની લૂટારામાં ગણના કરી છે આદિલશાહે મહારાજના પિતાને સંકટપ્રસંગે આશ્રય આપી જાગીર અર્પણ કરી હતી તે સંબંધી ઉપકાર નહિ માનતા તેમણે વિજાપુરસરકાર સાથે કૃતઘ્નપણું દર્શાવી તેમના વિરુદ્ધ શસ્ત્ર ઉંચક્યાં અને તે સરકારની સત્તા વણી નબળી કરી નાખી એ કાર્યપરત્વે ઈતિહાસકારો મહારાજને દોષ આપે છે, પરંતુ એ દોષારોપ તદ્દન અયોગ્ય છે. કૃતજ્ઞતાના ભાર નીચે દબાઇ રહી પરતંત્રાવસ્થામાં મરણપર્યંત દુઃખક્લેશ ભોગવવાનું તેજસ્વી અને સ્વાભિમાની પુરુષોને અસહ્ય થઈ પડે તો તેમાં તેમનો અપરાધ માની લેવો યોગ્ય નથી પરદેશી મુસલમાનોએ આ દેશમાં આવી સત્તાધીશ થવું તથા ગરીબ હિંદુપ્રજા સાથે પોતાની ઇચ્છાનુસાર વર્તવું અને તેમ થવાથી હિંદુધર્મની સર્વત્ર ગ્લાનિ થાય એ જોઇ કયા દેશભક્ત તથા સ્વધર્માભિમાની પુરુષને એવા પરદેશીઓની કૃપાવડે પ્રાપ્ત થયેલા વૈભવથી સુખ ઉત્પન્ન થશે? વળી એ વૈભવ પરદેશીઓની કૃપાવડે પ્રાપ્ત થયેલો હોવાથી તેનાથી વિમુક્ત થવાનો સમય ક્યારે આવશે એ નક્કી નથી, એમ હોવાથી ખરો તેજસ્વી પુરુષ પ્રાપ્તવૈભવમાં સુખ માની કોઇ પણ રીતે સ્વામીની ઇચ્છાનુસાર વર્તવાથીજ પોતાનું કલ્યાણ માની લે એ પણ અસંભવિત છે તે પુરુષ પરતંત્રતા ટાળવા માટે યોગ્ય ઉપાયના અવલંબનપૂર્વક વેગ કરે તો તેમાં તેને દોષ આપવાનું કારણ પણ શું? જગતના ઇતિહાસમાંથી આજપર્યંત એવા અનેક રાજસ્થાપકોના ઉદ્દામપણાના દૃષ્ટાંત મળી આવે છે, પરંતુ તેમના રાજવૈભવને લીધે તેમના ઉદ્દામપણાનો દોષ ઢંકાઇ જઇ તેઓ આજે માન્યાધિકારી થઇ બેઠા છે આપણા ચરિત્રનાયકને પણ તેવુંજ માન મળવું ઉચિત છે પરદેશી મુસલમાનોની ગુલામગીરીમાં સપડાયલા સ્વદેશને મુક્ત કરી મહારાજે તેને સ્વાતંત્ર્યનો અનુભવયોગ પ્રાપ્ત કરાવ્યો, એ અમા-

રા ભારતવાસી પ્રજાજનોપર તેમનો અત્યંત ઉપકાર થયો છે અને અમારા માથાપર તેમનું ઉપકારઋણ હમેશને માટે ચોટયું છે એ સ્વતંત્રતા ઘણા દિવસ સ્થાયી રહી નહિ તેને માટે શિવાજીમહારાજ કિંચિત્ પણ દોષપાત્ર નથી, પણ તેમની પાછળ સ્વાતંત્ર્ય કાયમ રાખવાનું કામ જેમની સત્તામાં હતું તેમનેજ દોષપાત્ર ઠરાવવા જોઇએ, એ ઇતિહાસવેત્તાઓને કહેવાની જરૂર નથી મહારાજે આદિલશાહીમાં બંડ ઉઠાવી સ્વરાજ્યસ્થાપનાનો પરમ સ્તુત્ય ઉદ્યોગ આરંભ્યો હતો તે પરિપૂર્ણ થયો ન હોત તો એજ ગ્રંથકારો તેમને બંડખોર-લૂટારા કહેવા સાથે, મૂર્ખ અને અવિચારી પણ કહેત, પરંતુ તેમને યશ પ્રાપ્ત થયાથી ગ્રંથકારો ઉપરોક્ત એકજ વિશેષણ લગાડી દોષપાત્ર ઠરાવે છે અને તેમની શુભ્રકીર્તિમાં કાળો ડાઘ લગાડવાનો પ્રયત્ન કરે છે મુસલમાન ગ્રંથકારોએ મહારાજપર વિવાદગ્રસ્ત દોષારોપ કર્યો હોય તો તે ક્ષમ્ય છે, પરંતુ સ્વતંત્રતાદેવીના નિસીમ ભક્ત જેવા યૂરોપિયન ગ્રંથકારોએ પણ મુસલમાન લેખકોના એવા અભિપ્રાયનો અનુવાદ પોતાના ગ્રંથમાં ગ્રહણ કર્યો છે, એજ આશ્ચર્યકારક જણાય છે તેમણે અમારા એ દેશોદ્ધારક વીરચૂડામણિસંબંધી નિષ્પક્ષપાત બુદ્ધિથી અભિપ્રાય આપવો ઉચિત હતો, પરંતુ ચિત્તની સમતા રાખવી એ બહુ કઠિન છે આજે એ સ્વરાજ્યનું અસ્તિત્વ રહ્યું હોત તો તે ગ્રંથકારો એવો નિશ્ચયાત્મક અભિપ્રાય દર્શાવી શકત નહિ એ સુવિદિતજ છે

## કપટીપણાનો આર.

ઉક્ત ગ્રંથકારો મહારાજ ઉપર બીજો એવો દોષારોપ મૂકે છે કે તેઓ મહા કપટી, ઘાતકી અને ક્રૂર હતા મહારાજના અનેક કૃત્યોનું ઉપરચોટિયું અવલોકન કરનારનો અને વિશેષત મુસલમાનોનો એવો અભિપ્રાય હોય એ સ્વાભાવિક છે; પરંતુ તેમના મહાન કાર્યનું મહત્ત્વ કેવું હતું અને તે સંપૂર્ણ કરવા માટે જોઇતી સાધનસામગ્રીની અનુકૂળતા કેવી હતી તે સંબંધી વિચાર કરવામાં આવે તો તેમણે અનેક પ્રસંગે જે કાપટયનું અવલંબન કર્યું છે તે યોગ્યજ હતું એવું આપણે કહેવુંજ પડશે આદિલશાહી, કુતુબશાહી અને મોગલશાહી જેવી ત્રણ મહાપ્રબળ બાદશાહી સાથે મહારાજ જેવા તદ્દન ક્ષુદ્ર જાગીરદારે વિરોધ ઉત્પન્ન કરવાનું સાહસ કરવું એ તે સમયના મનુષ્યોને અતિ વિલક્ષણ અને અવિચારી કૃત્ય જણાય એ સ્વાભાવિક છે મહારાજના પ્રતિપાલક દાદાજી કોંડદેવને પોતાના સ્વામિપુત્રનું વિલક્ષણ ઉચ્છૃંખલપણું મહાઘાતકી જણાયાથી તેને ચિંતાજ્વર લાગુ પડતાં તે મરણ પામ્યો હતો, એ વાચકવૃંદના જાણવામાંજ છે એટલે ત્રણ પ્રબળ શત્રુ જોડે વિરોધ કર્યા પછી કાપટ્ય અને ધૂર્તતાની સંપૂર્ણ સહાયતાવડેજ મહારાજના મહત્ત્વના કાર્યમાં યશ પ્રાપ્ત થાય એમ હતું મહારાજમાં એ કળા સંપૂર્ણ ન હોત કિંવા સ્વલ્પ પ્રમાણમાં હોત તો તેમને હાથે જગતને ચકિત કરનાર મહાન કાર્યો કદિ પણ થાત નહિ અને મહારાષ્ટ્રીયજનોને થોડા વખત સુધી સ્વાતંત્ર્યનો જે અનુભવ મળ્યો તે યોગ કદિ પણ પ્રાપ્ત થાત નહિ વૈભવને શિખરે પહોંચેલા આદિલશાહ અને સાર્વભૌમ સત્તા પ્રાપ્ત કરેલા મોગલ બાદશાહ પોતાના

અઢળક દ્રવ્યબળની અને પ્રચડ સૈન્યબળની સહાયતાવડે મહારાજનો નાશ કરવા સદા ઉદ્યુક્ત હતા તેમ છતા સર્વને પહોચી વળી તેઓની સત્તા ઓછી કરવાના કામમા મહારાજની કાપટ્યકળા તેમને કેટલી ઉપયોગી થઇ પડી તે વાચકોને વિદિતજ છે, પરતુ મહારાજે સર્વ મનુષ્યો સાથે કાપટ્યપૂર્ણ વર્તન ચલાવ્યુ એમ કહી શકાશે નહિ તેમના ઇષ્ટ કાર્યોમા જેઓ સભ્યતાપૂર્વક અને પ્રમાણિક-પણે સહાયતા કરવા અનુકૂળ થતા તેઓની સાથે મહારાજ અત્યત સરળ અને વિશ્વાસુ-પણે વર્તતા હતા અફઝુલખાને અને શાહિસ્તખાને પ્રચડ સૈન્યસહિત મહારાજ ઉપર ચઢાઇ કરી હતી પણ સમરાગણમા તેમની સામા જઇ યુદ્ધ કરવાની મહા-રાજમા શક્તિ નહોતી એવા સકટસમયે પોતાનો અને પોતાના તાબાના મનુ-ષ્યોનો નાશ કરી સ્વરાજ્યસિદ્ધિના કાર્યમા હમેશનો અતરાય પાડી જનમડળમા દોષપાત્ર થવુ એના કરતા છળકપટ રચી ધૈર્યપૂર્વક શત્રુનો નાશ કરવા પ્રવૃત્ત થવુ એ મહારાષ્ટ્રીયજનોને કિચિત્ પણ દોષપાત્ર જણાય નહિ એ સ્વાભાવિ-કજ છે એવો કિવા એથી પણ હીન પ્રકારનો કપટપ્રયોગ રચી, અન્યના સ્વાતત્ર્ય કિવા રાજ્ય અપહરણ કર્યાના અનેક ઉદાહરણો ઇતિહાસોમાથી મળી આવે છે, પરતુ મહારાજનો ઉદ્દેશ તદ્દન હીન પ્રકારનો નહોતો સ્વરાજ્યસાધન-નુ પવિત્ર કાર્ય પરિપૂર્ણ કરવા માટે તેઓએ મુસલમાનોની દૃષ્ટિએ ઘાતકીપણુ કર્યુ હતુ જો તેમ ન કર્યુ હોત તો તેઓનો સમૂળ નાશ થઇ સર્વત્ર ઇમામ-શાહી પ્રસરી ગઇ હોત અને જગતના ઇતિહાસમા મરાઠાઓનુ નામ અમર થવા-નો યોગ પ્રાપ્ત થાત નહિ શત્રુ દ્વારનજીક આવી પોતાનો નાશ કરવા ચૂકશે નહિ અને તેની સાથે નીતિપૂર્વક વર્તતા પોતાનાથી ટકી શકાશે નહિ એવી ખાત્રી થયા પછી બનતે ઉપાયે તેનો નાશ કરવો એ રાજનીતિને કિબહુના વ્યવહાર-નીતિને યોગ્યજ છે વળી પોતાની સાથે પોતાને આશ્રયે રહેલા હજારો મનુષ્યોનો સહાર થવાનો કિવા તેઓને અખડ વિપત્તિમા પડવાનો જ્યા અનિવાર્ય સમય પ્રાપ્ત થતો હોય ત્યા ઉદાર નીતિના સર્વ તત્ત્વો એક બાજુએ મૂકી, સ્વજનના રક્ષણ માટે એકાદ નવીન ઉપાય અવલબન કરવાથી કોઇ મનુષ્ય દોષપાત્ર ઠરતો નથી, એ નિર્વિવાદજ છે એજ સૂત્રાનુસાર મહારાજે અફઝુલખાનનો વધ કર્યાથી અને શાહિસ્તખાન ઉપર છાપો માર્યાથી તેઓ દોષપાત્ર ઠરતા નથી, પણ ઉલટુ શત્રુનો પરાજય કરવાની અપ્રતિમ યુક્તિ યોજવા માટે તેઓ પ્રશસાપાત્રજ ઠરે છે તેમની એવી યુક્તિથી જેઓને અતિશય નુકશાન થયુ હોય તેઓના હૃદયમા દુખ થાય અને તેઓ મહારાજને ગાળો ભાડે તથા શાપ આપે એ સ્વાભાવિક છે, પરતુ તેઓના તિરસ્કારયુક્ત લેખોનો અનુવાદ યૂરોપીય ગ્રથકારો પોતાના ગ્રથમા ગ્રાહ્ય ગણે એ આશ્ચર્યકારક છે

એ સમયે રાજકાર્યમા દગાબાજી અને કપટયુક્તિનો સર્વત્ર પ્રયોગ થતો હતો મોગલોના અને દક્ષિણના સુલતાનોના ઇતિહાસમાથી એના પુષ્કળ દૃષ્ટાતો મળી આવે એમ છે શાહજીરાજાને પકડવાને આદિલશાહના સરદાર બાજી શામરાવે ચદ્રરાવ મોરેની મદદથી કપટયુક્તિની યોજના કરી હતી શિવાજીમહારાજને કપટ

કરીનેજ ઔરંગઝેબે દિલ્હી બોલાવ્યા હતા ખુદ અંગ્રેજોએ મહારાજ સાથે દગાબાજી કરી તેમના વિશ્વાસનો ભંગ કરીને વિજાપુરસરકારને દારૂગોળો પહોંચાડ્યો હતો અને તોપો ફોડવામાં મદદ કરી હતી ખંદેરી બેટ આગળ અંગ્રેજ કેપ્ટને સુલેહ કરવાનું બહાનું કરી મહારાજના વહાણો નજીક આવ્યા કે તરતજ તોપોનો મારો શરૂ કરીને પુષ્કળ જાનમાલનું નુકશાન કર્યું હતું આવા અનેક કપટદષ્ટાંતો ઇતિહાસમાં મોજુદ છતાં માત્ર શિવાજીનેજ એ બાબતમાં દોષ આપવાનું કારણ શું ?

## ક્રૂરપણાનો આરોપ

મહારાજ ક્રૂર અને દ્વેષી હતા એવો આરોપ મૂકવામાં આવ્યો છે પણ તે તદ્દન નિરાધાર છે તેમના ચરિત્રનું જેઓએ ઉપરટપકે અવલોકન કર્યું છે તેઓને પણ એ દોષમાં અસત્યતા જણાયા વગર રહેશે નહિ વિનાકારણ રક્તપાત નહિ કરવાનો મહારાજનો હમેશનો નિયમ હતો શત્રુ સાથે યુદ્ધ થતાં તેનો પરાજય થયા પછી તેમના મનુષ્યો મહારાજના તાબામાં આવતા, તેમની સાથે તેઓ કદિ ક્રૂરપણે વર્ત્યા નથી તેઓ હમેશા તેમનો યથોચિત આદરસત્કાર કરતા અને તેમને વસ્ત્ર, અશ્વ તથા વાટખર્ચીને માટે દ્રવ્ય આપી સ્વસ્થાને રવાના કરતા મહારાજનું એ ઔદાર્ય આધુનિક સુધરેલા રાષ્ટ્રોની યુદ્ધનીતિને પણ લજવે એવું છે તે સમયના યવનો યુદ્ધમાં પકડેલા મનુષ્યોને અનેક પ્રકારે ત્રાસ આપતા, તેમને વટાળવાનો પ્રયત્ન કરતા અને તેમને ગુલામતરીકે વેચતા કિંવા કેદખાનામાં નાખતા હતા, પરંતુ મહારાજે દુશ્મનોના કેદ પકડાયલા મનુષ્યો સાથે એવી કોઇ પણ પ્રકારની ગેરવર્તણુક ચલાવી નથી શસ્ત્રનો ત્યાગ કરી શરણે આવેલો શત્રુ ગમે તેવો અપરાધી હોવા છતાં તેની સાથે ઉદારપણે વર્તી તેને શરમ પમાડવાની અલૌકિક કળા મહારાજે સંપાદન કરેલી હોવાથી શત્રુના તાબાના વીર પુરુષો તેમના તાબામાં નોકરી રહેવા સર્વદા ઉત્સુક રહેતા એવા કેટલાક વીર પુરુષોએ મહારાજના તાબામાં જઇ તેમના સ્વરાજ્યસાધનના કાર્યમાં પ્રાણ અર્પણ કર્યાં હતા, એ વાચકવૃંદને વિદિતજ છે એ તરફ દૃષ્ટિ કરતા મહારાજ ઉપર ક્રૂરપણાનો અને દ્વેષીપણાનો દોષારોપ કરવો એ તદ્દન શુષ્કજ છે બાજીઘોરપડેના વધ ઉપરથી કેટલાક મનુષ્યે મહારાજ ઉપર એવો નિરર્થક દોષારોપ કરેલો હોવો જોઇએ કેટલાક મનુષ્યો કહે છે કે તેમનું એ કાર્ય તદ્દન ક્રૂરતાયુક્તજ હતું બાજીઘોરપડેના એકલાના અપરાધને માટે તેના કુટુંબના સર્વ પુરુષોને, તેના સર્વ સગાને અને તેના સર્વ આશ્રિતજનોને દેહાંત પ્રાયશ્ચિત્ત મળે એ તદ્દન યોગ્ય નહોતું, પરંતુ બાજીઘોરપડે જેવો મરાઠો સરદાર યવનોના કહેવાથી પોતાના ઉત્કર્ષ તરફ દૃષ્ટિ રાખી, પોતાની જાતિના મહા તેજસ્વી પુરુષનો ઘાત કરવા પ્રવૃત્ત થાય, એ અત્યંત ધિક્કારપાત્ર અને અક્ષમ્ય હતું તેના એ કાળા કૃત્યનું કેવું ભયંકર પરિણામ આવવાનો સંભવ હતો એ વાચકને કહેવાની જરૂર નથી મહારાજના હૃદયમાં નિ:સીમ પિતૃભક્તિ હોવાથી પિતાના રક્ષણ માટે તેમને પોતાના સ્વરાજ્યસાધનનો ઉદ્યોગ તદ્દન છોડી દેવો પડયો હતો અને શાહજીરાજા બંધનમુક્ત થયા ત્યાંસુધી

લગભગ ચાર વર્ષપર્યંત તેમને સ્વસ્થ બેસી રહેવુ પડ્યુ હતુ એ પરિસ્થિતિ લક્ષમા લેતા પિતૃપ્રેમ અને સ્વરાજ્યસાધનપ્રીતિ જેવી સદ્દવૃત્તિને વશ થઈ મહારાજે બાજીઘોરપડે ઉપર અતિ ભયકરરીતે વૈર વાળ્યુ તે કઇક ક્ષમ્ય ગણી શકાશે

## દ્રવ્યલોભથી લૂંટ કરવાનો આરોપ

પ્રતિપક્ષનો ત્રીજો દોષારોપ એવો છે કે, મહારાજને અમર્યાદ દ્રવ્યલોભ હોવાથી તેઓ મુસલમાનીરાજ્યની નિરપરાધી પ્રજાને સર્વદા લૂટતા અને તેઓને અનેક પ્રકારે ત્રાસ આપતા હતા, તથા તેમ થવાથી સર્વત્ર અરાજકતા અને અશાતિ વ્યાપી રહી હતી એ આરોપ કઇક અશે સત્ય હોય એવી અમારામાના કેટલાક મનુષ્યોની સમજણ છે, પરતુ તેનુ વાસ્તવિક સ્વરૂપ લક્ષમા લેતા પ્રતિપક્ષ કહે છે તેટલા પ્રમાણમા મહારાજને દોષપાત્ર ઠરાવી શકાય તેમ નથી પ્રથમજ જોઇએ કે, મહારાજે સ્વરાજ્યસિદ્ધિના આરભથી અતપર્યંત એ નિયમ રાખ્યો હતો તેમા તેમનો હેતુ કેવળ સ્વધનવૃદ્ધિ કરવાનો નહોતો ત્રણ પ્રબળ અને ધનાઢ્ય બાદશાહી સાથે વૈર બાધી તેમના પ્રચડ સૈન્ય સાથે લાગલાગટ યુદ્ધ કરવામા સૈન્યબળ અને દ્રવ્યબળ કેટલુ હોવુ જોઇએ તે સબધી કોઇ પણ મનુષ્ય અનુમાન કરી શકે એમ છે પોતાના તાબાના મનુષ્યોને સર્વદા ખુશી રાખી, સ્વરાજ્ય-પ્રાપ્તિના મહત્કાર્ય માટે હાથમા માથુ લઇ પ્રબળ યવનસેના સાથે લડવા તૈયાર થવા માટે તેમને દ્રવ્યની લાલચસિવાય બીજી લાલચ બતાવી શકાય તેમ હતુ ? મહારાજે પોતાનુ સૈન્યબળ બની શકે તેટલુ વધાર્યા સિવાય છૂટકોજ નહોતો તેઓ હમેશા લશ્કર વધાર્યાજ જતા હતા તો પછી તેમણે એકઠા કરેલા વિશાળ સૈન્યનો પગાર કયાથી મેળવવો ? તેજ પ્રમાણે સ્વરાજ્યના રક્ષણમાટે અને તેમાં વૃદ્ધિ કરવા માટે સર્વ પ્રકારે સહાયભૂત થનારા સેકડો કિલ્લા હમેશા દુરસ્ત કરાવી તેનાપર ઉત્તમ બદોબસ્ત રાખવામા અને સેકડો નવીન કિલ્લા બાધવામા ખર્ચાતુ અનર્ગળ દ્રવ્ય તેમણે કયાથી લાવવુ ? પોતાના તાબાની જાગીરની ઉપજમાથી એટલો બધો ખર્ચ થઈ શકે તેમ હતુ ? જ્યારે તેમ નહોતુ ત્યારે તેમને લૂટ ચલાવીનેજ દ્રવ્યબળ પ્રાપ્ત કરવુ પડે એ નિર્વિવાદ છે સાપ્રત સુધરેલા રાષ્ટ્ર યુદ્ધાદિ પ્રસગે જેમ રાજ્યદારી દેવુ કરી તેનો બોજો સ્વપ્રજાને માથે નાખવાનો અને તેમને કરના બોજા નીચે દબાવી દેવાનો માર્ગ ગ્રહણ કરે છે, તેવો માર્ગ તે સમયે અનુકૂળ હતો ? આધુનિક રાષ્ટ્રના રાષ્ટ્રીય દેવાના આકડા જોતા આપણી છાતી ધડકી જાય છે અને એવુજ જણાય છે કે કા તો એ રાષ્ટ્રે દેવાળા કાઢેલા હોવા જોઇએ કે કા તો અનાથ પ્રજાને તેમણે હમેશને માટે દેવામા દબાવી દીધેલી હોવી જોઇએ એ રાષ્ટ્ર યુદ્ધ કરે છે તે સર્વ સ્વત્વરક્ષણાર્થે કિંવા સ્વાતત્ર્યસપાદનાર્થે કરે છે ? તેઓની પરસ્પર તકરાર માત્ર એક રાજાના કિવા રાજ્યદારી પુરુષના પ્રપચને લીધે, મૂર્ખતાને લીધે કિવા રાજ્યતૃષ્ણાને લીધે ઉત્પન્ન થાય છે અને તેમના પગ આગળ લાખો મનુષ્યોનુ બલિદાન થવા સાથે તેમની પ્રજાને અને વશપરપરાને યુદ્ધનો ખર્ચ–દડ ભરતા રહેવુ પડે છે એવી અસત અનર્થકારક, અક્ષય વિપત્તિમૂલક અને અન્યાયીપદ્ધતિ સાથે તુલના કરી જોતા

મહારાજનો વિવાદગ્રસ્ત દ્રવ્યપ્રાપ્તિનો માર્ગ કેવળ ક્ષમ્ય કહી શકાશે તેમણે પોતાની પ્રજા પાસેથી અઢળક દ્રવ્યની સહાયતા એવી પદ્ધતિએ મેળવી નહોતી, પરંતુ મુસલમાનો આ દેશમા નિવાસ કરી, આ દેશની પ્રજાના જીવ ઉપર ધનાઢ્ય થયા હતા તેમની પાસેથી અને તેમના આશ્રયથી જે હિંદુઓ ધનાઢ્ય થયા હતા તેમની પાસેથી મહારાજે ખંડણી લઇ, તેઓએ જેમને પરતંત્ર કર્યા હતા તેમને સ્વતંત્ર બનાવવાના પુણ્યકૃત્ય માટે એ દ્રવ્યનો ઉપયોગ કર્યો, તેમા તેમણે મહાપાતક કર્યાનુ જણાશે નહિ મહારાજે લૂટ કરીને દ્રવ્ય નહિ મેળવવાનો નીતિબોધ આપવો એ તેમણે સ્વરાજ્ય અને સ્વાતંત્ર્ય સંપાદન કરવાનો પ્રયત્નજ કરવો નહોતો એમ કહેવા બરોબર છે એક લાખ સિપાઇનુ લશ્કર હમેશા તૈયાર રાખવુ અને એક સાધારણ સિપાઇથી તે ઉચ્ચ દરજ્જાના સેનાપતિ સુધીના સર્વ લશ્કરને રોકડો પગાર ચૂકાવી આપવા માટે કેટલા પૈસાની જરૂર હોય અને સ્વસત્તાના પ્રદેશની ઉપજ તે સમયે સરાસરી કેટલી હશે તેનુ અનુમાન કરતા બારોબાર દ્રવ્ય મેળવ્યા સિવાય છૂટકોજ નહોતો એ પણ સ્પષ્ટજ છે સાર્વભૌમ ઔરંગઝેબ બાદશાહની પોતાના ઉપર સત્વર ચઢાઈ આવવાનુ અને રણસંગ્રામ થતા તે સમયે અતિશય દ્રવ્યની અગત્ય પડવાનુ મહારાજ સારી પેઠે જાણતા હતા, તેથીજ તેઓ બને તેટલો દ્રવ્યસંગ્રહ કરતા હતા એવી પરિસ્થિતિ હોવા છતા મહારાજને કોઇ દ્રવ્યલોભી કહે તો તે તદ્દન ખોટુ છે, એમ કહેવુજ પડશે મહમદ ગિઝનીએ સત્તર વખત હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી અગણિત દ્રવ્ય એકઠુ કર્યું હતુ તેણે મરણસમયે કહ્યુ હતુ કે —'અહો' આ સર્વ દ્રવ્ય છોડીને મારે જવુ પડશે" એમ કહેતા મહમદના નેત્રોમાથી અશ્રુપાત થયો હતો શિવાજીમહારાજે શુ એવી આકાંક્ષા રાખી હતી? તેઓની ઇચ્છા એવી હતી? કોણ કહી શકશે કે તેમનો ઉદ્દેશ એવો હતો?

## લૂંટસંબંધી નિયમો

શિવાજીમહારાજ લૂટફાટ કરતા હતા તે સંબંધી તેમણે કંઇ નિયમો ઠરાવ્યા હતા કે નિયમરહિત કાર્ય કરતા હતા તેનુ અવલોકન કરવુ ઇષ્ટ છે લૂટસંબંધી મહારાજના કેવા નિયમ હતા તે સંબંધી પાછળ લખવામા આવ્યુ છે તેમના માણસો ગરીબ રૈયતને અને ખેડુતોને બિલકુલ ત્રાસ આપતા નહોતા સ્ત્રીઓ અને બાળકોને પકડવા નહિ અથવા તેમની આબરૂ લેવી નહિ તથા દેવસ્થાન, મસ્જીદ, સાધુસંત અને મુસલમાન ફકિરોને કિંચિત્ પણ ત્રાસ આપવો નહિ, એવી મહારાજની પોતાના લશ્કરને સખ્ત આજ્ઞા હતી તેમજ કોઇ સિપાઈ કે અમલદાર, લશ્કરના તાબામા જતો લૂટનો માલ પચાવી પાડી ધનાઢ્ય થઇ પડતો એમ પણ થતુ નહોતુ સરકારમા લૂટનો હિસાબ આપવો પડતો હોવાથી લૂટ ઉપર જતા સરદારનુ લશ્કર, પરરાજ્યની પ્રજાને ઇચ્છાનુસાર ત્રાસ આપી શકતુ નહિ મહારાજ પછી પેશ્વાઇ રાજ્ય થયુ તે સમયે સરકારી લશ્કર સાથે બળવાખોર ધાડપાડુઓ પણ જતા, તેઓ જ્યા ત્યા લૂટફાટ કરતા અને સરકારી લશ્કરને પણ અન્ન આદિ સામગ્રીનો દુષ્કાળ પાડતા, તેવુ મહારાજના લશ્કરમા નહોતુ.

વળી લૂટ વખતે જે અમીરઉમરાવો કિંવા શેઠશાહુકારો પોતાનુ દ્રવ્ય નહિ છુપાવતા પોતાની શક્તિ પ્રમાણે સરળતાથી ખડણી આપતા તેને મહારાજના લશ્કર તરફથી કિંચિત્ પણ ત્રાસ થતો નહિ તેજ પ્રમાણે જે શહેરની પ્રજા રાજીખુશીથી ખડણી આપવાનુ કબૂલ કરતી તે શહેરમા મહારાજનુ લશ્કર પ્રવેશ કરતુ નહિ શહેર બહાર ઉભા રહી ખડણી મેળવી ત્યાથીજ પાછુ ચાલ્યુ જતુ જે સસ્થાનિક રાજાઓ વાર્ષિક ખડણી ભરવા કબૂલ થતા તેમના રાજ્યમા પણ મહારાજનુ લશ્કર પ્રવેશ કરતુ નહિ આદિલશાહે અને કુતુબશાહે જ્યારથી વાર્ષિક ખડણી આપવાનુ કબૂલ કર્યું ત્યારથી મહારાજે તેમના પ્રાતમા પણ લૂટ ચલાવી નહોતી, પરતુ તેઓ વચ્ચે થયલુ તહનામુ ઘણા દિવસ ટકયુ નહિ તેથીજ તેમને પુન પુન એ બને રાજ્યોમા સ્વારી કરી ધનાઢચ પ્રજા ઉપર હુમલા કરવા પડયા હતા મહારાજની લૂટફાટસબધી એક વાત ધ્યાનમા રાખવા જેવી છે કે, મહારાજના સિપાઇઓ એક હાથમા તલવાર અને બીજા હાથમા અગ્નિ લઇને ગરીબ પ્રજાની કતલ કરતા નહોતા, કિંવા તેમના ઘરબાર બાળી મૂકતા નહોતા મહારાજને હાથે એવુ અપ્રયોજક ક્રૂરપણુ કદિ પણ થયુ નથી મહારાજ પોતાના ગુપ્ત જાસુસદ્વારા પ્રથમ ધનાઢચ મનુષ્યોની ખબર મેળવ્યા પછીજ તેમને લૂટતા, પણ જેઓ અડચણ કર્યા વગર દ્રવ્ય આપી દેતા તેઓને મુક્ત કરતા, એવો તેઓનો નિયમ હતો એ સર્વ વસ્તુસ્થિતિનુ અવલોકન કરતા તાત્પર્ય એ જણાય છે કે, મહારાજને ક્રૂર લૂટારાલોકોના વર્ગમા મૂકી તેમની અવહેલના કે નિંદા કરવી એ બીલકુલ ઉચિત નથી અને એક સત્યશોધક મનુષ્ય પણ પોતાનો એવોજ અભિપ્રાય દર્શાવ્યા વગર રહેશે નહિ

## લૂંટનો ઉદ્દેશ

મહારાજને મુસલમાની રાજ્યના દેશોમા લૂટાલૂટ કરવાનુ એક બીજુ પણ પ્રયોજન હતુ, તે આ સ્થળે નિર્દિષ્ટ કરવુ ઉચિત જણાય છે તે પ્રયોજન ઘણા વાચકોના લક્ષમા આવ્યુ નહિ હોય એ સ્વાભાવિક છે યવનબાદશાહોના અમલમા એ પ્રમાણે સતત ધાધલ કરતા રહેવાથી તેઓને પ્રજા પાસેથી જે કર મળવો જોઇએ તે નહિ મળતા તેમની શક્તિ ક્ષીણ થાય અને એવા લૂટારા અર્થાત્ પ્રબળ રિપુને સતુષ્ટ રાખ્યા સિવાય નિર્વિઘ્ને રાજસત્તા ચલાવવી કઠણ છે એમ તેઓને જણાય, એવીજ મહારાજની ઉત્કટ ઇચ્છા હતી પાછળ લખવામા આવ્યુ છે કે, મહારાજના સતત ત્રાસમાથી મુક્ત થવા માટેજ આદિલશાહે અને કુતુબશાહે તેમને વાર્ષિક ખડણી આપવાનુ કબૂલ કર્યું હતુ મહારાજે ખડણી ઉપરાત મોગલોને અર્ધો ભાગ આપવાની શરત કરી આદિલશાહીસત્તાના મુલકોમાથી ચોથાઇ અને સરદેશમુખીનો હક્ક વસુલ કરવાનો નિયમ ચાલુ રાખ્યો હતો, એ પણ પાછળ લખવામા આવ્યુ છે તેજ પ્રમાણે કુતુબશાહીમા પોતાનો હક્ક સ્થાપવાનો વિચાર હતો, તે કર્ણાટકપર ચઢાઇ લઇ ગયાથી મહારાજને તરત વેળા મુલતવી રાખવો પડયો હતો એવોજ હક્ક મોગલોના દક્ષિણ પ્રાતમાથી

વસુલ કરવાની ખટપટ તેમણે ચલાવી હતી અને જો તેઓ થોડા વર્ષ વધુ જીવ્યા હોત તો મોગલબાદશાહ પાસેથી પણ મહારાજ તેવો હક્ક મેળવી શકયા હોત એ હક્કસબધી મહારાજનો ઉદ્દેશ કેવો હતો તે લખવાનુ પ્રયોજન જણાતુ નથી હિદુ પ્રજા પાસેથી મળતા કરના બળવડે યવનબાદશાહ પ્રબળ થયા હતા તેમાનો થોડો ભાગ ખેચી લેવાથી તેઓનુ તેટલુ સામર્થ્ય ઓછુ થાય અને તેના પ્રમાણ-મા પોતાની શક્તિ વધવા સાથે તેમની સાથે યુદ્ધ કરવાની સગવડ કરી શકાય એજ મહારાજનો ઉદ્દેશ હતો

આ સ્થળે કોઇ પ્રશ્ન કરશે કે, યવનબાદશાહીઓને દુર્બળ કરવાના પ્રયત્ન માટે નિરપરાધી પ્રજાને નાહક ત્રાસ આપવો એ શુ મહાન પાતક નથી? એ પ્રશ્નનો માત્ર એટલોજ ઉત્તર આપી શકાશે કે, મહારાજ યાવનીઅમલની સર્વ પ્રજાને એકસરખો ત્રાસ આપતા નહોતા તેઓનુ લક્ષ્ય હમેશા ધનાઢ્ય મનુષ્યો ઉપરજ રહેતુ તેઓના વિત્તનો થોડો અશ સ્વરાજ્ય અને સ્વાતત્ર્ય પ્રાપ્ત કરવાના મહત્પુણ્યકારક કાર્યમા યોજાય એવો તેમનો સકલ્પ હતો મહારાજ હમેશા ઘણુખરૂ ધનાઢ્ય યવનોનેજ ત્રાસ આપતા હતા અને તેમના આશ્રયથી જબ્બર થયેલા ઇતર મનુષ્યો પાસેથીજ ખડણી લેતા હતા, એ સબધી પાછળ લખવામા આવ્યુ છે મહારાજે પોતાના સદુદ્દેશસબધી પરદેશી મનુષ્યોને ઘણુ કહેવા છતા તેઓ વસ્તુસ્થિતિ જાણી જઇને પોતાની સપત્તિમાથી રાષ્ટ્રીય કાર્યને માટે રાજીખુશીથી થોડો અશ પણ કહાડી આપવા તૈયાર થાત નહિ, એ સુસ્પષ્ટજ છે; તેથી તેમના ઉપર જુલમ કર્યા સિવાય બીજો માર્ગજ નહોતો જે કાર્ય સર્વ હિદુજનોને હિતાવહ થનાર હતુ તેને માટે થોડા મનુષ્યોને અલ્પકાળપર્યત ઘસારો વેઠવો પડે તો તેમા એકાએક મોટુ પાપ માનવુ અનુચિત છે મહારાજના અતિમ હેતુપરત્વે દીર્ઘદષ્ટિથી વિચાર કરનાર મનુષ્યને તેમના એ કૃત્યમા અન્યથા જેવુ કશુ જણાશે નહિ

## રાજ્યતૃષ્ણાનો આરોપ

પ્રતિપક્ષનો એક દોષારોપ એવો છે કે, કેવળ રાજ્યતૃષ્ણાને વશ થઇને મહા-રાજે એ સર્વ ખટપટ કરી હતી અને તે કોઇ પણ દષ્ટિવડે જોતા ક્ષમ્ય નથી; એ દોષનુ નિદાન કરવા જતા તેમની ખટપટોનુ વાસ્તવિક સ્વરૂપ જગતની દષ્ટિ સન્મુખ પ્રત્યક્ષ કરવુ જોઇએ સ્વરાજ્યસપાદન કરવાનો મૂળ ઉદ્દેશ સ્પષ્ટજ છે કે, યવનોની તાબેદારીમાથી મુકત થઇ સ્વતત્ર થવુ મહારાજ પ્રથમથીજ એ ભગી-રથ ઉદ્યોગે વળગ્યા હતા એમા શકા નથી, પરતુ તે પ્રયત્નમા સર્વ હિદુપ્રજાને યવનોના ત્રાસમાથી મુકત કરવાના ઉદ્દેશનુ મિશ્રણ નહોતુ એમ એકાએક કહી શકાશે નહિ, કારણ કે પોતાનો ઉદ્યોગ શરૂ કરતી વખતે કેવળ અસાધ્ય જણાતા કાર્ય માટે મહારાજે જે મનુષ્યોને અનુકૂળ કરી લીધા હતા, તેમના હૃદયમા તેમણે યવનસત્તાસબધી તિરસ્કાર અને સ્વાતંત્ર્યપ્રીતિ જેવી ઉચ્ચ વૃત્તિ ઉદ્દીપન કરી ન હોત તો તેઓએ સ્વસુખની અને સ્વજીવિતની યત્કિચિત પણ પરવા નહિ કરતા, જેવી સહાયતા કરી તેવી સહાયતા તેઓ કદિ પણ કરત નહિ અફઝુલખાન

તરફથી આવેલા બ્રાહ્મણ વકીલ, જયસિંહરાજા, યશવંતસિંહ વગેરે પુષ્કળ પુરુષો-ને પોતાના પક્ષમા ખેંચી લેવામા મહારાજને યશ પ્રાપ્ત થયો તે તરફ જોતા યવનસત્તાનો વિનાશ કરવાનો પોતાનો વાસ્તવિક ઉદ્દેશ તેઓને બરોબર સમજાવી તેમના હૃદયમા અભિમાન જાગૃત કરવાનોજ મહારાજે પ્રયત્ન કર્યો તેજ યોગ્ય હતુ. બાકી સ્વરાજ્યપ્રાપ્તિના ઉદ્યોગ માટે તેમણે ગમે તેટલા બહાના બતાવ્યા હોત તો-પણ તેઓ મહારાજના પક્ષમા આવત નહિ મહારાજને અનિવાર્ય રાજ્યતૃષ્ણા ઉત્પન્ન થઇ હતી એવુ કહેનારા મનુષ્યોએ, તેમણે ત્રણચાર પ્રસંગે વિરક્તતા દર્શાવી, રાજ્યત્યાગ કરી મોક્ષસાધનનો માર્ગ અવલંબન કરવાનો જે નિશ્ચય પ્રકટ કર્યો હતો અને તે પ્રસંગે તેઓને એ નિશ્ચયમાથી નિવૃત્ત કરવાને તેમના તાબાના મનુષ્યોને કેટલી મહેનત પડી હતી, તે લક્ષમા લેવુ જોઇએ અલેકઝા-ન્ડર, તૈમૂરલંગ, બાબર અને ઔરંગઝેબ જેવા માત્ર સ્વસત્તાવૃદ્ધિ કરવાની લાલસા-વાળા પુરુષો સાથે મહારાજની તુલના કરવી યોગ્ય નથી એ રાજ્યતૃષ્ણાવશ થયે-લા પુરુષોએ પરકીય સ્વાતંત્ર્યનુ અને રાજ્યનુ અપહરણ કરી પોતાની સત્તા વધા-રવા માટે પ્રચંડ મનુષ્યસંહાર કર્યો તે સર્વથા ક્ષમ્ય નથી, એ તો કેવળ મહા-પાતકજ કહી શકાશે મહારાજને એમના જેવા દૂષિત ઠરાવી શકાશે નહિ હિંદુ-સ્થાન હિંદુઓનુજ હોવાથી તે પર રાજ્ય કરવાનો હક્ક માત્ર હિંદુઓનોજ હોવો જોઇએ, તેમ છતા તેમા એવા મુસલમાન પરદેશીઓ પ્રવેશ કરી પોતાની સત્તા જમાવે અને ત્યાની પ્રજાને ઇચ્છાનુસાર ત્રાસ આપે એ અતિશય અન્યાયજ કહે-વાય એવા અન્યાયી અને જુલમી સત્તાધીશને સ્વદેશમાથી હાકી કહાડી પુનરપિ સ્વરાજ્ય અને સ્વાતંત્ર્યની સ્થાપના કરવા મહારાજ ઉદ્યુક્ત થયા હતા તે કિં-ચિત્ પણ અન્યાયકર્મ નહિ પણ મહત્પુણ્યનુજ કર્મ કહેવાશે, અને તેવુ કર્મ કરવા માટે જે નરરૂપી સિંહ પ્રવૃત્ત થયો તેનુ અખિલ મહારાષ્ટ્ર ચિરકાળપર્યંત ઋણી થઈ રહે તેમા આશ્ચર્ય શુ ! એવુ સત્કાર્ય કરતા મહારાજને રાજ્યતૃષ્ણાનો દોષ લાગે તોપણ તેમને હીનત્વ પ્રાપ્ત થશે નહિ કોઈ મનુષ્ય કોઇ પણ કાર્ય કરવા માટે કોઈ પણ ઉદ્દેશથી પ્રવૃત્ત થયો હોય, પરંતુ તે કાર્યનુ પરિણામ સર્વ જનસમાજને હિતકર થઈ પડે એવુ હોય, તો તે કાર્ય અત્યંત સ્તુત્ય કહેવાય એજ નીતિસૂત્ર છે એ દૃષ્ટિથી જોતા મહારાજ કેવળ રાજ્યતૃષ્ણાને વશ થઈ, સ્વરાજ્ય સાધનમા પ્રવૃત્ત થયા હતા એમ માનવામા આવે તોપણ તેમા વિરુદ્ધતા થઈ નથી એવુ અમને અમારા મનોદેવતા કહે છે મહારાજના કૃત્યોથી જે પરદેશીઓને નુકશાન થયુ છે તેઓ તેમના નામ પાછળ ગમે તેવા વિશેષણ લગાડશે તે સર્વ વ્યર્થજ છે નિરપેક્ષ અને નિષ્પક્ષપાતી ઇતિહાસકારો તો જગતના ઇતિહાસમા સ્વાતંત્ર્યસંપાદક મહાપુરુષોની સર્વદા સ્તુતિજ કરે છે અને સ્વાતંત્ર્યમૂલક રાષ્ટ્રીય સુખની વૃદ્ધિ કરવા માટે તેમને ધન્યવાદજ આપે છે અમારા ચરિત્રનાયક સર્વ પ્રકારે એ ધન્યવાદોને પાત્ર થાય છે એ નિર્વિવાદજ છે

## સ્વાર્થીપણાનો આરોપ

પ્રતિપક્ષ કહે છે કે, રાજ્યતૃષ્ણારૂપ દોષના અંગીભૂત સ્વાર્થપરતા અને મહ-

સ્વાકાક્ષા જેવા એ દોષ પણ મહારાજમા હતા એમા કેટલુ સત્ય છે તે આપણે તપાસીએ સ્વાર્થી મનુષ્ય હમેશા પોતાનો ઉત્કર્ષ સાધવા સર્વદા તત્પર હોય છે તે મનુષ્યો અન્ય જનોના સુખદુ ખનો કિ ચિત્ પણ વિચાર કરતા નથી મહારાજનુ ચરિત્ર જોતા કોઈ પણ સ્થળે તેઓએ પોતાની સ્વાર્થસિદ્ધિ કરી હોય એવુ જણાતુ નથી સ્વરાજ્ય મેળવી વૈભવ ભોગવવાની તેમની ઇચ્છા હોત તો તેમણે મરણપર્યંત સખ્ત મહેનત અને ચિ તા કરી ન હોત તેમણે પ્રાપ્ત ઐશ્વર્યનો યથેચ્છ ઉપભોગ કરવાની કલ્પના પણ કરી નહોતી તેમને સર્વ પ્રકારના સુખવૈભવની સ પૂર્ણ અનુકૂળતા પ્રાપ્ત થઇ હતી, છતા તેઓ એક ક્ષણ પણ તેમા ગુ થાયા નહોતા તેઓની દિનચર્યા જોતા જણાય છે કે, રાતદિવસના ચોવીસ કલાકમા સુખવૈભવને માટે તેમણે એક પળનો પણ અવકાશ રાખ્યો નહોતો લૌકિક કૃત્યમાજ તેમનો સર્વ સમય વ્યતીત થતો હતો સ પાદન કરેલા રાજ્યનુ રક્ષણ કરી સુવ્યવસ્થિત રાખવામા અને તેની વૃદ્ધિ કરવા હમેશા યત્ન કરવામાજ તેમની બુદ્ધિ અને શક્તિનો વ્યય થતો હોવાથી તેમને એક ક્ષણનો પણ અવકાશ નહોતો અસ ત પરિશ્રમ કરી થાકી જતા તેમના દેહને કિ વા મનને કવચિત્ પણ આરામ મળતો નહિ; એ તેમનુ ચરિત્ર લક્ષપૂર્વક વાચનારના ધ્યાનમા આવ્યા વગર રહેશે નહિ સર્વ હિ દુસ્તાન દેશ યવનસત્તામાથી મુક્ત કર્યા સિવાય વિશ્રાતિ લેવી નહિ એવો જે મહાપુરુષનો દૃઢ સ કલ્પ હતો, તેમનાપર સ્વસુખને માટે અને સ્વવૈભવવૃદ્ધિને માટે એટલો બધો શ્રમ કર્યાનો આરોપ મૂકવો એ ઉચિત નથી મહારાજે આટલી બધી ધનસ પત્તિ મેળવી હતી છતા તેમણે પોતાનો આડ બર વધારવા તરફ તેનો વિશેષ વિનિયોગ કર્યો હતો એમ કહી શકાશે નહિ તેઓ હમેશા સાદો પોશાક પહેરતા હતા અને શરીર ઉપર અલ કાર ધારણ કરવાનો તેમને બિલકુલ શોખ નહોતો, તેમ છતા પરકીય અને સ્વકીય મનુષ્યોપર પોતાનો પ્રભાવ અને મહત્તા બેસાડવા માટે તેમને સ્વારી અને દરબાર વખતે યોગ્ય પ્રકારનો આડ બર રાખવો પડતો વળી પોતાના તાબાના મનુષ્યો ઉત્કૃષ્ટ કાર્ય કરતા તે વખતે તેમને યોગ્ય પારિતોષિક આપવામા મહારાજનુ વિશેષ ઔદાર્ય જણાઈ આવે છે તેજ પ્રમાણે પોતાના સેવકજનોને તેમના કામની મહત્તા અને યોગ્યતા પ્રમાણે પગાર આપવામા તેમણે કદિ પણ ક જુસપણુ દર્શાવ્યુ નથી જેઓની સહાયતાવડે તેમને એટલી બધી ધનસ પત્તિ પ્રાપ્ત થઇ હતી તેમને સ તુષ્ટ રાખવામા મહારાજે કદિ પણ પાછુ જોયુ નહોતુ સુપ્રાપ્ત સ્વરાજ્યના રક્ષણ અને વર્ધનકાર્યમા તથા જે પ્રકારે સ્વજનોનુ હિત સાધન થાય, કિ બહુના અખિલ ભારતવર્ષ યવનત્રાસમાથી મુક્ત થાય તેવા કાર્યો કરવામાજ સ પાદિત દ્રવ્યનો વ્યય થવો જોઇએ, એવોજ મહારાજનો વિચાર હતો એ સ પત્તિના તેઓ પોતાને ભોક્તા નહિ પણ રક્ષક અને વર્ધક સમજતા હતા, અને એ તત્ત્વ તેમના હૃદયમા સ પૂર્ણરીતે કોતરાયલુ હતુ એમ કહેવામા અડચણ નથી જે મહાપુરુષે મરણપર્ય ત એ તત્ત્વાનુસાર આચરણ રાખ્યા હોય, તેનાપર સ્વાર્થપરતાનો દોષ લગાડવો એ બિલકુલ યથાર્થ નથી

## મહત્ત્વાકાંક્ષાનો આરોપ

હવે મહારાજમા સ્વાર્થપરતાની અ ગીભૂત મહત્ત્વાકાક્ષા વસ્તુત હતી કે નહિ તે તપાસીએ પોતાનો આડ બર વધારવો, પોતાની સત્તા સર્વત્ર સ્થાપિત થઇ સર્વ પોતાના અ કિત થઇ રહે અને સર્વ જનસમાજમા પોતાની કીર્તિના ગાન થાય એવી ઇચ્છા રાખનાર રાજાનેજ મહત્ત્વાકાક્ષી કહેવો જોઇએ, પર તુ મહારાજે સર્વ આર્યભૂમિ ઉપર સ્વસત્તા પ્રવર્તાવવાનો સ કલ્પ કરી જન્મપર્યંત તેનેજ અનુસરતો જે પ્રચ ડ ઉદ્યોગ કર્યો, તે એ દૂષિતવૃત્તિને લીધેજ હોવો જોઇએ એવી કલ્પના થવી સ ભવિત છે, પર તુ તપાસ કરતા જણાઇ આવશે કે, એ વૃત્તિનો અનિવાર્ય ક્ષોભ થઇ, મહારાજ હિ દુઓનુ સ્વરાજ્ય સ્થાપી પરત ત્રતારૂપ ઉંડી ખાડીમાથી તેનો ઉદ્ધાર કરવા પ્રવૃત્ત થયા હતા, એ સત્ય માનવામા આવે તો તેઓ ઉપરોક્ત દોષને પાત્ર ઠરતા નથી જે મહત્ત્વાકાક્ષાનુ પરિણામ રાષ્ટ્રના ઉત્કર્ષનુ કારણભૂત થઈ પડે તેને દોષરૂપ શી રીતે કહી શકાય? મહારાજના સર્વ કૃત્યોની સરખામણી કરતા જણાઈ આવે છે કે, સ્વરાજ્યસાધન અને સ્વાત ત્ર્યસ પાદન કરવા માટે અહર્નિશ પરિશ્રમ કરવો એજ પોતાનુ પરમ પવિત્ર કર્તવ્ય તેઓ સમજતા હતા અને કેટલાક કાર્યોના પ્રાર ભથીજ તેમની એવી પરમ ઉદાત્તવૃત્તિ થઇ હતી એ મહત્કાર્ય કરવા માટેજ પોતાનો જન્મ થયો છે અને તે સાધ્ય કરવામાજ પોતાના જીવનનુ સાર્થક્ય છે એવુ તેમને સદૈવ જણાતુ હતુ એમ કહેવામા લેખકને માથે અતિશયોક્તિનો દોષ આવવાનો સ ભવ નથી તેમનામા એવી અલૌકિક વૃત્તિ સ પૂર્ણરીતે વિકાસ પામી ન હોત તો જગતના ઇતિહાસમા અદ્વિતીય એવા સાહસિક અને શૌર્યજનક કૃત્યો તેમને હાથે કદિ પણ થાત નહિ

મહારાજ ઉપર મહત્ત્વાકાક્ષાનો દોષારોપ કરનાર કોઇ મનુષ્ય કવચિત્ કહેશે કે, તેમણે સ્વરાજ્ય સ્થાપવાનો આર ભ કર્યો તે સમયે કેટલાક સ્વત ત્ર થઇ પડેલા હિ દુ સરદારોને તેમણે પાયમાલ કરવાનો ઉદ્યોગ કર્યો તે ઉચિત નહોતુ યવન તાબેદારીમાથી મુક્ત થવાની મહારાજને ઇચ્છા હતી તો તેમણે પોતાનાજ મનુષ્યો ઉપર શસ્ત્ર ઉગામ્યા તેનુ કારણ શુ? એ ઉપરથી મહારાષ્ટ્રમા પોતાની સત્તા સિવાય અન્ય સરદારોની સત્તા હોવી જોઇએ નહિ એવો શિવાજીમહારાજનો દૃઢ સ કલ્પ હતો અને તે પરથીજ મહત્ત્વાકાક્ષા ક્ષમ્ય હતી એમ કહી શકાશે? એવી શ કા કરનાર મનુષ્યોને મહારાજના કર્તવ્યનુ વાસ્તવિક સ્વરૂપ સમજાયુ નથી એમ કહેવુ પડશે જે દેશને પરદેશી મુસલમાન બાદશાહની સત્તામાથી મુક્ત કરવો હોય તે દેશમા જૂદા જૂદા મનુષ્યો કિવા સરદારો સ્વત ત્ર થઇ અથવા મુસલમાન બાદશાહ સાથે મળી જઇ બ ડ કરી પોતપોતાનો થોડો પ્રદેશ કબજે લઇ લે તો તેથી જોઇએ તેવુ સુફળ પ્રાપ્ત થાય નહિ' અર્થાત્ એક વિશાળ સ્વરાજ્ય બનાવી શકાય નહિ એ સમજાવવાની જરૂર નથી બ ડખોર મનુષ્યોનો નાશ કરી તેમનો ત્રાસ બ ધ પાડવાને વરિષ્ઠ સરકાર હમેશા સમર્થ હોય છે તે પ્રમાણે મહારાજે પણ બહારવટિયા કિવા બ ડખોર મનુષ્યોનો નાશ કરી અથવા તેમને વશ કરી સ્વસત્તાની વૃદ્ધિ કરવામાજ ઇષ્ટપ્રદ પરિણામ જોયુ હોય તો તે યથાયોગ્યજ કહી શકા-

શો કેટલાક મરાઠા જાગીરદારોએ આદિલશાહની તાબેદારી સ્વીકારી હતી તેમને વશ કરવાનો પ્રયત્ન કરવો, કિંવા સામોપચારપૂર્વક વશ થાય નહિ તેમને કોઇ પણ ઉપાયે તાબે કરી લેવા એજ તેમના મહત્કાર્યની સિદ્ધિને માટે અત્યાવશ્યક હતુ એવુ કોઇ પણ કબૂલ કરી શકશે ઇટાલી દેશમા પરરાષ્ટ્રીય પ્રજાએ અવ્યવસ્થા શરૂ કરી સ્વસત્તા સ્થાપવાનો ઉદ્યોગ આરમ્ભ્યો તે સમયે કાઉન્ટ કેવર આદિ નાગરિકજનોએ સ્વરાષ્ટ્રને સ્વતત્ર બનાવવાના કાર્ય માટે ઉદ્યોગ કર્યો હતો, કિંવા જર્મનીના શહેનશાહે જર્મનરાષ્ટ્રને એક છત્ર નીચે સ્થાપવા માટે ઉદ્યોગ કર્યો હતો તેને નિષ્પક્ષપાત ઇતિહાસવેત્તા સ્તુતિપાત્ર ગણે છે તેજ પ્રમાણે શિવાજી-મહારાજનો વિવાદગ્રસ્ત ઉદ્યોગ સ્તુતિપાત્રજ છે તેમના એ ઉદ્યોગને સ્વાર્થપરતાનો કિંવા મહત્ત્વાકાક્ષાનો દોષ દઇ હીનત્વ લગાડવુ એ સર્વથા અયોગ્ય છે. મહારાજે અન્યાયી જણાતા સત્કાર્ય કર્યા ન હોત તો મહારાષ્ટ્રને સ્વરાજ્ય અને સ્વાતન્ત્ર્યનો અનુભવ કદિ પણ મળ્યો ન હોત સર્વ જનમડળના હિતને માટે થોડા મનુષ્યોને તાત્કાલિક નુકસાન થવાનો પ્રસગ આવે તો તે સર્વથા નિષિદ્ધ નથી, એ આજે કોઇને શિખવવુ પડે તેમ નથી

## બીકણપણાનો આરોપ

હવે મહારાજ ઉપર થતા એક દોષારોપસબધી થોડુક અવલોકન કરી પ્રસ્તુત પ્રકરણનો પૂર્વાર્ધ સમાપ્ત કરીશુ મહારાજ ઉપર એવો પણ દોષ મૂકવામા આવે છે કે, તેમણે પોતાના વર્તનક્રમમા અનેક પ્રસગે શૌર્ય કરતા બીકણપણું બતાવ્યુ છે તેમનામા બીકણપણુ ન હોત તો શત્રુ સાથે વિરોધ કરવામા તેમને જૂદે જૂદે પ્રસગે કાપટ્ય અને યુક્તિપ્રયુક્તિનુ અવલબન કરવુ પડ્યુ તેમ કરવુ પડત નહિ ખરો શૂરવીર પુરુષ શત્રુ સાથે સામેમોઢે યુદ્ધ કરી વિજય સપાદન કરે છે સતાઇ ભરાઇ રહીને કિંવા નાના પ્રકારના પ્રપચ રચીને શત્રુનો પરાજય કરવા જેવુ નિદ્ય કર્મ તે પુરુષ કરતો નથી એ આક્ષેપ તરફ દૃષ્ટિ કરતા મહારાજની ખરા શૂરવીર પુરુષમા ગણના કરી શકાય નહિ એવો ઘણા મનુષ્યોનો અભિપ્રાય છે, પરતુ મહારાજનુ જીવનચરિત્ર લક્ષપૂર્વક વાચનારને જણાયા વગર રહેશે નહિ કે પ્રતિપક્ષનો એ આક્ષેપ કેવળ હાસ્યજનક અને નિરાધાર છે એટલુ સત્ય છે કે, મહારાજને ઘણે પ્રસગે શૌર્ય કરતા યુક્તપ્રપચ કરવામાજ વિશેષ યશપ્રાપ્તિ થઇ છે મહારાજ ઘણાજ સાવચેત અને યુક્તવાન હતા તેમણે કેવળ અવિચારી કિંવા સાહસિક કૃત્ય કદિ પણ કર્યુ નહોતુ તેઓ પ્રત્યેક પ્રસગે પોતાનુ અને શત્રુનુ બળ-સામર્થ્ય તપાસી કાર્ય કરતા હતા જે કાર્ય તેમને થોડી મહેનતે અને તાબાના મનુષ્યોનો નાશ થયા વગર થાય એવુ જણાતુ તે કાર્ય તેઓ યુક્તિપ્રપચ રચીને સાધ્ય કરી લેતા હતા તેમનો સકલ્પજ હતો કે, બનતેપ્રયત્ને રક્તપાત થાય નહિ એવીજ રીતે વર્તવુ મહારાજમા એવી યુક્તિનો ભડાર ન હોત તો આજે તેમનો કિંવા મરાઠાઓનો ઇતિહાસ લખવાનો પ્રસગજ પ્રાપ્ત થાત નહિ શત્રુના પ્રબળ સૈન્ય આગળ તેમના અલ્પસખ્યક સૈન્યનો કયારનોયે ચૂરો

થઇ ગયો હોત, અને તેમણે આરંભેલુ મહત્કાર્ય અપૂર્ણ રહેવા સાથે આજ તેમની બળવાખોર લૂટારામા કિવા ધાડપાડુઓમાજ ઇતિહાસકારોએ ગણના કરી હોત; તેમજ આજે હિંદુરાજ્યના અધિષ્ઠાતાતરીકે સર્વ જગતમા તેમનુ ગૌરવ થાય છે તેને બદલે સર્વ જનમંડળના મુખમાથી તેમની નિંદાજ થાત એ દૃષ્ટિએ જોતા મહારાજના યુક્તિપ્રપચને બીકણપણુ કહી તેમનુ અપમાન કરનાર મનુષ્યોની મૂર્ખતાપ્રત્યે જેટલી ક્ષમા દર્શાવીએ તેટલી ઓછી છે

અત્ર પર્યંત મહારાજ ઉપર પરકીય વ્યકિતદ્વારા જેટલા દોષારોપ થયા છે તેમાના ઘણાખરાનુ સ્પષ્ટીકરણ કરી તેમા સમાયલા સત્યસબધી વિવેચન કરવામા આવ્યુ છે હવે અમારા દેશના કેટલાક ઇતિહાસકારોએ તેમના કર્તૃત્વને લઘુત્વ પમાડવા જેવા લેખ લખ્યા છે, તેનુ દિગ્દર્શન કરી તેમા સમાયલા સત્ય સબધી વિવેચન કરવુ ઇષ્ટ જણાય છે

## ભાગવતધર્મની મદદ

એ ઇતિહાસકારોએ લખ્યુ છે કે—"મહારાષ્ટ્રમા ભાગવતધર્મનો સર્વત્ર પ્રચાર થયો અને તેથી જૂદી જૂદી જાતિના મનુષ્યોમા ઉચ્ચ નીચ ભાવનો ઘણો લોપ થવા સાથે ઐક્યની વૃદ્ધિ થઈ આપણે સર્વ એકજ ઇશ્વરના બાળક છીએ અને સર્વનો મોક્ષમાર્ગ પણ એકજ હોવાથી વ્યવહારમા પણ પરસ્પર એકબીજાના હિત માટે યત્ન કરવો અને જે કાર્યવડે સર્વનુ કલ્યાણ થતુ હોય તેની સિદ્ધિ માટે યત્ન કરવો ઉચિત છે એવુ પ્રજાજન સમજવા લાગ્યા રામદાસ સ્વામીએ ભાગવતધર્મને મહારાષ્ટ્રધર્મનુ ઉપનામ આપ્યુ, તેમજ તે ધર્મના સરક્ષણ અને સવર્ધન માટે તેઓએ શિવાજીમહારાજને અને ઇતર મહારાષ્ટ્રીય મડળને વખતોવખત બોધ કર્યો, તેથીજ શિવાજીમહારાજ અને તેમના અનુયાયી પુરષોને હાથે રાષ્ટ્રોદ્ધારનુ મહત્કાર્ય સિદ્ધ થયુ" એ વાક્યાર્થમા કેટલુ સત્ય છે તે તપાસીએ

પ્રથમ પ્રશ્ન એજ થાય છે કે શિવાજીમહારાજના સમયમા કિવા તેમના પૂર્વ સમયમા ભાગવતધર્મ મહારાષ્ટ્રમા સર્વત્ર પ્રસર્યો હતો કે કેમ ? એ પ્રશ્નનો નિશ્ચયાત્મક ઉત્તર આપવો કઠિન છે, કારણ કે મહીપતિએ ભાગવતધર્મ પ્રતિપાદક 'સતમાલિકા' નામક ગ્રથ રચ્યો છે તેમા સાચુ જૂઠુ લખનારા સનાતનધર્માભિમાની બ્રાહ્મણ આદિ ઘણા પુરુષો તે સમયે મહારાષ્ટ્રમા સર્વત્ર હતા, તેઓની રચેલી 'સતમાલિકા' દ્વારા પઢરીમાહાત્મ્ય અતિશય વધારવામા આવ્યુ હતુ એ માહાત્મ્ય સર્વને વિદિત કિવા માન્ય હતું એમ પણ સહસા કહી શકાશે નહિ સગુણોપાસક વેદાતમતવાદી સતમડળના ઉપાસ્યદેવતાતરીકે પઢરપુરના વિઠોબા હતા, તેજ સર્વના ઉપાસ્યદેવતા હતા એમ કહેવુ એ સાહસિકજ કહેવાશે, કારણ કે તે સમયે સતમડળના ઉકત પથ સિવાય મહારાષ્ટ્રમા બીજા પણ અનેક પથ પ્રચલિત હતા, તેમજ સતમડળનો એ ભકિતમાર્ગ સનાતન હિંદુધર્મને સર્વથા અસમત ન હતો એટલે તે ધર્મને ક્રાતિકારક માનવો અનુચિત કહેવાશે. જ્ઞાનદેવ આદિ સતપુરુષોએ એ પથ વિશેષરૂપે વધાર્યો હતો એ સત્ય છે, પરંતુ

એજ પંથદ્વારા જાતિભેદ વગેરે ભેદભાવ નષ્ટ થવા સાથે મહારાષ્ટ્રીય જનસમાજમાં ઐક્યની વૃદ્ધિ થઇ એમ કહેવું ઉચિત નથી, કારણ કે તે સમયની વસ્તુસ્થિતિ જોતાં ઉક્ત કથનને આધાર મળતો નથી સંતજનોએ અને પંઢરપુરના વારેદાર મનુષ્યોએ પવિત્ર તીર્થક્ષેત્રમાં ગયા પછી જાતિભેદ સંબંધી થોડી બેપરવાઇ દર્શાવી હશે, પરંતુ પોતાના ગામમાં આવ્યા પછી તેઓ તેવીજ વૃત્તિ કાયમ રાખી વ્યવહારવર્તન કરતા હતા એવું કોણ કહી શકશે? ભક્તજનો અન્નવ્યવહાર અને લગ્નવ્યવહારમાં બીજા મનુષ્યોની પેઠેજ સનાતનધર્મ વિહિત ઉચ્ચનીચનો ભેદ પાળતા હતા એ જોતાં સંતજનોના ભાગવતધર્મને લીધે તે સમયની સમાજસ્થિતિમાં વિશેષ રૂપાન્તર થયું હતું એમ કહી શકાશે નહિ એ પંથ અસ્તિત્વમાં આવ્યો ન હોત તો શિવાજીમહારાજને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના કાર્યમાં સહાયતા કરનાર પુરુષોને તેવી બુદ્ધિ ઉત્પન્ન ન થાત એવું કોણ કહી શકે છે? એ પુરુષોમાંના કયા પુરુષો પંઢરપુરના વારેદાર હતા કિંવા ભાગવતધર્મના ઉત્તેજક હતા? પ્રતિપાદન કરનાર ઇતિહાસકારો પાસે એ સંબંધી કંઇ પૂરાવો છે કે? બખરકર્તાઓ પોતાના ગ્રંથમાં એ સંબંધી કંઈ ઉલ્લેખ કરતા નથી શિવાજીમહારાજ અને તેમના પિતાઆદિ વડિલ પુરુષો શંકર અને ભવાનીદેવીના ઉપાસક હોવા સાથે પ્રત્યેક સંકટપ્રસંગે તેઓએ ભવાનીની આજ્ઞા મેળવવાનોજ પ્રયત્ન કર્યો હતો તેમના ક્રમ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભાગવતધર્મ ઉપર તેમની અચલ શ્રદ્ધા નહોતી તેઓ તો મરણપર્યંત દેવીનાજ ઉપાસક હતા છેવટે રામદાસ સ્વામીના દર્શન થતાં અને બોધામૃત શ્રવણ કરતાં તેમનામાં થોડોક ઉપાસનાભેદ થયો હતો એમ જણાય છે, પરંતુ રામદાસ સ્વામીએ મહારાજને તેમના ઉપાસ્યદેવતા શંકરના પ્રસાદપ્રીત્યર્થે કોટિ પાર્થિવલિંગ કરવા આગ્રહ કર્યો હતો અને શિવાજીમહારાજ જેવા સચ્છિષ્યે ગુરુવચન પાળ્યું હોવું જોઇએ એમાં શંકા નથી એ જોતાં કહી શકાય છે કે મહારાજ પ્રથમથીજ દૃઢ શૈવમતાભિમાની હતા, પણ રામદાસ સ્વામીનો સંયોગ થયા પછી તેમની વૃત્તિમાં દ્વિધાભાવ ઉત્પન્ન થયો હશે, પરંતુ તેમનો સંયોગ થયા પછી સ્વલ્પકાળમાં મહારાજનું દેહાવસાન થવાથી દ્વિધાભક્તિનું શું પરિણામ આવ્યું તે નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી વળી મહારાજ સ્વતઃ દેવીઉપાસક શૈવ હતા તેજ પ્રમાણે માવળાના ઘાટ ઉપરના અને કોંકણના મરાઠા શિલેદાર, હેટકરી અને બારગીરો પણ મોટે ભાગે શૈવજ હતા અને તેઓ જેજુરીના ખંડોબા તથા તુલજાપુરની ભવાનીદેવીના વિશેષ ઉપાસક હતા મહારાષ્ટ્રના ગામેગામમાં એ દેવોની પ્રતિમા અનેક નામે સ્થાપિત થઇ છે તેમની અનેક ધર્મવિધિ અને રૂઢિ ઉપરથી વ્યક્ત થાય છે કે તે દેવોની કૃપા મેળવવામાંજ તેઓને પોતાની ઇતિકર્તવ્યતા જણાય છે ઉદાહરણ તરીકે, મરાઠાઓ વિશેષ ઉત્સાહ અને આડંબરસહિત વિજયાદશમીનો ઉત્સવ પાળે છે એ પરથી સિદ્ધ થાય છે કે જનસમાજ ઉપર ભાગવતધર્મના ઉદાર મતનું સુપરિણામ થવાથી તેઓ શિવાજીમહારાજના ઝુંડા નીચે આવી ભેગા થયા એ કહેવું પ્રમાદજનકજ છે એ સિવાય મહારાજને સહાય કરનાર બ્રાહ્મણ અને

પ્રભુલોકો ભાગવતપંથના અનુયાયી વૈષ્ણવ હતા તેથીજ કિંવા ભાગવતપંથનું તેમનાપર સુપરિણામ થયું હતું, તેથીજ તેઓ મહારાજ ઉપર શ્રદ્ધાભક્તિ દર્શાવતા હતા એવું કહેનાર મનુષ્યો પાસે કંઇ આધાર છે ખરો ?

## ભાગવતધર્મનું વાસ્તવિક પરિણામ

તાત્પર્ય એ છે કે મહારાજે આટલા બધા મનુષ્યો એકઠા કર્યા અને તેમની પાસેથી અપૂર્વ દેશકાર્ય કરાવ્યું તેનું મૂળ કારણ ભાગવતધર્મપ્રસાર નથી, પણ મહારાજની અલૌકિક કાર્યશક્તિનુંજ તે ફળ હતું એ કાર્યનું થોડું શ્રેય ભાગવતધર્મને આપવું એ વસ્તુસ્થિતિનો વિપર્યાસ કરવા જેવું છે એમજ દિલગીરીસહિત કહેવું પડશે સત્ય કહીએ તો સંતજનોએ પ્રચલિત કરેલા નિવૃત્તિમાર્ગને લીધે મહારાષ્ટ્રમાંથી પ્રવૃત્તિમાર્ગ ત્રણસો વર્ષપર્યંત લોપ પામ્યો હતો રામ અને રહેમાનને એકજ માનનાર, શાંત, વિરક્ત, અહંમમતાશૂન્ય, ઉદાસીન અને પરમાર્થસાધક ભગવદ્‌ભક્ત સત્પુરુષો સંસારને ક્ષણભંગુર જાણી તેમાંથી મુક્ત થવાનીજ અહર્નિશ ઉત્કટ ઇચ્છા રાખતા હતા તેમને ઐહિક સુખદુ:ખનું કિંચિત્ પણ ભાન થતું નહોતું અને સર્વજનોને મુક્તકંઠે એવોજ ઉપદેશ કરતા હતા તેઓદ્વારા યવનોનો નાશ કરવાનો ઉપદેશ થાય એ અશક્યજ હતું એવો ઉપદેશ રામદાસ સિવાય બીજા કોઇ પણ સાધુના ગ્રંથમાંથી યત્કિંચિત્ પણ પ્રાપ્ત થશે નહિ. ઐહિક સુખસાધનોને જલતરંગવત્ માનનાર મહાસાધુજનોના હૃદયમાં એવો વિચાર ક્યાંથી ઉત્પન્ન થાય ? અમારા દેશમાં વૈરાગ્યવૃત્તિ કિંવા નિવૃત્તિ પરાયણતા, પ્રત્યેક મનુષ્યના હાડમાંસમાં વ્યાપેલી હોવાથીજ મુસલમાનબાદશાહની કલેશપ્રદ સત્તા સતત ત્રણસો વર્ષપર્યંત ચાલુ હતી છતાં કોઈ મરાઠો સરદાર કિંવા બ્રાહ્મણ મુત્સદ્દી તેનો પ્રતિકાર કરવા આગળ પડ્યો નહિ બાદશાહદ્વારા પ્રાપ્ત થતો કટકો રોટલો ખાઇને બેસી રહેવામાંજ તેમને સુખ જણાતું હતું ભાગવતધર્મનો દુંદુભિ તેમના કાનમાં ધમધમાટ મચાવી રહ્યો હતો, તેમ છતાં તેમના અંત:કરણમાં સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની બુદ્ધિ જાગૃત થઇ નહિ, પણ ઉલટું અતિશય સંતોષવૃત્તિ અને ઉદાસવૃત્તિ વૃદ્ધિ પામી હતી એમ જણાય છે જે સમયે શિવાજીમહારાજે સ્વરાજ્ય સંપાદન કરવાનો ઉદ્યોગ આરંભ્યો તે સમયે તેમનો ઉત્સાહભંગ કરનાર અને તેમના કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરનાર મરાઠાસરદાર અને બ્રાહ્મણ મુત્સદ્દીઓની સંખ્યા કેટલી હતી તે ઇતિહાસજ્ઞ પુરુષોને કહેવાની જરૂર નથી વારૂ, વિવાદપ્રશ્ન ઉપસ્થિત કરનાર ઇતિહાસપંડિતો એકાદ સરદાર કિંવા મુત્સદ્દીનું નામ પ્રકટ કરી શકે એમ છે કે જેનામાં ભાગવતધર્મમૂલક ઐક્યભાવ જાગૃત થવાથી તે પોતાની મેળેજ શિવાજીમહારાજને આવી મળ્યો હોય ? તેમ થયું હોત તો મહારાજને શરૂઆતમાં શુદ્ધ નિરભિમાનીજનોની સલાહ પ્રમાણે કેટલાક મરાઠાઓને બ્રાહ્મણસરદારોના સંબંધમાં તદ્દન જૂદી પદ્ધતિએજ કામ લેવું પડ્યું હતું તેનું પ્રયોજનજ રહેત નહિ મોરોપંત પિંગળે, બાલાજી સોનદેવ, અને દત્તાજી પંત આદિ બ્રાહ્મણ મુત્સદ્દી, બાલાજી આવજી, બાજી પ્રભુ દેશપાંડે,

મુરાર બાજી ઇત્યાદિ સ્વામિભક્ત પ્રભુગૃહસ્થ અને તાનાજી માલુસરે, પ્રતાપરાવ ગુજર અને હબીરરાવ મોહિતે જેવા અનેક પ્રતાપી વીરપુરુષો મહારાજ પાસે માત્ર પોતાના ઉત્કર્ષની લાલસાએજ આવ્યા હતા અને ભવિષ્યમા સૂર્યમુખી કમળની પેઠે મહારાજના અલૌકિક તેજને પ્રતાપેજ તેઓના ઉજ્જવલ ગુણ વિકાસ પામ્યા અને પરિપક્વ થયા હતા એમ જણાય છે સ્વરાજ્યસ્થાપનાની સિદ્ધિ સબધી ઉક્ત કારણ પૂરતુ હોવા છતા બિચારા સસાર સુખથી બહિષ્કૃત નિવૃત્તિપરાયણ સાધુજનોને એ સબધી યશ આપવો એ અમાગ ચરિત્રનાયકની વાસ્તવિક યોગ્યતાને લઘુત્વ પ્રાપ્ત કરાવવા જેવુ સમજવામા આવે છે

## સ્વધર્માભિમાન

આ સ્થળે કોઇ પ્રશ્ન કરશે કે, મહારાજે ભારતભૂમિમાથી મુસલમાનોની સત્તા નિર્મૂળ કરવાનો સત્સકલ્પ કર્યો હતો તેના મૂળમા સ્વધર્માભિમાનરૂપ વૃત્તિ હતી કે નહિ? એ પ્રશ્નનો હકારમા સ્પષ્ટ ઉત્તર આપવો પડશે મહારાજના હૃદયમા બાલ્યાવસ્થાથીજ સ્વધર્માભિમાનનુ બીજારોપણ થયુ હોવાથી મરણપર્યત તેમની વૃત્તિ ધર્મશીલ હતી એ વૃત્તિને લીધેજ તેમના હૃદયમા પ્રથમથીજ યવનદ્વેષ ઉદ્ભવ્યો હતો એમ કહેવામા અતિશયોક્તિ નથી ધર્માભિમાન ઉત્પન્ન થવા સાથેજ તેમનામા સ્વાતંત્ર્યપ્રીતિ પણ ઉત્પન્ન થઇ ઉત્તરોત્તર વૃદ્ધિ પામી હતી એ ઉભય વૃત્તિનો ક્ષોભ થવાથીજ તેમના હૃદયમા સ્વરાજ્ય અને સ્વાતત્ર્ય મેળવવાનો સકલ્પ દૃઢ થયો અને તેમણે જગતને ચકિત કરી નાખે એવા પરાક્રમ કર્યાં તેમ છતા એ સ્વધર્માભિમાન અમર્યાદ સ્વાતત્ર્યપ્રીતિ સિવાય કેવળ પગુ હતુ એ ભૂલવુ જોઇતુ નથી એ ઉભય વૃત્તિને અપ્રતિમ કર્તૃત્વશકિતની સહાયતા ન હોત તો તે હતુ નહતુ સરખુજ થઈ પડત મહારાજના હૃદયમા એ વૃત્તિત્રિવેણીનો સયોગ અને ઉત્કર્ષ થવાથીજ તેમનુ ચરિત્ર આજે જગતમા ઉદાહરણસ્વરૂપ થઇ પડયુ છે મહારાજનુ સ્વધર્માભિમાન માત્ર ભાગવતધર્મનો પ્રસાર થવાથીજ ઉદ્ભુત થયુ હતુ એમ કહી શકાશે નહિ, કારણ કે સતજનોનો પથ અસત ઉદાર હોવાથી તે માર્ગે વળેલા મનુષ્યોના હૃદયમા અભિમાનરૂપી વૃત્તિને બિલકુલ સ્થાન મળે તેમ નહોતુ રામ અને રહેમાનને એકજ જાણનારા સાધુસતના ભકિતપથમા એવી વૃત્તિને નિવાસ કરવાનો અવકાશજ નહોતો મહારાજને વૈષ્ણવપથના ખાસ ઉપાસક માનવામા કોઇ જાતનો પૂરાવો મળતો નથી. તેમની સનાતનધર્મ ઉપર સપૂર્ણ દૃઢ શ્રદ્ધા હોવાથી મરણપર્યત તેમના હૃદયમા ઇશ્વર ઉપર વિશ્વાસ અને ભવાનીદેવી ઉપર ભકિત કાયમ રહી હતી મહારાજે પોતાના સહાયક જનોના હૃદયમા વૈષ્ણવપથની સહાયતાવડેજ સ્વરાજ્યપ્રીતિ સાથે સ્વધર્માભિમાનની જાગૃતિ કરી નહોતી, પરતુ ગોબ્રાહ્મણને પોતાનુ દૈવત સમજાવનાર જાતિભેદ અવશ્ય પાળવાનો બોધ આપનાર, મૂર્તિપૂજાને ઉત્તેજન આપનાર અને સર્વ કર્મકાડની અગત્ય પ્રતિપાદન કરનાર સનાતનધર્મના તેઓ અભિમાની હતા એ ભૂલવુ જોઇતુ નથી મહારાજ અને તેમના ઘણા અનુ-

યાયીઓના આચરણ સનાતનધર્મને અનુસરતા હતા એ નિર્વિવાદજ છે, કારણ કે કોઇ પણ બખરગ્રથમાથી એ માન્યતાવિરુદ્ધ યત્કિંચિત્ પણ પુરાવો મળતો નથી

આ સ્થળે કોઇ પ્રશ્ન કરશે કે જે પ્રાતમા મહારાજના કર્તૃત્વની વિશેષ વ્યાપ્તિ હતી તે પ્રાતમા તુકારામ આદ પુષ્કળ વૈષ્ણવભકતોનુ અસ્તિત્વ હોવા સાથે કેટલાક સતપુરુષોનુ ચરિત્ર મહારાજની દૃષ્ટિ સમક્ષ તાદૃશ્ય થતુ હતુ અને તુકારામ બાવા ઉપર તેમની અતિશય શ્રદ્ધાભકિત હતી, તેમ છતા તેમના હૃદય ઉપર ઉકત ભકિતપથનુ કઇ પણ પરિણામ થયુ કે નહિ ? એ શકાનુ સમાધાન કરતા કહેવુ પડશે કે તુકારામ આદિ સાધુસતના ઉજ્જ્વળ આચરણોને લીધે તેઓ મહારાજને પરમ વદનીય જણાતા અને તેમની બોધક વાણી શ્રવણ કરવા તથા તેમનો સમાગમ કરવા મહારાજ સદા ઉત્સુક રહેતા એ નિર્વિવાદ છે, પરતુ સાધુસતોનો બોધ સનાતનધર્મવિરુદ્ધ કિવા તેમના આચરણ એ ધર્મવિરુદ્ધ હોવાનુ મહારાજના લક્ષમા આવ્યુ નહોતુ, તેમજ તે કાળની સતસમાજને પણ પોતાનો પથ સનાતનધર્મથી વિશેષ છે એવુ જણાયુ નહોતુ એવી ભેદદષ્ટિ તો આધુનિક પડિતસમાજનીજ જણાય છે તે સમયના સાદા, સરળ અને ભાવિક મનુષ્યો ઉપર ભેદદષ્ટિનો દોષારોપ કરવો એ યોગ્યજ નથી સાપ્રતકાળમા વૈષ્ણવપથનુ અસ્તિત્વ છે મહારાષ્ટ્રના ઘણા ગામોમા પઢરપુરના વારેદારો જોવામા આવે છે અને લાખો મનુષ્યો પઢરપુરની યાત્રાએ જાય છે, પરતુ સર્વ જનસમૂહને તેમા કઇ વિશેષત્વ જણાતુ નથી તેમજ એવા વારેદાર મનુષ્યોની કર્મનિષ્ઠા કિવા જાત્યભિમાન ઓછુ થયુ હોય એવો અનુભવ થયો નથી

## રામદાસ સ્વામી તરફથી સ્ફુર્તિ મળી ન હતી.

ઉપરોકત સર્વ વાદવિવાદનો નિષ્કર્ષ એટલોજ કે પ્રત્યક્ષ મહારાજ કિવા તેમના સહાયક મુત્સદ્દી અને વીર પુરુષો ભાગવતધર્મના ઉદાર તત્ત્વોને લીધેજ સ્વરાજ્ય સ્થાપવાના કાર્યમા પ્રવૃત્ત થયા અને તે સિવાય એ મહત્કાર્ય થાતજ નહિ એ કહેવુ યોગ્ય નથી [1] હવે વિવાદગ્રસ્ત પ્રશ્નના ઉત્તરાર્ધમા પ્રતિપક્ષ તરફથી રામદાસ સ્વામીને રાજકીય શ્રેય આપવાનો પ્રયત્ન કરવામા આવે છે, તેમા સમાયલા સત્યાસત્યનુ અવલોકન કરીએ પ્રતિપક્ષ તરફથી કહેવામા આવે છે કે, રામદાસ સ્વામીએ ભાગવતધર્મને મહારાષ્ટ્રધર્મનુ નામ આપી તેનુ સરક્ષણ અને વૃદ્ધિ કરવા માટે શિવાજીમહારાજને જીવનપર્યત બોધ કર્યો તેથીજ તેમણે અવિરત ઉદ્યોગ કર્યો, નહિ તો તેમને હાથે કઇ પણ થાત નહિ એ કથનની નિર્માલ્યતા આ પુસ્તકના ઓગણત્રીસમા પ્રકરણના અત વિભાગમા સપ્રમાણ દર્શાવી આપેલી હોવાથી અત્ર પુનરુકિત કરવાની અગત્ય જણાતી નથી સમર્થ

---

૧ એ વિવેચનથી ભાગવતધર્મ સનાતનધર્મથી ઉચ્ચ પ્રતિનો નથી એવો અમારો અભિપ્રાય નથી. સત્સગપૂર્વક એ ધર્મનુ અનુસરણ કરનાર મનુષ્યના હૃદયમા કર્મનિષ્ઠા કરતા ઔદાર્ય અને શમતા અતિશય ઉત્પન્ન થવાનો સભવ નિર્વિવાદ છે એ પથદ્વારા તેના અભિમાની પડિતો કહે છે તેટલે દરજ્જે, રાજકીય પુનરુજ્જીવનને સહાયતા મળી હતી કે કેમ ? તેનુ અવલોકન કરવા માટેજ પ્રકૃત વિવાદ ઉપસ્થિત કરવો પડયો છે

સ્વામીએ મહારાજને ઇ૦ સ૦ ૧૬૪૯ મા શિષ્યદીક્ષા આપી અને મહારાજે તેમનુ ગુરુત્વ સ્વીકાર્યું એ જનપ્રવાદ, સમર્થના જીવનચરિત્ર ઉપરથી તેમજ તે આધાર સત્ય માનીને ચિટણીસે તથા શિવદિગ્વિજયકારે પોતાના ગ્રથમા એ સબધી ઉલ્લેખ કર્યાથી સર્વત્ર પ્રચલિત થયો છે, તેને સપ્રમાણ માનીને અમારા ઇતિહાસ-પડિતોએ ઉક્ત પ્રવાદ પ્રસાર્યો છે, પરતુ રામદાસ સ્વામીની મુલાકાત અને શિષ્ય-દીક્ષાસબધીની ઉક્ત સાલ ખોટી ઠરી છે તથા તે સાલ પછી તેવીસ ચોવીસ વર્ષે મહારાજ સાથે સ્વામીની પ્રથમ મુલાકાત થયાનો ખરો પૂરાવો સાપ્રત અવ-લોકનમા આવ્યો છે તે ઉપરથી પડિતજનોની કલ્પના નિર્મૂળ હોઇ રામદાસ સ્વામીને મહારાજના યશમાથી કાઇ પણ વિભાગ મળતો નથી વાસ્તવિકરીતે જોતા તેમના યશનો એટલો બધો ભાગ ઉક્ત પૂરાવાની ગેરહાજરીમા પણ રામ-દાસ સ્વામીને આપવો એ યુક્તિયુક્ત નહોતુ મહારાજે ઇ સ ૧૬૪૯ પહેલા પાચ છ વર્ષ પૂર્વે સ્વરાજ્યસાધનાનો ઉદ્યોગ કર્યો હતો એ નિર્વિવાદ છે તેજ પ્રમાણે રામદાસ સ્વામીએ મહારાજને મોકલેલાં પ્રથમ પત્રમા તેમની સ્તુતિ કરી હતી, તે સ્તુતિને તેઓ ઇ સ ૧૬૪૯ મા કિવા તે પછીના પદર વીસ વર્ષે પાત્ર થયા હતા એમ કહી શકાશે નહિ વળી મહારાજે વાઇ, કરાડ, સતારા અને પરળી વગેરે થાણા ઇ૦ સ૦ ૧૬૭૨–૭૩ પહેલા જીત્યા નહોતા એ સ્થળે ગુરુશિષ્યની મુલાકાત થયાનુ સમર્થ સ્વામીના જીવનચરિત્રમા લખ્યુ છે, તેના સભવિતપણાસબધી લેખકે બરોબર વિચાર કરવો જોઇતો હતો, તેમજ જે હાસબોધના બળવત્તર પૂરાવા ઉપરથી તેઓએ ઉક્ત કથન લખ્યુ છે તે ગ્રથનુ તેમણે સૂક્ષ્મદૃષ્ટિએ સાદ્યત અધ્યયન કરવુ જોઇતુ હતુ, તેમ નહિ કરતા મહારાજ-ને સમર્થદ્વારા સ્વરાજ્યસાધન અને સ્વધમરક્ષણ કરવાના કાર્યમા સ્ફૂર્તિ અને ઉપદેશ મળ્યાસબધી નિશ્ચયાત્મક લખવુ એ આશ્ચર્ય પમાડનાર છે

ઇ સ ૧૬૭૨ મા ગુરુશિષ્યની પ્રથમ મુલાકાત થઇ હતી એજ વિધાન નિશ્ચયાત્મક ઠરે છે ત્યારે સ્વરાજ્ય સપાદન કરવાનો ઘણોખરો શ્રમ પરિપૂર્ણ થયા પછી મહારાજને સમર્થની ઉપદેશવાણી શ્રવણ કરવાનો યોગ મળ્યો હતો એ સ્પષ્ટજ છે આ સ્થળે કોઇ પ્રશ્ન કરશે કે મહારાજને સમર્થના પ્રત્યક્ષ દર્શન નહિ થયા હોય તો તેમના શિષ્યદ્વારા બોધ મળ્યો હશે, પરતુ તેમનુ તે કથન પણ અનુચિત જણાય છે, કારણ કે મહારાજને સમર્થ સ્વામીસબધી એક બે વખત સમાચાર મળ્યા હતા, પણ ગુરુશિષ્યની પ્રથમ મુલાકાત થઇ ત્યાસુધી તેઓ સ્વામીજીનુ નામ પણ ભૂલી ગયા હતા, એવુ સમર્થ મહારાજના જીવનચ-રિત્રમાજ લખ્યુ છે તે ઉપરથી 'રાજકીય પુનરજ્જીવનાર્થે' રામદાસ સ્વામીએ પ્રયત્ન કર્યાનુ લખવામા[1] આવે છે તે કાર્યનો મહારાજદ્વારા અદ્યાપિપર્યંત આરભ

[1] રા. રા. વિ કા રાજવાડેએ 'શ્રી સરસ્વતી મદિર'ના છઠ્ઠા વર્ષના પહેલા અકમા (શક ૧૮૨૮ ચૈત્ર) લખ્યુ છે કે, "શકે ૧૬૦૦ (ઇ૦ ૧૬૭૮) મા મહારાષ્ટ્રમા સર્વત્ર રામદાસનો મત માનનાર અને કર્યં કરનાર આશરે ૧૨૦૦ રામદાસી મનુષ્યો કામ કરતા હતા. શકે ૧૬૦૦ મા એકજ મતનો પ્રચાર કરનાર અને એકજ કાર્ય સિદ્ધ કરનાર ૧૨૦૦ મનુષ્યો

થયો નહોતો એમ માનવુ પડશે અને સમર્થના ચરિત્ર ઉપરથી કિંવા મહારાજના ઇતિહાસ ઉપરથી પણ તે પ્રયત્ન ભવિષ્યમા કેટલે દરજ્જે ચાલુ રહ્યો તેની કલ્પના પણ થઇ શકતી નથી ઇતિહાસ તરફ આખમિચામણા કરી માત્ર કલ્પનાશકિતમાજ રમણ કરવુ હોય અને પોતાનાજ મતનુ કોઇ પણ રીતે પ્રતિપાદન કરવુ હોય તો ઇચ્છાશકિત પ્રમાણે ગમે તેવા વિધાન બેલાશક ઠોકી બેસાડવા; પરતુ એક શોધકના આડબર નીચે તેવા વિધાન માન્ય થાય એ અમારા દેશનુ મોટુ દુર્ભાગ્યજ કહેવાશે આટલો બધો ઉહાપોહ કરવાનો હેતુ એજ છે કે વાસ્તવિક સત્ય હોય તેનુ નિરૂપણ કરવુ અને જેની જેટલી ખરી યોગ્યતા હોય તે નિષ્પક્ષપાત બુદ્ધિવડે જગતસમક્ષ પ્રસિદ્ધ કરવી

## ભાગવતધર્મ અને મહારાષ્ટ્રધર્મ

પ્રસ્તુત વિષયના ઉપસહારમા એક ગૌણ મુદ્દાનુ અવલોકન કરીએ ઇતિહાસકારોદ્વારા કહેવામા આવે છે કે, રામદાસ સ્વામીએ ભાગવતધર્મને મહારાષ્ટ્રધર્મની સજ્ઞા આપી હતી અને સ્વબુદ્ધિવડે તેનોજ સર્વત્ર પ્રચાર કર્યાથી મહારાષ્ટ્રીય પ્રજાના હૃદયમા સ્વદેશાભિમાનની જાગૃતિ થઇ, પરતુ આ સ્થળે પ્રશ્ન થાય છે કે, રામદાસ સ્વામીએ વિઠ્ઠલભક્તનો વૈષ્ણવપથ સર્વતોપરિ માન્ય હતો કે કેમ? દાસબોધ ગ્રથનુ સૂક્ષ્મરીતે અવલોકન કરતા તેના રચનારનો પથ કઇક જૂદોજ જણાઇ આવે છે મહારાષ્ટ્રમા રામદાસીપથ કરતા વૈષ્ણવપથ જૂદોજ છે એવી માન્યતા ધીમે ધીમે પ્રસરવા લાગી હતી રામદાસીપથના મનુષ્યો ઘણુખરૂ પઢરપુરના વારા કરવા જતા નહોતા રામદાસ સ્વામીને ઘણા આગ્રહસહિત એક વખત પઢરપુર લઇ જવામા આવતા ત્યા કેવો અદ્‌ભુત ચમત્કાર બન્યો હતો તે તેમનુ જીવનચરિત્ર વાચનારને સુવિદિતજ છે, અર્થાત્ સાધુઓનો વૈષ્ણવપથ રામદાસીપથથી તદ્દન ભિન્ન પ્રકારનો હતો અને સનાતનધર્મ ઉપરજ તેનો પાયો રચાયો હતો તેથી વૈષ્ણવપથને તેમણે મહારાષ્ટ્રધર્મનુ નામ

---

જોતા સમર્થ સ્વામીએ મહારાષ્ટ્રમા રાજકીય પુનરુજ્જીવનાર્થે કેવુ મોટુ યત્ર ગોઠવ્યુ હતુ તેની કલ્પના થઈ શકે છે શકે ૧૬૦૦ મા સમર્થના વિચારો અને કાર્યવડેજ મહારાષ્ટ્ર સર્વત્ર છવાઇ રહ્યુ હતુ એમજ કહેવુ પડે છે" (પૃ ૩૩) એ કથનનો ધાર્મિક ઉદ્દેશ સુજ્ઞ વાચકોના ધ્યાનમા આવ્યોજ હશે, અર્થાત્ રાજકીય પુનરુજ્જીવનનુ સર્વ શ્રેય સમર્થ સ્વામીને ઘટે છે શિવાજીમહારાજ તો કેવળ નિમિત્તમાત્ર હતા, તેમને હાથે તો કઈ વિશેષ કાર્ય થયાજ નહોતા ઈ૰ સ૰ ૧૬૭૨–૭૩ પર્યંત મહારાજે કરેલા કાર્યો, સમર્થ સ્વામીએ રચેલા યત્રો અસ્તિત્વમા આવ્યા ત્યાસુધી વ્યર્થજ હતા કે? એ કાર્યોવડે તેમના તાબાના મનુષ્યોને સ્વરાજ્યવિષયક અભિમાન અને તે માટે પ્રસગોપાત પ્રાણની આહુતિ આપવાની ઇચ્છા થઈ નહોતી કે? એવા ઇતિહાસલેખકોની સત્યનિષ્ઠા પ્રશસનીયજ સમજવી જોઇએ! એ ઇતિહાસકારના ઉક્ત કથનને આધારે એક રામદાસભક્તને ઉમગ આવતા તેણે શ્રી સયાજીવિજય (મરાઠી)ના તા ૨૪ મી નવેમ્બર ૧૯૧૬ ના અકમા 'રામદાસીસપ્રદાય' નામક લેખ લખી અકાડતાડવ કર્યું છે એ જોતા તેને રામદાસી ભક્તિનો કેટલો ઉભરો ચઢયો છે અને તેમ થવાથી સત્યનો લોપ કરી શિવાજીમહારાજને લઘુત્વ પ્રાપ્ત કરાવવાની તેમની ધાધલ કેવી ચાલુ છે તે જણાઈ આવે છે

આપ્યુ હોય એવુ જણાતુ નથી એક વિદ્વાન ગૃહસ્થ એ શબ્દનો અર્થ ‘ મહારાષ્ટ્રનુ કર્તવ્ય ’ કહે છે, પરતુ એ અર્થ નિર્માલ્ય જણાય છે ‘મહારાષ્ટ્રનુ કર્તવ્ય ’ એટલે કોઇ જૂદાજ પ્રકારના ધર્મકર્મ કહી શકાશે નહિ એ શબ્દનો સાદો અને સરળ અર્થ કરવાનુ મૂકી ઉક્ત પડિતજી શામાટે આડા ફટાયા હશે? પ્રસ્તુત લેખકને એ સામાસિકપદનો અર્થ ‘મહારાષ્ટ્રીય જનસમાજનો ધર્મ’ હોય એમ જણાય છે સ્વામીજીએ મહારાજને મોકલેલા સ્તુતિજનક પત્રમા તથા સભાજીને મોકલેલા બોધજનક પત્રમા એ શબ્દ લખવામા આવ્યો છે, તેનો બીજો કઇ અર્થ થવો સભવિત નથી તે સમયે મહારાજે મહારાષ્ટ્રનો ઘણો વિભાગ કબજે કરી ત્યાની મુસલમાની સત્તા અચાનક નાબૂદ કરી દીધેલી હોવાથી ત્યાની પ્રજા, બીજી અનેક બાબતની પેઠે, ધર્મ સબધે પણ નિર્ભય થઇ હતી રામદાસ સ્વામીએ એ સ્થિતિ લક્ષમા લઇ પોતાના પત્રમા મહારાજની સ્તુતિ કરી છે અને સભાજીને તેનુ રક્ષણ તથા વર્ધન કરવાનો બોધ આપ્યો છે મહારાજનો જન્મ કર્ણાટકમા થયો હોત અને ત્યા તેમણે સ્વરાજ્ય સપાદનદ્વારા સ્વધર્મનુ રક્ષણ કર્યું હોત તો સમર્થ સ્વામીએ ‘ કર્ણાટકધર્મ તમારી વાટ જુએ છે ’ એવુ કથન અવશ્ય કર્યું હોત ‘મહારાષ્ટ્રધર્મ ’ એ શબ્દ રામદાસ સ્વામીના બીજા કોઈ પણ કવનગ્રથમાથી મળી આવતો નથી, તે પરથી જણાય છે કે, ફક્ત શિવાજી મહારાજના કર્તૃત્વની પ્રશસા કરવા માટેજ રામદાસ સ્વામીએ એ શબ્દનો ઉપયોગ કર્યો છે લેખકકથિત નિર્માલ્ય આધાર ઉપરથી મહારાષ્ટ્રીય પ્રજાના હૃદયમા સ્વામીજીએ સ્વદેશાભિમાન જાગૃત કરવા માટેજ એ શબ્દનો પ્રચાર કર્યો છે એમ કહેવુ અનુચિત જણાય છે સ્વામીજીએ સભાજીના પત્રમા ‘ મરાઠા મળે તેટલા મેળવવા અને મહારાષ્ટ્રધર્મ વધારવો ’ વગેરે ઉદ્ગારો લખ્યા છે તે તેમના પહેલા અને અતિમજ હતા[1] કારણ કે રામદાસ સ્વામીએ જે વર્ષમા સભાજીને એ પત્ર લખ્યો તેજ વર્ષમા તેમનુ દેહાવસાન થયુ છે[2] તેમની પાછળ તેમના શિષ્યમડળે ગુરુનુ વ્રત ચાલુ રાખ્યુ હોય એવુ કોઇ ગ્રથમા લખ્યુ નથી માત્ર કલ્પનાજ કરવી હોય, તો તે ઇતિહાસ નથી, એ સમર્થભક્તોએ ભૂલવુ જોઇતુ નથી તાત્પર્ય એ છે કે, સમર્થ સ્વામી જેવા એક ગોસાઇના બોધ ઉપરથી સ્વદેશાભિમાન, સ્વધર્માભિમાન, સ્વરાજ્યાભિમાન અને સ્વાતત્ર્યપ્રીતિ જેવી ઉચ્ચ વૃત્તિ મહારાષ્ટ્રમા કેટલાક સમય પર્યત જાગૃત રહી હતી એમ કહેવા કરતા શિવાજીમહારાજના ઉજ્જવળ

---

૧ જગદીશ્વર છાપખાનામા છપાઇ પ્રસિદ્ધ થયેલા રામદાસ સ્વામીના ચરિત્રના એક જૂના ઇતિહાસગ્રથમા અને રા ચૌબળકૃત સ્વામીના ચરિત્રમા સમર્થ સ્વામીએ સભાજીને લખેલો ઉક્ત પત્ર છપાયો છે તેમા ‘ મરાઠા મળે તેટલા મેળવવા અને મહારાષ્ટ્રધર્મ વધારવો.’ એ વાક્ય લખ્યુ નથી એ મહત્ત્વનુ વાક્ય પ્રકાશકે શામાટે કાઢી નાખ્યુ હશે? કિવા એ વાક્ય મૂળ પત્રોમા નહિ હોય અથવા રામદાસ સ્વામીના કોઇ ભક્તે પાછળથી વધાર્યું તો નહિ હોય?

૨ શકે ૧૬૦૩ ના પોષ મહિનામા ઉક્ત પત્ર લખ્યો છે અને તેજ વર્ષના માઘ માસમા સમર્થ સ્વામીનુ દેહાવસાન થયુ છે

ચરિત્રમહિમાવડેજ તે વૃત્તિચતુષ્ટયનુ બીજારોપણુ અને સરક્ષણુ થયુ હતુ એમ કહેવુ વિશેષ યુકિતયુક્ત જણાય છે ઓરગઝેબે સભાજીને પકડી મારી નાખી તેમનુ સ્વરાજ્ય પોતાના પગ નીચે દબાવી દીધેલુ હોવા છતા જે વીર પુરષોએ અત્યત જુસ્સાથી અને શૌર્યથી સતત ઓગણીશ વર્ષ સુધી બાદશાહ સાથે યુદ્ધ કર્યા અને તેને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી તેમને રામદાસીપથ તરફથી કિચિત્ પણુ સહાયતા મળી નહોતી, પરતુ શિવાજીમહારાજના કર્તૃત્વને લીધેજ અને તેમના હાથ નીચે કેળવાયલા હોવાને લીધેજ તે વીર પુરષોના હૃદયમા અલૌકિક જુસ્સો ઉત્પન્ન થયો હતો એ મહાન કૃત્યનો સપૂર્ણ યશ છત્રપતિ શિવાજી મહારાજનેજ આપવો જોઇએ સમર્થ સ્વામીએ એક પત્ર લખ્યો તે ઉપરથી તેમનુ ગૌરવ વધારવુ એ સર્વથા અન્યાયયુક્તજ છે

## પ્રથમના સરદાર અને મુત્સદ્દીઓની મદદ

કેટલાક ઇતિહાસલેખકોના ઉપરોક્ત કથનસબધી સત્યાસત્યનો નિર્ણય કરવામા આવ્યો છે એ વિવેચન ઘણુ વિસ્તૃત થઇ જવા માટે લેખક વાચકવૃદ પાસે ક્ષમાયાચના કરે છે તેઓના કથનથી આપણા ચરિત્રનાયકને ઘણુજ લઘુત્વ પ્રાપ્ત થતુ જણાયાથી આટલુ બધુ લખવુ પડ્યુ છે હવે એ ઇતિહાસલેખકોનુ એક બીજુ કથન તપાસીએ તેઓ લખે છે કે, બ્રાહ્મણી (પેશ્વવાઇ) રાજ્યના કેટલાક વિભાગમા પુષ્કળ બ્રાહ્મણમુત્સદ્દી અને મરાઠાસરદાર ઉન્નતિ પામ્યા હતા તેઓને પોતાના કર્તૃત્વની વિશેષતા જણાઇ અને મહારાજના હૃદયમા સ્વરાજ્ય સાધ્ય કરવા જેવુ સામર્થ્ય અને બુદ્ધિબળ જોઇ તેઓ ધીમે ધીમે તેમના પક્ષમા ગયા તેમની સહાયતાથીજ મહારાજ સ્વરાજ્યનો પાયો નાખી શકયા, એ કથનમાથી કેટલુ સત્ય છે, તે મહારાજનો ઇતિહાસ લક્ષપૂર્વક વાચનારને સત્વર જણાઇ આવશે. તેમના મુત્સદ્દીસમાજમા એક પણુ એવો મનુષ્ય નહોતો કે જે સ્વત કિવા તેના પૂર્વજો મુસલમાની બાદશાહીમા મોટા મુત્સદ્દી ગણાયા હોય તેજ પ્રમાણે મહારાજના લશ્કરમા જે સરદાર ઉન્નતિ પામ્યા હતા તેમાનો કોઇ પણ સરદાર મુસલમની બાદશાહીમા મોટો જાગીરદાર નહોતો નેતાજી પાલકર, પ્રતાપરાવ ગુજર, હબીરરાવ મોહિતે, સતાજી ઘોરપડે, ખડેરાવ દાભાડે, ધનાજી જાધવ વગેરે સરદાર પ્રથમથીજ મોટા જાગીરદાર હતા એ કથનને કિચિત્ પણુ આધાર નથી તેઓ સર્વ નાના મોકાસદાર કિવા દેશમુખ હોવા જોઇએ પાછળ રાજ્ય વ્યવસ્થા પ્રકરણમા લખ્યા પ્રમાણે મોકાસદારો અને દેશમુખીઓદ્વારા પ્રજા પાસેથી કર વસુલ કરવાનુ બધ પડયાથી તેઓ મહારાજની નોકરી કરવા લાગ્યા અને પોતાના ઉત્કૃષ્ટ કાર્યોને લીધેજ ધીમે ધીમે ઉન્નતિ પામ્યા તે સમયે મોટા સરદાર તરીકે ફલટણના નિબાળકર, મુધોળના ઘોરપડે, મસવડના માને, વાડીના સાવત, શૃગારપુરના સૂર્વે, શિર્કે, દળવી અને જાવળીના મોરે ઇત્યાદિ ગણવામા આવતા હતા એ સઘળા સરદાર અતપર્યત વિજાપુરસરકારના તાબેદાર રહ્યા હતા; અને પહેલા ત્રણુ સરદાર પોતાના માલિક તરફથી મહારાજ સાથે વિરોધ કરવા તૈયાર થયા હતા બાકીના સરદારોને મહારાજે પરાજિત કર્યા ન હોત તો તેઓ

પોતાની મેળે મહારાજના પક્ષમા આવત નહિ એમજ કહી શકાશે એ જોતા મરાઠા સરદારોએ પોતાની મેળેજ મહારાજને સહાયના કરી હતી એમ કહી શકાશે નહિ મહારાજના તાબામા જે સરદારો અને મુત્સદ્દીઓ હતા તે સર્વેએ પગારની આશાએ નોકરી સ્વીકારી હતી શિવાજીમહારાજને મહાન દેશકાર્યમા ઉદ્યુક્ત થયેલા જાણી તેમના ઉદ્યોગને સહાયના કરવાની નિષ્ઠાથી કોઇ મનુષ્ય તેમના પક્ષમા ગયો નહોતો, એવુ ઉપલબ્ધ ગ્રથો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે નોકરીમા રહ્યા પછી તેમના અત કરણમા સ્વરાજ્યાભિમાન વિકાસ પામ્યુ તેનુ બીજારોપણ અને વર્ધન, મહારાજની ઉન્નતિપ્રદ સુસગતિને લીધેજ થયુ હતુ એમ કહી શકાશે, તેથી સર્વ યશ મહારાજનેજ પ્રાપ્ત થવો જોઇએ તેમને ન્યૂનત્વ પ્રાપ્ત કરાવવા જેવુ વિવાદગ્રસ્ત કથન કેવળ બુદ્ધિ અને ચિત્તભ્રમનોજ પ્રકાર કહી શકાશે

## સ્વરાજ્યસ્થાપના માત્ર મહારાષ્ટ્રપૂરતીજ ન હતી.

એજ ઇતિહાસવેત્તાઓદ્વારા મહારાજને લઘુત્વ પ્રાપ્ત કરાવે એવુ એક અન્ય કથન પણ પ્રચલિત છે, તે એ કે, મહારાજનો સકલ્પ માત્ર મહારાષ્ટ્ર જેટલી સરહદમા સ્વરાજ્ય સ્થાપવાનો હતો જે મહાપુરુષે મુસલમાન બાદશાહીના કબજામાથી સર્વ ભારતભૂમિને મુક્ત કરી સ્વધર્મનુ રક્ષણ કરવા અને હિદુરાજ્યની સ્થાપના કરવાનો સકલ્પ કર્યો હતો, તેમની કૃતિમર્યાદા એટલીબધી સકુચિત હતી એમ કહેવુ એ વસ્તુસ્થિતિનો અનાદર કરવા જેવુ છે મહારાષ્ટ્રની સરહદમાજ સ્વરાજ્ય સ્થાપવાનો તેમનો ઉદ્દેશ હોત તો મહારાજે કર્ણાટકમા અઢાર મહિનાસુધી ચઢાઇઓ કરી, પુષ્કળ પ્રાતો તથા કિલ્લા કબજે કરી, સ્થળે સ્થળે પોતાના થાણા સ્થાપ્યા તથા કેટલાક પ્રાતનુ સરક્ષણ કરવા માટે નવા કિલ્લા બાધ્યા તેનુ પ્રયોજન શુ ? તેજ પ્રમાણે ઈ૦ સ૦ ૧૬૭૯–૮૦ મા વિજાપુરસરકારના મુખ્ય કાર્યભારી મસાઉદખાન સાથે મહારાજે તહનામુ કરતી વખતે પોતાના પિતાની જાગીર સ્વતત્ર કરી તાબામા લેવાનો તેમનો શો ઉદ્દેશ હતો ? પ્રસ્તુત લેખકને તો એવુજ જણાય છે કે, કેટલાક ઇતિહાસકારોના લખવા પ્રમાણે રામેશ્વરપર્યતનો સર્વ પ્રદેશ કબજે કરી ત્યા પોતાની સત્તા સ્થાપવાનો મહારાજનો સકલ્પ હતો તેજ સત્ય છે અને તેમનુ જીવન જો થોડા વર્ષ લબાયુ હોત તો તે સકલ્પ સિદ્ધ કર્યો હોત કર્ણાટકમા ચઢાઇ લઇ જવામા બીજો ઉદ્દેશ એ હતો કે, આદિલશાહની સત્તા પશ્ચિમ અને ઉત્તરમા જેમ ઓછી કરી નાખી હતી તેજ પ્રમાણે દક્ષિણમા પણ કરવુ અને એ સત્તા થોડી હદમા આવતાજ સધિ જોઇને આદિલશાહીનો પાયો જડમૂળથી ઉખેડી નાખવો ચઢાઇ વખતે મહારાજની બીજી ધારણા એ હતી કે, દક્ષિણમા કુતુબશાહની સત્તાને પણ ધોકો પહોચાડવો કર્ણાટકમાથી પાછા ફરતી વખતે મહારાજે પોતાના ત્યાના સરદારોને મદ્રાસ તરફના પ્રાત કબજે કરી પૂર્વ સમુદ્રપર્યંત પોતની સત્તા સ્થાપવાની આજ્ઞા ફરમાવી હતી એટલે કર્ણાટકમા ચઢાઇ લઇ જવામા તેમના બે ત્રણ ઉદ્દેશ હતા દક્ષિણમાથી બને બાદશાહી સક્ષિપ્ત કરી નાખવાનો તેમનો વિચાર સ્પષ્ટ જણાઈ આવ છે પશ્ચિમકિનારાનો

સર્વ પ્રદેશ પોતાના તાબામા લેવા માટે મહારાજ વહાણો તૈયાર કરાવી તેમા ઉત્તરોત્તર વૃદ્ધિ કરતા હતા પશ્ચિમ કિનારાપરનો સીદીરૂપી કાંટો સમૂળ ઉખાડી નાખવા માટે તેમનો સપાટો લાગલાગટ ચાલુ હતો તેનુ કારણ પણ એજ હતુ ગુજરાત પ્રાતમા દમણુ અને સુરત શહેરપર્યંત તેમણે પોતાના થાણા સ્થાપવાનો આરભ કર્યો હતો ઈ૦ સ૦ ૧૬૭૦ થી ઈ૦ સ૦ ૧૬૮૦ સુધી ગુજરાતમા ચઢાઈ કર્યા સિવાયનુ તેમનુ એક પણ વર્ષ વ્યતીત થયુ નથી એમ કહી શકાશે ત્યા મોગલોની સત્તા હોવાથી તે પ્રાત એકદમ હસ્તગત કરવામા વિશેષ જોખમ સમાયલુ હતુ એ પણ મહારાજ જાણતા હતા પોતાની શક્તિ ઉપરાતનુ કોઇ પણ કામ એકાએક નહિ કરવાનો તેમનો નિયમ હોવાથી ઔરગાબાદનુ મોગલોનુ પ્રબળ થાણુ મહારાજે એમને એમજ રહેવા દીધુ હતુ એ શહેર સુધી લૂટ કરવી; પરતુ શહેરમા હુમલો કરવો નહિ એવો તેમનો નિશ્ચય હતો તેમ છના મોગલ બાદશાહી ઉપર મહારાજની બિલકુલ દૃષ્ટિ નહોતી એમ પણ કહી શકાશે નહિ, કારણ કે દક્ષિણમા જયસિહ રાજા પ્રબળ સૈન્યસહિત આવ્યા હતા તેમની સામે શાહિસ્તખાન સાથે જેવુ પ્રપચી આચરણ ચલાવ્યુ હતુ તેમ નહિ કરતા તેને વશ કરી લેવાની મહારાજે યોજના કરી તેનુ કારણ શુ હશે ? દિલેરખાને પુરદરનો ઘેરો નાખ્યો હતો તેમા તેને યશ મળ્યો નહોતો તે એકજ કિલ્લા નીચે મોગલોને બેહદ ત્રાસ વેઠવો પડયો હતો તેજ પ્રમાણે જયસિહનો સિહગઢ કબજે લેવાનો પ્રયત્ન વ્યર્થ ગયો હતો, તેથી મોગલો સામે નહિ ટકવા જેવુ કઇ બન્યુ નહોતુ, છતા મહારાજ જયસિહની છાવણીમા ગયા હતા અને દિલેરખાન જેવા ગર્વિષ્ઠ સરદાર સાથે નમ્રતાપૂર્વક વર્ત્યા હતા, તથા તેની સાથે તહનામુ કરવાની મસલત ચલાવી હતી; એટલુજ નહિ પણ જયસિહની ભલામણથી તેઓ દિલ્હી જવા પણ તૈયાર થયા હતા, તેનુ કારણ શુ હોવુ જોઇએ ? વળી ઔરગઝેબ જેવો મહા કપટી વિશ્વાસઘાતી શત્રુ પોતાનો નાશ કરવા સદા તલ્પી રહ્યાનુ જાણવા છતા તેના તાબામા જઈ સપડાવાનુ જે પુરુષે સાહસ કર્યું તેનો ઉદ્દેશ શો હોવો જોઇએ ? પ્રસ્તુત લેખકને તો તેમા તેમનો મહદુદ્દેશ જણાય છે, અર્થાત્ જયસિહ જેવા બળવાન રાજપૂત રાજાને વશ કરી લેવો, તેમનાદ્વારા દિલ્હીદરબારના અન્ય રાજપૂત સરદારો સાથે ઓળખાણ કરવી અને ઉત્તર તરફના પ્રદેશની થોડી ઘણી માહિતી મેળવી લેવી તેમજ મોગલો સાથે સ્નેહ કર્યા પછી તરતજ આદિલશાહ તથા કુતુબશાહ ઉપર પોતાનો કરપ બેસાડવો એજ ઉદ્દેશ હતો મહારાજે પોતાનો ઉદ્દેશ ઘણે ભાગે પરિપૂર્ણ કર્યો હતો એ તેમના જીવનચરિત્ર ઉપરથી જણાઇ આવે છે. દક્ષિણમાના મોટા જાગીરદારો યવનોના તાબેદાર થવાથી સર્વ એકત્ર થઈ સ્વતત્ર સત્તા સ્થાપવાની તેમને ઇચ્છા થઇ નહોતી તેજ પ્રમાણે ઉકત રાજપૂત રાજાઓ પણ મોગલ બાદશાહના માડલિક થયેલા હોવાથી તેઓ પોતપોતાનુજ સભાળતા હતા સર્વ રાજપૂતોએ એકત્ર થઇ મોગલસત્તા સાથે વિરોધ કરવાની તેમને કલ્પના પણ થઇ નહોતી, પરતુ મહારાજે દક્ષિણમા જેવુ કાર્ય આરભ્યુ હતુ તેવુજ કાર્ય પોતાની સહાયતાથી ઉત્તરના રાજપૂતોએ આરભવુ એવી મહારાજની ઇચ્છા હતી;

નહિ તો તેઓ મરણસમયે બખરલેખકના લખવા પ્રમાણે શોકોદ્‌ગાર[1] કાઢત નહિ શાહજીરાજા પોતાના મહા પ્રતાપી પુત્ર શિવાજીમહારાજની મુલાકાત લઇ કર્ણાટક ગયા તે સમયે તેમણે વ્યંકોજીરાજાને બોધના શબ્દો કહેતા મહારાજના કાર્યોની જે પ્રશંસા કરી હતી[2] તે કેવળ અતિશયોક્તિ ભરેલી કહી શકાશે નહિ સર્વ બાબતોપ્રત્યે વિચાર કરતા મહારાજનો સંકલ્પ કેવો વિસ્તૃત હતો તે સહેજે જણાઇ આવશે એ મહાસંકલ્પ પરિપૂર્ણ કરવા મહારાજને દીર્ઘાયુષ્ય નહિ મળવાથી તેમના કાર્યક્ષેત્રને સંકુચિત માની તેમને લઘુત્વ પ્રાપ્ત કરાવનાર મનુષ્યો સર્વથા અન્યાયી કહી શકાશે

અત્યારસુધી પ્રારંભમા જણાવ્યા પ્રમાણે બે મહત્ત્વના પ્રશ્નો ઉપર વિવેચન કરવામા આવ્યુ છે તે ઉપરથી વાચકોના લક્ષમા આવ્યુ હશે કે, પરકીય લેખકો અને પ્રેક્ષકો આપણા ચરિત્રનાયકપ્રત્યે જે દોષારોપ કરે છે તે નિરાધાર છે અને અમારા દેશના કેટલાક ઇતિહાસજ્ઞ પુરુષો મહારાજને લઘુત્વ પ્રાપ્ત કરાવવા જેવા કથન પ્રકટ કરે છે તે પણ અપ્રયોજક છે

હવે મહારાજના કેટલાક ઉજ્જ્વળ ગુણોનુ અહિ નિરૂપણ કરવુ ઇષ્ટપ્રદ જણાય છે ઉપરોક્ત વિવેચનપરથી તેમના કેટલાક સદ્‌ગુણોનુ દિગ્દર્શન થયુ છે છતા તેમના કેટલાક મુખ્ય ઉત્કૃષ્ટ ગુણોનુ ટુકમા વિવેચન કરીશુ તેમ કરતા મહારાજના ચાર પ્રકારના વર્તનનો વિચાર કરી શકાશે જેમકે—૧ રાજકીય, ૨ વ્યાવહારિક, ૩ કૌટુંબીક અને ૪ ધાર્મિક

## લોકસંગ્રહ અને ઉદારતા

પ્રથમ તેમના રાજકીય વર્તનસંબંધી વિચાર કરીએ પ્રબળ યવન બાદશાહી સત્તા સાથે વિરોધ કરી સ્વરાજ્ય સ્થાપવાના ઉદ્યોગમા સુયશ સંપાદન કરવા માટે આવશ્યકીય થઇ પડે એવા મહારાજના શૌર્ય, વીર્ય, પરાક્રમ, તર્ક, યુક્તિ અને સાહસ ઇત્યાદિ ઉત્કૃષ્ટ ઉજ્જ્વળ ગુણનુ કથન કરવુ એ ધોળે દહાડે સૂર્યનુ અસ્તિત્વનો વિશેષ પૂરાવો શોધવા જેવુ કહેવાશે તેમના ચરિત્રમાથી સ્થળે સ્થળે અપ્રતિમ ગુણનો પ્રત્યય થાય એમ છે તે સંબધી અત્રે સ્વતંત્રરીતે વિવેચન કરવાની આવશ્યકતા નથી[3] સ્વરાજ્યસાધનરૂપી કાર્યમા સંપૂર્ણ યશસ્વી થવા માટે એ સિવાય બીજા કેટલાક મહદ્‌ગુણોની આવશ્યકતા હોય છે મહા-

---

૧ પૃષ્ઠ ૪૦૮ જુઓ     ૨ પૃષ્ઠ ૪૧ જુઓ

૩ મહારાજના કટ્ટા શત્રુ ઔરંગઝેબ બાદશાહનાજ ઉદ્‌ગાર આ સ્થળે પ્રકટ કર્યાથી તેમના ઉત્કૃષ્ટ ગુણોનો પૂરાવો મળશે તેઓએ લખ્યુ છે કે – તેઓ મહાન રણશૂર સૈનિક હતા હિંદુસ્તાનના પ્રાચીન રાજ્યોનો નાશ કરવાનો મે સતત પ્રયત્ન આરંભ્યો હતો છતા નૂતન રાજ્ય સ્થાપવાનુ મહત્કાર્ય પરિપૂર્ણ કરવા માટે પરાક્રમ આદિ અગત્યના ગુણો તેમના કરતા બીજા કોઇ મનુષ્યમા વિશેષ નહોતા મારૂ પ્રબળ સૈન્ય તેમની સાથે યુદ્ધ કરવામા સતત ઓગણીસ વર્ષપર્યંત ગુંથાયુ હતુ, તેમ છતા તેમની સત્તા એકસરખી વૃદ્ધિગત થતી હતી ' આ અભિપ્રાય મહારાજને ' પહાડકા ચુવા ' કહેનાર ઔરંગઝેબ બાદશાહનો છે

રાજમા તે ગુણો કેટલે દરજ્જે વિદ્યમાન હતા તે જોઇએ પ્રથમ ગુણ એ હોવો જોઇએ કે સુકૃતમય હોવા છતા અસભવિત જણાતા ઉદ્યોગમા યશ મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્યને પોતાના સમાગમમા આવતા મનુષ્યોને પોતાના પક્ષમા લેવાની કળા સારી પેઠે આવડવી જોઇએ એ કળામા મહારાજ એટલા બધા કુશળ હતા કે તેવી કળા આજપર્યંત અન્ય કોઇને પ્રાપ્ત થઇ હોય એવુ જગતના ઇતિહાસમાથી જણાતુ નથી મહારાજની વાણી બાલ્યાવસ્થાથીજ મોહક અને મધુર હોવાથી તેઓએ શરૂઆતથીજ માવળપ્રાતના કેટલાક દેશમુખ અને અન્ય મનુષ્યોને પોતાના કાર્યમા સહાયક બનાવી લીધા હતા ગમે તેવો પુરુષ એક વખત મહારાજના સમાગમમા આવતો કે તે તરતજ તેમની મોહક વાણીથી વશ થઇ તેના અતકરણમા તેમને માટે આદરબુદ્ધિ અને સ્નેહભાવ ઉત્પન્ન થતો તથા તેમના મહત્કાર્યપ્રત્યે અભિમાન ધારણ કરી મન, વાણી અને કર્મવડે તેમને સહાયતા કરવા કબૂલ થતો તેમણે એવો અલૌકિક જાદુ સપાદન કરેલો હોવાથી તેમને સ્વામિનિષ્ઠ અને વિશ્વાસુ સેવકોની કદિ પણ ઉણપ પડી નહોતી સેવકો મેળવનાર મનુષ્યોના અતકરણમા લોકપ્રીતિ સપાદન કરવાનો એક બીજો ગુણ અર્થાત્ ઉદારતા હોવી જોઇએ તાબાના મનુષ્યો સાથે ઉદારપણે વર્તવામા મહારાજના જેવો કોઇ પણ ઇતિહાસપ્રસિદ્ધ નૃપતિ થશે નહિ પોતાના સેવકો ઉત્તમ કાર્ય કરતા તે વખતે તેમને કાર્યના પ્રમાણમા ઇનામ તથા શાબાશી આપવામા મહારાજ સર્વદા તૈયારજ રહેતા નોકરોને વખતસર પગાર આપી તેમની અનેક સાસારિક વિડબના પ્રસગે સહાયતા કરવામા મહારાજ સર્વદા મુક્તહસ્ત રહેતા કોઇ પણ યુદ્ધપ્રસગે મરણ પામેલા સેવકનુ કુટુબ જીવનપર્યંત ઉદરનિર્વાહ ચલાવી શકે તે માટે યોગ્ય વ્યવસ્થા કરવાનુ મહારાજ ચૂકતા નહોતા મરણ પામેલા સેવકનો બધુ કિવા પુત્ર સરકારી નોકરી કરવા લાયક જણાતા મહારાજ તેને યોગ્યતા પ્રમાણે હોદ્દો આપવાની વ્યવસ્થા કરતા એ પરથી તાબાના સેવકોની ખાત્રી થઇ હતી કે આપણા સ્વામીના કાર્યમાટે પ્રસગે સ્વપ્રાણની આહુતિ આપવી પડશે તોપણ તેઓ આપણી પાછળ આપણા કુટુબના જીવનનિર્વાહની સુવ્યવસ્થા કરશે

## ગુણજ્ઞતા અને નિષ્પક્ષપાત બુદ્ધિ

લોકસગ્રહ કરનાર સ્વામી ગુણજ્ઞ અને ગુણની કદર જાણનાર હોવો જોઇએ મહારાજમા આ અલૌકિક ગુણગ્રાહ્યતા હતી પ્રત્યેક મનુષ્યના વાસ્તવિક ગુણની પરીક્ષા કરી તેઓ તેને યથોચિત કાર્ય સોપતા અને તેમા વૃદ્ધિગત પામતા ગુણના પ્રમાણમા નિષ્પક્ષપાતપણે તેની ઉન્નતિ કરતા, એજ તેમની મુખ્ય નીતિ હતી તેઓ કોઇને મિત્ર કિંવા આપ્ત જાણી મોટો હોદ્દો કિવા મોટા માનની નોકરી આપવા જેવો પક્ષપાત કદિ પણ કરતા નહિ લાયક મનુષ્યના હક્કનો વિચાર કરી મહારાજ તેને ન્યાયપૂર્વક યોગ્ય હોદ્દો આપતા તેમની એ નીતિને લીધે સર્વ મનુષ્યોને ખાત્રી થઇ હતી કે મહારાજ ગુણ અને કર્તવ્યકર્મની યોગ્ય તુલના કરી આપણી ઉન્નતિ કરનાર ગુણજ્ઞ સ્વામી છે આપણા ચરિત્રનાયકમા એક બીજો ઉત્કૃષ્ટ ગુણ એ હતો કે, તેઓ પોતાના તાબાના મનુષ્યોના અતકરણમા પોતાના

ઉપર વિશ્વાસ ઉત્પન્ન કરાવવાની અદ્‌ભુત કળા જાણતા હતા કોઇ પણ સેવકને ગમે તેટલુ મહત્ત્વનુ કામ સોંપ્યા છતા તે પરિપૂર્ણ કરવા સબધી મહારાજ તેનાપર સપૂર્ણ વિશ્વાસ રાખતા વિશ્વાસ રાખવા લાયક મનુષ્યોની તેઓ પ્રથમથીજ બરાબર તપાસ કરતા અને એક વખત વિશ્વાસ રાખ્યા પછી પુન તેનાપ્રત્યે સશય દર્શાવતા નહિ વિશ્વાસુ મનુષ્યપ્રત્યે દ્વેષ કિવા ઇર્ષ્યા રાખનાર મનુષ્ય મહારાજ પાસે જઇ તેની ચાડી કરવાની હિમત ધરાવતો નહ ચાડીચુગલી કરનાર મનુષ્યને મહારાજ પોતાની પાસે આવવા દેતા નહોતા કોઇ સેવકના કાર્યપ્રત્યે સશય ઉત્પન્ન થતા મહારાજ પ્રથમ પોતાના ગુપ્ત જાસુસદ્વારા તેની તપાસ કરતા અને ત્યાર પછી પૂરાવો ભેગો કરી યોગ્ય ન્યાય ચૂકવતા મહારાજની એ વૃત્તિને લીધે તાબાના નાનામોટા સેવકોને ખાત્રી થઇ હતી કે, પ્રમાણિકપણે અને દક્ષતાપૂર્વક પોતાના કાર્ય કરવાથી મહારાજ નોકરી ઉપરથી દૂર કરશે નહિ મહારાજપ્રત્યે પ્રત્યેક સેવકને વિશ્વાસ ઉત્પન્ન થયેલો હોવાથી અને હોદ્દાસબધી ખાત્રી થયાથી તેમનામા પ્રમાણિકપણુ, સ્વામિનિષ્ઠા અને સ્વકાર્યદક્ષતા આદિ વૃત્તિનો વિકાસ થયો હતો

## નિષ્કપટીપણું અને મિત્રભાવ

લોકસગ્રહ કરનાર લોકનાયકે પોતાના તાબાના મનુષ્યો સાથે નિષ્કપટીપણે અને મિત્રભાવે વર્તવુ ઇષ્ટપ્રદ થઇ પડે છે એ કળા પણ મહારાજે ઉત્તમ પ્રકારે સાધ્ય કરી હતી જેનાપર એક વખત વિશ્વાસ મૂકતા તેની સાથે તેઓ કદિ પણ કપટીપણે વર્તતા નહોતા મહારાજ પોતાના વિશ્વાસુ સેવકો સાથે પોતે રચેલી યોજના અને તેની સિદ્ધિના ઉપાયોસબધી વિચાર ચલાવતા 'અને તેઓની મસલત આદરપૂર્વક ધ્યાનમા લેતા પોતાના મનુષ્યો સાથે અતકરણમા એક અને હોઠ ઉપર જૂદુ એમ દ્વિધા વર્તન રાખતા નહિ તેજ પ્રમાણે રાજ્યાધિકારના જુસ્સાથી કોઈ સાથે કદિ પણ અહકારભરેલુ વર્તન ચલાવતા નહિ પોતાના તાબાના મનુષ્યોને પોતાના મિત્રસમાન જાણી તેમની સાથે ખરા સ્નેહભાવથી વર્તતા કોઇનુ માનખડન કિવા મદમર્દન તેઓ એકાએક કરતા નહોતા. મહારાજ પોતાના સર્વ મનુષ્યો સાથે એવુજ વર્તન ચલાવતા હોવાથી તેઓને,પોતાનુ સ્વાભિમાન અને માનપ્રતિષ્ઠા જળવાઈ રહેવાની ખાત્રી હતી, તેથીજ તેઓ સ્વામિકાર્યમા સદોદિત એકનિષ્ઠ રહેતા હતા મહારાજના સ્નેહયુક્ત વર્તનને લીધેજ તેઓના અતકરણમા તેમનાપ્રત્યે પ્રેમ અને અભિમાનવૃત્તિ ઉત્પન્ન થતી હતી.

## કરપ

મહારાજ પોતાના તાબાના અધિકારીઓપ્રત્યે આદરપૂર્વક મિત્રભાવે વર્તતા હતા, પરતુ તેમના ઉપર તેઓનો કરપ પણ બહુ સખ્ત હતો મહારાજ તેઓનું આટલુ બધુ સન્માન કરતા હતા અને સ્નેહ દર્શાવતા હતા તે ઉપરથી કોઇ કારભારી કિવા અમલદાર અહકાર કરે કિવા પોતાના કામમા આળસ કરે તો તે મહારાજ કદિ પણ સહન કરતા નહિ એવો અહકારી કિવા આળસુ અમલદાર

ગમે તેવો ઉચ્ચ અધિકારી હોવા છતા મહારાજ તેને યોગ્ય શિક્ષા કરવા કદિ પણ ચૂકતા નહોતા, તેથી સર્વ અમલદારો ઉપર મહારાજનો સરખો કરપ હતો સર્વને એવુજ જણાતુ કે, હુશિયારીથી પ્રમાણિકપણે સ્વામિકાર્ય કરવાથીજ તેઓની આપણાપર કૃપા થશે મહારાજનો સપ્ત કરપ હોવાથી તેઓ આટલા બધા મનુષ્યો ઉપર કાબૂ રાખી શકતા અને તેમની પાસેથી ઇચ્છાનુસાર કાર્ય કરાવી શકતા હતા

## ઉદ્યોગીપણું

સેવકજનોપર મહારાજનો સપ્ત કરપ રહેવાનુ એક બીજુ પણ કારણ હતું મહારાજને બાલ્યાવસ્થાથીજ જીવતોડ મહેનત કરી પ્રત્યેક કામ કરવાની ટેવ હોવાથી રાજ્યની પ્રાપ્તિને માટે અને રાજ્યની વ્યવસ્થા કરવાને માટે અગત્યના થઇ પડે એવા પ્રત્યેક ગુણ અને પ્રત્યેક કાર્યો તેમનામા ઉત્તમ પ્રકારે વિકાસ પામ્યાં હતા રણભૂમપર શત્રુ સાથે યુદ્ધ કરતી વખત સૈનિકોને શત્રુસન્મુખ ઉભા રાખી પોતે એક પ્રેક્ષકની પેઠે, કોઇક સુરક્ષિત સ્થળમા ઉભા રહેવાનો કેટલાક સેનાપતિનો કિંવા રાજાનો નિયમ હોય છે, તેમ મહારાજ કદિ પણ વર્તતા નહોતા તેઓ હાથમા તલવાર લઇને સર્વથી આગળ રણભૂમિ ઉપર ઘૂમતા અને પોતાના શરીરનુ અપ્રતિમ શૌર્ય, વીર્ય અને યુદ્ધકૌશલ્ય પ્રકટ કરતા તેમ થવાથી તેમના તાબાના વીર પુરુષોને મહારાજ કરતા પોતાનામા વિશેષ યુદ્ધકૌશલ્ય હોવાનો અહકાર ઉત્પન્ન થતો નહોતો પોતાના સેનાપતિને લૂટ કરવા મોકલી કિંવા ચઢાઇમા મોકલી પોતે આનદ ભોગવવાનો કેટલાક રાજાઓનો નિયમ હોય છે તેમ થવાથી વિજય પ્રાપ્ત કરનાર સેનાપતિ રાજ્યમા પ્રબળ થઇ પડે છે, અને રાજા તેના હાથમા એક રમકડા જેવો થઈ પડે છે, પરતુ મહારાજે મરણપર્યત તેવુ વર્તન ચલાવ્યુ નથી તેઓ સર્વદા એકાદ ચઢાઇમા ગુથાયલાજ રહેતા આળસુની પેઠે સ્વસ્થ બેસી રહેવાનુ તેઓને પસદજ નહોતુ એવા ઉદ્યોગીપણાને લીધે અને અવિશ્રાત પરિશ્રમને લીધે તેઓએ પોતાનાપર કોઇ પણ સેનાપતિ કિંવા સરદારનુ બળ ચાલવા દીધુ નહોતુ જૂદી જૂદી ચઢાઇઓમા સરદારો અને સેનાપતિઓ પોતે જે પરાક્રમ દર્શાવતા તેના કરતા મહારાજના પરાક્રમ થોડે અશે પણ વિશેષ થતા તે જોઇ તેઓને પોતાનુ અભિમાન વધારવાનો અવકાશજ મળતો નહિ મહારાજસમક્ષ તેઓ પોતાને હમેશા હીનપરાક્રમીજ જાણતા. રાજ્યવ્યવસ્થાસબધી પણ તેમણે એવોજ ક્રમ રાખ્યો હતો કિલ્લાનો બદોબસ્ત, જમીનમહેસુલની વ્યવસ્થા, વિકટ પ્રપચ રચવા માટે જરૂર પડતી યુક્તિમત્તા, વગેરે કોઈ પણ કાર્ય માટે કોઇ પણ અધિકારી મહારાજ પાસે બડાઇ મારવા શક્તિવાન થતો નહિ મહારાજમા એ સર્વ રાજ્યદ્વારી ગુણોનુ સમિલન હોવાથી પ્રત્યેક સેવક તેમના સમક્ષ તદ્દન નમ્ર અને સ્વસ્થ થઇ જતો પ્રત્યેક સેવક ઉપર તેમનો વિલક્ષણ કરપ હતો, એજ સુપ્રસિદ્ધ સદ્દગુણને લીધે રામદાસ સ્વામીએ પોતાના પત્રમા મહારાજને 'સર્વજ્ઞ'નુ વિશેષણ લગાડ્યુ છે

## લોકવશીકરણ

ઉપરોકત વિવેચનપરથી જોઇ શકાશે કે, મનુષ્યોને વશ કરી તેમનાદ્વારા પ્રમાણિકપણે ઇચ્છાનુસાર કાર્યો કરાવી લેવાની અપ્રતિમ કળા મહારાજે સાધ્ય કરી હતી, તેનુ કારણ ઉકત ગુણસમુચ્ચયનો તેમનામા ઉત્તમરીતે વિકાસ થયો હતો તેજ હતું એ લક્ષમા રાખવા જેવુ છે તેમણે મનુષ્યોને વશ કરવાની વશીકરણવિદ્યા ઉત્તમ પ્રકારે સપાદન કરેલી હોવાથી તેમના તાબાના સેવકોમાં પ્રમાણિકપણુ, સ્વામિનિષ્ઠા અને કર્તવ્યદક્ષતા જેવા સદ્ગુણો ઉત્પન્ન થયા હતા અને પરસ્પર એકબીજા કરતા ચઢતા ગુણો સપાદન કરવાની તેમને લાલસા થતી હતી મહારાજ પાસેથી શાબાશી મેળવવામાજ તેમને કૃતજ્ઞતા જણાતી હતી. સ્વામિકાર્યમાટે પ્રાણની આહુતી આપવાનો પ્રસગ આવતા તેઓ જરાપણ સંકોચાતા નહિ એવા અલૌકિક મહાપુરુષની મન, વચન અને કર્મવડે સેવા કરવામાજ પોતાના જીવનની સફળતા માનવા જેવી તેમને બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી આગળ જતા મહારાજ જે પુણ્યકૃત્યમા ગુથાયા હતા તેનુ તેઓએ મહત્ત્વ જાણ્યા પછી તેમની સાથે અપ્રમાણિકપણે વર્તવામા તેઓ મહાપાપ સમજવા લાગ્યા હતા તેમના અતકરણમા મહારાજસબધી સપૂર્ણ ભક્તિ અને દેશકાર્યની મહત્તાએ મચોટ અસર કરેલી હોવાથી તેઓએ પ્રપચ કિવા વિશ્વાસઘાત કદિ પણ કર્યો નહોતો મહારાજ દિલ્હી જઈ નજરકેદમા રહ્યા પછી આઠ નવ મહિને પુનઃ સ્વરાજ્યમા પાછા ફર્યા તે સમયે કિવા કર્ણાટકની ચઢાઇમા ગયા પછી અઢાર મહિનાપર્યંત તે તરફ ગુથાઇ રહ્યા તે સમયે તેમના તાબાના કોઇ પણ મુત્સદ્દીએ કિવા સરદારે મહારાજ સાથે દગોપ્રપચ કરવાની કલ્પના પણ કરી નહોતી એ બનાવ તે ચળવળને સમયે ઘણો આશ્ચર્યકારક કહી શકાશે, પરતુ મનુષ્યોને વશ કરવાની મહારાજની કળા ઉત્તરોત્તર કેવી રીતે વિકાસ પામી હતી તે લક્ષમા લેતા ઉપરોકત બનાવમા સમાયલા ગૂઢ તત્ત્વસબધી કોઇને આશ્ચર્ય ઉત્પન્ન થશે નહિ

## કલ્પનાશક્તિ

મહારાજમા બીજો મહત્ત્વનો ગુણ જોઇશુ તો જણાશે કે, તેમના મસ્તિષ્કમાં અપ્રતિમ કલ્પનાશકિત હતી તેમનામા એ ગુણ જો પરિપૂર્ણરીતે ન હોત તો સ્વરાજ્ય મેળવવાની તેમને બુદ્ધિ ઉત્પન્ન થાત નહિ, કારણ કે બાદશાહી દરબારમા દશહજારી અને વીસહજારી બળવાન મરાઠા સરદારોનુ અસ્તિત્વ છતા અને તેઓ મોટી મોટી જાગીરો ભોગવતા હતા છતા તેમના મસ્તિષ્કમા સ્વરાજ્ય મેળવવાની કલ્પના શામાટે ઉત્પન્ન થઇ નહિ? તેઓમા સ્વાતત્ર્યપ્રીતિ, સ્વધર્માભિમાન અને યવનસત્તાપ્રત્યે દ્વેષ જેવી વૃત્તિઓ નહોતી એમ કોણ કહી શકશે? તેજ પ્રમાણે તેમનામા શૌર્ય, પરાક્રમ આદિ ગુણોનો અભાવ હતો એમ પણ કહી શકાશે કે? એ સર્વ સદ્ગુણ હોવા છતા ઉકત સરદારોને મહારાજ જેવી બુદ્ધિ કેમ ઉત્પન્ન થઇ નહિ? એ પ્રશ્નનો ઉત્તર એજ છે કે તેમના મસ્તિષ્કમા

કલ્પનાશક્તિનો ગુણ વિશેષ નહોતો કયી યોજનાવડે સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકાય અને કોઇ પ્રસંગે એક યોજના નિષ્ફળ જતા બીજી કયા પ્રકારની યોજના યોજવી એનો પરિપૂર્ણ વિચાર કર્યા પછી કાર્યને ગતિમા મૂકવા જેવી કલ્પનાશક્તિ મહારાજમા બાલ્યાવસ્થાથીજ વિકસિત થઇ હતી કલ્પનાશક્તિનો મુખ્ય આધાર મનુષ્યની બુદ્ધિ ઉપર હોય છે મહારાજની બુદ્ધિ અતિ તીવ્ર હોવા સાથે તેમને સર્વ પ્રકારની માહિતી મેળવવાનો અમર્યાદ ઉત્સાહ હતો અને એજ ચોક્કસપણાને લીધે તેમનો જ્ઞાનભંડાર સદા ભરપૂર રહેતો હતો બીજાના ઉત્તમ પ્રકારના અનુભવની સહાયતા લઇ તેમા પોતાના પ્રત્યક્ષ અનુભવનો વધારો કરી સર્વ જ્ઞાન પોતાના હૃદયગ્રંથમા આલેખી રાખનાર તેમના જેવો બીજો પુરુષ ભાગ્યેજ હશે આ તો મહારાજની સ્મરણશક્તિની વાત થઇ, પરંતુ માત્ર સ્મરણશક્તિ પ્રબળ હોવાથી કલ્પનાશક્તિમા વૃદ્ધિ થતી નથી તેને ઉત્કૃષ્ટ વિવેકશક્તિની સહાયતા હોવી જોઇએ મહારાજમા અતિ પ્રખર વિવેકશક્તિ હતી એ નિર્વિવાદ છે સ્મરણશક્તિ અને વિવેકશક્તિના અપ્રતિમ બળવડે પ્રાપ્ત અનુભવનો અને ઉદ્દિષ્ટ કાર્યની સિદ્ધિ માટે જ્ઞાનનો વિનિયોગ કરવામા આવતા અલૌકિક યુક્તિમત્તાનો તેમનામા વિકાસ થયો હતો એક યોજનામા નિષ્ફળ થતા બીજી અને તેમા નિષ્ફળ થતા ત્રીજી યોજના યોજવીજ જોઇએ, નિરાશ થઇને કદિ પણ બેસી રહેવુ નહિ એવો મહારાજનો દૃઢ નિશ્ચય હતો એવો દૃઢ નિશ્ચય કરવાને સર્વ મનુષ્યો ભાગ્યશાળી હોતા નથી જે મનુષ્યના અંતઃકરણમા કલ્પનાશક્તિના બળવડે યુક્તિપ્રયુક્તિનો અખંડ પ્રવાહ વહન થતો હોય છે તેજ મનુષ્ય એવો દૃઢનિશ્ચયી થઈ શકે છે મહારાજે શરૂઆતથીજ પ્રત્યેક કાર્યમા દૃઢાગ્રહ દર્શાવેલો હોવાથી તેઓ તરુણ હોવા છતા તેમનાપર વિશેષ અનુભવી અને માહિતગાર મનુષ્યોની નિઃસીમ શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી મહારાજ તરુણ વયના હોવા છતા તેમને જ્ઞાનવૃદ્ધ જાણી તેમના અસંભવિત જણાતા કાર્યો માટે આસપાસના મનુષ્યો સહાયતા કરવા લાગ્યા તેમની કલ્પનાશક્તિ ઉત્કૃષ્ટ હોવાથી ઇચ્છિત કાર્ય સાધ્ય કરવા જે યોજના દર્શાવવામા આવતી તેની ખાત્રી થયાથીજ પોતાના પ્રાણ સંકટમા નાખવા મહારાજના સેવકો તૈયાર થયા હતા, નહિ તો તેમ બની શકત નહિ એજ કલ્પનાશક્તિના બળવડે મહારાજે પોતાના ઉપર આવી પડેલા ભયંકર પ્રસંગોમાથી કેવી રીતે મુક્તિ મેળવી એ તેમનુ ચરિત્ર વાચનાર મનુષ્યોને ક્ષણે ક્ષણે જણાઈ આવશે, એટલુજ નહિ પણ એજ સદ્ગુણ તેમના સર્વ કાર્યોના મૂળરૂપ હતો એમ કહેવામા અતિશયોક્તિ નથી એજ સદ્ગુણની સહાયતાથી મહારાજે તાબાના સેવકોમા પોતાના ઉપર સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન કર્યો હતો તેથી સ્વરાજ્યસિદ્ધિના કાર્ય માટે પોતાના પ્રાણની આહુતિ આપવા તેઓ પ્રવૃત્ત થયા હતા ગમે તેવા વિકટ પ્રસંગે ફસાઇ પડતા તેમા વિજય પ્રાપ્ત કરી સ્વકાર્યસિદ્ધિ કરવાની મહારાજમા અજબ કળા હોવાની પ્રત્યેક સેવકને ખાત્રી હતી, તેથીજ તેઓ ઇચ્છિત સાહસકર્મ કરવા ઉત્સુક રહેતા હતા

## તેજસ્વિતા અને સ્વાભિમાન

મહારાજમા તેજસ્વિતાનો ત્રીજો સદ્ગુણ હતો ખરા તેજસ્વી પુરુષો હોય છે તેઓ પારકાની તાબેદારી સહન કરી શકતા નથી તેઓ સ્વાભિમાની હોવાથી સ્વાભિમાનને પ્રતિકૂળ થઈ પડતી પરતત્રતા તેઓને તદ્દન અસહ્ય થઇ પડે છે પોતાના બળ ઉપર આધાર રાખી પ્રાપ્તસ્થિતિમા સતોષ માનવામાજ તેઓને વિશેષ સુખ જણાય છે. મહારાજમા એ સદ્ગુણ હોવાથી સ્વપિતાની પરતત્ર સ્થિતિ જોઇ તેઓ દુખી થતા હતા એ સ્થિતિમાથી મુકત થતા સ્વપ્રાણની હાનિ થવાનો સભવ મહારાજ સારી પેઠે જાણતા હતા, પરતુ એવી સ્થિતિમા રહી યવનોના ટુકડા ખાવા કરતાં પ્રાણુસકટ સ્વીકારવાનુ મહારાજને યોગ્ય જણાયુ હતુ તેમણે સ્વીકારેલા કાર્યમાં એકાએક યશ પ્રાપ્ત થવા માટે તેમને શકા જ હતી એમ કહેવુ પડશે, પરતુ પરતત્રતામા રહી સપાદન કરેલી ધનસપત્તિ તેમને તુચ્છ જણાવાથી દૃઢ નિશ્ચય તથા અતિશય ધૈર્ય ધારણ કરી તેઓ સ્વરાજ્યપ્રાપ્તિના ઉદ્યોગે વળ્યા હતા. મહારાજને પ્રાપ્તસ્થિતિમાજ સતોષ માનવાની શિખામણ આપનાર દાદાજી કોડદેવ જેવા પુરુષે તેમને પોતાના ઉદ્યોગમાથી નિવૃત્ત કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરતુ મહારાજ પોતાના દૃઢ સકલ્પમાથી વિચલિત થયા નહિ ત્યાર પછી તેમના પિતા ઉપર પ્રાણુસકટ આવી પડવા છતા ધૈર્ય રાખી પિતાને સકટમુકત કરવાની આશ્ચર્યકારક યુકિત શોધી કહાડી, પણ પોતાનો સકલ્પ તેમણે ત્યાગ કર્યો નહિ. એ પરથી મહારાજનુ તેજસ્વીપણુ સારી પેઠે જણાઇ આવે છે એ ગુણનુ અગીભૂત જે સ્વાભિમાન તે પણ મહારાજના અતકરણમા ઓતપ્રોત ભરેલુ હતુ દિલ્હીદરબારમા ઔરગઝેબ જેવા સાર્વભૌમ બાદશાહની કપટજાળમા સપડાવા છતા ત્યા પણ તેમણે પોતાનુ માનખડન થતુ સહન કર્યું નહિ, એ વાચકો પાછળ વાચી ગયા છે. ખરા વીર પુરુષોમાજ એ મહાભૂષણપ્રદ ગુણ જોવામા આવે છે એ ગુણ સિવાય પુરુષ કેવળ નિર્માલ્યવતજ કહી શકાશે કોઇ પોતાનુ અપમાન કરે નહિ કિવા કોઇ પોતાને કલકલગાડે નહિ કિવા તુચ્છ સમજે નહિ એ માટે મહારાજ હમેશા કાળજી રાખતા હતા, તેથીજ તેઓ જગપ્રસિદ્ધ અલૌકિક પરાક્રમો કરી શકયા છે મહા તેજસ્વી પુરુષો રાષ્ટ્રના અભ્યુદયને માટે કેવા કારણભૂત થઇ પડે છે તે મહારાજના ચરિત્ર ઉપરથી ઉત્તમ પ્રકારે જણાઇ આવે છે તેજસ્વીપણામાજ વીર્ય, શૌર્ય, સાહસ આદિ ઉજ્જવળ ગુણો અને સદાચાર, નિર્વ્યસન આદિ નૈતિક ગુણોનુ મૂળ સમાયલુ છે, કારણ કે તેજસ્વી પુરુષો પોતાના તેજની હાનિ થવા જેવા દુર્ગુણનો ત્યાગ કરી વાસ્તવિક તેજની વૃદ્ધિ થવા જેવા સદ્ગુણ પ્રાપ્ત કરવામાજ સર્વદા તત્પર હોય છે; એટલુજ નહિ પણ પોતાની તેજસ્વિતાના પ્રભાવવડે અન્ય જનોને સુખી અને સમૃદ્ધિશાળી કરવાના યત્ન કરવામાજ તેઓ પોતાના જીવનની સફળતા માને છે મહારાજની તેજસ્વિતાની પરીક્ષા કરી જોતા તેઓ કેટલે દરજ્જે ઉત્કૃષ્ટ જણાય છે તે સુજ્ઞ વાચકોને કહેવાની જરૂર નથી સારાશ એ છે કે મહારાજની તેજસ્વિતાને લીધેજ મહારાષ્ટ્રને કેટલાક સમયપર્યંત સ્વાતંત્ર્યસુખ પ્રાપ્ત થઇ જગતને મહારાષ્ટ્રીય પ્રજાના શરીરમા કંઇક વિશેષ ઓજસ્વિતા જણાઇ હતી.

## પ્રજાવાત્સલ્ય

મહારાજમા પ્રજાવાત્સલ્યનો મહાન સ્તુતિપાત્ર ગુણ હતો રાજ્યવ્યવસ્થાના પ્રકરણમા એ ગુણનુ સારી પેઠે દિગ્દર્શન કરાવવામા આવ્યુ છે, તેથી અત્ર પુનરુકિત કરવાની આવશ્યકતા નથી ખેડુત, વ્યાપારી અને ઉદ્યોગી મનુષ્યોનો ઉત્કર્ષ થાય, તેમને કોઇ તરફથી ત્રાસ પડે નહિ અને તેમને યોગ્ય ન્યાય મળે તે માટે મહારાજ પોતાના રાજ્યમા સર્વદા સુવ્યવસ્થા કરવા તત્પર રહેતા સર્વ કાર્યભાર શાત સ્વસ્થપણે ચાલ્યા કરે અને કોઇ પ્રકારની અવ્યવસ્થા ન થાય તે માટે મહારાજે પોતાની કલ્પનાશક્તિવડે ભૂતકાળમા કોઇપણ નૃપતિએ નહિ રચેલી એવી અષ્ટ પ્રધાનમડળની રચના રચી હતી જૂદા જૂદા પ્રધાનોને રાજ્યના જૂદા જૂદા ખાતાની જવાબદારી સોપી દઈ તેના ઉપર પ્રધાનમડળની અને પોતાની સ્વત દેખરેખ રાખ્યાથી પ્રજાને સુખ પ્રાપ્ત થશે એવુ મહારાજના લક્ષમા આવ્યુ હતુ; તેથીજ તેમણે પોતાના રાજ્યાધિકારની સમાનરૂપે વહેચણી કરી દીધી હતી અને પોતાના તાબાના લાયક પુરુષોનુ ગૌરવ વધારી ચારે તરફ તેમનો કરપ બેસાડયો હતો પ્રજાને અન્યાયપૂર્વક ત્રાસ આપનાર ઉચ્ચ અધિકારીને પણ મહારાજ સખ્ત શિક્ષા કરવા ચૂકતા નહિ તેમના વહિવટ ઉપર દેખરેખ રાખવા માટે મુખ્ય પ્રધાનોની નિમણુક કરવામા આવી હતી એટલુજ નહિ પણ તેઓ ગુપ્તચર અને બાતમીદારદ્વારા રાજ્યની સર્વ માહિતી મેળવતા હતા, તેથી પ્રજા સાથે અન્યાયી વર્તન ચલાવતા મહારાજને ખબર મળવાની અને તેમના તરફથી સખ્ત શિક્ષા થવાની પ્રત્યેક અમલદારને બીક લાગતી હતી નાનામોટા સર્વ અધિકારીને સર્વદા મહારાજની સખ્ત બીક લાગતી હોવાથી પ્રજાને શાતિ અને સુખ મળતુ હતુ ખેડુતોને પણ દરેક પ્રકારની સહાયતા આપવા માટે મહારાજે કેવા નિયમ ઠરાવ્યા હતા તે પાછળ લખવામા આવ્યુ છે

રાજાએ પોતાની પ્રજા સાથે સમાનપણે અને નિષ્પક્ષપાતપણે વર્તવુ એને પ્રજાવાત્સલ્યના અગનો એક મહદ્ ગુણ કહેવામા આવે છે એ ગુણમા પણ મહારાજની બરોબરી કરે એવો કોઇ પણ સ્વામી આજપર્યત દષ્ટિગોચર થયો નથી એમ કહેવામા અતિશયોકિત જણાશે નહિ રાજ્યની જૂદી જૂદી જાતિના મનુષ્યોને તેની શકિત પ્રમાણે નાનામોટા મહત્ત્વના કાર્યો ઉપર નિમી તેમને સતોષ–સુખ આપવાનો મહારાજનો નિયમ હતો માત્ર પોતાના જાતિબધુઓનેજ કૃપાપાત્ર જાણવા જેવો પક્ષપાત તેમણે કવચિત્ પણ આદર્યો નહોતો, એટલુજ નહિ પણ તેમણે પોતાના રાજ્યની મુસલમાની પ્રજાને સુદ્ધા કોઇ પ્રકારનો અન્યાય કર્યો નહોતો. જે મુસલમાનો સોપેલા કાર્યો પ્રમાણિકપણે તેમજ દક્ષતાપૂર્વક બજાવતા તેમને ઉચ્ચ હોદ્દે ચઢાવી મહારાજ ખુશી રાખતા હતા તેમના આવા નિષ્પક્ષપાતપણાને લીધેજ રાજ્યમા અસતોષ કે બડતોફાન થયા નહોતા સર્વ જાતિની પ્રજા મહારાજને એક દેવસમાન પૂજ્ય માનતી

## વ્યાવહારિક વર્તન

હવે મહારાજના ચરિત્રમા કયા સદ્ગુણ વ્યવહારમા વિશેષરૂપે દષ્ટિગોચર થાય

છે તેનું ટુકમા વર્ણન કરીશુ બખરલેખકોનુ મુખ્ય લક્ષ્ય રાજકીય ઉથલપાથલ તરફ-જ હોવાથી તેઓએ મહારાજના વ્યાવહારિક આચરણસબધી વિશેષ ઉલ્લેખ કર્યો નથી, તેથી એ સબધી વિશેષ વિવરણ લખી શકાય તેમ નથી, છતા તેઓના આચરણ અતિ વિશુદ્ધ હતા તેઓ હમેશા સાદો પોષાક પહેરતા હતા તેમને કોઇ પણ પ્રકારનુ વ્યસન નહોતુ હાસ્ય, મશ્કરી અને વિનોદપ્રત્યે તેમને પૂરેપૂરો તિરસ્કાર હતો મહાન કવિઓના કાવ્ય અને કથાપુરાણ સાભળવાનો તેમને શોખ હતો બીજા કોઇપણ પ્રકારના સુખવિલાસમા લિપ્ત થઇ રહેવાનો તેમને અવકાશ-જ નહોતો રાજ્યમા આવતા ગુણીજનોનુ કિવા વિદ્વાનપુરુષોનુ સન્માન કરવા મહારાજ સર્વદા તૈયારજ રહેતા યોગ્ય ગુણીજનોને પગાર આપી પોતાના તાબા-મા નોકરીએ રાખી લેતા, તેમજ પોતાના સુહૃદ્, સગાજનોનો અને ઇતર સરદાર તથા રાજાઓનો યથોચિત આદરસત્કાર કરવામા મહારાજ દક્ષ હતા સારાશ એ છે કે તેમના હૃદયમા ઐશ્વર્યમદ અને રાજ્યમદ જેવી દુર્વૃત્તિએ પ્રવેશ કર્યો નહોતો આથી તેમણે કોઇ પ્રકારનો અનાચાર કિવા અન્યાય કર્યો નહોતો

## કૌટુંબિક વર્તન

પૂર્વ સંકલ્પાનુસાર મહારાજના કૌટુબિક વર્તનસંબધી અત્રે થોડુક લખવું જોઇએ, પરતુ એ સબધી બખરલેખકોએ વિશેષ ઉલ્લેખ કર્યો નથી મહારાજ-ના હૃદયમા માતૃપિતૃભક્તિ અને બધુપ્રેમ કેટલો નિસીમ હતો તે પાછલા પ્રકરણોમા અનેક પ્રસગે લખવામા આવ્યુ છે, તેથી એ સબધી આ સ્થળે વિશેષ લખવાની આવશ્યકતા નથી. મહારાજે કેવળ સ્વપરાક્રમવડેજ પુષ્કળ ઐશ્વર્ય અને પ્રચડ સત્તા મેળવી હતી, છતા એક સત્તાધીશતરીકે ગર્વિષ્ઠ બની માતાપિતાનું કિવા બધુજનોનુ અપમાન કિવા અવહેલના કરવા જેવુ નિદ્ય કર્મ તેમણે કદિ પણ કર્યું નથી, એ તે સમયના યવનબાદશાહની સ્થિતિ જોતા ઘણુ આશ્ચર્ય-કારક જણાય છે મહારાજનુ પોતાની પત્નીઓ સાથે કેવુ વર્તન હતુ તે જાણુ-વાનુ સાધન નથી, પરતુ વિરુદ્ધ પૂરાવાને અભાવે નિશ્ચિતપણે કહી શકાશે કે તેઓ અતપુરની સ્ત્રીઓની શિખવણી પ્રમાણે અયોગ્યરીતે કદિ પણ વર્તતા નહોતા સ્ત્રીઓએ રાજ્યવ્યવસ્થામા માથુ મારવુ નહિ એવો તેમનો અભિપ્રાય હતો માતા જીજાબાઇને પણ તેઓ એ પ્રમાણે વર્તવા દેતા નહોતા, તો પછી રાણીઓની શી મગદૂર ? તેમ છતા પત્નીઓપ્રત્યે તેમને આદર અને પ્રેમ નહોતો એમ કહી શકાશે નહિ બખરકર્તાના કથનાનુસાર મહારાજને સઇબાઇ ઉપર અતિશય પ્રેમ હતો. સર્વ સ્ત્રીજાતિપ્રત્યે મહારાજ અત્યત આદરભાવ દર્શાવતા હતા; તેથીજ સ્ત્રીજાતિને ત્રાસ નહિ આપવાની તેઓએ પોતાના લશ્કરને સખ્ત આજ્ઞા ફરમાવી હતી અને તેમના કોઈ પણ સૈનિકે કોઇ પણ સ્ત્રીને ત્રાસ કિવા જોરજુલમ કર્યાનુ ઇતિહાસમાથી ઉદાહરણ મળતું નથી મહારાજે સ્વતઃ બાલ્યા-વસ્થાથી સ્ત્રીઓપ્રત્યે પૂજ્યભાવદર્શક આચરણ તાબાના મનુષ્યોને દર્શાવી આપ્યું હતુ. કલ્યાણના મુલાણાની પુત્રવધુનુ કથાનક અમારા વાચકોના સ્મૃતિપટ ઉપર

તાબુજ હશે. મહારાજ પોતેજ પવિત્રાચરણના હોવાથી પોતાની પત્નીઓસબધમાં બેદરકાર કિવા નિષ્ઠુર હોય એમ કહી શકાશે નહિ સ્વપુત્ર ઉપર તેમનો નૈસર્ગિક પ્રેમ હતો તેમને સુશિક્ષણ આપવાના અને રાજ્યાધિકારને લાયક બનાવવાના હેતુથી તેમણે યોગ્ય વ્યવસ્થા કરી હતી, તેમ છતા તેમનો જ્યેષ્ઠ પુત્ર દુરાચરણી અને દુર્વૃત્ત થઈ પરસ્ત્રીના પાતિવ્રત્યનો ભગ કરવામા પ્રવૃત્ત થયો હતો તે સમયે તેને પોતાનો પુત્ર જાણી શિક્ષા કરવાનુ બધ નહિ રાખતા તેને મહારાજે એકદમ સખ્ત કેદની શિક્ષા કરી હતી એ જોતા તેઓ પુત્રને ખોટા લાડ લડાવે એવા નહોતા એમ જણાઇ આવે છે સારાશ એ છે કે મહારાજના કૌટુબિક આચરણ ઉપરથી તેઓ ઉત્તમ પુત્ર, ઉત્તમ પતિ, ઉત્તમ પિતા અને ઉત્તમ બધુના વિશેષણને પાત્ર હતા

## ધર્મનિષ્ઠા અને ધર્માભિમાન

હવે મહારાજના એક પ્રકારના વર્તનક્રમસબધી ટુકમા ઉલ્લેખ કરી પ્રસ્તુત ગુણદોષવિવેચનનુ પ્રકરણ સમાપ્ત કરીશુ, અર્થાત્ તેમનુ ધર્મસબધી વર્તન કેવુ હતુ તેનુ અવલોકન કરીએ પાછલા પ્રકરણોમા સ્થળે સ્થળે અને વિશેષત ઓગણત્રીસમા પ્રકરણમા એ સબધી સ્પષ્ટ નિરૂપણ કરવામા આવ્યુ છે, તેથી તેની અત્રે પુનરુક્તિ કરવાની જરૂર નથી બાલ્યાવસ્થામાજ મહારાજના અતકરણમા ધર્મનિષ્ઠા અને ધર્માભિમાનની વૃત્તિ ઉત્પન્ન થઇ હોવાથી વયના વધવા સાથે તેમની ધાર્મિકવૃત્તિ પણ વિકાસ પામી હતી તેમની ધર્મશીલતા કેટલી હદ સુધી પહોચી હતી, તે તેમણે ત્રણ ચાર પ્રસગે સ્વરાજ્યનો ત્યાગ કરી મોક્ષ સિદ્ધિ મેળવવામા અવશેષ જીવન વ્યતીત કરવાનો વિચાર દર્શાવ્યો હતો તે ઉપરથી સ્પષ્ટરીતે જણાઇ આવે છે કર્ણાટકની ચઢાઇમા જતા મલ્લિકાર્જુનના દેવસ્થાનમા મહારાજને સ્વદેહ ત્યાગ કરવાનો વિચાર અચાનક ઉત્પન્ન થયો હતો એ વાચકોના સ્મરણમા હશેજ તેજ પ્રમાણે સજ્જનસેવા કરવા માટે અને સાધુસતોદ્વારા આત્મજ્ઞાન મેળવવા માટે મહારાજ કેટલા તત્પર હતા તથા બ્રાહ્મણભોજન માટે, દેવસ્થાન માટે અને ધર્મગ્રથનુ અધ્યયન કરનાર પુરુષોનો આદરસત્કાર કરવા માટે, મહારાજ કેટલુ બધુ દ્રવ્ય ખર્ચતા હતા તે પાછલા પ્રકરણોમા લખવામા આવ્યુ છેજ તેમની ધર્મશીલતા અત્યત વૃદ્ધિ પામતા તેઓ કવચિત્ સ્વરાજ્યસાધનનો ઉદ્યોગ છોડી દેશે, એવી સલાહકાર કાર્યભારીઓને હમેશા બીક લાગતી હતી; પરતુ માલોજીરાજાને શ્રીભવાનીદેવીએ સ્વપ્નમા વરદાન આપ્યા પ્રમાણે ભોસલેના વશમા તેઓ શકકર્તા ઉત્પન્ન થઇ સર્વ હિદુપ્રજાને યવનોના ત્રાસમાથી મુક્ત કરશે એવુ તેમના પ્રિય માતુશ્રી જીજાબાઇને જણાતું હતું, તેનું દૃષ્ટાત પોતાના શરીરદ્વારા સ્વમાતાને અને સ્વજનોને બતાવી આપવાનો સુયોગ આવ્યો છે એવી ભાવના તેમના હૃદયમા ઉત્તરોત્તર ઉદ્ભવ પામી હતી અને પોતે સામાન્ય મનુષ્ય નહિ પણ આર્યભૂમાતાનુ ઋણ ફેડવા માટેજ જન્મ પામ્યા છે એવુ મહારાજને જણાતુ હતુ તેમજ જીવનપર્યત સ્વરાજ્યસાધનદ્વારા હિદુપ્રજાને યવનોની તાબેદારીમાથી મુક્ત કરવાનુ પુણ્યકર્મ કરવામાજ જીવનની સાર્થ-

કતા તેમને જણાતી હતી પોતાના કાર્યપ્રત્યે શ્રીભવાની દેવીની સપૂર્ણ સહાયતા હોવાની હૃદયની ભાવના હોવાથી પ્રત્યેક વિકટ પ્રસગે તેનીજ આરાધના કરવામા મહારાજ પ્રવૃત્ત થતા હતા તેઓ દેવીની આરાધના અત્યત નિર્મળ અતકરણપૂર્વક અને પરમ સદ્ભાવપૂર્વક કરતા હોવાથી તેમના શરીરમા ભવાની દેવીનો સચાર થતો હતો અને દેવી તેમને સકટનિવારણ થવાનો ઉપાય દર્શાવતા હતા એ ઉપરથી મહારાજ પોતાના તાબાના સાદા અને ભોળા મનુષ્યોને ભરમાવવા અને પોતાના કાર્ય માટે તેમને વશ કરી લેવા માટેજ એવો ઢોગ કરતા હતા, દેવી ઉપર મહારાજને શ્રદ્ધા નહોતી એવી કેટલાક મનુષ્યોની માન્યતા છે; પરતુ પ્રકૃત લેખકોનો એવો અભિપ્રાય છે કે મહારાજ જાણી જોઇને સ્વજનોને ઠગવા જેવુ કાર્ય કદિ પણ કરતા નહોતા તે સમયે મહારાષ્ટ્રમા સર્વત્ર એવોજ પ્રકાર જોવામા આવતો હતો પોતાના ઉપાસ્ય દેવતાનુ ચૈતન્ય પોતાના શરીરમા લાવી તેની પાસેથી વરદાન મેળવવાનો રિવાજ સર્વત્ર પ્રવર્તતો હતો અને સાપ્રત સમયે પણ એવો પ્રકાર ઘણે સ્થળે જોવામા આવે છે, પરતુ બધાજ મનુષ્યોને ઢોગી કહી શકાશે નહિ આધ્યાત્મિક દૃષ્ટિએ જોતા મહારાજના હૃદયમા અતિશય ભકિતભાવ હતો એમજ કહેવુ પડશે. અનેક વિકટ પ્રસગે તાબાના મનુષ્યો સાથે સલાહમસલત ચલાવ્યા છતા તેમા વિજય પ્રાપ્ત કરવાનો માર્ગ નહિ જડતા મહારાજ શ્રીભવાનીદેવીની સહાયતા માગતા વિચાર કરવામા સ્તબ્ધ થઈ જતા; તે સમયે તેમના શરીરમા અચાનક દેવીનુ ચૈતન્ય પ્રવેશ થતા મહારાજના અતઃકરણના વિચાર તેમનાજ મુખદ્વારા પ્રગટ થતા મહારાજની અચેતન અવસ્થામા બોલાયલા શબ્દોને શ્રીદેવીનુજ વરદાન જાણી મહારાજ સ્વત અને તેમના તાબાના મનુષ્યો મહાકઠિન કાર્ય કરવાનુ સાહસ કરતા અને તે કાર્યોમા યશ પ્રાપ્ત થતો હોવાથી તાબાના ભોળા ભાવિક મનુષ્યો મહારાજ ઉપર શ્રીભવાનીદેવીની કૃપા જાણી સપૂર્ણ વિશ્વાસ રાખે એમા આશ્ચર્ય શુ ! તાત્પર્ય એ છે કે મહારાજનુ સમયાનુસાર અત્યત ભાવિકપણુ, આધુનિક સમયના વિચારયુગમા ઉત્પન્ન થયેલા તાર્કિક વિદ્વાનોને દોષકારક જણાય કિવા મહારાજને કપટી આદિ જેવા અધમ પ્રકારના વિશેષણો લગાડવામા આવે એ સર્વથા ઉચિત નથી

પ્રસ્તુત લેખની શરૂઆતમા ઉપોદ્ઘાત કર્યા પ્રમાણે મહારાજના મુખ્ય ગુણોનું દિગ્દર્શન કરાવી તેમનાપર વૃથા દોષારોપ કરનાર મનુષ્યોના દોષોમા કેટલુ અસત્ય છે તે બતાવી આપ્યુ છે એ નિરૂપણ કોઇને પક્ષપાતજનક જણાય તો તેમા લેખકનો ઉપાય નથી રાષ્ટ્રીય જનસમાજને આપણા ચરિત્રનાયક મહાપુરુષની વાસ્તવિક યોગ્યતા જણાય એવુ દિગ્દર્શન કરાવવુ એજ અમારૂ કર્તવ્ય છે અમારૂ કર્તવ્ય અન્યને રુચશે કે નહિ તે પ્રશ્નનો અમે કિચિત્ પણ વિચાર કરતાજ નથી શિવાજીમહારાજ આજે મહારાષ્ટ્રીય જનસમાજને કિબહુના અખિલ ભારતવર્ષીય પ્રજાને તેમના કયા સદ્ગુણોને લીધે અતિ વદનીય જણાય છે, તેનુ વર્ણન આજપર્યત કોઇએ સવિસ્તર યથાયોગ્ય રીતે લખ્યુ નથી તેથી તેમના સબધી જૂદા જૂદા પ્રતિકૂળ અભિમત પ્રસરી રહ્યા છે. એ પ્રતિકૂળ વિચારોનુ ખડન થઈ શિવાજી-

મહારાજની વાસ્તવિક યોગ્યતા જનસમાજના લક્ષમા સપુર્ણરીતે ઉત્પન્ન થશે અને તેમનાસબધી યથાર્થ અભિમાન અને કૃતજ્ઞતા સર્વ કાળ જાગૃત રહેવામા પ્રસ્તુત ચરિત્રલેખ કિચિત્ પણ સહાયભૂત થશે તો લેખક પોતાના શ્રમનુ સાર્થક્ય સમજશે

## આ ચરિત્રમાંથી મળતો બોધ

અતે પ્રસ્તુત જીવનચરિત્રદ્વારા આધુનિક કાળને અનુસરતો થઇ પડે એવો કયા પ્રકારનો બોધ પ્રાપ્ત થાય છે તેનુ ટુકમા અવલોકન કરવુ ઇષ્ટપ્રદ જણાય છે એ બોધ બે પ્રકારના મનુષ્યોને ગ્રહણ કરવા લાયક છે એક લોકાગ્રગણ્ય જનોને અને બીજા સાધારણ સસારી જનોને મહારાજના ચરિત્રમાથી ઘણો બોધ લેવા જેવુ છે લોકાગ્રગણ્ય મનુષ્યોમા એક લોકનાયક રાજા અને બીજા ઇતર અગ્રેસર જન, એવા બે વિભાગ પાડવાની જરૂર જણાય છે રાજાઓએ દેશ, કાળ અને વર્તમાન તરફ દૃષ્ટિ રાખીનેજ યોગ્ય બોધ લેવો જોઇએ સામ્પ્રત આપણો દેશ જગતમા અત્યત પ્રબળ અને વિદ્યાચારસપન્ન પરદેશી રાષ્ટ્રની સત્તામા જઇ આપણને ચિરકાળપર્યત અભૂતપૂર્વ શાતિનો અનુભવ ભોગવવાનો સુયોગ પ્રાપ્ત થયો છે સતત સમરાવસ્થા વિનષ્ટ થઇ સર્વત્ર શાતિ સ્થપાયાથી ઇતર રાષ્ટ્રીયજનો કરતા આપણા દેશમા ઉદ્યોગયુગનો વિશેષ પ્રભાવ દૃષ્ટિગોચર થાય છે સમાજ-શાસ્ત્રવેત્તાઓના અભિપ્રાય પ્રમાણે આપણી એ અવસ્થા અત્યત આવશ્યકીય અને આદરણીય છે સર્વ સુધારણાનો અતિમ હેતુ એજ છે જે રાષ્ટ્રને પરદેશી રાજા-નો કિવા દેશમાજ પરસ્પર યુદ્ધ થવાનો અહર્નિશ ભય હોય છે તેઓને વાસ્ત-વિક સ્વાસ્થ્યનો અખડ અનુભવ સહસા પ્રાપ્ત થતો નથી, અને જ્યા ચિરકાલ સ્વાસ્થ્ય નથી ત્યા મનુષ્યસુખવર્ધક ઔદ્યોગિક સસ્થાઓનો સુવિકાસ થવો શક્ય નથી અમારા દેશને એવા સ્વાસ્થ્યનો અનુભવ વિનાપરિશ્રમે પ્રાપ્ત થયો છે બ્રિટિશ મહાપુરુષોના પ્રતાપથી દેશમા થનારા પરસ્પર યુદ્ધ સર્વથા બધ પડ્યા છે સર્વ દેશ તેઓના શાતિમય છત્રનીચે નિર્ભય થયો છે સત્ય છે કે અમારૂ સ્વાતત્ર્ય નષ્ટ થઇ અમને શાતિ પ્રાપ્ત થઇ છે, પરતુ સામ્પ્રતની પરતત્રતા મુસલ-માની રાજ્યમા જેમ અનેક પ્રકારે અસહ્ય થઇ પડી હતી તેવી નથી બ્રિટિશ રાજ્યમા અન્યાય, જુલમ અને પક્ષપાત ઉત્તરોત્તર ઓછા થતા ગયા છે અને એ રાષ્ટ્ર અસત સુધરેલુ હોવાથી વિજિત અને વિજેતાનો ભેદભાવ ધીમે ધીમે લુપ્ત થવાનો દૃઢ સભવ છે મુસલમાની રાજ્યના જાગીરદારો કરતા આપણા આધુનિક સસ્થાનિક રાજાઓની સ્થિતિ ઘણી સારી છે તેઓ પોતપોતાના સસ્થાનના સપૂર્ણ માલિક છે અને સાર્વભૌમ સત્તાધીશ સાથે નક્કી કરવામા આવેલા નિયમો પ્રમાણે વર્તવાથી તેઓને સ્થાનભ્રષ્ટ થવાની બીક નથી એવી પરિસ્થિતિ વચ્ચે પૂર્ણ સ્વાતત્ર્ય સપાદન કરવાનો તદ્દન અસભવિત હેતુ કોઇ પણ સસ્થાનિક રાજાના સ્વપ્નમા દૃશ્યમાન થાય એમ નથી એવી અપરિહાર્ય અવસ્થામા પ્રાપ્ત થયેલા ઐશ્વર્યનો ઉપભોગ કરવામા, કાળક્રમણ કરવામા અને આપણા સાર્વભૌમ -મલિકની કૃપા કાયમ રહે તેવુ સર્વદા વર્તન ચલાવવામાજ તેઓને પોતાની ઇતિ-

કર્તવ્યતા જણાય એ સભવિત છે, પરતુ સસ્થાનિક રાજાઓની એ સમજુત કેવળ અનિષ્ટકારક છે એમ થવાથી તેઓના શરીરમા આળસ અને વ્યસનાસક્તિ પ્રબળ થઇ કેવળ નિર્માલ્યવત થઇ જવાની ભીતિ છે એ રાજાઓએ શિવાજીમહારાજના જીવનચરિત્રમાથી પુષ્કળ બોધ લેવા જેવુ છે તલવારના પ્રબળ તેજવડે શત્રુના હૃદય કપાયમાન કરવાની સધિ નિર્મૂળ થઇ જવા છતા સ્વબુદ્ધિના તેજવડે સર્વ જનસમાજમા દીપી નીકળવાની અમૂલ્ય સધિ તેમને પ્રાપ્ત થઇ છે યથાવકાશ જ્ઞાન સપાદન કરી સ્વપ્રજાના વાસ્તવિક કલ્યાણ માટે પોતાના જ્ઞાનનો સદુપયોગ કરવામા ગુથાઇ રહેવાથી જે સુખ અને હૃદયનો સતોષ થશે તે તેમને ઇતર કોઇ પણ વ્યવસાયથી પ્રાપ્ત થશે નહિ પોતાના સસ્થાનની સુવ્યવસ્થા કરવી, ઉદ્યોગ, ધધા અને વ્યાપારવાણિજ્યની વૃદ્ધિ કરવી, પ્રજાને સુશિક્ષણનો લાભ આપવો; તેમના આચારવિચાર અને નીતિ સુધારવા વગેરે વિષયોપરત્વે અમારા સસ્થાનિક રાજામહારાજા સર્વદા ધ્યાન આપશે તો તેમની પ્રજા તેમને આશીર્વાદ દેશે તેમજ તેમણે પ્રાપ્ત કરેલા ઐશ્વર્યનો યોગ્ય ઉપયોગ કરવાનુ શ્રેય અને સ્તુતિ પ્રાપ્ત થશે શિવાજીમહારાજે સ્વરાજ્યસિદ્ધિ માટે જીવનપર્યત અવિશ્રાંત પરિશ્રમ કર્યો તેનો એક શતાશ ભાગ જેટલે પરિશ્રમ અમારા સસ્થાનિકો પોતાના સસ્થાનના ઉત્કર્ષપ્રીત્યર્થે કરશે તોપણ બસ છે મહારાજને શત્રુઓ સાથે સતત યુદ્ધ કરવા પડ્યા હતા તેમ છતા તેમના હૃદયમા કેટલુ નિસીમ પ્રજાવાત્સલ્ય હતુ અને પ્રજાની સુખવૃદ્ધિ માટે તેમણે કેટલા ઉપાયો યોજ્યા હતા તે સબધી અમારા સસ્થાનિક રાજાઓએ અવશ્ય વિચાર કરવો જોઇએ પોતાના સસ્થાનના પ્રત્યેક દરજ્જાના મનુષ્યોનો યથોચિત ઉત્કર્ષ થાય એવી વ્યવસ્થા રાખવા તેમણે સતત પ્રયત્ન કરવો જોઇએ આધુનિક જીવનકલહમા જે મનુષ્યો પાછળ રહી જઇ દુર્બળ થતા જાય છે, તેમની સ્થિતિ સુધારવા માટે અનેક ભગીરથ યોજના યોજવાનો અતઃકરણપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ જે મનુષ્યો બરાબર લાયક હોય તેમને ઉચ્ચ પ્રકારના કાર્ય સોપી ઉન્નતિએ ચઢાવવા જોઇએ કોઇ પણ વિષયપરત્વે પક્ષપાત કિવા અન્યાય કરવો ઉચિત નથી પ્રજા ઉપર કરનો બોજો વધારી તેમના શાપ કિવા તિરસ્કાર પ્રાપ્ત કરવા નહિ, માત્ર રાજ્યમદમા મસ્ત થઇ કોઇના ઉપર જુલમ કરવો નહિ, કોઇનુ વિત્ત હરણ કરવુ નહિ, કિવા કોઇ સાથે અન્યાયપૂર્વક અને ઉચ્છૃખલતાપૂર્વક વર્તવુ નહિ, પોતે સર્વદા પવિત્ર આચરણથી વર્તવુ, નિદ્ય વ્યસનોમા આસક્ત થઇ પોતાના આરોગ્યનો અને આયુષ્યનો ક્ષય કરી જનસમાજના આક્ષેપને પાત્ર થવુ નહિ; મોજી, ઉડાઉ, ઉચ્છૃખલ, સ્વચ્છદી, આળસુ, અવિશ્વાસુ, નિર્લજ્જ, અવિચારી વગેરે વિશેષણોવડે પોતાનુ માનખડન અને તેજોહાનિ કરી લેવી નહિ, 'રાજા જે કરે તે છાજે' એવી સમજણથી કોઇ પણ અવિચારી કાર્ય આદરવુ નહિ એ સર્વ બાબતોમા શિવાજીમહારાજનાં આચરણ કેવા નિર્દોષ અને અનુકરણીય છે તેનો સદોદિત વિચાર કરવો જે મહાપુરુષોના કર્તવ્યબળવડે તેમને પ્રત્યક્ષ કિવા પરપરાથી રાજ્યરૂપી ઐશ્વર્ય પ્રાપ્ત થયુ હોય તેમના ઉપર અમારા સસ્થાનિક રાજામહારાજાઓને યોગ્ય સદ્ભાવ

ઉત્પન્ન થશે અને તેમના ચરિત્રમાહાત્મ્ય સતત મનન કરશે તો તેઓના હૃદયમા પણ તે મહાત્માઓના થોડા ઘણા સદ્ગુણ ઉત્પન્ન થશે અને વિકાસ પામશેજ.

## પ્રજાના આગેવાનોએ લેવા જેવો બોધ

હવે ઇતર લોકાગ્રગણ્ય પુરુષોએ કયા પ્રકારનો બોધ ગ્રહણ કરવો જોઇએ તે સબધી લખવામા આવે છે અખિલ જનસમાજના કલ્યાણને માટે કિવા વિવક્ષિત જનમડળના ઉત્કર્ષને માટે ઉપસ્થિત થયેલી સસ્થાના ચાલકોએ શિવાજીમહારાજે ઉત્તમ પ્રકારે સાધ્ય કરેલી લોકવશીકરણની કળાનુ અવલબન અવશ્ય કરવું જોઇએ, કારણ કે કોઇ પણ સામાજિક કૃત્યમા ઉત્તમ પ્રકારની સિદ્ધિ મેળવવા માટે સઘશકિતની અતિશય આવશ્યકતા હોય છે જે અગ્રેસર સામાન્ય મનુષ્યોની દરકાર કર્યા વગર બીજાઓ સાથે ઉચ્છૃખલપણે કિવા પક્ષપાતપણે વર્તી તેમને અસતુષ્ટ અને બેદિલ કરે છે તેનુ અગ્રેસરપણુ તેઓને અસહ્ય અને અપાયકારક જણાય છે એમ થવાથી ઐક્યભાવનો લોપ થઇ સઘશક્તમા વ્યાઘાત થાય છે. તેજ પ્રમાણે જેઓ જનસમાજમા પરિચિત થવા કિવા કીર્તિની લાલસા રાખી અગ્રેસરનુ માન મેળવવા યત્ન કરે છે અને સ્વીકારેલા કાર્યમા સ્વાર્થપરતાજ પ્રકટ કરે છે તેના પગલા જનસમાજમા ઓળખાતા વિલબ થતો નથી તેવા મનુષ્ય નિરપેક્ષ બુદ્ધિવડે લૌકિક કાર્યો નહિ કરતા હોવાથી તેમા તેમની કઇ મતલબ હોવાનુ એક વખત જનસમાજના લક્ષ્યમા આવ્યા પછી તેમના ઉપરથી સર્વનો વિશ્વાસ ઉઠી જાય છે તેમની સલાહ પ્રમાણે કોઇ વર્તતુ નથી અને તેમને સહાયતા કરવાનુ છોડી લોકો તેમનાથી વેગળા નાસતા ફરે છે શિવાજીમહારાજે જો માત્ર રાજ્યતૃષ્ણાને વશ થઇ પોતાના ઐશ્વર્યની વૃદ્ધિ કરવા માટેજ એટલી બધી ખટપટ કરી હોત તો તેમને નિસીમ સ્વામિનિષ્ઠ સેવકો મળ્યા હતા તે કદિ પણ મળત નહિ તેઓને મહારાજની સ્વોત્કર્ષલાલસા જણાઇ હોત તો તરતજ તેમના સહાયક અનુયાયી પુરુષો તેમની સાથે વિશ્વાસઘાત કરવા તૈયાર થયા હોત, પરતુ યવનસત્તાનો વિનાશ કરી સ્વદેશને સ્વતત્ર કરવાનો તેમનો નિસ્વાર્થ ઉદ્દેશ સિદ્ધ કરવામાજ તેમના અતકરણની ઇતિકર્તવ્યતા જણાતા અને તે પરિપૂર્ણ કરવાનોજ મહારાજનો ઉદ્યોગ જણાતા તાબાના નોકરોએ મહારાજને ઉત્તમ પ્રકારની સહાયતા કરી હતી જે લોકનાયકો દેશકાર્યનુ પવિત્ર વ્રત ધારણ કરે છે તેમને મનુષ્યોની સહાયતા મળવામા અડચણ પડતી નથી

આપણા દેશમા અનેક ધર્મ પ્રચલિત હોવાથી પ્રાચીન કાળથીજ ચારે દિશામા અનેક જાતના તોફાન ઉઠે છે અને તેથી આપણા જનસમાજના અનેક વિભાગ પડી ગયા છે જનસમાજના હૃદયમા સ્વધર્માભિમાન અને સ્વજાત્યભિમાનના ઉંડા મૂળ રોપાયલા હોવાથી એકબીજાપર રાગદ્વષ ઉત્પન્ન થયો છે અને તેઓ પરસ્પર એકબીજાને તુચ્છ સમજે છે એવી સ્થિતિ હોવાથી સાર્વજનિક કલ્યાણ કરવાનો ઉદ્દેશ ધારણ કરી કોઇ પુરુષ બહાર પડે તો તેણે સ્વપરભાવ સમૂળ નષ્ટ કરવો જોઇએ માત્ર પોતાના ધર્મના કિવા પોતાની જાતિના મનુષ્યો એકત્ર કરી તેનું હિત સાધવાનો ઉદ્દેશ ધારણ કરવામા આવે તો તેઓને ઇતર મનુષ્યોની સહાયતા

કદિ પણ મળશે નહિ કવચિત્ આરંભસમયે કેટલાક મનુષ્યો સહાયતા આપશે તોપણ તેમનો વાસ્તવિક ઉદ્દેશ ધ્યાનમા આવતાજ તેઓ તેમને પોતાના અગ્રણી સમજશે નહિ અને તેમનાપર વિશ્વાસ રાખશે નહિ એમ થવાથી સંઘશક્તિવડે થવા જેવા કાર્યોમા તેમને કદિ પણ યશ પ્રાપ્ત થશે નહિ એ સંબંધી મહારાજે મરણપર્યંત કેવુ વર્તન ચલાવ્યુ હતુ તે સર્વદા લક્ષમા રાખવા જેવુ છે તેમણે પોતાના તાબાના જનસમાજમાની અમુક એક જાતિ ઉપર કિંવા જનમંડળ ઉપર વિશેષ કૃપાદૃષ્ટિ નહિ રાખતા સર્વ સાથે સમાન દૃષ્ટિ રાખી હતી અને સર્વ પ્રજા સાથે તેઓ એકસરખીરીતે વર્ત્યા હતા મહારાજ તાબાના મનુષ્યોના ગુણ તરફ અને યોગ્યતા તરફ લક્ષ આપતા હતા, તેમની જાતિ કિંવા ધર્મ તરફ વિશેષ લક્ષ આપતા નહોતા, એટલુજ નહિ પણ શરૂઆતમા મુસલમાનો તરફ તેમને પ્રબળ શંકા હતી, છતા તે શંકા સત્વર નાશ પામી હતી અને પ્રમાણિક મુસલમાનોને નોકરીમા રાખી ઉચ્ચ હોદ્દે ચઢાવ્યા હતા, તેમજ તેમના રાજ્યની યવન-પ્રજાને પણ ઇતર હિંદુપ્રજા જેવીજ ગણીને તેમનાપ્રત્યે યત્કિંચિત્ પણ તિરસ્કાર કિંવા પ્રપંચ કર્યો નહોતો મહારાજનો એ મહાન સદ્‌ગુણ અને સમાનતા તે સમયના માહાત્મ્ય પ્રમાણે અસંત સ્તુતિજનકજ છે સાંપ્રતકાળમા વિચાર-યુગનો સર્વત્ર પ્રભાવ હોવા છતા અમારા અગ્રણીજનોના હૃદયમાથી સ્વપરભાવ નિર્મૂળ થતો નથી એજ આશ્ચર્યજનક છે સ્વહિતાર્થે ગ્રંથો લખવા, વર્તમાન-પત્રો કિંવા માસિકપત્રો ચલાવવા, સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવી, કિંવા મોટા મોટા કારખાના ઉત્પન્ન કરવા એ સારૂ છે, પણ તેવા પુરુષો લોક-અગ્રણી થવાને-કહેવડાવવાને બિલકુલ લાયક નથી તેઓએ પોતના હૃદયમા શિવાજીમહારાજના જેવા ગુણ ધારણ કરવાનો અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ તેમના એવા નિષ્પક્ષ-પાત વર્તનથી ટુકી બુદ્ધિના સ્વજાતિબાંધવો તેમનાપર થોડાક વખત સુધી દોષારોપ કરશે, પરંતુ સર્વ જનસમૂહનુ કલ્યાણ કરવા જેવુ પુણ્યકર્મ સુસાધ્ય થઈ અંતે તેઓ લોકસ્તુતિનેજ પાત્ર થશે શિવાજીમહારાજના એ સદ્‌ગુણનુ વ્રત પેશ્વાઈરાજ્ય સમયે પાળવામા આવ્યુ હોત તો મહારાષ્ટ્રને ભવિષ્યમા પરતંત્રતા પ્રાપ્ત થાત નહિ જે જાત્યભિમાનને લીધે અને સ્વાર્થપરતાને લીધે પ્રચંડ રાષ્ટ્રીય અનર્થ થયો અને જેના વિષમય ફળ મહારાષ્ટ્રને તેમજ તેમના વંશજોને અનેક વર્ષો સુધી ભોગવવાનો દૃઢ સંભવ છે, એજ દુર્ગુણો મહારાષ્ટ્રીય અગ્રેસરોના હૃદયમાથી હજુ નિર્મૂળ થતા નથી એજ દેશનુ અતિદુર્ભાગ્ય છે દેશમાથી જાતિભેદ નષ્ટ થવાને દીર્ઘ સમય વ્યતિત થશે એ ખરૂ, પરંતુ જાત્યભિમાનમૂલક પક્ષપાત અને દ્વેષ-ભાવનો સાંપ્રતની દૈન્યાવસ્થામા સમૂળ ઉચ્છેદ થવાની અત્યંત અગત્ય છે જન-સમાજની ઇચ્છતા લક્ષમા લઈ, અગ્રેસર કહેવડાવનાર ગૃહસ્થો પોતાનુ સદ્‌વર્તન રાખવા તત્પર થશે તો ઇતર સામાન્યજનો પણ ધીમે ધીમે તેનુ અનુકરણ કરશે અને જનસમાજમા પરસ્પર વચ્ચે ઐક્ય, પ્રેમ અને વિશ્વાસવૃત્તિ ઉત્તરોત્તર વૃદ્ધિં-ગત થશે, તથા પ્રત્યેક મનુષ્યો પોતપોતાની જાતિ જેટલોજ ઉદ્યોગ ઉપસ્થિત કરી મંડળો અને શાખાઓ સ્થાપે છે તે બંધ થઇ સર્વત્ર સાર્વજનિક સ્વરૂપ

પ્રાપ્ત થશે અને તેને સર્વ જનસમાજની યથોચિત સહાયતા મળવાથી સર્વ જનમાજના સુખમા વૃદ્ધિ થશે તાત્પર્ય એ છે કે, લોકાગ્રણી પુરુષોના હૃદયમાં સાચી દેશહિતબુદ્ધિ ઉત્પન્ન થવાસાથે તેઓને વાસ્તવિક લોકમાન્યતા મેળવવાની જરૂર હોય તો તેમણે સર્વદા શિવાજીમહારાજના ચરિત્રનુ મનન કરવુ જોઇએ.

## સંસારીજનોએ લેવા જેવો બોધ

અત્રપર્યંત મહારાજના ચરિત્રમાથી લોકનાયક અને લોકાગ્રણીજનોએ કયા પ્રકારનો બોધ લેવા જેવો છે તેનુ દિગ્દર્શન કરાવ્યુ હવે સામાન્ય સસારીજનોએ તેમના ચરિત્રમાથી કયા પ્રકારનો બોધ લેવો તેનુ ટુકમા વિવેચન કરી પ્રસ્તુત ગ્રથનો ઉપસહાર કરીશુ સાસારિક જીવનમા પ્રત્યેક મનુષ્યને યશ અને સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે અને તેની સિદ્ધિ મુખ્યત્વેકરીને ઉદ્યોગશીલતા, નિર્વ્યસનતા, દૃઢનિશ્ચય, સદાચાર, સાહસ, બુદ્ધિમત્તા, કાર્યકુશળતા ઇત્યાદિ ગુણવડે પ્રાપ્ત થઇ શકે છે મહારાજના હૃદયમા એ સદ્ગુણનો ઉત્કર્ષ કેટલો થયો હતો તે તેમનુ ચરિત્ર વાચનારના લક્ષમા આવ્યા વગર રહેશે નહિ પ્રાપ્તસ્થિતિમા સતોષ માની સ્વસ્થ બેસી રહેવામા કઇ પણ પુરુષાર્થ નથી બનતે યત્ને તે સ્થિતિ સુધારી વગરઆળસે અહર્નિશ ઉદ્યોગ કરતા રહેવાથી ખરૂ પુરુષત્વ ઉત્પન્ન થઈ વ્યસનાસક્તિ અને દુર્વર્તનનો નાશ થાય છે મહારાજનુ ચરિત્ર વાચવાથી અને શ્રવણ કરવાથી ઉપરોક્ત ઉત્તમ તત્ત્વનુ આલેખન મનુષ્યના હૃદય ઉપર ઉત્તમ પ્રકારે થાય છે બુદ્ધિમત્તા અને કાર્યકુશળતાની વૃદ્ધિ થવા માટે અહોરાત્ર પરિશ્રમ કર્યા સિવાય મનુષ્યનો પ્રભાવ પડતો નથી અને સાહસાદિ ઇષ્ટપ્રદ ગુણનો પ્રાદુર્ભાવ થતો નથી જેઓને સ્વબુદ્ધિબળ ઉપર અને કર્તવ્ય ઉપર સપૂર્ણ વિશ્વાસ નથી તેઓને હાથે કોઇ પણ મહત્ત્વના કાર્યો થતા નથી મહારાજના હૃદયમા એ ગુણનો વિકાસ ઉત્તમ પ્રકારે થયો હતો, તેથીજ તેમનાદ્વારા મહાન પરાક્રમી કાર્યો થયા છે, તેમજ વિત્તની અને ઐશ્વર્યની ગમે તેટલી અનુકૂળતા થાય તોપણ સન્માર્ગથી કિચિત્ પણ વેગળુ જવુ નહિ અને કોઇ પણ દુર્વ્યસનમા લિપ્ત થવુ નહિ, એવો દૃઢ નિશ્ચય કરી પોતાના આચરણ સર્વદા પવિત્ર રાખનાર મનુષ્યનેજ ખરૂ સુખ મળે છે અને જનસમાજમા માન મળે છે, એ વાત મહારાજના ચરિત્રમાથી ઉત્તમ પ્રકારે જણાઇ આવે છે

સાપ્રત જેવી દુસ્સહ સ્થિતિમા પ્રત્યેક મનુષ્ય પોતપોતાના સ્વાર્થ જેટલુંજ કાર્ય કરી સ્વસ્થ બેસી રહેશે તો તેથી સર્વ જનસમૂહનુ કલ્યાણ થશે નહિ જે દેશમા કિવા જે જનસમાજમા પોતાનુ આયુષ્ય વીતાવવુ હોય તેમનાપ્રત્યે પોતાનુ કર્તવ્ય સપૂર્ણરીતે જાણી લઇ તે કાર્ય પરિપૂર્ણ કરવા માટે મન, વચન અને કર્મવડે પ્રયત્ન કરવો જોઇએ સાર્વજનિક હિતના કાર્યો કરવામા ખાનગી દ્વેષ, અહકાર આદિ દુર્ગુણને તિલાજલિ આપવી જોઇએ જાતિભેદમૂલક ઉચ્ચ-

નીચનો ભાવ ઓછો થશે તેમ તેમ સમાજમા ઐક્ય અને પરસ્પર પ્રેમ વધશે તથા પ્રત્યેક દેશકાર્યમા સિદ્ધિ પ્રાપ્ત થશે, એ સૂત્ર તેઓએ અહર્નિશ હૃદયમા કોતરી રાખવુ જોઇએ કોઇ પણ ધર્મસબધી કિવા વ્યાવહારિક રૂઢિસબધી અપ્રયોજન અભિમાન ધારણ કરી, સમાજમા ફાટફૂટ કિવા કલહ ઉત્પન્ન કરવાનો હવે સમય નથી સાપ્રત સઘશક્તિ જેટલી વધસે તેટલી આપણા દેશને હિતકારક થઇ પડશે, એ વાત લક્ષમા રાખી તેને વિઘાતક થઇ પડે એવી કૃતિ કરનાર મનુષ્યનો નિષેધ કરવા ચૂકવુ જોઈતુ નથી તે મનુષ્ય સ્વજાતિનો કિવા સ્વધર્મનો હોય તોપણ તે સબધી વિચાર નહિ કરતા તેનુ કર્તવ્ય જનસમાજના હિતવિરુદ્ધનુ હોય તો તેને દેશદ્રોહી માનવો જોઇએ એ પ્રમાણે વર્તનાર મનુષ્યજ ખરો સ્વદેશાભિમાની કહી શકાશે હમણા સમાજમા કેટલાક મનુષ્યોના બોલવાચાલવામા જે સ્વદેશાભિમાન જણાય છે તે ઘણેભાગે સ્વજાત્યભિમાનને લીધેજ જણાય છે કેટલાક મનુષ્યોના આચરણમા સ્વદેશાભિમાન અને સ્વજાત્યભિમાન એકત્ર થયેલુ જણાય છે એ અનિષ્ટ મનોવિકાર ધીમે ધીમે નાશ પામશે તોજ દેશની ઉન્નતિ થશે, પરતુ આપણા કેટલાક પોતાને સુશિક્ષિત કહેવડાવનારે મનુષ્યોના હૃદયમા ઉક્ત મનોવિકાર ઉલટો વિશેષ પ્રબળ થયેલો જણાય છે તે ઉપરથી કહી શકાય છે કે દેશની અભીષ્ટ સિદ્ધિ થવાને હજુ ઘણો સમય જોઇએ

દુરભિમાનથી દબાયલા અમારા સુશિક્ષિત કહેવડાવનાર ગૃહસ્થોના સાપ્રતના આચરણો ઉપરથી ઘણી દિલગીરી સાથે કહેવુ પડે છે કે, સર્વ જનસમાજનુ હિત સાધ્ય થાય એવી સસ્થા ઉપસ્થિત કરી તેને સુદરરૂપે ચલાવવાની યોગ્યતા હજુ આપણામા ઉત્પન્ન થઇ નથી સ્વધર્મનુ કિવા સ્વવર્ગનુ નિષ્પ્રયોજન અભિમાન ધારણ કરી જે લોકાગ્રણી મનુષ્યો સમાજમા વૈરભાવ અને ફાટફૂટ ઉત્પન્ન કરવા પ્રવૃત્ત થાય છે તેમનુ અગ્રણીત્વ માન્ય કરવુ નહિ અને તેમને કોઇ પણ પ્રકારનુ ઉત્તેજન આપવુ નહિ, એવો દૃઢ નિશ્ચય કરવામા આવશે તો આપણો દેશ એવા અહકારી, દેશદ્રોહી, દેશવિઘાતક મનુષ્યોના ત્રાસમાથી સત્વરજ મુક્ત થશે શિવાજીમહારાજ જેવા પવિત્ર વ્રત પાળનાર પુરુષોજ લોકાગ્રણી થવા લાયક છે કસોટીમા જેઓ બરોબર નિર્દોષ ઠરે તેઓનેજ પ્રત્યેક મનુષ્યે લોકાગ્રણી માનવા જોઇએ

આ સ્થળે લેખકની લેખિની વિરામ પામે છે, લેખકે આટલુ બધુ લખવાનો ઉદ્યોગ કર્યો છે તેનુ કારણ એજ છે કે, શિવાજીમહારાજસબધી મહારાષ્ટ્રમા કિબહુના સાપ્રત સમયે અખિલ ભારતવર્ષમા જે અભિમાન ઉત્પન્ન થયુ છે તે જનસમાજના હૃદયમા દૃઢ રહે અને તેમનાપર યથાર્થ પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય. મહારાજનુ ચરિત્ર આદિથી અતસુધી અવલોકન કર્યા સિવાય એવી પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થવી અશક્ય છે તેમનુ દેહાવસાન થયે આજ સવાબસો વર્ષ થયા છે; એ દરમ્યાન તેમના ચરિત્રમહિમાથી ભરેલા અનેક ગદ્યપદ્ય ગ્રથો પ્રકટ થયા છે, અનેક યવન અને યૂરોપીયન ગ્રથકારોએ તેમનાસંબધી યથાબુદ્ધિ ઉલ્લેખ કર્યો છે અને તેમ થવાથી તેઓ આજે કીર્તિરૂપે અમર થઈ રહ્યા છે; પરંતુ

મહારાજનુ કીર્તિતેજ એકજ કેન્દ્રમા સગ્રહ કરી તેમનો વાસ્તવિક પ્રભાવ કેવો છે તથા તે કીર્તિ કલંકમિશ્રિત હોવાનુ કેટલાક મનુષ્યો કહે છે તેમા કેટલુ સત્ય છે તેનુ સમગ્ર ચરિત્રમા કથન કરીને તે આજપર્યંત કોઇએ બતાવી આપવાનો પ્રયત્ન કર્યો નહોતો આ પ્રયત્ન પ્રકૃત લેખકે યથામતિ અને યથાશક્તિ કર્યો છે, તેનો યથોચિત આદર થશે એવી આશા છે



# परिशिष्ट

## ૧—શિવાજી અને ઔરંગઝેબની પુત્રી

( મૂળ પુસ્તક ઉપરથીજ )

આ પુસ્તકના ૧૯ મા પ્રકરણમા એક દતકથા આપેલી છે તેમા જણાવ્યું છે કે ઔરગઝેબની એક પુત્રીના મનમા શિવાજીમાટે પ્રેમ ઉદ્ભવ્યો હતો, પરતુ તે હકીકત સાચી નથી એવુ પ્રો સરકારે આપેલા વૃત્તાતપરથી જણાઇ આવે છે ઔરંગઝેબના શાહજાદા અકબરે કરેલા બડમા તે છોકરીએ મદદ કરેલી હોવાથી સને ૧૭૦૨ મા તેને દિલ્હી નજીકના એક કિલ્લામા કેદ કરવામા આવી હતી તે પોતાના બાપ સાથે દક્ષિણમા આવી ન હતી તેમજ સભાજીના છોકરાનુ પાલનપોષણ તેણે કર્યું ન હતુ જે છોકરી દક્ષિણમા આવી હતી તેનુ નામ જીન્નત-ઉન્-નિસા હતુ એ બાબત એવી દતકથા છે કે ઔરગઝેબે સભાજીને મુસલમાન થવાનુ કહ્યુ ત્યારે સભાજીએ એવો જવાબ આપ્યો હતો કે, જો એ છોકરી તમે મને પરણાવો તો હુ મુસલમાન થાઉં કેદમા પડેલી શાહજાદીનુ નામ જેબ-ઉન્-નિસા હતુ, પણ આ દતકથા મુસલમાનબખરમાથી લીધેલી હોવાથી તેમા સત્યનો અશ હોવાનો સભવ છે બને શાહજાદીઓના નામને છેડે "નિસા" શબ્દ આવતો હોવાથી અને બને "નિસાબેગમ" ના નામથી પ્રસિદ્ધ હોવાથી આવી ભુલ થવાનો સભવ છે પ્રથમની શાહજાદી કેદમા પડેલી હોવાથી સભાજીના પુત્રનુ લાલનપાલન તેણે કર્યું ન હતુ, પરતુ તે પરથી શિવાજી માટે તેના મનમાં પ્રેમ ઉદ્ભવ્યો ન હતો, એવુ કહેવાને કઈ આધાર નથી

## ૨—એક અંગ્રેજનો જાતિઅનુભવ

( શિવાજીમહારાજના સાક્ષાત પરિચયમા આવેલા એક અગ્રેજની તે પ્રસગને લગતી નોધ છપાયલી, તે ઉપરથી નીચેની હકીકત 'રા ધુમકેતુ'ના હાથે લખાઈ 'કુમાર'ના ચૈત્ર ૧૯૮૦ ના અકમા પ્રસિદ્ધ થએલી એ હકીકત શિવાજીમહારાજના ઉચ્ચ ચારિત્રને દીપાવનારી હોવાથી તે આભારસહિત આ નીચે ઉતારીએ છીએ. સપાદક)

ઇ० સ० ૧૬૭૦ ના ઑક્ટોબરની ત્રીજી તારીખે સુરત શહેરનો દેખાવ જોવા જેવો હતો આખા શહેરમા નાસભાગ થઇ રહી હતી; અને કોઈ ભરૂચ તરફ તો કોઇ સ્વાલી તરફ રવાના થતા હતા શિવાજી મહારાજની સવારી આવે છે એ ખબર અમને તો સપ્ટેમ્બરની બારમી તારીખે મળી ગયા હતા, એટલે ઑક્ટોબરની પહેલી તારીખ સુધીમા તો અમારો ઘણો ખરો કિંમતી સામાન ફેરવાઇ ગયો હતો; તેમજ પ્રેસિડેન્ટ મિ જીરાલ્ડ અને આખી કાઉન્સિલ સ્વાલીના બંદર પર સહીસલામત પહોચી ગયા હતા.

એક વખત સહીસલામતીવાળા સ્થાનમાં પહોચ્યા એટલે મેં મારા કિંમતી સામાનની તપાસ કરવા માંડી બીજું બધુ તો સલામત હતું, પણ જેને મેં જીવથી

પણુ વધારે માનેલી, તે મારી મૃત માતાની સુદર તસ્વીર જે પેટીમા હતી તેજ માત્ર ગુમ થતી હતી

હુ હતાશ બની ગયો એ તસ્વીર માટે મે પદર પદર વર્ષ તપ કર્યું હતુ. ઉપરાત તે એક મિત્રની પ્રેમની ભેટરૂપ હતી હા ! આજેજ મને પહેલી વખત લાગ્યુ કે મારી માતા હવે કોઈ દિવસ નહિ મળે, પરતુ બીજો કોઈ ઉપાય હાથ રહ્યો નહિ મારા કાકાને મે એ વાત કરી, પણુ તેણે તો માત્ર હસી કાઢ્યુ ! 'કેવો મૂર્ખ છોકરો ! જ્યા જીવનની સલામતી માટે ઇશ્વરનો આભાર માનવાનો છે ત્યા પેટી માટે અફસોસ કરે છે !" શિવાજી પદર હજાર મરાઠા સવારો સાથે સુરતમા હતો અને હરઘડીએ નવા નવા આવનારા અમને જે સમાચાર આપતા હતા તે સાભળી અમારા ગાત્ર ઢીલા બની જતા હતા.

કારગરનો માજી રાજા અબ્દુલ્લાખાન જે હમણાજ મક્કેથી હજ પઢી પાછો વળી સુરતમા થોભ્યો હતો તેના પર હુમલો થયો હતો, અને અમારા ફ્રેન્ચ દૂતના સમાચાર પ્રમાણે તો બધી તુર્કી ટોપી રાત્રે નાસી ગઈ હતી રાજાની સોનાની પાલખી શિવાજીને હાથ આવી ગઈ અને તે ઉપરાત પણુ પુષ્કળ ખજાનો મળ્યો

પાચમી ઑક્ટોબરે તો અમારી સુરત ખાતેની ફેક્ટરીમા રહેલામાથી બે મિત્રો શિવાજીને મળી આવી, ભેટ સોગાદ કરી, કાઇક મૈત્રીમા ને કાઇક ખુશામતમા તેને પ્રસન્ન કરી નિર્ભયતાનુ વચન લઈ આવ્યા હતા ; પણુ જ્યારે છઠ્ઠી ઑક્ટોબરે સમાચાર આવ્યા કે શિવાજી તાપી ઓળગી સ્વાલી પર આવે છે, ત્યારે તો અમે અને અમારી સાથેના વેપારીઓ ભયથી અધમુઆ જેવાજ થઇ ગયા પણુ સદ્‌ભાગ્યે તાપી ઓળગવાનો વિચાર શિવાજીએ પડતો મૂકયો ને સ્વાલીના હજારો વેપારીઓ બચી ગયા

પણ હુ જ્યારે સુરત પાછો ગયો ત્યારે મને માલુમ પડ્યુ કે મારૂ સર્વસ્વ લુટાઈ ગયુ હતુ મારી પેલી કિમતી પેટીનો તો પત્તોજ નહોતો ગેરવ્યવસ્થા ને ગરબડમા શિવાજીના માણુસોએ જે હાથ પડ્યુ તે લીધુ હશે, એટલે મારી પેટી પણુ આડકતરી કે સીધી રીતે શિવાજીની લૂટમાજ ગએલી હશે આ વિચાર કરતા મને તમ્મર આવ્યા અને આખે શરીરે પરસેવો છૂટયો હવે સિહના મોમાથી શિકાર મળે એ વાત અસભવિત લાગી હું તો રોતો રોતો પથારીમા પડયો. બીજે દિવસે સવારે ઉઠ્યો ત્યારે મારા કાકાને એનો સદાનો કરડો ચહેરો ફેરવતા મારી સામે ઉભેલા જોયા. મેં નિશ્ચય કર્યો કે કાકાને કાઈ કહેવુ નહિ, પણુ તે ડોસો તો એવો વિચક્ષણુ હતો કે બધુ એક ઘડીમા કળી ગયો

'તારૂ ધ્યાન પેલી પેટીમા ચોટયુ છે તે હુ જાણુ છુ પણુ પેટી શિવાજીની લૂંટમા ગઇ છે, તે જીવના જોખમે પણુ હવે પાછી નહિ મળે ! '

'કાકા !" મે કહ્યુ, 'એ પેટી હુ પાછી લાવવાનો છુ '

'અને શી રીતે વારૂ ? શિવાજીનુ નામ તે નથી સાભળ્યુ ?. સ્મિથને પૂછી જોયું છે કે શિવાજીના તંબુમા કેમ જઇ શકાય છે ?'

'હા, કાકા ! અને મે નિશ્ચય કર્યો છે કે હું તે પેટી લાવવાનોજ."

મારા કાકાએ કાંઈ જવાબ વાળ્યો નહિ, પણ તે તપી ગએલા હતા અને મારૂં ભવિષ્ય સારૂં નથી એટલું કહી જતા રહ્યા ઘડીક ખમીને તે પાછા આવ્યા ને મને શાન્તિથી સમજાવ્યુ કે શિવાજીને અગ્રેજોપર અત્યારે વેર છે, માટે આ સાહસ ખેડવુ નહિ મારા કાકાએ મને નાનપણથી પોષ્યો હતો, ને ભલે અત્યારે તે મારી મૂર્ખાઈપર હસતા હતા, પણ તેમના હૃદયમા મારે માટે પ્રેમ હતો. તેમને નિરાશ ન કરવાના હેતુથી મે એમનુ કહ્યુ માની લીધુ ને કાંઈ ન હોય તેમ કામમા જોડાયો, પણ સાથે સાથેજ હું શિવાજીના સમાચાર મેળવતો હતો ને પહેલી તકે નાસી જવાની તૈયારી કરી રહ્યો હતો અ તે એવી તક આવી. એક રાત્રે સૌ સૂઇ ગયા હતા ત્યારે હું બહાર નીકળી પડયો નીકળતી વખતે મેં મારા ગોપાળ નામના વિશ્વાસુ નોકરને સાથે લઈ લીધો હતો અમે બન્ને ઘોડેસ્વાર થઈ નીકળ્યા ને ઝપાટાબધ રસ્તો કાપવા લાગ્યા

માર્ગમા જે દશ્ય મે જોયુ તે ખરેખર અદ્‌ભુત હતું મરાઠા લોકો વારવાર હુમલા કરતા હતા, છતા હરીઆળા ખેતરોમાથી ખેડુતો વાસળી વગાડી વગાડી જગલને બોલાવતા હતા વનની શોભાથી જમીન સુદર બની રહી હતી અને જ્યા જુઓ ત્યા આખ ઠરે એવી રમણીયતા ભરી હતી ચાદનીમા હુ ને ગોપાળ વાતો કરતા નિરાતે ચાલ્યા જતા હતા જ્યારે અમે મહર પહોચ્યા ત્યારે સખ્યાબધ બેલગાડીઓ જતી દેખાઈ દરેક બેલગાડી પાછળ તેની રક્ષા માટે ત્રીસ ત્રીસ સવારો ઢાલ, ભાલા ને તલવાર લઇ સજ્જ બની ચાલતા હતા તેમની મોટી મોટી આખો, લાબી મૂછો ને ઘેરવાળા અગરખા જોનાર પૂર એક પ્રકારની સ્વાભાવિક રોફ પાડતા હતા હું ને ગોપાળ ત્યાથી નીકળ્યા કે તરતજ હવાલદારે અમને અટકાવ્યા, ને હથિયાર છોડી દેવા કહ્યુ મે તેમ કરવાની ઘસીને ના પાડી. હવાલદારે અમને કેદ કરી લીધા, અમારા હથિઆર ખુચવી લીધા અને બરાબર ખબર લેવા માટે પુનામા મહારાજની રૂબરૂ લઈ જવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. આ બધો વખત હું મનમા ને મનમા હસતો હતો બિચારા હવાલદારને ખબર નહોતી કે હુ શિવાજીને મળવા માટેજ પુના જતો હતો, એટલે હવાલદાર પોતેજ મને રજુ કરી દેતો હોય તો મારે તો એટલી મહેનત ઓછી ! રસ્તામા મરાઠા સિપાઇઓ મારી ને ગોપાળની સાથે બહુ સલુકાઇથી વર્તતા; અને અમે જ્યારે પુના પહોચ્યા ત્યારે તો તેમાના ઘણા મને કેદી કરતા મિત્ર જેવોજ લેખતા થઇ ગયા.

રાયગઢના કિલ્લાપર આવી હવાલદારે મને ત્યાના કિલ્લેદારના હાથમા સોપ્યો. કિલ્લેદાર બહુ ભલો આદમી લાગ્યો તેણે મને પૂછયુ, 'તમે શામાટે સુરત છોડી આ બાજુ મુસાફરી કરી રહ્યા છો ?' મે કહ્યુ, 'હુ શિવાજીમહારાજને મળવા માગું છુ.' બસ, ત્યાર પછી ત્રણ ચાર દિવસ મે ખાધુ પીધુ ને મઝા કરી કિલ્લામાં આશરે બે હજાર મરાઠા હતા અને તે સદા જાગૃત રહેતા હતા રાયગઢનો કિલ્લો એવા અભેદ્ય સ્થળ પર છે કે દુશ્મનનો હલ્લો ભા ભાગ્યેજ ફાવી શકે ચોથે દિવસે સવારમા જ્યારે એક દૂતે આવી મને મહારાજ પાસે લઇ જવાનુ કહ્યું ત્યારે મારી કલ્પનામા શિવાજીની જે ભીષણ મૂર્તિ આવી તેનાથી ઘડીભર હું તો તેમની

પાસે જવાનો વિચાર આવતાજ કંપી ઉઠયો સારા સુરતમા અફઝલખાન અને શિવાજીનો પ્રસંગ ચર્ચાયો હતો જાવલીના સરદાર ચંદ્રરાવને જડમૂળથી ઉખેડી નાખનાર શિવાજીની ધાક આખા ઉત્તર હિન્દુસ્તાનમા બેસી ગઇ હતી સ્મિથે છ વર્ષ પહેલાજ શિવાજીની ભેટ લીધી હતી, ને તેની આકૃતિ વિષે, સ્વભાવ વિષે, એટએટલી વાતો ફૅક્ટરીમા ફરીફરીને ચર્ચાઈ હતી કે જેને અમે એક પ્રજાનો નાશ કરનાર ભયંકર પુરુષ માનતા હતા તેની સમક્ષ આજે જતા મને ભારે ભય લાગ્યો મને એમ થઇ આવ્યુ કે ચોક્કસજ એક માણસ નમ્ર તલવારથી મારો શિરચ્છેદ કરી નાખશે, પણ હવે તે બધા વિચારો નકામા હતા. હું હિમતભેર દૂતની સાથે નીકળ્યો

- છેટેથી મે જોયુ તો એક સાદા ઓટલા ઉપર તદ્દન સાદી ચટાઇ પાથરી તેના પર શિવાજીમહારાજ બેઠા હતા પાસે એક કૂવો હતો, ત્યા કેટલીક પણીઆરીઓ પાણી ભરવા આવી હતી તેમની કેડેથી ઉતરી ઉતરી ઓટલા પાસે શિવાજીમહારાજ સામે કેટલાક છોકરા ઉભા હતા મહારાજ તેમની સાથે સરળભાવથી વાતો કરતા હતા અને હસીહસીને છોકરાને પાસે બોલાવી તેમના હાથમા ફળફૂલ આપતા હતા, પણ જ્યારે મે જોયુ કે તેમની પાસે કોઇ અંગરક્ષક નથી ત્યારે મારા મનમા મે એક ગાઠ તો બાધીજ લીધી કે આ માણુસમા બીજું ગમે તે હોય, પણ વિશ્વાસઘાતનુ તો એક બુંદ સરખુ પણ નથી શિવાજીમહારાજ પણીઆરીઓમાથી પણ ઘણીની સાથે વાત કરતા હતા અને તેમના નાના નાના દુઃખની વાતો પણ એમના હિસાબમા છે એવુ જોતા મને ખાત્રી થઇ ચૂકી કે હુ જેની સામે ઉભો છુ તે સુરતનો લૂટનાર શિવાજી નથી, પણ ગુરુ રામદાસનો આદર્શ શિષ્ય શિવાજી છે. મારી બધી બીકણુ કલ્પના અને સ્મિથે આપેલુ વર્ણન ચાલ્યા ગયા. હુ મારૂ કામ પણ ભૂલી ગયો અને મને લાગ્યુ કે જેનો પ્રતાપ આટલો ગાજે છે તેના હૃદયમા તો દયાના સરોવરો ભર્યા છે મવાલીમા પ્રાણ પૂરનાર આ પુરુષને જોતા મને પહેલીજ વખત લાગ્યુ કે ખરેખર આજ મે એક મહાન્ પુરુષ જોયો છે

પરતુ તે દિવસે મને મહારાજના દર્શનજ થયા, મુલાકાત ન થઇ શકી. કારણુ કે મહારાજને કામ હોવાથી થોડીજ વારમા તે બીજે જતા રહ્યા. હુ મારે મુકામે આવ્યો, પણ હવે તો એક વખત શિવાજીમહારાજને જોયા પછીજ ચેન પડે એવી મને એમની મોહિની લાગી '

બીજે દિવસે સાજના વખતે મને તેડવા માટે ફરી દૂત આવ્યો. હુ કિલ્લામા ગયો તો ત્યા આજે સુરતની લૂટના માલનુ પ્રદર્શન ભરાયુ હતુ ખૂબ ચોકસાઇથી બધો માલ ગોઠવવામા આવ્યો હતો મોટા મોટા ઇરાની ગલીચા પર સોનારૂપાના વાસણોમા મોતીની માળાઓ, મોટા પાણીદાર હીરા, માણેક, પોખરાજ ને નીલમ પડ્યા હતા અમદાવાદી કિનખાબ ઉપર ઉંચા પ્રકારનું ભરતકામ કરેલા બહુમૂલ્ય વસ્ત્રો પણ હતા. પાટણના પટોળા, ઢાકાની મલમલના તાકા,* બનારસી

* જે દિવસે શિવાજીએ સુરત લૂંટયુ તેજ દિવસે દિલ્હીનો એક વેપારી ઢાકાની મલ-



શિવાજી મહારાજ છોકરાઓને પાસે બોલાવી ફળફૂલ વહેંચે છે

વાસણો ને હિંદી આગ્રાના હુક્કા—એવી એવી અનેકવિધ બહુમૂલ્યવાન વસ્તુઓ ત્યાં હતી; પણ મારી નજર તો પેલી મારી માની છબીવાળી પેટી પડી હતી ત્યાં હતી. બસ, એજ પેટી અને એજ તસ્વીર ! એ કેટલી પાસે પડેલી હતી અને છતા કેટલી દૂર હતી !

આજે લોકોની ધમાલ હતી. સૌ જોઇજોઇને નવાઇ પામતા હતા પાસે એક ગાલીચાપર શિવાજીમહારાજ બેઠા હતા તેમણે લાલ કસુંબલ પાઘડી બાંધી હતી અને તેનાપર જડાઉ શિરપેચ શોભી રહ્યો હતો

પહેલે દિવસે તો શિવાજીમહારાજને દૂરથી જોયા હતા; આજે છેક નજીકથી નિહાળ્યા એમના રાજપૂત ઘાટનું કંઇક વાંકું નાક એમને જૂદુંજ રૂપ આપી રહ્યું હતું. શિવાજી ઠીંગણા હતા, પણ એમનો બાંધો બહુ સપ્રમાણ હતો સૌથી વધારે મહત્ત્વની તો એમની આંખો હતી, તેમાંથી તેજની ધારા છૂટતી હતી. મોરોપંત પિંગલે અને તાનાજી માલુસરે ત્યાં પાસેજ ઉભા હતા. ગાદીની પાછળ થોડે દૂર બે ભાલેદાર ઉભા હતા મને જોઇને મહારાજે તરત સવાલ કર્યો, 'ફીરંગી લોક, કેમ આવ્યા છો ?' મે વિનયથી જવાબ વાળ્યો, 'આપના દર્શનની અભિલાષા હતી, તેમજ મારી એક પેટી સુરતથી મેળવેલી લૂંટમાં છે. પેટીમા કાંઇ કિંમતી ચીજ નથી, પણ મને એ બહુજ પ્યારી છે તેમા મારી માની એક તસ્વીર છે આપ એને પાછી આપવાની કૃપા કરો ' થોડીવાર રહીને મહારાજે જવાબ વાળ્યો, 'એનું મૂલ્ય રાજકોષમા આપીને લઇ જાઓ '

પણ હું તો ખાલી ખીસ્સે હતો મારા અને ગોપાળના ઘોડા પણ રાજની મિલ્કત લેખાઇ ચૂક્યા હતા મે કહ્યું, 'અમારા મહાન કવિ શેક્સપિયરે કહ્યું છે કે રાજપદ સિંહાસનમા નથી, મનમા છે.' પણ આ વાક્યની મહારાજપર કાંઇ અસર થઇ નહિ. તેમણે મો મલકાવ્યું ને જવાબ વાળ્યો, 'ફીરંગી લોક, તમારી વાત સાચી છે, પણ સુરતની લૂંટ હવે તો પ્રજાની થઇ ચૂકી છે એમાંથી હું કેમ કાંઇ ખર્ચી શકું ?'

આ વાર્તાલાપ થયા પછી ત્રણચાર દિવસમા રાયગઢ છોડવાનો મને હુકમ મળ્યો

હું જે દિવસે રાયગઢ છોડવાનો હતો તેને આગલે દિવસે કિલ્લાના પહાડી સ્થાન પર આથમતી સંધ્યા જોતો હું બેઠો હતો ઈગ્લાંડનો ધુમસથી વીંટાએલો દરિયાકીનારો મારી નજર આગળ તરતો હતો પાંચ હજાર ગાઉ દૂરથી મારૂ ચેલ્સી ખૂણેખાંચરે પડેલું મકાન આંખો આગળ તરવરી રહ્યું હતું. રાયગઢની ટેકરીઓમા અંધકાર ફેલાવો શરૂ થયો હતો મારી નજર દૂર દૂરનો ભાગ મૂકી પાસેના સ્થાન જોવા મંડી મારી સામેના રસ્તાપર એક સાદો મરાઠો સિપાઇ ધીમે પગલે ચાલ્યો જતો હતો થોડે દૂર એ ચાલ્યો ન ચાલ્યો, ત્યાં ત્રણ જણા પાસેની ઝાડીમાંથી નીકળી એને વીંટી વળ્યા. ત્રણે જણાના હાથમા ઉઘાડી તલવારો હતી.

---

મહાના તાકના ગાડા ભરી સુરતમા આવેલો હતો. તે પણ લૂંટના જથ્થામાં આવી ગયાનો ઐતિહાસિક પુરાવો છે.

વીજળીના ઝબકારા જેમ મરાઠા સિપાઇની તલવાર નીકળી ને થોડીવારમા હવામા સરસરાટ થવા માડ્યો તલવારો અથડાવા લાગી હુ તો પળવાર સ્તબ્ધજ બની ગયો, પણ એ અસર તરત ગઈ ને હુ હતો ત્યાથી વિજળી વેગે તેમના તરફ દોડ્યો. મારી પાસે હથિયારમા માત્ર એક લાકડી હતી તે બરાબર ફેરવીને મે ત્રણમાના એકના માથામા એવા તો જોરથી ઘા કર્યો કે તે ગોઠણીઆભેર નીચે પડી ગયો એ જોઇને બીજો તરત મારા તરફ ફર્યો તેણે મારા પડખા પર તલવારનો ઘા કર્યો, પણ તે મારા ઓવરકોટમા અફળાઇ તલવાર અદર પેસી રહી ફરી એ તલવાર ખેચે તે પહેલા તો મે તેને એક પથ્થરપરજ પટકાવી માર્યો ને તેની છાતીપર ચઢી બેઠો મારી સામે હવે બે જણા લડી રહ્યા હતા મરાઠા સિપાઈએ પેલાને એકજ ઘાથી ઉડાવી દીધો, પણ એ જોઇ મારી નીચે પડેલો આદમી છટકી ગયો ને ઝાડીમા અદૃશ્ય થઇ ગયો

'ફિરગી બહાદુર ! '

એ શબ્દો સાભળતાજ હુ આશ્ચર્ય પામ્યો હુ પાસે આવ્યો 'કોણ મરા. .'

પણ મારા શબ્દો મોમાજ રહ્યા મહારાષ્ટ્રના સ્વામી શિવાજીમહારાજ પોતેજ સાદા મરાઠા સિપાઇના વેષમા મારી સામે ઉભેલા હતા મે એકદમ વાક્ય ફેરવ્યુ 'કોણ મહારાજ. '

'ફિરગી બહાદુર !' શિવાજીમહારાજ બોલતા હતા, 'આજ તે મહારાષ્ટ્રની લાજ રાખી છે તે મારો પ્રાણ બચાવ્યો છે–પ્રાણથી પણ વહાલો યશ સાચવ્યો છે; બોલ હુ તને શુ આપુ ? '

હુ કઈ બોલુ તે પહેલા તો મરાઠા સિપાઇઓ ચારે પાસથી દોડતા આવતા હતા તેમાના કેટલાકના મોપર મૃત્યુ જેવી ફિક્કાસ હતી દગાનુ નામ સાભળીનેજ કઇ અમગળની કલ્પનાથી તેઓ વ્યગ્ર બન્યા હતા થોડીવારમા બને લાશ ઉપડી ગઈ ! હુમલો કરનાર ત્રણે મુસલમાન હતા ને દીન ઇસ્લામના શત્રુને મારવા તેમણે આ યુક્તિ ગોઠવી હતી

બીજે દિવસે સવારે ભરસભામા મારી પ્રશસા કરીને શિવાજીમહારાજે કહ્યુ 'ફિરગી બહાદુર, તારે જે જોઇએ તે માગી લે ! '

અને મારા મનમા શુ હતુ ? મારી માની તસ્વીરવાળી પેલી પેટી

પણ એજ વખતે ડૉ૦ બારટન યાદ આવ્યો મારી માની સાચી તસ્વીરમાં ઇગ્લાડની ભૂમિને કિનારે ફરતા ખલાસીઓ યાદ આવ્યા એમના માટે હુ કાઇક કરૂ એ પ્રેરણા મને વ્યાપી ગઇ મે કહ્યુ, 'મહારાજ ! મારા જાતભાઇઓને આપના રાજ્યમા વેપાર કરવાની છૂટ આપો ! '

મહારાજના મોપર આછુ સ્મિત ફેલાયુ, 'બહાદુર પુરુષ ! થોડા દિવસ પહેલાં તો તે તારી પેટી માગી હતી '

'જી મહારાજ, પણ મારા દેશભાઇઓનુ મેં હિત કર્યું છે એની યાદ મને મારી માની તસ્વીર કરતા પણ વધારે વહાલી લાગે છે '

શિવાજીમહારાજે પેલી પેટી અને બીજી મૂલ્યવાન વસ્તુઓ મને આપવા

હુકમ કર્યો; તેમા એક સુન્દર મોતીનો હાર પણ હતો હજીયે એ હાર હુ જોઉં છુ ત્યારે વીર શિવાજીની તેજભરી મૂર્તિ મારી નજર આગળ ખડી થાય છે ' ધૂમકેતુ '

## ૩—કલ્યાણકારી શિવજી

(લે૦ શ્રી. સ્વામી શ્રદ્ધાનન્દજી મહારાજ)

જીસ સમય સારે ભારતવર્ષપર જીહાદી સસ્કૃતિ કા (યદિ સસ્કૃતિ ઇસે કહા જા સકે) આક્રમણ હો રહા થા, જબ આર્યસસ્કૃતિ કો મુહ છિપાનેકા સ્થાન દિખાઇ નહી દેતા થા, જબ હતાશ હિન્દુ અપની જાન બચાને કે લિએ મોહમ્મદી મત કી શરણ લેના હી જીવન સમઝતે થે ઉસ સમય આત્મવિશ્વાસી સતોકે ચરણોમે પલે હુએ એક બાલક ને આર્ય–ધર્મ ઔર સસ્કૃતિ કી રક્ષા કા ઝુડા ખડા કર દિયા. રાજપૂતી અભિમાન ઔર નાસ્તિકપનકે ધમડકો દૂર સે હી પ્રણામ કરકે ઉસને સમર્થ રામદાસ કે ચરણોમે શિર રખ કર ભગવે ઝંડે કો સિંહગઢ કી ઉંચી ચોટીપર ખડા કર દિયા

ઇસ યુવક કા નામ સેવાજી વા સિવાજી લીખા ઔર બોલા જાતા હૈ યહ સબ શિવજી કા અપભ્રશ હૈ આર્યહિન્દુધર્મ બડે સકટ મે તલમલા રહા થા, ઉસકી જાન કે લાલે પડે હુયે થે, મુહમ્મદી મગરમચ્છ ઉસે હડપ જાને કે લીએ તૈયાર થા જબ કલ્યાણકારી શિવજીને નિર્ભયતા ઔર રક્ષાકી ઘોષણા કર દી.

૨૨ વૈશાખ સવત્ ૧૯૮૧ કે દિન પૂના સે મહારાષ્ટ્ર દેશ કી ભૂમિ કે ઉત્સાહજનક દશ્ય દેખતે હુએ મૈં સિહગઢ કે ચરણો મેં પહુચા ૪૦ વર્ષ સે જો ઉત્કટ ઇચ્છા ઉસકી ચોટી પર પહુચને કી થી વહ પૂરી હુઇ ઇસ સમય શિવજી મહારાજ કે બનાએ દુર્ગ કે ચિન્હ દૂર કરને મે કસર નહી છોડી ગઇ, પરન્તુ ઉસકી વાપી, તડાગ કે સુદર, શાન્તિદાયક જલ ઔર ઉસકી શીતલ ઉત્સાહજનક વાયુ કો કોઇ માનનીય શક્તિ ઉસ ચોટી સે હટા ન સકી મૈંને ઉસ કમરેમે બૈઠકર જહા લોકમાન્ય તિલક ને કર્મવીરતા કા સદેશ ચરસિયા વૈરાગ્ય મે લિપ્ત ભારતનિવાસિયો તક પહુચાને કે લીએ ' ગીતારહસ્ય ' કો પ્રેસ કે લીએ સશોધિત કિયા થા, જહા લોકમાન્ય કે સબધ મે જો કુછ માલૂમ થા ઉસે મૈંને લેખિની ઔર પત્ર કે હવાલે કિયા વહા દહિને હાથ પર સિર ટેક કર ૩૦૦ વર્ષ પૂર્વ કે દશ્યો કા સ્વપ્ન દેખને લગા સામને દેખા કી દો ઔર પહાડિયો પર બડે જબરદસ્ત દુર્ગ હૈ ઔર ઉનસે પરે સારા મહારાષ્ટ્ર દેશ પહાડી ચોટિયો સે ભરા હુઆ હૈ દિલ્હીપતિ કે ગઢ મે ટિકાએ હુએ રાજપૂત સમઝ બૈઠે હૈં કિ પહાડી ચૂહે કી સમાપ્તિ હોગઇ હૈ મુગલ બાદશાહ ઔર ઉસકે દક્ષિણ હિન્દ કે સેનાપતિયો ને સમઝ લિયા હૈ કિ હિન્દુ ડાકૂ ઉનકે મુકાબિલે મે આને કા સાહસ નહી કરેગા

મૈં દુર્ગ કી પરિક્રમા કે લિયે ઉઠ ખડા હુઆ શિવજી કે છોટે બેટે વીર સભારામ કી સમાધિ સે હોતા હુઆ દુર્ગ કી દીવાર કે જહા તહા ચિન્હ દેખતા હુઆ એક ઓર જા પહુંચા તો વહા ઐસી દીવાર બની હુઇ થી જીસે ભૂલભૂલૈયાં

કહ સકતે હૈં. પર્વત કી એસી સીધી ચઢાઇ હૈ કિ દિન કો મનુષ્ય મુશ્કિલ સે પહુચતે હૈં, રાત કા તો કોઇ ખટકા હી નહીં મૈં ઉસી સ્થાનપર ખડા હો ગયા મેરે પથદર્શક ને નીચે કી ઓર ઇશારા કરકે બતલાયા ઔર મુઝે ઐસા માલૂમ હુઆ કી રાતકા સમય હૈ, તાનાજી માલુસરે અપને પીછે ૩૦૦ દઢાગ માવલિયો કો સાથ લેકર હિમ્મત સે ચઢતે ચલે આતે હૈં ઉપર આતે હી પહિરેદાર કો દબોચ લિયા ઔર "હર હર શંકર" કા નાદ કર કે ગઢકી સેના પર જા ટુટે અપને સે કઇ ગુના સેના કે પૈર ઉખાડ દિયે, ઉસ સમય તાનાજી ઉસી સ્થાન પર ખેત રહે તબ તાનાજી કે ભાઇ સૂર્યાજી ને ઉનકે આરંભ કિયે કામ કો સમાપ્ત કિયા

મે ફિર આગે ચલ દિયા. વહ દેખો ઘોડે કા સવાર આસન જમાએ કઠિન દુર્ગ કે ઉપર ચઢા આ રહા હૈ કયા યહ સ્વર્ગીય ઘોડા હૈ કિ ઇસકે પૈર જમે ચલે આતે હૈં, ઔર કહી ઉખડતે નહી તાનાજી કે મૃતક શરીરકે પાસ સવાર ઘોડા ખડા કર લેતા હ ઔર રુદ્રરૂપ શિવજી ઉતરે કર તાનાજી કા શિર અપને હાથ સે ઉઠાતે હૈં ઐસે નરસિંહ કે મારે જાને પર થોડી દેર કે લિએ શોકાતુર હોતે હૈં, પરંતુ ઉસી સમય ઉઠકર ઘોષણા કરતે હૈ—" સિંહને જીતા ઇસ લિયે ઇસકા નામ આજસે સિંહગઢ હુઆ " ઉસ સ્થાન પર તાનાજી કી સમાધિ કો દેખ મુઝે દુઃખ હુઆ ઉસ પર એક છતરી ઔર સિંહકા રાસા ખુદા હોના ચાહિએ મૈને ઐસા શ્રી નૃસિંહ ચિન્તામણિ કેલ્કર કો કહા ભી થા

શિવજી કા ઐશ્વર્ય બઢતા ગયા ઔર જબ ઉન્હો ને ઇસ નશ્વર શરીર કો છોડા ઉસ સમય ભારતવર્ષકા બડા ભારી ભાગ જહાદી આક્રમણો સે મુક્ત હો ચુકા થા મુસલમાની બાદશાહત કે અન્તિમ સમય ઉસકી નિર્બલતા કે કારણ કઈ નએ રાજ્ય ઉઠ ખડે હુએ થે, પરંતુ ઉનમે કોઇ સ્થિરતા નહી થી. ઉનકી નહમે યહ અસલ કામ કરતા થા કિ જબરદસ્ત ને નિર્બલો કો દબા લિયા ઔર અપના સ્વાર્થ સિદ્ધ કિયા, પરન્તુ શિવાજીને જીસ પ્રજાતંત્ર સામ્રાજ્ય કી બુનિયાદ ડાલી થી ઉસ મેં જાતીયતા કી લહર ચલ રહી થી યદિ કોઈ બલાત્કાર સે મુસલમાન કર લિયા ગયા વા લાલચાદિ સે ઉધર જા મિલા, પશ્ચાત્તાપ કરને પર શિવજીને ઉસકો બિરાદરી મે મિલાને સે ઇનકાર નહીં કિયા સમદર્શી સમર્થ રામદાસ કા આત્મા હી ઉન કે અંદર કામ કર રહા થા ઇસ લિએ જીન માહરોસે હિન્દુ પ્રજા ઘૃણા કરતી થી ઔર ઉન કા અસ્પર્શ બતલા કર દેવમન્દિરોકે સમીપ નહીં જાને દેતી થી, ઉન માહરોકી સેના સજાકર શિવજીને એક જાતીય રાષ્ટ્રકી બુનિયાદ ડાલ દી

એક ઘટના ઇસ સમય બડી વિચિત્ર દેખતે હૈ એક ઓર કલગીધર ગુરુગોવિંદસિંહ અપને પિતા કે કટે હુએ સિર કો ઉનકે પાસ પહુંચાને વાલે ભંગી કો "રંગ રેટા ગુરુકા બેટા" કહ કર ગલે લગાતે ઔર અસ્પૃશ્ય જાતિયો કો અમૃત છકાકર સિંહ બનાતે, ઔર દૂસરી ઓર માહરો કી ફૌજ સજાકર છત્રપતિ શિવજી-મહારાજ ઉન્હે મુગલો ઓર ઉનકે દાસ રાજપૂતો કે સામને ખડા કરતે.

જીસ મરાઠા સામ્રાજ્ય કી બુનિયાદ શિવજીમહારાજ ને ડાલી થી, ૧૫૦ વરસ તક ચલકર વહ સમાપ્ત હો ગઇ. ઉસકી સમાપ્તિ કે કારણોંકે અંદર જાને કા યહ સમય નહીં હૈ યહા જો સ્મરણીય હૈ, વહ યહ–કિ શિવજીમહારાજને જો માર્ગ દિખલાયા ઉસ પર ચલ કર હી આર્યસંસ્કૃતિ ઔર ધર્મ કી રક્ષા હો સકતી હૈ ઉસ સમય પ્રાકૃતિક શાસ્ત્રોંકા પ્રયોગ હો સકતા થા, વહ ભી ઉન્હોને કિયા. આત્મિક શસ્ત્ર કી ઉન્હોને ઉપેક્ષા નહીં કી બડી બડી આપત્તિયોં કે સમયમેં ઉન્હોને સત્ય સ્વરૂપ પરમાત્મા પર વિશ્વાસ કરકે સહન કિયા ઔર કભી હાર નહીં માની આજ આર્યજાતિ ફિર બડી હીન અવસ્થા મે હૈ પ્રાકૃત હથિયારે સે મુકાબિલા કરને કી ઉસમે શક્તિ હી નહીં હૈ ઉસકો આત્મિક શસ્ત્રો સે હી પ્રાકૃતિક આક્રમણોં કા સામના કરના હૈ ઉસ મે ભી રક્ષા કી ઉપેક્ષા નહી કી જા સકતી **રક્ષા કે લિયે વિરોધી શક્તિયોં કે સામને ખડા હોના હી પડેગા,** તબ આર્યજાતિકા વાસ્તવિક કલ્યાણ હોગા

આજ પ્રત્યેક ભારતનિવાસી કો અપને કર્તવ્ય પર વિચાર કરને કી આવશ્યકતા હૈ

## ૪–શિવાજીરાજ્યાભિષેક

૧૬૭૪ કે પાવસ કાલ કા પ્રારંભ હૈ વિજયી મહત્ત્વાકાંક્ષી સેનાપતિ અપની સેનાઓં કો આગામી યુદ્ધોંકે લિએ તૈયાર કરને કે લિએ, સરદી ઔર ગરમી કી પ્રચંડ વિજય યાત્રાઓં સે થકે હુએ વીરોં કો આરામ દેને કે લિએ પાવસ–કાલ કી પ્રાકૃતિક શોભા કો નિહાર કર પ્રસન્ન હો રહે હૈં પૂર્વ યુદ્ધોં મે પરાજિત વીર સચિન્ત હૈ પ્રકૃતિ શોભા ઉનકે લિએ દુઃખદાયિની હો રહી હૈ વર્ષા કે જલકણ ઉનકે લિયે વિષકણ બન રહે હૈ બિજલી કી ચમક દમકકો દેખકર પરાજિત વ્યક્તિયોં કો વિજેતા શત્રુકી તેજ તલવાર દિખાયી દેતી હૈ બાદલોકી ગર્જના સુન કર વિપક્ષી કે તોપખાને ઉસે ચિન્તિત કરને લગતે હૈ ઉમડતે હુએ નદીપ્રવાહ, ઉસકે સામને અલંઘનીય સમુદ્ર બન રહે હૈં વર્ષાઋતુમે વનદેવી ને અનૂઠા શૃંગાર સજાયા હૈ કુંજ ઔર ઉપવનોકી શોભા, પર્વતમાલાઓંકે પેચીદે ચક્કરદાર માર્ગોં પર હરી ચાદર બિછા રહી હૈ પરાજિત શત્રુ, ઇન કુંજ ઔર સઘન ઉપવનોંકો શત્રુકે ગુપ્ત સ્થાન સમઝ રહા હૈ

આજ વિજાપુર કે રસિક દરબારિયોં કી યહી હાલત હૈ શિવાજીકી ઘુડસવાર સેના કી ટાપોં ઔર મુગલાઇ સેના કે પ્રચંડ તોપખાનોં સે કંપિત વિજાપુર દરબાર કો, પાવસ કી શોભા કે રમણીય દૃશ્ય ચિન્તિત કર રહે હૈ ચારોં ઔર ઉન્હે ચિન્તા પરાજય ઔર ભય કે ભૂત દિખાઇ દે રહે હૈં; પરંતુ આઇએ, જરા રાયગઢ કી રૌનક દેખેં વહા નિરાલા હી રંગ હૈ બડે બડે શાસ્ત્રી, બ્રાહ્મણ, રાજપૂત, વકીલ અપને શાનદાર પહરાવોં મે ઉત્સુકતા ઔર આશાભરી નજરોં કે સાથ આગે બઢે આ રહે હૈ. પહાડી લોગ નિશ્ચિન્ત હો કર ઘાટિયોંકે કુંજોં મે આંખ મિચૌની કી ખેલ ખેલકર આનન્દ ઔર નિશ્ચિંતતા કે ગીત ગા રહે હૈ. રાતદિન આઠોંપહર

ઘોડોકી નગી પીઠપર સવાર રહનેવાલે માવલિયે ભી આજ આનંદ મના રહે હે.

ઓહ ! ! ! યહ આનંદકી તૈયારીયા કૈસી, આઇયે જરા દેખે શિવકે ગણોકી વિજયદુન્દુભી કહા બજ રહી હૈ કાશી કે પ્રસિદ્ધ પંડિત અપની શિષ્યમંડલીકે સાથ રાયગઢ પહુંચ આયે. ઉત્તર ઔર દક્ષિણ સબ ઓર ગાગાભટ્ટકી વિદ્વત્તા કી ધાક જમી હુઇ હૈ વિજયનગર કે પ્રસિદ્ધ પંડિત વિધારરાયને આર્ય સાહિત્ય કા પુનરુજ્જીવન કર આર્યધર્મ મે ક્ષત્રતેજ કા સંચાર કિયા થા આજ ભી ગાગાભટ્ટને ચિરકાલસે મંદતેજ, પ્રભાહીન ક્ષત્રતેજ કો દક્ષિણ મે ફિર ચમકાને કે લિએ અભિષેકયજ્ઞદ્વારા તીર્થજલો કે સિંચન સે શિવાજીકો સ્નાન કરાનેકા શુભ સંકલ્પ કિયા હૈ એક ઓર પ્રકૃતિ દેવી વીર પુત્ર કા અભિષેક કર રહી હૈ, દુસરી ઓર રાજગઢ કે ઉંચે મંચપર બ્રહ્મતેજ કે પ્રતિનિધિ ગાગાભટ્ટ તીર્થોદકો તથા પવિત્ર ચરુપયોસે શિવાજીકો સ્નાન કરાને કે લિયે દીક્ષિત હુએ હૈં આર્ય રાજાકા અભિષેક આર્યપદ્ધતિ કે અનુસાર હી હોના ચાહિયે ગાગાભટ્ટ ને પ્રાચીન સાહિત્ય કા પઠન કર અભિષેકપદ્ધતિ કા નિર્માણ કિયા યહ રાજ્યાભિષેકોત્સવ કિસી મહત્વાકાક્ષા કી ઇચ્છા કો પૂરા કરને કે લિયે નહી સજાયા ગયાથા—અપિ તુ ઇસ રાજ્યાભિષેકદ્વારા આર્યજાતિ કે ક્ષત્રતેજ કો પ્રકાશિત કરના અભીષ્ટ થા શિવાજી તો નિમિત્તમાત્ર થા ઉસ સમય કે રામદાસ આદિ ધાર્મિક ગુરુઓ ને શિવાજી કો ઇસ શુભ કાર્ય કે યોગ્ય ઉત્તમ સાધન સમઝા થા યદ્યપિ પ્રત્યક્ષત શિવાજીકા કિસી પુરાને રાજઘરાનેસે સંબંધ ન થા—ના હી ઉનકા વ્રતબંધસંસ્કાર હુઆ થા—પરંતુ યે બાહર કી બાધાએ ઉસ્કે રાસ્તે મે બાધક નહી હુઇ ગાગાભટ્ટ કર્મ સિદ્ધાન્તકો માનને વાલે થે શિવાજી ને સચ્ચે ક્ષત્રિય કે ધર્મકા પાલન કિયા થા અત વ્રત બંધ આદિ કરા કર ઉન્હેં અભિષિક્ત રાજા બનાને મે સંકોચ નહી કિયા ગયા આજ ભી હમ દેખતે હૈં કિ બડે બડે બ્રાહ્મણ બ્રહ્મતેજકે જ્વલંત સ્વરૂપ મહાત્મા ગાધી કે સામને સિર ઝુકાને મે અહોભાગ્ય સમઝતે હૈ અવતારી પુરુષોકી યહી વિશેષતા હોતી હે જન્મ તથા લૌકિક બાધાએ ઇનકી ગતિ તથા તેજ કો નહી રોક સકતી કૃષ્ણ ભગવાન કે સામને દ્રોણ જૈસે બ્રાહ્મણ ભી શિર ઝુકાતે થે નેપોલિયન યદ્યપિ રાજઘરાનેકા નહી થા, પરંતુ ઉસકી તેજસ્વી ચેહરેકે સામને મુકુટધારી યૂરોપીય રાજાઓને અપને શિર નમાયે શક્તિશાલી તેજસ્વી વ્યક્તિ હી અસલી રાજા હૈ આજ સ્વદેશમે કિતને હી પુરાને રાજઘરાનોકે નામપર અભિમાન કરનેવાલે દેશી રાજે મહારાજે બ્રિટિશ પાર્લિયામેન્ટકે નોકર, વાયસરાયકે સામને સિર ઝુકા રહે હૈં શક્તિ ઔર તેજ ચાહીએ **જિસકા તેજ ઉસીકા રાજ** શિવાજીકા તેજ ચારો ઓર ફૈલ ગયા થા અત ઉનકે સિવાય દૂસરા કોઇ વ્યક્તિ નહી જો રાજતેજ કે ચિન્હરૂપ અભિષેકતિલક કો ધારણ કર સકે

નિશ્ચિત તિથિ સે દશ દિન પૂર્વ વ્રતબંધ પુણ્યાહવાચન આદિ વ્રતપરાયણ હોતે રહે આખિર જ્યેષ્ઠ શુક્લ ૧૩ અથવા ૧૬૭૪ સન ૬ જૂન કા મંગલ દિન આ પહુંચા યહ દિન મહારાષ્ટ્ર કે ભાગ્યોદય કા દિન થા ઇસ સમારોહ કે દિને

મહારાષ્ટ્ર કે કોને કોનેમે કૈસી ચહલ પહલ હોગી–ઇસકા અનુમાન હી લગાયા જા સકતા હૈ ભારતીયો ને વિદેશી સમ્રાટ પચમ જાર્જ કે સ્વાગત કે લિયે કિતના સમારોહ કિયા થા.

ઉસ સમય તો સ્વદેશી રાજા થા, ઉસકે અભિષેકોત્સવ મે સ્વતન્ત્ર રાષ્ટ્ર ને જો ખુશિયા મનાયી હોગી ઉસકા પ્રત્યક્ષ દશ્ય દેખના હો તો યૂરોપ કે કિસી સ્વતન્ત્ર રાષ્ટ્ર મે રાજ્યાભિષેક દિન કી તૈયારિયો કો દેખીએ પરાધીન ગુલામ ભારતનિવાસી તો નિરન્તર પરાધીનતા કે કારણ ઇસ અલૌકિક સુખ કી કલ્પના કરને કે અધિકારી ભી નહીં રહે

હમ પાઠકો કે સામને તાત્કાલિક ઐતિહાસિક લેખ કે આધારપર ઉસ દિન કે સમારોહ કા અવિકલ વર્ણન ઉપસ્થિત કરતે હૈ

" સબ લોગ મગલસ્નાન કર બહુમૂલ્ય વસ્ત્ર, ભૂષણ આદિ ધારણ કર સભામડપ મે ઉપસ્થિત હુએ શિવાજી ભી મગલ સ્નાન કર, અલકાર*ધારણ કર, કુલગુરુ બાલભટ્ટ, ભવાની ઔર માતુશ્રી જિજાબાઇ કી ચરણવન્દના કરકે સ્ત્રીપુત્ર કે સાથ ઠીક મુહૂર્ત મે સિહાસનપર વિરાજમાન હુએ રાજ્યાધિકારી વર્ગ, પ્રધાન, સેનાપતિ સચિવ ભી રાજસી ઠાઠમાઠ કે સાથ મડપ મે પહુચે સવા હાથ ઉચા સિહાસન બનાયા ગયા ઇસિ સુવર્ણમડિત આસન પર મહારાજ બૈઠે સાથ હી શ્રીમતી સોયરાબાઇ યુવરાજ સભાજી કે સાથ બૈઠી. સિહાસન કે ચારો ઓર ચારો દિશાયો મે યથા સ્થાન અષ્ટ પ્રધાન, હાથ મેં સુવર્ણકલશ લિએ હુએ દિગ્પાલો કી તરહ ખડે હુએ

અષ્ટપ્રધાન કે ચારો ઓર રાજકોષ ઔર શાલાયો કે અધ્યક્ષ ખડે હુએ મિત્રમડલી ઔર માડલિક રાજા ભી યથાસ્થાન ખડે હુએ મગલ મુહૂર્ત કી પ્રતીક્ષા કરને લગે ઠીક મુહૂર્ત મે બ્રાહ્મણવર્ગને મત્રોચ્ચારણપૂર્વક મગલાક્ષત કી વૃષ્ટિદ્વારા શિવાજી મહારાજ કો પવિત્ર કિયા આમ્રપલ્લવો દ્વારા તીર્થજલોસે ઉનકો અભિષિક્ત કિયા " ઇસ અભિષેક કે બાદ શિવાજી સુસજ્જિત સિહાસનપર આસીન હુએ વહા પર બૈઠતે હી બ્રાહ્મણો તથા એકત્રત જનસમાજ ને શિવાજીપર સે-ચાદી કે ફૂલો કી વર્ષા કી બ્રાહ્મણો ને આશીર્વાદ દિયા સારા રાષ્ટ્ર ૧૦૮ તાપા કી ગર્જન સે ગૂજ ઉઠા

ઇસ ગર્જન કો સુનકર શત્રુઓ કે દિલ દહલ ગયે ભક્તો કે દિલ આનન્દ સાગર કી તરગો મે ઉછાલિયા લેને લગે જિજાબાઇને ઇસ દશ્ય કો દેખકર દિલદિલમે અપને કો ધન્ય કહા અભિષેકસસ્કાર નિર્વિઘ્ન સમાપ્ત હુઆ શિવાજી કી સુવર્ણતુલા હુઇ શિવાજીકા વજન ૧૬૦૦૦ હોન હુઆ (યા ૧૪૦ શેર) વિદ્વાન બ્રાહ્મણો કો દક્ષિણા દી ગઇ ગાગા ભટ્ટ કો એક લાખ રુપએ ઔર બહુમૂલ્ય વસ્ત્રાભૂષણ દક્ષિણા મે દિએ ગએ પ્રત્યેક ઋત્વિજ કો ૨૪- હજાર રૂપયે કી ભેટ દી યોગ્યતાનુસાર ઉપસ્થિત અભ્યાગતો કી પૂજા હુઈ બ્રાહ્મણપૂજા કે બાદ અષ્ટપ્રધાનો કો ઉનકે પદો કે અનુસાર રાજચિન્હ સે અકિત પદચિન્હ દેકર રાષ્ટ્ર મે નવી વ્યવસ્થા ચલાઇ

